# પ્રસ્થાન

। दृष्टिपूतं न्यसेत्पादम् ।



તંત્રી : રામનારાયણ વિશ્વનાથ પાઠક :

પ્રકાશક : ગુજરાત સાહિત્ય મંદિર :

# પ્રસ્થાન

( સં. ૧૯૮૨: વૈશાખ થી આસો )

## લેખોની અનુક્રમણિકા

પુસ્તક ૨ અંક ૧ થી ૬

## લેખકોની અનુક્રમણિકા

છે. સ્ત્રી તેના રૂપ, શરીરસ્વાસ્થ્ય માટે ચિંતા રાખે છે. આત્મા મુક્તિ તરફ લક્ષ્ય રાખે છે. પ્રકૃતિ આ દેહના રક્ષણાદિ માટે રાખે છે. અને તેથીપ્રકૃતિ સામે બંડ કરીને, તેને બંધનકારક માનીને, ભારતમાં માણસ સંન્યાસ લે છે. પણ બન્ને એકબીજાનાં પૂરક છે. એક બીજા વિના ટકી શકે નહિ. આત્મા વગરનું શરીર શબ અને શરીર વગરનો આત્મા ભૂત છે અને બંનેથી ભય કે જુગુપ્સા થાય છે.

Beauty is that which is beyond necessity. (ઐહિક જરૂરિયાતોથી પર તે સૌંદર્ય.) ઝાડ ઉપર ફુલ થાય છે અને તેમાંથી ફળ થાય છે પણ ફુલનો ગંધ, રંગ વગેરે આવશ્યક નથી અને તે જ સુંદરતા. માતા બાળકને ખવરાવે, પીવરાવે અને શરીરને પોષે તે આવશ્યક પણ સ્નેહનાં લાડ લડાવે એ સુંદરતા. સંતતિ માટે સ્ત્રીપુરુષનું લગ્ન તે આવશ્યકતા, પણ સ્ત્રીપુરુષનો પ્રેમ અને સ્નેહસંબંધ તે સુંદરતા: યૂરોપીઅન લોકો આજની લડાઇઓમાં લડે છે પણ તેમાં ૨૦ માંથી ૯ માણસ, શી રીતે બચાય એ પ્રશ્નને લક્ષ્યમાં રાખી લડે છે; પણ રજપુતો જે લડાઇ લડતા તે પ્રાણાર્પણની લડાઈ સુંદરતાની હતી. પરમાત્મા જે વૃષ્ટિ વરસાવે છે તે સંબંધમાં કોઇ એક ખેડુતને તેની બહુ જરૂર ન હોય તેથી તેની ઈચ્છા એવી હોય, કે ન આવે તો સારૂં, પણ પ્રભુ તો એમ જ કહે કે વૃષ્ટિ તો વરસશે. તમે તેનો તમારે માટે ઉપયોગ કરો છો તે પરથી વૃષ્ટિ ઓછી કે વધારે નહિ આવે. આવી રીતે જે કંઈ આવશ્યક ઉપયોગિતાની હદની બહાર છે તે તે સુંદર છે. અને પુરુષનાં બધાં કાર્ય તેવાં છે. માત્ર જગત્કાર્ય માટે પુરુષની લગભગ જરૂર નથી, પણ સ્ત્રીની ખાસ જરૂર છે, પણ જ્ઞાન, પ્રતિભા (inspiration), સાહસનાં તમામ કાર્ય તેનાં છે, અને તે કામો ખાસ ઉપયોગિતાવાદ પ્રમાણે આવશ્યક નથી. શેક્સ્પીયર કે કાલિદાસના વિચારોની જગતને તે દૃષ્ટિએ ઓછી જરૂર લાગે છે. પણ ચેતન આપવાનું કાર્ય પુરુષનું છે. દુનિયામાં કોઇ સ્ત્રી પ્રતિભાશાળી લેખક નથી. When the thoughts will soar એ ડેન્માર્કની એક અમીરી બાઇએ લખેલું પુસ્તક માત્ર અપવાદ રૂપે છે. પણ ગૃહવ્યવસ્થા, નૅર્સીંગ, વેપારઆદિ સ્ત્રીનું કામ છે. તે તે કામો સરસ રીતે બજાવી શકે છે.

માહીમબાબુ કરીને એક વીણાવાદ્યમાં બહુ પ્રવીણ પુરુષ હતા. તેઓ ત્રિપુરાના ગુણજ્ઞ રાજા પાસે ગયા અને તેમની કુશળતા જોઇ તે રાજાએ કહ્યું કે રાસના માસમાં જો તેઓ ત્યાં રહી વીણા વગાડશે તો રોજની ૧૦૦૦ મોહોર આપશે. આથી તેમને એટલું ખરાબ લાગ્યું કે તેમણે કહ્યું કે "આ તમે કહ્યું એટલે તમારા રાજ્યમાં હું નહિ રહું. લાખો રૂપિયા આપો તો પણ આ વીણા તોડીને પણ હું જતો રહીશ." અને તે પ્રમાણે તે જતા રહ્યા. તે રાજા પ્રતિવર્ષે બ્રહ્મપુત્ર પર એક તીર્થમાં જતા. ત્યાં માહીમબાબુ પણ જતા અને ત્યાં તેમણે કહેલું, કે અહીં તમને વીણા સંભળાવીશ. કારણ કે અહીં તમે રાજા નથી પણ એક ગુણજ્ઞ વ્યક્તિ તરીકે છો.

તે એક વખત ઢાકા ગએલા અને બગીચામાં બેઠા બેઠા બાળકો પાસે વીણા વગાડતા હતા. બાબુજીને ઢાકાના નવાબ સાહેબે વીણા સાંભળવા માટે નિમંત્રણ કર્યું. તે વખતે ચારેક બાળકો પાસે એ વીણા વગાડી રહ્યા હતા. ઉત્તર દીધો, કે 'નઆ. જાઓને કહો, કે અહીં ચાર નવા તાજા નવાબ વીણા સાંભળવા બેઠા છે એટલે નહિ અવાય.' નવાબ સાહેબ ગુણગ્રાહી આદમી હતા તે પોતે ત્યાં બગીચામાં આવ્યા. અને પેલાં ચાર બાળકોની

સાથે ચુપચુપ બેસી ગયા! વીણાવાદન પૂર્ણ થયું ત્યારે નવાબસાહેબને જોયા! તેમને પૂછ્યું કે "આપ અહીં કેમ આવ્યા?" નવાબે જવાબ આપ્યો, કે "આ ચાર નવા તાજા નવાબની ભેગો હું પાંચમો નવાબ આપની વીણા સાંભળવા આવ્યો છું." કુટીરમાં જન્મીને કુટીરમાં જ તેમણે જીવન ગાળેલું. જો પૈસાની દરકાર કરી હોત તો થોડા રોજમાં તે ધનાઢ્ય થયા હોત. તેમની પડોશમાં એક શરચ્ચંદ્રની મા વૃદ્ધા રહેતી. તે ગામની દરેક બાઇ અને માણસની ખોડ કાઢતી અને લડતી. તે એક રોજ વીણા વાગતી હતી ત્યારે આવી. બાબુએ જાણ્યું, કે આજે મારી કલાનો જય થયો કારણ કે આવી ડોસી સાંભળવા આવી. તેમણે તે ડોસીને પૂછ્યું કે "ફોઈ! કેમ વીણા સારી લાગે છે ને?" તેણે જવાબ આપ્યો, કે "હું તો એ વિચાર કરું છું, કે આ વીણામાં બે તુમડાં ઘાલીને બે દિવસનું શાક બગાડયું!" માહીમબાબુએ કહ્યું, કે મારો ગર્વ ઉતરી ગયો. ઉપયોગિતાવાદની આ વાતમાં પરાકાષ્ઠા છે. આકાશમાં સૂર્યોદયના રંગો આવશ્યક નથી પણ તેથી જ તે સુંદર છે.

અમેરિકામાં પુરુષોનો મોટો ભાગ ખેતી, વ્યાપારાદિમાં પડી ગયો અને શિક્ષણ માટે સ્ત્રીઓ દાખલ થઇ. બાળકો માટે સ્ત્રીશિક્ષકો વધારે યોગ્ય છે એમ મનાયું અને તેથી શિક્ષણમાં બાહ્ય વ્યવસ્થા સુઘટિતતા આવી પણ પ્રાણપ્રતિષ્ઠા ન થઇ. પુરુષો પ્રતિભા (inspiration) વગરના થઇ રહ્યા. હારવાર્ડ યુનિવર્સિટીમાં બહારથી યુરોપથી શિક્ષકો આવ્યા પણ સ્ત્રીઓએ જે યુવાનોને રૂપ આપેલું તે ભૂમિકા પર એમનું કામ નિષ્ફળ બની ગયું. ઉપનિષદ્ મહાભારત વગેરે જેવાં પુસ્તકોની અનુક્રમણિકા (index) કરનાર અમેરિકન છે. પણ શોધક કે નવાન વસ્તુના ઉત્પાદક બહુ થોડા થયા છે ડૉ. મૉન્ટેસોરી શિક્ષણ-શાસ્ત્રી છે પણ તે ઇંદ્રિયોની કેળવણીમાં જ મંડયાં છે. જ્યારે રૂસોની 'એમીલ' માં અને એવા બીજા લેખકોનાં પુસ્તકોમાં "આત્માને જગાડો" એ ધ્વનિ વાગી ઉઠે છે. આજકાલ યૂરોપ-અમેરિકામાં સ્ત્રીઓ ટ્રામવે, પોસ્ટઑફીસ, રેલ્વે વગેરેમાં પુરુષની હરીફાઇમાં કામ કરી રહી છે પણ એમાંજ પુરુષના કામની મહત્તા છે. કારણ કે તેમણે પણ પુરુષનું કામ સારૂં માનીને જ તે કામ લીધું છે. શિક્ષણની બાબતમાં જ્યાં જ્યાં શરીર અને તેને ઉપયોગી બાબત અન્નવસ્ત્રાદિ મેળવવાની શક્તિનો જ ખ્યાલ રહે ત્યાં સુધી નારીભાવ છે અને તેથી એવું જ શિક્ષણ રહે તો અમેરિકાનો ધ્વંસ બહુ સમીપમાં છે. એની પણ જરૂર છે પણ તે અમુક હદ સુધી. મુખ્ય કામ ચૈતન્યનું-સર્જનશક્તિનું છે તે વિસરવું જોઇએ નહિ. વિદ્યાર્થીઓમાં પ્રતિભા, નવું ઉત્પન્ન કરવાની શક્તિ આવે એ શિક્ષણનું કાર્ય છે. માત્ર વ્યવસ્થા દ્રવ્યાદિનો યોગ વ્યય વગેરેમાં નારીભાવ છે. અમેરિકન લોકો સર્વ દેશમાં વ્યાપારાદિમાં બહુ પ્રવીણ છે પણ જો એટલેથી જ અટકે તો વિનાશ છે. ડાળીની બે ફાડની વચમાં ઉત્પાદક ફણગો રહેલો છે. સ્ત્રી પુરુષની બે ફાડ જુદી હોવા છતાં ભેગી મળે, એ આત્મા મળે, ત્યારે તેમાં મોક્ષ છે. ભેગાં થવું, જુદાં થવું, ભેગાં થવું એમાં જીવન છે. પણ જો નારીભાવ પ્રબળ બને તો પુરુષત્વ ઉડી જાય છે. પુરુષમાં પણ પુનર્જન્મ કે વંશપરંપરાથી ઉતરી આવતું નારીત્વ છે અને નારીમાં પુરુષત્વ પણ છે. પ્રેમ, વ્યવસ્થા વગેરે નારી ગુણ છે; જ્ઞાન, સર્જન વગેરે પુરુષ ગુણ છે. ઉદારતા, ત્યાગ જેવા પુરુષગુણ છે; ક્ષેમ, વ્યવસ્થા નારીગુણ છે. સંસારને માટે બન્નેની જરૂર છે પણ એકલા નારીગુણોથી પ્રગતિ થતી નથી.

શિક્ષણ અને આધ્યાત્મિક સાધના એકજ છે. પુરુષનું જગત્ આત્મિક છે અને સ્ત્રીનું દૈહિક છે. દૈહિક જગત નિયમબદ્ધ છે. આત્માના જગત્માં બંધન નથી, તે મુક્તિનું ક્ષેત્ર છે. આકર્ષણ પ્રત્યાકર્ષણ ગુરુત્વાકર્ષણ વગેરે નિયમો દ્વારા દેહનું જગત્ બંધાયેલું છે અને દેહના જગત્માં જેટલાં બંધન છે તેટલાં સ્વીકારવાં પડશે. જળ, અગ્નિ, વાયુનો સ્વીકાર નહિ કરીએ તો જીવનને આઘાત લાગશે. કેટલા અગણિત ગ્રહચંદ્ર તારા પોતાની કક્ષામાંથી અણુ માત્ર પણ ચલિત થતા નથી! જો કોઇ પોતાની કક્ષામાંથી હટે તો એક બીજા સાથેના આઘાતથી ચૂર્ણ થઇ જાય. ભૌતિક જગતને નિયમથી તદ્દન બાંધી લીધેલું છે પણ આત્માનું જગત બંધન વિનાનું છે. માણસ તેથી એમ ધારે છે કે વિધાતાએ આપણને બાંધી દીધા છે. એ બંધન તો દાસ્ય છે. દાસ્ય પારકાએ કરેલું બંધન છે પણ પ્રેમથી સ્વયં સ્વીકૃત બંધન તે બંધન નથી. સ્ત્રી કે જે દાસી, પત્ની, માતા બની હજાર ગણો પ્રયત્ન કરે છે તેણે પોતાની મેળે પ્રેમનું બંધન સ્વીકાર્યું છે; તેમાં તેનું અપમાન નથી, પણ તેનું સન્માન છે. જે સુનારી વિવાહ કરી સર્વનું પાલન કરે છે તેનું સ્થાન ઊંચું છે. એવા કલ્યાણ કર્મમાં બંધન સ્વયં સ્વીકારેલું હોવું જોઇએ. જ્યાં પગારથી આવાં કામ થાય ત્યાં સર્વ ખતમ થાય છે. એવાં કલ્યાણ કર્મમાં આવો બહારનો નિયમ રહે નહિ. તેથી સર્વ મનુષ્યો સ્વાધીનતા ચાહે છે. સ્વાધીન હોય તો સ્વયં સેવાવૃત્તિથી નાનાવિધ કર્મોમાં સ્વયં પ્રવૃત્ત થઇ શકે અને ધન્ય થઈ શકે. ચક્ષુ નથી તો તે પર કાજળ દેવાનો અર્થ છે? દૃષ્ટિ ન હોય તો ચશ્માથી શું વળે? નિયમપાલન અને કલ્યાણ કર્મનું ગૌરવ સ્વાધીનતાને લીધે છે. જો સ્વાધીનતા ન રહે તો કંઇ નથી. વિધાતાએ સર્વ નિયમ સ્વાધીનતાથી લેવા કર્યાં છે. જે કન્યા દશ વાગે સુતી હતી, જેને કોઇ જગાડતું ન હતું, તેને વિધાતાએ અંકમાં બાળક સોંપ્યું. તેથી તેની નિદ્રા ગઇ. પ્રેમને લીધે તે જાગે છે. પ્રભુએ તેને પગાર દીધો નથી. આ પ્રમાણે બાળકને ખવરાવવું, આ પ્રમાણે પીવરાવવું એવા દાસીને નિયમ હોય છે તેવા તેને નથી; છતાં દાસીથી દશગણી મહેનત તે કરે છે. હૃદયમાં પ્રેમ જાગે છે એટલે બધું આપોઆપ પ્રેમથી ઉદ્ભાવિત થાય છે. ભૌતિક જગત્માં બંધન છે, મુક્તિનું જગત્ આત્મામાં છે. નિયમથી અતીત પ્રેમના રાજ્યમાં આત્માના જગત્માં મુક્તિ છે. તો પણ બંનેનું પ્રયોજન છે. બીજના રોપવાને માટે માટીના આધારની જરૂર છે પણ જ્યાં અંકુર આવ્યો ત્યાં મુક્તિને માટે આકાશની જરૂર છે તેમ. એની નીચે આશ્રયરૂપે ભૌતિક જગત છે પણ આધારનો ભેદ કરી ઉપર જેની તરફ તે જાય છે તે તરફ બીલકુલ મુક્તિ છે. મુક્તિ સર્વ કોઇ ખોળે છે. યુરોપના પ્યુરિટનિક (એક પ્રકારના તપોવાદી) લોકો એવો અનુરોધ કરે છે કે પરીઓની જેવી કાલ્પનિક વાર્તા શિશુને ન કહેવી. તેઓ સાચી વાતો કહેવાનું કહે છે. શિશુનું ચિત્ત મુક્તિને શોધે છે. જેમ રસિક આદમી સાહિત્ય દ્વારા રસરૂપ મુક્તિ દેખે છે તેમ શિશુ પણ વાર્તામાં મુક્તિ દેખે છે. તે જુએ છે કે અલ્લાઉદ્દીન સાદડી ઉપર ઉડ્યો તેની સાથે તે પોતે પણ આકાશમાં ચાલ્યો જાય છે. ત્યાં તેનું ભૌતિક બંધન–ગુરુત્વાકર્ષણ–તૂટી ગયું. પૃથ્વી પર દંડ પ્રહાર કર્યો અને ફુવારો નીકળ્યો; વળી અલ્લાઉદ્દિનના દીવામાંથી સર્વ ચીજ નીકળે છે. તે બધામાં ભૌતિક નિયમમાંથી મુક્તિનું દ્વાર તેને મળે છે. પ્યુરિટનિક પણ મુક્તિને ખોળે છે. શિશુ પક્ષિની તરફ તાકે છે તે એટલા માટે કે તેના ઉડવામાં તે નીચેનું બંધન તૂટેલું જુએ છે. કાલ્પનિક વાતોમાં દુર્નીતિ હોય તેવું કશું

આપવું જોઇએ નહિ, બાકી તો બધા પ્રકારનાં બંધનોનો મોક્ષ પરીની વાતોમાં, કાલ્પનિક વાતોમાં છે. જેમ રસિક સાહિત્યમાં વૃદ્ધ મુક્તિ શોધે છે તેમ શિશુનો બ્રહ્માનંદ તે નિર્દોષ કલ્પનાનું જગત્ છે. તેથી જેઓ શિશુને એ બ્રહ્માનંદ પીવરાવતા નથી તે શિશુ માટે બહુ અવિચાર કરે છે. એને કાલ્પનિક જગત્માં ચલાવવું જોઇએ. કેળવણીમાં બાળકો માટે પરીઓની વાતો જરૂરની છે. આચાર્ય જગદીશચંદ્ર બોઝ કહે છે કે મને મારા કાર્ય માટે પ્રેરણા મારી ડોશી પાસેથી બાલ્યકાળમાં સાંભળેલી વાતોમાંથી મળ્યા છે. એવી જ રીતે યુરોપીઅન વૈજ્ઞાનિકોની બાબતમાં પણ બન્યું છે. વૈજ્ઞાનિક ક્રિપેક્સ બાળક કાળમાં કલ્પનાથી શરૂ કરીને સત્ય જગતની શોધો કરી શક્યો હતો.

કોલમ્બસના મનમાં એવું થયું હશે કે હું હિંદુસ્તાન પહોંચ્યો પણ તે કોઇ આશ્ચર્યજનક અન્ય દેશ, અમેરિકામાં, પેસી ગયો, તેવી રીતે કુરીક્ષ પેસ્ટીઓ રસાયનશાસ્ત્રમાંથી જંતુવિદ્યામાં કલ્પના દ્વારા આવી ગયો. રસ્તો ભૂલ્યા પણ પરિણામ સારૂં થયું. જેને કાલ્પનિક જગતથી વંચિત કર્યો, ઉચ્ચતર પ્રેરણાથી વંચિત કર્યો તેને માતાના દૂધથી વંચિત કર્યો સમજવો. સત્ય પણ બાળકને માટે કાલ્પનિક છે, કલ્પના છે. સત્ય, કલ્પનાથી તરલ થઇને બાળકનું ખાદ્ય બને છે. રોટલીનો કકડો એકદમ ખવરાવવાથી બાળક મરી જાય. તેને ધીરે ધીરે કઠિન ખાદ્યનો મહાવરો કરીએ છીએ તેવી રીતે ધીરે ધીરે કઠણ વિષયમાં બાળકને લઇ જવાં જોઇએ. પ્રથમથી વૈજ્ઞાનિક સત્યો ઠીક નહિ પડે. પુરુષનું જગત્ મુક્તિનું છે અને પ્રકૃતિનું બન્ધનનું છે. અસીમમાં શ્રદ્ધા નહિ કરો તો કૃતઘ્ન થશો. અસીમમાં વિશ્વાસ કરો. કોઈ પણ વૃક્ષ એવું નથી કે તેની નીચે કઠિન ભૂમિની પ્રતિષ્ઠા નથી, અને ઉપર અસીમ આકાશનો વિસ્તાર નથી. સૃષ્ટિમાં જેમ માતાપિતાનું પ્રયોજન છે તેમ અસીમનું વિકાસમાં પ્રયોજન છે. ભૌતિક જગતમાં સર્વ બંધન છે અને આધ્યાત્મિકમાં જતાં મુક્તિ મળે છે. પ્રભુ સર્વ શક્તિમાન્ છે પણ તે બધું કરી શકતો નથી. He may but He cannot. કારણકે પોતે જે નિયમનું વિધાન કર્યું છે તે તોડે તો સર્વ અસંબદ્ધ થઇ જાય, નષ્ટ થઇ જાય. જેમ માતા બાળકને પોતાના હાથમાં લે અને જો હાથ પહોળા કરી દે, તો બાળક પડીને મરી જાય; પણ પ્રેમને લીધે તે તેમ કરતી નથી. પાગલ બચ્ચાંને મારી શકે; માતામાં શક્તિ છે પણ મારે નહિ. પ્રભુને સ્વયં અવતરણની શક્તિ છે પણ નિયમ વિધાન વિરુદ્ધ તે તેમ કરે નહિ. નિયમ વિધાન ઉપર આખું જગત્ સ્થિતિ કરી રહ્યું છે. આપણા અન્તરમાં મુક્તિ અને બંધન બન્નેને સ્થાન છે. મુક્ત સ્થાને આત્મા છે. સર્વ જગત્માં પ્રભુ પરમ પ્રિયતમ પ્રેમાસ્પદ છે અને પ્રભુ પ્રેમ કરે છે. પ્રેમીના જગતમાં પ્રેમ પરસ્પર છે તો સ્વાધીનતા વગર પ્રેમ ક્યાંથી ? એટલા માટે પ્રભુ આપણને સ્વતંત્ર ઇચ્છા ( free will) આપે છે. ઈશ્વર ગુલામને હાંકનાર નથી. તે પ્રેમીના જગતમાં પ્રેમ કરે છે. મુસલમાન બાદશાહ ગુલામ કન્યા સાથે લગ્ન કરતા પણ તેને પ્રથમ સ્વાધીનતા દીધા પછી. નહિ તો પ્રેમમાં જુલમ થાય. પ્રેમ ઉપર બીજો નિયમ નહિ ચાલે. હાઇકોર્ટ દ્વારા ડીક્રી મેળવી શા મેર પ્રેમ મેળવાય ? જીવનમાં સ્વતંત્ર ઇચ્છા ન હોય તો પ્રેમ નથી. પ્રેમ છે તદ્દન સ્વાધીનતા. સ્વતંત્ર ઇચ્છા ન હોય તો પ્રભુનું જગત્ ગુલામનું જગત્ બની જાય. જગત ગુલામીનું નથી તેથી જીવન ધારણ થઇ શકે છે. ગુલામની દુનિયામાં રહેવું શું ? એથી તો મુક્તિ ન હોય. આધ્યાત્મિક ઘાત થાય તે પણ તેથી તો વધારે સારો. ગુલામનું ઉપર સ્થાન-પ્રતિષ્ઠા નથી.

પણ પ્રભુએ એવી સ્વતંત્રતા આપી છે. જ્યાં પ્રેમની જગ્યા છે ત્યાં સમાનતા રાખી છે. યુગયુગાન્તરથી ભગવાન આપણા પ્રેમની વાટય જોઈ રહ્યા છે પણ ફરજ નાંખતા નથી. આપણી ઇચ્છામાં આવે તો પ્રેમ કરીએ. ભગવાન પ્રેમનો કર લેનાર અમલદાર નથી. ફરજ (compulsion) આવી કે સર્વ ગયું. પ્રભુ એટલે સુધી રાહ જુએ છે કે પોતાનું રૂપ પણ દેખાડતા નથી.

પ્રેમનો સર્વથી ઉત્તમ પરિચય સેવામાં છે, પણ સેવા પ્રકટ કરવાથી સેવા નષ્ટ થઇ જાય છે. માતા ગુપ્ત સેવા પ્રકટ કરે તો તેમાં સેવા રહેતી નથી અને માતા તરીકે પોતે ભ્રષ્ટ થાય છે. સેવા ગુપ્ત રીતે થાય છે. ભગવાન પોતે પણ આચ્છાદિત, ગુપ્ત રહીને આપણી સેવા કરે છે. બુદ્ધ કહે છે કે-ઝાડના મૂળના જેવી સાધના ગુપ્ત હોવી જોઇએ. જો મૂળ ઉપર આવે તો વૃક્ષનો પ્રાણ જાય. તેથી કેળવણીનું પ્રધાન અંગ, પોતાને ન જોવું તે છે. સાધનાની રીત નાળીએરમાં પાણી સંચય થાય છે તેવી છે. આત્મનિરીક્ષણ એ નૈતિક જગત્ માટે ઉત્તમ છે પણ આધ્યાત્મિક જગત્ માટે નથી. તેને માટે તો પોતાને નહિ જાણવો એ છે. યોગનો આશય પરબ્રહ્મ સાથે એકત્વ (I am one with the Infinite) છે. ભૌતિક છોડીને આધ્યાત્મિક પર ભાર રાખવો કારણ કે ત્યાં મુક્તિ છે. વિજ્ઞાનના પૃથક્કરણથી વૈજ્ઞાનિકો ફિલસુફો વિગેરે તેને પામતા નથી. **यतो वाचो निवर्तन्ते ।** મન કે વાણી ત્યાં પહોંચી શકતાં નથી. એક માત્ર પ્રેમથી તેને પમાય છે. ત્યાં 'તે અને હું એક છીએ' (I am one with Him.) વૈષ્ણવે તે ઈંગિતથી કહ્યું છે કે વૃન્દાવન પ્રેમનું જગત્ છે; અને ત્યાં પ્રેમથી પ્રભુને પમાય છે. ત્યાં આપણે તેની સાથે સમાન છીએ, ત્યાં તે ગોપાલ છે. મથુરાંમાં તે રાજા છે. રાજા તરીકે તે આપણને નહિ ઓળખે. ભૌતિક જગતમાં સમાનતા નથી, આધ્યાત્મિકમાં છે. મથુરાં અને વૃન્દાવનના નિયમ એક નથી. વૃન્દાવનનો નિયમ વૃન્દાવનમાં અને મથુરાંનો મથુરાંમાં. એક પ્રદેશનો નિયમ બીજા પ્રદેશમાં ન ચાલે-અશક્ય છે. પૂજા કરી ફળ મેળવવું એ ભૌતિક જગતની વાત છે. મનની પવિત્રતા, ત્યાગ એ પ્રેમનો નિયમ છે. ભૌતિકનો નિયમ આત્મિક જગતમાં ન ચાલે કારણ કે બન્ને સરખાં નથી. વિજ્ઞાનથી ભૌતિક સુધારો થાય છે. આત્મતત્ત્વજ્ઞાનથી સંસ્કારિતા ( culture ) આવે છે અને તે આપણે માટે બહુ સારૂં છે. જગતના નિયમને માની ભૌતિક શરીર પોષણ પામે પણ આત્મિક નહિ. વિદ્યા અને અવિદ્યા બન્નેને જાણવી જોઈએ. " અવિદ્યાથી મૃત્યુ તરીને વિદ્યાથી અમૃત થવાય છે. " તન્ત્રીને બે સીમામાં રાખવાથી, બે છેડે બાંધવાથી, તે વાગે છે. વીણામાં બે તુંબડાંની વચ્ચે વીણાનો તન્ત્ર લગાડેલો છે તેમ finite અને infinite, હું અને અનન્ત વચ્ચે સૃષ્ટિની વીણાનો તન્ત્ર લગાડેલો છે. દ્વૈત અને અદ્વૈત ઉભય સત્ય છે. શંકર અને રામાનુજે કહ્યું છે તે બધું ઠીક છે પણ બન્નેનું એકીકરણ એ સત્ય છે. આ ગૂઢ રહસ્ય ઈશોપનિષદમાં જેવી સરસ રીતે કહ્યું છે તેવું જગતના સાહિત્યમાં ક્યાંય કહેવાયું નથી. કેળવણીમાં પણ ભૌતિક ( material ) અને આધ્યાત્મિક ( spiritual ) બન્ને શિખવવું જોઇએ. નિશાળનો અસલ ઉપયોગ મુક્તિ આપવી એ છે ગુરૂ મુખ્યત્વે પિતા છે પણ થોડું માતાનું કામ પણ તેણે કરવાનું છે. એટલા માટે ઇન્દ્રિયોની કેળવણી. ( sense training ), તીક્ષ્ણતા (keenness), વિશાળતા (comprehension), યથાર્થતા (precision) વગેરે જોઇએ. પણ

આત્મદષ્ટિમુક્તિ એ જ મુખ્ય સિદ્ધાન્ત છે. કલ્પના દ્વારા મુક્તિ જોઇએ, આત્મદષ્ટિ પ્રધાન-દષ્ટિ છે. આ સર્વ અતિભૌતિક ( metaphysical ) દષ્ટિબિન્દુ છે. હવે ઐતિહાસિક દષ્ટિબિન્દુ લઇએ.

માનવવંશશાસ્ત્રી કહે છે કે ૧૦૦૦૦૦ વર્ષ પૂર્વે મનુષ્ય પશુઓને લઇને ફર્યા કરતો હતો. પછી એણે જાણ્યું કે બીજને વાવીએ તો નવાં બી થાય છે. એ નવી શોધથી, વાવણી થવાથી જે મનુષ્ય ફર્યા કરતો હતો તે અમુક સ્થળે સ્થિર થયો. સભ્યતાએ એક મૂળ નાંખ્યું. પણ એક જગ્યાએ રહેવાથી મલિનતા વધવા લાગી, મહામારીઓ આવવા લાગી. એથી પણ મોટી મુશ્કેલી એ આવી કે વેપાર, રાજધાની વગેરેને લીધે વસ્તી સંનિવિષ્ટ ગીચ (dense) થઈ. જે સંસ્કૃતિ (civilization) જેટલી સ્વચ્છ તેટલી તે લાંબું જીવન જીવી શકે. રોમને સાત વખત સ્થલાન્તર કરવું પડ્યું. ઇજિપ્તમાં એક એક મહામારીથી એક એક નવીન વંશ થયો. એસ્કીમાં જાતિ પહેલાં સીલનો શિકાર કરતી. યૂરોપીઅન લોકોએ આવીને સીલનું માંસ ખરીદ્યું અને પૈસો આપ્યો, રાચરચીલું આપ્યું. પછી તેઓ સ્થાયી થઇને રહ્યા અને જ્યાં હોય ત્યાં ગંદકી થવા લાગી અને તેમની વસ્તી ઘટી ગઇ. એ જોઇને વેલ્સે કહ્યું કે તમે લોકો જેમ પહેલાં ફરતા હતા તેમ ફર્યા કરો. નદીના કિનારા પર વસેલાં શહેરો લાંબો વખત ટકી રહે છે કારણ કે ગંદકી બધી દરવરસે નદીથી તણાઇ જાય છે. તો પણ નદી કિનારે વસેલાં શહેરોએ પણ સ્થલાન્તર કરેલાં જણાય છે. બંગાળની રાજધાની ગૌડનગરે ૭ વખત, દિલ્હીએ અગીઆર વખત, કાશીએ ત્રણ વખત, સ્થલાંતર કર્યું છે. જે પ્રજા જેટલી સ્વચ્છ છે તેટલી તે દીર્ઘજીવી થાય છે. અમદાવાદ સુરત જેવાં શહેરોમાં બાળકો રસ્તા પર ગંદકી કરે છે, અને તેથી ક્ષયરોગનું જોર હિન્દુસ્થાનમાં વધે છે, અને મૃત્યુદણ્ડ જેવા પ્લેગ અને બીજા રોગો પણ વધી ગયા છે. પ્રજામાં ધર્મશાસ્ત્રકારો હોય, તેઓ પ્રજા દીર્ઘજીવી રહે તેમ ચાહે છે. વૈદિક, તાન્ત્રિક, પૌરાણિક મનુ વગેરે સર્વ સ્મૃતિકારો તેવું કરવા ચહાતા હતા. મનુનો, જંગલ જવાને માટે સો ધનુષ્ય જેટલે દૂર જવું એ નિયમ શહેરોમાં ચાલે નહિ. એ સર્વ નિયમોને નૂતન પ્રકાશમાં સમજવા જોઇએ, એમનું રહસ્ય પકડવું જોઇએ. નગરરચના (town planning)ના પ્રમાણભૂત મી. ગેડિસ, સર ઓક્ર પાસે આવેલા અને નગરરચના સંબંધી મારી પાસેથી સમજવા મને બોલાવેલો. તેમના પ્રશ્નો જોઈ મારી આંખના ખુલી ગઈ. તેના સબંધથી મને તે વિષયમાં પ્રેમ થયો. તે ગેડીસે કલકત્તા ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટને સલાહ આપી કે અગાસી અને રસ્તાની સામી બાજુ ૪૫ ડીગ્રીને ખૂણે રહે એટલાં ઊંચાં મકાન બાંધવાં જોઇએ, એથી વધારે ઊંચાં નહિ. કાશી, ઢાકા, અમદાવાદ વગેરે સ્થળોએ કુવા જેવી પોળો છે, પણ કાશી જેવાં સ્થાનો નદી કિનારે છે તેથી થોડું વધારે જીવન રહે, પણ સુરત અમદાવાદ જેવાં સ્થાન વહેલાં નાશ પામે. એસ્કીમાં માંદા થાય છે ત્યારે હવા ફેર કરવા જાય છે. તીર્થ યાત્રામાં પણ એ પરિવ્રાજક થવાનો સિદ્ધાન્ત છે. જ્યારે કોઈ વિચાર ન સમજાય ત્યારે જંગલમાં ફરવા જવાથી મને તે જલદીથી સ્પષ્ટ થાય છે. યુરોપમાં પેરિપેટેટિક, પરિવ્રાજક સ્કૂલ વધારે છે. Going back to nature પોતાના મૂળ વાતાવરણમાં જવું, તેને એટેવીઝમ કહે છે. Encyclopædia of Religion and Ethics by Hastings માં એ સંબંધી બહુ સારો લેખ છે. દેવીઓને નરમેધ અપાય તેથી પણ વધારે લાખો બાળકોનો યજ્ઞ કેળવણીમાં હાલ થાય છે. જંગલી ફૂલ છોડ વધારે

છવે છે, સુધરેલો વહેલો મરે છે. બાળકને તોફાન કરવાની અને ફરવાની વૃત્તિ હોય છે. તેના શરીર અને બુદ્ધિના સ્વાસ્થ્ય માટે એવું ભ્રમણ કુદરત માગી લે છે. ફરતાં ફરતાં વનસ્પતિ-શાસ્ત્ર, ભૂગોળ ( Botany, Geography)વગેરે શીખવવું. કલ્પના ખીલવવી. કલ્પના કરતાં શીખવજો. જેમ સંન્યાસી જગતથી મુક્તિ ચાહે છે તેમ બાળકનો આત્મા ભૌતિક જગતથી બને તેટલી સ્વતંત્રતા ચાહે છે અને કાલ્પનિક જગતમાં રહેવા ઇચ્છે છે. તેને પાંચ શબ્દો જેવા કે મેઘ, શિખર, ઝરણુ, સાધુ, કુટીર આપીને વાર્તા તૈયાર કરવાનું કહો. બાળક સમજે છે ખરું પણ સમજાવી શકતું નથી. તેને ઉત્સાહ આપી તેની કલ્પના શક્તિને ખીલાવો. એક પછી એક પગલું આગળ ભરાવતાં બાળકને કલ્પનામાં દોરો. નિશ્ચિત (definite) કર્મો અને અનિશ્ચિત ( indefinite ) કર્મોનો ભેદ કેળવણીમાં બરાબર સમજવો જોઇએ. બાળકને સ્વભાનશીલ ( self–conscious ) ન થવા દેવાં એ મુખ્ય બાબત છે. ઈનામથી બાળક સ્વભાનશીલ થાય છે. એ ક્વીનીન પર સાકર ચઢાવવા જેવું છે. એ ઠીક નથી. કેળવણીને લીધે જીવનમાં પરમાનન્દ આવવો જોઈએ. એવું ન થાય તો જાણવું કે કોઇક વ્યાધિ છે.

હિન્દુસ્થાનમાં શરીર શિથિલ અને મન વ્યાપૃત રહે છે. આર્ય લોકો જ્યારે શીત પ્રધાન સ્થળમાંથી અહીં આવ્યા ત્યારે તે બહુ ચપળ (active) હતા અને તેથી અહીંના મૂળ લોકો એમની પાસે રહી શકયા નહિ. પણ તેઓ આ દેશમાં રહ્યા એટલે તેમનું શરીર શિથિલ થતું ગયું તેથી શરીરનું બળ મન તરફ ગયું. અહીં રહેતા યૂરોપીયન લોકોનું શરીર પણ નિર્બળ થાય છે; પણ ઇંગ્લાંડ વારંવાર જવાથી તેમની શક્તિ તાજી થતી રહે છે. અહીં જે જાતિ વસીને રહી તેની આવી સ્થિતિ થઈ છે. હિંદને સમજવામાં આ એક ચાવી છે. પ્રો. સીલ્વન લેવી ઠંડા પ્રદેશમાંથી આ ગરમ દેશમાં આવ્યા તેથી એમના શરીર પર પણ અહીંની આબોહવાની અસર થવા લાગેલી.

હિન્દુસ્તાનના યુવાનોમાં જીવનનો રસ નથી, કોડ નથી ( want of interest ), પોતાનું જાણવાનું હોય તે ઉપરાંત જાણવાનો રસ નથી. સીલ્વન લેવી કહે છે કે ' તમે મર્યા કેમ ? ' તો તેનો ઉત્તર ' જીવનરસનો અભાવ. ' અંગ્રેજોમાં જે ઉત્તમ જિજ્ઞાસા–વૃત્તિ જેવા ગુણો છે તેને ભૂલી જઇને તેમનું બીજી રીતે અનુકરણ કરવાથી હિંદનો મરો થાય છે. હિંદનાં બાળકો જો મોટાં કરવા ચાહતા હો, તેમને ખરી કેળવણી આપવા ચાહતા હો તો તેમનામાં જાણવાનો રસ ( interest ) ઉત્પન્ન થાય એમ કરો. આપણું છે તેને જાણવા માટે પણ આપણે રસ લેતા નથી. ભરૂચમાં બૌદ્ધ દેવળમાંથી બનાવેલી મસીદ છે પણ ભરૂચના જ કેળવાયેલા માણસો પણ એ સંબંધી કંઈ જાણતા નથી. આવી બેદરકારી દૂર થવી જોઈએ. ગામમાં ક્યાં પક્ષી, ક્યાં ઝાડો છે તે પૂછો તો કોઇ કહી શકતું નથી, એવી સ્થિતિ છે. બાળકોને સર્વ પ્રકારનો રસ રહે એમ કેળવણી આપવી જોઈએ. બાળકોને ફેરવવાં પણ તે સાથે વૃક્ષારોપણ, બાગ, સ્વચ્છતા, સૌન્દર્યબુદ્ધિ, પક્ષી, વગેરેમાં તેમને રસ લેતાં કરવાં જોઈએ. ફરવાની સાથે કેળવણીનું કામ ચાલવું જોઈએ. એટેવીઝમ તરફ લક્ષ રાખવું જોઈએ. બાળકને સ્વભાનથી દૂર ( unconscious ) રાખવું, સહેજ કરે તે જોવું. પ્રશંસા ન કરવી. છોકરાં કુદરતી રીતે રસ લે તેવાં છે; તેમની જિજ્ઞાસા વૃત્તિને કચરી નાંખવી ન જોઇએ.

# સંસ્કૃતિની જાળ

ઉપનિષદો આ સૃષ્ટિને કરોળીઆની જાળની સાથે સરખાવે છે. સૃષ્ટિની આ જાળરૂપતા, સુધરેલાં મનુષ્યોની સંસ્કૃતિમાં પૂરેપૂરી ઉતરી આવી જણાય છે. આ જમાનામાં જે અનિર્વચનીય તત્ત્વને સંસ્કૃતિ (civilization) નામ આપી એના સ્તોત્રપાઠો દિન રાત કરવામાં આવે છે તે અનિર્વચનીય તત્ત્વ, સંસ્કૃતિ એક જાતની જાળ છે. પ્રાણી માત્ર સૃષ્ટિ રૂપી જાળમાં બંધાયેલાં છે પણ માણસો–જંગલી માણસો નહિ પણ સુધરેલાં માણસો, તો સૃષ્ટિ રૂપી જાળથી જુદી, પોતાની આસપાસ એક જાતની નવી જાળ રચે છે, એ જાળનાં બંધનોને વધારે ને વધારે મજબુત કરવા દિન રાત મથે છે, અને જાળ વગર જીવી શકતાં નથી. આ સંસ્કૃતિ રૂપી મહા જાળમાં ન્હાની ન્હાની કુટુંબ, નાત, દેશ, વગેરેની જાળો પણ હોય છે. પણ એ ન્હાની ન્હાની જાળોનો સંસ્કૃતિ રૂપ મહાજાળ ઉપર બધો આધાર છે. સંસ્કૃતિની જાળ અનિર્વચનીય છતા ભયંકર અને અછેદ્ય છે. એક વખત બરાબર પથરાયેલી જાળ સેંકડો કે હજારો વર્ષ સુધી ચાલે છે; અને એક પણ માણસ એમાંથી છુટી શકતો નથી. કોઇક વાવાઝોડાના બળથી એક જાળ તુટવા લાગે તો તરતજ એની જગ્યાએ બીજી જાળ તૈયાર થાય છે. અને જૂની જાળને તોડવા મથનારા જ નવી જાળમાં ખુશીથી પકડાઈ જાય છે. આપણા દેશમાં અત્યારે જૂની હિંદુસંસ્કૃતિની જાળ તૂટતી જાય છે અને પાશ્ચાત્ય સંસ્કૃતિની આધુનિક જાળ આપણી આસપાસ બંધાતી જાય છે.

આ સંસ્કૃતિની જાળ કાંઈ પોતાની મેળે સૃષ્ટિની જાળ પેઠે ઉત્પન્ન થતી નથી. પ્રજાના હજારો સમર્થ વિચારકો પ્રજાનું કલ્યાણ સાધવાની ઉગ્ર ભાવનાથી પ્રેરાઇને સંસ્કૃતિનાં વિવિધ તત્ત્વોની શોધ કરે છે, અને તેનો ઉપદેશ કરે છે. આ મહાપુરૂષોના તેજસ્વી શિષ્યગણો આ સંસ્કૃતિતત્ત્વોની અનિવાર્ય આવશ્યકતાનું પ્રતિપાદન કરે છે. અને આવા અને આવા ગુરુશિષ્યોની એક પછી એક પેઢીઓ મારફત સંસ્કૃતિની જાળ ગુંથાતી જાય છે, વિશાળ થતી જાય છે અને બીજી પાડોશી પ્રજાઓની આસપાસ વીંટાતી જાય છે. આ સંસ્કૃતિની જાળ ચિરંજીવ રાખવા માટે આ જાળના મૂળ ઉત્પાદકો અનેક સંસ્કૃતિ પ્રચારક દલાલો ઊભા કરે છે. આપણી પ્રાચીન હિંદુ સંસ્કૃતિરૂપી જાળના ગોરો, પુરાણીઓ, જોશીઓ–વગેરે બ્રાહ્મણ વર્ગો દલાલ રૂપ હતા અને હાલની પાશ્ચાત્ય સંસ્કૃતિના દલાલરૂપ વકીલો, દાક્તરો, ઇજનેરો વગેરે છે. સંસ્કૃતિ ઉત્પાદકો આ દલાલોને સારી દલાલી બાંધી આપે છે અને બદલામાં આ દલાલો સંસ્કૃતિ રૂપ જાળને ટકાવી રાખે છે. આપણા જીવનની આસપાસ આ જાળ કેટલી મજબુત રીતે જકડાયેલી છે એ તટસ્થ રહીને જોવાં જેવું છે. આપણી જૂની જાળમાં જન્મેલા માટે, જન્મ્યા પહેલાંથી બંધનો શરૂ થતાં અને મરણ પછી પણ ચાલુ રહેતાં. ગર્ભાધાન સંસ્કાર પછી ગર્ભ રહે તો જ સારૂં બાળક જન્મે અને મરણ પછી અન્ત્યેષ્ટિ સંસ્કાર યથાવિધિ થાય પછીથી પુત્રો યથાવિધિ શ્રાદ્ધ કરે તો જ

મરનારની સદ્ગતિ થાય. જન્મ અને મરણ વચ્ચેના દરેક અગત્યના કાર્ય માટે આપણી સંસ્કૃતિએ કાંઈક ગોઠવણ કરેલી અને એ બધા પ્રસંગોએ સંસ્કાર કરાવનાર બ્રાહ્મણને—સંસ્કૃતિના દલાલને દક્ષિણા આપી સંતોષવો જોઈએ. આ હિંદુ સંસ્કૃતિની જાળનો એક પ્રકાર.

જૂની સંસ્કૃતિની જાળ અત્યારે તૂટવા લાગી છે એટલે આપણને આ રીતે દરેક કામમાં બ્રહ્મભોજન કે બ્રાહ્મણદક્ષિણાની આવશ્યકતા અતિશય હાસ્યાસ્પદ લાગે છે. પણ આધુનિક સંસ્કૃતિએ વકીલો, દાક્તરો, ઇજનેરો વગેરેને એવાજ લાગા બાંધી આપ્યા છે અને પ્રત્યેક કાર્યમાં એની આવશ્યકતા એવી ઠસાવી દીધી છે કે આપણને એમાં કશું અયુક્ત કે હાસ્યાસ્પદ લાગતું નથી. ઇજિનેરોનો દાખલો લ્યો. અત્યારે જે સીવીલ એન્જીની-અરોનો વર્ગ ઊભો થયો છે તે તદ્દન નકામો આ સંસ્કૃતિએ ઊભો કરેલો વર્ગ છે. આ દેશમાં જ મુબઈ જેવાં મોટાં શહેરોમાં ઘર બંધાવવા ઇચ્છનારને ઇજનેર વગર ચાલી જ ન શકે કારણ કે આધુનિક સંસ્કૃતિને અનુસરનાર રાજ્યે કાયદાથી ઇજનેરોનું સ્થાન નક્કી કર્યું છે. પણ ખરી રીતે ઘર બાંધવામાં ઇજનેરોની કાંઈ જ જરૂર પડતી નથી. હજી દેશમાં ઘણાં સારાં મકાનો—વધારે કળાવાળાં અને વધારે ટકાઉ મકાનો ઇજનેરોની ડખલગીરી વગર બંધાય છે. પણ મુંબઇ કે કલકત્તામાં ઇજનેર વગર ન ચાલે. આ જંરૂરીઆત વચ્ચેથી કૃત્રિમ રીતે ઊભી થઈ છે અને એની પરંપરા એટલી લાંબી છે કે એ અનિવાર્ય જ લાગે છે.

ઇજનેરો કરતાં પણ દાક્તરોની આવશ્યકતા ઘણી ઊંડી ઉતરી ગઈ છે; અને જન્મ પહેલાંથી આરંભી મરણ સુધી લંબાય છે. શ્રીમન્ત કુટુંબોમાં ગર્ભ બરાબર છે કે નહિ, આડો અવળો તો નથી ના? પ્રસવ બરાબર જ થશે કે કાંઇ વાંધો આવશે એ દાક્તર પાસે જોવ-રાવવાનો રિવાજ પડ્યો છે. પ્રસવ વખતે દાક્તરી મદદની જરૂર દેખીતી છે અને અન્તે દાક્તરના સર્ટીફીકેટ વગર શબની છેલ્લી ક્રિયા થઇ શકતી નથી.

પ્રાચીન સંસ્કૃતિમાં દરદ લંબાય અને દરદી પૈસાદાર હોય તો વૈદ્ય જ સૂચના કરે કે ‘જરા ગ્રહ જોવરાવો, વખતે કોઈ ગ્રહ નડતો હોય!” એટલે જોશીને બોલાવાય, જોશી બતાવે ‘અમુક ગ્રહ નડે છે અને તે માટે અમુક દાન કરવું પડશે અથવા અમુક જપ કરાવવા પડશે.’ વળી ઘરનો આશ્રિત બ્રાહ્મણ સલાહ આપે કે ‘મૃત્યુંજયનો જપ કરાવો અથવા લઘુરુદ્ર કરાવો અથવા બ્રાહ્મણ ભોજન કરાવો કે પુણ્યે પાપ ઠેલાય’. આમ સંસ્કૃતિના દલાલો પરસ્પર સહાય કરે અને સંસ્કૃતિને ટકાવી રાખે. આજે જે દાક્તર દવા કરતો હોય તે કહેશે, ‘મોટા દાક્તરની સલાહ લેવી પડશે, અથવા મોટા દાક્તરોની કમિટી કરવી પડશે.’ પછી વળી સલાહ પડે કે ‘હવે તો પેસાબ તપાસવો પડશે, અથવા લોહી તપાસવું પડશે કે બડખો તપાસવો પડશે.’ આ રીતે દાક્તરોની કમાણી ચાલ્યે જ જાય અને સાથે સાથે તપાસ પણ ચાલુ હોય. કેટલીક વાર આવી તપાસનો રિપોર્ટ મળે તે પહેલાં દરદી પરલોકવાસી પણ થઇ ગયો હોય. કેટલીક વાર જ્યારે ‘માણસનું ગમે તે થયું પણ ‘સાયન્સ’ (science) ને લાભ થયો’ એવી દલીલ કરવામાં આવે છે ત્યારે સંસ્કૃતિરૂપ મૂર્તિની પૂજા કેટલી બળવાન છે એ સમજાય છે.

પણ આ જમાનામાં ઘણાઓને દાક્તરોની ખરેખર જરૂર છે એમ લાગે છે; માનવ-જીવનમાં વૈદક જ્ઞાનની કાંઈક જરૂર ખરેખરી કદાચ હશે જ પણ આ જમાનામાં જે રૂપે ડગલે ને પગલે અને અત્યંત ખરચાળ રૂપે દાક્તરી આવશ્યકતા ઉભી કરવામાં આવી છે તે તો આ સંસ્કૃતિની જાળનું જ પરિણામ છે.

વકીલાતના ધંધાની કૃત્રિમ આવશ્યકતા તો અદ્‌ભુત છે; અને કાયદાએ એ ધંધાને આપેલી સગવડ એથી એ વધારે અદ્‌ભુત છે. વકીલોથી કજીઆ વધે છે કે ઘટે છે એ બાબત ઘણાના મનમાં શંકા રહે છે, પણ એટલું તો ચોક્કસ છે કે મોટી મીલ્કતવાળાઓ કોર્ટે ચડે તો એની મીલ્કતનો ઘણો ભાગ વકીલોના ખીસ્સામાં ચાલ્યો જાય છે. ઇજનેરો અને વકીલોની સલાહો પણ રમુજી હોય છે. ઇજનેરોને કહીએ કે આવી જાતનું મકાન કરવું છે એટલે એ કાયદા પ્રમાણે ભીંતોની જાડાઇ, થાંભલાઓનાં માપ વગેરે તમને બતાવે પણ એવું ઘર શું કામમાં આવશે? અથવા એ ઘરમાં રહી શકાશે કે નહિ એનો તો વિચાર જ ન કરે અને તૈયાર થયા પછી કહીએ કે, 'આમાં તો રહેવાય એવું નથી,' અથવા 'આ તો છાપરું તદ્દન ગળે છે,' એટલે કહેશે કે 'આટલું વધારો, સીમેન્ટના છાપરા ઉપર 'રૂએરોઇડ' પાથરો,' વગેરે વગેરે. અને વકીલને પૂછીએ કે 'આ ભાંજગડનું શું કરવું?' એટલે એ કહેશે 'કેસ માંડો.' કેસમાં હારીએ તો કહેશે 'અપીલ કરો.' ટૂંકામાં તમે જેમ દોડાદોડી કરો તેમ જાળમાં વધારે સપડાઓ અને ચુસાતા જાઓ, છતાં તમને એમજ લાગે કે આ બરાબર કર્યું; આમ કરવાની જરૂર જ હતી. આનું નામ સંસ્કૃતિની જાળ. એ વિવેકબુદ્ધિરૂપ અંતઃચક્ષુ ઉપર એક જાતની અંધારી નાખે છે. અને આ સંસ્કૃતિના દલાલોની દલાલી કેવી અપ્રતિહત છે એ વકીલોનાં બીલો જેણે ભર્યાં હોય તેને દીવા જેવું દેખાય છે. હમણાં એક અનુભવી પુરુષે દાખલો આપ્યો કે સોલીસીટરને 'તમારું બીલ કેટલું છે એ લખજો' એમ કાગળ લખ્યો એટલે સોલીસીટરે એ કાગળ વાંચવાના પણ રૂપીયા બીલમાં ચડાવ્યા. શી ખુબી! આ તો આપણી જૂની સંસ્કૃતિમાં રસ્તે નીકળતાં પૂજ્ય બ્રાહ્મણ મળે તો એને નમસ્કાર કરી દક્ષિણા આપવી જોઇએ એના જેવું થયું. માત્ર ફેર એટલો કે જૂની રૂઢિમાં દક્ષિણા આપનાર કેટલી આપવી તે નક્કી કરતા, આ લેનારા નક્કી કરે છે.

સંસ્કૃતિ ટકાવી રાખવાની કેવી પ્રબળ વાસના સંસ્કૃતિવિધાયકોમાં હોય છે એ સંસ્કૃતિ પ્રચારકોને આપેલા રક્ષણ ઉપરથી પણ દેખાય છે. બ્રાહ્મણોને દાન આપવાના જેમ અસંખ્ય પ્રસંગો ધર્મ નિબંધકારોએ ગોઠવ્યા છે, અને મૂળથી બ્રાહ્મણના રક્ષણ માટે ખાસ કાયદાઓ સ્મૃતિકારોએ ઘડ્યા છે, તેમજ આ જમાનામાં કાયદાથી દાક્તરોને તો અપૂર્વ રક્ષણ મળ્યું જ છે. પણ મોટર હાંકનારાઓને કેટલું રક્ષણ મળ્યું છે એ જોવા જેવું છે. મોટરની ઝડપમાં માણસ આવી જાય તો એ અકસ્માત ગણાય, એમાં મોટર હાંકનારની બેદરકારી—જે ભાગ્યેજ પુરવાર થાય—પુરવાર થાય તો પણ એની શિક્ષા નજીવીજ. શા માટે? કારણ કે મોટરો, રેલ્વેઓ, વિમાનો વગેરે આ સંસ્કૃતિનાં આવશ્યક સાધનો છે. આ સંસ્કૃતિમાં ઉછરેલા ઘણાને એમ જ લાગે છે કે રેલ્વે, તાર, મોટર વગેરે વગર જગત્ ચાલે જ કેમ અને એના વગર જગત્ ન ચાલે તો એને અંગે થતા ગુન્હાઓને ક્ષમ્ય ગણવા જ જોઇએ. જૂના કાળમાં બ્રાહ્મણો અવધ્ય મનાતા, આજે મોટર હાંકનારા.

જૂની સંસ્કૃતિનું જોર હતું ત્યારે એ વખતના અતિ બુદ્ધિશાળી માણસોને પણ શ્રાદ્ધાદિની અનિવાર્ય આવશ્યક્તા લાગતી હતી. અત્યારે મોટા દાક્તરની સલાહ ન લીધી એટલે દરદી બચ્યો નહિ એમ જે તીવ્રતાથી લાગે છે તેજ તીવ્રતાથી એ વખતે અમુક સંસ્કાર કે અમુક ધર્મકાર્ય ન થયું એટલે ખરાબ પરિણામ આવ્યું એમ લાગતું. ( એ વખતે યે વૈદ્યો તો હતા જ. ) હમણાં જ એક દાખલો જોયો. એક ગૃહસ્થની ભેંસોને માતા નીકળ્યાં. એક પછી એક ૧૫–૨૦ ભેંસો મરી ગઇ. જૂની સંસ્કૃતિમાં જ ઉછરેલા ગૃહસ્થને એક જ ઉપાય સૂઝયો કે ' જો હવે ભેંસો બચે તો અંબાજીનાં દર્શન કર્યા પ્હેલાં દૂધ ન ખાવું. ' તેણે માનતા લીધી; બનવા કાળને બાકીની ભેંસો બચી ગઇ. એના મનમાં માનતાના ફળ વીશે લેશ પણ શંકા નથી. થોડા મહિના પ્હેલાં બનેલી આ વાત છે. મારી કહેવાની મતલબ, આ જમાનામાં ફાટી નીકળતો ચેપી રોગ લાગુ પડે ત્યારે દરદીને તદ્દન છુટું રાખવાને બદલે કે યોગ્ય ઉપચારને બદલે માનતા લેવી, એમ નથી, પણ સંસ્કૃતિની જાળ કેવી ગાઢ છે એ જ બતાવવાની છે. જ્યારે એક સંસ્કૃતિનું જોર હોય ત્યારે એમાં ઉછરનાર એ સંસ્કૃતિએ આપેલ દૃષ્ટિથી જોઈ શકે છે, બીજી દૃષ્ટિ લભ્યજ નથી. કારણ કે સંસ્કૃતિ ઉત્પાદકો વિજ્ઞાન, ધર્મ, રાજ્ય, સાહિત્ય, વેપાર, રૂઢિ ( હાલની ફેશન ) બધાં તત્ત્વોને ધ્યાનમાં રાખે છે અને એ બધાંની મદદથી સંસ્કૃતિની જાળ ગુંથે છે અને વૈજ્ઞાનિકો, સ્મૃતિકારો ( કાયદા બાંધનારાઓ ), શિક્ષકો, વૈદ્યો, દાક્તરો, ઇજનેરો, ધર્મોપદેશકો બધા મૂળ સંસ્કૃતિ જાળને અનુસરીને જ વિચાર કરે છે, સંસ્કૃતિને અનુરૂપ વિચારો જ ફેલાવે છે અને જગતમાં સંસ્કારી જીવન એથી જુદી જાતનું ન જ હોઈ શકે એમ પ્રજાના લોહીમાં ઠસાવી દે છે. વિજ્ઞાન, ધર્મ, સાહિત્ય, બધું આ સંસ્કૃતિના તેજમાં દેદીપ્યમાન લાગે છે. વિચારશૂન્ય, બાલિશ અને હાનિકારક રૂઢિઓ પણ સંસ્કૃતિના તેજમાં મોહક દેખાય છે. આપણી અનેક રૂઢિઓનો પ્રાચીનાભિમાની જે બચાવ કરે છે તે આ સંસ્કૃતિ જાળની દૃષ્ટિ અને એ જૂની જાળમાંથી નીકળેલા જૂની રૂઢિનો દા. ત. શિખાનો ત્યાગ કરે છે; અને નવી રૂઢિઓ–જૂની જેવીજ હેતુશૂન્ય–મૂછો મુંડાવવા વગેરેનો સ્વીકાર કરે છે; એ પણ જાળનીજ ખુબી.

સંસ્કૃતિની જાળ રાગદ્વેષ બન્નેને પોષે છે, વર્ણદ્વેષની તો એ જનની છે. અન્ત્યજોદ્ધારના પ્રશ્નમાં જૂની સંસ્કૃતિની જાળ કેટલી નડે છે એ આપણને સુપરિચિત છે અને પાશ્ચાત્ય સંસ્કૃતિ કેવા ભયંકર વર્ણદ્વેષને પોષી રહી છે એ એશીઆ, આફ્રીકા અને અમેરિકાની બીજી પ્રજાઓની કનડગતો જોવાથી સમજાય છે. એથી પણ વધારે મનુષ્યજાતિને સ્થાને સંસ્કૃતિની કલ્પિત મૂર્તિને બેસારીને સંસ્કૃતિના રક્ષણના બહાનાથી માનવ જાતિના નાશનાં બીજ વેરનારું વિશાળ સાહિત્ય યુરોપમાં અને વિશેષ તો અમેરિકામાં ઉત્પન્ન થઇ રહ્યું છે. સંસ્કૃતિ જાળનું સ્વરૂપ જોવા માટે આટલા છુટક દાખલાઓ બસ છે. આથી વધારે કાંઈ સિદ્ધ કરવાની ઇચ્છા નથી. સંસ્કૃતિ જાળ છે એ વાત ખરી પણ એ વ્યર્થ છે અથવા એથી કશું હિત થતું નથી એમ કહેવાની મતલબ નથી. માનવસમાજને અનેકધા હિતકારક હોવાથીજ સંસ્કૃતિની જાળો ઉત્પન્ન થાય છે અને ટકે છે. વળી આપણી જૂની સંસ્કૃતિ અને હાલની સંસ્કૃતિ વચ્ચે સરખામણી કરવાનો કે બેમાંથી એકને ચડીઆતી કહેવાનો પણ ઉદ્દેશ નથી. વસ્તુતઃ કોઇ પણ સંસ્કૃતિ ગમે તેટલી હિતકારક હોય છતાં એ એક જાતની જાળ છે, અને એમાંથી છુટવું એ જ્ઞાનીને માયાજાળમાંથી છુટવા જેટલું જ ભારે છે.

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

---

# બૃહદ્ ગૂજરાતની એક વીસારે પડેલી પ્રાચીન શાખા*

**શાન્તિનિકેતન. ગુરુ ૮-૪-૨૬**

**સ્નેહી સુરબ્બી શ્રી બટુભાઈ,**

ગયો પત્ર બહુ ઉતાવળમાં લખેલો એટલે આ પત્રમાંની વાતો તેમાં ન હતો લખી શક્યો. વળી તે પત્ર લખ્યા પછી આજ સુધીમાં થોડું નવું યે મળ્યું છે.

આપના વર્ગમાં બેઠાં બેઠાં ભાષાશાસ્ત્રના જે શબ્દો કાને પડેલા તેને પરિણામે બીજું તો કાંઇ નહિ પણ એ વિષયની વાતો કરવામાં તો ખૂબ રસ પડતો થયેલો. વળી અહીં જુદી જુદી ભાષા બોલનારાઓ ભેગા થયેલા એટલે કલ્પનાના તેજી ઘોડાઓને અને ઇભને વિહરવાને વિશાળ ક્ષેત્ર મળ્યું. એક દિવસ બે ત્રણ આંધ્ર મિત્રો સાથે બેસીને ભાષાશાસ્ત્રના મારા વિશાળ જ્ઞાનનું પ્રદર્શન કરતો હતો એવામાં મદુરાથી નવાજ આવેલા ભાઇ સુબ્બારામન આવીને કહે,—"નગીનદાસ, આ તમારી ગૂજરાતી ભાષાનું મૂળ કયું?" ભાષાશાસ્ત્ર વિષે લાંબાં ચોડાં ભાષણો છોડનાર માણસ પોતાની જ માતૃભાષાનું મૂળ ન બતાવી શકે તો તો પછી તેનું માન શું રહે? આથી આ બંદાએ તો જોરસે કહી દીધું—"શૌરસેની પ્રાકૃત." પણ પ્રશ્ન પૂછનાર ભાઇ તો આગળ વધ્યા, "ત્યારે મરાઠીનું મૂળ પણ એજ હશે?"

"ના, ના. મરાઠીનું મૂળ તો વળી જુદું છે." આપણે ટુંકમાં પતાવ્યું પણ તે ભાઇ કાંઈ અટકયા નહિ.

"કયું?"

"મહારાષ્ટ્રી પ્રાકૃત."

આ ભાઇને આમ એકાએક બધી ભાષાઓનાં મૂળ જાણવાનો કેમ શોખ થઈ આવ્યો એનો હું વિચાર કરૂં છું એટલામાં તો એ ભાઇએ વળી આગળ ચલાવ્યું,—"હું મદ્રાસ ઇલાકાના મદુરા શહેરથી આવું છું. જાતે સૌરાષ્ટ્ર છું. અમો દ્રાવિડ નથી. અમો મૂળ તો ગૂજરાતથી ત્યાં ગયેલા. અમો ત્યાં મદ્રાસ ઇલાકામાં પણ ગૂજરાતીઓ સાથે બહુ જ જલદી ભળી જઇ શકીએ છીએ. સૈકડો વરસો થયાં અમે ત્યાં રહીએ છીએ છતાં અમે દ્રાવિડો સાથે ભળી જઇ શકતા નથી. અમારા તરફ પણ ગૂજરાતી વેપારીઓ છે. તેઓ પોતાની પેઢીઓમાં અમોને જ રાખે છે. અમારા સિવાય બીજા કોઇનો તેઓ વિશ્વાસ કરતા નથી. અમો પણ સારી વેપારી બુદ્ધિવાળા ગણાઇએ છીએ. અમારી ભાષા

---

* મૂળ એક સાધારણ પત્ર જ છે પણ તેમાં આવતી માહિતી અને સૂચનાઓ, વિચારો, સર્વ સમક્ષ મૂકવા યોગ્ય લાગવાથી મૂળ પત્ર છે તે જ રૂપમાં છાપ્યો છે. —તંત્રી.

પણ તામીલ કે બીજી કોઈ દ્રાવિડ ભાષા કરતાં તદ્દન જુદી છે. એવું માનવામાં આવે છે કે, અમારી ભાષા 'સૌરાષ્ટ્ર'માંથી તમારી ભાષા ગૂજરાતી ઉતરી આવેલી છે. અમારી ભાષામાં મરાઠી શબ્દો ઘણા જોવામાં આવે છે. આથી મેં ધાર્યું કે 'સૌરાષ્ટ્ર' અને મરાઠીનું મૂળ કોઈ એક જ હશે અને તેમાંથી જ ગૂજરાતી પણ આવી હશે."

આ સાંભળીને મને તો કોઈ નવો દેશ જડી ગયો હોય એવો આનંદ થયો. આ લોકો વિષે વધુ જાણવાની–ખાસ કરીને તેઓની ભાષા વિષે–બહુ ઇચ્છા થઇ. આ ભાઈ પાસે કેટલીક નોંધ હતી તે લઇ આવ્યો અને વાંચી. The Mysore Economic Journalમાં થોડા વખત પર આ લોકોની આર્થિક સ્થિતિ વિષે એક લેખમાળા પ્રસિદ્ધ થઇ હતી. તેની શરૂઆતના ભાગમાં એ લોકોના ઇતિહાસ, રીતરિવાજ વગેરે વિષે થોડી માહિતી હતી. તેની જ આ નોંધ એમણે કરી હતી. હું આ અંકો લઇ આવ્યો અને લેખો જોઇ ગયો. લેખમાં લેખકે The Indian Antiquarian ના પંદરમા વર્ષમાં પ્રસિદ્ધ થયેલા એક લેખનો ઉલ્લેખ કર્યો હતો. આથી હું તે જોવા ગયો પણ તે વરસનું Antiquarian જ ન મળ્યું. વળી Madura Gazetteerમાં પણ એ લોકો વિષે એક લેખ છે એવું તેમાં જણાવવામાં આવ્યું હતું આથી Madura Gazetteer ખોળવા લાગ્યો પણ તે એ ન મળ્યું. આથી લઇ બેઠો હું તો Imperial Gazetteer of India. મદુરા શહેર વિષેની માહિતી આપતાં લેખક લખે છે કે પત્તુલકારન નામની એક વણકર કોમ પત્તુ લી [ ગૂજરાતીની એક બોલી (dialect) ] બોલે છે. એ લોકો બહુ જ લાંબા વખત પહેલાં ગૂજરાતથી અહીં આવ્યા હતા એમ માનવામાં આવે છે. મદુરામાં તેઓ મોટી સંખ્યામાં જોવામાં આવે છે.

આનું અંગ્રેજી પણ ઉતારૂં ?

" The Patnulkaraus ( 43000 ), a weaving community, which speaks Patnuli ( a dialect of Gujarati ) and is supposed to have migrated from Gujarat long ago, are found in large numbers in Madura City. —Imperial Gazetteer, Vol. XVI. 393."

પેલા ભાઇ પોતાની કોમને અને ભાષાને 'સૌરાષ્ટ્ર' કહે છે જ્યારે અહીં આ પત્તુલકારન નામ નીકળ્યું. એક જ હશે કે કેમ એવી શંકા પણ મનમાં ન આવી કારણ જુદા હોય તો તો વળી આ એક નવી વાત જાણી.

Imperial Gazetteerનાં પાનાં ફેરવવાં ચાલુ રાખ્યાં. મદુરા જીલ્લા વિષે માહિતી આપતાં લખવામાં આવ્યું છે કે જીલ્લામાં સૌથી અગત્યનો હુન્નર રેશમ વણવાનો છે અને તે મદુરાના પત્તુલકારોના હાથમાં છે.

The most important art in the district is the silk weaving carried on by the Patnulkarans of Madura City.

—Imperial Gazetteer Vol. XVI. 397. 8.

આગળ ઉપર વળી લખવામાં આવ્યું છે કે આ પત્તુલકારો ગૂજરાતથી આવેલા છે અને ગૂજરાતની જ એક બોલી બોલે છે. એવું માનવામાં આવે છે કે તેમના વડીલોને

તિરૂમલ નાયકે સમજાવીને મદુરામાં રાખ્યા હતા. તેઓ પોતાને બ્રાહ્મણ કહેવડાવે છે, અને બ્રાહ્મણોના જેવી ઉપાધિઓ ધારણ કરે છે.

The silk-weavers called Patnulkarans are immigrants from Gujarat and speak a dialect of Gujarati. It is said that their forefathers were induced to settle in Madura by Tirumala Naik. They claim to be Brahmins and call themselves by Brahminical titles.

—Imperial Gazotteer Vol. XVI. 406.

આટલું વાંચ્યા પછી એવો ખ્યાલ આવ્યો કે એ લોકોની લિપિ તો જોઉં. ગયો તે ભાઈ પાસે. "તમારા મૂળાક્ષરો લખી આપો ને." જરા હસીને કહે, "મને નથી આવડતા." એમને પોતાની ભાષા વાંચતાં લખતાં નથી આવડતી. પાછા અમો વાતે વળગ્યા. તેઓ કહેવા લાગ્યા, "અમારી ભાષામાં બહુ પુસ્તકો નથી લખાયાં. બાળપોથી વગેરે થોડી પાઠમાળાઓ છે અને તે સિવાય બીજી થોડી ચોપડીઓ છે તેજ. મને માત્ર પહેલા ૭ સ્વરો જ લખતાં આવડે છે."

"અરે ભાઈ, ૭ તો ૭. લખોને."

'અ' લખ્યો. જરાયે મળતાપણું ન મળે. 'આ' લખ્યો. અહીં પણ તેવુંજ. પછી 'ઇ' લખી. બરાબર ગૂજરાતી. 'ઈ' લખી તે પણ બહુ જ મળતી. 'ઉ' અને 'ઊ' પણ બરાબર ગૂજરાતી જ. આટલું જોયા પછી તો મારી ઉત્કંઠાનો પાર ન રહ્યો. જેમ બને તેમ જલદીથી બાળપોથી વગેરે ચોપડીઓ દેશથી મંગાવવાને મેં તેમને કહ્યું. તેમને પણ પોતાની ભાષાનું મૂળ જાણવું હતું–પોતાની ભાષાને ગૂજરાતીની માતા ઠરાવવી હતી–એટલે તરત જ કાગળ લખાઇ ગયો. પણ ચોપડીઓ આવતાં આવતાં ઘણા દિવસ વહી ગયા. મારી અધીરાઈ વધી. આખરે એક દિવસ ચોપડીઓ આવી પહોંચી. લિપિ જોઈ. ગૂજરાતી લિપિને જ દ્રાવિડ વેશ ન પહેરાવ્યો હોય! આ લિપિ પર તામિલ અને તેલુગુ લિપિની ઠીક ઠીક અસર થઇ છે છતાં દ્રાવિડ વેશ પહેરેલા એ ભાઇઓની માફક તેમની એ લિપિને પણ ગૂજરાતી તરિકે ઓળખવામાં જરા પણ વાર લાગે એમ નથી. તમેજ જુવોને!

అ અ ఒ ઓ(દીર્ઘ) ట ટ మ મ
ఆ આ ఔ ઔ ఠ ઠ య ય
ఇ ઇ అం અં డ ડ ర ર
ఈ ઈ అః અઃ ఢ ઢ ల લ
ఉ ઉ క ક ణ ણ వ વ
ఊ ઊ ఖ ખ త ત శ શ
ఋ ઋ గ ગ థ થ ష ષ
ౠ ૠ ఘ ઘ ద દ స સ
లు ઌ ఙ ઙ ధ ધ హ હ
లూ ૡ చ ચ న ન ళ ળ
ఎ એ ఛ છ ప પ క్ష ક્ષ
ఏ એ(દીર્ઘ) జ જ ఫ ફ
ఐ ઐ ఝ ઝ బ બ ఱ ખ઼
ఒ ઓ ఞ ઞ భ ભ લોડો

ఛ ఛా ఛి ఛీ ఛు ఛూ ఛృ
ఛె ఛై ఛొ ఛో ఛౌ ఛం ఛః

...બંધી એ શબ્દો કહેવા જેવા લાગે છે. 'ఱ' ની પાસે (તે) લખ્યું છે તે એમ બતાવવા કે એ તેલુગુ છે.

વળી વ્યંજનો સાથે સ્વરો જોડવાની રીત બતાવવા 'છ' ની બારાક્ષરી આપી છે. 'છ'ને હ્રસ્વ 'એ' જોડવાની રીત પણ તેલુગુ છે.

વ્યંજનને ખોડો કરવાની રીત પણ બતાવી છે. તે પણ આપણને મળતી છે.

સ્વરોમાં વધુ મળતાપણું નથી પણ વ્યંજનોમાં તો બહુ જ મળતાપણું છે.

એમાં પણ દ્રાવિડ ભાષાઓની માફક બે 'એ' છે. વળી આપણે વ્યંજનો જેમ નીચે એક ચિન્હ કરીને ખોડા લખીએ છીએ તેવી જ રીતે એ લોકો પણ નીચે જ ચિન્હ કરીને ખોડા વ્યંજનો લખે છે.

આ જોઈને તો થયું કે એ ભાષા વિષે બને એટલું વાંચી નાંખું. પણ મળશે ક્યાં તે જ ખબર નહિ. ગયો હું તો Linguistic Survey of India પાસે. પણ મારાં નસીબનીયે બલિહારી! આ ગ્રંથના યે બધા ભાગો મને અહીં ન મળ્યા. પેલા ભાઇએ કહેલું કે મરાઠી સાથે મળતાપણું છે એટલે મરાઠી ભાષાના વિવરણવાળો ભાગ લઈ ઉથામવા મંડયો. ઉથામતાં ઉથામતાં મોટી અક્ષરોવાળું પાનું આવ્યું. તે જોતાં જ મારા પેટમાં તો ફાળ પડી કે રખેને પેલા અક્ષરો આને મળતા ન હોય. ગૂજરાતી મટી જાય તો? તરત જ મોટી અક્ષરો ઉતારી લીધા અને ગયો ઓરડીએ. બંને સરખાવવા બેઠો. પેટમાં ટાઢક વળી, ના અક્ષરો તો ગૂજરાતી જ છે. પાછો ગયો અને આખું થોથું ઉથામ્યું પણ એ ભાષા વિષે કશું જ ન મળ્યું. ગૂજરાતીની ઉપશાખાઓ જેવી ભીલી વગેરે ભાષાઓનાં વિવરણવાળો ભાગ લીધો પણ ત્યાં પણ તે જ દશા. Census Report માં ભાષાઓનાં વિવરણનો ભાગ જોઈ ગયો પણ ત્યાંયે કશું ન મળ્યું. Madras Year Book હાથમાં લીધી, પણ તેમાં તો માત્ર તે લોકોની વસ્તીગણત્રી, કેળવણી વગેરે માહિતી સિવા બીજી કશી માહિતી નહતી આપી.

પછી તો અમો બંનેએ બેસીને અક્ષરો શીખવા માંડયા અને શબ્દોના અર્થો કરવા માંડયા—એ ભાઇ ભાષા સમજે છે ખરા, લખતાં વાંચતાં નથી આવડતું. શબ્દો જોતાં જોતાં હું ચકિત થઇ ગયો. આટઆટલા શબ્દો હજી લગભગ તેના તે જ સ્વરૂપમાં જળવાઈ રહ્યા છે. કેટલાકમાં કેટલાક નિયમિત ફેરફાર થયા છે તે તો આ યાદી જોતાં જ જણાશે. કોઈ કોઇ જગ્યાએ મરાઠી, તેલુગુ, તામિલ શબ્દો પણ આપ્યા છે જેથી ગૂજરાતી સાથેનો સંબંધ સ્પષ્ટ રીતે જણાઇ આવે. વળી આમાં ઘણા શબ્દો એવા પણ હશે કે જેને મળતા ગૂજરાતી શબ્દો કદાચ કાઠિયાવાડમાં હશે પણ હું તે ન જાણતો હોઉં. આથી તેવા શબ્દોના અર્થ અંગ્રેજીમાં આપું છું જેથી તેવા શબ્દો ગોઠવી શકાય.

| સૌ. | ગૂ. | મ. | તા. | ઈં. |
|---|---|---|---|---|
| અમ્નિ | અગ્નિ | | | |
| અપુલ | ... | ... | ... | self |
| અલિ | અલિ | ... | ... | woman: wasp |
| અંબો | | | | mother |
| અંકરો | અંકુર | | | |
| આયુ | આયુ | | | |
| એસા | અસા | | | |
| ઓસુ | ઓસ | | | |
| કાલુ | કાલ ( સમય ) | | | |
| કીડો | કીડો | | | |
| ખીરૂ | ખીર | | | |

| સૌ. | મૂ. | મ. | તા. | ઈ. |
|---|---|---|---|---|
| ખેતુ | ખેત ( ખેતર ) | | | |
| ગેડી | ગાડી | | | |
| ગોવલો | ગોવાળ | | | |
| ઘેર | ઘર | | | |
| છાયલો | છાંયડો | | | |
| ઝાડુ | ઝાડ | | | |
| તાંબે | | | | mug |
| પુરેતુ | પુરોહિત | | | |
| પોતી | પોથી | | | |
| પીણ | પીણ | | | |
| ફર્હેલો | પહેલો | | | |
| બી | બી ( બીજ ) | | | |
| મુકરો | મુકુર ( આયનો ) | | | |
| એતન | યત્ન | | | |
| રાડલી | રાંડ | ... ... | ... | vergin wido |
| રારો | રાંડેલી | ... ... | ... | widow |
| લુગડો | લુગડું | | | |
| લોભી | લોભી | | | |
| વાડી | વાડ | | | |
| સકુન | સકુન | | | |
| સીંગડો | શીંગડું | | | |
| સીડી | સીડી | | | |
| સુરી | છુરી | | | |
| શેરો | શેરો | ... | ... | remark |
| હિસુ | હિસાબ | | | |
| હાવરૂ | હવેરૂં | | | |
| વાગુ | વાઘ | | | |
| કાસબો | કાચબો | | | |
| ઝુલ | જુ | | | |
| ખરી | ખરી | ... | ... | hoof |
| દાંતુ | દાંત | ... | ... | ivory |
| અંગલી | આંગળી | | | |
| હંગુઠ | અંગૂઠો | | | |
| નેક | નખ | નક્મ | | |
| મુસુંગુ | મૂછ | મુસુંગુ | | |

| સૌ. | ગૂ. | મ. | ता. | हि. |
|---|---|---|---|---|
| દાઢી | દાઢી | | દાઢી | |
| મિ | હું | મિ | | |
| તું | તું | | | |
| તુમિ | તમે | | | |
| પે | પી | | | |
| કેર | કર | | | |
| લિકિક | લખ | | | |
| ઢુક | ઊઠ | | | |
| બિસ | બેસ | બિસ | | |
| નિજ | ઊંઘ | નિજ | | |
| ચાલ | ચાલ | | | |
| જા | જા | | | |
| આવ | આવ | | | |
| ખલ્લે | લે | | | |
| ખલિ આવ | લઇ આવ | | | |
| ચોકુ | વાંચવું | | ચદુવુટા ( તે. ) | |
| ફુડ | ઉઘાડ | | | |
| પપણી | ભવાં | | | |
| પોરા પાપલ | પાંપણ | | | |
| ભિતર | ભિતર | | | |
| ભરાડ | બહાર | | | |
| નાક | નાક | | | |
| કાન | કાન | | | |
| જીભ | જીભ | | | |
| દાંત | દાંત | | | |
| હોઠ | હોઠ | | | |

| સૌ. | ગૂ. | મ. | ता. | हि. |
|---|---|---|---|---|
| ચટી | ઘાંટો | | | |
| ગળ | ગળું | | | |
| હૈમ | છાતી | | | |
| પોટ | પેટ | | | |
| કેડ | કેડ | | | |
| પાટ | પીઠ | | | |
| મઢી | જાંગ | | મઢી ( કમર સાથે ) | |
| ગુડગ | ઘુંટણ | | | |

| सौ. | गू. | म. | ता. |
|---|---|---|---|
| ખભો | કોણી | | |
| ખાંધ | ખાંધ | | |
| તળહાથ | હથેલી | | |
| હાથ | હાથ | | |
| ઉંદ્રે | એક | | ઉંડ્રુ |
| દિય | બે | | એરંડી |
| થિન | ત્રણ | | મુંડ્રુ |
| ચાર | ચાર | | નાંગ્ |
| પાંચ | પાંચ | | અમન્દે |
| સો | છ | | આર |
| સાત | સાત | | એવ |
| આઠ | આઠ | | એદ |
| નવ | નવ | | ઉનબદ |
| દસ | દસ | | પત્ત |
| ઇગ્યાર | અગિઆર | | |
| બાર | બાર | | |
| તેર | તેર | | |
| ચૌદ | ચૌદ | | |
| પંદર | પંદર | | |
| સોળ | સોળ | | |
| સત્તર | સત્તર | | |
| અઢાર | અઢાર | | |
| ઓગણીસ | ઓગણીસ | | |
| ઝાપ | બંધ કર | | |
| તાંડ | મોં | | |
| ખારસ | ખાઉં | | |
| સુમ્મુ | ઘરેણાં | | |
| ધામ | દોડ | | |
| ભૂખરો | ખૂણો | | |
| એડો | | | |
| ઓન્તુ | | | |
| ઉડો | | | |
| કીડુ | | | |
| છસ્મો | ચસ્મા | | |
| ચીનુ | | | |

| | |
|---|---|
| ગ્રીલુ | pond |
| ધુંગુ | shop |
| તીંડી | neglect |

આમાં કેટલા મરાઠી છે તે તો કોઇ મરાઠીને પૂછવાથી જણાશે. મરાઠી શબ્દો ઘણા છે એમ એ ભાઇ કહે છે.

Castes and Tribes of Southern India નામનો એક ગ્રંથ છે. તેના છઠ્ઠા ભાગમાં આ લોકો વિષે એક લેખ સારી સરખી માહિતીવાળો છે. એ લેખનો સાર અત્રે આપવાનો લોભ ખાળી શકાતો નથી. એટલે તમારે તે વાંચવોજ રહ્યો.

સને ૧૯૦૧ ના મદ્રાસ Census Report માં પત્તુલકારો વિષે લખવામાં આવ્યું છે કે તામિલ દેશમાં એક જાતના પરદેશી વણકરો જોવામાં આવે છે. એ લોકો પત્તુલી કે ખત્રી નામની ગૂજરાતીની એક બોલી બોલે છે, અને એ લોકો મૂળ ગૂજરાતમાંથી જ આવેલા છે. અહીં તેઓ પત્તુલકારન અથવા રેશમના લોકોને નામે ઓળખાય છે. ગૂજરાતની દક્ષિણે મંદસૌર (Mandasore) માં આવેલા કુમારગુપ્ત (ઈ. સ. ૧૪૭૩) ના શિલાલેખમાં તે લોકોનો પટ્ટવાયકના નામથી ઉલ્લેખ કરવામાં આવેલો છે. વળી મદુરાની રાણી મંગમ્માલ (Mangammal) શાસનપત્રમાં પણ તેઓને એ જ નામથી ઉલ્લેખવામાં આવેલા છે. પણ હમણાં હમણાં તેઓએ–પોતે સૌરાષ્ટ્રમાંથી આવેલા માટે–પોતાને સૌરાષ્ટ્ર કહેવડાવવા માંડ્યું છે. તેઓ પોતે બ્રાહ્મણ હોવાનો દાવો કરે છે. મંદસોરના શિલાલેખમાં તેઓને યોદ્ધાઓ અને વણકરો કહેવામાં આવેલા છે. ઈ. સ. ૧૭૦૫ માં અઢાર પત્તુલકારનોને ઉપકર્મ (જનોઇ બદલવાનો વિધિ) કરવા માટે પકડવામા આવ્યા હતા. આ મામલો ઠેઠ રાણી મંગમ્માલ સુધી પહોંચ્યો હતો. રાણીએ મોટામોટા પંડિતોની સભા બોલાવી અને તેઓની સલાહથી એવું ફરમાન બહાર પાડ્યું કે એ લોકોને પણ બ્રાહ્મણોના જેવી ક્રિયાવિધિ કરવાની છૂટ છે.

Gazetteer of Madura District માં જણાવવામાં આવ્યું છે કે પશ્ચિમ માળવામાં આવેલા મંદસોરના શિલાલેખમાં જણાવવામાં આવ્યું છે કે રાજા કુમારગુપ્ત (અથવા તેના કોઈ અધિકારી) એ પટ્ટવાયોને લાટ દેશમાંથી લાવીને ત્યાં રાખ્યા હતા અને તેમનો રેશમનો હુન્નર ચાલુ રાખવાને સમજાવ્યા હતા. મુસલમાનોએ જ્યારે મંદસોરનો નાશ કર્યો ત્યારે આ લોકો દક્ષિણમાં દેવનગરી નામના શહેરમાં ગયા. આ દેવનગરી તેજ હાલનું દૌલતાબાદ અને તે વખતના યાદવોની રાજ્ધાની. જ્યારે મુસલમાનોએ દેવનગરી પર હુમલો કર્યો ત્યારે આ લોકો વિજયનગર નાઠા અને ત્યાંથી આખરે મદુરા જઇને રહ્યા. આ ઈતિહાસ હજી સુધી એક વિચિત્ર રિવાજને લીધે સારી રીતે જળવાઈ રહ્યો છે. લગ્ન પહેલાં વરપક્ષ જ્યારે કન્યાનું માગુ કરવા જાય છે ત્યારે કન્યાપક્ષ અમુક ઠરાવેલા શબ્દોમાં વરપક્ષને પ્રશ્ન પૂછે છે કે તમો કોણ છો અને ક્યાંથી આવો છો ? આના જવાબમાં વરપક્ષ કહે છે કે અમો સોરઠ દેશથી આવ્યા છીએ. દેવનગરીમાં અમો રહ્યા હતા અને મુસલમાનના ઉપદ્રવને લીધે ત્યાંથી અમો વિજયનગર આવ્યા હતા, અને વિજયનગરથી મદુરા આવ્યા છીએ. પછી વરપક્ષ કન્યાપક્ષને તે જ પ્રશ્ન પૂછે છે અને તે જ જવાબ સાંભળે છે.

ઈ. સ. ૧૮૨૨માં સાલેમના કલેક્ટર Mr. M. D. Cockburn ની દેખરેખ હેઠળ એક મરાઠી ગ્રન્થ ( manuscript ) તૈયાર કરવામાં આવ્યો હતો તેમાં પણ આ વાત બરાબર આવી જ રીતે કહેવામાં આવી છે. વિજયનગર પડયાં પછી આ લોકોમાંના કેટલાક બેંગલોર ગયા હોય એમ લાગે છે. ત્યાં પણ પટવેગર નામની રેશમ વણનારી જાત રહે છે અને તેઓ પણ પત્નુલીને મળતી જ બોલી બોલે છે.

ઇ. સં. ૧૮૭૧ મૈસુરના Census Report માં જણાવવામાં આવ્યું છે કે એવું કહેવામાં આવે છે કે હૈદરઅલી જ્યારે મદ્રાસની ચઢાઈ પરથી પાછો ફરતો હતો ત્યારે તે જોરજુલમથી આ લોકોનાં વીસપચીસ કુટુંબો પોતાની સાથે લઈ ગયો હતો અને તેઓને ગંજામમાં અને શ્રીરંગપટ્ટમમાં રાખ્યા હતા.

Mr. H. A. Stuart પોતાના Manual of the North Arcot District માં જણાવે છે કે આ પત્નુલકારોના કહેવા મુજબ તેઓ મૂળ તો બ્રાહ્મણ હતા અને સુરત જીલ્લામાં આવેલાં દેવગીરી નામના શહેરમાં રહેતા હતા. પૂરા બાર-મહોલ્લા તેઓની વસ્તીથી ભરેલા હતા. કંઇ કારણથી એક મહોલ્લાના લોકોને ન્યાત બહાર મૂકવામાં આવવાથી તેઓ દક્ષિણ તરફ ચાલી નીકળ્યા અને તિરૂપતિ, આર્નિ, બેલ્લોર, ત્રિચિનોપલ્લી, તંજાવર અને મદુરામાં વસવા લાગ્યા. બીજી એક વાત એવી છે કે તેઓ દર વરસે દિવાળી પર લક્ષ્મીને અમુક ચોક્કસ ઠરાવેલા પ્રમાણમાં રેશમી વસ્ત્રો ધરાવવાને બંધાયેલા હતા. એક વખત એવું બન્યું કે તેઓ પુરતા પ્રમાણમાં રેશમી વસ્ત્રો ધરાવી ન શકયા. આથી દેવી કોપ્યાં અને શાપ દીધો કે આજથી તમો બ્રાહ્મણમાં ગણાશો નહિ. પણ આમ છતાં તેઓ હજી પોતાને બ્રાહ્મણ કહેવડાવે છે. તેઓમાં જેઓ લખી વાંચી શકે એવા છે તેઓ પોતાની ભાષા લખવામાં તેલુગુ લિપિનો ઉપયોગ કરે છે.

Manual of Madura Districtમાં જણાવવામાં આવ્યુ છે કે એ લોકો સુરતના રેશમ-વણકરો છે. એઓને પહેલાંના વખતમાં કોઈ નાયક રાજાએ કે પછી ખુદ તિરૂમલ નાયકે મદુરામાં રહેવાને બોલાવ્યા હતા. તેઓ બીજી ન્યાતો કરતાં જુદા જ રહે છે, અને પોતાની જ ભાષા બોલે છે. તેઓ પોતાના રીતરિવાજોને પણ ચીવટાઇથી વળગી રહ્યા છે. તેઓ દેખાવમાં તામિલો કરતાં તદ્દન જુદા જ છે. રંગે આછા પીળા રંગના, સુંદર અને બુદ્ધિમાન દેખાવના હોય છે.

ઈ. સ. ૧૯૦૭ માં Madras Mailમાં જે એક યાદી (note) બહાર પડી હતી તેમાં પણ તેઓને વિષે કેટલીક માહિતી આપવામાં આવેલી છે. તેઓ બધા જ ચુસ્ત વનસ્પત્યાહારી છે.

The Saurastra Literary Societies of Madura and Madras તરફથી ૧૮૯૧ માં પ્રસિદ્ધ થયેલ The History of the Saurastras in Southern India નામના પુસ્તકમાં જણાવવામાં આવ્યું છે કે આ લોકો ચાર ભાગમાં વહેંચાયલા હતા. ૧ Goundas (chiefs), ૨ Saulins ( elders: કુલીન ?). ૩ Voyddos (physicians વૈદ્ય ?) અને ૪ Bhoutuls (religious men ભટ્ટ ?) xxx આ સૌરાષ્ટ્ર બ્રાહ્મણો મૂળ તો ભટ્ટ ધાર્મિક જીવન ગાળતા હતા પણ હમણાં હમણાં

તેઓએ જુદા જુદા ધંધા કરવા માંડ્યા છે. × × × પત્તુલગર ( Patnulgar ) એટલે રેશમ વણનાર. દક્ષિણ હિંદમાં સહુ વણકરોને માટે આ શબ્દ વપરાય છે અને કેટલાક લોકો ભૂલથી સૌરાષ્ટ્રોને પણ એ નામથી જ ઓળખે છે. સૌરાષ્ટ્રો પહેલાં સૂર્યપૂજક હતા એમ માનવામાં આવે છે કારણ કે **સૌરઃ**=સૂર્ય.

ત્રાવણકોરના પત્તુલકારો વિષે લખતાં **Mr. N. Subramani** કહે છે કે આ લોકો આછા પીળા રંગના, સુંદર અને બુદ્ધિમાન દેખાવના છે. તેઓ બીજા લોકોથી તદ્દન અલગ રહે છે, અને પોતાની જ ભાષા બોલે છે. તેઓ પોતાના રીતરિવાજો પણ બહુ જ ચીવટા-ઈથી જાળવી રહ્યા છે. હમણાં જ સૌરાષ્ટ્ર લિપિ શોધી કાઢવામાં આવી છે, અને પ્રાથમિક પાઠ્યપુસ્તકો વગેરે પણ છપાયાં છે. તેઓ સંગીતના શોખીન છે. તેઓ શુકન અપશુકનમાં બહુ માને છે. આ રહ્યા થોડા નમુના.

**શુકન.** ૧ જળભર્યો ઘડો, ૨ બળતો દીવો, ૩ શૂદ્ર, ૪ પરણેલી સ્ત્રી, ૫ સોનું વગેરે.

**અપશુકન.** ૧ હજામ, ૨ બ્રાહ્મણ, ૩ રોગી, ૪ શરીરની ખોડવાળો, ૫ ઈંધણ, ૬ તેલ, ૭ ગધેડું, ૮ સાવરણી, ૯ પંખો, ૧૦ નિકમ (Pick axe).

વળી એ લોકોમાં છૂંદણાંનો શોખ પણ પૂર જોરમાં ચાલુ છે.

એ લોકોના રીતરિવાજો વિષે થોડું ઉતાર્યું હોય તો ? ઉતારું ત્યારે.

ધર્મની દૃષ્ટિએ જોતાં એ લોકોના ત્રણ ભાગ પાડી શકાય. (૧) ચોખ્ખા વૈષ્ણવો. એઓ વૈષ્ણવોનાં ઊભાં તિલક ધારણ કરે છે અને પોતાને વડકલ ( Vadakalas ) કહેવ-ડાવે છે. (૨) સ્માર્તો. (૩) શાંકર મતના વૈષ્ણવો. એ લોકો પોતાના પંથનાં ચિહ્ન તરીકે ગોપી (સુખડ) ચોપડે છે. આ ત્રણે વર્ગોમાં રોટી બેટી વ્યવહાર ચાલુ છે. એ લોકોના મુખ્ય દેવ તિરૂપતિના વેંકટાચલપતિ છે. કન્ની ( સપ્ટેમ્બર–ઑક્ટોબર ) માસમાં પૂજાની ધૂમ ચાલે છે. દર શનિવારે એમની પૂજા કરવામાં આવે છે. એ દિવસે એકાદ જણ અભિભૂત ( possessed ) થાય છે અને હાથમાં બળતી મશાલ લઇ સહુના કપાળે ને વડે સ્પર્શ કરે છે. એ લોકો એ દિવસે અપવાસ કરે છે અને ગરુડની મૂર્તિ લઇને સરઘસ કાઢે છે. દિવાળી, ચૈત્રી પૂર્ણિમા, અને વૈકુંઠ એકાદશી એ મહત્વના ઉત્સવો ગણાય છે. દશેરા તેમજ રામનવમી, અષ્ટમી, રોહિણી, અવનિઅવિત્તમ અને વરલક્ષ્મીવ્રત પણ ઉજવવામાં આવે છે. સૌભાગ્યવંતી સ્ત્રીઓ દર પૂર્ણિમાને દિવસે અપવાસ કરે છે. સાપ અને વડની ખાસ પૂજા કરવામાં આવે છે. સ્ત્રીઓ લક્ષ્મીનાં ગીત ગાય છે અને તેને શ્રીફળ અને બીજાં ફળો ધરાવે છે.

બાળલગ્ન પ્રચલિત છે. લગ્નમાં ગોત્ર અને ગ્રહ પર બહુ ધ્યાન આપવામાં આવે છે. મામાની છોકરીનું માગું કરી શકાય છે. બહુ વિવાહની પણ છૂટ છે. બ્રાહ્મણોના લગ્ન વિધિ સાથે એ લોકોનો લગ્નવિધિ ઘણી રીતે મળતો આવે છે. ગોવિંદજીનાં માદળાં પણ ગોઠવ-વામાં આવે છે.

બાળકના જન્મ પછી અગિયારમે દિવસે નામકરણ સંસ્કાર કરવામાં આવે છે. આઠમી સંતતિ છોકરો હોય કે છોકરી પણ તેનું નામ 'કૃષ્ણ' રાખવામાં આવે છે. આશરે એક વરસ પછી અન્નપ્રાશન સંસ્કાર કરવામાં આવે છે. સાતથી બાર વરસની અંદર. ઉપનયન સંસ્કાર કરવામાં આવે છે પણ બ્રહ્મચર્ય કે સમાવર્તન પાળવામાં આવતાં નથી.

મરેલા માણસોને બાળવામાં આવે છે અને તેમનાં ફૂલ કોઈ નદીમાં નાખવામાં આવે છે. મરણનું સૂતક માત્ર દશ દિવસ જ પહોંચે છે. શ્રાદ્ધની ક્રિયા કરવામાં આવે છે. વિધવા

વાળ રાખી શકે છે પણ કાળી ગાંઠી (બોદ્ર) રાખી શકતી નથી. સ્ત્રીઓ ઘડપણમાં પણ રંગીન વસ્ત્રો અને પાન વગેરેનો ઉપયોગ ચાલુ રાખે છે.

આ પતુલકારોની પોતાની એક છૂપી ભાષા છે જેનો ઉપયોગ એ લોકો પોતાના ધંધાને અંગે કરે છે. Mr. C. Hayavadan Rao લખે છે કે આ ભાષાની ખાસ ખુબી તો એ છે કે પોતાના ધંધાના શબ્દોજ એ લોકો ખાસ અર્થમાં વાપરે છે. જેમકે કોઈ ભારબોજ વિનાના અથવા સમાજમાં જેનો તિરસ્કાર થતો હોય એવા માણસને રિપ્તખંડુ (સુતર વિનાની ત્રાક) કહેવામાં આવે છે. ઓછી અક્કલના આદમીને મૂઠ (રેંટીઆની થાંભલી) કહેવામાં આવે છે. વાતોડીયા માણસને રહેંટા (સુતર લપેટવાનો રેંટીઓ) કહેવામાં આવે છે. વગેરે વગેરે.

આ વિષય અહીં જ પૂરો કરૂં.

આ બીજી બધી ભાષાના સહવાસમાં આવવાથી મને એક વાત એવી સમજાઇ કે આપણે ગૂજરાતીઓએ ગૂજરાતી ભાષાની જાહેરાત જરાય કરી નથી. આપણે વેપારી થયા પણ જાહેરાતની કિંમત ન સમજ્યા. જો આપણે જાહેરાત કરીએ તો ગૂજરાતને હિન્દની પ્રાંતીય ભાષાઓમાં સારૂં સ્થાન મળે એમાં શક નથી. વળી અસહકારે આખા દેશને ગૂજરાત તરફ ખેંચેલો એટલે આપણું કામ જરા સહેલું પણ થયું છે એમ લાગે છે. ઉત્તર હિંદુસ્થાનમાં હિન્દી બંગાળીમાં અને દક્ષિણમાં મરાઠીમાં કેટલીક ગૂજરાતી ચોપડીઓના અનુવાદ થયા છે એ વાત તો હું જાણતો હતો પણ અહીં આવ્યા પછી નવી વાત એ જાણી કે એ ત્રણેક ગૂજરાતી નાટકોના તેલુગુ અનુવાદ પણ થયા છે. અત્યારે મને માત્ર એકજ નામ યાદ છે–" સૌભાગ્ય સુંદરી. " આ ત્રણેય નાટકો આપણે ત્યાં ભજવાતાં નાટકો છે એટલે આંધ્ર દેશ આપણા સાહિત્ય વિષે આ નાટકો ઉપરથી મત બાંધે. અહીં એક આંધ્ર વિદ્યાર્થી મારી પાસે ગૂજરાતી શિખે છે. વાંચતાં આવડી ગયું છે. "વીણા" માં કવિ નાનાલાલનો 'ફુલની ફોરમ' નામનો લેખ હતો તે એને ગમ્યો અને એણે એનો અનુવાદ કર્યો. હવે નાનાલાલ વિષે ટુંક પરિચય હું એને લખી આપીશ જે સાથે તે 'ફુલની ફોરમ' પ્રસિદ્ધ કરશે. ગૂજરાતી સાહિત્ય વિષે બને એટલી જાહેરાત એ મિત્ર દ્વારા આંધ્ર દેશમાં કરવાનો વિચાર છે. અઠવાડિકો અને માસિકોમાં લેખો અને અનુવાદો દ્વારા એ કરાવવા વિચાર છે. નાનાલાલનો 'ગુજરાતનો તપસ્વી' બહાર પ્રચાર કરવા જેવો છે. કાંતનાં લાંબાં કાવ્યો પણ ગમે તે ભાષામાં શોભે એવાં છે. નાનાલાલનાં કાવ્યોનો સુંદર અંગ્રેજી અનુવાદ થાય તો ગૂજરાતી સાહિત્યની પિછાન હિન્દને થાય. લાંબુ ભાષણ થઈ ગયું.

આંદો તો નથી પડતો. મણિભાઇ, કનુ વગેરે ખુશી આનંદમાં છે અને પોતપોતાનું કામ ખંતથી કરી રહ્યા છે.

તમારો વખત બગાડ્યો પણ બીજો ઉપાય ન હતો. પેટ ફુગારો મારી આવ્યું હતું. વળી કોઇને કહેવી જ જોઇએ એટલે આમ તમારા કામના વખત પર ત્રાપ મારી. હવે તમો એ ન વાંચો તો યે વાંધો નહિ.

શ્રી ક્ષિતિ બાબુનો 'જન્મ–મૃત્યુ' વાળો લેખ મળેલો ?

ત્યારે હવે રજા.

લી.

નગીનદાસ પારેખ

# લોકમાન્યનાં સંસ્મરણો

૧. સને ૧૯૦૬-૭ ની સાલમાં સ્વદેશી હીલચાલ ઉપડી અને સરકારની દમનનીતિ શરૂ થઇ તે વેળા બિપિનબાબુએ છાપાંએ દ્વારા જાહેર કર્યું કે જેમને જેલની તૈયારી કરવી છે તેમણે અગાઉથી જ ઘરમાં જારબંટીના રોટલા વગેરે ખાવાની તાલીમ લેવાનું શરૂ કરી દેવું જોઈએ. આ વાંચીને લોકમાન્યે કહેલું 'જેલને સારૂ જ શું આવડી તૈયારી કરવાની? જેલ મળો કે ન મળો, દેશને સારા દિવસ ન આવે ત્યાં સુધી આ જેલ જ છે એમ જ માનીને દેશભક્તે ચાલવું જોઇએ. જેને જેલમાં જવું પડે એટલા ખાતર જારબંટીના રોટલાની તાલીમ લેવા પડે એણે કર્મયોગ જાણ્યો જ નથી એમ સમજવું. જારબંટી ખાઇને ભલે તે ચાહે તેટલી તૈયારી કરે, તેને હાથે કાર્યસિદ્ધિ થવાની નહિ.

* * * * *

૨. એકવાર એક સ્ત્રીઓની નાટક કંપનીએ પુનામાં 'દંડધારી' નામે ખેલ પાડ્યો. નાટકકારે નાયકની ભૂમિકા લોકમાન્યના ચરિત્ ઉપર ઘટાવી હતી. બીજે દિવસે લોકમાન્યના એક મિત્રે તેમને કહ્યું 'બળવંતરાવ! કાલે રાત્રે તો શું લોકોએ તાળીઓના ગડગડાટથી તમને વધાવ્યા છે ને!' લોકમાન્ય વિમાસણમાં પડ્યા ને બોલ્યા 'હું તો કાલે મુંબઇમાં હતો! તમે શી વાત કરો છો?' થોડીવારે તેમના ધ્યાનમાં આવ્યું ને બોલ્યા 'ક્યાંક વેશબેશ જોઇ આવ્યા હશો!' પેલા મિત્ર કહે 'વેશ તો વેશ પણ ઉપરથી વળી કહે છે કે કાલના નાટકમાંના વેશધારી બળવંતરાવ કોઇ ભાઇસાહેબ નહિ પણ બાઇસાહેબ હતાં!' લોકમાન્ય ખડખડાટ હસી પડ્યા. ત્યારબાદ એક દિવસ આ નાટકના લેખક લોકમાન્યને મળવા આવેલા ત્યારે તેમણે લોકમાન્યને કહ્યું કે જે બાઇ આપની—'દંડધારી'ની—ભૂમિકા ભજવે છે તેમની એક વાર આપનાં દર્શન કરવાની ઇચ્છા છે.' આ સાંભળી લોકમાન્ય કંઇક ગંભીર ચ્હેરે બોલ્યા 'મને મળવાનો કોઇને પ્રતિબંધ નથી ખરો, તથાપિ તમે એમને મારા તરફથી કહેજો કે મને મળવા કરતાં પણ જો મારે નામે તમને બે પૈસા વધુ મળતા હોય તો સત્પ્રવૃત્તિથી ચાલીને એમ મેળવેલા પૈસામાંથી અમુક હિસ્સો હવે પછી જાહેર કામમાં દેવાનું ઠરાવજો એટલે થયું.'

* * * * *

૩. સને ૧૯૦૮ માં પૂના ટેમ્પરન્સ એસોસીએશનના આશરા હેઠળ પૂનામાં ચાલેલી દારૂનાં પીઠાં પર ચોકીની હીલચાલને અંગે એકવાર રે માર્કેટમાં એસોસીએશન તરફથી જાહેર-સભા હતી. સભા ડૉક્ટર ભાંડારકરના અને તેઓ ના કહે તો અમુક ગોરા સાહેબના પ્રમુખપણા હેઠળ ભરવી એમ નક્કી થયું. લોકમાન્યનું કહેવું એમ હતું કે ડૉ. ભાંડારકર ના કહે તો આપણામાંના બીજા કોઈ હિંદી ગૃહસ્થને વીનવીએ પણ 'સાહેબ' ન જોઇએ. મૉડરેટ

મંડળીનો આગ્રહ 'ઇન્ડિઅન'ના કરતાં કોઇ 'સાહેબ'ને જ પ્રમુખ તરીકે આણવાનો હતો તેથી તેમણે ઉપર કહ્યો તેવો ઠરાવ કરેલો. તેમને પાકી ખબર હતી કે ડૉ. ભાંડારકર તબીયતને કારણે ખચિત આવી શકવાના નથી; તેથી કેવળ લોકમાન્યને ચૂપ કરવા તેમણે અમસ્થું જ ડૉ. ભાંડારકરનું નામ ઠરાવમાં પહેલું મૂકયું હતું. બસ. સભા વિસર્જન થતાં જ લોકમાન્ય શ્રી. શંકરરાવ લવાટે ( પૂનાની દારૂનિષેધની હીલચાલના આત્મા ) ને કહે 'આ લોકને સાહેબ જ અધ્યક્ષ જોઇએ ખરૂં? હજુ યે આમનું સાહેબ વગર પગલું પડતું નથી! ઠીક છે, આ ને આ ઘડીએ ડૉ. ભાંડારકર પાસે જાઉં છું ને ચાહે તે ભોગે એમની પાસેથી પ્રમુખ થવાનું વચન લઇ આવું છું!' સીધા સંગમ ઉપર ભાંડારકરને બંગલે ગયા અને પોતાની અમોઘ વાણી તેમ જ સ્વાભિમાનવૃત્તિથી ઉભરાતી દેશદાઝના સામર્થ્ય વડે ગુરુવર્ય ભાંડારકરને તરબોળ કરી દઈ સભાનું પ્રમુખપદ સ્વીકારવાનું વચન લઇ આવ્યા. ઘેર આવીને કંઇક ઉદ્વિગ્ન ચિત્તે કહે 'શું લોક છે ને! અમારી સભાને કહે પ્રમુખ થવા 'સાહેબ'ને આણવો જોઇએ! આપણે બધા શું બહારવટીઆ મૂઆ છીએ? ભાંડારકર ડોસાએ હા પાડીને લાજ રાખી, નહિ તો અમને જ દારૂ પીતાં શીખવનારાઓની નાતનો એક આવીને અમારા જ માથા ઉપર બેસત ને એમને શ્રીમુખેથી 'અલ્યા, દારૂ ન પીશો' એવો ખાસો ઉપદેશ શ્રવણ કરવાનું પુણ્ય ગાંઠે બાંધવા વારો આવત! કેવી શરમની વાત! પણ અમારા આ વેદિયાઓને એની કશી ગતાગમ હોય તો ને!

પેલી સભા તો પછી ડૉ. ભાંડારકરના જ પ્રમુખપણા હેઠળ મળી એ જાણીતી ઘટના છે.

* * * * *

લોકમાન્ય માંડલેથી છુટીને આવ્યા પછી એક દિવસ તેમના એક નિકટ મિત્રે એમને કહ્યું 'તમે તો હવે સાવ મોળા (મૉડરેટ) થઇ ગયા છો.' લોકમાન્યે ઉત્તર આપ્યો 'એ ભાઇ, કઈ રીતે? કંઈ પુરાવો બુરાવો આપશો કે એમ જ?' પેલા કહે 'નથી થયા એવું સાબિત કરનારો તમેય શો પુરાવો આપી શકો એમ છો?' લોકમાન્ય જરા સંકોચવૃત્તિથી બોલ્યા '૭ વરસ મેં માંડલેની જેલમાં કાઢયાં ને માફી સરખી ન માગી એથી વધુ શો પુરાવો તમારે જોઇએ?' પેલા ગૃહસ્થ અકળાઇને બોલ્યા 'બળવંતરાવ, તમારી વકીલી તો બધી અમે જાણીએ જ છીએ. તમારાં ૭ વરસની તમને કોણે ના પાડી? પણ એ તો તમારી અગાઉની તપસ્યાનું ફળ. અમારો આરોપ તો તમારા છુટી આવ્યા પછીનો છે. એનો જવાબ છે તમારી પાસે?' લોકમાન્યે તરત ઉત્તર આપ્યો 'પેલા જુઓ, બાપટ; પેલા જોશી; પેલા ભટ આ બધા જેલો ભોગવી ભોગવીને આવેલા. હું મોળો થઇ ગયો છું તેમાં જ ને મારા સ્ટાફ ઉપર આવી આવીને બેઠા છે? મૉડરેટોને ત્યાં તેમના સ્ટાફ ઉપર આમનામાંના એકાદાને તો જવા કહી જુઓ વારૂ?' પેલા મિત્ર ઠંડા જ થઈ ગયા!

* * * * *

૫. લોકમાન્ય વિલાયત ચિરોલ કેસ લઢી પાછા આવ્યા પછીની વાત. ઓંકારેશ્વરના મેદાનમાં વૈદિક બ્રાહ્મણવૃંદે તેમને આશીર્વાદ સાથે પાનસોપારી આપવા મેળાવડો કર્યો ને મોટા મોટા હારતોરા પહેરાવ્યા. મેળાવડામાંથી બહાર આવી લોકમાન્ય ઘોડાગાડીમાં બેસવા આવ્યા. સાથે કેળકર. પાછળથી સ્વયંસેવકોએ આવી પેલા હારતોરાનો ભારો ગાડીમાં

કોઇનું માને એમ નથી. એટલે સમજાવીને છોકરાને! તમારે જ એને પટાવીને તૈયાર કરવો જોઇએ. લોકમાન્ય ઘડીક ડોશીને સાંભળી રહ્યા. પછી ધીરે રહીને કહે "તમારૂં કહેવું ખરૂં છે, પણ જુઓને, આવી વાત કોઇ કોઇને કહ્યાથી કરતું નથી. સૌ કોઇએ પોતે જ પોતાના મનથી કરવાની હોય છે. મનમાં કરવાનું ન હોય એટલે પછી કંઇને કંઇ બહાનું કાઢીને છટકી જાય છે. તમને ને એના માબાપને લાગે છે તે સ્વાભાવિક છે, પણ અમારૂં કહ્યું કરીને આજે એ તમે કહો છો તેમ પરણવા તૈયાર થાય અને અમારા રોજના ધંધાને અનુસરીને કાલે સવારે ધારો કે અમારા જ કહેવાથી તે દસ વરસની ટીપમાં ગયો, તો? પછી તમે જ તે દિવસે કહેશો કે ટિળકના મનમાં એને જેલમાં જવાનું કહેવું'તું તો પછી તે દહાડે એને પરણવાનું કહેવા શું કરવા નીકળ્યા'તા! પણ મેં તમને કહ્યું નહિ કે આવી વાત કોઈ કોઈના કહ્યાથી કે કોઇનું માનીને કરતું નથી? પોતાનું મન હોય તે જ કરે છે છતાં હું એને કહી જોઈશ." ડોશી ઘેર આવ્યાં. બપોરે હું ગાયકવાડ વાડે (લોકમાન્યનું ઘર) ગયો ત્યારે મને જોઇને લોકમાન્ય કહે 'અલ્યા સદાશિવ, કહે છે કે તું ઘેર કોઇનું કહ્યું માનતો નથી! ખરી વાત? હું તો આ અચાનક હુમલો સાંભળી સ્તબ્ધ જ થઈ ગયો ને પુતળાની પેરે ઉભો રહ્યો. થોડી વારે લોકમાન્યે સવારની હકીકત માંડીને કહી અને બોલ્યા 'દેશની કંઇક સેવા કરવી એવું જેને મન હોય તેણે ગૃહસ્થાશ્રમ ન જ કરવો એવો નિયમ નથી. એને જાહેરકામમાં અંતરાય રૂપ ન થવા દેવો એટલે બસ. અને સંભાળવાનું છે તે એજ. અમારા ભિકાજીપંત હર્ડિકર એવાજ હતા. અને સમાજના સ્વાસ્થ્યની તેમજ હિતની દષ્ટિએ એ જ યોગ્ય છે. પણ જેને પોતાને વિષે એવો વિશ્વાસ ન હોય અને એકવાર સંસારચક્રમાં સપડાયા કે પછી જન્મારો આખો તેમાંથી નીકળાવાનું નહિ એમ જ જેને લાગતું હોય તેવા લોકો આજન્મ બ્રહ્મચારી રહેવાનો નિશ્ચય કરી દેશકાર્યમાં જોડાય તો તે પણ જોઇએ જ છે. દેશને માટે આપણા જુવાનો ભેખ લે એ અત્યારની દેશસ્થિતિમાં ઇષ્ટ જ છે, પણ તે આપણા રાજવાડે (મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ ઇતિહાસસંશોધક વિશ્વનાથ કાશીનાથ રાજવાડે)ની પેઠે નિષ્કલંકપણે અને શુદ્ધાચરણપૂર્વક સમાજ વચ્ચે રહેવાની મનમાં પ્રતિજ્ઞા કરીને નીકળે તો જ તેમણે એ માર્ગે ચડવું, નહિ તો તેમણે પોતાનું તેમજ સમાજનું સત્યાનાશ વાળવાનું જોખમ ખેડવું નહિ. માટે આવી બાબતમાં સૌએ પોતાનો કોયડો પોતે જ ઉકેલી રસ્તો સાફ કરી લેવો જોઇએ."

* * * * *

[ ગૃહજીવનવિષયક ]

૧. સને ૧૯૮૧ ની બળેવ આવી ત્યારે 'ચહા પ્રકરણ' (પાદરીના ઘરની ચહા પીધા માટે પૂનાના બ્રાહ્મણે ટિળક, રાનડે વગેરે સંખ્યાબંધ આગેવાન ગૃહસ્થોને ન્યાતબહાર કર્યા હતા) ને લીધે કોઇ બ્રાહ્મણ ક્રિયા કરાવવા ગાયકવાડ વાડામાં આવે નહિ. લોકમાન્યના ભાણેજ ધોંડોપંત (ધોંડોપંત વિદ્વાંસ કેસરી, મરાઠા તેમજ લોકમાન્યના ઘરનો બધો કારભાર ચલાવતા) ભારે વિમાસણમાં પડ્યા. એ જોઇ લોકમાન્ય કહે 'અરે, એમાં ગભરાય છે શું? તું તારે બધી તૈયારી તો કર. શ્રાવણી કરાવવા આપણો બાળોભટ આવશે.' આ 'આપણો બાળોભટ' તે વળી કોણ, એ કંઈ ધોંડોપંતની સમજમાં આવે નહિ કારણ બધા બ્રાહ્મણોની ઉપરવટ થઇને લોકમાન્યને ઘેર બળેવ કરાવવા આવે એવો હિમ્મતવાન

બાળોભટ કોઈ પોતાની ઓળખાણોમાં એમને જડ્યો નહિ. લોકમાન્ય કહે 'અલ્યા કહું છું ને તને, કે તૈયારી કર. મૂંઝાય છે શાનો? કાલે સવારે તરભાણું આચમની લઇને બાળાભટ હાજર ન થાય તો મને પૂછજે.' બીજે દિવસે સવારના આઠ વાગ્યામાં ધોંડોપંત જુએ તો એક હાથમાં દર્ભ અને બીજા હાથમાં આચમની તરભાણું લીધેલ બાવળની ગાંઠ જેવા બાળુભટ (બાળ ગંગાધર ટિળક) આંગણામાં હાજર! થયું. પોથીની મદદ લઇને આ બાળુભટે ઘરની શ્રાવણી અથથી ઇતિ સુધી યથાસાંગ પાર ઉતારી!

* * * * *

૨. લોકમાન્યનાં સૌથી મોટાં દીકરી પાર્વતીબાઈ કેતકર લખે છે: 'હું હ્યૂમેલ હાઈ-સ્કૂલમાં જતી ત્યાં મરાઠી ચોથા ધોરણ જોડે અંગ્રેજી પહેલી ચોપડી પણ શરૂ કરાવતા. ૧૨મા વરસ પછી છોકરીઓ પરણે છે ને ત્યાં સુધીમાં મરાઠી પણ તેમનું પુરૂં થતું નથી ત્યાં અંગ્રેજી પણ ૮, ૬, ૪ થાય. તેથી પ્રથમ મરાઠી પૂરૂં પાકું થયા વગર અંગ્રેજી ન જ શીખવવું એમ દાદા કહેતા. ને એ જ કારણથી દાદાએ અમારી નિશાળમાં આવીને અંગ્રેજીના કલાક વખતે મને બીજા એકાદા ગણિત કે સંસ્કૃતના વર્ગમાં બેસવા દેવી એવી ગોઠવણ કરી હતી. આથી તે વખતના શાળામાંના કેટલાક શિક્ષકો દાદાને 'ચસકેલ' કહેતા ને ટીકા કરતા.

* * * * *

૩. હું નિશાળેથી ઘેર આવું એટલે મારે સાડી બદલવી પડતી. તેથી એકવાર મેં દાદાને કહ્યું કે 'મને છીંટનો સાળુ લઈ આપો.' દાદાએ જવાબ આપ્યો 'છીંટના સાળુ ન લેવાય; બધા વિલાયતી હોય છે.' આમ કહી લંબાણપૂર્વક સ્વદેશીનો મહિમા મને કહી સંભળાવ્યો! ત્યારથી હું સમજતી થઈ કે નિશાળમાં બીજી છોકરીઓ જે ભભકાબંધ કપડાં પહેરીને આવે છે તે બધાં વિલાયતી કપડાંનાં બનેલાં હોય છે. અમારા ઘરમાં સુતરાઉ બધું થાણા કલોય અને ગરમ કાપડ વુલન મીલોનાને બદલે ધાબળીઓનું વપરાતું.

* * * * *

૪. ઘરમાં એ વખતે ચ્હા થતી પણ આઈ અમને કદી ચ્હા આપતી નહિ. અમને દૂધ જ અપાતું. અમે દાદાને પૂછીએ 'તમે કેમ ચ્હા પીઓ છો?' દાદા કહેશે 'ટેવ પડી. તમારે તેમાંથી બચવું જોઈએ. બાપ દારૂડીઓ હોય તોપણ છોકરાંએ દારૂ પીતાં કદી ન શીખવું જોઇએ.' વિશ્વનાથ (લોકમાન્યનો સ્વર્ગસ્થ જ્યેષ્ઠ પુત્ર) ને જનોઇ દીધા પછી દાદા રોજ તેની પાસે સંધ્યા કરાવતા. કોઇ વાર ન કરી હોય તો ગુસ્સે થતા. એક દિવસ વિશ્વનાથ કહે 'ત્યારે તમે કેમ નથી સંધ્યા કરતા?' દાદા કહે 'હું તારા જેવડો હતો ત્યારે રોજ કરતો. હવે તો હું રોજ વેદ વાંચું છું એટલે સંધ્યા નથી કરતો. અમને એમના ઉપર વિશ્વાસ બેઠો નહિ એમ જોઈ મૅક્સમૂલર સાહેબે કરેલાં વેદોનાં ભાષાંતરનાં જાડાં જાડાં પુસ્તક દાદાએ અમને દેખાડયાં અને કહે 'પૂર્વે દૈત્યો વેદને ચોરીને લઇ ગયા હતા, હવે જર્મનો ભાષાંતર કરીને ધોળે દહાડે લઇ ગયા છે.

૫. કેસરીનું લખાણ દાદા હંમેશાં સોમવારે બપોરે લખાવતા. કોઇને કોઈ લખનારો હોય. અમે બાજુના ઓરડામાં બેસીને સાંભળીએ. દાદા અમને જોઇ જાય તો અમારી ઠેકડી કરે ને કહે 'રાંધતાં રાંધતાં જ ચાખી જુએ છે કે? રાંધતાં ચખાતું હશે કે? છપાઇ બહાર પડે ત્યારે વાંચજો.

૬. એક વાર જમવા બોલાવવા હું તેમની મેડી ઉપર ગઇ. દાદા લખતા હતા. મેં કહ્યું 'જમવાનું થઇ ગયું છે. નહાવા ચાલો.' પહેલાં તો કંઇ મારૂં કહેવું સાંભળ્યું નહિ. લખવામાં તલ્લીન હતા. થોડી વારે મારા તરફ જોયું ને કહ્યું 'બ્રહ્મા ભુલ્યો!' મેં કહ્યું 'કેમ?' તો કહે 'પેટની કોથળીને તેણે એક બાંકું રાખવું જોઇતું હતું. તેમાં અન્નરસ ભર્યો કે ખલાસ. જમવા પાછળ વખત ભાંગવો નહિ!'

* * * * *

૭. દાદા માંડલેથી આવ્યા પછી એક વાર ૧૯૧૭ ના ઉનાળામાં અમે બધાં સિંહગઢ ઉપર હતાં. અમે ત્રણે બ્હેનો, ચી. રામભાઉ, બાપુ (લોકમાન્ય પુત્રો) તથા ચી. ગણપતી [લેખિકા પાર્વતીબાઇનો દીકરો] તેમજ છોકરાં બધાં ભેગાં થયાં હતાં. આઈ એક જ બધાને આમ મળેલાં જોવા રહી નહોતી એ વાતની અમને ખિન્નતા લાગતી. અહીં બહારના લોકોનો અવરજવર ઓછો હતો તેથી દાદા જોડે વાતો કરવાની ઠીક તક મળતી. એક દિવસ દાદા ચી. ગણપતી જોડે કંઇ વાતો કરતા હતા એટલામાં હું ત્યાં જઈ ચડી. એટલે મને કહે 'તેં આ સાંભળ્યું? ચી. ગણપતીને હું 'કેસરી' નો તંત્રી કરવાનો છું.' મેં કહ્યું 'કરો ને!' એટલે કહે 'પણ એને જેલો જોવી પડશે. એની છે કે તારી પાસે તૈયારી?,

* * * * *

આ પછી દાદા વિલાયતથી પાછા આવ્યા ને અમે મુંબઈ તેમને મળવા ગયાં ત્યારે મને કહેલું 'ચી. ગણપતી હવે એલએલ. બી. થયો કે હું એને મારો સેક્રેટરી કરવા માગું છું.' પરંતુ એ સુયોગ અમારા નસીબમાં નહોતો. ઇશ્વરને ઘેર જુદોજ સંકેત હતો.!

* * * * *

૮. લોકમાન્યનાં વચેટ પુત્રી દુર્ગાબાઇ વૈદ્ય લખે છે: 'પુનાના પ્લેગમાં અમારા વડીલ બંધુ તાત્યા (લોકમાન્યનો જ્યેષ્ઠપુત્ર વિશ્વનાથ) હોમાયા પછી કોણ જાણે શું કંઇક અકસ્માત થએલો ને દાદાનું ઘૂંટણ લચકાયું. તે ઉપર બીલામો ભર્યો પણ તેથી મટવાને બદલે ઉલટો બીલામો વકર્યો ને મધુમેહ તો દાદાને હતો જ; તેથી ઘૂંટણ પાક્યું ને અંદર પરૂ થઇને ઘરમાં હરવા ફરવાનું પણ મુશ્કેલ થઇ પડ્યું. અંતે થોડા દિવસ સિંહગઢ ઉપર જઇને રહેવું એમ ઠરાવ્યું. સામાન બધો બાંધી સવારે જ ગાડાંમાં રવાના કર્યો ને અમે બધાં દાદાની જોડે પાછલે પહોર પૂણેથી નીકળ્યાં. તળેટીએ પહોંચ્યાં ત્યાં સાંજ પડી ગઈ. દાદા તો હમેશાં પગે ચાલીને જ ડુંગર ચડનારા. પણ ઘૂંટણની પીડાએ આ વખતે તેમને પરાવલંબી થયા વગર છૂટકો નહોતો. દૈવજોગે તે દિવસે ખુરશીઓવાળા પૂરતા મળ્યા નહિ, તેથી અંધારૂં થાય તે પહેલાં અમને બૈરાંછોકરાંને કિલ્લા ઉપર પહોંચાડી દઇ તરત જ વળી નીકળવા અને બીજીવાર પોતાને ઉપર લઈ જવા દાદાએ ખુરશીવાળાઓને કહ્યું અને તે મુજબ ખુરશીવાળાઓ પાછા તળેટીએ આવે ત્યાં સુધી પોતે ત્યાંજ ફણસના ઝાડ નીચે રોકાવાનું ઠરાવ્યું. આથી બાબા (ધોંડોપંત વિદ્વાંસ; લોકમાન્યના ભાણેજ) પણ દાદાને સંગાથ આપવા તેમની જોડે જ નીચે રોકાયા. આઈ તથા અમે બધાં કિલ્લા ઉપર પહોંચ્યાં ત્યાં તો અંધારૂં થઈ ગયું ને થએલી ગોઠવણ પ્રમાણે ખુરશીવાળાઓ

તરતજ પાછા વળ્યા. અમે ઘર ઉઘાડીને બેઠાં ને દાદાની વાટ જોવા માંડી. હમણાં આવશે, જરાવારમાં આવશે, એમ કરતાં કરતાં કલાક થયો, દોઢ કલાક થયો પણ ખુરશીવાળા આવતા ક્યાંયે સંભળાય નહિ ! અંધારી રાત. અમને ચિંતા થવા લાગી. છેવટ હાથમાં ફાનસ ને લાકડી લઇ કિલ્લાના દરવાજા સુધી કોઇએ જઇને ખબર કાઢવી એમ નક્કી થયું. છોકરાંઓમાં હું જ કંઇક મોટી હતી. તેથી મનમાં બીક લાગતી હતી તો પણ અંધારામાં ફાનસ લઇને હું નીકળી. આક્કા (નાની બ્હેન) પણ મારી સાથે ચાલી. પણ જેવાં અમે કમ્પાઉન્ડ બહાર નીકળીએ છીએ તેવો જ દૂર કિલ્લાના દરવાજા પાસે ઘોર અંધારામાં દીવો ઝબક્યો અને થોડીવારે બાબાના ખભાનો ટેકો લઇ ખોડંગતા ખોડંગતા દાદા બંગલા તરફ આવતા દેખાવા લાગ્યા ! અમે બધાં છોકરાં બહાર નીકળી દાદાને ઘેરી વળ્યાં ને પૂછવા લાગ્યાં 'દાદા, ખુરશીવાળાઓ ક્યાં ? આટલે દુખતે પગે તમે કેવી રીતે ઉપર આવ્યા ?' દાદાએ જવાબમાં બુલંદ અવાજે નીચલો શ્લોક અમને સંભળાવ્યો:

मूकं करोति वाचालं पङ्गुम् लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानंद माधवम् ॥

પાછળથી અમે તેમનો પિછો લીધો ત્યારે ખબર પડી કે રાત અંધારી ને અસૂર થએલું, તેથી પેલા ભલા ખુરશીવાળાઓ તળેટીએ પાછા ન જતાં વચમાંજ અરધે રસ્તે ડુંગરી લોકના નેસમાં રાત રહી ગએલા ને ખાસા સુઈ રહ્યા હતા ! અને દાદા તેમના આવવાની આશા મૂકી દુખતે પગે જ એમને એમ ઉપર ચડી આવ્યા હતા !

* * * * *

૯. ઘરનાં માણસો જોડે વિનોદ કરવાની દાદાને ખૂબ ટેવ હતી. અમે ઘરની છોકરીઓ સાસરેથી આવીએ ત્યારે દાદાના પથ્યપાણીનું કામ બધું અમને સોંપાતું. એકવાર એમની થાળી પીરસીને હું મેડી પર લઈ ગઈ. તે દિવસે ઘરમાં કંઈક હતું ને થાળીમાં બેચાર ચાંદીની વાટકીઓ કે ચમચા કે એવું કંઈક હતું. એ જોઇ દાદા કહે 'વાહ, તમે બધાંએ તે મને કોઈ ખાસો ગુંસાઇજી મહારાજ બનાવવાનો ઘાટ માંડ્યો છે કે શું ? આ બધાં ચાંદીનાં વાસણો ને ચમચા ને બધું શું તોફાન છે ?' ઘરમાં વારપરબ ગમે તે હોય પોતાના પથ્યની સાદી ચીજો સિવાય દાદા કદિ કશું ખાતા નહિ. શરીરરક્ષણની દૃષ્ટિએ જ તે ખાતા, સ્વાદ તરફ એમનું કદિ ધ્યાન જ ન રહેતું.

* * * * *

૧૦. એક દિવસ અમે ભાઈબ્હેનો વાતોનાં ગપ્પાંમાં મશગુલ હતાં. અમારામાંથી એક જણ પોતાને આવેલા સ્વપ્નની વાત સંભળાવી રહ્યો હતો: 'પછી આગળ ચાલતાં રસ્તામાંથી મને એક બેઆની જડી ને તે મેં ઉપાડી લીધી !' એટલામાં દાદા ત્યાં આવી લાગ્યા. તેમણે સ્વપ્નાની વાતમાંથી બરાબર આ છેલ્લું જ વાક્ય સાંભળ્યું. તે સાંભળીને કહે 'જ્યાં બધું જ આળપંપાળ ને કલ્પનાસૃષ્ટિનો ખેલ ત્યાં પણ તને તો હીરામાણેકની બે પાંચ ખાણો ન લાધતાં એક દળદરી બે આની જ જડીને ? અરે ! સ્વપ્નસૃષ્ટિમાં પણ તારી મહત્વાકાંક્ષા આટલી દરિદ્રી ત્યાં સાચુકલા આયુષ્યમાં મોટો થઇને તું શાં અજવાળાં કરવાનો ?

* * * * *

૧૧. લોકમાન્યનાં સૌથી નાનાં દીકરી મથુબાઇ સાને લખે છે 'રાજપ્રકરણની જ વાતોનો રાત દિવસ નિદિધ્યાસ, તેથી તિ૦ દાદા ઘરમાં વિનોદ કરે તેમાં પણ રાજપ્રકરણની જ

જ્યા પ્રતિબિંબિત થતી. મારાં લગ્ન થયા તે પહેલાં ઘણી વેળા મને પૂછે: 'કાં, તારે બેસંટબાઇ થવું છે કે? લગનબગન નથી કરતી તે?' કોઇવાર તે અમને પૂછતા 'કેમ તમને ઘરમાં હોમરૂલ મળ્યું છે શું?'

* * * * *

૧૨. સવારે ચ્હા પીતી વખતે દાદા રોજ ટપાલ જોતા અને વિનોદ કરતા. ૧૯૦૮ ના સુરતના ભખેડા પછી મૉડરેટ તેમજ એક્સ્ટ્રીમિસ્ટ છાપાંઓ વચ્ચે સારી પેઠે ગાળો ચાલતી. એક દિવસે ચ્હા પીતી વખતે અમને પૂછવા લાગ્યા 'તમે બધાં રોજ ચ્હાની સાથે કંઇને કંઈ ખાઓ છો; હું શું ખાઉં છું કહો જોઇએ?' દાદા ચ્હા સાથે કોઇ દિવસ કશું ખાતા નહિ, તેથી અમે કહ્યું 'તમે તો કોઈ દિવસ કશું ખાતા નથી.' દાદા હસીને કહે 'કેવું અજ્ઞાન! અરે, હું રોજ ચ્હા સાથે ગરમાગરમ ગાળો ખાઉં છું!'

* * * * *

૧૩. અપરિગ્રહ વૃત્તિથી રહેનારા એક દેશસેવક એકવાર લોકમાન્યને ત્યાં જઈ ચડ્યા. લોકમાન્યે તેમની રહેવાખાવાની બધી સગવડ કરી. ઉત્તમ પગચંપી કરતાં આવડે છે એવું સર્ટિફીકેટ પોતાનાં વૃદ્ધ માતાપિતાની પાસેથી મેળવ્યાની આ ગૃહસ્થે લોકમાન્યને વાત કરી અને 'આપની પણ આટલી અલ્પ સેવા કરવાની મને રજા આપો' કહી પગચંપી કરવા દેવાની માગણી કરી. લોકમાન્યે તેને કહ્યું 'આટલી જીંદગીમાં જે વાત કરવાનો આજ સુધી મારા ઉપર કોઇએ પ્રસંગ આણ્યો નથી તે તમે આજે આણ્યો ત્યારે તમને કહું છું કે જેની જોડે મેં લગ્ન કર્યું છે એના હાથનો પણ આટલી જીંદગીમાં મેં મારા પગને કદિ સ્પર્શ થવા દીધો નથી. આમ છતાં તમારી ઇચ્છા મારા પગ દાબવાની જ હોય તો ભલે તમારી હોંસ પૂરી કરી લ્યો.' પેલા ગૃહસ્થ ભોંઠપથી અધમૂઆ થઈ ગયા!

* * * * *

૧૪. લોકમાન્યના ભાણેજ ધોંડોપંતે કહેલી વાત છે: 'એકવાર દાદા માંડલેથી છુટીને ઘેર આવ્યા પછી કોઈ ચિત્રકાર સ્વ૦ મામી (લોકમાન્યનાં પત્ની. તેઓ લોકમાન્યના માંડલેના કારાગ્રહવાસ દરમ્યાન સ્વર્ગવાસી થયાં એ જાણીતું) નું એક મોટું તૈલચિત્ર કરી લાવેલો. જોઇને મેં કહ્યું 'વાહ, કેવું આબાદ કામ કર્યું છે!' તરતજ દાદાએ કહ્યું 'પણ ચિત્રકળાની દૃષ્ટિએ તે જોઇએ એવું થયું નથી'. મેં કહ્યું 'પણ મને તો આબેહૂબ મામી જેવું જ લાગે છે!' આ સાંભળી જરા હસીને પણ કિંચિત્ ગદ્ગદ સ્વરે દાદા૦ કહે 'અરે, તું એને ઝાઝી ઓળખે કે હું?' મામીના જીવતાં દાદા અમારા દેખતાં પણ તેમની જોડે કદિ ઝાઝું બોલતાં જોયા નથી, ત્યાં આવો વિનોદ તો ક્યાંથી કદિ સાંભળ્યો જ હોય? તેથી મામીની પાછળ કદિ ન સાંભળેલા એવા ઉપલા શબ્દો દાદાને મોઢે સાંભળીને મારી પણ આંખમાં ઝળઝળિયાં આવી ગયાં!

૧૫. મથુબાઇ લખે છેઃ મારી બ્હેનની એક નાની દીકરી હતી. તે હમેશાં તેની પાછળ પાછળ ફર્યા કરે. ક્વચિત્ પ્રસંગે દાદા તેને ન દેખે એટલે પૂછે: 'કેમ આજ તારું હોડકું ક્યાં ગયું?' પછી પોતે જ કહે કે 'મોટાં ઝાઝ જોડે પાછળ હમેશાં એક નાનું હોડકું બાંધેલ હોય છે ને? તેવી જ તારી આ પોરી છે!'

(બાપટ કૃત સંગ્રહમાંથી) આ.

# સરસ્વતીચંદ્રનું માનસ*

માન્ય પ્રમુખશ્રી, ભાઈઓ અને બહેનો,

'બહેનો' એવો બહુવચનનો પ્રયોગ કરી શકાય એટલી બહેનોની હાજરી નથી એ વ્યાકરણદોષ શિષ્ટાચારથી સમર્થિત થાય છે એમ ગણી લેશો.

મારે પ્રથમ કહેવું જોઈએ કે આ વ્યાખ્યાન શ્રીયુત છોટાલાલ પુરાણીના આગ્રહને વશ થઈ સ્વીકાર્યું છે પણ તે બહુ જ સંકોચપૂર્વક. પ્રથમ તો આવા ગંભીર વિષય ઉપર બોલવાને જે તૈયારી કરવી જોઈએ તે કરવાને મને વખત નહોતો. આવું વ્યાખ્યાન આખું લખીને વાંચવાનું હું પસંદ કરું. સંકોચ થવાનું બીજું કારણ એ છે કે મારા દાંત આજે નાંખેલા હોવાથી મને બોલવાનું ફાવતું નથી. ભરૂચ એમ મને હમેશ યાદ રહેશે. અહીં મારા સ્વાભાવિક દાંતથી હું છેલ્લો બોલ્યો અને નવા દાંતથી પહેલો બોલું છું. આપને લાગશે કે મહમ્મદ ગાંડાની માફક હું મારા દાંતનું મહત્ત્વ વધારું છું, પણ મહમ્મદને પણ હાલના ઇતિહાસકારો ઘણો શાણો અને દૂરદર્શી રાજ્યકર્તા ગણવા લાગ્યા છે, તો એક અધ્યાપક, જેનો ધંધો જ બોલવાનો છે, તે પોતાના દાંતને આટલું મહત્ત્વ આપે તે આપને વાજબી લાગવું જોઈએ. આપને અંગ્રેજ કવિ કૂપરની કવિતા યાદ હશે. તેમાં આંખ અને નાક વચ્ચે તકરાર થાય છે કે ચશ્માં કોનાં? આંખનાં કે નાકનાં? છેવટે કાન ત્રાહિત બની ચુકાદો આપે છે કે ચશ્માં નાકનાં, માટે નાક પર ચશ્માં હોય ત્યાં સુધી આંખોએ બંધ રહેવું. મને પણ સંશય થાય છે કે બોલવાની શક્તિ કોની? જીભની કે દાંતની? એ નિર્ણય હું નથી કરી શક્યો એટલામાં આ ભાષણ મેં સ્વીકાર્યું છે.

આજના વ્યાખ્યાનનું મથાળું ખરી રીતે 'સરસ્વતીચન્દ્રનું માનસ અને તેનું વસ્તુ-સંવિધાન' કે એવું કંઈક જોઈએ. પણ મથાળું દીર્ઘસૂત્રી થવાના ભયે મેં ટૂંકું રાખ્યું છે. મારે મને એ લગભગ એક જ પ્રશ્ન છે. નાયકનું માનસ પોતાને અનુકૂળ વસ્તુ-સંવિધાન માગી લે છે. વસ્તુ નાયકના માનસને વ્યક્ત કરવા માટે હોય છે અને વસ્તુને અનુકૂળ તેની સંવિધાન કળા હોય છે. એટલે હું આ બન્ને દષ્ટિથી આજનું મારું વક્તવ્ય રજુ કરીશ.

* તા. ૨૭-૪-૨૬ ને રોજ ભરૂચ સાહિત્ય ને કલા સમાજના આશ્રય હેઠળ, શ્રીયુત વિશ્વનાથ મગનલાલ ભટ્ટના પ્રમુખપદ નીચે આપેલા ભાષણની તે વખતે લેવાયેલી નોંધ ઉપરથી લખ્યું. કેટલાક ભાગો વિશદ કરવા નહિ બોલેલ એવું કાંઈક ઉમેર્યું છે. રા. વિ.

વાસ્તવિક રીતે કહું તો વાર્તાનો નાયક અને તેનું વસ્તુ બન્ને પોતાને અનુકૂળ રૂપમાં કવિના સંકલ્પથી એક સાથે વ્યક્ત થાય છે. જેમ પરમાત્માના સંકલ્પથી અનેક રૂપહીન તત્ત્વો ગતિમાં આવી રૂપવાળી સૃષ્ટિ થઇ તેમજ કર્તાના સંકલ્પથી તેના સર્વ જ્ઞાનનું રહસ્ય તેના સર્વ અનુભવનું રહસ્ય, ગતિમાં આવી સાકાર થઇ કવિસૃષ્ટિ નિર્માણ થાય છે. આપણે જેમ ટૂંકમાં ચોપડીઓ ગોઠવીએ તેમ કવિનું જ્ઞાન અમુક નક્કી કરેલાં આકારમાં ગોઠવાતું નથી, પણ જેમ જમીનમાં બીજ પડી પોતાને અનુકૂળ સામગ્રી મેળવી તે ઉગવા માંડે છે તેમ કવિનો સંકલ્પ તેના જ્ઞાનમાં બીજરૂપ થઇ ઉગવા માંડે છે. એ કયો આકાર લેશે એ તે બીજમાં જ અવ્યક્તરૂપે રહેલું હોય છે.

સદ્ગત ગોવર્ધનરામનો એવો સંકલ્પ કયો, જ્યાંથી આ સરસ્વતીચંદ્રની સૃષ્ટિ રચાઈ? ગોવર્ધનરામ વિચારશક્તિની વયે પહોંચ્યા ત્યારે હિંદમાં પશ્ચિમની સંસ્કૃતિનો મોહ સંપૂર્ણ વેગથી પ્રવર્તતો હતો. પશ્ચિમના પવનના વેગથી હિંદદેવીનો વેષ અને કેશકલાપ ઉડે છે એવું હિન્દદેવીનું ચિત્ર બરાબર એ સમયની વસ્તુસ્થિતિને પ્રગટ કરે છે. ગોવર્ધનરામ એ મોહમાં તણાતા વર્ગને કહે છે "ભાઇઓ તણાઓ નહિ, જરા પુરુષાર્થથી ઊભા રહો. પૂર્વની સ્થિતિને ખરાબ ગણી કાઢયા પહેલાં વિચાર તો કરો કે પૂર્વની સ્થિતિ પછવાડે કાંઇ રહસ્ય છે, કાંઇ વિચારધન છે! કોઇને ગુન્હેગાર ગણતા પહેલાં તેની વાત તો સાંભળશો કે નહિ?" અને કર્તા એવી દુરવસ્થામાં આવી પડેલા હિન્દનો બચાવ કરે છે, તેનો પક્ષવાદ કરે છે. 'પક્ષવાદ કરે છે' એમ કહેવાનો અર્થ એવો નથી કે કર્તાનું દર્શન એકતરફી છે. તેમનું દર્શન વિશાલ છે, પૂર્વ પશ્ચિમ બન્નેને સરખી નજરે જોવાનો તેમનો પ્રયત્ન છે પશ્ચિમમાંથી સારૂં હોય તેટલું લેવું એ તેમનો નિર્ણય છે; એ બધું ખરૂં, પણ સાથે સાથે એ જાણવું જોઇએ કે એ સ્થિતિ જ બચાવની હતી.

આ દૃષ્ટિએ જોતાં હિન્દના સમસ્ત જીવન અને તેની સમસ્ત સંસ્કૃતિ એ કર્તાના વિચારનો વિષય છે. હિન્દના જીવનનો એક પણ પ્રશ્ન રહી ન જાય, કર્તાને જે કાંઇ હિન્દ વિષે કહેવું છે તે કશું રહી ન જાય એવું કલાસ્વરૂપ તેમને આવશ્યક હતું. પહેલાં સંસ્કૃત વાઙ્મયમાં જે કામ મહાભારત પુરાણ વગેરે કરતાં તે કામ કર્તાને નવલદ્વારા કરવું છે. માટે જ સરસ્વતીચંદ્રને પુરાણ કહેલું છે. આપણા સમાજના રોગ તેના ઉપાયો, આપણાં પુણ્ય આપણા પાપો, આપણાં આદર્શો આપણી ત્રુટિઓ, આપણા રિવાજો આપણી રૂઢિઓ, આપણું ભૂત આપણું ભવિષ્ય એ સર્વનું તેમણે એક સમગ્ર દર્શન કરી મૂકવાનો પ્રયત્ન કર્યો છે.

આ સર્વ જ્ઞાન કલામાં રસરૂપ કરી તેમને વાંચક સમક્ષ મૂકવું છે. તેને માટે તેમને નાયક જોઈએ છે, વસ્તુ જોઈએ છે અને એ વસ્તુનું સંવિધાન કરવું છે.

નવલકથાની સમસ્ત વસ્તુનું સંવિધાન બહુ જટિલ છે. રસ્તે જતાં વાટ ખૂટાડવા તમે સરસ્વતીચંદ્રની વારતા કહી શકો નહિ. તેનાં પાત્રોનું વસ્તીપત્રક કરો તો પણ ઘણું મોટું થાય. તે કરી જોવા જેવું છે. વળી વાર્તાના બનાવો કાલક્રમે નથી આવતા પણ આડાઅવળા આવે છે. કર્તા વારંવાર વાર્તાના ચાલુ પ્રવાહના અમુક બિન્દુએ થોભી જઇ ભૂતકાળમાં ઘણે દૂર સુધી જઈ આવે છે. આ એટલું જટિલ છે કે ઘણા તો એમ માને છે કે વાર્તામાં કોઇ આકાર કે યોજના જ નથી.

વાર્તાની વસ્તુના બનાવો કાલક્રમ છોડી આડાઅવળા આવે છે તેમાં એક નિર્ણાયક તત્ત્વ તો રસ હોય છે. જેમ જુદા જુદા ઘન પદાર્થો અમુક અમુક દ્રવ્યમાં જ ઓગળે છે તેમ જુદા જુદા બનાવો અમુક અમુક રસમાં જ એકરૂપ થઈ શકે છે અને કર્તા દરેક બનાવ જે રસને તે અનુરૂપ હોય ત્યાં જ તેને મૂકે છે. એક જ દાખલો લઉં. સરસ્વતીચંદ્રનું સઘળું પૂર્વ વૃત્તાંત કર્તા ઠેઠ ૧૫મા પ્રકરણમાં આપે છે. આનું એક સારું કારણ નવીનચંદ્ર તેજ સરસ્વતીચંદ્ર ખરો કે નહિ એ વાંચકનું કુતૂહલ જાગૃત રાખવાનું છે. પણ તેને ૧૫મા પ્રકરણમાં જ કેમ મૂકે છે? ૧૪મા પ્રકરણમાં કુમુદસુંદરી નવીનચંદ્રનો ખીસામાંથી પડી ગયેલો કાગળ લઈ લે છે અને તેને વાંચવા સ્ત્રીઓની કચેરી ચાલતી હતી ત્યાં હાજર રહેતી નથી. આટલે સુધી વાત આવ્યા પછી પણ સરસ્વતીચંદ્રનું ઓળખાણ અને કુમુદ સરસ્વતીચંદ્રને શુદ્ધ માર્ગે થયેલો પ્રેમસંબંધ જો કર્તા ન કહે તો નવલકથાની નાયિકા માટે વાંચકને નિરર્થક ખોટો વહેમ આવે. અને આ જગાએ સરસ્વતીચંદ્રનું પૂર્વવૃત્ત કહી દેવાથી, પહેલા ભાગનું સર્વથી વધારે રહસ્યમય પ્રકરણ ૧૯ મું 'જવાનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન' જેમાં નાયિકા હૃદયભેદક મન્થનમાંથી વિશુદ્ધ બહાર નીકળે છે ત્યાં, એ મન્થનની ઉગ્રતા, ઉદ્વેગ, તાપ સમજવાને અને વિજયી નીકળનાર નાયિકાના વિજયનો ઉત્કર્ષ સમજવાને એ હકીકત પાછળની ભોંયમાં રહી રસને પુષ્ટ કરે છે. આ રીતે બનાવોનો કાલક્રમ રસની નિષ્પત્તિ અને પુષ્ટિને અર્થે છોડાય છે.

પણ રસનિષ્પત્તિ સિવાય પણ કુશલ વાર્તાકાર કેવળ બનાવોથી સુંદર આકારો રચે છે. જેમ ચિત્રકાર, હાસ્ય, ભય વગેરે અમુક નામ આપી શકાય તેવા ભાવ કે રસનાં માનવી ચિત્રો રંગથી ચીતરે છે અને બીજી તરફ સૌંદર્યથી અન્ય કોઇ માનવી ભાવનું નામ ન આપી શકાય તેવી કેવળ રંગની યોજનાઓ, રચનાઓ (Designs) કરે છે તેમ કુશળ કથાકાર પણ મહાન અને ઊંડા માનવી ભાવો એક બાજુ શબ્દથી પ્રત્યક્ષ કરાવે છે અને બીજી બાજુ વાર્તાના બનાવોથી સમયપટ પર સુંદર આકૃતિઓ* દોરી બતાવે છે. સરસ્વતીચંદ્રની કથામાં આવી કોઈ આકૃતિની યોજના છે કે નહિ એ પ્રશ્ન ઉપર હું હવે આવું છું.

---

* મારૂં વક્તવ્ય વધારે સ્ફુટ કરવા આવી કેટલીક આકૃતિઓના દાખલા આપું. આ નિબંધમાં જ હવે પછી જે નદીની આકૃતિ કહી છે તે સિવાયની આકૃતિઓમાં હું એક માલાં ગણાવું. માલા જેમ અમુક બિન્દુથી શરૂ થઇ અનેક પોતામાં પરોવાઈ અનેક દિશામાં ફરતી એ જ બિન્દુ આગળ આવીને મળી જાય છે તેમ જ એવી વારતામાં પણ થાય છે. રમતાં રમતાં એક છોકરાને બાલ્લે છોકરો મહેણું મારે કે 'તું તો નબાપો છે' છોકરો માને પૂછે, મા પૂર્વ ઇતિહાસ કહે, છોકરો બાપને શોધવા નીકળે, અનેક પરાક્રમો કરી આવી બાપને શોધી પાછો આવે ને વારતા પૂરી થાય. અગર રાજા કુંવરને અમુક વહેમથી દેશવટો દે, કુંવર પરાક્રમો કરે, ફરે, અને રાજકન્યાઓને પરણે, છેવટે રાજાનો વહેમ ટળે, દેશવટેથી પાછો આવે અને વાર્તા પૂરી થાય. વળી રાસમાં જેમ રાસ લેનારી એક દોરી લઇ નૃત્ય કરતી ગાતી જાય છે અને દોરી ગૂંથાતી જાય છે અને પાછું એ જ ગૂંથણ ઉકલી જાય છે તેમ કેટલીક વારતાઓમાં અમુક અમુક સ્વતંત્ર તંતુઓ ગૂંથાવા માંડે છે, ઘણીવાર ગૂંચવાવા માંડે છે અને છેડે જતાં બધા ઉકલી જાય છે. ઉપર કહી તે 'માલા'માં ઘણીવાર આવી ગૂંથણી કે ગૂંચવણ પણ હોય છે. કોઇવાર સ્વતંત્ર નાની નાની વારતાઓ આ પ્રમાણે ગૂંથાય છે. કોઈવાર માત્ર ઘણી જ સાદી રીતે વારતા અમુક બનાવોની માત્ર સેર જ હોય છે. જેમાં અનેક બનાવો એક જ પાત્રના તંતુદ્વારા એકત્ર પામી વારતા બને છે. કોઇ વારતા મોટા* સ્થાપત્યકામ

સરસ્વતીચંદ્રનું વસ્તુ ઘણું જ જટિલ અને અટપટું હોવા છતાં તેની મૂળ વાર્તાની આકૃતિ બહુજ સરલ છે. તેને હું અડવાનાં પરાક્રમોના જેવી વાર્તાની આકૃતિ કહું. અડવો બેવકૂફ છે, અને એની બેવકૂફી બતાવવાની વાર્તા, અડવો ઘેરથી સાસરે જવા નીકળ્યો ત્યાંથી શરૂ થાય, રસ્તામાં તે અનેક મૂર્ખતાઓ કરે, સાસરામાં અનેક મૂર્ખતાઓ કરે અને છેવટે વારતા પૂરી થાય. સરસ્વતીચંદ્રમાં ઉપર કહી ગયો તેમ, ઘણાખરા બનાવો તો રસને અનુકૂલ સ્થાને આવતા કાલક્રમ છોડે છે પણ એ વિચાર દૂર રાખતાં વાર્તા, સરસ્વતીચંદ્ર અનુભવ માટે નીકળે છે ત્યાંથી શરૂ થાય છે અને તેનું રખડવું, પરિવ્રજ્યા પૂરી થાય છે ત્યાં પૂરી થાય છે. આને હું એક જ સૂત્રમાં પરોવેલા અનેક મણકાની સેર સાથે ન સરખાવું પણ દરિયા તરફ જતી નદી કે મહાનદ સાથે સરખાવું. જગતના સાહિત્યની ઘણીખરી વાર્તાઓ આવી સાદી આકૃતિમાં લખાયલી છે. ડૉન કિવકઝૉટ અડવાની પેઠે જ અમુક ભ્રમથી પરાક્રમ કરવા નીકળે છે, અને છેવટે તેનો ભ્રમ ભાંગે છે અને વાર્તા પૂરી થાય છે. સરસ્વતીચંદ્ર અમુક સમજણથી ગૃહત્યાગ અને લગ્નત્યાગ કરી જગતમાં રસળવા નીકળે છે, નદી જેમ કોઈ ઉદ્દેશ વિના રસળતી દેખાય છે પણ દરેક ડગલે તે સમુદ્ર નજીક જતી હોય છે તેમ સરસ્વતીચંદ્ર પણ અનેક ભ્રમણમાં વિધિથી જ જાણે ગૃહ અને ગૃહસ્થજીવન તરફ જતો દેખાય છે અને છેવટે જેમ નદી સમુદ્રમાં લીન થાય છે તેમ જે ગૃહસ્થજીવનની તેણે ભવ્ય કલ્પના કરી છે તેમાં સરસ્વતીચંદ્ર પોતે અને એ સર્વ સૃષ્ટિ લુપ્ત થાય છે, માત્ર વાંચનારની નજરે એ વિચારનો સાગર ગંભીર ઉછળતો રહે છે. મહાનદને જેમ રસ્તામાં અકસ્માતથી જ બીજી નાની નદીઓ મળે, અને પોતાના જલથી મૂળ મહાનદને પુષ્ટ અને વિપુલ કરે તેમ અનેક બીજી ઉપકથાઓ, પ્રકરીઓ મૂળ વાર્તામાં ભળે છે, પોતાનું સર્વસ્વ એ મુખ્ય કથામાં ભેળવી દે છે અને બધી નદીઓમાં જળ એક થઇ મુખ્ય પ્રવાહે વહી અંતિમ ધ્યેયમાં લીન થાય છે. કર્તા એમ દરેક સંગમે સંગમે, તીર્થે તીર્થે અટકી, વાંચનારને એ ઉપકથાના પૂર્વ વૃત્તાંતમાં લઇ જાય છે અને એ રીતે કથા વિસ્તૃત અને શાખાપ્રશાખાવાળી બને છે, ફાલે છે.

વાર્તાની આ યોજના, મહાનદ જેવી રસળતી યોજના ઉપરથી, સરસ્વતીચંદ્રના માનસનું લક્ષણ હું રસળવાનું, રખડવાનું ગણું છું. અને આ બાબત સાબીત કરવાનું મારે માટે બહુ મુશ્કેલ નથી. ગ્રન્થકારે પોતે તે કહી દીધું છે. પહેલા ભાગના પહેલા પ્રકરણની પહેલી લીટી

"ઘર તજી ભમું હું દૂર સ્વજન-હીન, ઉર ભરાઇ આવે"

એમ છે. સરસ્વતીચંદ્રના મુખ્ય વાર્તાપ્રવાહને મળનારી પહેલી ઉપકથાના નાયક બુદ્ધિધનનો તેની સાથે પ્રથમ મેલાપ થાય છે ત્યારે પણ એ જ માનસ વ્યક્ત થાય છે.

---

જેવી હોય છે. જેમ મકાન ચણાતાં અનેક જગાએથી કામ શરૂ થાય, તેમ વારતામાં અનેક જગાએથી કામ શરૂ થાય છે. અને પછી કોઇ ભાગ અમુક ઊંચાઇએ કોઇ અમુક ઊંચાઇએ જઇ પૂરો થાય છે, અને આખી ઘટનાની ટોચરૂપ, કલશરૂપ અમુક ભાગ સર્વોપરિ થઇ આખી વાર્તાને એક સ્વરૂપ આપે છે. શેકસપીઅરનું Merchamt of Venice આ પ્રકારનું ગણી શકાય. રામાયણ મહાભારતને હું આ દૃષ્ટિએ મહાવન જેવી વારતાઓ ગણું. એક જ વારતામાં ઉપર જણાવી તેવી અનેક આકૃતિઓ એક સાથે યોજાય પણ છે.

આ આકૃતિઓનું નિરૂપણ પણ માલા, સેર, સ્થાપત્ય વગેરે રૂપકોથી કરેલું છે પણ સર્વ સાહિત્ય કે કલાકાર્યોમાં આવાં રૂપકો અનિવાર્ય છે.

બુદ્ધિધનઃ તમે ક્યાંના વતની છો ? અહીંયાં કાંઈ પ્રયોજને આવવું થયું હશે ?
નવીનચંદ્રઃ મુંબાઈ ભણીથી આવું છું. રજવાડો નજરે ન્યાહળવાના હેતુથી આણીપાસ આવ્યો છું.
"તમે મુંબાઈમાં કાંઈ ધંધો કરો છો ?
"આપણા દેશમાં કહેવાય છે કે અન્નપૂર્ણા કોઈને ભુખ્યું મુકી સુતી નથી તે હું અનુભવવા ઇચ્છું છું. મુંબાઈમાં હું વિદ્યાર્થી હતો હવે અનુભવાર્થી છું." (૧,૮૦)

સરસ્વતીચંદ્ર અનુભવાર્થી છે અને ગમે તેવો માણસ બોલાવે ત્યાં અનુભવ અર્થે જવાને તત્પર છે. આવા વિચિત્ર માણસને બુદ્ધિધન જેવો કારભારી રાખે એ સ્વાભાવિક નથી. છતાં રાખે છે તેથી પાછળથી પસ્તાવું પડે છે (૧,૨૯૯). એ ગમે તેમ હોય પણ તેમાં સરસ્વતીચંદ્રનો આ સ્વભાવ બરાબર વ્યક્ત થાય છે. અમાત્યને ઘેર પણ બરાબર સ્થિર થવું પડે એવી નોકરી લેવાનો પ્રસંગ આવે છે ત્યાં વળી તે જવાનો વિચાર કરે છે. જવાનાં બીજાં પ્રબળ કારણો ત્યાં ઘણાં છે પણ સરસ્વતીચંદ્ર સ્થિર રહી શકતો નથી એ પણ એવું જ કારણ છે.

સરસ્વતીચંદ્ર કોઈ રખડનારો, ભટકનારો, પરિવ્રાજક છે એ ખરું પણ તે સાધારણ ભટકનારો નથી. ભટકનારને સર્વ પ્રકારના પ્રસંગો મળે એ ખરું પણ પ્રસંગો પણ જોતાં આવડે તેને માટે છે, મૂઢને પ્રસંગ એ પ્રસંગ જ નથી. અને કર્તાએ સરસ્વતીચંદ્રનું માનસ એટલા માટે એવું ઘડયું કે દુનિયામાં સર્વ પ્રસંગોને તે' બોલ્યા વગર (વિચાર્યા વગર નહિ) જોઈ શકે, કાને સાંભળેલું મનમાં રાખી શકે, જાતે રંગાયા વિના સઉ રંગ જોઈ શકે' ટૂંકમાં તેનું માનસ ફિલસુફનું, વિચારકનું ઘડયું.

આ માનસ કયા દેહમાં છે તે જરા ટૂંકમાં જોઈ જઈએ. સરસ્વતીચંદ્રનો વિચાર વ્યાપાર આપણું એટલું બધું ધ્યાન ખેંચે છે કે તેનું શરીર કેવું હતું તે આપણે ઘણીવાર ભૂલી જઈએ છીએ. સરસ્વતીચંદ્રનું શરીર એ નામના નાટકમાં જે સરસ્વતીચંદ્રનું પાત્ર આવતું તેને, કે એક આવૃત્તિમાં ચિત્ર આવી ગયું તેને જરાયે મળતું નહોતું. "શરીર વ્યાયામવાળું અને કાંતિમાન હતું. મુખ ઉપર પ્રતાપ અને કોમળતા એકઠાં વાસ કરી રહ્યાં હતાં. રાક્ષસ જેવો ન લાગે એટલો ઉંચો, જાડો ન લાગે એવો એવડીયા કાઠાનો, અને શીક્કાશમાં ન ખપતાં આંખને ગમે એટલી ગૌરતાવાળો સરસ્વતીચંદ્ર ભણ્યો ન હત, શ્રીમંત ન હત, તો પણ શરીરના રમણીય અને પૌરુષ દેખાવથી જ સર્વનું મન હરત એમ તેના વિદ્વાન મિત્રો પણ કહેતા." આ શરીરને લીધે જ તે કામ પડે ત્યાં સાહસ કરી શકે છે, અલકકિશોરીને બચાવવા જમાલ સામે થઈ શકે છે, વાણીયણને બચાવવા બ્હારવટીઆ સામો થઈ શકે છે, અગવડ ભરેલી મુસાફરીઓ કરી શકે છે અને હૃદયને વલોવી નાંખે એવાં મંથનોમાં ટકી શકે છે. આ શરીર આ નાયકને આવશ્યક હતું જ.

તેની શરીરસંપત્તિ જેવીજ, તેની માનસિક સંપત્તિ પણ વિરલ અને વિશાલ છે. યુનિવર્સિટીના ઉંચામાં ઉંચી પરીક્ષાઓ તેણે આપેલી છે, ચાંદ મેળવ્યા છે, વગેરે વગેરે.

વાર્તાને માટે તેને મોટી ધનસંપત્તિનો પણ વારસ બનાવવો પડ્યો છે. એ કાંઈ વાર્તાનો અકસ્માત નથી પણ જે અંતિમ ધ્યેયને માટે કર્તા નાયકને તૈયાર કરે છે તે ધ્યેયનું એ ભવિષ્યનું સાધન બનવાનું છે. તેની વીંટી પણ કથામાં એક પાત્ર જેટલું કામ કરે છે.

અને આવા સર્વ રીતે સુખી માણસને ભટકવા નીકળવાનું નિમિત્ત શું બન્યું ? અહીં પણ યાદ રાખવું જોઈએ કે ભટકવાની મૂળ ઈચ્છા સરસ્વતીચંદ્રમાં પ્રથમથી જ હતી. તે ન

માનીએ તો બધાનો ખુલાસો મળી શકશે નહિ. આ સ્વભાવના નિરૂપણમાં મને કંઈક મુશ્કેલી આવેલી જણાય છે તે આગળ કહીશ પણ એ સ્વભાવ મૂળથી જ છે એમ માનવુંજ જોઈએ. આ પછી ગૃહત્યાગનું નિમિત્ત જોવું જોઈએ. આ બનાવો સર્વને સુપરિચિત છે તે આપણે બહુ ટૂંકામાં જોઈશું. સરસ્વતીચંદ્રના પિતાને નવીના ભરમાવ્યાથી સરસ્વતીચંદ્ર ઉપર અનેક વહેમો આવે છે, તે પૈસાની ગેરવ્યવસ્થા કરે છે અને ભવિષ્યમાં સર્વ ધનનો માલીક થઇ બેસી પિતાને પણ પાણીચું આપી દેશે એવો વહેમ આવે છે; સરસ્વતીચંદ્રને ઘરમાં પકડાઈ રહેવાનું આ માત્ર એક જ કારણ હતું—પિતાનો સ્નેહ અને તેમની સેવા કરવાની કર્તવ્યબુદ્ધિ. તે બન્નેમાંથી તે પિતાના આવા આક્ષેપોથી મુક્ત થાય છે, એ રીતે ભટકવાની ઇચ્છાનું જે એક જ નિયન્ત્રણ હતું તે દૂર થાય છે અને સરસ્વતીચંદ્ર ભટકવા નીકળી જાય છે. ધન વગેરે તરફ તેને મૂળથીજ આસક્તિ નહોતી. ઉચ્ચતર જ્ઞાન મેળવવાનો પ્રથમ અધિકાર, જે તુચ્છ સંસારની વસ્તુઓ તરફની અનાસક્તિ, તે તેને સ્વભાવસિદ્ધ હતી.

પણ ગૃહત્યાગ સાથે તે ગૃહિણીત્યાગ કરે છે. કુમુદ સાથે તેનાં વિધિસર લગ્ન થયાં નહોતાં પણ બન્ને વચ્ચે લગ્નસ્નેહ અંકુરિત થયો હતો. અને બન્ને, અને બન્ને નહિ તો છેવટ સરસ્વતીચંદ્ર તો સ્નેહની જવાબદારી સમજે એવી વયે તે સ્નેહ અંકુરિત થયો હતો. સરસ્વતીચંદ્ર જેવો ગર્ભશ્રીમંત તો પારણામાંથી પરખાવો જોઈતો હતો પણ 'કાંઈ કારણથી' ચારે પાંચ વર્ષ વિવાહ વિના વીતી ગયાં. આ 'કાંઈ કારણ' કલ્પવું મુશ્કેલ છે પણ કર્તા એ સ્થાન ટપી જાય છે અને આપણે પણ તેની પાછળ ટપી શકીએ છીએ. અને પછી મોટી વયે તેમનું સંવનન થાય છે, બન્ને વચ્ચે પત્રવ્યવહાર ચાલે છે, ખરો સ્નેહ બંધાય છે. એ સ્નેહતંતુ સરસ્વતીચંદ્ર શી રીતે તોડી શક્યો? શી રીતે કુમુદનો ત્યાગ કરી શક્યો?

અહીં સરસ્વતીચંદ્રનું માનસ વધારે વ્યક્ત થાય છે. સામાન્ય માણસમાં જે જે નબળાઇઓ છે તેમાંની એક પણ તેનામાં નથી. એવી કોઇ નબળાઈથી તે ગૃહ અને ગૃહિણી ત્યાગ કરતો નથી. હિન્દુ સંસારમાં ઘણા માવડીઆ કે પિતાપરવશ પતિઓ પત્નીનો ત્યાગ કરે છે તેવું તે કરતો નથી. પરણ્યા, તો પછી પત્નીને ન્યાય જ આપવો જોઈએ, માતપિતા પુત્રવધૂ ઉપર જુલમ ન જ કરી શકે એમ તે માને છે. તેમ છતાં પરણીને જુદાં રહેવું તેને અસહ્ય લાગે છે. 'પ્રસિદ્ધપણે જુદો રહું તેના કરતાં અપ્રસિદ્ધતામાં લીન થાઉં તો હરકત નથી' એમ તે નિશ્ચય કરે છે.

આ નિશ્ચયને પ્રેરનારી બે માન્યતાઓ ગણાય. એક તો એ એમ માનતો હતો કે 'માણસના જીવનને સ્ત્રી આવશ્યક નથી...અને સંસાર ક્ષુદ્ર, નિસત્વ; નિર્માલ્ય, અને નિરૂપયોગી હતો.' સરસ્વતીચંદ્ર પોતાની ખાતર પરણ્યો નહોતો પણ તેણે 'વૃદ્ધ પિતામહીના વત્સલ ઉત્સાહનો ભંગ ન કરવો એટલી ઇચ્છાથી વિવાહ સ્વીકાર્યો' હતો. (૧.૨૨૭) હવે લગ્ન કરવાથી ઉલટો કલેશ થશે એમ જોયું એટલે લગ્ન જ બંધ કર્યું! અલબત લાગ સમયે તો કુમુદ માટે તેને સ્નેહ હતો 'એનાથી છુટાં પડતાં મને અસહ્ય વેદના થશે તે હું સારી રીતે જાણું છું......પણ......પિતાને ખાતર હું દુઃખ સહીશ' (૧,૨૪૨.)

(અપૂર્ણ)

રામનારાયણ વિ. પાઠક.

# આપણાં દેશી રાજ્યો

હિંદનાં રાજકરણમાં હિંદુસ્થાનના દેશી રાજ્યો અને તેમની આજની પરિસ્થિતિ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. દેશી રાજ્યોનો મામલો આજે ઘણો ચકચારભર્યો થઈ પડ્યો છે અને કેટલાક નરેશોના વર્તન અને તેમના તેને પરિણામે થયેલા હાલહવાલે હિંદી જગતને ચોંકાવી દીધું છે. દેશી રાજ્યોની પ્રજાની વિટંબણાઓનો આરો નથી, ચારે બાજુથી પ્રજાના આર્તનાદ સંભળાઈ રહ્યા છે; એક બાજુએ અલ્વર નરેશના રાજ્યમાં જલીઆંવાલાનું સ્મરણ કરાવે એવો હત્યાકાંડ, બીજી બાજુએ વડોદરાના સુધરેલા ગણાતા રાજ્યના પ્રગતિશીલ નરેશની પ્રજામતને ઠોકરે મારી તેમના પર કરના બોજા લાદવાની નફ્ટ ચેષ્ટા અને વિલાયતી વિલાસોના શોખ સામે પ્રજાપોકાર, એક લૂંડી પાછળ ગાંડાતૂર થઈ ઈંદોર નરેશે પ્રજાના પરસેવા કમાઇનું અને પોતાની પ્રતિષ્ઠાનું કરેલું પાણી, એ બધા કિસ્સાઓ હિંદી પ્રજાને અકળાવી રહ્યા છે ત્યાં બીજી બાજુ નભા નરેશ અને નિઝામ સાથેના બ્રિટિશ સરકારના વર્તનથી હિંદી સરકાર અને દેશી રાજ્યોના સંબંધ વિષે ગંભીર પ્રશ્ન ઉભો થયો છે. આજે જ્યારે આપણે સ્વરાજનો વિચાર કરતા હોઇએ, એની પ્રાપ્તિ પાછળ દેશની સઘળી શક્તિનો ખર્ચ કરતા હોઇએ તે વેળા.દેશી રાજ્યોના પ્રશ્ન તરફ આપણે ઉદાસીન રહેવું પરવડે એમ નથી. મહાસભાએ દેશી રાજ્યોના પ્રશ્નો સામે પોતાના કાન બંધ રાખી એ સંબંધી અક્ષમ્ય ઉદાસીનતા દાખવી છે. અલ્વર નરેશ જેવાના રાજ્યઅમલના પિશાચી કૃત્યે સામે પંડિત માલવીઆજી જેવા જાણીજોઇને આંખ આડા કાન કરવાના પાપ ભાગી થઈ શકે છે, મહાત્માજી જેવા સ્પષ્ટવક્તા મહાપુરુષ કાઠીઆવાડ રાજકીય પરિષદને પ્રમુખપદેથી ખાલી રેંટીઆનો ‘ મહામંત્ર ’ જાપ જપાવી દેશી રાજાઓ અને રાજ્ય સંબંધે સ્પષ્ટ અભિપ્રાય આપી એ રાજ્યોની પ્રજાઓને સ્પષ્ટ માર્ગદર્શન કરાવવામાં નિષ્ફળતા દેખાડે કે એ વલણ લેવામાં મુત્સદ્દીગીરિના દાવો લેખે એ સ્થિતિ શોચનીય નહિ તો શું! દેશી રાજ્યોની પ્રજા આજે નિરાધારતા અનુભવે છે. દેશના અગ્રણીઓએ દેશી રાજ્યની પ્રજાના પ્રશ્નો હાથ ધરવા જોઇએ; એમણે દેશી રાજાઓના વર્તન માટે શોરબકોર કરી મૂકી એમની સાન ઠેકાણે લાવવી ઘટે. એક બાજુથી પોતે ધબ્બા ખાવા છતાં યે એ નરેશો પોતાની પ્રજા પર તો એવો જ દોર ચલાવ્યે જાય છે. એમનાં પાપકર્મોની હવે કંઈ માઝા નથી. હિંદને સ્વરાજ મળે તે દિવસે દેશી રાજ્યોના પ્રશ્નનો ઉકેલ એટલો સહેલો ન હોય. આજે દેશમાં એક વર્ગ એ વિચાર ધરાવનારો છે કે દેશી રાજ્યો સ્વરાજના માર્ગમાં એક મોટી આડીખીલી છે જે જ્યારે ને ત્યારે નડયા કરશે; પરિણામે એ વિચારકોટિના સર્વ આદમીઓ દેશી રાજ્યો એક કે બીજી રીતે નકશા પર લાલ રંગમાં ફેરવાઇ જાય તો નારાજ ન થાય. સરસ્વતીચંદ્રમાં ગોવર્ધનરામે ચિત્રેલા મીઃ ધમ્મપાટેની આ જીવતી પ્રતિકૃતિઓ સાથે કેટલીક વખતે દેશી રાજાઓનું વર્તન જોઇને સહમત થવાનું મન થાય છે. આપણાં દેશી રાજ્યો એટલાં તો બીકણ છે કે હિંમત કરીને કોઈ પણ સાહસિક પ્રગતિશીલ પગલું ભરતાં બીએ છે; કા-

રણ માત્ર, બ્રિટિશ હિંદમાં એ પ્રગતિ હાથ ધરાઈ ન હોય તો રખેને સર્વોપરી સત્તા ( Sovereign Power ) ને માઠું લાગે એવો ભય એમને હોય છે. બ્રિટિશ સરકારને જ્યારે કંઈ પગલું સહેતુ લેવું હોય છે ત્યારે પહેલ કેટલીક વખત આ રાજ્યો પાસે કરાવે છે, અને પોતાની મરજી વિરૂદ્ધ કંઈ પણ નહિ કરવાની ના પાડવા જેટલી હિંમત એમણે કેળવી નથી હોતી. આ બધાની પાછળ રાજકુમાર કૉલેજો અને ઇંગ્લાંડના સ્વચ્છંદી વાતાવરણમાં મળેલી કેળવણી અને અકળિત ભીરૂતા રહ્યાં છે. પરિણામ એ આવ્યું છે કે રાજાઓ સાચી સત્તાના અભાવે પ્રજા પર ખોટો દોર ચલાવતાં શીખ્યા છે, પોતાનો સમય એશઆરામમાં ગાળવાની વૃત્તિથી દોરાયા છે. રાજધર્મ ચૂકતા થયા છે. રાજા જ્યારે રાજધર્મ ચૂકે ત્યારે જે વિનિપાત શરૂ થાય એ એકમુખો નથી હોતો. આજે જ્યારે આપણા દેશી રાજા મહારાજાઓના અધઃપતનનો વિચાર કરીએ છીએ ત્યારે આપણે શરમમાં નીચું જોવું પડે એ એક વાત; પણ આપણી પ્રગતિના ભાવીનો વિચાર કરતાં પણ એ વાતથી કંપારી છૂટે છે. અહલ્યાબાઈના વંશજને કોઈ ગૃહસ્થ નજરે ન કરે એવી એક બાંદીની પાછળ આજે ગાદીત્યાગ કરવો પડે કે કાશ્મીરના સદ્‌ગત પુણ્યાત્મા મહારાજાના વારસને વિલાસના અણછાજતા ચસ્કા પાછળ કાશ્મીરની પ્રજાના પરસેવાએ રાજ તિજોરીમાં રેડાયલા દ્રવ્યની બરબાદી કરીને ઇંગ્લાંડની અદાલતને આંગણે અથડાવું પડે, એ સ્થિતિ અસહ્ય કહેવાય. આ દેશી રાજાઓના જીવન. પ્રકરણો જ્યાં સુધી ઉકેલાયાં નથી ત્યાં સુધી આપણી જાણમાં આ રડ્યાખડ્યા દાખલાઓ જ ચઢે છે; નહિતર એવાં તો કંઈક ગૂઢ રહસ્યો ઇતિહાસના બંધ પાને નોંધાઈ રહ્યાં હશે. આવા કિસ્સાઓ આજે હવે જુજ

આપણે તો પ્રજાની દૃષ્ટિએ આ પ્રશ્નની ગંભીરતા વિચારવી રહે. જો દેશી રાજ્યો શકતાં હોય, પ્રજાને રાજતંત્રમાં જવાબદારી અને હિસ્સો મળી તંત્ર પ્રજાકલ્યાણના હેતુ ચલાવાતું હોય તો ભલે દેશી રાજ્યો નભેઃ એ વિચાર પોષવા સાથે લેખક એમ તો માને જ છે કે જો સ્વરાજપથમાં એ નડતર જ નીવડતાં હોય તો એ નડતર દૂર કરવામાં અંતઃકરણને લવલેશ અંદેશ ન નડવો જોઇએ.

આ તો એક બાજુ પ્રજાહિતનો પ્રશ્ન. પરંતુ એ પ્રશ્નની એથી પણ ગંભીર બાજુ હમણાં છતી થઈ છે. તટસ્થ રહેનાર અને દેશી રાજ્યોને મિત્રો તરીકે રક્ષણ દેવાના કોલ આપનાર સામ્રાજ્ય સત્તાએ પોતાનું પોત પ્રકાશવા માંડ્યું છે, પોતાનો નિશો સ્પષ્ટ કરવા માંડ્યો છે અને હિંદી સલ્તનતમાં દેશી રાજ્યોનું સ્થાન શું એનું ભાન જગતને કરાવવા માંડ્યું છે. બ્રિટિશ સત્તા સર્વોપરિ સત્તા (Paramount Power) છે અને એ સાર્વભૌમ સત્તાના દેશી રાજાઓ કેવળ ખંડિયાઓ ( Vassals ) છે એ સૂત્ર ઈંગ્લાંડના એક વેળાના વડા ન્યાયાધીશ રીડીંગ સાહેબે લડાઈમાં સામ્રાજ્યની અનુપમ સેવા કરનાર, સામ્રાજ્યના પરમ મિત્ર "હીઝ એક્ઝોલ્ટેડ હાઇનેસ' નિઝામને પઢાવી ગયા છે. નવાનરેશને ઐચ્છિક ગાદીત્યાગના દંભ હેઠળ પદભ્રષ્ટ કરી એ સૂત્ર રીડીંગે એ વર્ગ પર દેશી રાજાઓની નજર હેઠળ રાખેલું. સામ્રાજ્યના વ્યવહારમાં જરા પણ આડખીલી રૂપ નીવડે કે શિર ઉંચું કરે કે માથે તલ્વાર ઝઝુમતી ઉભી જ છે! આ સ્થિતિમાં એમનો આરો પોતાની પ્રજાને રીઝવી તેમનાં કલ્યાણ સાધવામાં જ રહ્યો છે એ આપણા રાજાઓ ન સમજે? આ ઉભા થતા નવા ભયનો દેશી રાજાઓએ ગંભીરપણે વિચાર કરવો ઘટે છે. પ્રજાના હિતો અને પ્રજાની કાકલુદી તરફ ઉદાસીન રહી પ્રજાનો વિશ્વાસ ગુમાવી બેઠેલા એ નરેશોની સ્થિતિ 'નહિ ધોબીનો કૂતરો ઘરનો કે નહિ ઘાટનો' એવી કફોડી થઈ છે. શ્રીમંત ગાયકવાડને આજે કાઠીઆવાડ ઉપરનું ગુમાવેલું સાર્વભૌમપણું પાછું મેળવવાની તાલાવેલી લાગી છે અને એ માટે ઈ. સ. ૧૯૧૨ માં કર્ઝનના દરબારમાં શીર ઉંચું રાખનાર એક પુરા એ નરને લોર્ડ રીડીંગને આમંત્રીને તેમના ગુણની પ્રશસ્તિ ગાવી પડે છે; છતાં એમની માંગણી પાછળ પ્રજાબળ ક્યાં છે? આજે બિહારની માંગણી નિઝામ સરકાર કરે, બ્રિટિશ રાજ્યપ્રતિનિધિ સંભળાવી દે કે "એસ, આ છોકરવાદી અમે ન ચાલવા દઇએ! આપવું લેવું એ તો અમારી મરજી અને સત્તાની વાત છે, અને જો વધારે ગરબડ કરશો તો તમારા બધાના કેવા હાલ કરી શકું છું એ માટે મેં નભા-ઈંદોરના પદાર્થપાઠ તમારી આગળ રાખ્યા છે;" અને છતાં યે વરાડની પ્રજાના જીવનને આ પ્રશ્ન જરા અડી પણ શકતો નથી. કારણ? એમને નિઝામ સરકારના હાથ હેઠળ પોતાનો પ્રાંત હોય એ માટે જરાયે ધગશ નથી, ઉલ્ટા લોકો એ સત્તા હેઠળ જવા નારાજ છે, કારણ એમણે નરી આંખે નિઝામની પ્રજા તરફ રાજ્યનું વર્તન નિહાળ્યું છે! વડોદરાની પણ એ જ સ્થિતિ! તેમાં છેલ્લાં છેલ્લાં આ વેળાના ગાયકવાડના સ્વદેશગમન પછી એમણે જે 'પીછે હઠ'ની રાજનીતિનો અમલ કરી પોતાનાં આઠ વર્ષ પુરાં થયાનો પરચો પ્રજાને આપ્યો છે. ત્યારપછી સર્વોપરી સત્તા કદિ ખુશ થઈ જઈ એમને કોઈ પ્રાંત સોંપવા વિચાર કરે તો તે પ્રાંતની પ્રજા એમના અમલ હેઠળ જીવવા હા પાડે ખરી? એ પ્રશ્નનો વડોદરાના રાજ્યાધિકારીઓએ વિચાર કરવો જોઇએ! એટલે આજે પ્રશ્ન ઉભો થાય છે તે એ કે આ નવી વસ્તુસ્થિતિ સામે દેશી-

રાજ્યોનું ઐય શેમાં રહ્યું છે? આ વસ્તુસ્થિતિ ઉભી કેમ થઈ છે? જે રજવાડાઓ ઈસ્ટ ઇંડિયા કંપનીના સમયમાં સ્વતંત્ર રાજ્યો હતાં, જે પાછળથી સ્વતંત્ર રાજ્યો મટી સમોવડીઆ–મિત્રો–બન્યા તે આજે એ મિત્રનામાંથી પે ગબડીને એવા નિ:સહાય મિત્રો કેમ બન્યા કે પોતાના બળવાન મિત્રની સામે સદા દબાઈ રહેવું પડે છે? મેયો કૉલેજની કેળવણી અને રેસીડન્ટોના હસ્તક્ષેપને પરિણામે રાજાઓ આજે મોટા મોટા રાજમહેલોના નિવાસી, પોતાના એશઆરામની પાછળ દ્રવ્યની બરબાદી કરનારા થઈ રહ્યા છે. એમને રાજકારભારમાં કંઈ આનંદ જ નથી પડતો. લંડનની હોટેલો, પારીસનાં મદ્યાલયો, વીચીના પાણીના ઝરા, વિલાયતી નાચો એ એમના આહ્લાદનાં સ્થાનો થઇ પડેલ છે. એમનું રક્ષણ, માત્ર ગવર્નર કે ગવર્નર જનરલ આવે ત્યારે ખાણું આપી પોતાના સરદારો અને અમલદારોની હાજરીમાં અંગ્રેજી સામ્રાજ્યની પોતાના વડવાઓએ અને પોતે કરેલી સેવાઓ ગાઈ જઇ અંગ્રેજી સલ્તનતના મિત્ર કહેવડાવવામાં જીવન સાફલ્ય માનવામાં જ સમાયું છે. સરકાર એ દોસ્તી કેવી હોય છે તે જાણે છે. દોસ્તી સબળા નિર્બળો વચ્ચે હોતી જ નથી એ કુશાગ્રબુદ્ધિ અંગ્રેજો સમજે છે. એમને આપણા રાજાઓની નબળાઇ બરાબર માહિત છે. દેશી રાજાઓ અંગ્રેજી નીતિ ન સમજવા જેટલા મૂર્ખો નથી હોતા. સમજે છે પરંતુ નિર્બળ અને લાચાર છે. પ્રજાને રીઝવીને, રાજ્યના પૈસા આમ નબળાઇઓનો લાભ લઈ ગમે ત્યારે કાનપટ્ટી પકડી ગાદી ત્યાગ કરાવે તેના કરતાં, પ્રજાહિત પાછળ ખર્ચીને તેમ કરતાં જરૂર પડે તો રખડતા થવામાં વધારે સ્વમાન છે એ ભાવના હજી એમણે કેળવી નથી; એમનામાં સ્વાર્થત્યાગ કરવાની કે એશઆરામ છોડવાની શક્તિ યા બુદ્ધિ છે જ નહિ; એટલે એ ગુલામીમાં રહી રીઝે છે. કેટલાક રાજાઓ તો એટલા અંધા અને છતાં અદૂરદર્શી છે કે "બ્રિટિશ ભારતમાં લોકમત દબાવવાની" દિનરાત પોલીટીકલ ઑફીસરોને આજીજી કર્યા કરે છે. એમને એ ખ્યાલ પણ નથી આવતો કે બિનહરકતે તેમનો કબજો ભોગવટો સાચવી રાખવો (privilege of remaining undisturbed in their possession) એ તો ખાલી છળ છે, બાકી જે સત્તા પાસે આજે એ સહાય માગે છે એ સત્તા પંચતંત્રની સાપ માછલીની કથાના ન્યાયે એમનું પણ ભક્ષણ જ્યારે ને ત્યારે કરવાની જ! દેશી રાજાઓને કદી એમ થતું હોય કે આ સ્વતંત્રતાનો યુગ આવ્યો છે અને ઝારશાહી જે આવેગ આગળ ન ટકી શકી તે આવેગ અમારી પણ એ જ ગતિ કરશે તો પછી લોકમત બને ત્યાં સુધી દબાવવાનો છેલ્લો પ્રયાસ કેમ ન કરવો, અને એટલો એશઆરામ કેમ ન ભોગવી લેવો: તો પછી એમની હીણ મનોદશાની કેવળ દયા ખાવી રહે છે. કેટલાયે વર્ષો પર જેમ્સ મીલ મહોદયે વાસ્તવિક જ કહેલું કે રક્ષણ આપવાની સુલેહ (Subsidiary Alliance) દ્વારા અમે દેશી રાજ્યોની ફોજી તાકાદ છીનવી લઇએ છીએ અને એનો અર્થ એટલો જ કે અમે રાજ્યશક્તિને પણ અમારા કબજામાં લઇએ છીએ." આજે આ શબ્દોમાં રહેલું સત્ય આપણે અનુભવીએ છીએ. રાજકુમારીના લગ્નો જેવી તદ્દન ખાનગી બાબતોમાં માથું મારવા જેટલી હદે પોલીટીકલ ઑફીસર પોતાનો અધિકાર હોવાનો દાવો કરે અને સ્ત્રી–સન્માન માટે પ્રાણાર્પણ કરનાર વીર રાઠોડો, શીસોદીઆ કે ચૌહાણ આજે ઈર્ષ્યા, દ્વેષ, વ્યસનોમાં એટલા ગરકાવ થઈ ગયા છે કે આવી ખાનગી બાબતોમાં માથું મારવાની ચેષ્ટા સામે પોતાનું શિર ઉંચું કરી પોતાનું સ્વત્વ સિદ્ધ કરવા જેટલી શક્તિ પણ ન દેખાડી શકે! એથી વધારે શોચનીય

દુર્દશા શી હોય? આ પતન! એ પતનનું એક કારણ તો એ છે કે કેટલાક રાજાઓ રાજાની દૈવી સત્તા (Divine right of Kings)ના જરી પુરાણા સૂત્ર ઉપર પોતાની મુરાદો બાંધે છે અને રાજ્યમાં એનો અવાજ ઈશ્વરનો અવાજ લેખાવો જોઇએ અને એનો સ્વીકાર થવો જ જોઇએ એવા ઘમંડ ઉપર જાણે રાજ્ય પોતાની અંગત મિલ્કત હોય તેમ વર્તાવ કરે છે અને માને છે કે એનો પોતે ચાહે એવો ઉપયોગ કરી શકે છે. જો કદી પ્રજાને કંઈ થોડા ઘણા અધિકારો આપ્યા હોય છે તો તે પોતાની કૃપાનું દાન સમજે છે; રાજ્યમાં પ્રજાનો કોઈ હક્ક હોવાનો સ્વીકાર નથી કરતા, પોતે વિજેતા અને પ્રજા વિજિત જાતિ ન હોય એવું મંતવ્ય પ્રતિપાદન કરે છે. જે સડકો પર ચાહે તે પર પ્રજાને ચાલવા દે, ન ચાહે તે પર ન ચાલવા દે, પ્રજા પાસેથી કરો દ્વારા એકઠા કરેલ ધનનો ગમે તેવો વ્યય કરે. આ જાતના વર્તાવથી દેશી રાજાઓ પ્રજાની સહાનુભૂતિ તદ્દન ગુમાવી બેઠા છે. શ્રીમંત ગાયકવાડ જેવા નરેશના ભાષણોમાં આ ધ્વનિ, આ ઘમંડનો ભાસ, માલુમ પડે છે. પરંતુ એઓશ્રી કવલાણાની પોતાની દશા સ્મરણપટ પર આણવા જેટલી સદ્દબુદ્ધિ જો વાપરે તો એક વાતનું એમને ભાન જરૂર થાય કે કવલાણાના ગોપાળજીનું શ્રીમંત સર સયાજીરાવમાં પરિવર્તન થવા છતાં પ્રજા તો એમના પેઢી દર પેઢી વડવાઓના વખતથી એની એ જ છે કે જેમના પર રાજ્ય કરવાનું દૈવની કોઈ વિચિત્ર ઘટનાને પરિણામે એમને સૌભાગ્ય પ્રાપ્ત થયું છે. જ્યારે એ શ્રીમાનની જીવનલીલા સંકેલાશે ત્યારે રાજાઓના દૈવી અધિકારો (Divine right of Kings) જે ભૂમિમાં રંક ને રાય સર્વ સમાન છે તે ભૂમિમાં એમને સાથ ન દે. અમે ઇચ્છીએ છીએ કે સામ્રાજ્યો અને સામ્રાજ્ય સત્તાઓ વિનાશ માટે જ સરજાયાં હોય છે એ સત્ય જલ્દી સમજી લઈ શ્રીમંત પોતાના યુવાન વારસને આ નિશો ન ચઢાવી જાય. પરંતુ આ તો વિષયાંતર થયો. ખાસ મુદ્દો એ છે કે આજે દેશી રાજ્યો મોગલાઈ દરમ્યાન હતાં એટલાં એ સ્વતંત્ર રહ્યાં નથી. નેપાલ અને અમીરના જેટલી સ્વતંત્રતાનો ઉપભોગ કરતાં એ રાજ્યો આજે અધમમાં અધમ ગુલામગીરીની ઝુંસરી તળે રહ્યાં છે. નરેન્દ્ર મંડળ સ્થાપવામાં એમણે ઝઝૂડ ખાધી છે. એ મંડળ દ્વારા નરેન્દ્રો પોતાની શક્તિઓ–સત્તા–સંવર્દ્ધિત કરી શક્યા નથી. એમ કરવા ન દેવામાં સર્વોપરિ સત્તાનો સ્વાર્થ હતો. રાજાઓ એ છળ સમજ્યા ન હોય કે ગમે તેમ આજે વખત આવે છે ત્યારે નરેન્દ્ર મંડળ એમને રક્ષણ નથી આપી શકતું. ઇન્દોરનો દાખલો તાજો જ છે. પતિયાળા નરેશને વૉઇસરૉયે રોકડો જવાબ પરખાવી દીધો છે, અને તેમાંયે પોતાના મોભ્ભા કે કંઇનો પણ વિચાર કર્યા વિના "તપાસ કમિટિ"ની હાંસડી ગળે ભેરવી છે. મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાની રાજાઓને એ ભેટ છે! એમના અમલ હેઠળ એમની પ્રજાની જે હાલત છે તે હાલત એમની સામ્રાજ્ય સત્તા હેઠળ છે. ગુલામીના સામ્રાજ્ય કુમ્ભમાં તેઓ સહભાગી છે. રાજાઓને પોતાની આ સ્થિતિ સામે ચેતવણી નહોતી મળી એમ નહિ. સ્વર્ગસ્થ ખાસેરાવ જાદવે પોતાના 'જાગો રાજકુમારો!' (Wake up Princes!) નામના ગ્રંથમાં એમને જગાડવા શંખનાદ કરેલો. નરેન્દ્ર મંડળ કાયમ ન સ્વીકારવું એની સચોટ ચર્ચા કરી છે. પરંતુ આપણા રાજાઓને તો એશઆરામ–દિલારામ જોઈએ છીએ. નિર્બળ માણસ પારકાનું રક્ષણ શોધે છે. રાજાઓને પણ Protection of Princes Act ના આશ્રય હેઠળ પારકાના બળ ઉપર ઝઝુમવું છે. ગુલામે કદી ગુલામીમાંથી પારકાને શી રીતે મુક્તિ અપાવે? આ સ્થિતિ પામી જઈ આપણા નરેન્દ્રો પોતાના રાજ્યમાં પ્રજાતત્ત્વ પધારે

ને વધારે દાખલ કરવાનો સિદ્ધાંત સ્વીકારે, પોતાની પ્રજાને પોતાના વિશ્વાસમાં લઈ તેના બળ ઉપર ઝઝુમે અને સાચા નરેન્દ્રો થાય. પ્રજાસેવા એમના જીવનની અનોખી ભાવના હોવી જોઈએ. પ્રજાના કલ્યાણમાં જ પોતાનું કલ્યાણ સમજતા નરેન્દ્રો આપણે જોઈએ છે. પારકાની મહેરબાની પર જીવતા સ્વચ્છંદી નરેશો નહિ, પરંતુ સાચા રાજધુરાધારીઓ આપણે ઝંખીએ છીએ. હિંદના નરેન્દ્રો પ્રજાના એ અભિલાષ પુરશે? પરંતુ તે દરમ્યાન એમનો નિશો ઉતારવા પ્રજાએ કમર કસવી જોઇએ. દેશી રાજ્યોની પ્રજાને નિરાધાર છોડવાને બદલે સમસ્ત હિંદની પ્રજાએ એમના પ્રશ્નોને પોતાના જ પ્રશ્નો સમજી એમની પાછળ પોતાનું સમસ્ત પ્રજાબળ દેવું ઘટે છે. મહાસભા દેશી રાજ્યોની પ્રજાના પ્રશ્નો–વિટંબનાઓ તરફ ઉદાસીન રહી શકતી નથી; દેશી રાજ્યની પ્રજાને નબળી, નિઃસત્ત્વ કે લુલી રાખીને પોતે આગળ ધપી શકતા નથી એ ભૂલવું ન જોઇએ. આપણે જરૂર ઇચ્છીશું કે મહાસભા પોતાની ઉદાસીનતા ત્યજી દેશી રાજ્યોની પ્રજાને પોતાનો સહકાર અને પ્રજામતનું બળ દે અને તે વડે એક સરખી રાષ્ટ્રીય પ્રગતિ સાધવામાં સફળ નિવડે.

રંગીલદાસ મ. કાપડીઆ.

---

# લોકચર્ચા

## જ્ઞાતિસંસ્થા

આ વિષય ઉપર તત્ત્વદૃષ્ટિએ ઘણી એ ચર્ચા થાય છે પણ પ્રશ્નનું ખરું સ્વરૂપ સમજવા માટે નાતોની કેટલીક હકીકત પણ જાણવી જોઇએ. આ નીચે દીશાવળ બ્રાહ્મણોની નાત સંબંધી કેટલીક હકીકત મળી છે તેવી આપી છે તે ઉપરથી આ પ્રશ્ન ઉપર કેટલોક પ્રકાશ પડશે.

દીશાવળ બ્રાહ્મણોની ઉત્પત્તિ બ્રહ્માથી થયેલી મનાય છે. મૂળ વસ્તી દીસામાં હતી માટે તેઓ દીસાવળ કહેવાય છે. પણ અત્યારે તો જુદાં જુદાં ગામોમાં તે વહેંચાયલી છે. તેમનો મુખ્ય ધંધો યજમાન વૃત્તિનો અને તેની સાથે જ્યોતિષ તથા કથાવાર્તાનો છે. હાલ ત્રણ ચાર ટકા નોકરી પણ કરતા હશે. તેઓ દીશાવળ વાણીઆના પુરોહિતો છે અને તે વાણીઆ સિવાય બીજી કોઇ નાત પાસેથી દાન લેતા નથી.

દંતકથા એવી છે કે પ્રથમ દીશાવળ વાણીઆની વસ્તી ૩૬,૦૦૦ ની હતી અને દીશાવળ બ્રાહ્મણોની તેથી અરધી એટલે ૧૮,૦૦૦ ની હતી અને બે વાણીઆ વચ્ચે એક બ્રાહ્મણનો નિર્વાહ થતો. પણ હાલ તેમની કુલદેવી સિદ્ધમાતાની મૂર્તિ ખંડિત છે અને તેવી મૂર્તિની પૂજા કરવાથી નાતની સંખ્યા ઘટતી જાય છે. આ માન્યતા સાચી હોય કે ન હોય પણ તેમની સંખ્યા અત્યારે ઘણી જ ઘસાઇ ગઈ છે, તે સત્ય છે. હાલ તેમની વસ્તી નીચે પ્રમાણે છેઃ—

| ગામ | કુટુંબો | ગામ | કુટુંબો |
|---|---|---|---|
| સિદ્ધપુર | ૨ | કાશી | ૩ |
| પાટણ | ૧૫ | કનીજ (તા. મહેમદાવાદ) | ૧ |
| મહેસાણા | ૨ | પેટલાદ | ૧૫ |
| કંથરાવી (તા. પાટણ) | ૨ | વડોદરા | ૨ |
| કલોલ | ૧ | સુરત | ૪ |
| અમદાવાદ | ૩ | ચાણોદ | ૨ |
| મુંબાઈ | ૧ | શીનોર | ૨ |
| ચોપડા (ખાનદેશ) | ૨ | પૂના | ૧ |

ઉપર પ્રમાણે કુટુંબો ૫૮ છે, કુલ ૬૦ થી વધારે તો નથી જ. આ કુટુંબોમાં બધી મળી વસ્તી સવાસો દોઢસોની છે. નાતનું વસ્તીપત્રક નથી થયું એટલે સંખ્યાઓ અટકળથી મૂકી છે. પણ અત્યારે નાત ઘણી ઘસાઈ ગઇ છે તેમાં શંકા નથી. અમદાવાદમાં જ પ્રથમ ૮૧ જનોઇ વરામાં ગણાતી તેને બદલે હાલ ૧૧ જ ગણાય છે આટલાં કુટુંબોમાં મૌદ્ગલ્ય, પારાશર, વત્સ, કાશ્યપ, વગેરે થઈ કુલ સાત ગોત્રો છે અને એક જ ગોત્રમાં લગ્ન ન કરવાનો નિયમ પળાય છે.

આવી ટૂંકી નાત અંદર અંદર લગ્નવ્યવહાર શી રીતે કરે? શી રીતે તેમની સંતતિ ચાલે? નાતના લોકો આધિદૈવિક ઉપાધિ દૂર કરવા માટે માતાની મૂર્તિની ફરી પ્રતિષ્ઠા કરવાના છે અને આધિભૌતિક ઉપાધિ માટે તેમણે એવો માર્ગ કાઢ્યો છે કે નાત બહારથી ભાગ્યે ખપતી કન્યા લઈ અવાય ખરી પણ નાત બહાર કન્યા અપાય નહિ. આવો ઉપાય નાતે શોધ્યો પણ સમસ્ત હિન્દુકોમ આ હકીકત ધ્યાનમાં લઈ કાંઈ ઉપાય કરવા વિચાર કરશે કે નહિ?

બીજી નાતો વિશેની આવી જ હકીકત, ટૂંકી સંખ્યાની, ગોત્રોની અસમાન વહેંચણીની, સ્ત્રી પુરુષની અસમાન સંખ્યાની, વગેરે અમને મળશે તે અમે સમાજનું ધ્યાન ખેંચવા આ મથાળા નીચે પ્રસિદ્ધ કરીશું. આમાં કાંઇ હકીકત ખોટી પ્રસિદ્ધ થાય તો તે સુધારવા તેના જાણનારાઓને વિનંતી છે.

શા.

---

## મહુવા પિરષદ

### ગોહેની કોયલ

સભાઓ અને પરિષદોને માટે અને તેમના શણગારને માટે હમણાં હમણાં ઝાંખીની ઇમારતોનો ઉપયોગ કરવાને બદલે કુદરતની સામગ્રીનો ઉપયોગ કરવાનો શોખ ઠીક વધતો જાય છે. મહુવા ખાતે મળેલી ભાવનગર સંસ્થાનની પ્રજા પરિષદની ગોઠવણ એક આંબાવાડિયામાં રાખવામાં આવી હતી. વૈશાખ મહિનાનો મધ્યાહ્ન સૂર્ય પણ આંબાઓની છાયાને ભેદીને પોતાનાં ઊનાં કિરણોને મોકલી શકતો ન હોતો. અને થોડી થોડી તડકાછાંયડી આવતી હતી તે આંબાના શીતળ વાયુને લીધે ઠંડી પડી જતી હતી. અંધ કવિ હંસરાજે એક ગીત ગાયું તેને આ આંબાવાડિયાનું દૃશ્ય તો સાર્થક કરતું હતું. તેમણે ગોહેલવાડની પ્રજાને 'ગોહેલની કોયલ' કહી અને

કર્તાને કલકલ નાદે ટહૂકજે
ગોહેલની કોયલ—

વિ. સુંદર લીટીઓથી તેને સંબોધન કર્યું. ખરી સાર્થકતા તો કોયલ નીચેની પંક્તિને કેટલી સત્ય કરશે તેના ઉપર આધાર રાખશેઃ—

સ્વાર્પણ ને શ્રદ્ધા કેરી, પાંખો વીંઝી સોનેરી
જનતા જનાર્દન ચરણે ઝુકજે
ગોહેલની કોયલ !

ભાવનગર પરિષદના આ બીજા અધિવેશનને પ્રમુખસ્થાને શ્રી. અમૃતલાલ ઠક્કર હતા. એ પરિષદની વાત હું ટુંકામાં જ પતાવીશ કારણ કે મને પરિષદનો મંડપ છોડી બહારની ગ્રામ્ય વસતિમાં નિકળી પડવાની ઉતાવળ છે.

મહુવાબંદર એ ભાવનગર રાજ્યનું બીજી પંક્તિનું નગર. પરિષદનું આ બીજું અધિવેશન ત્યાં થયું એમાં વિવેક હતો ખરો.

### શ્રીમંત બાળક

પરિષદ હજુ માત્ર બાળક છે, પણ બીજાં ઓછાં ભાગ્યશાળી બાળકોની માફક તે ધૂળમાટીમાં ઉછરનારૂં બાળક નથી, પણ બાબાગાડીમાં બેસીને ફરનારૂં બાળક છે. તેનું લાલન કરવાને શેઠિયાઓ અને વકીલો તૈયાર છે, અને રાજ્યની કરડી નજર તેના ઉપર પડતી નથી.

### કામકાજ

પરિષદે નમ્રતાની સાથે રાજકાજમાં પ્રજાનો અવાજ રહેવા દેવાની માંગણી કરી. તેણે ધારાસભાના અને મ્યુનિસિપાલિટીના હક માગ્યા. હાલનું નામ માત્રનું પ્રજાપ્રતિનિધિમંડળ એ તો હવે પ્રજાને ગૌરવને બદલે નામોશી આપનારૂં છે, કારણ કે તેમાં નથી ચુંટણીનું તત્ત્વ કે નથી ધારા ઘડવાનું કે બજેટ પસાર કરવાનું તત્ત્વ. કેટલાક સદ્‌ગૃહસ્થોને રાજ્ય નીમે છે અને તેમને પ્રજાના પ્રતિનિધિ કહેવામાં આવે છે. આવું મંત્રીમંડળ સદ્‌ગત મહારાજા ભાવસિંહજી સ્થાપતા ગયા છે અને તેને ધીરે ધીરે ખિલવવાનો પોતાનો ઇરાદો પણ તેઓ જાહેર કરતા ગયા છે. જે વખતે આખા દેશની પ્રજા સ્વરાજ્યની વાતો કરે છે તે વખતે ભાવનગરની પ્રજા ધોરણસરની ધારાસભા માગે એને ય જો વધારે પડતી માંગણી ગણવામાં આવે તો તેમાં ભાવનગરની કેળવાયેલી પ્રજા પોતાનું અપમાન માને તેમાં ખોટું નથી જ.

### દેશી રાજ્યોનું સદ્‌ભાગ્ય

પણ દેશી રાજ્યો ભાગ્યશાળી છે. હિન્દી પ્રજાની સહજ રાજભક્તિનો તેમને લાભ છે. પરિષદના કામકાજ દરમીઆન સ્વ૦ મહારાજાનું કે શ્રી. પટ્ટણીજીનું નામ લેવા આનંદથી વધાવી લેવામાં આવતું હતું તે જોઈ આશ્ચર્ય થયા વગર રહેતું નહોતું. પ્રજાની એ સહજ રાજભક્તિ એ રાજ્યની મોટામાં મોટી થાપણ છે. અફસોસની વાત છે કે એ અણમોલી થાપણનો સદુપયોગ ઓછાં જ રાજ્યો કરી જાણે છે.

## ત્રણ દ્રોહ

પરિષદે બીજા પણ વધારે કે ઓછા મહત્ત્વ ધરાવનારા ઠરાવો કર્યા છે, પણ હું તે બધી વિગતમાં ઉતરવા ઇચ્છતો નથી. એટલું જ કહું છું કે કેટલાક ઠરાવો કરવાનું પરિષદને સૂઝ્યું નથી તેમાં તેણે ત્રણ જણનો દ્રોહ કર્યો છે. પરિષદના પ્રમુખ શ્રી. અમૃતલાલ ઠક્કર હતા. શ્રી. ઠક્કર ભાવનગરમાં જન્મ્યા એ એક જ કારણસર તેમને પ્રમુખસ્થાન સોંપવામાં આવ્યું નહોતું. તેઓ અંત્યજો અને ભીલોના ગોર છે એ કોઈથી અજાણ્યું નહોતું. અંત્યજોને અર્થે સહેજસાજ પણ કાર્ય કરવાનો સંકલ્પ પરિષદે શ્રી. ઠક્કરની સમક્ષ ન કર્યો એ તેમનો દ્રોહ નહિ તો બીજું શું? અને પરિષદમાં વયોવૃદ્ધ અબ્બાસ તૈયબજી ખાદીના તાકાઓ લઈને પધાર્યા હતા. તેમની સમક્ષ પરિષદ ખાદીનું થોડું પણ કાર્ય કરવાનો સંકલ્પ ન કરે એ દ્રોહ જ ગણાવો જોઈએ. દ્રોહ એ આકરો શબ્દ હોય તો અવિવેક તો ખરો જ. કાઠિયાવાડનો વિવેક બોલવા ચાલવા અને મહેમાનગિરીમાં જ સમાપ્ત ન થતાં જો આવાં સૂક્ષ્મ ક્ષેત્રો શોધે તો કેવો શોભી ઉઠે?

આ બન્ને સંકલ્પોનો અભાવ એ ભાવનગરની પ્રજાના સ્વયંસેવક બની રહેલા ભાઈ બળવંતરાયનો પણ દ્રોહ ગણાવો જોઈએ. એની સેવાનાં અને એની નિસ્વાર્થતાનાં વખાણ મેં જવાબદાર ગૃહસ્થોને મુખે સાંભળ્યા છે. પણ તેની સાચી કદર તો તેને મનપસંદ સંકલ્પો કરીને જ થઇ શકતી હતી. જે કામ તેને પ્રિય છે અને જેને તે અને બીજા મૂગા સેવકો યથાશક્તિ કરી રહ્યા છે તેને સહેજસાજ આશ્રય આપત, તો પણ પરિષદે તેમના ઉત્સાહને અનેક ગણો વધારી દીધો હોત.

પણ મહુવા પરિષદે હજુ માત્ર પોતાના હકોનો—સ્વાર્થનો જ વિચાર કર્યો છે. ત્યાં સુધી હજુ તેનું મ્હોં રાજ્ય તરફ, રાજ્યના અમલદારો તરફ જ વળેલું રહેશે. પણ જ્યારે તે પોતા માંહેના ક્ષુદ્રમાં ક્ષુદ્રને સુખી કરવાનો વિચાર કરતી થશે ત્યારે તેને માગવા કરતાં કરવા તરફ વધારે પ્રીતિ થશે અને ત્યારે તે જે ઠરાવો ઘડશે તેમાં શ્રી. ઠક્કર કે શ્રી. અબ્બાસ સાહેબ કે સ્વયંસેવક બળવંતરાય જેવાનો અજાત દ્રોહ કરવાને બદલે તેમના આત્માને ઠરવાપણું રહેલું હશે.

* * *

## પ્રજાને શું દુઃખે છે?

પરિષદમાં ખેડુતોનો વર્ગ જોઇએ તેટલા પ્રમાણમાં જોવામાં નહોતો આવતો. જાડા સૂથણાં ને જાડી બંડીઓ પહેરેલા અને ટાઢતડકાની છાપથી તાંબાવરણા ચહેરાવાળા થોડા ખેડુતો જોવામાં આવતા હતા. પણ જાણે કે તેઓ શહેરીઓનાં સફેદ પોશાકમાં દબાઈ જતા હતા. તેમનું ખરૂં સ્વરૂપ પરિષદમાં ન જોઈ શકાય, તે તો પરિષદની બહાર તેઓનાં ગામડાંઓમાં જઈએ તો જ જોઈ શકો.

પરિષદનાં કામકાજમાં તેઓ ગામડાના હવાપાણીનું જોસ કેમ આણતા નહિ હોય અને મુંગા બેસીને માત્ર ટગર ટગર બધું જોઇ કેમ રહેતા હશે? ગામડાંમાં તેમના સ્વાભાવિક સ્થાનમાં તેમને જુએ તેને એનો ભેદ તરત સમજાઇ જાય. તેમના જીવન જોડે સંકળાયેલા પ્રશ્નો પરિષદમાં ઓછા જ હોય. ક્યા પ્રશ્નો તેમને રસ ઉપજાવે છે? તેમનાં

હાથી જેવા હાડવાળાં પણ ખોરાકની તંગાશથી કોથળા જેવા થઇ ગયેલા ઢોર અને ગાય ભેંસ એ તેમનો પહેલો પ્રશ્ન. એમને ધરાઇને ચાર મળે એ વિષે કોઈ વાત કરતું હોય તો તેમને તેમાં રસ પડે. તેમનાં સૂકાં તળાવડાં કેમ ભરાય એની કોઈ ચર્ચા કરતું હોય તો કાન ઉંચા કરીને સાંભળે. તેમને જકાત ને મકાતની ઉપાધિથી બચાવવાની વાતો ચાલતી હોય તેમાં તેઓ તાકુફીને સામેલ થાય. તેમને વેઠના ત્રાસમાં કોઈ મદદ કરતું હોય તો ઉપકાર સાથે તેની વાત સાંભળે. આવાં કેટલાંક કામો મહુવાની પરિષદે કર્યાં છે અને તેટલે દરજ્જે તેના કામમાં ગામડાનો ખેડુત રસ લેતો હતો એ પરિષદમાં સૌ કોઇ જોઇ શકતું હતું. આ ત્રીણી જાતાં રોજના નડતરની વાતો ગામડાના લોકોને જેટલી મહત્ત્વની લાગે છે તેટલી ધારાસભાના હકની પણ લાગતી નથી.

## દરિયાઈ જાતિ નાશને પંથે

મહુવાની નજીક કતપર નામનું એક ગામડું છે. એ દરિયા કિનારે છે અને જૂના વખતનું એક આબાદ બંદર તે સ્થળે રેતીમાં દટાઇને પડ્યાની દંતકથા છે. હું એ જૂના બંદરને રડવા ખાતર આ નોંધ લખતો નથી, પણ જે ગારમાટીનાં છાપરાં આજે ત્યાં છે તે પણ ઝપાટાબંધ કેવાં ઉજ્જડ થવાની અણી ઉપર આવી ગયાં છે તે જાહેર કરવા ખાતર જ લખું છું. ત્યાંની વસ્તી કોળી ખારવાઓની છે, જેઓ મુંબઇ, કોચીન વિ. સાથે વહાણવટું કરે છે. પણ બીજાં બંદરો કરતાં આ વહાણવટું જુદા પ્રકારનું છે. કેટલાક ગરીબ ખેડુતો જેમ વેળા પડવાને લીધે જમીનના માલેક મટી તે જ જમીનમાં મજુર બની રહે છે. તેમ આ ગામના ખારવાઓ કોઇ વહાણના માલેક નથી, પરંતુ માત્ર મજુરી પુરતો જ તેની સાથે એ લોકોનો સંબંધ છે. આમ તેમના વહાણવટામાં નથી ઉત્સાહ કે નથી સાહસ જોવામાં આવતું. એટલું જ નહિ પણ વાતચીત પરથી એમ જણાયું છે કે ખારવાઓ તેમની ઓછી આવક અને વધારે જોખમવાળો ધંધો ત્યાગ કરીને ધીરે ધીરે મીલ જેવાં કારખાનાંઓમાં ધંધા ખોળવા લાગ્યા છે. આ ગામડાની જે સ્થિતિ તે જ બધી સમુદ્રતટ પર રહેનારી વસતિની સ્થિતિ માની લઈએ તો ખોટું નથી. હિન્દના વહાણવટાને ખિલેલું જોવા ચહાનારાઓને માટે આ સ્નાન સમાચાર છે. કારણ કે વહાણવટાની ખિલવણીને અર્થે મોટાં મોટાં વહાણો બાંધવાની જરૂર છે તેના કરતાં ઘણી વધારે જરૂર તે વહાણોને દરિયામાં ખેડનાર વહાણવટીઓની જરૂર છે. અને વહાણવટીઓ બીજા મજુરોની માફક જોઇએ ત્યારે તૈયાર કરી શકાતા નથી. જમાનાઓથી સમુદ્ર સાથે રમી રમીને તેનો ભય જેમણે જીત્યો છે એવી સાહસિક બનેલી જાતિઓ જ તેમાં ઉપયોગી થઈ શકે; અને તેવી જાતિઓ જ્યાં જોઈએ છીએ ત્યાં તૂટતી ચાલી છે, અને સમુદ્રને છોડીને જમીનનાં કામોને વળગવા લાગી છે. આ ક્રિયા જ્યાં વહેલી શરૂ થઈ ચૂકી છે એવા એક ગુજરાતના નાના બંદરમાં તપાસ કરી ત્યારે માલુમ પડ્યું હતું કે ખારવા જાતિના છોકરાઓને તરતાં પણ આવડતું નહોતું.

## બિચારાં ઢોર

ગામડાંઓમાં ખેડૂતોના મ્હોં ઉપર જેટલું તેજ જોવામાં આવે છે તેટલું તેમનાં ઢોર ઉપર જોવામાં આવતું નથી. અને ઢોરના જીવ ઉપર ખેડૂતોના તેજનો આધાર હોવાથી તે

પણ થોડા વખતમાં ઉદી જાય તો આશ્ચર્ય થવું ન જોઇએ. પણ આશ્ચર્ય તો એ વાત ઉપર કરવાનું છે કે સ્થિતિની ભયંકરતા જાણવા છતાં ટાળવી કોઇને નથી. ઢોરને ચરવાને ગોચરો ક્યાં છે ? રાજ્યો તો તેમના ચોપડા ઉપર વિશેષ ગોચરોનો આંકડો બતાવીને સંતોષ માની બેઠાં છે. એમાં ખરેખરૂં ઘાસ કેટલા ભાગમાં ઉગે છે અને ખાડા ટેકરા કે ખારવાળો ભાગ કેટલો છે એ તો બિચારાં ઢોર જ જાણે છે, કારણ કે રાજ્યને ચોપડે મોટો મસ આંકડો માંડેલો હોવા છતાં તેમને તો ખાલી પેટે જ સંધ્યાકાળે ઘેર આવવું પડે છે. અને ઘેર આવે ત્યાં પાણી ગમાણ ખાલી. એના માલીકને કપાસના ભાવ ખાવા છે. દાણા વાવે તો ઢોરને કડબ ગોતર સહેજે મળે. પણ ખેડુત તો લોભમાં તણાઇને દાણા પરદેશથી મંગાવતો થયો ! કાઠિયાવાડનાં હાથી જેવાં ઢોરને હાડકાંનાં માળખાં જેવાં જોવાં એ અત્યંત કરુણ દશ્ય હતું.

## ભયભીત ખેડુત

પણ એથી યે કરુણ દશ્ય ત્યાંના મોટાં મોટાં પાઘડાંવાળા અને જાડી જાડી મૂછોવાળા કરડા ખેડુત ભાઇઓની ભયભીત દશા જોવાનું છે. એક ઇનામદારોનું ગામ છે. ત્યાંના ખેડુતોને ભાવનગર રાજ્યે ઇનામદારોને સ્વાધીન કરી દીધેલા છે. જમીનનો વહીવટ ઇનામદારો સંભાળે અને તેઓ જ રાજ્યભાગ પહોંચાડી દે. આમ આ ગામના લોકોને એકને બદલે બે રાજ્યોની ધૂંસરી ઉપાડવાની છે. આખા રાજ્યના ખેડુતોને જે પદ્ધતિએ વીઘોટી ભરવાની તે કરતાં જુદી અને ખરાબ પદ્ધતિએ અહીંના ખેડુત પાસેથી પેલા ઇનામદારો વીઘોટી ઉઘરાવે છે. પણ એ ખેડુતોને પોતાનાં દુઃખનું વર્ણન જાહેરમાં કોઇને સંભળાવવાની હિંમત નહોતી. શિકારીથી હરણું થાય તેવા ભયભીત તેઓ તેમના ઇનામદારો અને અમલદારોથી થતા જોવામાં આવ્યાં. કોઈ પણ સમજુ રાજ્યકર્તાએ પોતાની પ્રજાના આવા ભયભીતપણામાં રાજ્યનું પતન જ જોવું જોઈએ. પણ ચતુરમાં ચતુર રાજ્યકર્તા ભૂલાવામાં પડે એ બનવા જેવું છે. કારણ કે એ ભયભીત દશાને પરિણામે તેની સમક્ષ તો વખાણ સિવાય બીજું ભાગ્યે જ સંભળાય છે. પ્રજાના વધારે વિશ્વાસપાત્ર સેવકો પાસેથી રાજ્યકર્તાઓએ જાણી લેવું જોઈએ કે તેમનાં વખાણમાં નથ્યાંશ કેટલો છે, અને ખરું ઓછો છે એમ તેમને જણાયા વગર રહેશે નહિ.

પરિષદના પ્રમુખ શ્રી. ઠક્કર ગામડાંની સ્થિતિ નજરે જોવા થોડા દિવસ ફર્યા હતા. તેમની પાસેથી અમલદારોએ જાણી લેવું ઘટે છે કે પ્રજા મોઢે બોલે છે તેમાં કેટલો ભાગ કેવળ ખુશામત જ છે અને કેટલો ભાગ સત્ય છે. નાના અમલદારોના ત્રાસની જે વાત રાજ્યકર્તાઓને કાને આવી સ્થિતિમાં ભાગ્યે જ અડવા પામે તે પણ શ્રી. ઠક્કર જેવા પાસેથી તેમને સાંભળવા મળી શકે.

## દયા કે દાકણ ?

ગામડાંના લોકોને આજે દર્દો અનેક પ્રકારનાં છે. તેમાં બીજાં દર્દો કરતાં સામાજિક દર્દો ઓછાં ઝેરીલાં નથી. કન્યાવિક્રય, બાળલગ્ન, વરા, ઝીણાં ને પરદેશી કપડાંનો શોખ આ અને આવાં આવાં અનેક દર્દો ગામડાંઓના હીરને ચૂસી રહ્યાં છે. પણ થોડાંએક રાજકીય દર્દોએ એટલું મોટું રૂપ લઈ લીધું છે કે ઉપર ગણાવ્યાં તેવાં દર્દો તો બિચારાં તેની નીચે દબાઈ ગયાં છે. એ દર્દોને નાબુદ કરવાનો વિચાર સરખો વધારે ભયંકર દર્દની આડે જાણે કે કોઇને સુઝી શકતો નથી.

આવું એક રાજદ્વારી દુઃખ છે રાજ્યના દેવાનું. ભાવનગર રાજ્યમાં એવો વહીવટ ચાલે છે કે દરવર્ષે પાકનું પ્રમાણ જોઇને વીઘોટી કેટલા ટકા લેવી તે નક્કી કરવામાં આવે છે. ખરાબ વરસમાં જેટલા ટકા ઓછી વસુલ કરવામાં આવી હોય તેટલી રકમ ખરાબ વર્ષને ભોગ ચડાવી દેવાને બદલે ખેડુતને ખાતે ઉધાર કરી રાખવામાં આવે છે, એવી આશામાં કે સારૂં વર્ષ આવતાં તેટલું વળતર લઇ શકાય. પણ કાઠિયાવાડનું દુર્દૈવ છે કે સારૂં વર્ષ હવે ભવિષ્યમાં કોઈ દિવસ આવશે કે કેમ તેની જ શંકા છે. વરસાદને આકર્ષણ કરનાર ઝાડીઓ બીજા વધારે વનસ્પતિવાળા ભાગોનો વાદ કરીને અહીં પણ કાપી નાંખવામાં આવી છે. અને હવે તરતમાં જો નવી ઝાડીઓ ઉગાડવાના પ્રયાસ વેગથી નહિ થાય, તેમ જ કુદરતના વિનાશક તત્ત્વો સામે મનુષ્ય-બુદ્ધિ જો ઉભી રહી નહિ શકે તો કાઠિયાવાડનું ભાવિ બહુ કઠણ છે. આવી સ્થિતિમાં, ભવિષ્યમાં જે દેવું વાળવું ખેડુતને માટે અશક્ય છે તેવું કૃત્રિમ દેવું તેને નામે ચડાવ્યે જવું એ ખરેખર ખેડુતના નાશની ચિતા ખડકી મુકવા જેવું છે. આજે ભાવનગર રાજ્યમાં ભાગ્યે જ કોઈ ખેડુત એવો હશે કે જેના ઉપર રાજ્યનું આવું દેવું ઉભું નહિ હોય. ખરાબ વરસોમાં વીઘોટી ઓછી કરવી એમાં દયા છે, પણ એ ઓછી કરેલી રકમનો ભાર આગળ આવનારાં ઉત્તરોત્તર ખરાબ વરસોનાં માથાં ઉપર ચડાવતાં જવો એમાં દયા નથી પણ દયાના રૂપમાં ડાકણ જ છે. ગામડાંના ખેડુતો કુદરતને ખોળે રહેનારા એટલે સ્વભાવે ભોળા હોય છે, છતાં આ વસ્તુસ્થિતિ તેઓ પણ જાણે છે અને જેમ દેવું વધતું જાય છે તેમ તેમ તેઓ થરથરતા જાય છે. રાજ્યના જવાબદારોએ પોતાના દયાળુપણાથી ફુલાઈ જઈને ખેડુતોનું મોત હાથે કરીને ઉભું કરી ન જવું જોઈએ, કારણ કે તેમનાં હૃદય ખરેખરાં દયાળુ છે એમ માની લઈએ તો પણ ભવિષ્યમાં તેમના વારસો તેવાં જ દયાળુ હૃદયો સાથે આવશે એમ રાજ્યના અનુભવી લોકોએ ગણતરી ન જ કરવી ઘટે. આજે જ જો કોઈ રાજ્યનું દેવું પૂરૂં વસુલ કરી લેવાની હઠ કરનારો અમલદાર નીકળે તો આંખ મીંચીએ એટલી વારમાં ભાવનગરના અનેક ખેડુતોને જમીનના માલેકો મટાડીને મજુર કરી નાંખી શકે. અને એવા અમલદારો એ કોઈ પણ રાજ્યમાં અને તેમાં યે ખસુસ કરીને કાઠિયાવાડનાં રાજ્યોની રંગભૂમિમાં ઓછા પાકે છે એમ કોણ કહેશે ?

## એક વિકટ પ્રશ્ન

આ અત્યંત આંટીઘુંટીવાળો જમાનો સાદામાં સાદા માણસોની સામે પણ ભારે વિકટ આંટીઘુંટીવાળા પ્રશ્નો ખડા કરે છે. અને તેને છોડાવવામાં જરા ગફલત કરે કે તરત બિચારાઓને કાયમને માટે પાયમાલ કરી નાંખે છે. એવો એક પ્રશ્ન જમીનની માલીકી યાને જમીનના વેચાણહક્ક બાબતનો છે. મેં જે થોડાંએક ગામડાં જોયાં તેમાં બધે એ પ્રશ્ન બહુ જ રસની સાથે ચર્ચાતો હતો. જમીનનો માલેક કોણ ? કોઈ પણ કબુલ કરશે કે જેણે જમીન પર અનેક પેઢીઓથી પરસેવો ઉતારીને તેને ફળદ્રુપ કરી તે ખેડુત તેનો માલીક. જરાતરા ખેતીનું રક્ષણ કરવાના બહાના નીચે રાજ્યને કામ જમીનની માલીકી આપી દેવી કબુલ કરે નહિ. હવે માલીક જો ખેડુત હોય તો તે પોતાની જમીનને ધારે તેને વેચી શકવાની સ્થિતિમાં હોવો જોઈએ. આ વાત સાચી જણાય છે. પણ જણાય છે તેવી તે ખરેખર નથી. ભાવનગર રાજ્ય ખેડુતને વેચાણહક્ક આપતું નથી. મહત્વાકાંક્ષી ખેડુત ભાઇ-

ઓને જમીનની ફેરફારીથી કરીને મોટા લાભ મેળવવાના નહિ મળવાથી તેઓ રાજ્યનો દોષ કાઢે છે, જ્યારે બીજો વર્ગ આમાં ખેડુતોની રક્ષા રહેલી જુએ છે. ઘણા બુદ્ધિવાળા માણસોને પણ આ બેમાં કઈ સ્થિતિ ખેડુતોને લાભકારક હશે એ વિષે દ્વિધા થાય છે. એક મત એવો છે કે ખેડુત જો જમીન મરજી પ્રમાણે વેચતો થઈ જાય તો તેની હાલની વિષમ સ્થિતિમાં તે થોડાં જ વર્ષોમાં જમીન શાહુકારને ત્યાં અથવા મોટા ખેડુતોને ત્યાં મુકીને જમીન વગરનો બની જાય. જે રાજ્યોએ ખેડુતોને વેચાણહક આપ્યા છે તેવાં રાજ્યોમાં ગરીબ ખેડુતો જમીન વગરના થઈ જઈને શાહુકારો વિશાળ જમીનોના માલીક બની બેઠાના દાખલા સર્વ સ્થળે જોઈએ છીએ. વડોદરા રાજ્યમાં એમ બન્યાનું ભાવનગરના ખેડુતો દાખલા રૂપે બતાવે છે. અને કાળીપરજ કે હાકરડા જેવી ગરીબ કોમ વિષે એવું બનેલું સૌ કોઈ નજરે જોઈ શકે તેમ છે. પણ બીજો પક્ષ દલીલ કરે છે કે ખેડુત એમ પોતાની જીવનદોરી સમાન જમીનને વેચી મારે એમ શા માટે માની લેવું જોઈએ? એવી કાલ્પનિક બીકમાં વધારે સંપત્તિ મેળવવાની તક તેના હાથમાંથી શા માટે છીનવી લેવી જોઈએ? અને શા માટે તેને છતી માલકતે વખાને ટાણે રોઈને બેસી રહેવું જોઈએ? આ. અમથો પણ અઘરો પ્રશ્ન વચ્ચે રાજ્યનો સંબંધ આવવાથી વધારે અઘરો બની ગયો છે. જમીનનો વેચાણહક ખેડુતને નહિ એનો સ્વાભાવિક અર્થ જમીનનો માલેક રાજ્ય એવો જ થાય. અને રાજ્ય ભાગ્યે જ રૈયતના ભલા માટે ચાલતાં હોવાનો દુનિયાને અનુભવ છે, તેથી ગમે તે ભોગે રાજ્ય પાસેથી જમીનની માલીકી ખેડુતને જ મળવી જોઈએ એવો એક સબળ પક્ષ થઈ શકે છે. ભાવનગરનાં ગામડાંઓમાં આ બધી ચર્ચાઓ ઘણી ઝીણવટ અને રસની સાથે થઈ રહી છે. કેટલાક ખેડુતોને બારીક બુદ્ધિમત્તાથી આ કોકડાની ગૂંચો ઉકેલતા જોઈને સાનંદાશ્ચર્ય થાય છે.

મહુવા પરિષદે આ પ્રશ્ન ઉપર એક કે બીજા પક્ષમાં ઉતાવળથી પોતાનું વજન મુકવાને બદલે કમિટિ નીમી ખેડુત પ્રજાનો મત જાણીને પછી જ યોગ્ય બાજુએ પોતાનું વજન મુકવાનું ઠરાવ્યું તે યોગ્ય જ થયું. અલબત્ત, આ કમિટિએ જાણવું જોઈશે કે તેને ભાગે લોકમત જાણવાનું છે તેના કરતાં લોકમત યોગ્ય પક્ષ તરફ કેળવવાનું જ કામ રહેલું છે.

## ગ્રામપંચાયતનો અખતરો

એક ગામડું મેં જોયું ત્યાંના લોકોના ઉત્સાહને જોઈને રાજ્ય તરફથી ગ્રામપંચાયતનો અખતરો કરવાનું નક્કી થયું છે. પણ તપાસ કરતાં અખતરો હાલમાં તો કેવળ જમીનમહેસુલ ઉઘરાવવાનું ગામપંચને સોંપવા પૂરતો જ છે. એટલું પણ ગામના લોકોએ કૃતજ્ઞબુદ્ધિથી સ્વીકારી લીધું છે તે પરથી જાણનારે જાણવું જોઈએ કે મહેસુલી અમલદારોના સંગદોષથી બચવા માટે ગામડાંના લોકો કેટલા બધા ઉત્સુક છે. પણ આ લોકોને જો શાળા, સફાઈ, તળાવ વિ૦ જાતનાં ગ્રામપંચાયતનાં ખરાં કામો કરવા સગવડ આપવામાં આવે તો રાજ્યને કંઈ જોખમ નહિ આવવા દે એવા ત્યાંના લોકો લાગ્યા છે ખરા. પરન્તુ દેશી રાજ્યોના રાજ્યકર્તાઓને એક સુખ છે. તેઓ દુનિયા કરતાં બસેં વર્ષ પાછળ હોવાથી તેટલાં પાછળ પડેલાં વર્ષોમાંથી એકાદ બે વર્ષની ફાંક ભરીને ખૂબ પ્રગતિ કરી લીધાનો સંતોષ પોતાના મનને આપી શકે છે. પર જાણીતો ગ્રામપંચાયતનો અખતરો આ જમાનામાં એ રીતે

જ સંતોષ આપી શકે. ભાવનગર રાજ્યનું નામમાત્રનું પ્રજાપ્રતિનિધિ મંડળ પણ ખરેખર રાજ્યે જ નીમેલા નગરજનોનું મંડળ અને તે પણ પ્રજાનું કંઈ કલ્યાણ કરવાની શક્તિ વગરનું મંડળ પ્રજાને બક્ષીસ કરવામાં પણ એ રીતે જ સંતોષ માની શકાય.

એમ છતાં પરિષદમાં જ એક ભાષણકર્તાએ જાહેર કર્યું હતું તેમ અહીં કહી શકાય કે રાજ્ય ગમે તેટલું પાછળ હશે પણ પ્રજા તો બહારથી આવતી ભરતીઓથી બરાબર ભીંજાયેલી છે. રાજા કે રાજ્યકર્તાના નામ પર સભાઓમાં પડતી તાળીઓથી ભૂલાવામાં પડી એ વસ્તુસ્થિતિ અવગણવા જેવી નથી. ઉપરોક્ત ભાષણકર્તાએ સંસ્થાનાભિમાનમાં આવી જઇને ભાવનગરની પ્રજાને મહુવા નજીકની મીઠી વીરડી સાથે સરખાવી હતી. એ મીઠી વીરડીમાં સમુદ્રની ભરતી આવે ત્યારે ખારી બની જાય છે, પણ થોડા જ સમયમાં ભરતી ઓસરી જતાં પાછી અમૃત સમી મીઠી બની જાય છે. પણ રાજ્યે કે પ્રજાએ એવી સુંદર ઉપમા નીચે છુપાયેલી સાચી પરિસ્થિતિને ઉંધી સમજવી ન જોઇએ. કદાચ વીરડી મૂળે ખારી હોય અને જો બહારની મીઠી છોળો તેના ખારને સતત ધોયાં ન કરે તો તેની ખારાશ દિવસે દિવસે વધતી જ જાય અને અંતે ઝેર સમી બની જાય. આપણે ઇચ્છીએ કે પ્રજા રાજ્ય બન્ને બહારની મીઠી છોળોનો વધારે ને વધારે અંગીકાર કરતાં રહે અને શ્રદ્ધા રાખીને તેમાંથી લાભ ઉઠાવે.

આ નોંધોમાં લખેલા ઘણા ભાગોને માટે મારે પરિષદના કાર્યકર્તાઓની ક્ષમા માગવી જોઇએ. ખાસ કરીને એટલા કારણસર કે હું તો પરિષદમાં હતો સુંદરમાં સુંદર સ્વાગતનો ભોગવનાર, અને છતાં કેવળ એક

વણનોતર્યો પરોણો.

---

अपारे यो भवेत्पारमप्लवे यः प्लवोभवेत् ।
शूद्रो वा यदि वाप्यन्यः सर्वथा मानमर्हति ॥

**महाभारत, शान्तिपर्व.**

આરો ન હોય ત્યાં આરો થાય, હોડી ન હોય ત્યાં હોડી થાય, તે શૂદ્ર હોય કે બીજો ગમે તેનો હોય પણ તેને સર્વથા માન ઘટે છે.

મહાભારત, શાન્તિપર્વ.

# જ્ઞાનગોચરી

## વિલાયતી ચશ્મા

[ જાન્યુઆરી ૩૧, ૧૯૨૬ ના 'ધ પીપલ'માં પ્રસિદ્ધ થયેલા સેંટ નિહાલસિંહના એક લેખનું તાત્પર્ય—તંત્રી. ]

૧

ઘણા ઓછા હિંદીઓ જાણે છે કે આપણામાંના ઘણાખરા દેશપ્રેમીઓ સુદ્ધાં ઈંગ્રેજી ચશ્માથી દુનીઆ તરફ જુએ છે. આપણી યુવાનીના પૂર બહારમાં જ્યારે આપણે આપણા પરદેશી રાજ્યકર્તાઓના વહીવટથી ચાલતી સ્કૂલોમાં કે કૉલેજોમાં ભણતા હોઈએ છીએ ત્યારથી જ આપણી આંખ ઈંગ્રેજી ચશ્માથી જીવન તરફ જોવા ટેવાય છે. દુનીઆના ઘણાખરા સમાચારો આપણે ઈંગ્રેજી સાધનોથી જાણવા પામીએ છીએ અને તેથી આપણા એકપક્ષી મતો ઊંડાં મૂળ નાંખતા જાય છે.

રુટરના તારોમાં પૂરવણી કરવાનું સાહસ થોડા જ વર્તમાનપત્રો કરે છે. અને જે થોડાઓ કરે છે તે બ્રિટીશ યાહુદી અને ક્રિશ્ચયનોના હાથમાં જઈ પડે છે. આપણા ચૂસ્ત રાષ્ટ્રીય વર્તમાનપત્રો સુદ્ધાં 'બ્રિટનના હિંદી કારોબાર'ને લગતા અઠવાડિક સમાચાર માટે બ્રિટીશ ખબરપત્રીઓ ઉપર આધાર રાખે છે.

આપણામાંના જેઓ પરદેશી પત્રો ખરીદે છે તેઓ ઘણુંખરું 'અઠવાડિક ટાઈમ્સ,' કે 'આફ્રિક' કે 'સ્ટીયર' પસંદ કરે છે. ઘણા થોડા 'ન્યૂ સ્ટેટસમેન' અથવા 'નેશન' જેવાં ઈંગ્રેજી પ્રજામત રજુ કરતાં પત્રો મંગાવે છે. આ દરેકમાં સારી વસ્તુ જરૂર હોય છે, પણ આમાનું એકે નિષ્પક્ષપાતી—બ્રિટીશ ગંધ વિનાનું તટસ્થ—ગણી શકાય નહિ.

આપણને યૂરોપ સાથે કોઈ જાતનો ખાસ સંસર્ગ નથી અને તેનું કારણ એ છે કે ઘણા જ થોડા માણસોને સ્કૂલ કે કૉલેજમાં ફ્રેન્ચ, જર્મન કે બીજી યૂરોપીય ભાષા ભણવાની તક મળી હોય છે. એટલે ઈંગ્લાંડ સિવાયના બીજા દેશોમાં શું બને છે એ ઈંગ્રેજ લોકો જેટલું તે દેશ સંબંધી આપણને જણાવવા મહેરબાની કરે તેટલું જ આપણે જાણવા પામીએ છીએ.

ફ્રેન્ચ, જર્મન, ઈટેલિયન, સ્પેનીશ, ડચ વગેરે ભાષા ન જાણતા હોવાથી એ એ ભાષાના પત્રો કે માસિકો આપણાથી ન વંચાય. એમ માનીયે; તો પણ આપણામાંના ઘણા અમેરિકન પત્રો કે માસિકો પણ વાંચવાની તસ્દી લેતા નથી. અમેરિકનો 'લિટરરી ડાઇજેસ્ટ' નામનું એક સુંદર અઠવાડિક પત્ર કાઢે છે જેમાં દુનીઆના ફક્ત સમાચાર જ નહિ પણ દુનીઆની જુદી જુદી ભાષામાં પ્રસિદ્ધ થયેલાં માસિકોમાંથી વીણી વીણીને સામાજિક અને વૈજ્ઞાનિક પ્રગતિના, કળા, સાહિત્ય, કાવ્ય અને નાણાંશાસ્ત્ર ઉપરના ઉત્તમોત્તમ લેખો નિષ્ણાતો પાસે અનુવાદિત કરાવી મૂકવામાં આવે છે. આવા ઉચ્ચ સુંદર પત્રની પણ પણ નકલો આપણા ઘરોમાં પ્રવેશ પામતી નથી.

૨

આ પ્રમાણે જગત ઉપરની આપણી દૃષ્ટિ મર્યાદિત હોવાથી આપણે સહન કરવું પડે છે. બ્રિટીશ લોકોની બુદ્ધિની સીમાઓમાં આપણું જ્ઞાન બંધાઈ રહે છે, અને તેમના પૂર્વગ્રહોથી આપણું જ્ઞાન દૂષિત થાય છે.

બ્રિટીશો આપણા રાજ્યકર્તા હોવાથી અને ચાલે ત્યાં સુધી રાજ્યકર્તા તરીકે રહેવા તેમણે નિશ્ચય કરેલો હોવાથી તેઓ તેમના દેશના તેમજ દુનીઆના સમાચાર તેમના હિતને જરાયે નુકશાન ન થાય એવી જ રીતે આપે છે. જો બ્રિટનો આપણને ચાહે છે—અથવા આપણને પોતાની સ્વતંત્રતાય પ્રજા કરતાં વધુ ચાહે છે એવો જેઓ આડંબર કરે છે—તેઓ સુદ્ધાં તેમને આજુબાજુના વાતાવરણમાંથી મળેલા પક્ષપાતથી કેવળ મુક્ત થઈ શકતા નથી. કેટલાક અપવાદો સિવાય તેઓ જ તેમની માતૃભાષા સિવાયની બીજી ભાષાથી અજ્ઞાત હોવાથી સામાન્ય માહિતી માટે બ્રિટીશો પર આધાર રાખે છે, અને તેથી દુનીઆથી અળગા પોતાના નાનકડા દેશમાં કૂપમંડુક બની ગયેલા હોય છે.

લડાઈને લીધે ઉત્પન્ન થયેલી ઔદ્યોગિક મંદી જેને લીધે દશ લાખ ઉપર માણસો તેમના નિર્વાહના સાધન માટે સરકારી મદદ ઉપર આધાર રાખે છે તેને લીધે જે કાંઇ બ્રિટીશ લોકોમાં ઉચ્ચ આદર્શો હતા તે લગભગ નિર્મૂળ થઈ ગયા છે.

બ્રિટનની નિકાશ કરતાં આયાત વધી ગઈ છે અને તેથી વ્યાપારનું ત્રાજવું તેમની વિરુદ્ધ નમતું જાય છે. પહેલી જ વખતે તેઓ અમેરિકાના યુનાઈટેડ સ્ટેટસના દેવાદાર થયા છે અને વ્યાજ તથા ઋણના ફંડ (sinking fund) પેટે તેમના લેણદારોને દ્વિવાર્ષિક એવી તો ભારે રકમ આપવી પડે છે કે પોતાના દેશમાં કે પરદેશમાં રોકવા માટે તેમની પાસે ઘણું જ ઓછું બાકી રહે છે. અમલદાર માણસો ઉમરાવ વર્ગના હોય છે અને તે વર્ગ મજૂર વર્ગ ઉપરની પોતાની સત્તા મજબુત કરવા વધુ કલાક કામ કરાવવા, ઓછા પગાર આપવા અને બીજી રીતે મજૂર મહાજનોને નિર્બળ કરવા માગે છે. એટલે હમેશ બને છે તેમ, આ સંયુક્ત હુમલાથી મજૂર પક્ષમાં કલહ વધી ગયો છે. સમાધાનથી તે શમી જાય એમ નથી. સ્થિતિ એવી છે કે યુરોપ ખંડમાં, એશિયાના દેશોમાં, અલબત્ત હિંદુસ્તાનમાં પણ, મજૂરીના દરો ઉંચા જાય તો જ બ્રિટનમાં મજૂર પક્ષવાળાઓનું અને બ્રિટીશના ઉદ્યો-ગોનું પણ કંઈક ચાલે

આ બ્રિટીશ મજૂરનેતા અને ઇન્ડિયન પબ્લીક સર્વિસ માટે નીમાયલા આઇલિંગ્ટન કમીશનના બીજા સભ્યોએ આ ખરીતામાં જણાવેલા વિચારો ઉછીના જ લીધા હતા—જો કે ક્યાંથી લીધા તે જણાવ્યું ન હતું.

આપણી આયાતનિકાશ ઉપર આપણી મરજી અને અનુકૂળતા મુજબ કરો નાંખવાના આપણા હક વિષે જ્યારે જ્યારે મેકડોનાલ્ડે પાર્લામેન્ટમાં કે બહાર ભાષણ કર્યાં છે ત્યારે ત્યારે દુનીઆને દેખાડવા તે 'સ્વાયત્ત વ્યાપારનીતિ'ના પક્ષમાં બોલ્યા હતા પણ વસ્તુતાએ, લેંકેશાયરે ભારે અન્યાય કરી જે આન્તર્જકાત નામ કાયદા ઉપર નાખી હતી—જે હજી હમણાં જ નીકળી ગઇ છે—તેની હિમાયત કરતો હતો. લેંકેશાયર અને આજુબાજુના પરગણાના સંગઠિત થયેલા મજુરોએ આપણને નાણાંવિષયક સ્વાતંત્ર્ય મળે તેની વિરૂદ્ધ હંમેશ પ્રયાસો કરેલા છે. અને કોઇ પણ સ્વરાજ્યની યોજનામાં રાષ્ટ્રસંરક્ષણ અને નાણાંવિષયક સ્વાતંત્ર્ય એ બે મુખ્ય આવશ્યક વસ્તુઓ હોય જ છે.

આ તો જ્યારે બ્રિટીશ લોકનો વેપાર પૂર જોશમાં ચાલતો હતો ત્યારની વાત છે. તો પછી આજની વ્યાપાર—ઉદ્યોગની, નિકાશની, તેમજ વહાણવટાના ધંધાની મંદીમાં તેઓ આપણા લાભમાં ન્યાય તરફ વળે એ બને જ કેમ?

હિંદુસ્તાનના સ્વાતંત્ર્ય માટે બ્રિટનના કોઇ સપૂતે ભારે જહેમત ઉઠાવી હોય તો તે કર્નલ વેજવૂડ. મેં તેમની સાથે લાંબો વખત કામ કરેલું છે. ગવર્નમેન્ટ ઓફ ઇંડિયા બીલ આવ્યું ત્યારે હિંદુસ્તાનને નાણાંવિષયક સ્વાતંત્ર્ય મળે એવો સુધારો તેમણે મારી સૂચના અને મદદથી રજુ કરેલો; પણ **મી. મોન્ટેગ્યુએ** તેની હંમેશની યંત્રવત્ બહુમતિથી તથા જેમનાં હિત હિંદ સાથે ચાલતા વેપારમાં સમાયેલાં હતાં તેવા વિરૂદ્ધ પક્ષના સભ્યોની મદદથી સહેલાઇથી આ સુધારો ઉડાવી દીધેલો. હવે આવો આપણો એક બ્રિટીશ મિત્ર હિંદુસ્તાનના હિત માટેના નાણાં અને ચલણના સવાલો વિષેના વિચાર બ્રિટીશ નિકાશના સ્વાર્થથી પર જઈ નથી કરી શકતો તો પછી જે મજૂરનેતાઓ ત્યાંના ઉદ્યોગના મતદાર મંડળો તરફથી ચૂંટાયેલા છે તથા ત્યાંના મજૂર મહાજનોની મદદ ઉપર જેમની ફતેહ નિર્ભર રહી છે તેમનું વલણ શું હોઇ શકે એ સમજી શકાય એવું છે.

મારો એવો દૃઢ અભિપ્રાય છે કે લિબરલ કે ટોરી પક્ષને આપણને કરો નાંખવાની કે નાણાંવિષયક સ્વતંત્રતા આપવાની જેટલી અડચણ આવે છે તેના કરતાં મજૂર પક્ષને ઓછી મુશ્કેલી આવશે એમ માનવાને કશું કારણ નથી.

જેમ ઇંગ્લાંડનો ધનિક તેના ડિવિડન્ડ હિંદુસ્તાનના ખેડુતોના ગજવામાંથી મેળવે છે તે જ પ્રમાણે ત્યાંની આખી ઔદ્યોગિક પ્રજા પણ આ ખેડુતોના ખિસ્સામાંથી જ પોતાની મજૂરી મેળવે છે. અને આપણે યાદ રાખવું જોઇએ કે એક એક ધનિક બરાબર એક એક મતાધિકાર ભોગવતા સો સો કે હજાર હજાર બ્રિટીશ કામદારો.

આ કારણથી,હિંદુસ્તાનને આત્મનિર્ણય આપવાનો ઠરાવ બ્રિટીશ મજૂર પક્ષ પસાર કરે, અથવા બ્રિટીશ મજૂર પ્રતિનિધિઓ મહાસભામાં આવી વકીલાત કરે એટલા ઉપરથી જ હું એમ નથી માનવાનો કે થોડા બ્રિટીશ મજૂર નેતાઓને ખરીદી લઇએ, થોડાં બ્રિટીશ મજૂર-પુસ્તક પ્રકાશનને મદદ કરીએ, મજૂર સભાઓમાં થોડા હિંદી યુવાનોને વાતો કરવા

મોકલીએ, એટલે બસ, બ્રિટીશ કામદારો આપણા ઉપર ચડી બેઠેલા બ્રિટીશ અમલદારોને હાથ ઝાલી ઉતારી મૂકશે. ના, હિંદુસ્તાનને સ્વરાજ્ય માગ્યું મળવાનું નથી. હિંદીઓ જ, હિંદુસ્તાનમાં જ, બુદ્ધિપૂર્વક વ્યવસ્થાથી અવિરત યુદ્ધ ચલાવ્યા કરે તો જ કોઈ દિવસ પણ સિદ્ધિ મેળવવા શક્તિમાન થશે.' બ્રિટીશ સલ્તનતના દરીઆપારનો કોઈ પણ દેશ બ્રિટીશ પાર્લામેન્ટની ફરમબંધી ઉપર સ્વતંત્રતા જીતી ગયો નથી—અને આપણે પણ એમ જીતવાના નથી.

૪

આ વાત આપણને દીવા જેવી ચોક્ખી જણીતી હોવી જોઇએ. પણ કમનસીબે, આપણે સ્કૂલની કે કોલેજની કેળવણીને લીધે, ઈંગ્રેજી ચશ્માથી દુનીઆ તરફ જોવા ટેવાઈ ગએલા છીએ અને વર્તમાનપત્રોના સમાચારો આપવા એ પણ આપણા હસ્થુ નથી. વર્ષો ઉપર, જ્યારે બ્રિટીશ લિબરલ પક્ષના માણસો હિંદી રાષ્ટ્રીય મહાસભાનું એક મુખપત્ર લંડનમાં ચલાવતા હતા અને મહાસભાએ કયી દિશાએ કામ કરવું તે આપણને સમજાવતા હતા ત્યારે બ્રિટીશ લિબરલ પક્ષના લોકોના શુભ હેતુમાં આપણને દયાજનક શ્રદ્ધા હતી.

આજે હિંદુસ્તાનનાં છાપાં વાંચનારાઓ બ્રિટીશ મજૂર પક્ષના ખબરપત્રીઓ મારફત સર્વ જાતની માહિતી મેળવે છે અને તે જ દયાજનક શ્રદ્ધા આપણે હવે બ્રિટીશ મજૂર પક્ષમાં મૂકીએ છીએ.

એટલે લુલાં બની બ્રિટીશ લોકોના રાજદંડનો આધાર ન રાખવો હોય તો અને આપણા પગ ઉપર ટટાર ઊભા રહેવાનો આપણે આગ્રહ હોય તો બ્રિટીશ મજૂર રૂપી હાથલાકડીનો ટેકો છોડી દઈને આપણા પોતાના જ પુરુષાર્થ ઉપર આપણે નિર્ભર રહેવું જોઈએ અને એમાં જ આપણી માણસાઈ છે.

ર. કે.

---

## રેલ્વેમાં હિંદીઓનું સ્થાન

જેવી રીતે ખંતીલી ઉધાઈની જાત બનરમાં પોતાનું કામ અસ્ખલિત અને સતત રીતિ કરે જાય છે, તેવી રીતે પાશ્ચાત્ય પ્રજાઓ તેમના સંસ્થાનિક દેશોમાં તેમનું કામ કરે છે. ઘણીવાર તેમને નિષ્ફળતામાંથી પસાર થવું પડ્યું છે; પણ આખરે ઉધાઈની માફક તેઓએ આખા એશિઆ ખંડને—જાપાન સિવાય—પોતાની જાળમાં સપડાવી ફોલી ખાધો છે. અંગ્રેજ પ્રજાએ પોતાની રેલ્વે તાર વિ૦ ની જાળથી હિંદનો સર્વસ્વ રસકસ ચૂસી લેવામાં કોઈ પણ જાતની કચાશ રાખી નથી. લૉર્ડ વિલીઅમ બેન્ટીકના વખતમાં જ્યારે રેલ્વે તાર વિ૦ નાખવામાં આવ્યાં ત્યારે જાહેર કરવામાં આવ્યું હતું કે આ બધું સામાન્ય પ્રજાના હિતાર્થે કરવામાં આવે છે; પણ હાલ સર્વ કોઈ જોઈ શકે છે કે સરકાર પોતાના લશ્કરને એક ઠેકા-

ભેથી બીજે ઠેકાણે લઈ જવા માટે આ રેલ્વે યોજના ચલાવી રહી છે. તે ઉપરાંત હિંદનો કાચો માલ અંગ્રેજ વેપારીઓ સહેલાઇથી અને સસ્તે ભાવે ઇંગ્લૅન્ડમાં લઈ જાય તેના માટે પૂરતી સગવડ આપવામાં આવે છે. દેશની અંદરનો કાચો માલ પરદેશ લઈ જવા માટેના રેલ્વે દરોમાં, અને પરદેશથી અંદર આવતા પાકા માલ માટેના રેલ્વે દરોમાં ઘણો ફેર રાખવામાં આવ્યો છે. વળી ત્રીજા વર્ગના મુસાફરોને પડતી હાડમારીઓ જ એક પૂરતી સાબિતી છે કે રેલ્વે યોજના સામાન્ય પ્રજાના સુખ માટે નથી, પણ સરકાર પોતાની સ્થિતિને મજબૂત બનાવવા માટે આ સઘળી બાજી યોજી રહેલી છે. આ અને એવી બીજી ઘણી બાબતોથી હિંદને અન્યાય થઇ રહેલો છે. પરંતુ તે બધાનું વર્ણન અહીંઆ આપી શકીએ તેમ નથી. અહીંઆ આપણે ફક્ત રેલ્વેમાં હિંદીઓનું શું સ્થાન છે તે તપાસીશું.

સામાન્ય રીતે રેલ્વે કામદારોમાં ત્રણ જાતિ ભેદો છેઃ (૧) યૂરોપીઅન (૨) ઍંગ્લો ઇન્ડિઅન (૩) હિંદી. સને ૧૯૨૩–૨૪ ની સાલ આખરે આ બધાની કુલ સંખ્યા નીચે પ્રમાણેની હતીઃ—

| | યૂરોપીઅન | ઍંગ્લો ઇન્ડિઅન | હિંદી | કુલ |
|---|---|---|---|---|
| ૧૯૨૨–૨૩ | ૬,૮૮૩ | ૧૨,૧૨૯ | ૭,૩૦,૬૬૮ | ૭,૪૯,૬૮૦ |
| ૧૯૨૩–૨૪ | ૬,૬૪૨ | ૧૧,૫૦૯ | ૭,૦૮,૯૪૨ | ૭,૨૭,૦૯૩× |
| ઘટાડો | ૨૪૧ | ૬૨૦ | ૨૧,૭૨૬ | ૨૨,૫૮૭ |

કુલ કામદારોની જાતિવારના ટકા નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| યૂરોપીઅન | ૦૦.૯૨ |
| ઍંગ્લો–ઇન્ડિઅન | ૧.૫૮ |
| હિંદી | ૯૭.૫૦ |

પહેલા વર્ગની અંદર રેલ્વેઓના કામદારોનો પગાર ૧૯૨૨–૨૩ માં રૂા. ૨૯,૦૨,૦૯,૬૦૭. ઘણો હતો; જ્યારે ૧૯૨૩–૨૪ માં તે રૂા. ૨૮,૧૮,૪૫,૭૪૦ જેટલો થયો છે. ૧૯૨૨–૨૩ માં

×ટીપઃ—ઇલાકા વાર જુદી જુદી રેલ્વેઓના કામદારોની સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

કામદારોની સંખ્યા.

| | | |
|---|---|---|
| ૧ બંગાળા | ૧,૭૬,૪૧૧ | —ઇસ્ટ બેન્ગાલ, ઇસ્ટ ઇન્ડિઆ રેલ્વે વિ૦ |
| ૨ મુંબાઇ | ૧,૭૧,૦૧૩ | —બી. બી. એન્ડ. સી. આઇ; જી. આઇ. પી; કાઠિઆવાડ રેલ્વે વિ૦ |
| ૩ મદ્રાસ | ૮૧,૬૮૬ | —મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા; સાઉથ ઇન્ડિઅન; માઇસોર રેલ્વે વિ૦ |
| ૪ સંયુક્ત પ્રાંતો | ૬૦,૩૦૪ | —બેંગાલ એન્ડ નૉર્થ વેસ્ટર્ન; આઉધ એન્ડ રોહીલ ખંડ; રોહીલ ખંડ એન્ડ કમાઉન રેલ્વે વિ૦ |
| ૫ પંજાબ | ૧,૦૩,૦૯૩ | —નૉર્થ વેસ્ટર્ન રેલ્વે. |
| ૬ મધ્ય પ્રાંતો | ૭૬,૩૫૯ | —બેંગાલ નાગપુર; નિઝામ રેલ્વે વિ૦ |
| ૭ રજપુતાના | ૮,૯૮૮ | —જોધપુર બિકાનેર વિ૦ |
| ૮ બ્રહ્મદેશ | ૨૩,૪૧૮ | —બર્મા રેલ્વે |
| ૯ આસામ | ૧૧,૯૭૬ | —આસામ બેંગાલ રેલ્વે |
| કુલ | ૭,૧૬,૨૪૯ | |

૭૬ જગ્યાઓમાંથી ૩૩ યૂરોપીઅન વર્ગને આપવામાં આવી એટલે કે તેનું પ્રમાણ ૪૩.૪૨ ટકા જેટલું થયું. ઍંગ્લો ઇન્ડિઅનનું પ્રમાણ ૨૧.૦૯ ટકા જેટલું થાય છે જ્યારે હિંદીઓનું પ્રમાણ ૩૫.૫૩ ટકા જેટલું થાય છે. ટ્રાફીક ખાતાની કુલ્લે ૧૬ જગ્યાઓમાંથી ૮ ઍંગ્લો ઇન્ડિઅનોને અને ૮ હિંદીઓને આપવામાં આવી છે. એન્જીનીઅરીંગ ખાતાની ૩૧ જગ્યા-માંથી ૯ યૂરોપીઅનોને, ૫ ઍંગ્લો ઇન્ડિઅનોને અને ૧૭ હિંદીઓને આપવામાં આવી છે. બીજી ૨૯ જગ્યાઓમાંથી ૨૪ યૂરોપીઅન, ૩ ઍંગ્લો ઇન્ડિઅન અને ફક્ત ૨ હિંદી વર્ગને આપવામાં આવી છે. આ છેલ્લ. ખાતાની ૨૪ જગ્યાઓમાં ૧૦ લોકોમોટીવ અને કેરેજ વેગન ખાતાની હતી, અને તે યૂરોપીઅન વર્ગને આપવામાં આવી છે; પણ સાથે તેનું કારણ એમ બતાવવામાં આવે છે કે તે ખાતાને લાયક માણસ હિંદી વર્ગમાંથી મળી આવતો નથી. અહીંઆ કહેવાની જરૂર છે કે આ ખાતાને લાયક શક્તિ હિંદીઓમાં નથી એમ નથી પણ સરકારે હિંદીઓને આવી જાતની તાલીમ લેવા માટે કશી જ તજવીજ કરી નથી. વારંવાર નિમવામાં આવતાં રૉયલ કમીશનો—જેમાં હિંદના પૈસાનો ગેરઉપયોગ જ થઇ રહ્યો છે—દ્વારા હિંદીઓને આશા આપવામાં આવી છે કે હિંદી રેલ્વે બોર્ડ ઊંચા વર્ગની જગ્યાઓની તાલીમ આપવા માટે ૧૫૦ કરોડ રૂપીઆની ખાસ મદદ ( capital grant ) ખરચશે. પણ અત્યાર સુધીમાં આમાંનું બહુ જ થોડું થયું છે; બલકે પ્રમાણમાં કશું જ થયું નથી.

ઉતરતા વર્ગની જગ્યાઓ પણ અયોગ્ય રીતે વહેંચવામાં આવી છે. આ વર્ગમાં હિંદી-ઓનું તત્ત્વ ફક્ત ૨૪.૧૩ ટકા× જેટલું છે. પગાર, રજા અને બીજી સગવડતાઓ જોતા ત્યાં હિંદી અમલદારોને કશું જ મળતું નથી. હાલમાં જ નિમાયેલા શાહી કમીશનના અભિપ્રાય પ્રમાણે સરખું કામ કરનારાઓને સરખા પગાર મળવો જોઈએ છે; પણ આ બાબતમાં રેલ્વે કંપનીઓએ કશું જ કર્યું નથી. યૂરોપીઅન અને ઍંગ્લો ઇન્ડિઅન અમલદાર હિંદી કરતાં વધારે કાર્યકુશળ ( efficient ) હોય છે અને તેથી તેને માટે એમ પણ દલીલ કરવામાં આવે છે કે તેનું જીવન નિર્વાહનું ( cost of living ) ખર્ચ પ્રમાણમાં વધારે હોવાથી તેને વધારે પગાર મળવો જોઇએ. હિંદી અમલદાર કાર્યકુશળ નથી, અને તેનું જીવન નિર્વાહનું ખર્ચ ઓછું છે માટે તેને ઓછો પગાર હોય તો પણ ચાલે. પરંતુ એવા ઘણા હિંદીઓ છે કે જેમની આવક સારી હોય છે તેમનું જીવન નિર્વાહનું ખર્ચ યૂરો-પીઅન વર્ગ કરતાં પણ વધુ હોય છે. હિંદી કાર્યકુશળ નથી, પણ તેનું કારણ એ છે કે તો તેના સાથી—યૂરોપીઅન કે ઍંગ્લો ઇન્ડિઅન—જેટલો પગાર આપવામાં આવતો નથી.

× ટીપઃ—પ્રત્યેક રેલ્વે લેતાં આ વર્ગમાં હિંદી તત્ત્વની ટકાવારી નીચે પ્રમાણે આવે છેઃ—

| | | | |
|---|---|---|---|
| બી. બી. | ૩૮ ટકા. | (૭) સાઉથ ઇન્ડિઆ | ૨૪ ટકા. |
| નૉર્થ વેસ્ટર્ન | ૩૪ ,, | (૮) રોહીલ કમાઉન | ૨૧ ,, |
| બર્મા રેલ્વે | ૩૪ ,, | (૯) જી. આઇ. પી | ૨૦ ,, |
| અવધ રોહીલખંડ | ૩૦ ,, | (૧૦) બેંગાલ નાગપુર | ૧૯ ,, |
| આસામ બેંગાલ | ૩૦ ,, | (૧૧) બેંગાલ નૉર્થ વેસ્ટર્ન | ૧૩ ,, |

આથી તેનું મન કામ કરવા તરફ સંપૂર્ણપણે પ્રેરાતું નથી. તેનું મન અસંતોષી બને છે અને દિવસે દિવસે ઉલટી તેની અધોગતિ થાય છે. તેને છંદગીમાં દબાએલા ચંપાએલા રહેવું પડે છે. જાપાન દેશમાં ત્યાંના જ વતનીઓ સઘળી રેલ્વે વ્યવસ્થા સુંદર રીતે ચલાવી રહ્યા છે; અને જો હિંદીઓને પણ અનુકૂળ સંજોગો કરી આપવામાં આવ્યા હોય તે તેઓ પણ કાંઇ રીતે ઉતરે નહિ. આ બાબતની પૂરી સાબિતી થોડા સમય પહેલાં મદ્રાસ ઍન્ડ સધર્ન મરાઠા રેલ્વે ઉપર લોકોમોટીવ એન્જીનીયરીંગ વિ૦ ખાતામાં કામ કરતા દેશી જુવાનીઆઓએ બનાવી આપી છે. ૯૯ ઉપરાંત વધારે પગારવાળી જગ્યાઓ યૂરોપીઅન વર્ગના હાથમાં હોવાથી રેલ્વે ખર્ચમાં ઘણો વધારો થવા પામ્યો છે. આમાં યોગ્ય કાપકૂપ કરીને હિંદીઓને ગોઠવવામાં આવે તો ખર્ચ ઘણું ઘટી જાય; અને તેથી ગરીબ હિંદી ખેડુતના કરનો બોજો ઓછો થાય. પરદેશીઓના હિત માટે કાઢવામાં આવેલી રેલ્વેઓને અત્યાર સુધી ( ૧૮૫૦–૫૧ થી ૧૯૨૩–૨૪ સુધી ) ટકાવી રાખવામાં હિંદી પ્રજાએ ૩૨૨.૮ કરોડ રૂપીઆનો ધુમાડો કર્યો છે. આમ હોવા છતાં રેલ્વે કંપનીઓ નફા ટોટાના સિદ્ધાંતો અનુસાર ચાલી રહી છે એમ કહેવામાં સરકાર કોઇ પણ જાતનો આંચકો ખાતી નથી. ઉપરાંત આ ખોટનો આંકડો દરવર્ષે વધતો જાય છે. કેટલી વેપારી પેઢીઓએ આવી રીતે નુકસાન વેઠયું છે ? પરંતુ હિંદી રેલ્વેઓ માટે ' પરતંત્ર ' હિંદી પ્રજાએ આ સર્વ મૂંગે મોઢે વેઠયું છે.

આવી રીતે ઉંચી જગ્યાઓની વહેંચણી કરવામાં ચોકખો અન્યાય થઈ રહેલો છે એમ આપણે ઉપર જોઈ ગયા. હિંદીઓને જ આ સઘળી જગ્યાઓ મળવી જોઈએ એમ અમારૂં માનવું નથી. પણ હિંદીઓ ન્યાય તો અવશ્ય માગી શકે. ફક્ત અંગ્રેજી ભાષા ભણેલાઓનું સંખ્યાબળ જોતાં હિંદીઓને ઉપલી જગ્યાઓમાંથી કેટલી મળવી જોઇએ તે નીચેના કોષ્ટકો ઉપરથી જોઈ શકાય તેમ છે.

સને ૧૯૨૧ની વસ્તિ ગણત્રી પત્રક પ્રમાણે હિંદની વસ્તિ નીચે પ્રમાણે છે:—

| | સંખ્યા | ટકા |
|---|---|---|
| હિંદીઓ અને બર્મા લોકો | ૩૧૫,૭૬૬,૪૫૩ | ૯૯.૫૨ |
| યૂરોપીઅન | ૧૭૫,૭૩૭ | .૦૦.૦૫ |
| ઍંગ્લો ઇન્ડિઅન | ૧૧૩,૦૪૧ | ૦૦.૪૩ |
| કુલ | ૩૧૬,૦૫૫,૨૩૧ | ૧૦૦.૦૦ |

સઘળા યૂરોપીઅનો અને ઍંગ્લો ઇન્ડિઅનો ભણેલા છે એમ માની લઈએ તો ભણેલાઓની સંખ્યા નીચે પ્રમાણે આવે:—

| | સંખ્યા | ટકા |
|---|---|---|
| હિંદી અને બર્મા લોકો | ૨૨,૩૩૪,૮૭૩ | ૯૮.૭૨ |
| યૂરોપીઅન | ૧૭૫,૭૩૭ | ૦૦.૭૮ |
| ઍંગ્લો ઇન્ડિઅન | ૧૧૩,૦૪૧ | ૦૦.૫૦ |
| કુલ | ૨૨,૬૨૩,૬૫૧ | ૧૦૦.૦૦ |

સાધારણ રીતે ઉપરના વર્ગના કામદારો માટે અંગ્રેજી ભાષા આવશ્યક ગણીએ તો ભાષાના જાણકારોની સંખ્યા નીચે પ્રમાણે આવી શકે:—

| | સંખ્યા | ટકા |
|---|---|---|
| હિંદી અને બર્મી લોકો | ૨,૨૩૮,૫૭૨ | ૮૧·૫૭ |
| યુરોપીઅન | ૧૭૫,૭૩૭ | ૬·૯૫ |
| ઍંગ્લો ઇન્ડિઅન | ૧૧૩,૦૪૧ | ૪·૪૭ |
| કુલ | ૨.૫૨૭,૩૫૦ | ૯૨·૯૯ |

યુનિવર્સીટી અને મહાવિદ્યાલયોનાં પ્રમાણપત્રો ધરાવનારાઓની સંખ્યા કાઢીએ તો હિંદીઓ નિઃસંશય ચઢી જાય તેમ છે. અંગ્રેજી ભાષા ભણેલાઓની સંખ્યા લેતાં યુરોપીઅન અને ઍંગ્લો ઇન્ડિઅન અનુક્રમે ૬·૯૫ અને ૪·૪૭ ટકા જેટલા આવે છે, તો પણ તેઓ ઉતરતા વર્ગની (એટલે કે રૂ. ૨૫૦) અને તેથી વધારે પગારવાળી) જગ્યાઓમાંથી અનુક્ ૩૮·૦૯ અને ૩૭·૭૭ ટકા જેટલી દબાવી છે. હિંદીઓનું પ્રમાણ ૮૧·૫૭ ટકા જેટલું તો પણ તેમને ફક્ત ૨૪·૧૪ ટકા જેટલી જ આપવામાં આવી છે.

આનું કારણ એ છે કે સામાન્યતઃ ઉપરના વર્ગની નોકરીઓમાં હિંદીઓ દાખલ થાય તે માટે અંતરાયો મૂકવામાં આવ્યા છે. પગારની અમુક હદ વટાવ્યા પછી કોઈ પ હિંદી આગળ જ જઇ શકતો નથી. આમાં હિંદીઓમાં શક્તિ નથી એમ નથી પર તેમને આગળ વધવા દેવામાં આવતા નથી. આ જાતનો ભેદ અન્યાયી છે. દાખલ થ ઇચ્છનાર સર્વે ઉમેદવારોની સરખી રીતે પરીક્ષા કરવી જોઇએ અને દરેકને સરખી ત આપવી જોઇએ. આ ધોરણ પ્રમાણે કામ કરવામાં આવે તો રેલ્વેમાં હિંદીઓની સંખ્ ઘણી વધી શકે. તેઓ જવાબદારીનાં કામ કરી શકે અને હાલ જે અન્યાય થઈ રહ્યો તે દૂર થાય ×

ચુનીભાઇ ધ. પટેલ

સમાજવિદ્યા વિશારદ.

# પુસ્તકપરિચય અને સ્વીકાર.

**કેળવણીના પાયા**—લેખકઃ કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા. પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિંમત ૧—૦—૦

આ પુસ્તકને માટે લેખક અને પ્રકાશક બન્નેને અમે અંતઃકરણપૂર્વક અભિનન્દન આપીએ છીએ. આપણે ત્યાં છેલ્લા બે ત્રણ દસકામાં કેળવણી ઉપર ઘણાં પુસ્તકો પ્રગટ થયાં છે પણ તેમાંનાં ઘણાંખરાં ખાનાને અથવા આ વિષયના અભ્યાસીને પરીક્ષામાં ઉપયોગી થાય તેવાં પુસ્તકો છે. જેમ વિદ્યાર્થીઓના અભ્યાસને માટે પ્રસિદ્ધ કરેલી નોંધો કે નોટો સાહિત્ય ન ગણાય તેમ આમાંનાં ઘણાંખરાં પુસ્તકોને સાહિત્યમાં ઊંચું સ્થાન મળી શકે નહિ. કેળવણીના મુખ્ય સિદ્ધાન્તો લઈ, કેળવણીની આખી દિશા લઈ કોઇ સ્વતંત્ર દૃષ્ટિથી તેની ચર્ચા કરી હોય એવાં પુસ્તકો ઘણાં જ ઓછાં છે. આવાં પુસ્તકો સ્વાભાવિક રીતે જ ઠેઠ ફિલસુફીના ગહન વિષયમાં જઈ આવે જ. ૧૮૯૫ માં સદ્ગત મણિશંકર રત્નજી ભટ્ટનો 'શિક્ષણનો ઇતિહાસ' પ્રસિદ્ધ થયો તે પછી સ્વતંત્ર દૃષ્ટિએ આવી ચર્ચા અમે માત્ર આ પુસ્તકમાં જોઇએ છીએ.

હમણાં થોડા સમય ઉપર બર્ટ્રાન્ડ રસેલે Education ( કેળવણી ) ઉપર એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે તેની સમાલોચના અમારા વાંચવામાં આવી હજી પુસ્તક અમારા જોવામાં આવ્યું નથી. તેની સમાલોચનામાં લખ્યું છે કે કેળવણી કેવી હોવી જોઇએ એ પ્રશ્ન સમસ્ત જીવન કેવું હોવું જોઇએ એથી જરા પણ નાનો નથી. શ્રી કિશોરલાલનું પુસ્તક જોતાં એ સત્ય એમણે બરાબર નજર સામે રાખ્યું હોય એમ જણાય છે. દરેક પ્રશ્ન એમણે એ દૃષ્ટિએ જ ચર્ચ્યો છે, અને જીવનની જે ફિલસુફીમાં તેઓ શ્રદ્ધા રાખે છે તે શ્રદ્ધા આ આખા ગ્રન્થમાં ડગલે ડગલે પ્રતીત થાય છે. આ પુસ્તક પણ શિક્ષક તરીકે કામ શરૂ કરતાં તેમને પોતાનું શિક્ષણ મૂળથી ત્રુટિયોવાળું જણાયું તેથી જ તેઓ લખવા પ્રેરાયા છે. જેમ પ્લેટોના આદર્શ રાજ્યમાં સમસ્ત જીવનના ધ્યેયનો પ્રશ્ન તેણે ચર્ચેલો છે તેવી રીતે આ કેળવણીના પુસ્તકમાં પણ સમસ્ત જીવનનું ધ્યેય તેમણે ચર્ચેલું છે.

પહેલાં પાંચ પ્રકરણોમાં, તેમણે કેળવણીને મળતા કે કેળવણીનાં સ્વરૂપો ગણાતા કેટલાક વિષયો લઈ તે વડે કેળવણીનો વિષય સ્પષ્ટ કરી બતાવ્યો છે. કેળવણીમાં શિક્ષણ હોય ખરૂં પણ કેવળ શિક્ષણ એ કેળવણી નથી, કેળવણી વિનય પર્યંત જાય છે, તેમાં સુઘડ રીતભાત આવી જાય છે, કેળવણીમાં કેટલીક વિદ્યાનું કેટલુંક અધ્યયન આવે પણ માત્ર કોઈ પણ વિદ્યાની ઉપાસના એ કેળવણી નથી, તેવીજ રીતે વિજ્ઞાન પણ કેળવણી નથી. જો કે વિજ્ઞાન કેળવણીને સાધનભૂત થઇ શકે અને વિજ્ઞાનના સંસ્કારો એટલે અવલોકન અને તુલનાશક્તિ કેળવણીને આવશ્યક પણ છે. તેમનો ખરો આદર્શ કેળવણી એટલે વિવેકબુદ્ધિ. વિવેકબુદ્ધિ તેમની ઇષ્ટદેવતા છે. " વિવેકના ઉત્કર્ષને હું જીવનનું અને તેથી કેળવ-

સીનું અંતિમ ધ્યેય માનું છું." કેળવણી માટે અભ્યાસ પણ આવશ્યક છે; અભ્યાસનું પ્રયોજન અમુક ક્રિયા સિદ્ધ કરી લેવી એ છે, એ ક્રિયામાં સ્મૃતિ પણ આવી શકે.

કેળવણીના વિષયની ચર્ચામાં સૌથી પ્રથમ ઇન્દ્રિયોની કેળવણી આવે છે. આ વિષયની ચર્ચા ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે લેખક કેવળ પ્રાચીન મતના આગ્રહી નથી પણ આધુનિક અને પ્રાચીન બન્ને મતોનો સમન્વય કરવા પ્રયત્ન કરે છે.

પ્રાચીન મત ઇન્દ્રિઓનું દમન કરવા તરફનો હતો આધુનિક મત ઇન્દ્રિયોની શક્તિ વધારવા તરફ છે× આ બન્ને મતોનો સમન્વય તેઓ એવો કરે છે કે અને ઇન્દ્રિયોની શુદ્ધિ એટલે નીરોગિતા અને પૂર્ણતા ઇષ્ટ માને છે. શુદ્ધિનો આધાર આરોગ્ય અને વ્યાયામ ઉપર છે. વ્યાયામ એટલે યોજનાપૂર્વક અને સંયમપૂર્વક કરેલો વ્યાપાર. ઇન્દ્રિયોની રસવૃત્તિ એ શુદ્ધિથી ભિન્ન છે અને રસવૃત્તિ હમેશાં નીરોગી હોતી નથી. કલ્પનાબળથી અમુક વિષય ઇન્દ્રિયને અનુકૂળ લાગવાથી પણ રસવૃત્તિ થાય છે અને તે ઘણીવાર રોગગ્રસ્ત હોય છે.

૮ મું પ્રકરણ કલ્પનાશક્તિની કેળવણી વિશે છે. તેઓ કલ્પનાના બે પ્રકારો બતાવે છે. એક સમાધાનકારક કલ્પના અર્થાત્ જગતનું નિરૂપણ કરવા, અમુક અમુક બનાવોનો ખુલાસો કરવા કરેલી કલ્પના જેને પ્રમાણશાસ્ત્રમાં આપણે તર્ક ( hypothesis ) કહીએ તે અને બીજી વિધાયક કે સર્જક કલ્પના. સમાધાનકારક કલ્પનાની જે અગત્ય તેમણે બતાવી છે તે યોગ્ય છે, કેળવણીમાં અને વિજ્ઞાનમાં તે અતિ ઉપયોગી છે. વિધાયક કલ્પના વિશે અમારે લેખક સાથે મતભેદ છે તે અમે આગળ ઉપર બતાવીશું.

તે પછી પ્રજ્ઞા, તર્કશક્તિ એટલે હેતુને આધારે પ્રવર્તતી અનુમાનશક્તિ, બુદ્ધિ કે નિર્ણય કરનારી શક્તિ ( **निश्चयात्मिका बुद्धिः** )નું વિવેચન છે. શ્રદ્ધા ઉપરનું ૧૨ મું પ્રકરણ અમને ઘણું ઉત્તમ લાગ્યું છે. તેમણે બરાબર બતાવ્યું છે કે શ્રદ્ધા વિનાનો માણસ હોઈ શકતો નથી, અમુક વિષયમાં ન હોય, કે મંદ હોય, કે અંધ હોય એ સંભવે પણ શ્રદ્ધાનો અભાવ સંભવતો નથી. **यो यच्छ्रद्धः स एव सः।** શ્રદ્ધા એ જ માણસનો મુખ્ય સ્વભાવ છે. લોભી માણસ એટલે પૈસામાં અનન્ય શ્રદ્ધા રાખનારો માણસ એ એમનું કહેવું બરાબર છે. છતાં તેમણે પોતાની યોજનામાં શ્રદ્ધાને પૂર્ણ સ્થાન આપ્યું નથી એમ અમને લાગે છે. તેમના કહેવા ઉપરથી એમ જ નિષ્પન્ન થાય છે કે શ્રદ્ધા એ જ માણસના ગુણોને પોષનાર પ્રાણબલ છે. ધારો કે બે માણસો દોડવાના ઇરાદાથી દોડે છે છતાં એક વહેલો બેસી જાય છે અને બીજો વધારે વખત દોડી શકે છે; ત્યાં બન્નેમાં જેમ શારીરિક બળનો ફરક છે, તેમ જ બે માણસો ત્યાગ કરવાનો નિશ્ચય કરે છે છતાં એક સંપૂર્ણ ત્યાગ કરી શકે છે અને બીજો નથી કરી શકતો અથવા ઓછો કરી શકે છે ત્યાં તેનું કારણ

× આ મત પ્રાચીનોને અજ્ઞાત હતો એમ તો નહિ જ. ચાણક્ય કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં વિનય (કેળવણી) સંબંધી પ્રથમ અધિકરણમાં કહે છે "વિદ્યાવિનયનો હેતુ ઇન્દ્રિયજય, કામ ક્રોધ લોભ માન મદ અને હર્ષના ત્યાગથી કરવાનો છે. કર્ણ ત્વચા ચક્ષુ જિહ્વા અને ઘ્રાણની ઇન્દ્રિયોને શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધના વિષયોમાં અભ્રાન્ત જ્ઞાન થવું તેને અથવા શાસ્ત્રના અનુસરણને ઇન્દ્રિયજય કહે છે." જયનો અર્થ અહીં ઇન્દ્રિયોનો ઉત્કર્ષ-પોતાના વિષયનું નિસ્સંશય જ્ઞાન થવાની શક્તિ એમ પણ કરેલો છે. જુઓ કૌટિલ્યનું અર્થશાસ્ત્ર-પહેલા અધિકરણમાં પ્રકરણ ૩ જું.

બીજું કાંઈ જ નહિ પણ મંદ શ્રદ્ધા, એટલે નિશ્ચયોને કર્તવ્યમાં લઈ જનારા સૂક્ષ્મજીવનબલનો અભાવ કે મન્દતા એ જ છે. શ્રી કિશોરલાલભાઈ કહે છે કે “ગુણની ઉત્કટતા એ શ્રદ્ધાને પોષનારી છે.” પણ વાસ્તવિક રીતે ગુણની ઉત્કટતા એ જ શ્રદ્ધાનું મૂર્ત સ્વરૂપ છે, અમુક ગુણમાં શ્રદ્ધા બેસવાથી જ તે ગુણ ઉત્કટ અને કર્તવ્યાભિમુખ થાય છે. ગુણને ગતિમાન કરનાર મુખ્ય બળ શ્રદ્ધા છે. અને આ રીતે જોતાં કર્તાની હૃષ્ટિદેવનાત્મક વિવેકશક્તિની સાથે જ શ્રદ્ધાને તેમની યોજનામાં સ્થાન મળવું જોઇએ. માત્ર વિવેકશક્તિથી શુદ્ધ નિશ્ચય થઈ શકે પણ તે નિશ્ચયને પ્રેરનાર બલ તો શ્રદ્ધા જ છે. અને આ બાબત તેમણે શબ્દાન્તરમાં સ્વીકારી પણ છે. તેઓ કહે છે કે “ગુણની ઉત્કટતા એ શ્રદ્ધાને પોષનારી છે; પણ ભાવનાવશતા–એટલે વિવેકહીન ભાવના–એ અંધ શ્રદ્ધા ઉપજાવનારી છે.” (પૃ. ૧૧૩) વાસ્તવિક રીતે વિવેકશક્તિ એ શ્રદ્ધા વિના પાંગળી છે અને શ્રદ્ધા વિવેક વિના આંધળી છે. બન્ને જોઈએ. શ્રદ્ધા સંબંધી તેમણે જે કાંઈ કહ્યું છે તે અતિશય મનનીય છે અને આ નજીવા મતભેદ સિવાય અમને માન્ય છે. જેવી શ્રદ્ધા તેવો. પુરુષ હોવાથી સામાન્ય તર્કશક્તિ એટલે દલીલો રચવાની શક્તિ અને બુદ્ધિ, તો આ શ્રદ્ધાની દોરી દોડે છે, માણસને જેમાં શ્રદ્ધા હોય છે, જે વિષય તરફ આકર્ષણ કે વલણ હોય છે તેની દાસી થઈ એને સમર્થન કરે છે અને સાધનો કરી આપે છે. માત્ર વિવેકશક્તિ જ શ્રદ્ધાને નિયમન કરી શકે છે. હલકી કોટિ પર રહી વ્યાપાર કરતી તર્કશક્તિ તથા બુદ્ધિ. અને ઉચ્ચતર પ્રદેશમાં જઈ નિયમન કરતી વિવેક શક્તિનો આ જ ફરક છે.

આ પછી તેઓ વિકાસ એટલે શું અને માણસને માટે કયો વિકાસ ઇષ્ટ છે તે ચર્ચે છે અને એવા નિર્ણય ઉપર આવે છે કે સ્નાયુબળ, કારીગરી, કલ્પનાશક્તિ, સૂક્ષ્મબુદ્ધિ વગેરે અનેક શક્તિઓમાં ગુણોત્કર્ષનો વિકાસ એ માણસને ઇષ્ટ છે. ટૂંકમાં ચારિત્ર્યને ઉચ્ચતર કરવું અને બલવત્તર કરવું એ જ માણસની ખરી વિકાસદિશા છે.

વિકાસના માર્ગોમાં કર્તાએ એક નવી જ વિચારદિશા ઉઘાડી આપી છે એમ કહીએ તો ચાલે. આ ચર્ચામાં તેમણે જે પોલાદ અને ચુંબક વગેરે જડ પદાર્થોનાં દૃષ્ટાંતો આપ્યાં છે એ એટલાં સંગત નથી લાગતાં પણ તેમનું મુખ્ય તાત્પર્ય અમને માન્ય છે. તટસ્થ રહી પોતે પોતાની ઇચ્છા જોવી, તપાસવી અને એનું નિયમન કરવું એ ઉચ્ચતર કોટિના વિકાસનું લક્ષણ છે અને આ વિકાસ સંયમ દ્વારા કેળવી શકાય છે. જેમ શરીરવિકાસમાં સંયમથી બલ બલથી વીર્ય અને વીર્યથી ઓજસ્ થાય છે તેમ માનસિક વૃત્તિઓનો સંયમ કરવાથી પણ વૃત્તિઓ ઉચ્ચતર અને સૂક્ષ્મતર થતી જાય છે જેને અંગ્રેજીમાં sublimation કહે છે. વિકાસને માટે વિચાર, બ્રહ્મચર્ય અને સંયમ આવશ્યક છે.

અત્યાર સુધી જે જીવનની ફિલસુફી કર્તાએ ટૂંકમાં દર્શાવી છે તેને અનુસરીને તેઓ પછી મત્યનિર્ણયો, મૂર્તિવાદ, વિજ્ઞાનનું શિક્ષણ, ભાષાજ્ઞાન, સાહિત્ય, સંગીત અને કળા અને જીવનમાં આનંદને સ્થાન એ વિષયો ચર્ચે છે. અને છેવટ ‘એ કેળવણી તે કઇ’ એ પ્રકરણમાં કર્તા રંવિશાસુના ‘સમસ્યા’ લેખને ઉદ્દેશીને ચર્ચા કરતાં ઉપસંહાર કરે છે. આ દરેક વિષયની ચર્ચા ઘણી જ મનનપૂર્વક લખાએલી છે અને તેમાં લગભગ સઘળી બાબતમાં અમે તેમની સાથે સંમત થઇએ છીએ–માત્ર એક અપવાદ સિવાય જેની ચર્ચા હવે અમે હાથ લઇએ છીએ.

ઇન્દ્રિયોની કેળવણીના વિવેચનમાં કર્તા રસવૃત્તિનું આ પ્રમાણે નિરૂપણ કરે છે. "કોઇ પણ ઇન્દ્રિયને કોઈ પણ વિષયનો સંયોગ થાય ત્યારે તે ઇન્દ્રિયના

**રસાનુભવ**

સ્નાયુઓ ઉપર તાણ પડે છે....જ્યારે એ તાણ ઉતરી જાય છે, ત્યારે એ સ્નાયુઓમાં આરામ અથવા પ્રસન્નતાનો અનુભવ થાય છે... ત્યારપછી એ વિષયનું સ્મરણ પણ થોડે ઘણે અંશે એવી તાણ ઉત્પન્ન કરે છે...કોઇ પણ તાણની વખતે જ પ્રસન્નતા આવતી નથી; પણ તાણ ઉતર્યા પછી સ્નાયુઓ મૂળ સ્વરૂપમાં આવે ત્યારે પ્રસન્નતા આવે છે." તાણ જો પ્રતિકૂળ હોય તો આમ થાય એમ અમે માનીએ છીએ પણ તે સિવાય સર્વ પ્રકારની પ્રસન્નતાનો આ ખુલાસો યથાર્થ નથી. માણસની દરેક શક્તિ, દરેક ઇન્દ્રિય પોતાને યોગ્ય વ્યાપાર કે વ્યાયામ માગે છે, આ વ્યાપાર કે વ્યાયામ કરવામાં જ તેને એક પ્રકારનો આનંદ થાય છે, પ્રસન્નતા અનુભવાય છે અને એ યોગ્ય વ્યાપાર કે વ્યાયામથી જ માણસ સ્વસ્થ રહી શકે છે. આપણે મોટી ઉમ્મરના માણસોને ધંધાને અંગે હાથપગ વગેરેના સ્નાયુઓને આ વ્યાયામ મળી રહે છે પણ એ ન મળતો હોય તેમને એ વ્યાયામની ખાતર પણ ફરવું કે કસરત કરવી પડે છે.

એક બીજા દૃષ્ટાન્તથી આ વધારે સ્ફુટ થશે. બાળકોમાં મોટી ઉમ્મરના માણસ કરતાં પ્રાણ વધારે હોય છે અને માટે તેને વ્યાયામની વધારે જરૂર પડે છે.

**રમત**

વ્યાયામ કરવાથી પોતાને આનંદ મળશે એવું સ્ફુટ જ્ઞાન તેમને નથી હોતું પણ તેનું પ્રાણબલ જ, તેની શક્તિઓ જ તેને એ વ્યાયામ કરવા પ્રેરે છે. અને આને આપણે રમત કહીએ છીએ. આ શક્તિઓથી બાળક રમત રમવા પ્રેરાય છે અને તે રમતું હોય ત્યારે, એ વ્યાપાર દરમિયાન જ પ્રસન્નતા અને આનંદ અનુભવે છે;—એ વ્યાપારમાં આવતા સ્નાયુઓનું તાણ ઉતર્યે નહિ પણ વ્યાપારમાં જ. રમત પૂરી થયે જે આનંદ તે અનુભવે છે તે મૂળ રમતના આનંદથી વસ્તુતાએ, પ્રકારમાં અને સમયમાં ભિન્ન છે.

વળી આપણો એવો પણ અનુભવ છે, કે કસરતથી શરીર સારૂં થાય છે માટે કસરત કરવી, એવા પ્રયોજનથી જે વ્યાયામ કરીએ તેમાં આનંદ આવે તે કરતાં આવી રમતમાં વધારે આનંદ આવે છે. આનાં અનેક કારણોમાં એક મહત્ત્વનું કારણ એ છે કે ભાનપૂર્વક કરેલી પ્રવૃત્તિઓ કરતાં સ્વૈર, સાહજિક પ્રવૃત્તિમાં માણસને હમેશાં વધારે આનંદ આવે છે. રમતમાં પણ શક્તિઓની સ્વૈર પ્રવૃત્તિ થાય છે માટે તેમાં કસરત કરતાં વધારે આનંદ આવે છે, અને સાથે સાથે કસરતનું પ્રયોજન પણ સિદ્ધ થાય છે.

અહીં જેમ શારીરિક અને બીજી કેટલીક માનસિક શક્તિઓને રમવાની જરૂર છે તેમજ ઉપર જણાવી તે સાર્વભૌમ કલ્પનાશક્તિને પણ રમવાની જરૂર

**કલ્પના અને લલિતકલા**

છે. લલિતકલાઓ વગેરે કલ્પનાની સ્વૈરગતિઓ છે, રમતો છે. રમતો એ શારીરિક અને કેટલીક માનસિક શક્તિઓની લીલા છે તેમ લલિતકલાઓ, વાર્તાઓ વગેરે કલ્પનાની લીલા છે. શરીર અને મન બન્નેના આરોગ્ય અને બલ માટે આ લીલાની જરૂર છે. એ લીલાથી બલવત્તર થયેલી કલ્પના પછી સત્યની શોધમાં પણ વધારે સારી નીવડશે, એટલું જ નહિ પણ રમતમાં પણ જેમ શરીર-વિકાસના સિદ્ધાન્તો સ્વાભાવિક રીતે જ આવી જાય છે તેમ આ કલ્પનાલીલામાં પણ કલ્પના

સ્વાભાવિક રીતે જ સત્યના સૂક્ષ્મ સ્વરૂપનું અવલંબન કરે છે. પણ એ જવા દઈએ તોપણ કલ્પનાની લીલાથી થતા સામાન્ય સ્વાસ્થ્ય અને બલ અને આનંદની ખાતર પણ એ લીલાની જીવનમાં અને માટે કેળવણીમાં પણ જરૂર છે. કસરતના કરતાં જેમ પ્રયોજનરહિત, સ્વૈર-પ્રેરિત રમતમાં વધારે આનંદ છે અને વધારે સ્વાસ્થ્ય છે તેમ સત્યશોધનના પ્રયોજનથી પ્રવૃત્ત થતી કલ્પના કરતાં કેવળ કલ્પનાલીલામાં વિશેષ આનંદ વિશેષ સ્વાસ્થ્ય અને વિશેષ બલ મળે છે. અને કલ્પનાને ઘણા બળની જરૂર છે. વિવેકશક્તિ તો પ્રમાણબુદ્ધિ તર્કશક્તિ વગેરે તરફથી થતી ઉપલબ્ધિઓને વ્યવસ્થિત કરી શકે, પણ મૂળ ઉપલબ્ધિ જ કલ્પના ઉપર આધાર રાખે છે. કલ્પના જ આખા દેશને કે જગતને જો એક કરીને બનાવી નહિ શકે તો કેવળ વિવેકશક્તિ તે નહિ કરી શકે. સર્વજ્ઞાનના દ્વાર ઉપર જ કલ્પના બેઠી છે. તે જેટલાને અંદર આવવા દે તેટલું જ આવી શકે. પછી વિવેકશક્તિ તેમાંથી યથાર્થ અયથાર્થ વગેરે ભલે અનેક ભેદો પાડી આપે.

અને હવે પૃ. ૬૦ મે આપેલા અવતરણ ઉપર અમે આવીએ છીએ.

**સંયમ અને હઠ**

શ્રી. કિશોરલાલભાઈએ કહ્યું છે કે કોઈપણ વૃત્તિ ઉપર સંયમ રાખવાથી તે વિકાસ પામે છે. આ અમને સંમત છે. પણ સંયમ અને હઠ એમાં અમે ભેદ કરવા માગીએ છીએ. કોઈ વૃત્તિને દબાવવા જો હઠ કરીએ તો એ વૃત્તિ વધારે વિકૃત રૂપ લઈ સૂક્ષ્મ બની માણસને અધમતર બનાવે છે. ક્રોધ ઉપર સંયમ રાખી શકીએ તો ઠીક, પણ સંયમ ન રાખી શકીએ તો તેના કરતાં ક્રોધને માર્ગ આપી દેવો એ વધારે સારૂં છે નહિતર હઠથી દબાવેલો ક્રોધ ખાર અને ઇર્ષ્યાનું ઘોરતર અને વધારે ઝીણું સ્વરૂપ લે છે. છોકરાંઓ ખાવા ઉપર સંયમ રાખી શકે તો ઠીક, પણ સંયમ ન રાખી શકતાં હોય તો ટબૂકડાં બને છેઃ વગેરે અનેક દાખલા આપી શકાય. માણસની કેટલીક વૃત્તિઓ જેવી કે સ્પર્ધા, વિજયાકાંક્ષા, સરસાઈ વગેરે રમતમાં કેળવાય છે એ આપણે જોઈએ છીએ. જે માણસ રમતો નથી તેની આ વૃત્તિઓ વ્યવહારમાં પ્રગટ થાય છે અને તેથી સંસાર બગડે છે. માટે આવી વૃત્તિઓ સંસારમાં બગાડ કરે તે કરતાં રમતમાં જ કેળવાઈ જાય એ ઇષ્ટ છે. જે માણસ ઘણું રમ્યો છે, અનેક વાર જીત્યો છે અને હાર્યો છે, તે દુનિયાની હારજીતનો વધારે સ્વસ્થતાથી નિર્વાહ કરી શકે છે. (જુઓ 'રમત વિ. ગમત' પ્રસ્થાન પુ. ૧ પૃ. ૨૫૧) તે જ રીતે કલ્પનાની લીલાથી પણ માણસની ભાવનાઓ કેળવાઈ જાય છે. જે માણસ વિશ્વપ્રેમ ન બતાવી શકે તે વિશ્વપ્રેમનાં કાવ્યો દ્વારા એ ભાવના કેળવી શકે છે એમ અમે માનીએ છીએ.

**કલ્પના લીલાનાં અનિષ્ટો**

આ કલ્પનાની લીલામાં તેમ છતાં અનિષ્ટસ્થાનો છે. જ્યારે માણસ દયાનાં કાવ્યો માં મહાલે અને જગતમાં દયા કરવાનો પ્રસંગ આવે ત્યારે પામર બની લોભ કરે અને માત્ર કલ્પનાના વિહારમાં કૃતકૃત્યતા માની લેઃ ત્યારે અનિષ્ટમાં અનિષ્ટ પરિણામો આવે. આવું આપણા સમાજમાં અત્યારે બહુ થાય છે. માણસો ધર્મનાં, વિશ્વપ્રેમનાં, ઉત્સાહનાં, કાવ્યો બોલે છે અને વર્તનમાં એવાં થવાનો પ્રસંગ આવે ત્યારે ખસી જાય છે, અને કલા દ્વારા અનુભવેલા ભાવોથી સંતોષ માની લે છે. આથી જીવનમાં દંભ આવે છે અને અનેક અનર્થ પરંપરા ચાલે છે. પણ અહીં વાંક કલ્પનાનો કે લાગણીનો નથી. એ કાવ્યો તેના પાયામાંથી થતાં હોય:

તો તે કાંઇ વધારે સારો થવાનો નથી. વાંક આપણા જીવનનો છે. જીવન આખું સમગ્ર છે, તેમાં વ્યાવહારિક અને ધાર્મિક, કે વાસ્તવિક અને કાલ્પનિક આવા ભાગો પાડી એકના સંસ્કારોને બીજામાં સ્વાભાવિક રીતે જતા અટકાવવાથી, જીવન જ ખંડિત થાય છે અને તેની પ્રગતિ અટકી જાય છે, તેનું પતન થવા માંડે છે. આમાં દોષ જીવનનો છે, કલાનો નથી.

તેમ જ અમે કલાની એક બીજી રીતે પણ માઠી અસર થાય છે એમ માનીએ છીએ.

**રોગિષ્ટ કલ્પના**

કલા બે રીતે પ્રવર્તે છે. એક તો મનનો કોઈ ભાવ સ્વાભાવિક રીતે ઉભરાઇને કલા દ્વારા પ્રગટ થવા માંડે તે. આ કલાકૃતિઓ અર્ આરોગ્યાવહ હોય છે અને જીવન ભર્યું ભર્યું બનાવે છે. બીજી હીન ક છે જેમાં માણસની હલકો અનુભવ લેવાની રોગાવિષ્ટ લોલુપતા તૃપ્તિ માટે કલાનું અવલંબ કરે છે તે. જેમ બાળક રોગિષ્ટ થયું હોય તેથી તેને વારંવાર ભૂખ લાગે અને એ ખો ભૂખ લાગે તેટલું ખાઇ ન શકાય એટલે તેને ખાવાનાં સ્વપ્નાં આવે તેમ રોગાવિષ્ટ કલ કારને પણ કોઇ વિષયની લાલસા અતૃપ્ત રહે તો તે કલા દ્વારા તેને અનુભવવા ફાંફાં મારે છે આ રોગિષ્ટ કલા છે. આવી કલાથી કદાચ તે કલાકારને પોતાને ફાયદો થતો હશે, તૃપ્તિ આવિષ્કાર મળવાથી વૃત્તિ કદાચ શાંત પડતી હશે પણ આ કલાકારનો રોગ કલ્પના દ્વાર ચેપી થાય છે, અને તે કલા અનુભવનારાને પણ રોગાવિષ્ટ બનાવે છે. આપણા સાહિત્યમાં આવું ઘણું છે અને તેનાથી જુવાન વર્ગ જેટલો બચી શકે તેટલું સારું. કેળવણીમાં આ દષ્ટિ હમેશાં સતેજ રાખવી જોઇએ એમ અમે પણ માનીએ છીએ.

કર્તા સાથેનો અમારો મતભેદ દર્શાવવા અમે સમાલોચનાની સામાન્ય મર્યાદા ઓળંગી ઘણે દૂર ગયા છીએ. આ મર્યાદાલોપ માટે કર્તા તો અમને જરૂર ક્ષમા આપશે એ અમે કર્તાના મનૌદાર્યના પરિચયથી જાણીએ છીએ એટલે એ બાબત અમને ચિંતા નથી. ખેદ માત્ર અમને એટલો થાય છે કે મતભેદના વિવેચનમાં અમે આ પુસ્તકના ગુણોનો વાંચનારને પૂરેપૂરો પરિચય કરાવી નથી શક્યા.

આખું પુસ્તક ઘણું જ મનનપૂર્વક લખ્યું છે. એકે એક વાક્ય વિચારીને અને અનુભવથી સાક્ષાત્ કરીને લખ્યું હોય એવી તેના પર સ્પષ્ટ છાપ છે. કેળવણીના સૌથી સર્વમાન્ય ગણાઇ ગયેલા સિદ્ધાન્તોને પણ કર્તાએ નીડરતાથી ઉથામ્યા છે, નવી જ દૃષ્ટિથી સર્વની સમીક્ષા કરી છે, અને દરેક સિદ્ધાન્ત ઉપર તેમણે આપણને નવું જ કહ્યું છે. આપણા શાસ્ત્રના જ શબ્દો લઈ તેમણે સમસ્ત વિવેચન કર્યું છે અને તેમાં પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોના જ્ઞાનનો પૂરેપૂરો લાભ લીધો છે. શબ્દો જૂના જ વાપર્યા છે પણ સમસ્ત પરિભાષા નવી યોજી છે, અને તે પરિભાષાને એક સરખી રીતે ઠેઠ સુધી વળગી રહ્યા છે* એક જ લક્ષ્યથી, કોઇ પણ જગાએ વિષયાન્તર કે સ્ખલન વિના, કર્તા પોતાના ધ્યેય તરફ ચાલ્યા છે. વિષય અતિ ફુટ હોવા છતાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિચારો પણ તેમણે દૃષ્ટાંતોથી વિશદ કર્યા છે. અને દર ક્ષણે ફિલસુફીનાં ઊંડાં પાણીમાં ઉતરી પડતા આ વિષયમાં પણ ભાષા દરેક સમજી શકે તેવી જ લખી છે. જે માણસ સમજવાની દૃષ્ટિથી આને વાંચશે અને મનન કરશે તે જરૂર સમજશે. કેળવણી જેવો સર્વોપયોગી વિષય આ પુસ્તકથી ઘણો વિશદ થયો છે. આશા છે કે નવજીવન પ્રકાશન મંદિરે આ પુસ્તકને સર્વ સુલભ કરી આપ્યું છે તો તેનો લાભ લેવા કોઇ પણ ઘર કે કોઈ પણ શિક્ષક ચૂકશે નહિ.

કર્તાને અને પ્રકાશકને અમે આ પુસ્તકને માટે ફરી ધન્યવાદ આપીએ છીએ.

રા. વિ. પા.

---

[ સ્થલ સંકોચને લીધે વિશેષ પુસ્તકપરિચય આ વખતે આપી શક્યા નથી. તે આવતા અંકમાં આપવા પ્રયત્ન કરીશું.

તંત્રી. ]

* પુસ્તકને છેડે એક પરિભાષાકોષ અને સૂચી મૂકવા અમે ખાસ વિનંતી કરીએ છીએ.

# નોંધ.

**સાબરમતીના કરાર:—**

સ્વરાજ્ય પક્ષમાં કાનપુર મહાસભાની બેઠક પહેલાં અધિકારો સ્વીકારવા વિષે તીવ્ર મતભેદ પડ્યો હતો; એ મતભેદ કાનપુર મહાસભાએ ધારાસભાઓ સંબંધી નક્કી કરેલા વલણથી તીવ્રતર થયો. સ્વરાજ્ય પક્ષમાંથી અધિકારની હિમાયત કરનારાઓ જુદા પડ્યા અને પોતાને પ્રતિયોગી સહકારી તરીકે ઓળખાવવા લાગ્યા. સ્વરાજ્ય પક્ષમાં આ બે તડો વચ્ચે ગરમાગરમ ચર્ચા થવા લાગી અને એક બીજા ઉપર આક્ષેપો થવા લાગ્યા. આ દશ્યથી એક મોટા રાજકીય પક્ષનાં આવી રીતે તડાં પડવાથી, ઘણા નારાજ થયા અને એ બંને વચ્ચે કોઈ પણ જાતનું યોગ્ય સમાધાન થાય અને બન્ને પહેલાંની માફક સાથે મળી કામ કરે એમ ઇચ્છવા લાગ્યા. ડૉ. મુંજે જેવા પ્રતિયોગી સહકારી આગેવાને બંને પક્ષની લડાઇનાં ખરાબ પરિણામ જોયાં અને મહાસભાની સત્તા કાયમ કરવા બંને પક્ષોનો સહકાર ઇચ્છ્યો. પણ અધિકારો સંબંધી થતી ચર્ચાએ બંને પક્ષ વચ્ચે વિખવાદ વધાર્યો.

પ્રતિયોગી સહકારીઓનું બળ મહારાષ્ટ્ર અને વરાડમાં જામતું ગયું. એપ્રીલ માસની શરૂઆતમાં મુંબઇ મુકામે સર્વ પક્ષોની એક પરિષદ મળી તેમાં વિનીતોએ, સ્વતંત્રવાદીઓએ ડૉ. બીસન્ટના અનુયાયીઓએ અને પ્રતિયોગી સહકારીઓએ ભાગ લીધો અને હિંદી રાષ્ટ્ર પક્ષ સ્થાપ્યો. એ પક્ષે કેટલાક અંશે મહાસભાનાં ધ્યેય અને કાર્ય પદ્ધતિ સ્વીકાર્યા છતાં એનો હેતુ ચૂંટણી પ્રસંગે મહાસભાની હરિફાઈ કરી એનો સામો વિરોધ કરવાનો જણાયો.

આજ પ્રસંગે સ્વરાજ્ય પક્ષના બે વિભાગો વચ્ચે સમાધાનીના સંદેશા ચાલી રહ્યા હતા! રાષ્ટ્ર પક્ષની સ્થાપનાથી એ સંદેશાઓને વેગ મળ્યો, અને જો કે પ્રતિયોગી સહકારીઓએ રાષ્ટ્ર પક્ષની સ્થાપનામાં, એના ધ્યેય અને કાર્ય પદ્ધતિ નક્કી કરવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો, છતાં રાષ્ટ્ર પક્ષમાં જોડાતાં પહેલાં એમણે સમાધાન માટે ચાલતા પ્રયાસના પરિણામની રાહ જોઈ. એપ્રીલ માસના છેલ્લા અઠવાડીઆમાં પ્રતિયોગી સહકારીઓ તરફથી ડૉ. જયકર કેલ્કર, મુંજે, અણે, ગોખલે વિગેરે પંડિત મોતીલાલ નેહરુને સાબરમતી મુકામે મળ્યા. શ્રી. સરોજીની નાયડુએ એમની ચર્ચામાં ભાગ લીધો, અને મહાત્માજીની સલાહનો એમને લાભ મળ્યો, આ ચર્ચાના પરિણામે સાબરમતી કરારને નામે પ્રસિદ્ધ થયેલું સમાધાન થયું. એ કરાર પ્રમાણે, કાનપુર મહાસભાના ઠરાવ અનુસાર પ્રગતીય માગણી કેવી રીતે સંતોષાઇ ગણાય એ નક્કી થયું, અને પ્રાંતિક ધારાસભાઓમાં ચૂંટાયેલા મહાસભાના સભ્યો, પ્રધાન પદો સ્વીકારવાં કે કેમ, તે એના ઉપરથી નક્કી કરે. આ કરારને અનુમતિ આપવા માટે મે માસની શરૂઆતમાં મહાસભા સમિતિની બેઠક અમદાવાદમાં રાખવામાં આવી.

બન્ને પક્ષ વચ્ચે સમાધાન ઇચ્છનાર પ્રજાને આ કરારના સમાચારથી સંતોષ થયો; પણ ઉંડા ઉતરી વિચારનારને તો આ કરાર ટકી શકશે કે કેમ એ શંકા થવા લાગી. જ્યાં મનોવૃત્તિ જ ભિન્ન હોય ત્યાં એવું કોઇ સમાધાન થઈ શકે કે કેમ એ પ્રશ્ન છે. સ્વરાજીઓ તરફથી કરાર સામે વિરોધ ઉભો થયો અને સમય જવા સાથે એ બળવત્તર થયો. આંધ્ર પ્રાંતે તો કરાર મંજૂર થાય તો મહાસભાથી જુદા પડવાનો વિચાર દર્શાવ્યો. આવા સંજોગોમાં સ્વરાજ પક્ષના આગેવાન પં. મોતીલાલ નેહ-

હતો. એ ઠરાવ જો કે પાછળથી કાનુન બહારનો ઠર્યો છતાં એના લીધે ઐક્ય સંબંધી રસમય ચર્ચા થઇ શકી. સર મોરોપંત જોશીએ પોતાનો મત રજૂ કર્યો. એમના પક્ષને મહાસભાના ધ્યેયથી વિરોધ છે. બ્રિટીશ સામ્રાજ્યની અંદરનું કે બહારનું સ્વરાજ ઇષ્ટ છે ને ધ્યેયમાં સ્પષ્ટ થવું જોઇએ, સવિનય ભંગની વાત બંધ થવી જોઇએ કારણ કે દેશ સવિનયભંગ માટે કદી તૈયાર થવાનો નથી. ખાદી પહેરવા સંબંધી પણ એમના પક્ષમાં મતભેદ છે જો કે જરૂર પડે પોતે ખાદી પહેરવા તૈયાર છે. મહાસભાનું સ્વરૂપ ૧૯૨૦ સુધી જુદું હતું. જુદા જુદા મતો ચર્ચવાનું સભાસ્થાનક મહાસભા હતી. આજે એનું રૂપ બદલાઈ ગયું છે. એના ઠરાવોને કેટલેક અંશે આજ્ઞાનું રૂપ મળ્યું છે; અને એ કારણે લઘુમતિની સ્થિતિ કફોડી બને છે. લઘુમતિવાળા પક્ષના પ્રતિનિધિઓ પૂરતા પ્રમાણમાં મહાસભામાં ચૂંટાતા નથી એટલે એમનો અવાજ અણસાંભળ્યો રહે છે. વધારેમાં મહાસભાવાદીઓએ ધારાસભાઓમાં દાખલ થઇ, અધિકારો સ્વીકારી સ્વરાજની લડત ચલાવવી જોઇએ.

મદ્રાસવાળા શ્રી. સત્યમૂર્તિએ એમની દલીલોનો સુંદર રદીયો આપતા મહાસભાનો પક્ષ રજૂ કર્યો હતો. સ્વરાજની વ્યાખ્યા દ્વિઅર્થી જાણી જોઇને રાખવામાં આવી છે. શક્ય હોય તો બ્રિટીશ સામ્રાજ્યની અંદર અને જરૂર પડે સામ્રાજ્ય બહારનું સ્વરાજ મહાસભાનું ધ્યેય છે. ધ્યેય આમ વિશાળ હોવાથી સંપૂર્ણ સ્વાતંત્ર્યના હિમાયતીઓ પણ મહાસભામાં રહી શકે છે. સંસ્થાનો જે જાતનું સ્વરાજ ભોગવે છે તેમાં સામ્રાજ્યથી જુદા હક રહ્યા છે. મહાસભાએ સંપૂર્ણ સ્વાતંત્ર્યના ઠરાવો વર્ષોવર્ષ નામંજૂર કરી કેવું સ્વરાજ આજે ઇષ્ટ છે એ સ્પષ્ટ કરી બતાવ્યું છે, એટલે ધ્યેયની વ્યાખ્યા સંકોચવાની કાંઈ જરૂર નથી. નવા રાષ્ટ્ર પક્ષે અમુક સ્થિતિમાં સવિનયભંગ સ્વીકારી મહાસભાની કોઇ પદ્ધતિ પ્રશંસી છે. સરકાર સાથે સહકાર કરી સુધારાઓનો અમલ કર્યાથી પણ લાભ થયો નથી. એની સાક્ષી મુડીમેન સમિતિ પાસે વિનીત આગેવાનોએ સારી રીતે આપી છે. પ્રધાનો દ્વિમુખી રાજક્ષેત્રમાં નામની જ સત્તા ભોગવે છે. ખરી સત્તા ગવર્નરના હાથમાં રહેલી છે. પ્રજાના આગેવાનોએ પ્રજાપક્ષ રજૂ કરવાનો છે, અને એમણે અયોગ્ય સરકારી કામોનો વિરોધ કરવાનો છે; પણ એ જ આગેવાનો જો પ્રધાનપદ સ્વીકારે તો, સરકારના સ્વાધીન ખાતાંઓના કાર્યનો જાહેર વિરોધ તેઓ કરી શકે નહિ અને એ રીતે એમના અનુયાયીઓને યોગ્ય રસ્તે દોરી શકે નહિ. એટલે પ્રજાની લડતો લડવાનું કામ આગેવાનોએ છોડી દેવું પડે. મહાસભાનું સ્વરૂપ બદલાયું છે માટે લઘુમતિએ મતદારોને સમજાવી મહાસભામાં દાખલ થઈ પોતાની લઘુમતિની બહુમતિ કરવાનો પ્રયાસ કરવો જોઇએ અને એમ કરવાને હમેશાં એમના માટે મહાસભાનાં દ્વાર ખુલ્લાં છે. ચર્ચા બહુ જ રસમય હતી, અને ઐક્ય માટેની ઇચ્છા સર્વ પક્ષમાં જણાતી હતી. આંતરકલહને કારણે વિદેશી સત્તા લોકમાગણીને અવગણે છે એ ભાન સ્પષ્ટ થયો હતો. જો કે ચર્ચાનું પરિણામ પં. માલવીયાજીના શબ્દમાં શૂન્ય કહી શકાય પણ એક જ સભામાં જુદા જુદા પક્ષો મળી પોતાનાં મંતવ્યો સ્પષ્ટ કરે અને ચર્ચાનું ધોરણ ઊંચું રાખી એક બીજા સાથે સભ્યતાથી વર્તે એ ઐક્ય તરફ જવાનું પગલું છે. સર્વ કોઈ પક્ષ આજે સ્વીકારે છે કે દેશની શક્તિ આંતરકલહમાં વેડફી નાખવાને બદલે એનો ઉપયોગ વિદેશી સત્તાને હંફાવવામાં થવો જોઇએ. અસહકારની પ્રવૃત્તિ શરૂ થઈ તે સમયે જે મતભેદો પડયા હતા અને જે પાછળથી તીવ્ર બન્યા હતા તે આજે સમય જતા સાથે અનુભવ મળ્યા પછી ઘસાઈ જવા લાગ્યા છે. મહાસભાના ધ્યેય અને ખાદી સંબંધી વિરોધ મોળો પડયો છે અને સવિનયભંગને કાનુન

સુધી થવા દીધા એ શું બતાવે છે ? અંગ્રેજી અધિકારીઓની બેદરકારી અને એમની વક્રનીતિ. અંગ્રેજી સત્તા સામે આજે હિંદુસ્થાનમાં બેઠો બળવો ચાલુ છે અને એ બળવાને પહોંચી વળવાના સાધન રૂપ કોમી ભેદનો સરકાર ઠીક લાભ લે છે. રમખાણના સમયે બંગાળ સરકારના મોટા અધિકારીઓ દાર્જીલીંગની શીતળ ટેકરીએ જઈ બેઠા હતા. અને ત્યારે પ્રજામતે એ વિરુદ્ધ પોકાર ઉઠાવ્યો અને અંગ્રેજ વેપારીઓએ વેપારના નુકસાનના કારણે સખ્ત પગલાં ભરવાનું સરકારને કહ્યું ત્યારે ગવર્નર કલકત્તામાં આવ્યા. નજીવા ઝઘડાઓમાં પણ બંદુકની ગોળીનો ઉપયોગ કરનાર સરકારે કલકત્તામાં એ સંબંધી કાંઇક ખામોશ ધરી હતી, પણ એ ખામોશી સાથે ચાંપના ઉપાય લેવાનો અભાવ હોવાથી રમખાણે ઉગ્ર સ્વરૂપ લીધું હતું.

હિંદુ મુસલમાન લોકોનું વૈમનસ્ય આજે વધતું જાય છે. કોમી વાદળ આવું કોઈ સમયે ઘેરાયેલું જણાયું નથી. એ પોતાના વિશાળ પટ વડે સારાય હિંદુસ્તાનને છાવરી દેતું જણાય છે અને જે ભાગમાં હિંદુ મુસલમાનો ભાઈઓ જેમ રહ્યા છે ત્યાં પણ ઝેરનાં બીજ રોપાય છે. એનું મુખ્ય કારણ સામાન્ય પ્રજાજન નહિ પણ કેળવાયેલો વર્ગ છે. પોતપોતાના સ્વાર્થની ખાતર ધર્મને નામે કોમી મતભેદ જાગતા રાખે છે; અને એ મતભેદને કારણે રાષ્ટ્રને શોસવું પડે છે. ધારાસભા તેમ જ અન્ય સંસ્થાઓ માટે કોમી મતદાર મંડળો અને અધિકારોની વહેંચણી એ બે પ્રશ્નો આજે પ્રધાન છે. પણ એ પ્રશ્નો લડાઇને ધાર્મિક રૂપ આપવા મસ્જીદ પાસે સંગીત અને આરતીનું સ્વરૂપ લે છે. વાદળ આ પ્રમાણે ઘેરાયું છે છતાં આશાનાં કોઇ કોઇ કિરણો છે. શીખ જેવી સુખદ પ્રજાએ કોમી મતદાર મંડળીના ગેરલાભો પીછાણ્યા છે અને એ કારણે શીખ પ્રજાને મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ યોજના પ્રમાણે મળેલું જુદું મતદાર મંડળ કાઢી નાખવા શીખ પરિષદે ઠરાવ પસાર કર્યો છે; અને બીજી કોમોને એ પ્રમાણે કરવા ભલામણ કરી છે. રમખાણ શમાવી દેવાથી. સેનગુપ્તા અને મૌ. અબુલકલામ આઝાદે સાથે મળી અથાગ પ્રયાસ કર્યો છે. મુસ્લીમ હિંદુ સ્વયંસેવકોને ઉભા કરી એમની મારફત દેવાલયો તેમ જ મસ્જીદોનું રક્ષણ કરવા પ્રયાસ થયો છે; જો કે સરકારે એવા મંડળનો વિરોધ કર્યો હતો. કેટલાક હિંદુઓએ મુસલમાનોનું અને મુસલમાનોએ હિંદુનું રક્ષણ કર્યું છે.

આજે ચોતરફથી ઘેરાતા અંધારમાં લઘુ ઉગતી પ્રજા ઉપર ચોટે છે. એમની દૃષ્ટિને કોમી ઝેર ન ચઢે એ ઇચ્છવાયોગ્ય છે. કોમી શાળાઓમાં જુદા જુદા નહિ ભણતાં તેઓ એક સાથે ભણે અને એક બીજાને ઓળખે એમ થવાની જરૂર છે. ધાર્મિક, સામાજિક, અને રાજકીય મતભેદો પ્રત્યે સહિષ્ણુતા કેળવવાની આવશ્યકતા છે. હિંદુસ્થાનને કોમી કેળવણીને સ્થાને રાષ્ટ્રીય કેળવણીની જરૂર છે અને એ કેળવણીનો આધાર પ્રજાના ભૂતકાળ ઉપર રાખી એનો વિકાસ ભવિષ્યના ધ્યેય તરફ થવો જોઇએ.

ઉ•

# ॐ પ્રસ્થાન ॐ

પુસ્તક ૨ જેઠ ૧૯૮૨ અંક ૨

## પશ્ચાત્તાપ

એવો હતો પ્રિયતમે! કંઇ કાલ પૂર્વે
જ્યારે સહી ન શકતો ક્ષણ હું વિજોગ
તે આજ હું બનીય નિષ્ઠુર ધર્મ બ્હાને
ભૂલી ગયો હૃદયથી સખિ! પ્રેમ ત્હારો

યાચું ક્ષમા, દઇશ તું, દયિતે! તથાપિ
મારા હીયે ન વસશે, સખિ! શાન્તિ હો રી
પાપી તણાં સ્મરણનું અનુતાપ પૂર
વર્ષો તણા પૂર સમું ઉર ખોદી ને વ્હે!

મૂસિકાર

# હિંદુસ્થાનના કેટલાક આર્થિક પ્રશ્નો*

વિલાયતમાં મારો ખાસ વિષય અર્થશાસ્ત્ર હતો. એ વિષે મેં ઘણું વાંચેલું, થોડુંક લખેલું પણ ખરૂં. પણ આઇ. સી. એસ. અમલદાર પહેલાં જીલ્લામાં જોવા જાય છે કે એનું અર્થશાસ્ત્રનું જ્ઞાન જુઠું છે એમ સાબીત થાય છે; કારણ કે અર્થશાસ્ત્રનો સંબંધ સામાજિક જીવન સાથે ગહન છે, અને સામાજિક શ્રેય વધે એ માટે અર્થશાસ્ત્રનો અભ્યાસ છે. અર્થશાસ્ત્રના નિયમો સર્વ–વ્યાપક નથી, એની સીમા જીવન અને આચાર–વિચારથી અંકાય છે. આપણા અર્થશાસ્ત્રના અભ્યાસમાં ગંભીર ત્રૂટિઓ છે કારણ કે આપણે અભ્યાસ પરભાષા દ્વારા કરીએ છીએ. આપણે શબ્દોનો અનુવાદ કરીએ છીએ પણ એથી તાત્પર્ય ખોટું થાય છે. આપણા ગામ કે કુટુંબનો અંગ્રેજને શું ખ્યાલ હોય? આપણું કુટુંબ વિશાળ છે. કોઇ માણસ પોતાની બ્હેનની છોકરીના લગ્ન માટે રજા માગે તો અંગ્રેજ અધિકારી 'એ લગ્ન સાથે તારે શું' એમ સવાલ પૂછે છે. વિલાયતમાં કુટુંબનો ખ્યાલ જુદો છે. Family (ફેમીલી) શબ્દમાં કુટુંબનો આપણો ખ્યાલ સામીલ થતો નથી. એ રીતે Village (વિલેજ)માં ગામ શબ્દનો અર્થ આવતો નથી.

ગ્રામ્યજીવનનો આપણો અભ્યાસ ઉપલકીઓ છે; વિગતોનું પૃથક્કરણ કરી કરેલો નથી. ગ્રામ્યજીવનની વિગતોનું પૃથક્કરણ પૂરેપૂરૂં થાય નહિ ત્યાં સુધી એની ચિકિત્સા થઇ શકે નહિ અને ત્રૂટિઓ પણ દૂર થઇ શકે નહિ.

આજે હું ગ્રામ્યજીવનની ચિકિત્સા સંબંધી બોલવા માગું છું. અર્થશાસ્ત્રનો વિષય સામાજિક દૃષ્ટિથી વિચારવો જોઇએ, અને એ રીતે હું આ વિષય પણ વિચારીશ.

ગ્રામ (Village વિલેજ) એટલે ગામડિયાં કે ખેડુતો પોતપોતાના ખેતરોમાં વાસ કરે તે પ્રથા. આ અર્થ આપણા ગામ જોડે સંબંધ રાખે છે કે નહિ એ જોવાનું છે. આપણા ગામની રચના–એનો આકાર જૂદા પ્રકારનો છે. એક જગ્યાએ ઘરો અને ચારે તરફ ખેતરો એ આપણા ગામની રચના. આ કારણે આપણા આર્થિક જીવનમાં મોટા પ્રશ્નો ઉપસ્થિત થયા છે. વસ્તી એક ઠેકાણે હોવાથી પાસેનાં ખેતરોમાં સારી રીતે ખેતી થાય છે, દૂરનાં ખેતરોમાં ઓછી થાય છે, ને દૂરનાં ખેતરોનું રક્ષણ થતું નથી. આ અનુભવસિદ્ધ વાત છે. દૂર ખેતર હોવાથી સ્ત્રી અને છોકરાંઓની મહેનતનો લાભ ખેતરને મળતો નથી. ખેતરના શ્રેય માટે ખેડુત-કુટુંબનો આખો વખત જતો નથી. જેમ કારકુન દફતરે જાય તેમ પુરુષ દિવસે જઇ ખેતી કરી આવે છે. આખા કુટુંબની મહેનત વ્યર્થ જાય છે. ઢોરને લીધે ખાતર મળે એ મળતું નથી. બૈરાંઓ નવરાં હોય એટલે ઝઘડા કરે છે; અને પુરુષો કચેરીએ દોડે છે. આપણને એટલો બધો અવકાશ મળે છે અને એટલા નાના ધોરણથી આપણે સંતોષ માનીએ

* ગુજરાત મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલું વ્યાખ્યાન,

છીએ. શિક્ષિતવર્ગ પરોપજીવી ( Parasite ) રૂપે સંભવે છે. અર્ધી પ્રજા નકામી બેસી રહે છે. સ્ત્રી પ્રજા ગામડાંઓમાં રહે છે એટલે એમનો બહુ થોડો ભાગ ખેતરોમાં મજુરી કરે છે. ગૂજરાત કાઠિયાવાડમાં એક ફસલી ખેતરો છે, સંયુક્ત પ્રાંતો વિગેરેમાં બે ફસલી છે. પણ વધારે વખત ખેડુતોને નવરા જ બેસી રહેવું પડે છે અને નવરા બેઠા જાતજાતના વિચારો સ્ફુરે છે. નવી જાતના બી કે યંત્રોથી ખેતરોની સમૃદ્ધિ વધે એમ કહીએ છીએ, પણ ખેતર જો એક માઇલ દૂર હોય અને પાડોશીના ખેતરમાં પાક હલકો હોય તો તમારો પાક શુદ્ધ નથી રહી શકતો. એને સાચવવો કઠિન છે, અને સારા પાકની આસપાસ વાડ ઉભી કરીએ તોપણ ખેડુત જ્યાં સુધી ત્યાં રહે નહિ ત્યાં સુધી એ સુરક્ષિત રહેતો નથી. વિલાયતમાં ૧૮મા સૈકાની અંતમાં વાડની પ્રથા શરૂ થઇ અને ખેતીનું સ્વરૂપ બદલાયું. આપણે આ સુધારાની વાત કરીએ પણ હિંદુસ્થાનમાં જ્યાં સુધી બધા એક જગ્યાએ રહે અને ખેતરો દૂર હોય ત્યાં સુધી એમ બની શકે એમ નથી.

શહેરોમાં ભાડું વધારે છે માટે લોકો આરોગ્યરક્ષક ( Sanitary ) જગ્યામાં રહી શકતા નથી. ગામડાંમાં જગ્યાનો પ્રશ્ન નથી. આપણી ટેવો આરોગ્યવર્ધક નથી, એ માટે શિક્ષણની જરૂર છે એમ કહેવું એ ભ્રમ છે. સ્વચ્છતાનું શિક્ષણ આપવાની જરૂર નથી. ગામડાંના કરતાં શહેરોમાં ગંદવાડ વધારે છે. ટેવોને લીધે સફાઇ માટે આપણે ચીવટવાળા નથી. આપણે અનિયમિત ટેવોવાળાં માણસો છીએ. માત્ર સિદ્ધાન્તના શિક્ષણની જરૂર નથી હોતી. દાક્તરો વકીલો વિગેરે ગંદકીવાળી પોળોમાં કેમ રહે છે ? જે રાજકીય વાતાવરણની હાલત સો વર્ષ પહેલાં હતી તે હજુ આપણા ચિત્તના સંસ્કારોમાંથી ગઇ નથી. આપણા ગામડાંની રચના કિલ્લા જેવી છે. લડાઇમાં દરેક સમૂહને રક્ષણની જરૂર પડી એટલે ગામડાંમાં પ્રજા એકત્રિત થઇ. ગામડાં એવી રીતે બંધાયાં છે કે કુટુંબ અને જાનવર જગ્યાની તંગી ન હોવા છતાં થોડી જગ્યામાં રહે, અને માણસો ચારે તરફ તૈયાર થઇ રહે અને રક્ષણ કરે. બુદ્ધજાતકમાં અનેક પ્રકારનાં ગામડાંઓનો ઉલ્લેખ છે. કિલ્લાસ્વરૂપ ગામડાંમાં પ્રજા એકત્રિત રહે છે.

વ્યાપાર વાણિજ્યને લીધે ધોરી રસ્તા ઉપર ગામડાંઓ ઉભા થાય તે Linear villages ( લીનઅર વિલેજ્સ ) લીટીબંધ ગામડાં છે. આજે તો કિલ્લાસ્વરૂપનાં ગામડાંઓની રચનાનો વિષય છે, જેથી આપણા ગ્રામ્યજીવનના મહા પ્રશ્ન ઉભા થાય છે. માલીક જમીન ઉપર ન રહે તો ખેડુતોને ત્રાસ થવાનો સંભવ છે; ખેડુત પોતાના ખેતરમાં નહિ રહેવાથી Absentee Land-lordism ( એબ્સન્ટી લેન્ડલૉર્ડીઝમ ) ગેરહાજર ધણીઆપા જેવી સ્થિતિ છે. જમીન ઉપર ખેડુત હાજર નથી રહેતો એટલે આર્થિક જીવનની ઇમારતનો પાયો હલકો થઇ જાય છે અને ખેતીના વિકાસ સિવાય આર્થિક જીવન ઉન્નત થવું અસંભવિત છે.

આરોગ્યનો વિભાગ વિચારીએ તો ગામડાંની હવા સારી હોવી જોઇએ પણ તેમ નથી. લોકો પાસે જમીન છે પણ એનો ઉપયોગ કરતા નથી. ચિત્તમાં હજી જુના ભયના ભણકારા ભર્યા છે. શિક્ષિત વર્ગ માબાપના જમાનાના જુના ઘરમાં રહે છે એનું કારણ બૈરાંઓનો જ નહિ પણ પુરૂષોનો ભય છે. બૈરાંઓ એક બીજાને મળી શકે એ પણ કારણ છે, પણ એ ગૌણ છે.

સામાજિક રેખાઓ સુઘટિત રીતે બંધાય ત્યારે જ કાંઇક પ્રગતિ થઇ શકે. સંયુક્ત કુટુંબ ગામડાંમાં ઉત્પન્ન થયેલી પ્રથા છે. Caste ( કાસ્ટ )ની–જ્ઞાતિ સંબંધી અને એના દુર્ગુણો સંબંધી ઘણું સંભળાય છે અને એના બંધનો તોડવા પ્રયાસ થાય છે. ' કાસ્ટ ' એ શબ્દ પોર્ચુગીઝમાંથી આવ્યો છે. વર્ણ અને જાતિમાં એનો ભાવ વ્યક્ત થતો નથી. ચાતુર્વર્ણ્યની સંસ્થા વિષે આપણે સાંભળીએ છીએ. પણ ગૂજરાત અને બંગાળના બ્રાહ્મણો બીજા પ્રાંતના બ્રાહ્મણો કરતાં જુદી જ ' કાસ્ટ ' છે. ગૂજરાતના બ્રાહ્મણો બીજા બ્રાહ્મણો સાથે વિવાહ વિગેરેનો ખ્યાલ નહિ કરે. જ્ઞાતિ, વર્ણમાં જે પ્રધાન સિદ્ધાન્ત છે તે સામાજિક સંબંધનો–વિવાહનો છે. સ્પર્શાસ્પર્શના વિચાર જુદા જુદા પ્રાંતમાં જુદા જુદા છે. બંગાળાના બ્રાહ્મણો માછલાં ખાય છે. ખદ્યાખાદ્ય જ્ઞાતિનું પ્રધાનસૂત્ર નથી, લગ્નવિધિ એ પ્રધાનસૂત્ર છે, એટલે જ્ઞાતિ તોડી શકાશે કે કેમ એ સવાલ છે.

સામાજિક વર્ગીકરણ પૈસા કે મોભા પ્રમાણે થઇ શકે. જન્મ પ્રમાણે વર્ગો થઇ શકે. હિંદુસ્થાનની જ્ઞાતિઓ આ બન્ને સિદ્ધાન્તના મિશ્રણ ઉપર બંધાઇ છે. જ્ઞાતિઓમાં કેટલીક વસ્તુઓ બુરી છે એને અનુમોદન આપી શકાય નહિ.

યુરોપીય સામાજિક બંધારણનું સૂત્ર મુખ્યત્ત્વે આર્થિક સ્થિતિ ઉપર છે. આપણું બીજા પ્રકારનું છે–જન્મનું છે. એ સૂત્રના સારા નરસાપણાનો સવાલ અત્યારે નથી. જ્ઞાતિઓને લીધે હિંદુસ્થાનની અવનતિ થઇ છે એ ઐતિહાસિક દૃષ્ટિએ જુદી વાત છે. ઐતિહાસિકો અધ:પાતનું કારણ નાત જાત ઘણી વખતે બતાવે છે તે બિલ્કુલ ઠીક નથી.

આર્થિક વહેંચણી ઉપર સંયુક્ત કુટુંબની ભારે અસર પડે છે. જ્ઞાતિઓની રેખાઓ પૂરેપૂરી નિશ્ચિત નથી. અમદાવાદની નાતો શહેર બહાર કન્યા આપતી નથી. લોકો ખાવા પીવાની છૂટ લે, પણ વિવાહની રીતિ લાંબા વખત સુધી એક જ રહે છે. અને ગમે તે રીતે બંધારણ કરવામાં આવે પણ લગ્ન તો પોતાના ક્લાસ કે વર્ગમાં જ થાય છે.

જ્ઞાતિઓ વસતીપત્રકમાં વાંચીએ છીએ એથી ઘણી વધારે છે. ભૌગોલિક સીમા નાની છે, તે વધતી જશે. જે બ્રાહ્મણો ગાડીમાં પાણી નહોતા પીતા એના આચાર વિચાર બદલાયા છે. આપણે ત્યાં ' કાસ્ટ ' છે; પણ એની પરિસ્થિતિનું ધોરણ યુરોપીય સામાજિક બંધનના આદર્શ તેમજ વ્યવસ્થાથી જુદા છે એટલે સુધારકોના પ્રયત્નોનું પરિણામ થોડું આવ્યું છે. સુધારકોની એક નવી નાત ઉભી થઇ છે. એમનો એક જુદો જ લગ્ન માટે સમુદાય ઉભો થયો છે. હિંદુ પ્રજાના અંતરમાં જ્ઞાતિસિદ્ધાંતનું મૂળ બહુ ઊંડું છે. એ જન્મ અને મોભાથી બંધાયું છે. મધ્ય પ્રાંતમાં ગોન્ડમાંથી રજપુત થયા. શિવાજી માટે સૂર્યવંશી ગોત્ર નક્કી થયું. દક્ષિણના ઇતિહાસમાં આવું ઘણી વાર બન્યું છે. મ્હૈસુરમાં નાયરો શૂદ્ર હતા, તેઓ મહારાજાના હુકમથી ક્ષત્રિય થયા. અંગ્રેજી અને હિંદુ લેખકો એમ કહે છે કે જ્ઞાતિઓ સ્થિર, નિશ્ચલ, જડ છે પણ એ ખોટું છે. જ્ઞાતિઓમાં ચેતન છે. ૧૧મા સૈકા સુધી બધી બહારની પ્રજા હિંદુ થઇ ગઈ. મુસલમાનોમાં ખોજા અને વ્હોરાના લગ્ન હજી હિંદુ કાયદા પ્રમાણે થાય છે. વિચાર ચેતનમાં ત્રુટિ આવી ગઇ ત્યારે આગળ વધવાનું બંધ પડયું. યુરોપથી નવું શાખી સામાજિક વર્ગીકરણની સંસ્થા કાઢી નાંખવી એ અસંભવિત છે. જૈન અને બૌદ્ધ જ્ઞાતિઓમાં માનતા ન હતા પણ જ્ઞાતિઓ હિંદુસ્થાનમાં કાયમ રહી.

નાત મૂળે ગામડાંની સંસ્થા છે. શહેરમાં એનું જન્મસ્થાન નથી. હિંદુસ્થાનમાં પારસી અને એંગ્લો ઇન્ડીઅન સિવાય બધામાં નાતો છે. મુસલમાનોમાં શેખ, સૈયદ, પઠાણ વિગેરે નાતો છે. મોગલ અને સૈયદ વચ્ચે વિવાહ સંબંધ ન થઇ શકે. આપણી નાતની પ્રથા અને ગામડાં વચ્ચે કાર્યકારણ જેવો સંબંધ છે.

જેમ જેમ ગ્રામ્યજીવન શહેરી જીવનમાં પરિણમે છે તેમ તેમ જ્ઞાતિની ભૌગોલિક સીમાઓ વધશે. વ્યાખ્યાનોથી સમાજબંધારણ શિથિલ નથી થતું. *જે ચીજ નથી તે ક્યાંથી થઇ શકે ?* પરિસ્થિતિ બદલાય છે એ પ્રમાણે નાતો નવા નિયમો કરે છે અથવા આંખે પાટા બાંધે છે. આપણે જ્યાં સુધી નામ રાખીએ અને વસ્તુ બદલીએ ત્યાં સુધી હરકત નથી. આપણે મૂર્તિપૂજક તેમજ મૂર્તિભંજક છીએ. આપણા વિચારોમાં પરિવર્તન થાય છે, પણ જૂની પ્રથા પ્રમાણે ચાલીએ છીએ એમ આપણે માનીએ છીએ. હિંદુધર્મ એ સામાજિક સંસ્થા છે. એમાં બધા ભળી શકે.

કુટુંબ શબ્દનો ભાવ **family** માં ( ફેમીલી ) નથી. સંયુક્ત કુટુંબ હિંદમાં જ છે એવું નથી. સંયુક્ત કુટુંબનું સૂત્ર આખા હિંદુસ્થાનના ગ્રામ્ય જીવનમાં છે. મુસલમાનોમાં કાયદો જૂદો છે, છતાં એ જ રીત છે. આથી પોતાના ગામડાંનું ધન કે ઇજ્જત રક્ષવાનો વખત આવે તો જોઇએ એવી વસ્તુ મળી શકે છે.

બેગાર અથવા વેઠની પ્રથા ચાલુ છે. ગામડાંના લોકો માલીકને ગમે ત્યારે કામ કરવા આવશે. સુતાર મીસ્ત્રીનું કામ કરશે નહિ, અને એ કામ કરશે તો એના હોકા પાણી બંધ થશે. ઉત્તર હિંદુસ્થાનમાં **caste** ને માટે બિરાદરી શબ્દ છે, **caste** એ સામાજિક સંબંધ છે. ઇશ્વરી નિયમ નથી. વિલાયતમાં ગરીબમાંથી તવંગર થવાય છે. એથી એક ગરીબ વર્ગમાંથી અક્કલમંદ આદમી ઓછો થાય છે. આપણી નાની જ્ઞાતિઓમાં તવંગર માણસ આખી નાતને સુધારે નહિ ત્યાં સુધી એના છોકરા છોકરીનો પ્રશ્ન ઉભો રહે છે. માણસ મોટો થાય તો એની ફરજ છે–સ્વાર્થ છે–કે પોતાની નાતને એ ઉંચે લાવે. બહુ જ ગરીબ અને તવંગર આમ એકઠાં થાય છે. Social eqality સામાજિક સમાનતા આમ બીજી રીતે આપણે ત્યાં સધાય છે; સામાજિક પ્રગતિ એના લીધે થાય છે. નાતને જીવન કે જોમ આપવું હોય તો બહુ સહેલું છે. સામાજિક વર્ગીકરણ જડ થઇ ગયું છે એથી રાજકીય સ્થિતિમાં નબળાઇ આવી ગઇ છે.

અર્થશાસ્ત્રનું અધ્યયન સામાજિક સ્થિતિ ધ્યાનમાં રાખી કરો. ગ્રામ્યજીવનમાં જીવન એટલું સાદું હતું કે બાળલગ્નથી નુકસાન નહોતું થતું. મુસલમાનોને લીધે બાળલગ્નની પ્રથા શરૂ નથી થઇ. એ પહેલાં રામાયણ વિગેરેમાં એ પ્રથા જોવામાં આવે છે, એવી જ રીતે પડદા સંબંધી મુસલમાનોને દોષ આપવો એ ખોટી વાત છે. શાકુન્તલમાં અવગુંઠનવતી ભાર્યા આવે છે: અવગુંઠન એ પુરાતન સમાજને સ્વાભાવિક લાગે છે. મધ્યકાલીન જૈનોમાં પણ પડદો હતો.

સંયુક્ત કુટુંબમાં વ્યક્તિનું મહત્ત્વ ઓછું છે. આપણી સંસ્થામાં જન્મ ઉપર બંધારણ ઘડાય છે ત્યાં વ્યક્તિનું મહત્ત્વ ઓછું છે. વ્યક્તિઓ નાતને લીધે લાભકારક પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થતી નથી. બ્રાહ્મણો બધું કરી શકે, પણ જેમ વિવાહ સંબંધને અંગે ભૌગોલિક સીમાઓ રહી છે તેમ ધંધાને અંગે પણ સામાજિક આબરૂના પાયા ઉપર સીમા બંધાય

છે. બ્રાહ્મણ સુતારનો કે બીજો કોઈ એવો ધંધો કરે તો નાત બહાર નહિ મૂકાય. બાપદાદાનો ધંધો નેવું ટકા ચાલી આવે છે. ગ્રામ્યજીવન પ્રધાન છે ત્યાં બાપનો ધંધો છોકરો કરશે. શહેરમાં ધંધા બદલાય છે કારણ કે શહેર પ્રગતિશીલ છે. વર્ણલક્ષ્યો એ નિયમ જ થઈ પડ્યો છે કે અમુક કામ કરવા માટે માણસને સમાજમાંથી બહાર મૂકવામાં આવે; દાખલા તરીકે મત્સ્યાહારી બ્રાહ્મણ પણ કસાઈ કે મોચીનો ધંધો નહિ કરે.

આર્થિક મિશ્રણ (Economic mobility ઇકૉનૉમિક મોબીલીટી) માં જ્ઞાતિ પ્રતિબાધક જ છે એ ખોટી વાત છે. આલ્મા લતીફે પંજાબનું ધંધાપત્રક તૈયાર કર્યું ત્યારે ખબર પડી કે નાતને અને ધંધાને કાંઈ સંબંધ નથી. સંયુક્ત કુટુંબમાં એક કમાતો હોય અને બીજા એના અવલંબિત હોય પણ ઘરમાં તો બધા સરખા છે. વ્યાવસાયિક હિંમત ઉપર આની ભારે અસર થાય છે. બાળલગ્નથી બીજા સાહસો અસંભવિત છે. રાજકીય જીવનમાં કે સામાજિક જીવનમાં કામનું ફળ મળે તો કામ કરવાની ચીવટ રહેશે. કુટુંબમાં સંયુક્ત સાહસ ઓછું થાય છે અને એક સમય એવો આવે છે કે જ્યારે આર્થિક ઉન્નતિ સ્વયં-બંધ થાય છે. વ્યાપારમાં દિવાસળી મૂકી બીજા દિવસે શાંતિથી પૂજાપાઠ કોઈ કરે એમ યુરોપમાં નથી હોતું, જેમ પ્રેમચંદ રાયચંદે કરેલું.

ધાર્મિક પ્રવૃત્તિ વધારે હોય છે ત્યાં વ્યાપારિક નીતિ ઓછી હોય છે. ઇંગ્લાંડમાં જેટલું પ્રામાણિકપણું છે એટલું સ્પેન કે ઇટલીમાં નથી. વ્યાપારી નીતિનું ધોરણ ઊંચું નથી. ગામડાંઓમાં અછુતોનું ધોરણ વધારે ઊંચું છે. ખોટા રસ્તે પૈસો મેળવી એમાંથી થોડોક મંદિરમાં આપી માણસ કહે છે કે એ વ્યવહાર છે. બહારના આડંબરથી ઘણી ઘણી કુપ્રવૃત્તિઓ થાય છે. સંયુક્ત કુટુંબમાં સ્થિતિરક્ષકતા હોય એ વધારે સંભવિત છે. વ્યક્તિગત વિચારઆચાર સ્વતંત્ર ન હોઇ શકે. ગામડાંમાં આર્થિક દૃષ્ટિએ એ જરૂરી છે, શહેરમાં જુદી વાત છે. ત્યાં અક્કલનું સામ્ય કે બુદ્ધિનું સામ્ય જોઇએ. હિંદુસ્થાનમાં ૧૫૦ કે વધારે વર્ષની જુની પેઢીઓ ગણી ગાંઠી મળશે. આપણે સ્વભાવથી જોડુકમી છીએ; વિચાર કરવામાં સુસ્ત છીએ; એક વ્યક્તિત્વમાં માનીએ છીએ. અંગ્રેજોમાં પેઢીઓ લાંબા સમયથી ચાલી આવે છે. આપણા કરતાં વધારે સ્થિતિરક્ષકતા એમનામાં છે. આપણે બુદ્ધિનો વધુ ઉપયોગ તર્કશાસ્ત્રમાં કરીએ છીએ અને તર્કશાસ્ત્રથી જ વ્યાપાર ખીલતો નથી. અમદાવાદમાં તો સો વર્ષની પણ એકે પેઢી નથી. જુનામાં જુનું વ્યાપારી ઘર હરિવલ્લભ મૂળચંદનું છે.

સંયુક્ત કુટુંબમાં સાહસ વધીને જુગારનું રૂપ લે છે. તમારૂં ગુજરાન નક્કી છે, કમાવ કે ન કમાવ. દુઃખના ભાગી ઘણા છે, એકથી બે ભલા. બાહોશ વ્યાપારીઓ સટ્ટામાં ખુવાર થાય છે. નવી પદ્ધતિએ કામ લેવાનું તેઓ નહિ ઇચ્છે પણ એક ક્ષણમાં કરોડપતિ થવાની એમને લાલસા હોય છે.

કલકત્તામાં સટ્ટાનાં ગોગાં મારવાડીને લીધે છે. હિંદુઓનું જોર વ્યાપારમાં છે, ઉદ્યોગમાં નહિ. ઉદ્યોગની ચડતી પડતીને કારણે લક્ષાધિપતિઓ ખુવાર નથી થતા, પણ વ્યાપારના લીધે થાય છે.

કુટુંબની જવાબદારી માથે હોઇ સાહસ ખેડી નથી શકાતું. કુટુંબની જવાબદારી આવે સાહસ છૂટી જાય છે, અથવા સટ્ટો થાય છે. આ પરિસ્થિતિ ગામડાંમાં વધારે છે. સંયુક્ત કુટુંબને જુના સમયમાં માન હતું એમ માનવાનું નથી. મનુએ વધારે પુણ્યસંચય માટે જુદા

રહેવાની હિમાયત કરી છે. ગામડાંમાં અર્થ સંચયની જરૂર છે. હિંદુસ્થાનમાં નિર્વાહ પૂરતી ખેતરની વ્યવસ્થા ( ઈકૉનૉમિક હોલ્ડીંગ્સ ) નથી.

મથુરા અને પંજાબ તરફ કેટલાક ગામડાં ઉજડ થઈ ગયાં છે. એક ગામમાં ઝઘડા થાય છે તો પંચ વચ્ચે પડી સમાધાન કરે છે. ઇંગ્લાંડમાં ખેતર અને ખેડુત સાથે છે. હિંદુસ્થાનમાં જુદા છે. ઉત્તર હિંદુસ્થાનમાં એક ગામમાં ૪૦ કે ૫૦ સુધી 'હેમ્લેટ' હોય છે એને મૌઝા, મજરા અથવા પૂર્વા કહે છે. કેન્દ્રગામી વૃત્તિ જારી છે, ગામડાંમાં વસ્તુઓનું સંગઠન થતું જાય છે. ગામડાંઓ રસ્તાની આસપાસ વેરાતાં જશે.

ગામડાંની રચનાની અસર ગ્રામ્યજીવન પર ઘણી પડે છે. હિંદુસ્થાનમાં આર્થિક વિચારનો અભ્યાસ થયો નથી. આર્થિક વિચારમાં આપણો કોઈ મૌલિક ફાળો નથી. આપણે પ્રધાન સૂત્રોનો મુદ્દલ અભ્યાસ કર્યો નથી. અને એમ કરવા માટે પરભાષાના શબ્દોનો પ્રભાવ છોડી દેવો જોઈએ.

આપણને વસ્તુસ્થિતિ ઉપર કાબુ છે. આપણી મીલો વ્યક્તિની છે, ખરી રીતે સંયુક્ત માલીકીની નથી. સહકારી મંડળોમાં કામ કરવા લોકો એટલા જલદીથી નથી આવતા, કારણ જોખમ વધારે છે અને અમર્યાદિત સત્તા અને મર્યાદિત જવાબદારી આપણે માગીએ છીએ. વ્યક્તિને આપણે વધારે પ્રધાનત્વ આપીએ છીએ. કુટુંબનો વડો એ મોટો જોહુકમી. હિંદુસ્થાની ફોજ જીતવી સહેલી છે કારણ કે એને કોઈ પણ એક માણસનો આધાર હોય છે. આપણે ત્યાં માણસ નીચેથી ઊંચે એકદમ પહોંચી જાય છે, યુરોપમાં એમ નથી બનતું. બીજું આપણે ઘણા પોચા છીએ, પેટા વિભાગ પડતાં આપણે ત્યાં વાર નથી લાગતી. જોહુકમીનું એ કારણ છે. જોહુકમીનું જીવન ટૂંકું હોય છે. કોઈ પણ રાષ્ટ્રની શક્તિ શ્રેષ્ઠ માણસથી નહિ, પણ સરેરાશથી મપાવી જોઈએ. ગ્રામ્ય-સંસ્થા અને કુટુંબસંસ્થામાં ચારિત્રનું નિર્માણ થાય છે. વ્યક્તિનું પ્રાધાન્ય બીજા દેશોમાં આપણી પેઠે એટલું પ્રવર્તતું નથી. આર્થિક દૃષ્ટિએ એ બહુ હાનિકારક છે. ગ્રામ્યજીવન બદલાય તો જ આ બદલાય. ગ્રામ્યજીવન ઘટે છે એ પ્રમાણમાં સહકાર વધતો જાય છે. સોના રૂપાના સંઘરા વિષે આપણે સાંભળીએ છીએ એમાં થોડું તથ્ય છે અને થોડું નથી. ભયના સંસ્કારને લીધે થોડું ઘણું સોનું રૂપું આપણે સંઘરીએ છીએ. બાકી યુરોપમાં સોનું રૂપું વપરાય છે એથી ઓછું આપણે ત્યાં વપરાય છે. એની અસર સંયુક્ત કુટુંબ ઉપર ખુબ પડે છે. સંયુક્ત કુટુંબમાં સહીસલામતી જોઈએ; ઘરેણું જમીન હોય તે વેચતાં શરમ આવે એટલે સંઘરાનું મુખ્ય કારણ આ છે. સંઘરો એક જાતનું મૂડી રોકાણ જ છે.

સ્વભાષાના શબ્દો લઈ વિચારવાની જરૂર છે જેથી આર્થિક જીવન પર પ્રકાશ પડે. નિયતોનું પૃથક્કરણ કોઈએ કર્યું નથી. ગામડાંમાં જશો અને ત્યાંના લોકોની સાથે રહેશો ત્યારે જ તમે સમજી શકશો કે એમનું જીવન કેટલું જુદું છે, એમાં ધાર્મિક અને સંસારી પ્રવૃત્તિનું કેટલું મિશ્રણ થયું છે અને લોકોની સ્વાર્થ ત્યાગની વૃત્તિ વધે છે કે કેમ.

મ્હારા ભાષણની નોંધ પ્રકાશિત કરવા માટે હું 'પ્રસ્થાન'નો આભારી છું. વધારે અવકાશ હોત તો ભાષાને વધારે સ્પષ્ટ ને સુરેખ કરી શકાત.

**નાનાલાલ ચમનલાલ મહેતા**

આઈ. સી. એસ.

# પીટર ક્રોપોટકીન

પંદર વરસની ઉમ્મરે પીટર છડીદારની શાળામાં દાખલ થયો. નીચે બગીચામાં દડાની રમત ચાલતી હતી, અને ઉપર બારીએ બેસી પીટર કોઇ ચોપડી વાંચતો હતો. એટલામાં બગીચાના ઘોડાવાળો કોઇ છડીદાર ઉપર આવ્યો અને પીટરને કહ્યું: " નીચે ચાલ, નીચે ચાલ. "

" નથી ચાલતો. જોતો નથી ચોપડી વાંચું છું ? "

છડીદારનું મોં આમ તો કદરૂપું હતું જ અને ગુસ્સાથી વધારે કદરૂપું થઇ ગયું. એણે એના માથા પરની ટોપી લઇ પીટરના મોં પર મારવા માંડી. પીટરે આડા હાથ ધર્યા. છડીદારે ટોપી જમીન પર ફેંકી દીધી અને હુકમ કર્યો: " ટોપી ઉપાડ. "

" નથી ઉપાડતો. "

" ઉપાડે છે કે નહિ ? "

" તું ઉપાડ. "

છડીદાર પીટર ઉપર તૂટી પડ્યો પણ પીટરે એક ડુસકું પણ ભર્યું નહિ. છડીદાર સજ્જડ થઇ ગયો.

બીજે દિવસથી પીટરની પજવણી શરૂ થઇ. બધા છોકરા ભેગા મળી એને ચીડવવા લાગ્યા. પણ પીટરે માત્ર હસ્યા કર્યું અને છોકરાઓએ શસ્ત્રો નિષ્ફળ થતાં જોઇ ચીડવવાનું છોડી દીધું.

શિયાળામાં પીટરને ટાયફોઇડ તાવ આવ્યો અને પીટર હૉસ્પિતાલમાં પડ્યો. હૉસ્પિતાલના ડૉક્ટરે પીટરની પેટના દીકરા જેવી સંભાળ લીધી અને પીટર સાજો થયો. એવામાં શાળાનો વડો પીટરની ખબર લેવા આવ્યો અને હસતાં હસતાં કહેવા લાગ્યો: " આ છોકરો ઘોડા જેવો સાજો છે અને હૉસ્પિતાલમાં પડ્યો રહ્યો છે. " પીટરે પણ તેનો હસતાં હસતાં જવાબ આપ્યો. બીજે દિવસે પણ એ પીટરને જોવા આવ્યો, અને એ જ શબ્દો બોલ્યો. પીટર સમજ્યો કે આ મશ્કરી નથી. એ ગુસ્સે થઇ ગયો.

" તમે શું કહો છો ? હમણાં હું ડૉક્ટરને કહું છું કે તમને મારી રૂમમાં ન આવવા દે. "

વડો બે ડગલાં પાછો હઠ્યો; એની કાળી આંખો ચમકી; એનો પાતળો હોઠ વધારે પાતળો થયો.

" ચીડાયો કે ? અહીંઆ જ બે તોપો પડી છે. લડવું છે ? "

" હું મશ્કરી કરવા નથી માગતો. અને હું તમને કહી દઉં છું કે તમારી આવી મશ્કરી હું નથી સાંખવાનો. "

વડો પીટરની ફરી મશ્કરી કરવાનું ભૂલી ગયો.

શાળામાં સુલેખન એક જર્મન યાહુદી શીખવતો. એનું નામ એબર્ટ હતું. પોતે બહુ ગરીબ હતો અને એની એ ગરીબાઇને લીધે છોકરાઓ એને ખૂબ પજવતા. એણે આ

પજવણીમાંથી છૂટવા છોકરાઓને એના વર્ગમાં એક વાર તોફાન કરવાની છૂટ આપી, પણ પાછલી પાટલીઓ પર બેસનારા છોકરાઓ આ એક વારથી ધરાતા નહિ.

એક દિવસે એક છોકરાએ ચાકવાળા ડસ્ટરને શાહીમાં બોળી એબર્ટ પર ફેંક્યું, અને ગમારની માફક હસીને કહ્યું: " પકડજો માટેજ." ડસ્ટર એબર્ટના ખભા પર લાગ્યું અને એનું આખું મોં શાહી શાહીવાળું થઈ ગયું. એનો ધોળો કૉલર પણ શાહીવાળો થયો. બધાને લાગ્યું કે એબર્ટ જરૂર જઈ આચાર્ય આગળ ફરિયાદ કરશે. પણ એણે તો પોતાના કોટના ખિસ્સામાંથી રૂમાલ બહાર કાઢી મોં લૂછતાં લૂછતાં કહ્યું: " ગૃહસ્થો, એક તોફાન–બીજું નહિ." અને પછી ધીરે સાદે "કોટ બગડ્યો" એમ કહી કૉપી-બુક સુધારવા માંડી.



અમે બધા સંભ્રમિત થઈ ગયા. શરમથી અમારાં માથાં નીચાં નમી ગયાં. તોફાન કરનાર છોકરાનું માથું તો કેમે કર્યું ઊંચું થાય નહિ. એક જણ બોલી ઉઠ્યો: " શરમ છે. ગરીબ માણસનો કોટ બગાડ્યો!"

તોફાન કરનાર છોકરાથી ન રહેવાયું. એ ઊભો થયો અને એબર્ટ પાસે આવી ગળગળા નયને ધ્રુસકે પડ્યો. એબર્ટે શોકથી ઘેરા થયેલા અવાજે કહ્યું: "તમારે સમજવું જોઈએ."

અને પછી બધા શાંત થઈ ગયા. બધાએ પોતપોતાની કૉપીબુકો સૌથી સુંદર અક્ષર કાઢી એબર્ટને બતાવવા માંડી અને એબર્ટે તે સુધારવા માંડી. સુધારતાં સુધારતાં એબર્ટનો આનંદ માય નહિ. એ એના પરમાનંદનો દિવસ હતો. એવો અલૌકિક આનંદ એણે કદિ અનુભવ્યો નહોતો.

પણ ચિત્રકલાના શિક્ષક ગૉઝને છોકરાઓ સાથે ન બન્યું તે ન જ બન્યું. વર્ગમાં જે છોકરાઓ એને ત્યાં ખાનગી શિક્ષણ લેતા એમનાં જ ચિત્રો તે તપાસતો અને એથી બીજા છોકરાઓ રમતે ચડતા. આવા છોકરાઓનાં નામ તે આચાર્યને રીપોર્ટ કરતો અને એથી છોકરાઓ એના પર ખૂબ ચીડાયેલા રહેતા.

એક વાર બે મસ્તીખોર છોકરાઓએ મોંમાં સીગારેટ રાખી અને તે સળગાવી આપવા વિનંતિ કરી. ગૉઝે તેમનાં નામ લખી લીધાં અને આચાર્યને રીપોર્ટ કર્યો. બસ. છોકરાઓએ ગૉઝને 'બેનિફિટ નાઈટ' આપવાનો ઠરાવ કર્યો અને પ્રોગ્રામ રીતસર ગોઠવાઈ ગયો.

બીજે દિવસે એક છોકરો ઊભો થઈ ગૉઝને પોતાનું દોરેલું ચિત્ર બતાવવા ગયો અને

પણ આ ઢંઢેરાને પૂરા બે માસ પણ વીત્યા નહિ ત્યાં સેંટ પીટર્સબર્ગના સરકારી મકાનમાં ભયંકર આગ લાગી. આથી ઘણાં અગત્યનાં કાગળીઆંનો નાશ થયો અને જાન-માલનું પણ ભારે નુકશાન થયું. સુધારાના વિરોધીઓએ ઝાર અલેકઝાન્ડરને સમજાવ્યું કે આ આગ લગાડનાર બળવાખોર પોલેન્ડના વતનીઓ છે. આ પછી સારાટોફ અને બીજાં શહેરોમાં પણ આગ લાગી અને ઝારે સેનેટર ઝડાનોફને તપાસ કરવા મોકલ્યો. ઝડાનોફ તપાસ પૂરી કરી રીપોર્ટ લખી પાછો ફરતો હતો ત્યાં તેના મૃત્યુના સમાચાર આવ્યા અને તેનાં કાગળીઆં ગુમ થઇ ગયાં. થોડા જ દિવસ પછી પોલેન્ડના હાકેમનું ખૂન થયું અને તેની જગ્યાએ ગ્રાન્ડ-ડયૂક કોન્સ્ટન્ટાઇન નીમાયા. તેમનું પણ ખૂન થયું. ઝારને લાગ્યું કે ક્રાન્તિવાદીઓ તોફાને ચઢયા છે, જો કે હકીકતમાં બધું તોફાન સુધારાના વિરોધી-ઓનું જ હતું. ઝડાનોફની પાસે પાકા પૂરાવા હતા કે સારાટોફની આગ લગાડનાર આ વિરોધીઓ જ હતા અને એથી જ એ વિરોધીઓએ એનો કાંટો કાઢી કાગળીઆં ગુમ કર્યાં હતાં. પણ ઝારના મનમાં જે વહેમ પહેલેથી પેસી ગયો હતો તે આ ખૂનોથી પાકો થયો અને વિરોધીઓ ફાવ્યા. પોલેન્ડ પર સખ્તીનું રાજ શરૂ થયું અને ઢંઢેરામાં જે મુક્તિની આશા અપાઇ હતી તે પર પાણી ફરી વળ્યું.

૧૮૬૨ માં પીટર છડીદારની શાળા છોડી ઑફિસર તરીકે સાઇબેરીઆ ગયો. ત્યાં તે પાંચ વર્ષ રહ્યો અને આમુર નદીની ખૂબ મુસાફરી કરી. પણ આ પાંચ વર્ષ દરમ્યાન જે 'પિછે હઠ'ની રાજનીતિ શરૂ થઈ હતી તે સ્થાયી થતી ગઈ; પોલેન્ડ પર જે સખ્તીનો દોર શરૂ થયો હતો તે વધારે ને વધારે નિર્દય થતો ગયો. હજારો પોલેન્ડવાસીઓને સાઇ-બેરીઆના ઠંડા મુલકમાં દેશપાર કર્યા અને સેંકડોને કતલ કર્યા. પોલેન્ડવાસીઓની સામે લડવા જવા જે ઑફિસરોએ ના પાડી તેમને ગોળીબાર કર્યા. પીટર અને તેના ભાઇ એલેક-ઝાન્ડરથી આ અન્યાય કેમ જોયો જાય ? તેમણે તેમની ઑફિસરની તલવાર ઉપરી અધિકારીના હાથમાં આપી ઝારની સેવાનો ત્યાગ કર્યો.

નોકરી છોડી પીટર સેંટ પીટર્સબર્ગની યુનિવર્સિટીમાં દાખલ થયો અને આર્કટીક વિભાગની અને એશિયાની સરહદની જે શોધ અધૂરી મૂકી હતી તે હાથમાં લીધી. પણ "ગરીબો ટુકડા રોટલા માટે ચોમેર વલખતાં હોય ત્યારે આવી શોધો કરી મારાથી આનંદ કેમ મણાય ? એમના પસીનાની રોટલીની ચોરી કરી મારાથી કેમ જીવાય ?" એવા એવા વિચારોથી પ્રેરાઈ પીટરે યુનિવર્સિટીનો પણ ત્યાગ કર્યો અને યુરોપનો માર્ગ પકડયો.

જર્મની થઇ ક્રોપોટકીન સ્વીટ્ઝર્લેન્ડમાં આવ્યા અને ત્યાં જ્યુરાના ઘડીઆળીઓ સાથે રહી સમાજવાદી બન્યા. દેશના માણસોને મળતાં તેઓ સમાજવાદનો ઉપદેશ કરતા પણ તેઓ તેમને સામી શિખામણ દેતાઃ "હજુ જુવાન છો. બહુ ઉમ્મર કાઢવાની છે. જરા ભેજું ઠેકાણે રાખો." "હોય, જરા ધીરજ રાખો. આમને આમ શું સદા યે ચાલવાનું છે ?" "એ તો, ભાઈ, તણખલા કરતાં લોઢું ભારે તે ભારે." "પથ્થરની દિવાલ સામે માથું અફાળીએ તો આપણું માથું ફૂટે, એમાં દિવાલને કાંઈ ઘા પડવાનો છે ?"—આના આવા કંઈ કંઈ ઉપદેશો સાંભળવા પડયા અને એથી એમનું માથું એટલું તપી ગયું કે પોતે ×ક્રાંતિવાદીઓની ટોળીમાં જોડાયા.

આ ક્રાંતિવાદીઓ ખૂનામરકીમાં માનનારા નહોતા; એક રાજાને બદલે આમ પ્રજાનું શાસન થાય એવી તેમની મહેચ્છા હતી. કોઈ પણ પ્રકારના બાહ્ય અંકુશ કે સત્તાના તેઓ પ્રબળ વિરોધી હતા. ક્રોપોટકીન આવી ટુકડીના નેતા બની રશિયામાં પાછા ફર્યા અને

× Anarchists

ખેડૂતનો અને કારીગરનો વેશ લઈ એ ખેડૂતો અને કારીગરોના વર્ગમાં આ સિદ્ધાંતોનો પ્રચાર કરવા લાગ્યા. શિક્ષિતવર્ગમાં "લોકોની સાથે લોકો બનો" (Vnarod) એવો અહાલેક જગાવ્યો. એ અહાલેક સાંભળી હજારો યુવાનો અને યુવતીઓ કૉલેજો અને મદ્રેસાઓ છોડી ગરીબોના વગર પગારના શિક્ષકો બન્યા અને રાત્રિશાળાઓ અને રવિવાર-શાળાઓ કીડીઆરાની માફક ઉભરાઈ નીકળી. આ ઉત્તેજના જોઈ અધિકારીઓના પેટમાં તેલ રેડાયું અને તેમણે આ ચળવળને દાબી દેવા આકરામાં આકરા ઉપાયો લેવા માંડયા. ઘેરે ઘેર યુવાન અને વૃદ્ધ વચ્ચે મહાભારત મંડાયાં અને ઉની લૂ પણ લાગી નહોતી એવા ખાનદાન કુટુમ્બના નબીરાઓએ–યુવાન પુરુષો તેમ જ સ્ત્રીઓએ–ઘરની સંપત્તિને ઠેસ મારી ફકીરી ધારણ કરી. છેવટના ઉપાય તરીકે સરકારે આવા યુવાનો અને યુવતીઓને પકડી પકડી જેલમાં ખોસ્યા. છતાં યે જ્યારે એમની સંખ્યા ઘટવાને બદલે વધતી જ ચાલી ત્યારે એ કીડીઆરાની હારને સાઇબેરીઆના ઠંડા મુલકમાં હાલવવા માંડી. પણ એ હાર તો અખંડ ચાલુ જ રહી. સરકાર તાજ્જુબ થઈ. કોઈ રસ્તો જડયો નહિ. એક દિવસ મધરાતે ક્રોપોટકીન અને તેમનો મિત્ર તેમના મંડળની વારવેરા બી નામની બાઇને ઘેર ગયા. બાઈ એક ઝાંખા બળતા દીવા પાસે બેસી મંડળના ગૂઢ લિપિમાં લખેલા કાગળની નકલ કરતી હતી. ક્રોપોટકીને કહ્યું: "બી, અમે તને બોલાવવા આવ્યા છીએ. આજે કિલ્લામાંથી—ને બ્હાર કાઢવો છે." વારવેરાએ હાથમાંથી કલમ નીચે મૂકી, ખુરસીમાંથી ઉભી થઈ અને કહ્યું: "ચાલો." ક્રોપોટકીન ભોંઠા પડયા. એમણે કેવળ મશ્કરી જ કરી હતી. બહુ જ શરમાતાં શરમાતાં એમણે સાચી વાત કહી એટલે વારવેરા પાછી ખુરસીમાં પડી, એની આકાશ જેવી નિર્મળ આંખમાં પાણી આવ્યાં અને અતિશય દુઃખી થતા અવાજે બોલી: "આવી બાબતમાં પણ મશ્કરી કરો છો?"

આ સિદ્ધાંતોનો પ્રચાર ખુલ્લી રીતે કરવાની સરકારે મના કરી એટલે છૂપા માર્ગો લેવાયા. *ગૂઢ લિપિનો જન્મ થયો. દરેક આદમીને માટે અનેક નામો અને પહેરવેશો હસ્તીમાં આવ્યા. ક્રોપોટકીન એક દિવસ બોરોદીન બન્યો તો બીજે દિવસે કોઈ બીજા જ નામથી ઓળખાવા લાગ્યો. અને એ રીતે મિલોમાં અને કારખાનાંઓમાં, હોટેલોમાં અને પીઠાંઓમાં સમાજવાદનો પ્રચાર થવા લાગ્યો. ખેડૂતોમાં પણ આ વાદનો પ્રચાર થયો અને સરકારે લગભગ ૨૦૦૦ યુવાનોને પકડ્યા છતાંયે આ પ્રચારકોનો અંત આવ્યો નહિ. છેવટે સરકારે હારીને આગેવાનોને પકડવાનો મનસુબો કર્યો, પણ આ આગેવાનો કાંઈ એકદમ હાથમાં આવે એવા કાચા નહોતા. એમની પ્રચારની રીત અદ્દભુત હતી.

## અદ્દભુત ઉપદેશ

આવો એક આગેવાન સ્ટેપનીઆક હતો. એ રસ્તે ચાલતાં પણ ઉપદેશ આપતો. એક દિવસ એક સાથી સંગાથે તે જતો હતો ત્યાં પાછળથી એક ખેડૂત ગાડામાં બેસીને આવ્યો. સ્ટેપનીઆકે તેને રાજના અધિકારીઓ રૈયતને લૂંટે છે માટે કર નહિ ભરવા ઉપદેશ કર્યો અને બાયબલમાંથી ઉતારાઓ કાઢી પોતાના કથનનું સમર્થન કરવા માંડયું. ખેડૂત આવા ઉપદેશથી ગભરાયો–એણે ગાડું જોરથી હાંકયું. સ્ટેપનીઆકે પણ પગ ઉપાડયા અને કર નહિ ભરવાની વાત ચાલુ રાખી. ખેડૂતે ઘોડાને ચાબૂક લગાવી. સ્ટેપનીઆકે દોડવા માંડ્યું અને બાયબલના ઉતારા સંભળાવ્યે ગયો. ખેડૂતે ઘોડાને પૂરપાટ દોડાવ્યો. સ્ટેપ-નીઆકે પણ પટી મૂકી. દોડતો જાય, હાંફતો જાય અને બાયબલના ઉતારા વાંચતો જાય.

* દોનજનો દરેક પાંચમો શબ્દ વાંચીને વાક્ય લેવું તે.

છેવટે જ્યારે ખૂબ હાંફ ચઢી, શ્વાસ ખૂટી ગયો અને દોડાય તેમ રહ્યું નહિ ત્યારે એ ખેડૂતનો પિછો છૂટચો. પેલો એનો સાથી પણ દોડવામાં સાથે જ હતો. એ ગાડાની બીજી બાજુ દોડતો હતો.

## એકજ પ્યાલી !

એકવાર આ સ્ટેપનીઆક અને તેનો સાથી હાથમાં કરવતીઓ લેઈ વહેરણીઆના વેશમાં ગામડાંઓમાં ફરતા હતા. ત્યાં પોલિસને શક પડચો અને તેમને પકડચા. એમને પકડીને પોલિસ બીજા ગામમાં આવી. ત્યાં કોઈ તહેવારનો ઉત્સવ હતો અને શરાબની પ્યાલી પર પ્યાલી ઉડતી હતી. આથી ગામલોકો " ના, આજે તો તમને નહિ જવા દઇએ." એમ કહી પોલિસના માર્ગ વચ્ચે ઉભા રહ્યા અને પોલિસ વિમાસણમાં પડી ગઈ. છેવટે ગામલોકોના અતિશય આગ્રહને વશ થઇ એમણે એકેક પ્યાલી પીવાનું કબૂલ કર્યું. એક પીધી એટલે બીજી પીવાનું મન થયું. આગ્રહ તો ચાલુ જ હતો. બીજી પીધી એટલે ત્રીજી પીવાનું મન થયું અને એમ બોટલોની બોટલો ખાલી થવા લાગી. પછી તો પોલિસ રંગમાં આવી ગઈ. " નહિ, નહિ. બસ, અબ તો યહ કેદીઓંકો ભી પિલાઓ." "નહિજી, થોડી આપ લિજિયે. પિછેસે ઉનકો ભી પિલાએંગે." " નહિ, હમ કહેતે હૈં યહ કેદીઓંકો પિલાઓ." ગામલોકોએ મોટા કટોરા ભરી કેદીઓની આગળ ધર્યા. સ્ટેપનીઆકે એમાંનો પ્રવાહ પેટમાં રેડવાને બદલે પહેરણમાં જ ખાલી કર્યો પણ રંગમાં આવેલા માણસોમાંથી કોઇ એ જોઈ શક્યું નહિ. પોલિસ પી પીને ટૅ થઈ ગઈ હતી અને એથી તેમની, એવી સ્થિતિમાં ઉપરી અમલદાર પાસે જતાં, હિંમત ચાલે નહિ. ગામલોકોએ ત્યાં જ સૂઇ રહેવા આગ્રહ કર્યો. આથી પોલિસે અને કેદીઓએ ત્યાં જ પડાવ નાંખ્યો. જ્યાં મોડી રાત થઈ અને પોલિસ તમામ ઉંઘી ગઈ એટલે સ્ટેપનીઆકે પોતાનું સંતાડેલું બાયબલ બ્હાર કાઢ્યું અને ઉપદેશ શરુ કર્યો. ગામલોકોને દુઃખ થયું કે આવા સજ્જન માણસને પોલિસે કેદ કર્યો છે. જ્યારે બધા સૂવા ગયા ત્યારે એક જુવાન ખેડૂતે આવી સ્ટેપનીઆકને ધીરેથી કહ્યું : " રાત્રે પેસાબ કરવા માટે દરવાજો ઉઘાડો મૂકતો જાઉં છું." સ્ટેપનીઆકે સૌ ઘોરવા માંડચા એટલે પોતાના સાથીને જગાડચો અને પેસાબ કરવાના દરવાજેથી ચાલતી પકડી. સવારે પોલિસ ઉઠીને જુએ તો એકે કેદી મળે નહિ અને દરવાજા સાવ ઉઘાડા !

## નિહિલિસ્ટ

અને આ ચળવળમાં એકલા પુરુષો જ હતા એમ નહિ, સ્ત્રીઓ પણ હતી. મોરકોની હવેલીઓમાં ઉછરેલી સુકોમળ બાળાઓ ઘરબાર અને સ્વજન છોડી દૂર ઝુરીચમાં અભ્યાસ કરવા ગઇ અને ત્યાંથી પાછી ફરી આ નિહિલિસ્ટની ચળવળમાં જોડાઈ. સ્ત્રીઓનું એક જૂદું જ મંડળ રચાયું અને એ મંડળે મિલોમાં અને કારખાનાંઓમાં પોતાના તાલીમ પામેલાં સભાસદોને મોકલી ત્યાં કામ કરતી સ્ત્રીઓમાં પોતાના મતોનો પ્રચાર કરવા માંડચો. આ કેળવણી પામેલી સ્ત્રીઓએ સામાન્ય મજૂરણોનો વેશ લેઈ ૧૬–૧૬ કલાક મિલોમાં કામ કર્યું અને એમની બીજી મજૂરણોના જેવી કામ કરવાની શક્તિ અને રીતભાત જોઇ કોઇને વહેમ પણ ન આવ્યો કે આ નિહિલિસ્ટ છે. આમ મહિનાઓ વહી ગયા અને જ્યારે મજૂરણોએ કામના ઓછા કલાકની માગણી કરી ત્યારે મિલમાલેકોની આંખ ઉઘડી, તપાસ શરુ થઈ અને એ માગણી પાછળ નિહિલિસ્ટ મંડળનો હાથ દેખાયો. તુરત જ સરકારે નિહિલિસ્ટ સમજાતી સ્ત્રીઓને પકડી પકડી સાઇબેરીઆના ઠંડા મુલકમાં દેશપાર

ખૂણામાં ચોક્કસ આદર્શને મક્કમપણે વળગી રહી ગમે તેટલી મુસ્કેલીઓ વચ્ચે પણ જે થોડીએક શિક્ષણસંસ્થાઓ પોતાનો માર્ગ કાપ્યે જાય છે તે માંહેની એકનો ટૂંકો પરિચય કરાવવાનો અહીં પ્રયત્ન કરીશ.

આ સંસ્થા તે સ્વાવલંબન રાષ્ટ્રીય પાઠશાળા : ચિંચવડ.

મુંબઈથી પૂના જતાં, પૂનાની છેક નજીક ચિંચવડ નામનું એક નાનું ગામડું છે. ગામથી તેમ જ ચિંચવડ સ્ટેશનથી પણ દોઢેક માઇલને અંતરે આ સંસ્થા આવેલી છે. આસપાસનું દશ્ય અત્યંત રમણીય અને મોહક છે.

આ સંસ્થાનો ઈતિહાસ તો ભારે રસિક અને ચમત્કારી છે. ઇ. સ. ૧૯૦૯ માં પૂનામાં સ્થપાએલું 'અનાથ વિદ્યાર્થિગૃહ' તે આ સંસ્થાનું મૂળ સ્વરૂપ. તે વખતે તો તે સંસ્થાનો ઉદ્દેશ ગરીબ વિદ્યાર્થીઓનું પાલણપોષણ કરી તથા તેમને લાયકનું શિક્ષણ આપી તેમને યથાશક્તિ શિક્ષિત બનાવવા અને દરિદ્ર અને અજ્ઞાન લોકોને ધર્માંતર કરતા અટકાવવાના પ્રયત્નો કરવા તેટલો જ માત્ર હતો. જેમ કોઇ પણ વિકાસ પામતી સંસ્થાના સંબંધમાં વારંવાર બને છે તેમ થોડા જ વખત પછી અહીં પણ બન્યું. સંસ્થાના એક સમર્થ આદ્ય-ચાલક શ્રી. કાનિટકરને બીજા ચાલકોની સાથે મતભેદ થયો અને તેમને સંસ્થામાંથી છૂટા પડવું પડ્યું. પરંતુ સંસ્થા માટે શ્રી. કાનિટકરનો રાગ અને સંસ્થાનો શ્રી. કાનિટકર માટેનો રાગ કંઈ ઓછો ન હતો. બે વર્ષ પછી પાછા તેઓ સંસ્થા સાથે જોડાયા. આ વખત સુધી વિદ્યાર્થિગૃહના વિદ્યાર્થીઓ શહેરની શાળામાં ભણવા જતા. હવે પછી શ્રી. કાનિટકરે પોતાની જ શાળા ખોલી અને વિદ્યાર્થીઓનું બૌદ્ધિક શિક્ષણ પણ હાથમાં લીધું. આ યોગ્ય જ થયું કહેવાય. કેળવણી એ જો જીવનવ્યાપી વસ્તુ છે તો તેના કટકા સંભવે જ નહિ. વિદ્યાર્થિ-ગૃહમાં અમુક આદર્શોનું શિક્ષણ અપાય અને શાળામાં જઇને વળી વિદ્યાર્થી તેનાથી અન્ય એવાં આદર્શોનું શિક્ષણ પામી આવે એટલે તો સમગ્ર જીવનમાં એક પ્રકારનો વિસંવાદ જ પેદા થાય. આ પરિસ્થિતિ વિષમ ગણાય અને તે ટળવાથી સંસ્થાનું સ્વરૂપ વધારે શુદ્ધ

ઇ. સ. ૧૯૨૧ માં અસહકારની પ્રવૃત્તિના પરિણામે પાઠશાળાએ અનાથ વિદ્યાર્થિગૃહ સાથેનો પોતાનો સંબંધ કાયમને માટે છોડયો, અને સરકાર સાથે અસહકાર જાહેર કરી સંસ્થાનું નામ 'સ્વાવલંબન રાષ્ટ્રીય પાઠશાળા' પાડયું.

આ નવીન નામ પણ યોગ્ય જ હતું. સંસ્થાએ પોતાનો શિક્ષણ વિષયક સંબંધ ટિળક વિદ્યાપીઠ સાથે બાંધ્યો.

આ પછીનાં વર્ષોમાં સંસ્થાએ અસહકારના પ્રચારનું કામ પણ હાથ ધર્યું અને ત્યારથી જ સંસ્થામાં કાંતવા, પીંજવાની પ્રવૃત્તિએ તેમ જ વણાટકામે મહત્ત્વનું સ્થાન લીધું. ઇ. સ. ૧૯૨૩ માં તો વણાટ માટેની વ્યવસ્થા પાકા પાયા ઉપર થઇ ગઇ.

ધીમે ધીમે સંસ્થાએ પોતાના આદર્શોમાં ફેર કરવા માંડયો. અનુભવ અને દેશસ્થિતિના પરિણામે સંસ્થાના ચાલકોને એમ ચોક્કસપણે જણાયું કે ગ્રામસેવા એ જ આજે તો કોઇ પણ શિક્ષણસંસ્થાનો પ્રધાન ઉદ્દેશ હોવો જોઇએ; અને તેને પાર પાડવા માટે સંસ્થાએ ગ્રામસેવકો તૈયાર કરવા તે તેનું એક પ્રમુખ કર્તવ્ય રહેવું જોઇએ. આથી બૌદ્ધિક તેમ જ ધંધાના શિક્ષણને ગૌણસ્થાને રાખી ગ્રામસેવાના શિક્ષણને સંસ્થાએ અગ્રસ્થાન આપ્યું. પરિણામે વિદ્યાર્થીઓની સંખ્યા ૫૦–૬૦ માંથી ૧૫–૨૦ સુધી આવી ગઈ. પરંતુ આથી નિરાશ થવાને બદલે સંસ્થાના ચાલકો વધારે મક્કમ બન્યા અને હવે જ સંસ્થાએ શુદ્ધ સ્વરૂપ પકડયું માની બેવડા જોરથી પોતાના કર્તવ્યમાં મંડયા. ગ્રામસેવા માટે અત્યંત ઉપયોગી અને આવશ્યક એવા ખેતી અને વણાટના બે ધંધા જ આજે સંસ્થામાં શીખવવામાં આવે છે.

સંસ્થાનો આ ટૂંકો ઇતિહાસ.

ભૂતકાળને ઘડીભર કોરે મૂકી સંસ્થાના વર્તમાન દેહ અને આત્માને જરા અવલોકીએ.

મકાનો, જમીન, ઉપસ્કર, પુસ્તકાલય, સંખ્યાબળ વગેરે કોઇ પણ સંસ્થાના દેહનાં વિધવિધ અંગો છે. આ બધાં તરફ નજર નાખતાં તો આ સંસ્થા કદાચ કોઇને કંગાળ જ લાગે. સાધારણ સ્થિતિના બે ત્રણ મકાનો, થોડીએક જમીન, ઉપસ્કરમાં તો લગભગ શૂન્ય, પુસ્તકાલયમાં એક બે નાનાં કબાટો, વાચનાલયના મેજ ઉપર એકાદ બે છાપાં અને વિદ્યાર્થીઓની સંખ્યા તો એટલી બધી જૂજ કે સંસ્થાને બદલે તેને એક કુટુંબ કહેવું જ વધારે યોગ્ય ગણાય. આ તેનું દેહદર્શન.

સંસ્થાનું જે મુખ્ય મકાન છે, ત્યાં વિદ્યાર્થીઓ રહે છે, સૂવે છે અને અભ્યાસ પણ કરે છે તે ઉપલક દૃષ્ટિએ તપાસતાં તો મામુલી અને અગવડભરેલું જ કોઇને ભાસે. પરંતુ એટલી જગ્યામાં ઓછા ખર્ચે છતાં બની શકે તેટલી બધી જ સગવડો સાચવવાનો પૂરો પ્રયત્ન જે આ મકાનમાં કરેલો જોવામાં આવે છે તે સંબંધે જરા વધારે ઊંડી તપાસ કર્યા પછી જોનાર જરૂર ચાલકોને ધન્યવાદ દીધા વિના રહી શકે નહિ. બે બાજુ લાંબી ઓરડાઓની હાર અને વચ્ચે વિશાળ ચોક. આ ઓરડાઓમાં અધ્યાપકો તેમ જ વિદ્યાર્થીઓ રહે પણ ખરા, અને દિવસે તેમાં વર્ગો પણ ચાલે. કરકસરની દૃષ્ટિથી આ મકાન બહુ જ ઉપયોગી અને સંસ્થાના મકાન બાંધનારાઓને માટે વિચાર કરતા બનાવે તેવું લાગ્યું. હવા–પ્રકાશ માટેની કેટલીએક મૌલિક શોધો માટે તો મકાનના બાંધનારાઓને શાબાશી જ ઘટે. ઓછી ખર્ચાળ છતાં સગવડ ભરી અને રીતિમાં તદ્દન આર્ય. વણાટશાળા,

આરોગ્યમંદિર વગેરે બીજાં મકાનો આ મુખ્ય મકાનની સરખામણીમાં બહારથી તો વધારે ચડીયાતાં લાગે, પરંતુ ઉપયોગિતાની દૃષ્ટિથી તો તે બધાં તેની આગળ ઝાંખા જ છે; અને છતાં આ મકાનોમાં રહેવું કોઇ પણ શિક્ષણશાસ્ત્રી આરોગ્યવિઘાતક તો ન જ કહી શકે.

સંસ્થા પાસે જમીન છે તે પણ પ્રમાણમાં કંઈ વધારે ન કહેવાય. સંસ્થાના નામ પ્રમાણે સ્વાવલંબનના જે આદર્શને જીવવા માટે અહીંના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ પોતાનો પ્રાણ ખર્ચી રહ્યા છે, તે આદર્શને પહોંચી વળવા માટેની ઐહિક જરૂરીઆતો તરફ નજર નાખીએ તો તો આટલી જમીન કશા જ વિસાતમાં ન ગણાય. છતાંયે બની શકે તેટલી સ્વેચ્છાગરીબી સ્વીકારીને સ્વાવલંબનના પોતાના આદર્શને વળગી રહેવાના તેમના પ્રયત્નો આદરણીય જ ગણાય.

શિક્ષણ આપવાને માટે ઉભી થએલી કોઈ પણ સંસ્થામાં જેટલાં પ્રારંભિક સાહિત્યોની જરૂર પડે તેટલાં પણ કદાચ અહીં નહિ જોવા મળે અને તેથી કોઈ પણ શિક્ષણશાસ્ત્રી તો આને શિક્ષણસંસ્થાનું નામ આપતાં પણ વાંધો લે. ઉપસ્કરની બાબતમાં આ સંસ્થાની આવી દશા છે. ઔદ્યોગિક શિક્ષણમાં જેટલાં સાહિત્યની આવશ્યકતા હોય તેટલાં જ માત્ર આપણને ત્યાં જોવાને મળે; જો કે આખા દિવસનો ક્રમ જ એવી રીતે ગોઠવાયો હોય છે કે બૌદ્ધિક શિક્ષણને બીજા શિક્ષણથી વખતની કૃત્રિમતાથી જુદું પાડવું જ મુશ્કેલ. તોપણ સાક્ષાત્ બૌદ્ધિક શિક્ષણનો જે વખત અલગ રાખવામાં આવ્યો છે તે વખતે આજની સામાન્ય શાળાના જેવો દેખાવ જોનારને અહીં ભાગ્યે જ નજરે આવે.

સંસ્થાનું નામ પાઠશાળા સાંભળતાં પુસ્તકોનો તો સારો એવો ભંડાર અહીં હશે તેવો ખ્યાલ માણસને બંધાય ખરો, પરંતુ આ બાબતમાં પણ સંસ્થા ખૂબ દરિદ્ર છે. વાચનાલય-ની તો વાત જ શા માટે કરવી? માત્ર નામનું એકાદ મેજ પડ્યું હોય તેટલું જ.

કેળવણી આપવાનો દાવો કરતી કોઈ પણ સંસ્થાને સાહિત્યની બાબતમાં આવું દરિદ્ર રહ્યું પાલવે જ નહિ, તેવી દલીલ શિક્ષકના મનમાં ઉઠે તે સહજ છે. અને ખરે જ સાધન–સંપત્તિ વિના કેળવણીના કાર્યમાં અપૂર્ણતા રહે છે પણ ખરી. તેમ જ શાસ્ત્રીયતા તો લાવી શકાતી જ નથી. પરંતુ......

આ સંસ્થા એવી શિક્ષણ સંસ્થા હોવાનો દાવો કરે તો ને? હું આ સંસ્થાને મારા અલ્પ પરિચયથી સમજી શક્યો છું તે પ્રમાણે તેનો દાવો લોકશિક્ષણનો અને તે દ્વારા લોક–કલ્યાણ સાધવાનો છે; તેથી જ તો બૌદ્ધિક શિક્ષણને તો જીવનશિક્ષણના એક માત્ર અનુષંગી તરીકે અહીં સ્વીકારવામાં આવ્યું છે. માણસ બુદ્ધિના પ્રદેશમાં જેટલો ઊંચો વિહરે તેટલું તેનું સમગ્ર જીવન વધારે રસિક, વધારે કલામય, વધારે સમજણવાળું થાય. અને તેટલા માટે દેશસ્થિતિ, વાતાવરણ, પરંપરા અને સમાજજીવન વગેરેની સાથે બંધબેસતું આવી શકે તેટલું જ બૌદ્ધિક જીવન પણ વિદ્યાર્થીને સંપડાવવું–અને તેમાંયે વ્યક્તિગત ફેરફાર તો રહ્યા જ કરે–એ હેતુ આ સંસ્થાના મૂળમાં મને જણાયો. અને આ હેતુ સિદ્ધ કરવા જતાં externals તરફ ઉપેક્ષા નહિ તો તાટસ્થ્ય રહે તે સાવ સ્વાભાવિક છે.

આ દૃષ્ટિથી તપાસતાં આ સંસ્થાના વિદ્યાર્થીનું સંખ્યાબળ પણ ઓછું શા માટે હોય તેનો ખુલાસો આપણને આપોઆપ જ મળી રહે છે. અહીં તો અલ્પ સંખ્યા એ જ એની વિશિષ્ટતા બની રહી છે. અને એવો દુર્બળ દેહ હોવા છતાં તે દેહ પોલો નથી, દેખાવનો

માત્ર નથી, તેમ જ રોગી નથી; પરંતુ નક્કર છે, અંતર્જાગૃતિવાળો છે અને સાવ નિરોગી પણ છે.

સંસ્થાના કાર્યવાહકો, વિદ્યાર્થીઓ અને વાતાવરણ એટલે સંસ્થાનો આત્મા. સંસ્થાનો દેહ તો આપણે જોયો. externals ની દૃષ્ટિએ તે દરિદ્ર છે–નબળો છે–પરંતુ ખરી રીતે તેના આદર્શોને ઊંડા ઉતરી નીહાળીએ તો તે નિર્બળ હોવા છતાંયે સબળ છે, દરિદ્ર હોવા છતાં તંદુરસ્ત છે, અને resisting power તો તેનામાં એટલો બધો છે કે કોઈ પણ ભયાનક રોગને તે હઠાવી શકે છે અને તેમાંથી સાજે તાજે અણીશુદ્ધ બહાર નીકળે છે. આવા દેહની અંદર દેહી કેવો છે તે આપણે જરા જોઈએ.

કોઈ પણ સંસ્થાનો આત્મા ત્રણ વસ્તુથી મુખ્યતઃ બનેલો હોય છે તે હું ઉપર કહી ગયો. તેમાંનું એક અંગ તે કાર્યવાહકો. આ સંસ્થાના કાર્યવાહકો એટલે સેવા, કર્તવ્યપરાયણતા અને અડગતાની જાણે કે જીવંત મૂર્તિઓ. તેમને મળીએ ત્યારે તેમનામાં જ્ઞાનસમૃદ્ધિ કેટલી છે, અદ્યતનતા કેટલી છે, વાક્પટુતા કેટલી છે કે શિક્ષણશાસ્ત્રનું જ્ઞાન કેટલું છે તે તપાસવાનું આપણને મન જ ન થાય. તેમની કર્તવ્યપરાયણતા અને તેમની નિષ્ઠા આગળ આપણો તેવો વિચાર જ ગળી જાય છે. આપણને એમ જ લાગે કે દેશની ગરીબી ટાળવા, દેશનું અજ્ઞાન ટાળવા. આવો ઉગ્ર ભેખ જ બસ છે. બાકીના બધા ગુણો પછીથી આપોઆપ જ આવીને મળે છે, અને કદાચ કોઈ ન પણ આવે તો પણ ચિંતા નહિ. સાચા ભેખનો એક અંગાર પણ સારી આલમની અશુદ્ધિને બાળી ભસ્મ કરવા સમર્થ છે, અને આ સત્યમાં શ્રદ્ધા અહીંના કાર્યવાહકોના જીવનમાં મૂર્તિમંત થતી દેખાઈ છે.

" શિક્ષણના ધંધામાં વળી પૈસા ક્યાંથી ? ત્યા વળી ગૃહસ્થાઈ શી ? શિક્ષકે તો આદર્શવાદી બનવું જોઈએ અને રહેવું જોઈએ ! દુનિયા આખી ભલે મોજમજાહ ઉડાવે પરંતુ શિક્ષકે તો ગરીબ જીવન, સાદું જીવન, સાધુ જીવન ગાળવું જોઈએ ! " શિક્ષકના ધંધા માટે શિક્ષકેતર સમાજની જે આ પ્રકારની શુભેચ્છાઓ (!) છે તે માટે આખી શિક્ષક આલમ તે સમાજની અત્યંત ઋણિ છે ! પરંતુ સાદર અને સવિનય તેમને આપણે શિક્ષકોએ જણાવી દેવું જોઈએ કે મહેરબાની કરીને તેવી શુભેચ્છાઓની જાહેર ઘોષણાઓ હવે બંધ કરો. આજનો શિક્ષક સ્વેચ્છાએ ગરીબી વ્હોરે છે, પ્રયત્નપૂર્વક સાદું જીવન જીવે છે, અને આગ્રહપૂર્વક સાધુજીવન ગાળે છે. પરંતુ તે બધું આજની જનતા તરફની તેમની વિશિષ્ટ પ્રકારની દૃષ્ટિને આભારી છે. આ દૃષ્ટિ છે દેશદારિદ્ર્યની, દેશની ગુલામીની. પેટપૂરતું અનાજ પણ નહિ મળવાથી આજે આપણા દેશના અસંખ્ય માણસો મરણશરણ થાય છે અને દેશની ગુલામી દશાનું ચિત્ર તો શબ્દ વડે આપી જ શી રીતે શકાય ? આ દારિદ્ર્ય, આ ગુલામી ટાળવાનો એક માત્ર ઉપાય કેળવણી છે એ જેને સમજાયું છે તે આજનો શિક્ષક. આવો શિક્ષક એશઆરામ કેમ કરી શકે ? મોજમજાહ કેમ માણી શકે ? ઘી દૂધ શે સુખે ખાય ? રૂની તળાઈમાં કઇ નિરાંતે ઉંઘી શકે ? અને પંડિતાઇમાં શી રીતે રચ્યો રહી શકે ? તેનું અંતર તો ચીરાએલું હોય છે. તેમાં ઊંડા મર્મના ઘા પડેલા છે તેથી જ તેને નિરાંત નથી. સુખચેન નથી, પંડિતાઈ મેળવવાની ફુરસદ નથી. તવંગર બનવાનો અવકાશ નથી. અને સુખે સુવાની પણ ફુરસદ નથી. આ સંસ્થાના કાર્યવાહકોએ વરેલી ગરીબાઈ પાછળ મને આ સત્યવસ્તુનું દર્શન તુરત જ થયું અને તેથી જ તેમની ગરીબાઇ પણ તેમના ઘરેણા સમાને મને લાગી. જો કે અહીંના કાર્યવાહકોમાંના લગભગ બધા જ

સુશિક્ષિત છે, પરંતુ તેમ ન હોય તો પણ જે આદર્શની પાછળ—જે સત્ય વસ્તુની પ્રાપ્તિ પાછળ—તેમણે ભેખ લીધો છે તે તો ખરેખર વંદનીય જ છે.

સંસ્થાના આત્માનું બીજું મહત્ત્વનું અંગ તે વિદ્યાર્થીઓ. અને તેના સંબંધે તો શું કહેવું ? ભલે તેઓ ગરીબ સ્થિતિના હોય, ભલે કહેવાતી હલકી જાતિના કે કહેવાતી ઊંચ જાતિના હોય, ભલે તેઓ બુદ્ધિના મંદ હોય કે ગણાતા અશિષ્ટ હોય પરંતુ તેમના અધ્યાપકોએ આરંભેલા દેશસેવાના યજ્ઞમાં અટળ શ્રદ્ધા રાખીને જરા પણ ડર્યા વિના તેઓએ પોતાનું સર્વસ્વ હોમ્યું છે. આ જોતાં તો તેમના આત્માનાં ઊંડાણ કેટલાં ગહન હશે તેનું માપ નથી નીકળી શકતું. આજે તો જુવાનોને પૈસા જોઈએ છીએ, મોજમજાહ જોઈએ છીએ, ગાડી ઘોડા અને મોટર જોઈએ છીએ; ટૂંકમાં કહેવાતી culture ની પાછળ આજે તો જુવાનો ઘેલા બન્યા છે. તેવે વખતે સ્થિર ચિત્તે, અડગ હિંમત અને અસાધારણ વિશ્વાસથી પોતાની જાત ઉપર પ્રયોગ કરવા માટે આગળ આવે તેવા જુવાનોની ગણના કંઈ ઓછી નથી. સ્વતંત્ર્ય યજ્ઞમાં હોમાઇ જઈ દેશનું દારિદ્ર્ય અને ગુલામી ટાળવાના ભગીરથ પ્રયત્નોમાં તેઓ સાવ અજ્ઞાત દટાઇ જવા માટે તૈયાર થયા છે એ જ વસ્તુ તેમને બીજા સામાન્ય જુવાનોથી નોખી પાડે છે. એજ એમની વિશિષ્ટતા છે. અને તેમાં જ તેઓ પણ રાચે છે. અહીંના વિદ્યાર્થીઓ નથી કરતા પરવા દેહસંવર્ધનની કે નથી રાખતા દરકાર માનસિક વિકાસની. અનાયાસે અને ચાલતા કામે જેટલું મળી જાય છે તેટલું તો બેલાશક લે જ છે. પરંતુ " હાય, હાય, જુવાનોના શરીરો સુદૃઢ નહિ થાય તો ભાવિ સમાજ નિર્બળ રહેશે માટે તેમને ખૂબ પૌષ્ટિક ખોરાક આપો, વ્યાયામ આપો, આરામ આપો અને શરીરને હૃષ્ટપુષ્ટ બનાવો " અથવા તો " આજની આપણી બૌદ્ધિક સ્થિતિ અત્યંત કંગાલ છે અને ભારેમાં ભારે બુદ્ધિબળ વિના દેશનો ઉદ્ધાર શક્ય જ નથી માટે બધી વસ્તુને કોરાણે મૂકી આજના જુવાનોની બુદ્ધિઓને કેળવો " એવા એવા વિચારો અહીંના જુવાન વિદ્યાર્થીઓને પણ હલાવી શક્યા નથી. તેઓએ તો ચોક્કસ સ્વીકારી લીધેલું છે કે દેશોદ્ધાર માટે તેમની પાસેથી શારીરિક કે માનસિક ગમે તેવા પ્રકારનો અને ગમે તેટલો ભોગ દેશ માગે તો આપી દેવો તેમાં જ પોતાના જન્મનું સાર્થક છે. અહીંના વિદ્યાર્થીઓનો સંસ્થાનો આત્મા ઘડવામાં અને વિકસાવવામાં આ ફાળો. તેની જેટલી કિંમત આંકી શકાય તેટલી કિંમત આ સંસ્થાના આત્માની પણ લેખાય. આ સંસ્થામાંની વિદ્યાર્થીઓની વિધવિધ પ્રવૃત્તિઓ તે બધી આ એક જ ઉદ્દેશને સિદ્ધ કરવા માટે સ્વીકારેલી હોય છે અને ત્યાં જ અહીંના અધ્યાપકો અને વિદ્યાર્થીઓનું ખરૂં ઐક્ય છે.

આ સંસ્થાનું વાતાવરણ પણ એના આત્માનું એક અંગ જ છે. અહીંના વાતાવરણને સમાજની કલુષિતતા બહુ જ ઓછે અંશે સ્પર્શી શકી હશે તેવી અસર મારા ઉપર તો થઇ. અહીંના વાતાવરણમાં સમાજના રોગોએ ઓછો પ્રવેશ કરેલો જણાયો. બીજાં કાંઇ નહિ તો પણ શ્રદ્ધા, હિંમત અને કર્તવ્યપરાયણતાએ તો આખા વાતાવરણને ભરી દીધું છે. પરાર્થે સ્વ-સમર્પણનો મુંગો મંત્ર આખા વાતાવરણમાં અજાણ રીતે ઘુમી રહ્યો છે. અને આવા વાતાવરણમાંથી જ ધર્મ તેના વિશુદ્ધ સ્વરૂપમાં બંધાઇ શકે છે. તેમ જોનારને ખાત્રી થયા વિના ન રહે.

ટૂંકમાં સંસ્થાના દેહ અને આત્માનો આ વર્તમાન ઇતિહાસ.

# કલા અને જીવન

[ **સ્થલ**—કલાપકલાધરશાલા. બહાર એ નામનું પાટિયું લગાવેલું છે. શાળાની અંદર એક મોટી ઉંમરનો માણસ, ઑપરેશન વખતે ડૉક્ટર ઝભ્ભો પહેરે છે તેવો પહેરીને બેઠો છે; બીજી બાજુ એક નાની ઉંમરનો માણસ, વચમાં વચમાં ધાર જોતો જોતો અસ્ત્રો ઘસતો બેઠો હોય છે.

**સમય**—સામાન્યતઃ અત્યાર કરતાં ઘણો દૂર આગળ વધેલો, જ્યારે સાહિત્યની અને કલાની જોસભેર પ્રગતિ થઈ ગઈ છે અને ઘેરઘેર દરેકને કલાના સંદેશા અને પ્રેરણા પહોંચી ગયાં છે. વિશેષતઃ સાંજનો.

ત્રિવેણીના તંત્રી અને તેમના મિત્ર કલાવિવેચક બન્ને કલા સંબંધી ચર્ચા કરતા કરતા શરિયાન રસ્તે ચાલતા હોય છે. ]

**ત્રિવેણીતંત્રી**—ત્યારે કલાનો આદર્શ શો ?

**કલાવિવેચક**—[ વાત બંધ કરવા હાથની નિશાની કરી, દુકાન સામું જોઈ ] આ દુકાનમાં જ જઈએ. જો. માણસ ટેસ્ટવાળો દેખાય છે. તારા માસિકનું કવર ડીઝાઇન તેણે આખા દુકાનમાં ચોડી દીધું છે.

**ત્રિવેણીતંત્રી**—ભલે. તમારે જવું હોય તો ચાલો.

[ બન્ને અંદર જાય છે. ખુરશીઓ પર બેસે છે. ]

**કલાધરનો નોકર**—[ કલા વિવેચકને ] આપને કેવો કલાપ જોઈએ ?

**કલાવિવેચક**—હું તારા જ ટેસ્ટ પર છોડું છું. આ દુકાનમાં મારે કાંઈ કહેવાની જરૂર નથી.

[ નોકર વાળ કાપવા શરૂ કરે છે અને નીચેની વાતચીતમાં એ ક્રિયા ચાલુ રહે છે. ]

**ત્રિવેણીતંત્રી**—ત્યારે આપણી વાત ચલાવો. કલાનો આદર્શ શો ?

**કલાવિવેચક**—કલાનો આદર્શ કલા. કલાને કશો આદર્શ જ ન હોઇ શકે.

**ત્રિવેણીતંત્રી**—ત્યારે તમે કલાની ખાતર કલાના હિમાયતી છો ? કોઇ તો જીવનની ખાતર અને નીતિની ખાતર કલા કહે છે.

**કલાવિવેચક**—એ કહેનારા છો કહે. હું તો કહું છું કલાની ખાતર જીવન છે; કલાને અને નીતિને કશો સંબંધ નથી. [ નોકરને ] અરીસો લાવ, તો! [ અરીસામાં જોઇ માથું દૂર કરે છે. ] અરે ! આ શું કરી નાંખ્યું ? આગળથી બધા વાળ કાપી નાંખ્યા ! હોળવા જેટલા પણ ન રહેવા દીધા ! તને આવું કાપવાનું કોણે કહ્યું હતું.

**કલાધર**—સાહેબ, એ આપે આદર્શ* ધર્યો માટે કલા તમે ન સમજી શક્યા. આદર્શની જરૂર જ નહોતી.

**કલાવિવેચક**—પણ બેવકૂફ ! હવે વાળનું શું થશે. તું તો કંઇ હજામ જેવો લાગે છે.

**કલાધર**—સાહેબ. અપશબ્દ ન બોલો. હું તો વિહારી નાટક કંપનીનો કલાધર છું. જાત જાતના બાલ કાપી શકું છું. હજી આપને બ્રાહ્મણ જેવી ચોટી, મારવાડી જેવાં કાનશિયાં, કાબુલી જેવો કેશકલાપ, મુસલમાનો જેવી કપાલચોટી, કાઠિયાવાડી જેવો ચહેરો, મુલ્લાં જેવો ટકો, બગીચાના ઘાસની ક્યારી જેવી એક સરખી કપામણી: એવી અનેક કેશરચનાઓ કરી શકાય તેમ છે.

**કલાવિવેચક**—પણ મૂર્ખ ! આ તું કંઇ જુએ છે કે નહિ ! મારી રહેણી કરણી, પહેરવેશ, રીતભાત, જીવન, ધંધો, નાતજાત કંઇ દેખે છે કે નહિ ! કે એકલો સંચો જ ચલાવતાં આવડે છે.

**કલાધર**—સાહેબ, કલાને અને જીવનને સંબંધ નથી. કલા ખાતર જીવન છે, જીવન ખાતર કલા નથી. ન ફાવે તો પૈસા આપી ઊઠી જાઓ.

**કલાવિવેચક**—આ તારા પૈસા લેતો પરવાર. હવે દિવસે બહાર જવા જેવું તેં રહેવા દીધું નથી. રાત પડ્યા સુધી બેસવા દે તો પાડ તારો.

**ત્રિવેણીતંત્રી**—બસ, ત્યારે હું જાઉં છું. મારે ઉતાવળ છે અને તમે હવે નહિ લખી શકો એટલે હું જ કંઇ કલા ઉપર લખી નાંખીશ.

**કલાવિવેચક**—પણ મારાં વખાણ અહીં એકલાં કેમ જશે. જરા મારા સામું તો જો.

**ત્રિવેણીતંત્રી**—તમારા સામું જોતો જોતો જ લેખ લખીશ. સાહેબજી.

**કલાવિવેચક**—ત્યારે જરા ચા તો મોકલજે, દોસ્ત.

'વર્તમાન'

---

* આદર્શનો અર્થ અરીસો પણ થાય છે.

# સાહિત્યમાં કરુણ રસ

સામાન્ય રીતે, સંસ્કૃત સાહિત્યમાં,–કોઈ પણ કાવ્ય કે નાટકમાં,–શેક્સપીઅરનાં ‘ટ્રેજીક’ નાટકોની માફક અંતમાં કરુણ રસ બનાવવામાં આવતો નથી. ઘણુંખરાં કાવ્યો કે નાટકો ‘ખાધું પીધું અને રાજ્ય કીધું’ એ સૂત્રમાં જ પર્યવસાય પામે છે. અને કદાચ કોઈ કવિએ ચાતુર્યથી કોઈ કાવ્યનો અંત બીજી રીતે આણ્યો હોય તો તેમાં ક્ષેપક શ્લોકો ઉમેરીને પણ કાવ્યનું પર્યવસાન **भोगानिष्टानविरतसुखं भोजयामास शश्वत्** (વાંછ્યા ભોગો અણુગળ સુખો નિત્યનાં ભોગવાવ્યાં) માં લાવી મુકાય છે. આથી કાવ્યની ઝમક કેટલી ઉતરી જાય છે અથવા તો કાવ્યકળા ઉપર કેટલો આઘાત થાય છે એનો જરા પણ ખ્યાલ રાખવામાં આવતો નથી. આવી જાતના કાવ્યના પર્યવસાય માટે ભરતનાં નાટ્યસૂત્ર ઉપર ખાસ આધાર રાખવામાં આવે છે. આ પદ્ધતિના સમર્થકારોનું એમ પણ કહેવું છે કે કાવ્યને શોકપર્યવસાયિ બનાવવામાં દુનીયાની નબળી બાજુનું દિગ્દર્શન કરાવાય છે અને એને લઈને નીતિનાં બંધનો શિથિલ થઈ જવાનો સંભવ રહે છે. આ ઉપરાંત તેમનું એમ પણ કહેવું હોય છે કે કાવ્યન્યાય (Poetic justice) ને આધારે સારાં કર્મોનું ફળ સારૂં અને અનિષ્ટ કર્મો માટેનો ઉચિત દંડ હોવો જોઈએ. આવાં કેટલાંક કારણોને લઈને કાવ્ય અથવા નાટકનો અંત શોકપર્યવસાયિ ન હોવો જોઈએ.

આ જાતનો ખ્યાલ ફક્ત સાધારણ કવિવર્ગમાં જ ન હતો પરંતુ ‘**एको रसः करुण एव निमित्तभेदात्**’ ના સૂત્રને માનનાર મહાકવિ ભવભૂતિએ પણ પોતાના મહાન્ નાટક ઉત્તરરામચરિતનો અંત સીતા અને રામના મિલનમાં આણ્યો છે. એ સંબંધે ટીકા કરતાં બંગાળી નાટકકાર અને સમર્થ ટીકાકાર સ્વ. દ્વિજેન્દ્રલાલ રૉય કહે છે કે “**अभिनयमें दिखलाये गये इस गंभीर करुण दृश्यके बाद कल्पित मिलन, मृत्यु के बाद पागल के हास्य समान जान पडता है; त्यागी हुई–उजड नगरीके उपर प्रातःकालीन सूर्य किरणो के समान भासित होता है, रोनेके उपर व्यंग्यसा जान पडता है। किन्तु भवभूति बेचारे क्यों करे? मिलन तो कराना होगा। उन्होंने काव्यकलाकि हत्या करके अलंकार शास्त्रको बचा लिया...भवभूतिने इस नाटकको इस तरह समाप्त करके केवल काव्यकलाकि ही हत्या नहीं की, काव्य-न्याय (Poetic justice) का भी गलाघोंट दिया है।**” આ રીતે અલંકારશાસ્ત્રના ઉપરોક્ત નિયમ ઉપર અણઘટતું વજન આપેલું જોવામાં આવે છે. આ નિયમની વિરુદ્ધ જનાર કોઈ પણ કવિ ટીકાકારોના હાથમાંથી બચી શક્યો નથી. ભવભૂતિના ઉપર પણ તેના સમયમાં સખત ટીકા થએલી હોય એમ તેના પ્રસ્તાવનાના શ્લોક (**...जानन्ति ते किमपि तान्प्रति नैष यत्नः...**) ઉપરથી લાગે છે. આ ટીકાનું મૂળ તેના કરુણ રસ ઉપરના પક્ષપાતમાં સમાએલું હોય એમ લાગે છે.

જો કે અલંકારશાસ્ત્ર આ સંબંધમાં બહુ સખત વલણ બતાવે છે તેમ છતાં એક અગત્યની વાત અલંકારિકોના ધ્યાનમાંથી સરી ગઈ હોય એમ પ્રતીત થાય છે. સંસ્કૃત

સાહિત્યમાં વાલ્મીકિનું રામાયણ આદિ કાવ્ય તરીકે લેખાય છે અને તેને જ આદર્શ બનાવી પાછળના સમયમાં કાવ્યની સરિતા સાહિત્યમાં વહી છે. ત્યારપછી જ ઘણુંખરૂં દંડી જેવા અલંકારિકોએ કાવ્યની વ્યાખ્યાને ચોક્કસ સ્વરૂપ આપ્યું હોય એમ લાગે છે. ત્યારપછીનું બીજું મહાકાવ્ય વ્યાસનું મહાભારત ગણીએ તો ચાલે. જો કે મહાભારતને કાવ્ય કરતાં પુરાણની વ્યાખ્યા વધારે લાગુ પડે છે છતાં કાવ્યની ગણનામાં મહાભારતને જરૂર સ્થાન છે. વસ્તુ-સ્થિતિ આવી છે છતાં રામાયણ અને મહાભારતનો અંત કઈ દિશામાં છે એ લક્ષમાં રાખ્યા સિવાય જ કાવ્યની વ્યાખ્યા આપી હોય એમ લાગે છે. રામાયણના એક પછી એક સપાટાબંધ વહી જતા બનાવો, વાનરઅસુરનો ઘોર સંગ્રામ અને રામને રાજ્યપ્રાપ્તિના પ્રસંગો પછી એવા પ્રસંગો બનવા પામે છે કે સ્હેજે વાંચનારના મન ઉપર કંઈ અનિષ્ટ બનાવો બનવાની આગાહી થાય છે. પરિયટના કહેવાથી સીતાનો ત્યાગ, સ્વર્ગથી રામને બોલાવવાનો સંદેશો, લક્ષ્મણનું સ્વર્ગગમન વિગેરે બનાવો વાંચનારને રામાયણની અંતિમ 'ટ્રેજેડી' માટે તૈયાર કરે છે. અને આખરે, '**विवरं दातुमर्हति**' એમ વસુંધરા માતાને વિનવતી, સીતા, રામ '**मामेति व्याहरत्येव तस्मिन्**' એમ બોલે છે એટલામાં તો ધરતી માતામાં અદૃશ્ય થઇ જાય છે અને સીતા '**नाममात्रावशिष्टा**' જ રહી જાય છે. આ પ્રમાણે રામાયણનો અંત શોકપર્યવસાયિ છે. એ જ પ્રમાણે મહાભારતનો અંત પણ એવા જ શોકપર્યવસાયિ સંજોગોમાં જ થાય છે. કંઇ કંઈ અવનવા ઉલ્લાસોથી પાંડવોએ પોતાનું જીવન શરૂ કર્યું. તેમાં કંઈ હજારો સુખદુઃખની સરિતા તેમના ઉપરથી વહી ગઈ. આખરે દુષ્ટને દંડ આપી રાજ્ય કરવાના ઉમેદ અને ઉલ્લાસથી કુરુક્ષેત્રમાં યુદ્ધ મંડાયું તેમાં સ્વ–પરાક્રમનો મહિમા ગવાયો. આજે પુત્ર મર્યો, કાલે સસરો મર્યો એ જાતના વિવિધ અને નવનવા બનાવો પછી યુદ્ધની વિશ્રાંતિ વખતે જે પડઘાઓ કાન ઉપર પડે છે તે ઉપરથી સ્હેજે માલમ પડે છે કે કાવ્યનું વ્હેણ કઈ દિશામાં વહી રહ્યું છે. રાજસૂય યજ્ઞ વિગેરે એક બે પ્રસંગો બાદ કરતાં મહાભારતનો અંતિમ ભાગ વાંચનારના હૃદયમાં શોક અને જગતની ક્ષણભંગુરતાનો જ પડઘો પાડે છે. તોફાની મહાસાગરમાં આમતેમ અથડાતું વહાણ જેમ ખડક ઉપર અથડાઈ જળની શાંત લહરિમાં સમાઇ જાય છે તેમ સ્વર્ગારોહણ પર્વમાં, મહાભારતના સઘળા તોફાની અને હૃદયને ઉશ્કેરનાર પ્રસંગો વિરામાં જતા હોય એમ લાગે છે. કોઇ પણ કાવ્યનો અંત આથી વધારે શોકપર્યવસાયિ ન હોઇ શકે.

આ પ્રમાણે આદર્શભૂત ગણાતાં એવાં બે મહાન્ કાવ્યોનો અંત શોકપર્યવસાયિ છે તેમ છતાં અલંકારિકોએ 'ટ્રેજેડી'નો સાહિત્યમાંથી કેમ બહિષ્કાર કર્યો એનું કારણ સમજાતું નથી. કવિતાનું પ્રધાન લક્ષણ તપાસતાં પણ શોકપર્યવસાયિ કાવ્ય યા નાટકની જરૂરીયાત લાગે છે. કવિતાની વ્યાખ્યા કરતાં મૅથ્યુ આર્નોલ્ડ કહે છે કે 'Poetry is at bottom a criticism of life. The greatness of a poet lies in his powerful and beautiful application of ideas to life + + + Poetry is nothing less than the most perfect speech of man in which he comes nearest to being able to truth.' જગતમાં બનતા બનાવોનું સુંદર અને મધુર ભાષામાં પ્રતિબિંબ પાડવું એ જો કવિતાનું લક્ષણ હોય તો તો જરૂર શોકપર્યવસાયિ નાટક યા કાવ્યની સાહિત્યમાં જરૂર છે. સારા બનાવોનું જ દિગ્દર્શન કરાવવું અને નબળી બાજુ

બીલ્કુલ છોડવી જ નહિ તો તો કાવ્યના મુખ્ય લક્ષણ ઉપર જ બળાત્કાર કર્યો ગણાય. આથી એવો અર્થ ન નીકળવો જોઈએ કે કવિએ સઘળા કુત્સિત વિષયને વર્ણવવા જ જોઈએ પરંતુ કવિ પોતાની પ્રતિભાથી એવા કુત્સિત વિષયોને એવી જગ્યાએ મુકે છે કે જેથી એવા વિષયનું વર્ણન પણ કાવ્યત્વને પામે છે. વાંચનાર સમક્ષ ફક્ત સારી જ બાજુ બતાવવાથી તેને કાવ્ય ઉપર અશ્રદ્ધા ઉત્પન્ન થવાનો સંભવ છે. મમ્મટના કહેવા પ્રમાણે કાવ્યનો હેતુ '**व्यवहारविदे**' વ્યવહારના જ્ઞાન માટે અને '**कान्तासंमिततयोपदेश युजे**' અને ઉપદેશને માટે હોવો જોઇએ. તે એક જ બાજુના વર્ણનથી પાર પામતો નથી.

શોકપર્યવસાયિ નાટકો યા કાવ્યો ઉપર બીજો આક્ષેપ એ છે કે એનાથી નીતિ બંધનો શિથિલ થઈ જાય છે. પરંતુ આ આક્ષેપ બહુ બંધબેસતો હોય એમ લાગતું નથી. સત્ય કહેવાથી નીતિનાં બંધનો શિથિલ થતાં જોવામાં આવ્યાં નથી. જે લોકો ઐહિક જીવનથી જ જીવનની પર્યાપ્તિ થએલી સમજતા હોય છે તેને માટે જ, સારા કર્મોનું ફળ આ જીવનમાં જ શુભપર્યવસાયિ હોવું જોઇએ. પરંતુ પુનર્જન્મને માનનારા માટે તો પોતાનાં કર્મોનું ફળ બીજા જન્મોમાં પણ મળે એમ માનવાનું હોય છે. દુષ્ટ માણસોનો વિજય અને સારા માણસોનો પરાજય જોઈ કોઈ પણ દીર્ઘદર્શી માણસની બુદ્ધિ ઉપર નીતિ બંધનની શિથિલતાની છાપ પડતી નથી. તે તો જગતનો ક્રમ જુએ છે અને માને છે કે દુષ્ટ માણસનો દેખીતો વિજય એ તેનો ખરેખરો પરાભવ છે અને સારા માણસનો પરાભવ એ તેનો ખરેખરો વિજય છે. મનુષ્યને આ ઐહિક જીવનમાં જ કર્મોનું ફળ મળવું જોઇએ એવો કંઈ નિયમ નથી. એથી ઉલટું તો સત્યને માટે લડનાર લટીમાર અને ક્રેનમારં જેવાને શ્રાતુનો ભોગ કરવો પડ્યો હતો. સત્યવાદી સોક્રેટીસને ઝેરનો પ્યાલો મળ્યો હતો. દેશસેવા ઉઠાવનારાઓને ફુલની ગાદી મળતી નથી જોઈ, તેને માટે તો જુલ્મી સરકારનાં બંદીખાનાની કાળી કામળી જ મળતી જોઇ છે. આથી એમ સમજાતું નથી કે દેશભક્તિ અથવા તો સત્યવાદીપણું ખોટું છે. એ જ પ્રમાણે નાટક યા કાવ્યનો અંત સુખમાં ન આવતાં શોકપર્યવસાયિ હોય તો તેથી નીતિનાં બંધનો ઉપર અવળી છાપ પડવાનો સંભવ રહેતો નથી. ઑથેલો જેવા શંકાશીલ વીરપુરૂષને હાથે ડેસ્ડીમોનાનું ખુન થવાથી, ડેસ્ડીમોના પાપી હતી એમ માનવાની લગારે ઇચ્છા ઉદ્‌ભવતિ નથી પરંતુ શંકાશીલ સ્વભાવ કેવાં અનિષ્ટ પરિણામ ઉપજાવે છે તેનો સચોટ ખ્યાલ કવિ સુંદર રીતે રજુ કરી શકે છે. રોમીઓ અને જુલીએટના મરણથી, તેમનામાં દુષ્ટ કર્મોની ગંધ આવતી નથી પરંતુ કુટુંબ કુટુંબ વચ્ચેના કલહોથી કેવાં ભયંકર પરિણામો ઉત્પન્ન થાય છે તેનો ખ્યાલ સચોટ રીતે આથી જ આવી શકે છે. આ પ્રેમી જોડાંનું મૃત્યુ આમ ન થયું હોત તો કેપ્યુલેટ અને મોન્ટેગ્યુ કુટુંબ વચ્ચેનો કલહ શાંત પડતે કે નહિ એ શંકા છે. ટુંકમાં શોકપર્યવસાયિ નાટકો અથવા તો કાવ્યોથી નીતિ બંધનો શિથિલ થતાં નથી પરંતુ દુષ્ટતાની ભયંકરતા વિષેની પુરી ઝાંખી થાય છે અને ગુણો પુર બહારમાં ખીલી નીકળે છે.

એ ઉપરાંત બીજા પણ એક ખાસ કારણો લઇને શોકપર્યવસાયિ નાટક યા કાવ્યની અગત્યતા માલુમ પડે છે. કોઈ પણ વસ્તુની સુંદરતા, તેના જેવી બીજી ચીજને જોવાથી થતી નથી પરંતુ તેનાથી વિરૂદ્ધ ગુણવાળી ચીજ ચીજોના સંસર્ગથી માલુમ પડે છે.

ચિત્રકારો જુદા જુદા રંગો આપી ચિત્રમાં કંઈ અલૌકિક ખુબી બતાવી શકે છે. ગ્રીષ્મઋતુના સખત તાપ પછી સાયંકાળની મંદમંદ પવનની લહરી વધારે સુખદાયિ નીવડે છે. એ જ પ્રમાણે કાવ્યમાં પણ વિવિધ રંગની મેળવણીથી કંઈ અજબ જાતની છાપ કવિ વાંચનારના મન ઉપર પાડી શકે છે. તેમાં યે ખાસ કરી કાવ્ય અથવા નાટકનો અંત જ્યારે શોકપર્યવસાયિ હોય છે ત્યારે તો તે કાવ્ય અથવા તો નાટકની જીવંત પ્રતિમા આંખ સમક્ષ હરહંમેશ ખડી રહે છે. અંતમાં એક લેખક કહે છે તેમ "There is good reason in believing that tragedies in general and Othello in particular have really diminished, rathor than increased the sum total of human misery."

અમલસાડ ] ખંડુભાઇ નીછાભાઇ નાયક.

---

# એક સંસ્કૃત પ્રહસન +

પ્રસ્તુત પુસ્તક વિશ્વભારતીમાં પ્રો. વિન્ટરનિત્સના હાથ નીચે સંશોધનનું કાર્ય કરતી વખતે શ્રી અનુજન્ અચ્યને સંપાદિત કરેલું છે. તે એક પ્રહસન છે. પ્રહસન એ પ્રાચીન નાટક-સાહિત્યના દશ પ્રકારોમાંનું એક છે. આ દશ પ્રકારોનું ભેદકતત્ત્વ દશરૂપકકારના મતે વસ્તુ-નાયક-રસ છે. પ્રહસન એ હાસ્યરસ પ્રધાન હોય છે—એટલે એનાં વસ્તુ અને નાયક પણ તદનુકૂલ હોય એ સહજ છે. પ્રો. વિન્ટરનિત્સ કહે છે તે પ્રમાણે ઘણા પ્રહસનોમાં રસનિષ્પત્તિ કેવળ પાત્રોની વિલક્ષણતાથી કરવામાં આવે છે તેમ આમાં નથી. આમાં હાસ્યરસ વસ્તુની ઘટનામાંથી સાધવામાં આવ્યો છે, અથવા તો આમાં વસ્તુ અને પાત્રો પરસ્પરના સાધક છે, અને એ દૃષ્ટિએ આ પ્રહસન બીજાં પ્રહસન કરતા વધારે કલાયુક્ત છે.

એક પરિવ્રાજક પોતાના શિષ્યને ઉપદેશ આપવા પ્રયત્ન કરે છે. તેના આગળ પોતાનું બધું જ્ઞાન ઠાલવે છે. પણ શિષ્યે—એનું નામ શાંડિલ્ય છે—પોતાના કુટુમ્બમાં ખાવાપીવાનું સુખ ન હોવાથી સંસાર છોડ્યો છે. સૌથી પ્હેલાં તેણે બૌદ્ધ શ્રમણ તરીકે અનુભવ કરી જોયો છે. પણ તેઓમાં એ એક વખત જમવાનું હોવાથી ભૂખ ન ભાંગવાથી ચીવરપાત્ર ચોરી તે નાસી છુટ્યો છે. અને હવેથી 'આ દુષ્ટ આચાર્યના પાત્રાનો ભાર વ્હેનાર ગર્દભ' થયો છે. આવા શિષ્ય આગળ આચાર્ય સંપૂર્ણ ગંભીરતાથી સાંખ્ય, યોગ અને વેદાન્તના સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરવા પ્રયત્ન કરે છે. શિષ્ય પોતાનું પ્રયોજન સ્પષ્ટ રીતે જણાવે છે. પણ આચાર્ય સમજતા નથી, અને યોગના વૈરાગ્ય અને ઐશ્વર્યની વાતો કરે છે. શિષ્ય પૂછે છે 'તે કેવી રીતે મળે?' 'અસંગતાથી.' 'અસંગતા એટલે?' પરિવ્રાજક સમજાવે છે 'રાગ-દ્વેષ વિષે મધ્યસ્થતા' ઇત્યાદિ. શાણ્ડિલ્ય આવી મધ્યસ્થતા અશક્ય માને છે. આચાર્ય કારણ પૂછે છે શાણ્ડિલ્ય સામો સવાલ પૂછે છે 'ભગવાન મારા ઉપર શા કારણે ગુસ્સે થાય છે?'

+ શ્રી બોધાયન કવિ વિરચિત ભગવદજ્જુકીય પ્રહસન દૈવજ્ઞદર્શીની વ્યાખ્યા સાથે. સંપાદક-અનુજન્ અચ્યન્ મૂ. ૩ ૨-૪-૦

# આઠમી સાહિત્ય પરિષદ

પરિષદનાં વર્ણનો વાંચી તેને વિશે અભિપ્રાય બાંધવો એ કોઇ સ્ત્રીનો ફોટોગ્રાફ જોઇને તેને પરણી બેસવા જેટલું જોખમ ભરેલું છે એમ વિચારી હું છેલ્લી સાહિત્ય પરિષદમાં ગયો હતો. ઇસ્ટરની રજાના અનુકૂલ દિવસો પસંદ કરી, મુંબાઇના મહાવીરવિદ્યાલયમાં એની બેઠક ભરાઈ હતી. પરિષદના બે વિભાગ કરવામાં આવ્યા હતા. પુરાણાં પુસ્તકો વગેરેનું પ્રદર્શન બીજે માળે હતું.

પરિષદની શરૂઆત તો પુષ્કળ ઉત્સાહપૂર્વક થઇ હતી. જોઇએ તે કરતાં વધારે ગાયનો : ગાયનમાં આ ઉત્સાહ પ્રથમ વ્યક્ત થયો. ‘ જય જય ગરવી ગુજરાત ’ ના મંગલ સૂરો નીકળવાની સાથે પહેલા રા. બ. રમણભાઇ ને પછી આખી પરિષદ ઉભી થઈ, તે ગાયન પુરૂં થતા સુધી ઉભી જ રહી. પાછળની કડીઓ ધીરે ધીરે ગવાતી હતી તે દરમ્યાન ઘણા જણને ઊભાંઊભાં એમ થતું હશે કે અંગ્રેજી રાજગીત વખતે કરવામાં આવે છે તેમ, એકજ કડી ગવાય ને બધા બેસી જાય એવી પ્રથા પાડવામાં આવે તો કેવું સારૂં? રા. મનહર-રામનું ‘ ગુર્જરી ગીર્વાણનું જયકીર્તન ’ ગુર્જર સુંદરીઓએ ગાયું તે ઘણું હૃદયંગમ હતું.

એક ગવૈયો પણ આવ્યો હતો. અરસિકને રસાભિનિવેદન કરવાનું વિધિએ તેના લલાટમાં લખ્યું હશે તેથી બધિર લોક સમક્ષ મંજુલ સ્વરે કોકિલ કૂજન કરે છે એવી રીતે એક બે કોમલ રાગિણીઓ તે ગાઈ ગયો.

સ્વાગત સમિતિના પ્રમુખ રા. રા. કૃષ્ણલાલ ઝવેરીએ પ્રાચીન પ્રણાલિકા મુજબ અતિથિઓને અર્ધ્યપાદ આપતાં કેટલાક સુચિન્તિત વિચારો જુદાથી રજુ કર્યા હતા. એમના ભાષણમાં ખાસ કરીને ‘ પરિષદનું કાર્ય ’ ને ‘ જમાનાની તાસીર ’ એ ફકરાઓ બહુ મનનીય હતા. તીવ્ર લાગણીથી ઉચ્ચારેલાં એમનાં કેટલાંક વચનો તો હૃદયમાં સોંસરાં ઉતરી જાય એવી સચોટ અને શુદ્ધ શૈલીમાં લખાયલાં હતાં. ગુજરાત વિદ્યાપીઠમાં વસતા સાહિત્યના ઉત્કર્ષના અગ્રણીઓને વંદન કરીને, એમણે વિદ્વાન જ વિદ્વજ્જનના પરિશ્રમની કદર કરી શકે તે સાબિત કરી આપ્યું હતું. ત્યારબાદ રા. રા. નરસિંહરાવે રા. બ. રમણભાઇને પ્રમુખ તરીકે નીમવાની રીતસરની દરખાસ્ત મૂકી અને રા. બ. કેશવલાલે તેને રસિકરીતે અનુમોદી. પરિષદના ભૂતપૂર્વ પ્રમુખો આવી દરખાસ્ત મૂકે એ પ્રણાલિકા પાડવા જેવી છે. રા. રા. મટુભાઇએ ‘ આમવર્ગ તરફથી ’ એ દરખાસ્તનું સમર્થન કીધું હતું. એ આમ વર્ગ કયો? આપણા જીવનમાં ન્યાતોના ભેદ છે તેથી તો આપણે ત્રાસી જઇએ છીએ, તેમાં વળી આપણા સાહિત્યમાં આમ–ખાસનો નવો ભેદ પાડવાનું શું પ્રયોજન હશે?

રા. બ. રમણભાઈ પ્રમુખસ્થાને બિરાજ્યા એટલે સૌ. વિદ્યાબેને તેમનું છાપેલું ભાષણ એક સરખે અવાજે વાંચી સંભળાવ્યું. એના ઉપર પુષ્કળ ટીકાઓ થઇ છે. એમ કહેવામાં આવ્યું છે કે એમાં આશા નથી, ઉત્સાહ નથી, સંદેશ નથી, સાર નથી, પ્રેરણા નથી! છતાં મને તો એ પસંદ પડ્યું છે. એમાં કથિતનું પુનઃકથન હતું એ ખરૂં પરંતુ પુનઃકથન કરવા જેવું કથિત હોય તો શું તે ફરીથી ન કરી શકાય? કાલાનુક્રમે એ આઠમું હતું

પણ ગુણાનુક્રમે એ આકર્ષ નહોતું. કેટલામું હતું એ પ્રશ્ન રસ ભર્યો છે પણ અહીં તે ચર્ચવાને અવકાશ નથી. એના કેટલાક ભાગો રા. બ. કેશવલાલ તથા રા. રા. નરસિંહરાવના ભાષણોના સર્વોત્તમ ફકરાઓની હરોળમાં મૂકી શકાય એવા છે. કેટલાક ફકરાઓમાં એમણે મર્મની બાણશય્યા બનાવી છે તે કેટલાકને અગમ્યજ રહેશે. અગમ્ય, કારણ કે કામબાણ તો જેને વાગ્યા હોય તે જાણે પણ મર્મબાણની ખૂબી એ છે કે જેને વાગે તે નહિ પણ બીજા જ જાણે. સાહિત્ય પરિષદના કાર્યક્ષેત્રની મર્યાદા એમણે સુરમ્ય શૈલીમાં બતાવી છે તે કાર્યકર્તાઓને માર્ગદર્શક ને સ્વપ્નદ્રષ્ટાઓને ભ્રમનાશક થઇ પડે એવા છે.

રા. બ. રમણભાઇનું ભાષણ પૂરૂં થયા પછી પ્રો. રમણલાલ યાજ્ઞિકે એક અગત્યની ક્રિયા કીધી. ભાવનગર પરિષદનો અહેવાલ મુંબાઈ પરિષદના પ્રમુખસાહેબને એમણે પ્રસંગોચિત શબ્દો કહી નજર કર્યો. ૧૯૦૭માં એ જ પ્રમુખ સાહેબે પહેલી પરિષદનો રિપોર્ટ મુંબાઇમાં મળેલી બીજી પરિષદના પ્રમુખ રા. બ. કેશવલાલ ધ્રુવના હાથમાં મૂકતાં જણાવ્યું હતું કે એ પરિષદનો સંબંધ ઉક્ત ક્રિયાથી જ જળવાય છે. પ્રો. રમણલાલને એમ કહેવાની જરૂર નહોતી પડી. પરિષદમંડળ રજિસ્ટર થઇ ચૂક્યું છે, એટલે હવે તો કાયદો જ પરિષદનું અસ્તિત્વ અખંડિત છે એમ ગણશે.

આ ભાષણો ઉપરાંત બીજે ને ત્રીજે દિવસે કેટલાક નિબંધો વાંચવામાં આવ્યા હતા. નિબંધવાચન માટે ખાસ વ્યાસપીઠ બનાવવામાં આવી હતી. કોઈક વિચારસિક વ્યક્તિએ ત્યાં શારદાદેવીનું મનોહર ચિત્ર ટંગાવ્યું હતું. લક્ષ્મીપુરીના વ્યાપારી વાતાવરણમાં પણ નિબંધ લેખકોએ તો સરસ્વતીને જ ચરણે ઊભા રહેવું જોઇએ એમ એનો અર્થ હશે ? કે વાગ્દેવી વિદેશમાં જઇને વસી છે ને અહીં એનું ચિત્ર જ રહ્યું છે એમ એનું તાત્પર્ય હશે ? ગમે તેમ હોય પણ એ ચિત્ર જેટલું સાંભળે તેટલું જ સાંભળવાનો પરિષદે નિશ્ચય કર્યો હોય એમ લાગતું હતું. આથી નિબંધવાચકોની સ્થિતિ દયાજનક થઇ પડી હતી. ભદંભદ્ર કોર્ટમાં બોલ્યા હતા કે કહેવાનું તો અત્યંત છે પરંતુ શ્રોતાઓનો અભાવ છે પણ પૃચ્છો છો તો શ્રૂયતામ્. તેવો જ ભાવ મુખ પર રાખી બધા વ્યાસપીઠ પર આવતા હતા. સૌ. ચૈતન્યબાળા, સૌ. લીલાવતી ને સૌ. સરોજિનીએ પોતાના લેખો વાંચ્યા ત્યારે તથા ડૉ. નાયક, રા. મુનિકુમાર, અથવા પ્રો. રમણલાલ જેવા વક્તાઓ આવ્યા ત્યારે જરા શાંતિ રહેલી. બાકી બીજા નિબંધો વંચાતા હતા ત્યારે પરિષદ બહુ અસ્વસ્થ બની જતી હતી.

આમ થવાનાં અનેક કારણો હતાં. પરિષદ મળી તે અરસામાં પરિષદમંડળની મધ્યસ્થ સમિતિની ચૂંટણી થઇ હતી તેથી કંઇ કંઇ વિદ્વાનો વચ્ચે વૈમનસ્ય થઇ ગયું હતું. વળી પહેલા દિવસની વિષય સમિતિના વિષમય વાતાવરણની વાતચીત કરવામાં પણ ઘણા જણ રોકાયા હતા. વ્યવસ્થાપકોનાં ચિત્ત તો લગ્ન સમયે કન્યાપક્ષનાં હોય છે તેવાં વ્યગ્ર થઇ ગયાં હતાં. શ્રોતાઓ કોઇ દીસતા જ નહોતા બધા પ્રેક્ષકો બની ગયા હતા. મારી પાસે બે જણ બેઠા હતા તેઓ સૌ. લીલાવતી મુનશી નિબંધ વાંચે તે 'જોવા' આવ્યા હતા! આવતાંની સાથે તેમાંના એકે પૂછ્યું કે રેશમી જ્યૉર્જેટ અને ગીપિયનની ચોળી પહેરીને પ્લૅટફાર્મ પર પેલું 'એઇં' કરે છે તે કોણ છે ? આ સાંભળી હું વિચાર કરવા લાગ્યો કે એ ભાઈ કોઇક કળારસિક કાપડીઆ હશે ? એટલામાં તેમના મિત્રે મૂળ પ્રશ્ન સુધારતાં કહ્યું કે ગીપિયનની ચોળી નથી પણ બ્લાઉઝ છે ! આ બીજા સદ્‌ગૃહસ્થ કોઇ સાહિત્ય-રસિક હરજી હશે એમ હું કલ્પું છું. પણ એટલેથી એ બેઉ જણ અટક્યા નહિ. નિબંધો વંચાતા હોય ત્યારે મૌન રાખવું જોઇએ એમ બેમાંથી એકેને ખબર નહોતી તેથી જુદા જુદા સાક્ષરોનાં નામ જાણ્યા પછી તેમનો ધંધો શો છે એ સવાલ તેઓ ઘણી અસભ્ય રીતે પૂછીને આસપાસનાને ખલેલ પાડ્યા કરતા હતા. 'નરસિંહરાવ રોજના કેટલી જાય છે ?' 'કેશવલાલ પેટનો ખાડો શી રીતે પૂરે છે ?' 'દેરાસરી દિવસના કેટલા પાડે છે ?' એવા એવા માથું ફેરવી નાખનારા પ્રશ્નોની પરંપરા ચાલી હોય ત્યાં નિબંધો સાંભળવાની આશા કોરે જ મૂકવી પડે.

નિબંધો કેવી રીતે વંચાય છે એ પ્રશ્ન નજીવો નથી. નિબંધો વંચાતી વખતે અવ્યવસ્થા પ્રવર્તે ત્યારે વાંચનારાઓ નિરાશ થઇ જાય છે એટલું જ નહિ પણ પરિષદ ઉપહાસ-પાત્ર બને છે. નિબંધ વાચન ત્રાસજનક નીવડે છે તે અટકાવવાનો કાંઈ ઉપાય નહિ હોય ? અનધિકારીનો અસંગ્રહ કરીએ તો ? પાશ્ચાત્ય પરિષદોમાં એમ થાય છે પણ અહીં તેમ કરવું હાલ ઇષ્ટ નથી. નિબંધો સ્વીકારાયા એટલે વંચાયા એમ ગણી લઈ વાંચવાનો ફારસ કાઢી નાખીએ તો ? નિબંધો આવતા જ કદાચ અટકી જાય. એ ભય તો દૂર રહ્યો, પણ

પછી પરિષદનું પરિષદપણું જળવાઈ રહે એવો બીજો કયો પ્રબંધ ગોઠવવો ? એ નક્કી કરવું મુશ્કેલ છે. કૃષ્ણલાલભાઈ તો એમજ કહે છે કે કોઈ પણ પરિષદ પોતાની ચાલુ ઢબે એક વખતે તો માત્ર એક જ રૂપ ધરી શકે ને તે એ જ કે ત્યાં તો વિદ્વાન લેખકોના લેખો વંચાય ને તેના પર વિવેચન કે એવી જ કંઈ ચર્ચા થાય. ઉપર સૂચવેલા બેઉ નુકસાની ઉપાયો લેવા અશક્ય છે એમ ગણીને પણ કેટલાક ઈલાજો અજમાવવામાં આવે છે. જન-સમુદાયને રસ પડે એવા ટૂંકા નિબંધો છપાવીને તેજ વંચાવવા. દરેક નિબંધનો, દસ મિ-નિટમાં વંચાઇ રહે એવડો સાર કઢાવી તેજ વંચાવવો, નિબંધસમિતિએ બધા લેખોનું સારદોહન કરી બે ત્રણ બુલંદ અવાજવાળા વક્તાઓ પાસે તે જ વંચાવવું, જે નિબંધોની છાપેલી નકલો બરાબર વહેંચાઈ હોય તે જ વંચાવવા, ખબરદારનું ગીત લલિતે લલકાર્યું તેમ મિ. સંજાણાનો નિબંધ રા. ચંદ્રશંકર વાંચે એવી રીતની ગોઠવણ સઘળા નિબંધો પરત્વે કરવી વગેરે વગેરે સૂચનાઓ કરવી સહેલી છે પણ એ દરેકમાં વાંધાઓ કાઢી શકાય એમ છે. મને તો એમ થાય છે કે નિબંધવાચન સફળ રીતે કેમ કરવું-ને પર નિબંધો મંગાવવા જોઇએ. મુંબાઇની પરિષદ જોયા પછી જેમ ચાલે છે તેમ ચાલવા દો એમ કહેવાની હિંમત ચાલતી નથી.

તાત્કાલિક દૃષ્ટિએ નિબંધવાચનના જેટલું જ દીર્ઘ દૃષ્ટિએ નિબંધલેખનનું મહત્ત્વ છે. વિદ્વાનોના વિચારોનો વિનિમય થાય માટે તો પરિષદ મળે છે એટલે એ વિચાર મૂલ્ય-વાન છે કે નહિ તે જોવાની ખાસ આવશ્યકતા છે. મુંબાઈની પરિષદ માટે ભાવનગર પરિ-ષદ માફક, રા. બ. કેશવલાલ, પ્રો. બળવંતરાય, પંડિત સુખલાલ આદિ સાક્ષરોએ નિબંધો લખ્યા નહોતા. નિબંધસમિતિએ પોતાના કાર્યનો અહેવાલ રજુ કર્યો નહોતો તેથી કયા કયા વિષય પર કોણે કોણે નિબંધો મોકલ્યા હતા તે ખબર નથી. તેમજ, આવેલા નિબંધો કેવા હતા તે વાંચ્યા વગર અભિપ્રાય ન જ બાંધી શકાય. નામ પ્રમાણે હમેશાં કામ હોતું નથી, છતાં શિષ્ટ લેખકોના નિબંધો સારા જ હશે એમ માની લઇશું. પરિષદ વખતે નિબંધો છપાઈ ગયા નથી હોતા તેથી તે પર કંઇ વિવેચન થતું નથી; ને બે ત્રણ વરસ બાદ અહે-વાલ બહાર પડે ત્યારે નવી પરિષદ પર ટીકા કરવામાં બધા ગુંથાયા હોય છે. પરિણામે, નિબંધો ઘણુંખરું અભરાઈ પર જઇને પડે છે. આ શોચનીય સ્થિતિ સુધરે તો જ સરસ્વ-તીની સેવા કરનારો મૂળ ઉદ્દેશ પાર પડ્યો એમ કહી શકાય.

પહેલે દિવસે સાંજે વિષયસમિતિ મળી ત્યા પરિષદ અને પરિષદમંડળના સંબંધ પરત્વે બંધારણના અભ્યાસી પ્રો. બળવંતરાય ઠાકોર ને કાયદાના અભ્યાસી રા. કનૈયાલાલ મુનશી વચ્ચે ભારી રસાકસી થઇ હતી. એ વિસ્મરણીય અનિષ્ટ તથા ત્યાં બનેલી બીજી આનુ-ષંગિક ઘટનાઓનો અહીં વિગતવાર ઉલ્લેખ કરવાની જરૂર નથી. કોઈ પણ બંધારણ એવું હોતું નથી કે જેમાં સુધારાઓ ન સૂચવી શકાય. કાગળ પર ગમે તેવું ઉત્તમ બંધારણ રચાયું હોય છતાં દરેક સંસ્થાની કાર્યસિદ્ધિનો ખરો આધાર કાર્યવાહકોની શક્તિ પર જ રહે છે એ સૂત્ર, પરસ્પર અવિશ્વાસ હોય ત્યાં ભૂલી જવામાં આવે એટલે નિરર્થક કાલક્ષેપ થયા વિના ન જ રહે. તેમાં વળી નયશાસ્ત્ર ને ધારાશાસ્ત્રથી અનભિજ્ઞ પુરુષો સિદ્ધાંતને બદલે વ્યક્તિને અનુસરીને મત આપ્યા જતા હતા તેથી રાતના સાડાબાર વાગી ગયા. બીજે દિવસે બપોરે, સમયના અભાવે, નોકજેકની નીતિ અખત્યાર કરવામાં આવી ને કેટલેક કાર્ય

થઇ શક્યું: રાતે ગુજરાતીને યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં દાખલ કરાવવાના ઠરાવ પર ગીર્વાણ ગિરાનો પક્ષ લઇને સાક્ષર નરસિંહરાવભાઈ ભીષ્મની માફક લડ્યા, પણ ગુજરાતી સેનેટરોને યુનિવર્સિટીમાં બોલતી વખતે સગવડ કરી આપવાનો જ એ ઠરાવનો આશય હતો તેથી અન્તે, બહુમતી નરસિંહરાવભાઇની વિરુદ્ધ ગઇ. એ પ્રસંગ, લૅટિન અને ગ્રીક માટે શોપન્હોર અને આર્નોલ્ડે ચલાવેલાં યુદ્ધ સાંભરી આવે એવો હતો.

પરિષદમાં બધું મળીને ચૌદ ઠરાવો પસાર થયા હતા. બીજે દિવસે પહેલા ચાર ઠરાવ પસાર થયા તેમાં ચોથો પરિષદમંડળબંધારણના આઠમા વિભાગની મંજુરીનો હતો. એ પસાર થઇ ગયો એટલે હવે રા. રા. લલ્લુભાઈ સામળદાસ તથા પ્રો. બળવંતરાય ઠાકોર પરિષદ ભંડોળ કમિટીની ઉત્તરક્રિયા કરી શકશે. ત્રીજે દિવસે ઠરાવો મૂકાતા પહેલાં હાસ્ય અને સંધિના ચિહ્નરૂપ શ્વેત વસ્ત્રધારી સર પ્રભાશંકર પટ્ટણી પરિષદમાં દાખલ થવા આવતાંની સાથે, એમણે ઇસારતથી પોતાના અને સર મનુભાઇના શરીરની સરખામણી કરી પરિષદનું મન હરણ કરી લીધું. પછી રા. રાયચુરાએ ખાસ એમને જ માટે 'છેલણ બીબીયાં'નું લોકગીત (!) ગાયું.તે પછી સાત જણની ચૂંટણી કરવાનો પાંચમો ઠરાવ મૂકાયો ને પરિષદે પોતાનું પોત પ્રકાશ્યું. સાહિત્યપરિષદ રાજકીયપરિષદ સમી . બની ગઈ. ગુજરાત મહાગુજરાત ને અતિગુજરાત એવા કરછના પ્રતિનિધિઓ ચૂંટાવા જોઇએ એવી સૂચનાઓ થઇ. નામો પર નામો આવવા લાગ્યાં. સભામાં અશાંતિ છવાઇ રહી. સર પ્રભાશંકરે ખુબીથી તોડ કાઢ્યો કે પ્રમુખ સાહેબ સર્વાનુમતે ચુંટાયલા છે તે નીમે તે નામો સર્વાનુમતે પસાર કરવાં. એમણે પરિષદની પ્રતિનિધિરૂપ વિષયસમિતિનાં સૂચવેલાં નામોને બદલે પરિષદે સૂચવેલાં નામોમાંથી જ-પસંદગી કરી. હાલ જનમંડળનું માનસ સાહિત્યના વિકાસને પ્રતિકૂળ નથી એ આનંદની વાત છે પરંતુ જે અભિનવ ચેતન આપણા સાહિત્યમાં વ્યક્ત થાય એમ આપણે ઇચ્છીએ છીએ તે આવી ચૂંટણીમાંથી પ્રગટ થવાનું નથી એ લોકોને શી રીતે સમજાવવું ? ખરા મુદ્દાના બે ઠરાવો તો પછીથી આવ્યા પણ તે તરફ પરિષદનું લક્ષ નહોતું. સાતમો ઠરાવ નવી ગુજરાત યુનિવર્સિટી સાથે સહકાર સાધવા બાબતનો હતો. આઠમા ઠરાવના પ્રસ્તાવક પ્રો. બળવંતરાય ઠાકોર હતા પણ એઓ કોણ જાણે કેમ ત્રીજે દિવસે પુણે ચાલ્યા ગયા હતા. રા. નરસિંહરાવે ગુજરાતીને કૉલેજના અભ્યાસક્રમમાં દાખલ કરવાનો ઠરાવ મૂક્યો. વખત થોડો હોવાથી આ બે અગત્યના ઠરાવો પસાર થયા બાદ ઘણાખરા ઠરાવો પ્રમુખસ્થાનેથી જ મૂકી દેવામાં આવ્યા હતા. રા. કનૈયાલાલે એમની ઝમકદાર શૈલીમાં છેલ્લે આભારદર્શન કીધું ને પછી પરિષદ બરખાસ્ત થઈ.

ગંભીર મુખે ખુરસી પર બેસી રહી એવડું કામ કરનાર ન્યાયમૂર્તિ કૃષ્ણલાલભાઇથી માંડીને, પ્રસન્ન વદને પરિષદ મંડપમાં સતત દોડનાર વેગમૂર્તિ દયાશંકરભાઈ સુધી, દરેક કાર્યવાહકે આઠમા પરિષદ પાર ઉતારવામાં પાછી પાની નહોતી કરી. સ્વયંસેવકોના સરદાર દયાશંકરભાઈને તો સુવર્ણચંદ્રક મળવો જોઇએ. પાંચમા સાહિત્ય પરિષદમાં એ સરદારીનાં મીઠા લ્હાવા મેં લીધા છે તેથી સજ્જનો ને સન્નારીઓના સપાટા સાંભળનાર એ, ભાઇ તરફ મને પક્ષપાત થાય એ સ્વાભાવિક છે.

ત્રીજે દિવસે સાંજે અતિથિઓના સ્વાગતાર્થે સ્વાગતસમિતિના પ્રમુ...અરે ના ! વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ તરફથી વનિતાવિશ્રામના ચોગાનમાં એક સ્નેહસંમેલન રાખવામાં આવ્યું

પછી પરિષદનું પરિષદપણું જળવાઈ રહે એવો બીજો કયો પ્રબંધ ગોઠવવો ? એ નક્કી કરવું મુશ્કેલ છે. કૃષ્ણલાલભાઈ તો એમજ કહે છે કે કોઈ પણ પરિષદ પોતાની આલુ એકઠ વખતે તો માત્ર એક જ રૂપ ધરી શકે ને તે એ જ કે ત્યાં તો વિદ્વાન લેખકોના લેખો વંચાય ને તેના પર વિવેચન કે એવી જ કંઈ ચર્ચા થાય. ઉપર સૂચવેલા બેઉ મૂલગામી ઉપાયો લેવા અશક્ય છે એમ ગણીને પણ કેટલાક દાખલાએ બતાવવામાં આવે છે. જન-સમુદાયને રસ પડે એવા ટુંકા નિબંધો છપાવીને તેજ વંચાવવા. દરેક નિબંધનો, દસ મિ-નિટમાં વંચાઇ રહે એવડો સાર કરાવી તેજ વંચાવવો. નિબંધસમિતિએ બધા લેખોનું સારદોહન કરી બે ત્રણ બુલંદ અવાજવાળા વક્તાઓ પાસે તે જ વંચાવવું, જે નિબંધોની છપેલી નકલો બરાબર વહેંચાઈ હોય તે જ વંચાવવા. ખબરદારનું ગીત લલિતે લલકાર્યું તેમ મિ. સંજાણાનો નિબંધ રા. ચંદ્રશંકર વાંચે એવી રીતની ગોઠવણ સઘળા નિબંધો પરત્વે કરવી વગેરે વગેરે સૂચનાઓ કરવી સહેલી છે પણ એ દરેકમાં વાંધાઓ કાઢી શકાય એમ છે. મને તો એમ થાય છે કે નિબંધવાચન સફળ રીતે કેમ કરવું ને પર નિબંધો મંગાવવા જોઇએ. મુંબાઈના પરિષદ જોયા પછી જેમ ચાલે છે તેમ ચાલવા દો એમ કહેવાની હિંમત ચાલતી નથી.

તાત્કાલિક દૃષ્ટિએ નિબંધવાચનના જેટલું જ દીર્ઘ દૃષ્ટિએ નિબંધલેખનનું મહત્ત્વ છે. વિદ્વાનોના વિચારોનો વિનિમય થાય માટે તો પરિષદ મળે છે એટલે એ વિચાર મૂલ્ય-વાન છે કે નહિ તે જોવાની ખાસ આવશ્યકતા છે. મુંબાઈની પરિષદ માટે ભાવનગર પરિ-ષદ માફક, રા. બ. કેશવલાલ, પ્રો. બળવંતરાય. પંડિત સુખલાલ આદિ સાક્ષરોએ નિબંધો લખ્યા નહોતા. નિબંધસમિતિએ પોતાના કાર્યનો અહેવાલ રજુ કર્યો નહોતો તેથી કયા કયા વિષય પર કોણે કોણે નિબંધો મોકલ્યા હતા તે ખબર નથી. તેમજ, આવેલા નિબંધો કેવા હતા તે વાંચ્યા વગર અભિપ્રાય ન જ બાંધી શકાય. નામ પ્રમાણે હમેશાં કામ હોતું નથી, છતાં શિષ્ટ લેખકોના નિબંધો સારા જ હશે એમ માની લઇશું. પરિષદ વખતે નિબંધો છપાઈ ગયા નથી હોતા તેથી તે પર કંઇ વિવેચન થતું નથી; ને બે ત્રણ વરસ બાદ અહે-વાલ બહાર પડે ત્યારે નવી પરિષદ પર ટીકા કરવામાં બધા ગુંથાયા હોય છે. પરિણામે, નિબંધો ધણુંખરું અભરાઈ પર જઇને પડે છે. આ શોચનીય સ્થિતિ સુધરે તો જ સરસ્વ-તીની સેવા કરવાનો ભગ ઉદ્દેશ પાર પડ્યો એમ કહી શકાય.

પહેલે દિવસે સાંજે વિષયસમિતિ મળી ત્યા પરિષદ અને પરિષદમંડળના સંબંધ પરત્વે બંધારણના અભ્યાસી પ્રો. બલવંતરાય ઠાકોર ને કાયદાના અભ્યાસી રા. કનૈયાલાલ મુનશી વચ્ચે ભારી રસાકસી થઇ હતી. એ વિસ્મરણીય બનાવ નથા ત્યાં બનેલી બીજી આનુ-ષંગિક ઘટનાઓનો અહીં વિગતવાર ઉલ્લેખ કરવાની જરૂર નથી. કોઈ પણ બંધારણ એવું હોતું નથી કે જેમાં સુધારાઓ ન સૂચવી શકાય. કાગળ પર ગમે તેવું ઉત્તમ બંધારણ રચાયું હોય છતાં દરેક સંસ્થાની કાર્યસિદ્ધિનો ખરો આધાર કાર્યવાહકોની શક્તિ પર જ રહે છે એ સૂત્ર, પરસ્પર અવિશ્વાસ હોય ત્યાં ભૂલી જવામાં આવે એટલે નિરર્થક કાલક્ષેપ થયા વિના ન જ રહે. તેમાં વળી નયશાસ્ત્ર ને ધારાશાસ્ત્રથી અનભિજ્ઞ પુરુષો સિદ્ધાંતને બદલે વ્યક્તિને અનુસરીને મત આપવા જતા હતા તેથી રાતના સાડાબાર વાગી ગયા. બીજે દિવસે બપોરે, સમયના અભાવે, તોફાનીઓની નીતિ અખત્યાર કરવામાં આવી ને કેટલાક કાર્ય

થઇ શક્યું. રાતે ગુજરાતીને યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં દાખલ કરાવવાના ઠરાવ પર ગીર્વાણું ગિરાનો પક્ષ લઇને સાક્ષર નરસિંહરાવભાઈ ભીષ્મની માફક લડ્યા, પણ ગુજરાતી સેનેટરોને યુનિવર્સિટીમાં બોલતી વખતે સગવડ કરી આપવાનો જ એ ઠરાવનો આશય હતો તેથી અન્તે, બહુમતી નરસિંહરાવભાઇની વિરુદ્ધ ગઇ. એ પ્રસંગ, લૅટિન અને ગ્રીક માટે શોપનહોર અને આર્નોલ્ડે ચલાવેલાં યુદ્ધ સાંભરી આવે એવો હતો.

પરિષદમાં બધું મળીને ચૌદ ઠરાવો પસાર થયા હતા. બીજે દિવસે પહેલા ચાર ઠરાવ પસાર થયા તેમાં ચોથો પરિષદમંડળબંધારણના આઠમા વિભાગની મંજુરીનો હતો. એ પસાર થઇ ગયો એટલે હવે રા. રા. લલ્લુભાઈ સામળદાસ તથા પ્રો. બળવંતરાય ઠાકોર પરિષદ ભંડોળ કમિટીની ઉત્તરક્રિયા કરી શકશે. ત્રીજે દિવસે ઠરાવો મૂકાતા પહેલાં હાસ્ય અને સંધિના ચિહ્નરૂપ શ્વેત વસ્ત્રધારી સર પ્રભાશંકર પટ્ટણી પરિષદમાં દાખલ થવા આવતાંની સાથે, એમણે ઇસારતથી પોતાના અને સર મનુભાઇના શરીરની સરખામણી કરી પરિષદનું મન હરણ કરી લીધું. પછી રા. રાયચુરાએ ખાસ એમને જ માટે 'છેલણ બીબીયાં'નું લોકગીત (!) ગાયું.તે પછી સાત જણની ચૂંટણી કરવાનો પાંચમો ઠરાવ મૂકાયો ને પરિષદે પોતાનું પોત પ્રકાશ્યું. સાહિત્યપરિષદ રાજકીયપરિષદ સમી . બની ગઈ. ગુજરાત મહાગુજરાત ને અતિગુજરાત એવા કચ્છના પ્રતિનિધિઓ ચૂંટાવા જોઇએ એવી સૂચનાઓ થઇ. નામો પર નામો આવવા લાગ્યાં. સભામાં અશાંતિ જણાઇ રહી. સર પ્રભાશંકરે ખૂબીથી તોડ કાઢ્યો કે પ્રમુખ સાહેબ સર્વાનુમતે ચુંટાયલા છે તે નીમે તે નામો સર્વાનુમતે પસાર કરવાં. એમણે પરિષદની પ્રતિનિધિરૂપ વિષયસમિતિનાં સૂચવેલાં નામોને બદલે પરિષદે સૂચવેલાં નામોમાંથી જ પસંદગી કરી. હાલ જનમંડળીનું માનસ સાહિત્યના વિકાસને પ્રતિકૂળ નથી એ આનંદની વાત છે પરંતુ જે અભિનવ ચેતન આપણા સાહિત્યમાં વ્યક્ત થાય એમ આપણે ઇચ્છીએ છીએ તે આવી ચૂંટણીમાંથી પ્રગટ થવાનું નથી એ લોકોને શી રીતે સમજાવવું ? ખરા મુદ્દાના બે ઠરાવો તો પછીથી આવ્યા પણ તે તરફ પરિષદનું લક્ષ નહોતું. સાતમો ઠરાવ નવી ગુજરાત યુનિવર્સિટી સાથે સહકાર સાધવા બાબતનો હતો. આઠમા ઠરાવના પ્રસ્તાવક પ્રો. બળવંતરાય ઠાકોર હતા પણ એઓ કોણ જાણે કેમ ત્રીજે દિવસે પુણે ચાલ્યા ગયા હતા. રા. નરસિંહરાવે ગુજરાતીને કૉલેજના અભ્યાસક્રમમાં દાખલ કરવાનો ઠરાવ મૂક્યો. વખત થોડો હોવાથી આ બે અગત્યના ઠરાવો પસાર થયા બાદ ઘણાખરા ઠરાવો પ્રમુખસ્થાનેથી જ મૂકી દેવામાં આવ્યા હતા. રા. કનૈયાલાલે એમની ઝમકદાર શૈલીમાં છેલ્લે આભારદર્શન કીધું ને પછી પરિષદ બરખાસ્ત થઈ.

ગંભીર મુખે ખુરસી પર બેસી રહી બેવડું કામ કરનાર ન્યાયમૂર્તિ કૃષ્ણલાલભાઇથી માંડીને, પ્રસન્ન વદને પરિષદ મંડપમાં સતત દોડનાર વેગમૂર્તિ દયાશંકરભાઈ સુધી, દરેક કાર્યવાહકે આઠમી પરિષદ પાર ઉતારવામાં પાછી પાની નહોતી કરી. સ્વયંસેવકોના સરદાર દયાશંકરભાઈને તો સુવર્ણચંદ્રક મળવો જોઇએ. પાંચમી સાહિત્ય પરિષદમાં એ સરદારીનાં મીઠા લ્હાવા મેં લીધા છે તેથી સજ્જનો ને સન્નારીઓના સપાટા સાંભળનાર એ ભાઇ તરફ મને પક્ષપાત થાય એ સ્વાભાવિક છે.

ત્રીજે દિવસે સાંજે અતિથિઓના સ્વાગતાર્થે સ્વાગતસમિતિના પ્રમુ...અરે ના ! વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ તરફથી વનિતાવિશ્રામના ચોગાનમાં એક સ્નેહસંમેલન રાખવામાં આવ્યું

હતું. ત્યાં સરસ્વતી સેવકો ઉપરાંત, કળા અને સાહિત્યના અભ્યાસથી હૃદય પોચું પડી જશે એવી બીકથી પરિષદમાં નહિ આવનાર અનેક શ્રીપૂજકો અને સત્તાપૂજકો પધાર્યા હતા. ગરબાનો કાર્યક્રમ અચ્છી રીતે ગોઠવવામાં આવ્યો હતો. 'જીંદગીનાં ઝેર કોઈ વાવશો નહીં.' એમ છેલ્લા ગરબાની છેલ્લી લીટી હતી. એ ગાનારી ચતુર આર્યમહિલાઓ વિષયસમિતિમાં તો હાજર નહોતી ત્યારે કોને અનુલક્ષીને એ ગાઈ હશે ?

ત્યારે એકંદરે પરિષદની છેલ્લી બેઠક કેવી હતી ? એમાં પહેલી બેઠકના સરળતા, બીજીની નિર્દોષતા, ત્રીજીની જ્ઞાનપિપાસા, ચોથીની સુંદરતા, પાંચમાની રસિકતા, છઠ્ઠીની ભવ્યતા ને સાતમાની વિનયશીલતા ન હોતી. પણ એ બધામાં ન હતું એવું કંઇક મુંબાઈમાં હતું ને તે ઊભરાતું ચેતન. એ ઊભરાતા ચેતનના ફળરૂપે પરિષદ સુંદરીએ પરિષદ મંડળરૂપી બાળકને જન્મ આપ્યો છે. એ બાળકનું જીવન પ્રવૃત્તિમય, ધ્યેય ઉન્નતિમય ને કાર્ય પ્રગતિમય બને તે સારૂ ગુજરાતે એને હૃદયપૂર્વક પોષણ આપવું જોઇએ. ડૉ. કેતકરે માત્ર મરાઠી જ્ઞાનકોશની યોજના અમલમાં મૂકી તેમાં રૂ. ચાર લાખનો ખરચ થયો. ગુજરાતીઓ આર્થિક સહાય આપે તો મહાસભા જેમ હિંદની રાષ્ટ્રીય અસ્મિતાનું કેન્દ્રસ્થાન બન્યું છે તેમ પરિષદમંડળ ગુજરાતની સાંસ્કારિક અસ્મિતાનું કેન્દ્રસ્થાન બની રહેશે.'

વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી

---

# લોકચર્ચા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતી કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સમજણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાથી જાણવા યોગ્ય અને રોચક લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું.
તંત્રી ]

**તન્ત્રી મહાશય,**

વાર્તા મોકલવાનો આપનો આદેશ મળ્યો. આપ લખો છો કે રત્નઓ છે એટલે જરૂર લખી શકાશે. હા, રત્નઓ છે પણ એ શબ્દથી કશી શકાય એટલો અવકાશ નથી. અહીંઆ પણ પ્રુફનાં બંડલો આવે જાય છે. પણ એ રોદણું રડવા કે દયા પ્રાપ્ત કરવા લખતો નથી: કારણ કે વચમાં ચાર દિવસ પ્રુફ ન આવ્યાં એટલે લેખકને ઉચિત હોવાથી–અને આ કોઇ દુર્વાસાની પ્રકૃતિનો એટલે કે શાપમાં પરિણામ પામે એવો હોય છે એ આપ સ્વાનુભવથી જાણો છો–એક પ્રેસવાળાના પ્રમાદના કારણે સમગ્ર પ્રેસના દુનીઆને ભસ્મ કરવાના સંકલ્પો થયા. આ ઉપરાંત કેટલાક વર્ષે વતનમાં આવ્યા હોવાથી અને વતન અને નાતજાતમાં સ્વજન સ્વર્ગે સિધાવ્યા તેની પરિસ્થિતિમાં એવો ભારો રોકાઇ ગયો છું–

પણ તન્ત્રીજી, વાર્તાને સ્થાને આપ જેને વાર્તાનું અથવા કલાનું ઉપાદાન કહો છો તે લોકવૃત્ત કે લોકજીવનના અનુભવોમાંથી કાંઇક મોકલું તો ન ચાલે? પણ આપ એ ઉપરથી એમ ન કલ્પી લેશો કે હું આ લોકવૃત્તિરૂપી ઉપાદાન અને તેમાંથી નિર્માણ થતાં કલા અને સાહિત્યને સરખાં ગણું છું. નહિ, હું એટલા પૂરતો તો સાહિત્યકાર, કલાપક્ષપાતી છું—પછી ભલેને મારી સાહિત્યકૃતિઓ જૂની હોય, નિર્માલ્ય હોય, અને તમારા જેવા ઊંચી રુચિવાળાને સાહિત્ય નામને પણ યોગ્ય ન લાગતી હોય! એક પત્થર કે ખડક અને મૂર્તિ કે સ્થાપત્યમાં જેટલો તફાવત છે, રંગના કાદવ અને ચિત્રમાં જેટલો તફાવત છે, સ્વરોના સમુદાયમાં અને સંગીતમાં જેટલો તફાવત છે મનના ભાવો અને તેમને વર્તનમાં મૂકવામાં જેટલો તફાવત છે તેટલો લોકવૃત્ત–લોકજીવન આદિમાં અને સાહિત્યમાં છે. પણ સાહેબ, મારે જણાવવું જોઇએ કે જ્યારે ઉપાદાન–વસ્તુસામગ્રી–કલાના રૂપમાં મૂકાય છે ત્યારે એનો ઉપયોગ ચોક્કસ થઇ જાય છે, પરિમિત થઇ જાય છે અને ઉપાદાનને એના મૂળ રૂપમાં રાખી આપવાથી સૌ કોઇ પોતપોતાની મરજી પ્રમાણે ઉપયોગ કરી શકે છે. કલા થઇ એટલે એનું પરમ પ્રયોજન આનંદસંવેદન. હું જાણું છું કે લોકો એનો વિવિધ ઉપયોગ કરે છે અને કરશે. દા. ત. કેટલાક લોકો કલા સાથે ધર્મનો વ્યભિચાર કર્યા વિના રહી શકતા જ નથી. તમે જાણો છો કે હું પોતે ધર્મને કલા કરતાં અગ્રસ્થાન આપું છું; પણ મને એ વ્યભિચાર ઉપહસનીય લાગે છે. હું તો સુંદર મૂર્તિ જોઇ આનંદમાં જ ગરકાવ થઇ શકું છું—અને એટલા માટે જ, હું તમને ખાનગીમાં જણાવી દઉં કે, હું મંદિરોમાં જાઉં છું—પણ મને ધાર્મિક ભક્તિથી ઉપાસના કરવાનું સુઝતું નથી. પણ આપણા લોકો તો ભક્તિ કરી એને અદ્રશ્ય–જોવાને અયોગ્ય એ અર્થમાં–કરી નાખે છે. તમે અથવા તમારા તન્ત્રી મંડળમાંથી કોઇ કહેશે 'પણ એ મૂર્તિઓ મૂળ ભક્તિની ઉપાસનાના પ્રયોજન માટે નિર્માણ થઇ છે.' હું એમની સાથે ચર્ચા નહિ કરૂં. ભક્તિ, કલા અને એ બધી વૃત્તિઓ એક ચૈતન્ય વૃત્તિના અવયવો છે–અથવા યોગદર્શન કહે છે તે પ્રમાણે ચિત્તની વૃત્તિઓ છે અને તેમની વચ્ચે અવયવ–અવયવીનો સંબંધ છે; આથી આ બધી વૃત્તિઓ એક બીજામાં ઓતપ્રોત છે, અને તેમનો ભેદ અને વિવેક એ વિકલ્પન-વ્યાપારનું–પૃથક્કરણનું–analytical abstractionનું પરિણામ છે. અને ચિત્તનું સ્વભાન જેમ વધતું જાય છે તેમ તેમ આ પ્રત્યેક અવયવનો ભેદ વધારે સ્પષ્ટ થતો જાય છે. હાથ, પગ, આંખ આદિ શરીરના અવયવો છે, સમગ્ર શરીરનું સમગ્ર પ્રયોજન સાધે છે અને દરેકમાં શરીરત્વ છે એ રીતે એક–બીજાપણું છે, અને છતાં પ્રત્યેક ભિન્ન દેખાય છે, તેમની પ્રવૃત્તિ ભિન્ન દેખાય છે, અને હાથ હાલે ત્યારે હાથની પ્રવૃત્તિ કહેવાય છે અને પગ ચાલે ત્યારે પગની કહેવાય છે. એ રીતે ચિત્તની વૃત્તિઓમાં છે. બાળક જેમ શરીરના અવયવોનું હાલનચાલન પ્રત્યેકના પૃથક્ ભાન વિના કરે છે—આ હું હાથ હલાવું છું, પગ ચલાવું છું ઇત્યાદિ ભાન વિના, ઓઘવૃત્તિથી આખા શરીરના જ હાલનચાલનનું તેને ભાન હોય છે, એટલું જ નહિ પણ કેટલીક વાર બધા અવયવોનું પૃથક્ ભાન નહિ હોવાથી જે અવયવે પ્રધાનપદે લક્ષ્ય ખેંચ્યું હોય એની જ

પ્રવૃત્તિ માને છે. પણ પૃથક્ જ્ઞાનવાળા મોટા કહી શકશે કે આ હાથની પ્રવૃત્તિ છે, પગની પ્રવૃત્તિ છે ઇત્યાદિ. તેમ ચિત્તના વ્યાપારોમાં પણ છે; શરીર કરતાં તે વધારે મોટા પ્રમાણમાં. ચિત્તવૃત્તિઓનું પૃથક્કરણ–તેમના પૃથક્ વ્યાપારો ઉપરથી–, એ ઘણા વિકસિત અને સ્વભાનની ઉચ્ચ કોટિએ પ્હોંચેલા ચિત્તને શક્ય છે. તેમાં એ ખાસ કરીને ચિત્તની ભિન્નભિન્ન વૃત્તિઓનાં પ્રવર્તનો તે તે વૃત્તિઓનાં તે છે એ સ્પષ્ટ રીતે સમજવું ઘણું કઠિન છે અને તેથી ઘણીવાર એક વૃત્તિનાં પ્રવર્તનોનો આરોપ બીજી ઉપર થઇ જાય છે. વ્યક્તિગત ચિત્તમાં આ વસ્તુસ્થિતિ છે એમ મને લાગે છે. હવે જો વ્યક્તિના વિકાસવાદને અને સમગ્ર પ્રજાના ચિત્તના વિકાસને કાલની દૃષ્ટિએ, ઇતિહાસની દૃષ્ટિએ સરખાં ગણીએ–આ હજી સુધી કેવળ તર્ક છે, નિર્ણય નથી–તો એમ કહેવાય કે સંસ્કૃતિના પ્રારંભના યુગોમાં પ્રજાની ચૈતન્ય વૃત્તિઓ પોતપોતાના સ્વભાવ પ્રમાણે પ્રવર્તતી પણ તેઓનું પૃથક્ત્વનું ભાન સ્પષ્ટ ચૈતન્યથી થએલું નહિ હોય અને ખાસ કરીને એક વૃત્તિનાં પરિણામોનો બીજા ઉપર આરોપ થઇ જતો હશે. અને આ રીતે આપણે આજે જેમ કલાવૃત્તિ અને ભક્તિવૃત્તિનો ભેદ ગણી એકને કલાની કૃતિઓ કહીએ અને બીજાને ભક્તિની કૃતિઓ કહીએ–પ્રધાનગૌણની દૃષ્ટિએ જ, કારણ કે આત્યન્તિક ભેદ સ્વભાવથી જ અશક્ય છે–તેમ એ પ્રાચીન જમાનાઓમાં ભેદ ન થતો હોય. ધર્મવૃત્તિ અથવા ભક્તિવૃત્તિ પ્રધાનયુગમાં ચૈતન્યની સર્વ પ્રવૃત્તિઓ એને નામે જ ચઢે. આ દૃષ્ટિથી વિચારતાં મને લાગે છે કે ભલેને એ મૂર્તિઓ અને મંદિરો ધર્મને બ્હાને થયાં હોય–મને તો એ કલાવૃત્તિનાં જ પરિણામો લાગે છે; માટે હું તો તેમાં કલાનો આનંદ જ અનુભવું છું.

પણ વાત બહુ આડે ચઢી. હું કહેવા એમ માગું છું કે ઉપાદાન પ્રમાણમાં અવિશિષ્ટ સ્વરૂપનું હોવાથી દરેક જણ પોતાના પ્રયોજન પ્રમાણે એને વિશિષ્ટરૂપ આપી ઉપયોગ કે ઉપભોગ કરી શકે. ઉપાદાનને કલાનું વિશિષ્ટ રૂપ મળી ગયા પછી એનો એ રીતે જ ઉપયોગ થઇ શકે–બીજી કોઇ રીતે ઉપયોગ કરવો એ એ વસ્તુને અજુગતી રીતે વાપરી કહેવાય. માટે જો હું આપને લોકજીવનના અનુભવો મોકલાવું તો તેને 'પ્રસ્થાન'ના વાચકો–તેમને જો કંટાળો ન આવે તો–સૌ પોતપોતાની દૃષ્ટિ પ્રમાણે ઉપયોગ કરી શકે.

* * * *

રજાઓ તો આપણી લાંબી છે. પણ કામ અધુરાં રહેતાં હોવાથી તેનો મોટો ભાગ બને તેટલાં પૂરાં કરવા ગાળ્યો; એટલે જે દિવસે એ કામ બંધ કરી રજાઓમાં જવાનો વિચાર કર્યો તેની સાંજથી હું મારી વાત શરૂ કરું છું. આપણે બન્ને સાથે હતા. –દાસ તે દિવસે પરણવાના હતા. એ ભાઇ ફરીથી લગ્ન કરતા હતા. આપણે તો આનંદ કરવા ગયા હતા. એટલે કોઇ લાગમાં આવે તો એને માઠું ન લાગે એ રીતે બનાવવો અને હસવું અને હસાવવું એ હેતુ હતો. ફરીથી લગ્ન કરવું એ કાંઇ આનંદનો પ્રસંગ નથી: એ તો જીવનની જરૂરીઆત પૂરી કરવા માટે છે ઇત્યાદિ વિચારો તો આપણે કરેલા; અને છતાં આપણે ગયેલા. હું શા માટે આવેલો? એક તો—ભાઇ આપણા મિત્ર; અને દાસ જે કાંઇ કરતા હતા તે નીખાલસપણે અને નમારા કેટલાક સાક્ષરોમાં દેખાતા દમ્ભ વિના કરતા હતા. 'હું જીંદગીભર વિધુર રહી શકું એમ નથી માટે મારે પરણવું જોઇએ. મ્હેણાંમોસાંનો બહુ વિચાર કરતો નથી.' આપણે જાણીએ છીએ કે—દાસ

તમારા સાક્ષરોની જેમ લાગણીઓથી ખેંચાઇ જાય એવા નથી. છતાં એમની પ્રથમ સ્ત્રીને કાજે તમારા લાગણીમાંદા રસિકો સહન કરે છે તેના કરતાં ખૂબ વધારે સહન કર્યું હતું; અને સ્ત્રીની અને પોતાની સ્વતન્ત્રતા ઉપર કોઇનો દાબ નહતો સ્વીકાર્યો. એ પોતે પ્રથમ સ્ત્રી ઉપર ભાવવિહીન છે એમ નહિં પણ પોતાની શક્તિનું એમને માપ છે, એટલે ઘેલાં કહાડી બાહ્યપરિસ્થિતિને વશ થયા કરતાં શાન્તિથી વિચાર કરી સમાજના ચાલતા ધોરણે કામ કરી લીધું. અંહીઆ મને તમે કરેલી એક મશ્કરી યાદ આવે છે.—સાક્ષરની પત્ની ગુજરી ગયાં. એમણે એની પછવાડે એક ગીત લખ્યું તેમાં સ્વર્ગના દેવોને પોતાની પત્નીને સંભાળવાનું કહ્યું. પણ થોડા વખત પછી એ સાક્ષરથી ફરી પરણ્યાની ખબર આવી—એટલે તમે કહ્યું "—ભાઇએ ઠીક કર્યું. ઇશ્વરને એમણે—વતીને સંભાળવા કહ્યું અને પોતે અંહીઆ ઇશ્વરની –ગૌરીને સંભાળી લેશે." આવો ઉપહાસ તમે આમનો નહિ કરી શકો; કારણ કે એ પોતે ગીતો લખતા નથી એટલું જ નહિ પણ કાવ્યો કે ગીતો સમજતા નથી અને સમજવાની દરકાર કરતા નથી.

—દાસે લોકસ્થિતિને સ્વીકારી પોતાનું પ્રયોજન સાધ્યું. પણ આ લોકસ્થિતિ કેટલી નિર્દય, સંસ્કારિતાવિહીન છે. પત્નીની ચેહ બળતી હોય ત્યાં આંસ્લાની વાત થાય અને સ્નાનનાં ભીનાં લુગડાં સુકાયાં ન હોય! ત્યાં સગાઇ થાય. મને લાગે છે આવી વસ્તુ-સ્થિતિ એ આપણી ધર્મપ્રધાન આર્યસંસ્કૃતિમાં જ સંભવી શકે. આ રીવાજનો દુનીઆમાં જોટો નથી. તમે કહેશો કે એમાં આર્યસંસ્કૃતિને શું ? એને ને આને શું લેવા દેવા ! હું આપને એટલુંજ કહું છું કે આપ જાણો છો કે આર્યસંસ્કૃતિને વિષે મને માન છે, ભક્તિ છે. પણ જો એનું ચૈતન્ય વિશિષ્ટ છે તો એની જડતા અદ્વિતીય છે. વર્ણવ્યવસ્થા ઉપરથી ઉભું થએલું આપણું આજનું નાતિબંધારણ, અભડાવવા અને વટલાવવાના ભયમાં ધર્મની પરાકાષ્ઠા, જન્મ ઉપર ઉચ્ચત્વનું અભિમાન આદિ તો હિન્દુધર્મમાં અને આર્યસંસ્કૃતિમાંથી જ જન્મી શકે ! જેમાંથી એ જન્મે તેમાંથી હાલ પ્રચલિત પુરુષપુનર્લગ્નનો રીવાજ જન્મે એ જરાએ નવાઇની વાત નથી. હિન્દુધર્મ તો માણસોને રાગદ્વેષની લાગણીઓથી—અને લાગણી માત્રથી અતીત થવાનું કહે છે ને ! ઠીક, ત્યારે માણસને પરણ્યા વિના ન જ ચાલે તો પછી પત્ની હમણાં મરી ગઇ છે ઇત્યાદિ અપ્રસ્તુત વિચારો અને લાગણીઓથી શા માટે બુદ્ધિની નિર્મળતાને કલુષિત થવા દેવી ! હિન્દુધર્મ નિર્વિકાર થઇ ઇશ્વરને કે મોક્ષને પ્રાપ્ત કરવા ઉપદેશ કરતો હશે પણ હિન્દુઓ તો નિર્વિકાર થઇ વિકારોને અથવા વિષયોને એટલે કે કામને અને અર્થને જ સેવે છે અને એમાં હિન્દુ ધર્મની વિશાળતામાંથી અને વિપુલતામાંથી ટેકો પણ મેળવી શકે છે ! અસ્તુ.

આખું ભણેલા છોકરા સાથે એને પરણાવવા તૈયાર થઈ ગયા હતા. એટલે ચાલુ પરિસ્થિતિમાં તમારે અને મારે બન્નેને સ્વીકારવું પડ્યું કે ઠીક સંબંધ થયો. પુરુષ **अनाघ्रातं पुष्पं किसलयमलूनं कररुहैः** અણસુંઘેલા ફૂલની અને નખથી નહિ તોડાએલા કિસલયની વાંછા કરે અને તે જ મેળવવા પ્રયત્ન કરે, પણ સ્ત્રીને એ વસ્તુનો વિચાર જ ન કરવાનો હોય !

પૂજ્ય—બાઈ પોતાની કન્યા માટે આ આદર્શ સાચવવા કેટલું બધું સહન કરે છે. તેમને મારા સહસ્રવાર નમસ્કાર હો. એવામાં જ હું હિન્દુઓના પુનરુદ્ધારની આશા રાખી શકું છું.

પછી બીજે દિવસે હું ગયો મારે ગામ. અમારું ગામ તમે જાણો છો તે કે જૂના વખતમાં વેપારઉદ્યોગ માટે પ્રસિદ્ધ હતું. પણ હાલ તો વેપાર સર્વથા નષ્ટ થઈ ગયો છે, હાથ બાંધણીનો ઉદ્યોગ ભાવસાર અને ખત્રીઓના હાથે ચાલે છે. પણ વાણીઆ તો બધા બ્હાર જ રહે છે. લગ્નગાળામાં ગામમાં આવે છે, કારણ કે અમારી નાતના રીવાજ પ્રમાણે લગ્ન તો ગામમાં જ કરવું પડે. પણ ઘણુંખરા લાંબો વખત બ્હાર રહે એટલે પહેલાના જમાનામાં એક નાતના અને ગામના માણસો જેમ એકબીજાથી પરિચિત હોય તેવી સ્થિતિ હાલ રહી નથી. હું તો ઘણા સ્ત્રીપુરુષોને ઓળખું જ નહિ, એટલે એક દિવસે મેં મારા એક મિત્રને સૂચના કરી 'અલ્યા, હવે આપણા ગામમાં who's who 'કોણ કોણ?' તૈયાર કરવાની જરૂર છે'. તેણે પણ હા પાડી કારણ કે તે પણ પાંચ છ વરસે ફ્રાન્સથી હમણાં જ આવ્યો હતો. અને પછી તો કોઈ અજાણ્યાં સ્ત્રી કે પુરુષ જોઈએ એટલે એકબીજાને who's who પૂછવા જ કરીએ. મેં પ્રથમ મારા પુત્રોને who's who તરીકે ઓળખાવ્યા હતા.

મને વિચાર થતો કે આવા વતનનો, આવી નાતનો શો અર્થ? હવે એ શું પ્રયોજન સાધે છે? આપણે મુંબાઈને પરદેશીઓની નગરી કહીએ છીએ કારણ કે તે કોઈનું વતન નહિ; પણ આ અમારું ગામ કોનું વતન? અમદાવાદથી શરૂ કરી હિન્દુસ્થાનની ચારે દિશામાં અમારા ગામના વેપારીઓ રહે છે એટલું જ નહિ પણ ગામની વસતીના પ્રમાણમાં યુરોપમાં એમાં ઠીક સંખ્યા રહે છે. અને પરદેશથી આવેલા બધાએ આડમ્બરથી રહે; કેટલાક સારું કમાએલા હોય એ મોટી મોટી હવેલીઓ બંધાવે જેમાં પાંચ વરસમાં સરેરાશ પાંચ માસ પણ ભાગ્યે જ રહેવાનું હોય! બીજા કેટલાક જાતજાતના કામ કરી આવ્યા હોય, પણ બધાએ પાલીસ કરેલા જ ખમીસ પહેરે અને આપણે ત્યાં આવતી નવી સંસ્કૃતિની જેમ પોલીસથી અંદરનું કુબડાપણું ઢાંકવાનો પ્રયત્ન કરતા હોય. અને આ દિવસોમાં—બીજા દિવસોએ અડધા ઉજડ જેવા લાગતા ગામમાં —બધી વસ્તુઓના ભાવ અમદાવાદ જેટલા જ થઈ જાય. દૂધ—એ આને અઢી આને શેર મળે. મારા જેવા મોડા ઉઠનારને તો દૂધ મળે પણ નહિ. શાકનું પણ એમ જ અને પાણીના એક બેડાના અમદાવાદની જેમ બે પૈસા. આ વેપાર વિનાના વેપારીઓના ગામની સ્થિતિ જોઈ મને એમ થયું કે આપણા ગામડાંઓનો અને નાનાં પુરોનો પ્રશ્ન આપણે શહેરમાં રહેનારા કલ્પીએ છીએ તેના કરતા વધારે ગંભીર અને ગુંચવાએલો છે. મને લાગે છે આપણા ઉપર ભગી આવતી નવી પરિસ્થિતિને ઉપાડી આપે

નહિ જોઇએ, તે પ્રમાણે આપણા જીવનમાં રીતરીવાજોમાં ફેરફાર નહિ કરીએ, તો તે આપણને ચગદી નાખશે.

અને આ અમારી નાત. આ નાતમાં જ અમારે અમારી છોકરીઓ માટે વર શોધવાના. એમાંથી જ અમારે કન્યાઓ લેવાની. હું જ્યારે જ્યારે વતન આવું છું ત્યારે નાતની સંસ્થાનું અને તેટલું નિરીક્ષણ કરૂં છું અને એની ઐતિહાસિક સ્થિતિઓ સાથે સરખાવું છું, અને આજે આપણા જીવનની કઇ જરૂરીઆતો પૂરી પાડે છે કે તે હજી જીવે છે તેનો વિચાર કરૂં છું. હું સાધારણ રીતે એમ માનું છું—અપવાદ માટે અવકાશ રાખીને—કે જે સંસ્થાઓ જીવનની કોઇ પણ જરૂરીઆતો પૂરી પાડતી નથી તે એની મેળે જ લુપ્ત થઇ જાય છે. જીવનની જરૂરીઆતો એટલે કે જનતાના મોટા ભાગની જરૂરીઆતો—બીનજરૂરી રીતે આગળ વધેલા તમારા જેવા અમુક ફીલસુફ સુધારકની જરૂરીઆતો નહિ. હું વિચારૂં છું 'તો આ અમારી નાત અમારા આ બધા ભાઇઓની શી જરૂરીઆતો પૂરી પાડે છે?' તેઓ એમનો ધંધોરોજગાર નાત વિના કરી શકે અને કરે છે, એટલે ગુજરાન માટે નાતની જરૂર નથી; જો કે પ્હેલાં એ સાથે પણ સંબંધ હતો. પણ માણસની ભૂખ શમે એટલે કામવૃત્તિ પેદા થાય અને એ વ્યવસ્થિત રીતે સંતોષવાના સાધનો સમાજે પૂરા પાડવા જોઇએ. હું તમને જણાવી દઉં કે અહીંઆ વ્યવસ્થિતતાથી મોટે ભાગે લગ્ન વિષેના અર્થ વગરના તમારા લોકોના વિચારોનો વિચાર કરતો નથી. જેમ ચોખ્ખો, પચે એવો, રોગ ઉત્પન્ન ન કરે એવો ખોરાક ભૂખ શમાવવા આવશ્યક છે તેમ જ કામવૃત્તિ સંતોષવાને ચોખ્ખો, નભાવી શકાય એવો, અને રોગ ઉત્પન્ન ન કરે એવો વ્યવહાર આવશ્યક છે. અંહીઆ વ્યવસ્થિતતાથી આટલો જ અર્થ સ્વીકારશો, તમારા આધ્યાત્મિક અને ઉંચી ભૂમિકાએ ઉડતા જીવને આઘાત પ્હોંચે તો ક્ષમા કરશો. સમાજ જે કાંઇ ગોઠવણ કરે તેમાં જેમ દરેક માણસને ખાવા મળે એની સંભાળ રાખવી પડે તેમ દરેક પુરુષને એક સ્ત્રી મળે અથવા તમને ગમે તો દરેક સ્ત્રીને પુરુષ મળે એની સંભાળ રાખવી જરૂરની છે. જેને ન ખાવું હોય તે ન ખાય, જેને ન પરણવું હોય તે ન પરણે. તેમને મુબારકબાદી. હવે આ કેવી રીતે બની શકે? મને લાગે છે લગ્નની બાબતમાં ઇકોનૉમીક્સના ફ્રી ટ્રેડનો સિદ્ધાંત લાગુ પાડો તો ઘણા માણસો કુંવારા રહી જાય, શ્રીમંતોના જનાના આજે છે એનાથીએ મોટાં થઇ જાય; એટલું જ નહિ પણ ઘણી છોકરીઓ કુપંથે માર્ગે ચઢી જાય. 'શી રીતે?' તમે પૂછશો. આજકાલ દરેક છોકરીના માબાપને, તેમ જ જ્યાં મોટી ઉમ્મરે લગ્ન થાય છે ત્યાં છોકરીને પણ, શ્રીમંત ધણી જોઇએ. આ પ્હેલી શરત પૂરી પડે પછી પાછો તે ભણેલો હોય તો સારૂં એમ પણ ઇચ્છા થાય; અને પછી બીજી ગૌણ સગવડો શોધાય. હવે સાધારણ માણસની માહીતીમાં આવતા કોઈ પણ મોટામાં મોટા ક્ષેત્રમાં આવા માણસો કેટલા મળે? બધાએ એવાઓને મેળવવા ઝૂરે. પરિણામ તમે કલ્પી શકો. શ્રીમંતો મોટા ભાગે શ્રીમંતો સાથે વ્યવહાર કરે, ભણેલાઓ શ્રીમંતો અને ભણેલાઓ સાથે વ્યવહાર કરે; આ બન્નેમાં મધ્યમ અને અધમ સ્થિતિવાળાં પણ પોતાથી ઉંચા સાથે વ્યવહાર કરવા પ્રયત્ન કરે. પરિણામે સામાન્ય સ્થિતિના માણસોને યોગ્ય વયે સ્ત્રી ન મળે, મળે તો પણ જીવન બગડી ગયા પછી, શિથિલ થઈ ગયા પછી, અસંતુષ્ટ કચરો. હવે સાહેબ મેં આ અમારી નાતમાં એક ખૂબી જોઈ.—ચંદની સગાઈ અને લગ્ન થયાં. ખબર સાંભળી અમે બધા પ્હેલાં ખૂબ ચીડાયા અને કન્યાના બાપને

કેટલાક ચાર પાંચ ચોપડાવી. કેટલાક ઘરડીઆઓ કહ્યું 'આમ કરવું'તું તો ઝેર પીની કેમ ન કરી?' બૈરાંઓએ કહ્યું 'કાગડો દહથરું લઈ ગયો.' આ બનાવ ચાર પાંચ વરસ ઉપર બનેલો. હું પણ તે વખતે બહુ ચીડાએલો. પણ આજે મેં એ બાઈને જોઈ. તે સંપૂર્ણ સંતુષ્ટ હતી. એ છોકરીની મા હતી. તેનું રૂપ ઉતરી ગયું હતું, અને જરા ગ્રામ્ય થઈ ગઈ હતી! પણ તમારા સંસ્કારીઓના ઘેરે પણ આમ નથી બનતું! મને વિચાર થયો જો કન્યાને બહાર આપવાનો રીવાજ હોત તો જરૂર—ચંદને આ કન્યા ન મળત. પણ બીચારા—ચંદનો મુદ્દલ વિચાર જ નહિ કરવાનો? એ શી રીતે બ્રહ્મચારી રહે? એ માણસને બીજાને અને પોતાને હેરાન કરતો અટકાવવો હોય તો આ સિવાય બીજું શું થઈ શકે? મને લાગ્યું કે આ અમારી બેવકૂફ નાતની સંસ્થા ટકે છે તેનું આ કારણ છે. ને બને ત્યાં સુધી દરેકને કન્યા લાવી આપે છે. અને ઘણીવાર તો શ્રીમંતોને ગરીબોને–મોટે ભાગે કેળવાએલા ગરીબોને–કન્યા આપવાની ફરજ પડે છે અને એ રીતે levelling ઠીક થાય છે. પણ તમે કહેશો આ બધા ક્રૂર વિચારો છે, છોકરીની દૃષ્ટિએ. હશે. હું મારી છોકરીઓને બહાર આપવા તૈયાર થાઉં તો લેનારા જોઈએ એટલા મળે, પણ જ્યાં સુધી આ કમબખ્ત નાતની સંસ્થા હયાત છે ત્યાં સુધી મારા છોકરા તો કુંવારા જ રહે. તમારા સુધારકો બધા દંભી છે. તેઓએ તો જૂની નાતો કરતા વધારે સાંકડા ગોળો બાંધ્યા છે. એમને તો વર પોતાની નાતનો, પોતાના જેટલો પ્રતિષ્ઠિત, અને વળી વધારેમાં વિલાયત જઈ આવેલો જોઈએ. નહિ તો છોકરી દુઃખી થાય! એટલે આવા દંભી લોકોના વચનોથી છેતરાઈ કોઈ જો પોતાની કન્યાઓ નાત બહાર આપે તો નાતવાળા એના છોકરાને કન્યા ન આપે અને પેલા સુધારકો ઉચ્ચતર સંસ્કૃતિવાળા હોઈ એનો ભાવ શા માટે પૂછે? બીચારાની દશા થાય! સુધારો કરવો એ શ્રીમંતોનું કામ છે.

પણ આ ઉપરથી તમે એમ ન માનશો કે હું આ દુષ્ટ નાતની સંસ્થાનું સમર્થન કરનારો છું. હું તો એટલું જ કહું છું કે જેમ–જ્યાં સુધી ભિન્ન ભિન્ન રાષ્ટ્રો પોતાને એક બીજાથી ઉંચા નીચા માનનારા હયાત છે ત્યાં સુધી નિર્મર્યાદ ફ્રી ટ્રેડ કોઈ પણ રાષ્ટ્રને રાખવો પાલવે નહિ, તેમ જ્યાં સુધી હિન્દુસ્થાનમાં નાતો છે ત્યાં સુધી લગ્નની બાબતમાં નિર્મર્યાદ વ્યવહાર કરવો હાનિકારક છે. પણ હું તો તમે જાણો છો ને કે રાષ્ટ્રો તોડી એક માનવજાતિનું નગર સ્થાપવાની તરફેણમાં છું. એ જ પ્રમાણે એની સાથે નાતો તોડી નાખવાના પક્ષનો છું. પણ એ બને કેમ એની જ ગુંચમાં છું. એ નાતના સંસ્કારો હિંદુઓમાંથી કેવી રીતે તુટે? સુધારાની વાતો કરનારાઓને પણ પોતાથી હલકી નાતના ગણાતા તરફ કેટલી સૂગ હોય છે? તમે નાગર હોઈ એ બરાબર સમજી શકશો. પણ એ સંસ્કારો તોડવા જ પડશે. આજે અહીંઆ હું એ જોઉં છું કે આ અમારી નાત કન્યાઓનું even distribution કરે છે એ એની નાલાયક હયાતીનું એક કારણ છે. પણ આ બધું કેટલા પ્રાણના, જીવનના ભોગે. આ નાતની વ્યવસ્થાથી હિન્દુ કોમ સૌથી વધારે જીવી છે અને જીવશે: પણ દિવસે દિવસે એનું તેજ ઓછું થતું ગયું છે અને થશે; અને છેવટે માટીના ઢેફા જેવી બનીને પણ જીવ્યા કરશે. પણ એ જીવન કોણ પસંદ કરશે! ઘડીભર જીંદગીની જ્યોત થઈને મરી જવામાં જીવનની વધારે ધન્યતા છે. ત્યારે આ

કમબખ્ત નાતને કેમ તોડવી એનો ઉપાય બતાવશો ? પણ જે કાંઈ ઉપાય બતાવો તેમાં નાતમાંથી મળતા ફાયદા નષ્ટ કરશો તો એ નહિ ચાલે. કોઈ એવી વ્યવસ્થા કરો કે જેમાં લગભગ દરેક તન્દુરસ્ત સ્ત્રીપુરુષ ઇચ્છા હોય તો લગ્નથી જોડાઈ શકે અને જીવનની જ્યોત સતેજ રહે.

ઠીક. પણ આ વિચારના વમળમાંથી બ્હાર આવું. બહુ વિચાર કરવા એ ઠીક નથી. જીવન છે એવું આનંદની દૃષ્ટિએ જોવું. તેમાંથી ખૂબ મોજ મળે છે.

—ની કન્યા પરણતી હતી. મેં બધામાં ભાગ લેવો શરૂ કર્યો અને ઘડીભર તો ' નાતમાં નાતીલા થઇએ, પંચમાં પંચાતીઆ થઇએ ' એ ન્યાયને અનુસરવા લાગ્યો. તેમાંથી પણ ખૂબ જાણવાનું મળ્યું અને આપણાં જીવનનાં કેટલાક આનંદના પ્રસંગો નષ્ટ થતાં જોઈ મને બહુ દુઃખ થયું. લગ્ન પ્રસંગ એ ગીતનો પરમ પ્રસંગ છે. પણ જેમ શહેરની સ્ત્રીઓ ગાતાં શરમાય છે અને પછી ગાવાનું ભૂલી જાય છે તેમ આ અમારી ગામડાંની સ્ત્રીઓમાં પણ થવા લાગ્યું છે. છતાં કેટલાંક સારા ગીતો સાંભળવા મળ્યાં. અને તે ઉપરથી આપણી લગ્નની, દામ્પત્યની ભાવના કેટલી ઉલ્લાસવાળી છે તેની કલ્પના આવી. અને એક નિબંધનો વિષય પણ સ્ફુર્યો– ' આપણા લગ્નગીતોમાં પ્રતીત થતો લગ્નનો આદર્શ. ' તમારા કોઇ વકીલ સાહિત્યકારે થોડાક વખત પ્હેલાં જીવનમાં ઉલ્લાસ કે એવા કોઇ વિષય ઉપર ભાષણ આપ્યું હતું એમ મેં સાંભળ્યું છે. એ સાચી વાત છે કે એમણે એમ કહેલું કે આપણા જૂના જીવનમાં ઉલ્લાસ ન હતો, અને એ તો આ નવા યુગનું લક્ષણ છે ? હું માનતો નથી. પણ જો સાચું હોય તો મારે કહેવું જોઇએ કે એમણે કોઇ હિન્દુ લગ્નમાં હાજરી નહિ આપી હોય. એ પ્રસંગના ગીતોમાં જે કાંઇ ઉલ્લાસ પ્રતીત થાય છે તે તો મેં ક્યાંઇ ન જોયો. અને એ ગીતો બધાં જૂના છે; જો કે એ વાત સાચી છે કે આપણા આજના લગ્નમાં કે દામ્પત્ય જીવનમાં ઉલ્લાસ નહિ રહ્યાં હોય. મને થોડીક લીટીઓ યાદ રહી છે તે જરા તમને જણાવું:—

'લાડકડી ચઢી રે કમાડ, સુંદરિ વરને નરખવા રે
દાદા મોરા એ વર જો જો એ વર છે વરણાગીઓ રે'

તમે કહેશો આ વરણાગીઓ આદર્શ બહુ ઉંચો નથી. એ વાત સાચી હશે પણ પેલા તમારા ઉલ્લાસવાળા વકીલ સાહિત્યકારને તો એ જરૂર ગમે. વળી બીજી લીટીઓ આપું, એમાંથી જે મને બરાબર યાદ નથી તે હું મારી બ્હેનને અને પત્નીને પૂછી લખું છું.. પણ એ પ્હેલાં જરા મારૂં કવિત્વ દર્શાવી દઉં ? મને ખાત્રી છે કે તમે 'પ્રસ્થાન'માં મારી કવિતા એમને એમ મોકલું તો ન છાપો. પણ જો આ પત્ર છાપવાના હો તો આ કવિતાને ઘુસી જવા દેજો. આ બૈરાંઓનાં ગીતો સાંભળીને મને શૂરાતન ચઢ્યું અને મેં સવારે મારી બ્હેનને કહ્યું ' તમે લોકો શું ગીત ગાઓ છો ? તું મને રાગ આપે તો હું દરરોજ જોઇએ એટલાં ગીતો લખી આપું. પણ એક તો તારા વગર આપ્યે લખીશ.' પણ મેં એક ગીતથી વધારે લખ્યું નહિ અને તે પણ અધૂરૂં છે.

સાંભળોને મારા રાજ, જોષીડા તેડાવો આજ
જોષીડા તેડાવો રાજ, મૂરત જોવડાવો આજ

જોષીડાનાં શું છે ગોરી, મૂરતનાં શું છે કામ
આવડાં અધીરાં ગોરી, આવડાં અધીરાં શાં
આંબો તો મ્હોર્યો રાજ, કોયલ ટહુકે છે આજ
આપણાં તે—બાનાં, કોડ પુરાવો રાજ
ઇત્યાદિ ઇત્યાદિ ઇત્યાદિ

આ મારા ગીતને સ્ત્રી સમાજમાં માન અપાવવા માટે શ્રીમતીનો અને બ્હેનનો મારે ઉપકાર માનવાનો છે. પણ મારા આ ઇમિટેશન લગ્નગીતને બાજુ ઉપર મુકી દો. પેલી લાડકડીના ગીતની બીજી એકાદ કડી યાદ કરી આપી દઉં. સાંભળો. દાદા પૂછે છે:

" દીકરી મોરી ક્યાં રહી જોયું કે ક્યાં તારાં દલ વસ્યાં રે "

લાડકડી જવાબ આપે છે

" નીશાળે ભણતેરો દીકો, અક્ષરે મારાં દલ વસ્યાં રે

આ ગીતમાંના હિન્દુ કુટુમ્બના દાદા કેવા લાગે છે? મને તો બહુ સરસ લાગે છે. દુનીઆના અનુભવી દાદાને દીકરી પોતાની Choice જણાવે અને મનગમતો વર મેળવવા દાદાને વીનવે—આ રીવાજ ખરેખર સાચો હોય અને આજે પ્રચલિત હોય તો કન્યાઓના કેટલએ દુઃખ દૂર થાય. પણ એ તો ઠીક. ' અક્ષર જોઇને મન મોહ્યાં રે' એ વાત કેવી સરસ છે! મારા અક્ષર તો ઘણા ખરાબ છે એ આ કાગળ વાંચી તમે જોઇ શકશો એટલે એ લીટી વખાણવામાં કાંઈ અંગત સ્વાર્થ નથી! Co-education છોકરાં—છોકરીની સહકેળવણીનું આ પરિણામ આપણી સમાજે અનિષ્ટ નથી ગણ્યું. પણ તમે કે તમારા તન્ત્રી મંડળમાંથી કોઇક પૂછશે કે પ્રાચીન જમાનામાં વળી સહકેળવણી કેવી? પણ સાહેબ જરા વિચાર કરો. જૂના જમાનામાં કન્યાઓ માટે જૂદી કેળવણીની સંસ્થાઓ ન હતી એ તો આપ જાણો છો, અને કેટલીક કન્યાઓ ભણતી તે પણ આપ જાણો છો. સહકેળવણીના તર્ક વિના આ બન્નેને શી રીતે ઘટાવશો. અને વળી આ તર્ક ના સમર્થનમાં પૂરાવો પણ આપું. સદેવંત સાવળીંગામાં પ્રેમ ક્યાંથી બંધાય છે? આ શીવાય બીજી અનેક લોકકથાઓમાં આ બાબત જડે. ખેર. પણ આજે કૉલેજમાં ભણતી છોકરીઓ ભાગ્યે જ પોતાના તેજસ્વી સહાધ્યાયીને પસંદ કરે છે! અક્ષર દેખી કોઇનાં મન મોહતાં હોત તો મારા જેવાએ સારા અક્ષર કઢાવવા મહેનત કરત. મને લાગે છે આપણે સારા અક્ષર કાઢવાની કળા ગુમાવી છે. આજે તો અંગ્રેજી ભણેલા એટલે ખરાબ અક્ષર લખવાના ઇજારદાર એવી લગભગ માન્યતા લોકોમાં ફેલાએલી છે. બીજા એક ગીતની એકાદ બે કડી આપું:

ભર્યાંરે જોબનીઆમાં પોઢ્યાં કાયાં બ્હેન,
દાદાએ હસીને બોલાવીયાં રે,
" કેમરે દીકરી તમારી દેહીઓ દૂબાણી
આંખલડી આંસુ ઝરે. "
" નથી રે દાદા અમારી દેહીઓ દૂબાણી.
આંખલડી મોળી ઝરે. "

દીકરી પછી પોતાને કેવો વર જોઇતો નથી એ જણાવે છે

" ઉંચો તે વર ના જોશો દાદાજી

ઉંચો તો નીત તોરણ તોડશે "

એ પ્રમાણે નીચો વર પણ પસંદ નથી, કાળો પણ નહિ, ગોરો પણ નહિ. ત્યારે કેવો ?

" મુખનો શામળીઓ રાઈવર મુખનો પાતળીઓ

ભલેરે વખાણેઓ મારી સહીયરે "

એવો વર જોઈએ. આમાં વધારે ઊંચી ભાવના નહિ તો જીવનનો ઉલ્લાસ તો છે જ. હવે આ ગીતોમાં જે ગોટાળો થયો હોય તો મારો વાંક ન કહાડશો. તમે લોકસાહિત્યના ઊંડા અભ્યાસી છો એ હું જાણું છું, જો કે બીજા કેટલાક અભ્યાસીઓની જેમ તમે મેળાવડાઓમાં લોકગીતો ગાઈ બતાવતા નથી એટલે બીજા ન જાણતા હોય. પણ તમે શા માટે ગાતા નથી ? એમાં કશું ખોટું નથી. આ રાષ્ટ્રીય સંસ્કારિતાના વિસ્મરણ યુગમાં એ સેવા જે કરે છે તેને હું ધન્યવાદ આપુ છું, જો કે બીજા કેટલાક પોતાનાં ધૂળ જેવાં ગીતો દાખલ કરી શ્રોતાઓની સુજનતાનો દુરુપયોગ કરે છે એ મને પસંદ નથી. પણ આ વિષેના હજી મારે બીજાં ગીતો આપવાનાં છે, તેમ જ હજી મારા ઘણા અનુભવો આપવા બાકી છે. અત્યારે તો બંધ કરૂં છું કારણ—નાથેરથી જમવા બોલાવવા આવેલ છે; આટલો વખત ચોરીથી આ કાગળ લખવામાં ગાળ્યો અને —નાથેર દેખાયો નહિ એટલે એ મારા ઉપર ચીડાવાના. અને આટલું લખ્યા પછી તમારો વિચાર આવે છે. તમને આટલો લાંબો કાગળ વાંચવા ફુરસદ ક્યાંથી મળશે ? પણ આ વિચાર માટે તમારે મારી ભૂખનો આભાર માનવો જોઇએ. આપે જ એકવાર કહેલું **शतं त्यक्त्वा भुंजीत.** ઠીક સાહેબજી. આ પસંદ પડે તો વળી બીજું ઘણું ઘણું લખી મોકલીશ. અને જો એમાંથી કાંઈ પ્રસ્થાનનાં પાનાં ભરવા યોગ્ય લાગે તો તેમ કરજો, મારે વાંધો નથી. પણ તમારી ઘરાકીનો વિચાર કરજો.

બ્હાર ભાણી ધાંટા પાડે છે પણ એક વાત લખ્યા વિના ચાલતું નથી. તમારા લોકચર્યાના વિભાગ ઉપર હું પ્રીદા છું; વિભાગ રાખવા માટે, એમાં આવતા વસ્તુ માટે નહિ. પણ એમાં તમારો વાંક નથી. લોકો શા માટે પોતપોતાના અનુભવો, સુશીબતો એ દ્વારા ન જણાવે ? આપણા સમાજમાં ઘણુંએ અજવાળામાં લાવવા જેવું છે. કેટલાંક અનિષ્ટો તો અજવાળામાં આવવાથી જ દૂર થઇ જાય એવાં છે. અને આ વિભાગનો સ્ત્રીઓએ તો ખાસ ઉપયોગ કરવો ઘટે છે. એમની સ્થિતિ સુધારવાનો, ગુપ્ત જુલમો દૂર કરવાનો એ એક ઉપાય છે કે તે બધાં પ્રકટ કરે. પોતે ભણેલાં ન હોય તો કોઈ ભણેલી સમદુઃખી દ્વારા દર્શાવે. હું આશા રાખું છું તમારા વાચકોને આ વાત કોઈ રીતે જણાવશો.

હવે જો આ કાગળ કે એમાંથી કોઈક ભાગ પ્રસ્થાનમાં છાપવા યોગ્ય લાગે—તો તે કયા નામથી છાપશો ? મારા નામનો તો ઉપયોગ નહિ જ કરો. કયું તખલ્લુસ રાખું ? તમે જાણો છો હું એક તખલ્લુસ રાખવાના પક્ષનો નથી; ભિન્ન ભિન્ન મનોવૃત્તિ પ્રમાણે ભિન્ન ભિન્ન નામ જોઇએ. અત્યાર સુધી ચાર થયાં છે. ત્યારે પાંચમું કયું ? ઠીક. જો છાપો તો નીચેની સહીથી છાપજો.

સં.

સેવક

ગુજરાતના સલામ

# જ્ઞાનગોચરી

## હિંદને માથે નવી જવાબદારી

### બાદશાહી નૌકા સૈન્યનો હિંદી વિભાગ

નામદાર વાઇસરાય લૉર્ડ રીડિંગે કાઉન્સિલ ઑફ સ્ટેટની નવી બેઠક ખુલ્લી મુકતી વખતે કરેલા ભાષણમાં એક અગત્યની ખબર બહાર પાડી છે કે શહેનશાહી સરકારે રૉયલ ઇંડિઅન મરીનની એક લડાયક સૈન્ય તરીકે પુનઃસ્થાપના કરવાનો ઠરાવ કર્યો છે કે જેથી હિંદ પોતાની દરીયા રસ્તે સ્વતંત્રતા જાળવવા માટે પોતાના સૈન્ય ઉપર આધાર રાખી શકશે. નામદાર શહેનશાહની મંજૂરીથી આ સૈન્યનું નામ બાદશાહી હિંદી નૌકા સૈન્ય એવું રાખવામાં આવશે અને તેઓ બ્રિટિશ નૌકા સૈન્યનો સફેદ વાવટો ઉડાડવાનો હક ધરાવશે. આ મહત્વના ખબર વિષે પોતાના અભિપ્રાય જણાવવા માટે 'ઈંડિયન ડેલી મેઇલ'ના ખબરપત્રીએ મુંબાઇના સુપ્રસિદ્ધ પત્રકાર સર સ્ટેનલી રીડની મુલાકાત લીધી હતી; સર સ્ટેનલી રીડ ઘણા વર્ષ સુધી 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'ના અધિપતિના સ્થાન પર હતા. અને તેઓ હિંદીઓ પ્રત્યે સંપૂર્ણ દિલસોજી અને સહાનુભૂતિ ધરાવવા માટે જાણીતા છે. મર્હૂમ સર ફિરોઝશાહ મહેતા અને ગોપાળરાવ ગોખલે સાથે ઘણો સહવાસ તેઓ ધરાવતા હતા અને સર સ્ટેનલી-રીડે પોતાના વિચાર નીચે પ્રમાણે વ્યક્ત કર્યા હતા:—

મેં મારી આખી ઝિન્દગીમા હિંદીઓને જીવનના બધા વર્ગમાં એક સરખા પ્રસંગ પ્રાપ્ત કરવાની છૂટ હોવાની હિમાયત કરેલી છે એટલે આ બાદશાહી હિંદી નૌકા સૈન્ય સ્થાપવાની ખબરથી મને ઘણી જ ખુશાલી પેદા થાય છે. તેને માટે રચવામાં આવેલા સામાન્ય નિયમો સંતોષકારક છે. આ નૌકા સૈન્યને બ્રિટિશ નૌકાનું મુખ્ય ચિહ્ન ધોળો વાવટો ઉડાડવાનો હક આપવામાં આવ્યો છે એટલે મહારાણી એલિઝાબેથના સમયથી ચાલી આવેલી તેની ખ્યાતિનો લાભ આ વિભાગને પણ મળશે. હું ઇચ્છું છું કે આ લાભની કિંમત પૂરેપૂરી સમજવામાં આવે. છેલા પચાસ વર્ષ દરમિયાન બ્રિટિશ સંસ્થાનો અને બ્રિટિશ નૌકાખાતા વચ્ચેના વાદવિવાદનો જેને ખ્યાલ છે તે જાણે છે કે બ્રિટિશ નૌકાખાતું ઘણી આતુરથી પોતાની એકહથ્થુ સત્તાને વળગી રહેવાને બનતું કરવા ચૂકેલ નથી. તેને બદલે બાદશાહી નૌકામાં હિંદ એકદમ સરખે દરજ્જે ભાગીયું બની જશે. પહેલેથી જ હિંદીઓને અમલદારીની જગ્યાઓ ( કમીશન ) આપવામાં આવશે.

બાદશાહી હિંદી નૌકા સૈન્યની મનવારો ખાસ કરીને જ્યારે એ નૌકા સૈન્યના અમલદારો પોતાની ફરજ શીખવામાં ઘડાતા હોય ત્યારે તો હિંદનાં બારાઓમાં શોધ્યા નજ જડવા જોઇએ તેઓનું કામ ઘોળા વાવટાથી પૃથ્વીને ખૂણે ખૂણો ફરી વળવો એ હોવું જોઇએ. તેઓની મનવારોએ મુલાકાત ન આપી હોય એવો એક પણ ભાગ ન હોવો જોઇએ. એટલે બાદશાહી હિંદી નૌકા સૈન્યના અમલદારોને સહેલી કે મોટા પગારની નોકરી મળશે એમ મનમાં રાખવાનું નથી. પણ ઘણેભાગે સ્વદેશથી દૂર કઠણ અને આકરી ચાકરી જ ગીના અને અજાણ્યા દરીયાઓ ખેડવાની કરવાની રહેશે.

વળી એક બીજી બાબત. અર્વાચીન મનવાર એટલે 'યંત્રાની પેટી' એમ કહેવામાં આવ્યું છે એ ખરૂં છે. નૌકાસૈન્યની નોકરી એ ઘણી ઝીણવટવાળી નોકરી છે જે તેના અમલદાર પાસેથી શાસ્ત્રીય અને યાંત્રિક શક્તિઓનું ઘણું બારીક જ્ઞાન માગે છે. છતાં પણ માત્ર યાંત્રિક જ્ઞાનવાળા ઇજનેરો અને શાસ્ત્રીય અમલદારો માત્રથી કોઇપણ નૌકાસૈન્ય ઉભરાઈ જતું નથી. દરેક નૌકાસૈન્યની પાછળ ખરી દરીયાઈ વૃત્તિ હોવી જોઈએ. આનો અર્થ શું તે હું એક દાખલો લઈ સમજાવું:—

છેલ્લા મહાન વિગ્રહની દસ વર્ષ પહેલાં, જર્મની અને ઇંગ્લાંડ વચ્ચે યુદ્ધ અનિવાર્ય છે એમ જણાતાં મેં થોડો વખત જર્મન નૌકા ખાતાના મથકો—હેલિગોલાંડ, વીલ્હેલ્મ્સહેવન અને કીળની મુલાકાત લેવામાં ગાળ્યાં. એ મુલાકાતથી જર્મન નૌકાસૈન્યની શક્તિ અને નિયમનનો ઉંડો ખ્યાલ મને આવ્યો; અને તેથી પણ વિશેષ—કીળના સુંદર અખાતની અંદર સર્વોત્તમ મકાન તે જર્મન યાટ કલબનું મકાન હતું. એક મિત્રે મને કહ્યું કે જે કોઈ જર્મન કયસરની મહેરબાની આકર્ષવાને આતુર હોય તો તેણે એક યાટ બનાવી તેમાં ફરવા માંડવું એ સૌથી સારો માર્ગ હતો. જર્મન પ્રજાનો મુદ્રાલેખ જ 'યશો.' 'સંપૂર્ણ' હતો. કયસર અને તેના દરિયાઈ સલાહકારોએ જોયું કે એક મહાન નૌકાબળ સ્થાપવું હોય તો સમુદ્રનો પ્રેમ આખી પ્રજામાં ઓતપ્રોત થવો જોઈએ. એટલે આ યાટ કલબ અને યાટની સહેલાણીઓ હૈનો કયસરનો શોખ એ માત્ર આનંદનો કે શોખનો વિષય ન હતો; પણ તેનો ઉંડો અંતર્ગત હેતુ હતો અને તે હેતુ તે જર્મન નૌકાસૈન્યના ખલાસીઓમાં સમુદ્રની જિન્દગી માટે પ્રેમ ઉત્પન્ન કરવાનો હતો. અને જ્યાં જ્યારે યુદ્ધ શરૂ થયું ત્યારે તેના ઓજારોમાંથી પડેલી તક નૌકાસૈન્યમાં પડી—જેવી રીતે રશીયન નૌકાસૈન્યમાં એક વર્ષ પહેલાં પડી હતી તેથી—એટલે નૌકાસૈન્યના સ્થાપવા માટે જરૂર જોઇતી બધી સામગ્રીઓ વાપરવામાંથી હીંદ પાછળ પડી શકે નહિ.

અર્વાચીન નૌકાસૈન્યના અભ્યાસીઓને આ બધી બાબતો હસ્તામલકવત્ છે. છતાં હું તેના ઉપર ભાર મૂકું છું કારણ છેલ્લાં સીત્તેર વર્ષથી હિંદ નૌકાસૈન્યથી રહિત રહ્યું છે. એટલા માટે એ જરૂરનું છે કે બાદશાહી નૌકાસૈન્યમાં આપણે આપણી સર્વોત્તમ ઓલાદને મોકલવી જોઇએ; અને તેમ કરતાં બધી જાતના હલકા વહેમો અને અંદેશાઓને બાજુ મૂકવા જોઈએ. નવા અમલદારોને આપણે બને તેટલા માન અને મદદથી ઉત્તેજિત કરો કારણ તેઓની નોકરી સખત છે અને તે નોકરીમાં તેમના દેશબંધુઓની નજર તેમના તરફ છે એ જ્ઞાન તેમને ઘણું ઉત્તેજન આપી શકે. હિંદને આંગણે મોટી તક આવી ઉભી છે. એ તક સાધવાની મદદ કરવામાં સર્વેનો સહકાર આવશ્યક છે.

હરિલાલ મા. ભટ્ટ

# ચર્ચાપત્ર

[આ એક સાચો પત્ર અમને પ્રસિદ્ધ થવા મળ્યો છે. સાહિત્યની કેટલીક ચર્ચા તેમાં એક બહેને સ્ત્રીઓના દૃષ્ટિબિન્દુથી કરી છે માટે પ્રસિદ્ધ કરી છે. વિષય ચર્ચા માટે ખુલ્લો મૂકીએ છીએ.

—તંત્રી ]

પ્રિય ભાઈ,

'કૌમુદી'નો ખાસ સાહિત્ય અંક વાંચવા મને મોકલ્યો એ માટે આપનો ઉપકાર માનું છું.

આખો અંક વાંચ્યા પછી મારા ઉપર જે છાપ પડી છે તે સંબંધે જ્યારે આપણે મળીશું ત્યારે અવકાશે કહીશ. આજે તો એ અંકની અંદર પ્રગટ થએલ 'પરશુરામ' નામનું જે નાટક છે તે સંબંધે થોડુંએક કહેવાનું મન થાય છે.

નાટકની ભાષા, નાટકની શૈલી વગેરે સંબંધે કહેવા હું ઇચ્છતી નથી. હું તો આખું નાટક વાંચી ગયા પછી જે જાતની અસર વાંચનાર ઉપર થાય છે તે અસરની વાત અને થોડાએક પ્રસંગો ઉપર જરાક ટીકા કરવા ધારું છું.

'કૌમુદી'ના તમે પક્ષપાતી છો તેથી એક વાત શરૂઆતમાં જ જણાવી દઉં. 'પરશુરામ' નાટકની અંદર લખાણની દૃષ્ટિએ જેટલું સુંદર છે તે તો છે જ. તે સંબંધે હું કાંઇ કહું નહિ તો તમે એમ ન માની લેતા કે મારો સ્વભાવ જ દોષ જોવાનો છે. હા, સુંદર એટલું બધું હું જોઇ શકું છું અને જોઈ શકી છું. આ પત્રમાં તો સામાન્ય વાચનાર તરીકે મારા ઉપર જે અસર થઈ તેને લખાણના દોષ તરીકે ગણીને જ હું કહીશ. આથી તમે મારા કહેવાનો અનર્થ નહિ કરો એવી આશા રાખું છું.'

કોઇ પણ એક આદર્શને વિચારના મધ્યબિન્દુ તરીકે રાખી ઉત્તમ, અસરકારક, ભાવવાહી અને યથાર્થ શબ્દચિત્રો દ્વારા તે આદર્શને રજુ કરવો અને વાંચનારના મનને અને આત્માને લેખકે ધાર્યો પ્રમાણે ઉત્કૃષ્ટ ભૂમિમાં વિહાર કરતો કરી મૂકવો એ જ એક અને ઉત્તમ હેતુ કોઈ પણ શિષ્ટ લખાણનો હોઇ શકે. આ દૃષ્ટિથી વિચાર કરતા 'પરશુરામ' નાટક મને કેવળ નિષ્ફળ અને નિરાશાજનક (hopeless failure) લાગ્યું છે. મને લાગે છે કે લેખકે વસ્તુની પસંદગી કરવામાં જ ભૂલ કરી સામાન્ય મનુષ્યને સહજ એવા અતિ ક્ષુદ્ર મનોવિકારને વશ થવામાં આવ્યું છું કે 'નર્યો એ વિચાર પુરાણકારની મનોદશાને ભલે અનુકૂળ હોય' અથવા તો તે સમયશાહી હિંદી નૌકાને ભલે બંધબેસતો હોય પણ આજે તો તે વિચાર ગળે ઉતરી શકે તેવો નથ[illegible] કરવી એ જ! અને ક્ષત્રિયાણીને જડ ઋષિને ત્યાં આપવામાં મારા પિતાએ શું સૌભાગ્ય માન્યા ન[illegible]!" અને "ઓ જડ ઋષિ! તેં મને સ્ત્રીને કોઇ દિવસ રમાડી જ નહિ" જેવા [illegible]ક વાક્યો લખીને લેખકે રેણુકાની યથાર્થ મનોદશા ચીતરી છે. આવી જ મનોદશાવાળી સ્ત્રી ચિત્રરથ જેવા વિલાસી ગાંધર્વને પોતાની અપ્સરાઓ સાથે જલક્રીડા કરતો જોઇ કામવિહ્વળ બને અને ઋષિ સાથેનું પોતાનું જડ અને શુષ્ક જીવન સંભારી અફસોસ કરે એટલું જ નહિ પણ ઋષિ ઉપર મનથી ક્રોધે ભરાય અને આવે

જઇને ચિત્રરથની સાથે માનસિક વ્યભિચાર કરી લે તે બનાવ સહજ ગણાય. જીવનની કોઇ ધન્ય પળોમાં, મનુષ્ય, આત્માનાં ઉંચામાં ઊંચાં ઉડ્ડયન અનુભવે તેજ પ્રમાણે જીવનની અધમ પળોમાં તેવાં જ પતન પણ અનુભવે છે. ઊંઘતો મનુષ્ય, ગાફેલ મનુષ્ય, પતન માર્ગ તરફ વધારે ઢળતો જાય ત્યારે સદૈવ જાગતો અને સાવચેત મનુષ્ય પેલી નબળાઇઓને હઠાવતો હઠાવતો ઊંચેને ઊંચે પોતાનો માર્ગ કાપ્યે જાય. લેખકે રેણુકાને એક સામાન્ય સ્ત્રીજ ચિતરી છે તો પછી એ સામાન્ય સ્ત્રીને સહજ એવા પ્રસંગો સ્વીકારીને તેનો ન્યાય તોળી શકાય અને તેના ઉડ્ડયનમાર્ગમાં તેને મદદ કરી શકાય તેવું કંઇ પાત્રવિધાન લેખકે કર્યું હોત તો પોતે મૂકવા ધારેલા આદર્શને વધારે સારી રીતે તે સમાજ પાસે ધરી શકત અને આણવા ધારેલા પરિણામમાં ફતેહ મેળવી શકત.

એક બીજી વાત. હું સ્ત્રી છું તેથી સ્ત્રીનો પક્ષપાત કરતી નથી પરંતુ તમને હું પૂછું છું કે રેણુકા જેવું પાત્ર ચીતરીને લેખકે સ્ત્રીની આલમને અન્યાય નથી કર્યો ? ઝીણામાં ઝીણા માનસિક દોષનો સ્વીકાર અને પવિત્રતાની ઉગ્ર ભાવના રેણુકામાં કેટલાં બધાં દેખાય છે ! અને છતાં તેનો બદલો શો ? પોતાના જ પતિની આજ્ઞાથી પોતાના જ પુત્રના હાથે શિરચ્છેદ ? નાટકના અંતમાં ઋષિ જમદગ્નિ રેણુકાના શિરચ્છેદ માટે વારાફરતી પોતાના પુત્રોને આજ્ઞા કરે છે ત્યારે પોતાનો શિરચ્છેદ કરવા માટે જે જાતની આજીજી પોતાના પુત્રોને રેણુકા કરે છે, તથા પોતાના પુત્રોને જીવતા રાખીને પણ સીધો પોતાને જ શાપ આપવાની વિનતિ ઋષિને કરે છે તે પ્રસંગો ઉપલક દૃષ્ટિથી ભલે ગમે તેટલા ગંભીર, શાંત અને પવિત્ર દેખાતા હોય પણ સ્હેજ ઊંડાં ઉતરતાં સ્ત્રીની ગુલામી મનોદશાનું તે એક આબાદ ચિત્ર ખડું કરે છે. પાવિત્ર્ય અને પાતિવ્રત્યની આવી ક્ષુદ્ર ભાવના ? હું જાણું છું કે તમે પણ પુરાણપ્રિય છો. મારૂં આ કથન તમને ગળે નહિ ઉતરે. તમે હસશો. પુરાણોની ઉગ્ર ભાવનાઓને ઝીલવામાં મને અસમર્થ ગણશો પરંતુ મારે કહેવું જોઇએ કે મેં જેટલાં પણ પુરાણો વાંચ્યાં છે તે ઉપરથી મને એમ લાગ્યું છે કે કેટલાંક પુરાણોનું આપણું રહસ્યદર્શન (interpretation) તદ્દન વિપરીત હોય છે જ્યારે કેટલાંક પુરાણોમાં જડ રૂઢિઓનું સમર્થન અને સડી ગએલા વિચારોનો વ્યાપાર જ માત્ર જોવામાં આવે છે. મને લાગે છે કે આમાંથી ઘણું ત્યાજ્ય છે અને જેટલું ગ્રાહ્ય છે તેટલાનું આપણું વાચન (reading) વધારે ઊંડું થવાની જરૂર છે. મને લાગે છે કે આજના આપણા શિષ્ટ લેખકોએ જૂની વસ્તુને સમાજ પાસે મૂકતાં ખૂબ વિચાર કરવાનો રહે છે. 'પરશુરામ' નાટકના લેખકે રેણુકા અને સુવર્ણાના પાત્રોને ચિતરીને પોતાના મતથી તો ભિન્ન ભિન્ન આદર્શવાળી સ્ત્રીઓ સમાજ પાસે ધરવાનું વિચાર્યું હશે અને તેવા આદર્શ દ્વારા સમાજની સ્ત્રીઓને એક ચોક્કસ પાઠ આપવાનું ધાર્યું હશે. પરંતુ હું તમને પૂછું છું કે જરા ઊંડા ઉતરીને વાંચવાથી આ બન્ને સ્ત્રીપાત્રોનું ચિત્રામણ સ્ત્રી સમાજ પાસે ધરીને લેખકે સ્ત્રીઓની હાંસી નથી કરી ? આવો જ એક ખોટો આદર્શ જમદગ્નિ ઋષિ અને પરશુરામના પાત્રો ચિતરીને સમાજ પાસે થોડે ઘણે અંશે પણ લેખકે રજુ કર્યો છે. જરા જેટલા અને સહજ એવા માનસિક દોષ માટે જમદગ્નિ ઋષિ શિરચ્છેદ કરવાની હદ સુધી જાય; પરશુરામ શિરચ્છેદ કરવા તત્પર થાય અને રેણુકા સ્ત્રીને સુલભ એવા વિનીત ભાવે તે સ્વીકારે આ બધામાં, પુરુષની અમર્યાદિત જોહુકમી, પુત્રનું વિવેકહીન આજ્ઞાપાલન અને સ્ત્રીની અંધતાની હદ સુધી જાય તેવી પાતિવ્રત્યની ભાવના, તમને નથી

દેખાતાં ? વિચારપ્રગતિના આ જમાનામાં, અંતરના ઊંડાણના અન્વેષણના આ યુગમાં આવું બધું નભી શકે ? માફ કરજો પરંતુ જમદગ્નિ જેવા ઋષિના સહજ સ્વભાવને જડ જેવા દેખાતા ઋષિને રેણુકાનો આટલો એવો માનસિક દોષ શિરચ્છેદ કરવા સુધીનો અધિકાર અપાવે એ શું સહન થઇ શકે તેવો વિચાર છે ? તમે પોતે જમદગ્નિ હો તેવી કલ્પના કરો. તમને પોતાને રેણુકાએ કરેલા સૂક્ષ્મ દોષની શિરચ્છેદ જેવડી શિક્ષા ન્યાય્ય દેખાય છે ? એક વખત ફરીથી તમે તમારી જાતને રેણુકા કલ્પો. રેણુકાએ કરેલો અથવા તેનાથી થઇ ગએલો માનસિક દોષ એ તમને જમદગ્નિની સ્ત્રી તરીકે સ્વાભાવિક નથી લાગતો ? આટલો સ્વાભાવિક દોષ, પછી તેનો તેટલો જ નિર્દોષ સ્વીકાર અને પડચા ઉપર પાટુની માફક જમદગ્નિનો શિરચ્છેદનો હુકમ, આ બધું તમે રેણુકા હો તો ક્ષમ્ય ગણો ખરા ? ભલે જમદગ્નિ અને રેણુકા ઋષિ અને ઋષિપત્ની હો, પરશુરામ ભલે ઋષિપુત્ર હો, પરંતુ તેથી શું તેઓ મનુષ્ય મટી જઇ શકે છે ? રેણુકા પતિને વફાદાર રહીને, ઋષિધર્મને વળગી રહીને પોતાના જરા જેટલા માનસિક દોષનો જો જાહેર સ્વીકાર કરે છે તો જમદગ્નિનો એ પતિધર્મ નથી થઇ પડતો કે ઉદારભાવે રેણુકાને ક્ષમા આપવી ? મને તો લાગે છે કે હું જમદગ્નિ હોઉં અને મારા પત્નિ રેણુકા હોય તો તેમના ઉપર તિરસ્કાર આવવાને બદલે, તેમને શિક્ષા કરવાને બદલે તેમના ઉપર મને વહાલ જ છૂટે અને ખરા દિલથી તેમને અપનાવું.

તમે પરશુરામ છો એમ કલ્પો. માતાના આટલા અલ્પ દોષ અને તેના નિખાલસ સ્વીકાર જ્યાં નિષ્ઠુર પિતા શિરચ્છેદની આજ્ઞા કરે તો માતાનો શિરચ્છેદ કરવામાં તમે તમારો પુત્રધર્મ બજાવ્યો ગણાય ? મને લાગે છે કે હું જો હોઉં તો પિતાને વિનીત ભાવે સમજાવવાનો પ્રયત્ન કરૂં કે મનુષ્યસ્વભાવને સહજ એવી વસ્તુઓ તો હમેશાં ક્ષંતવ્ય જ ગણાવી જોઇએ. હવે આ વસ્તુનું લાંબુ પીંજણ નહિ કરૂં. આ ઉપરથી તમે મારા કહેવાનો આશય તો સમજી ગયા હશો. આપણે જ્યારે રૂબરૂ મળશું ત્યારે વિગતથી વિસ્તારથી તેની ચર્ચા કરશું. હું સમજું છું કે તમે પુરાણપ્રિય હોઇ ચુસ્ત નીતિવાદી છો. તમને મારા આ વિચારોમાં નીતિનો ઉચ્છેદ અને અનીતિની ગંધ આવશે પરંતુ સ્થિર ચિત્તે વિચાર કરવાની તમને આજીજી કરવાનો મારો અધિકાર આજે હું વાપરૂં છું. કૃપા કરી તમે આ મુદ્દાને પૂર્ણ સ્થિર ચિત્તે વિચારજો અને તમને ચોક્કસ લાગશે કે મારા કહેવામાં જરૂર સત્ય સમાએલું છે.

એક બીજી વાત. મધ્યવર્તી વિચારને રજુ કરવામાં અને વાંચનારને હાડોહાડ તે બેસાડી દેવા માટે તે મધ્યવર્તી વિચારની આસપાસ જેટલા જેટલા પ્રસંગો ઊભા કરવામાં આવે તે બધા પ્રસંગોને આલેખતી વખતે લેખકે એવાં શબ્દચિત્રો રજુ કરવાં જોઇએ કે જેના વાચનથી વાંચનાર પોતે ન સમજી શકે તેવી રીતે અને સૂક્ષ્મપણે પેલા મધ્યવર્તી વિચાર તરફ ખેંચાતો જાય અને સાથે સાથે જ કોઇ માનસિક ઉચ્ચ ભૂમિકામાં વિહાર કરવાનો આત્માનંદ અનુભવતો જાય. લેખક પોતાની કલમની ખરી સિદ્ધિ અહિં જ માપી શકે છે. આ દષ્ટિથી વિચારનાં પરશુરામ નાટકને અવલોકો. નર્મદાના તીરપ્રદેશવાળો પ્રસંગ જુઓ કે ચિત્રરથ ગાંધર્વના વિહારને જોવામાં તલ્લીન બનેલી રેણુકાવાળો પ્રસંગ જુઓ કે સુવર્ણાના આગ્રહથી પાછી ફરતી, કદાચ વાગવાનઃ નિમિત્તે પોતાના બે પગ વચ્ચેથી દષ્ટિ ફેંકતી ખિન્નમના રેણુકાવાળો પ્રસંગ જુઓ તો તમને જરૂર લાગશે કે જે

વિચાર લેખક સમાજ પાસે ધરવા ઇચ્છે છે તે વિચાર વાંચનારના મન આગળ આદર્શ ખડો કરવાને બદલે ધીમે ધીમે ઝાંખો પડતો જાય છે એટલું જ નહિ પરંતુ વાંચનાર મૂળ આદર્શથી એટલો તો દૂર ને દૂર જવા માંડે છે કે જે મનોવ્યથા રેણુકા અનુભવે છે તે મનોવ્યથાના હલકામાં હલકા સ્વરૂપને વશ થવા લાગે છે અને પોતાની સ્થિતિનું પણ ભાન ભૂલે છે. ઉત્તમ લેખકની દૃષ્ટિએ પણ આ એક નિષ્ફળતા ( failure ) ગણાય–વસ્તુ અને વસ્તુઓની આસપાસ ઊભા થતા પ્રસંગો આવા પરિણામને માટે દોષિત હોય તેના કરતાં લેખકની મનોદશા વધારે પ્રમાણમાં દોષિત હોય એમ મને તો લાગે છે. ગયા વેકેશનમાં આપણે મળ્યાં ત્યારે લેખકોની મનોદશા વિશે અને તેની તેમનાં લખાણો ઉપર થતી અસર વિશે આપણે વાત કરી હતી. તે જ વખતે તમે મને પેલા નવીન માનસ-શાસ્ત્ર વિશે પણ સૂચન કર્યું હતું. પરશુરામ નાટકની આસપાસ ગૂંથેલા આ પ્રસંગો વાંચતાં મને આપની તે વાતનું સ્મરણ થઇ આવ્યું. લેખકને જરા પણ અન્યાય કર્યા સિવાય મારે કહેવું જોઇએ કે આ નાટક લખતી વખતે ઊંચામાં ઊંચી મનોવૃત્તિને સહજ એવી જે તટસ્થ વૃત્તિ શિષ્ટ લેખકોમાં આપણને નજરે આવે છે તે અહીં નથી આવતી. ચિત્રરથ અને અપ્સરાનો વિલાસ તેમજ રેણુકાના વિકારો ચીતરતી વખતે લેખક પોતે જ તે મનો-દશાને અધીન થઇ જતા દેખાયા છે. પરિણામે જ એ પ્રસંગવર્ણનો એવાં આલેખાયાં છે કે જેના વાચનથી નાટકના કેન્દ્રવર્તી વિચારને સ્મરણપટ ઉપરથી ખસેડી મૂકી વાંચનારની આખી મનોદશા નબળાઇથી ભરેલી બનાવી મૂકે છે. આવી જ જાતનાં લખાણોને સામાન્ય ભાષામાં આપણે નિર્બળ આલેખન ( weak delineation ) નું નામ આપી શકીએ. પરંતુ તમે તો જાણો જ છો કે આપણા શાસ્ત્રની દૃષ્ટિએ આમાં લેખક પોતે જ પોતાના લખાણમાં ચીતરેલી મનોદશાને વશ થઇ ગએલા હોય છે. હું પોતે ધૂમકેતુને ઓળખતી નથી. મેં તેમનાં બીજાં લખાણો પણ બહુ જ થોડાં વાંચ્યાં છે. મને તેના તરફ નથી પક્ષપાત કે નથી પૂર્વગ્રહ ( Prejudice ); આથી લેખકને મારા હાથે અન્યાય થવાનો સંભવ તો નથી જ. માત્ર આખું નાટક વાંચ્યા પછી મને જે સમજાયું અને મારા ઉપર જે અસર થઇ તેને વ્યક્ત કરવાનો જ આ પ્રયત્ન છે. તમે પોતે મને બરાબર ઓળખો છો તેથી આ બાબતમાં પણ હું નિશ્ચિન્ત જ છું.

એક વાંધો અહીં લઇ શકાય. તમે જરૂર એમ કહો કે વાંચનાર, પાત્રની સાથે એક થઇ જાય તે તો ઉત્તમ કોટિનું પાત્રાલેખન ગણાય. વાત સાચી છે. પરંતુ પાત્રની સાથે એક થઇ જવું અને પાત્રની ચીતરેલી મનોદશાને ઇચ્છા વિરુદ્ધ વશ થઇ જવું તેમાં સૂક્ષ્મ ભેદ રહેલો છે તે વિચારવા જેવો છે. રેણુકા કે સુવર્ણાનું પાત્રાલેખન વાંચતાં વાંચનારની મનોવૃત્તિ એટલી બધી તો ઉશ્કેરાય છે અને વાંચનાર પોતાની ઇચ્છા વિરુદ્ધ પણ પાશવવૃત્તિને પોતે ન સમજી શકે તેવો ધીમે ધીમે અધીન થવા લાગે છે કે પોતે ક્યાં છે, શું છે અને શા માટે વાંચે છે તે બધું ભૂલી જઇ અધમ મનોવિકારને વશ થવા લાગે છે અને ઘણી વખત તો આગળ વાંચવાનું છોડી દઇને પણ હલકા એવા દિવા-સ્વપ્નમાં મ્હાલતાં મ્હાલતાં પોતે જ માનસિક વ્યભિચાર કરવા લાગે છે. તમે એ નાટક તો વાંચ્યું જ છે. મારી આ ટીકા વાંચ્યા પછી તટસ્થ ભાવે ફરીથી તે વાંચી જોજો. સામાન્ય મનુષ્ય હું કહું છું તેવી મનોદશાને અધીન થઇ જાય તે શક્ય છે કે

નહિ તે જોજો. તમે તમારી દૃષ્ટિથી નહિ પરંતુ સામાન્ય જનની દૃષ્ટિથી જ
આ વાંચજો. આજનાં આપણાં સાહિત્યનાં લખાણો વાંચવાવાળા તમારા જેવા તો ગણ્યા
ગાંઠ્યા જ. બાકી ઘણા તો વસ્તુ, ભાષા કે શૈલીના શોખને લીધે વાચનવૈભવ અનુભવતા
હોય છે. આવા વાંચનારાઓના મન ઉપર હું કહું છું તેવી અસર થવાનો સંભવ મને
તો વધારે લાગે છે. અહીં લેખકનો હું એટલો જ દોષ કાઢવા માગું છું કે તેણે આવું વસ્તુ
પસંદ જ કરવું જોઈતું નહોતું. તમારું પેલું નાટક તે દિવસે વંચાવ્યું હતું તે મને
આજે યાદ આવે છે. કેન્દ્રવર્તી વિચારની આસપાસ તમે ગૂંથેલા નાના નાના પ્રસંગો
કેટલા બધા ઉત્કૃષ્ટ છે ? તમારું એ નાટક તમે છાપવા ન આપી શકો ? આ
નાટકના લેખક ભાઇ ધૂમકેતુને જો હું ઓળખતી હોઉં તો હું તો તેને પણ
જરૂર સલાહ આપું કે તેણે જે વસ્તુ ઉપર પોતે આધિપત્ય મેળવી શકે તેવું જ વસ્તુ
પસંદ કરવું અને તે વસ્તુઓ વધારે સ્થિર ચિત્તવાળા લેખકોના હાથમાં મૂકવી. સમાજ ઉપર
ઉપકાર કરવાની વૃત્તિથી નીકળી પડનારા આપણે ઘણી વખત ઉપકાર કરવાને બદલે એક
જાતની હાનિ કરીએ છીએ એ વાત નિખાલસ ભાવે આજના આપણા સાહિત્યના વિધાયકોએ
સ્વીકારી લેવી ઘટે છે. તેજ દિવસે તમે નહોતા કહેતા કે આપણા સાહિત્યના રચનારાઓ-
ને તેમનું સાહિત્ય કોના હાથમાં વંચાવા જાય છે તેની જો સાચી ખબર પડે અથવા તો
તેઓ પોતે જ તટસ્થ મનોવૃત્તિથી તેના વાંચનારાઓની કક્ષાએ આવીને ઉભા રહે તો
આજનું ઘણુંએ સાહિત્ય પત્રોની અંદર પ્રગટ થતું અટકે. મને આ વિચાર સાવ સાચો લાગે
છે. આપણને જે રુચ્યું તેમ જ જે લખવાની ઊર્મિ આવી તે બધું જ આપણે લખી નાખવું
એમાં મારો કશો જ વિરોધ નથી. પરંતુ જ્યાં સુધી પાંચ વરસની ઉંમરથી માંડીને પાંસઠ
વરસની ઉમર સુધીની વિવિધ કક્ષાનાં લખાણો પૂરાં પાડનારાં સેંકડો અને હજારો સામયિકો
આપણે ત્યાં પ્રગટ થવા લાગે નહિ એટલું જ નહિ પરંતુ વાચનની વિવેકદૃષ્ટિ આજના
વાંચનારાઓમાં ખીલે નહિ ત્યાં સુધી મનના આવેશનાં તેવાં બધાં લખાણો લખાઇને લેખકના
પેડમાં જ પડી રહ્યાં ભલાં છે. આજના સ્વાતંત્ર્યના જમાનામાં આ વસ્તુ કોઇને ગળે ઉતરે
તેવી નથી અને તમે પણ મને સ્વાતંત્ર્યની વિરોધી ગણી હસી કાઢશો. પરંતુ સ્વાતંત્ર્યની
બાબતમાં મારા કેટલા ઉદ્દામ વિચારો છે તેથી તમે સંપૂર્ણ રીતે વાકેફ હોઇ અહીં પણ હું
તો નિર્ભય જ છું.

પત્ર ઘણો લાંબો લખાયો. વસ્તુ, પાત્રાલેખન, શૈલી એ બધાય સંબંધે હવે તો લખ-
વાનુ મન થઇ જાય છે. પરંતુ આ પત્રમાં તે વિશે નહિ લખું. માત્ર એક વાત કહ્યા વિના
રહી શકતી નથી.

કામવિહ્વળ સ્ત્રી કે પુરુષો જેને આપણા સાહિત્યમાં પ્રેમી યુગલનાં અભિધાન
દેવામાં આવે છે તે બધાઓ કામવશ સ્થિતિની અંદર જે અનેક પ્રકારની શરીરચેષ્ટાઓ
કરતા આજના લેખકો તરફથી વર્ણવવામાં આવે છે તે ચિત્રો મને તો બેહુદાં અને ક્ષુદ્ર
કલ્પનામાંથી જ ઊભા થયેલાં દેખાય છે. અલબત, સંસ્કૃત નાટકકારોનાં તે અનુકરણો છે
અને વિલાસના ઉત્કૃષ્ટ જમાનામાં કાલિદાસ કે ભવભૂતિએ કામચેષ્ટાના તેવા વ્યાપારો
કદાચ એક બે આલેખ્યા હશે પરંતુ તેથી આજે પણ તેને કામાતુરતાનાં ચોક્કસ પરિણામ
તરીકે સમાજ પાસે ધરવાં તેમાં મને તો વિવેકદૃષ્ટિની ખામી અને જડ અનુકરણનું

પ્રાબલ્ય જ દેખાય છે. એક દૃષ્ટાન્ત આપું. કમને પણ ચિત્રરથ અને અપ્સરાનું મનમોહક દશ્ય છોડી દઇને સુવર્ણાથી ખેંચાઇ જતી રેણુકા કાંટા વાગવાના મિષે એ પગની વચ્ચેથી ચિત્રરથનું દર્શન કરી લે છે! મને લાગે છે કે આ તો નરી ક્ષુદ્ર કલ્પના જ છે. કામવશ સ્ત્રી કે પુરુષ આવી બધી યુક્તિ પ્રયુક્તિઓ કરવા પ્રેરાતી હશે કે કેમ તે મારે મન તો એક પ્રશ્ન છે. તમે કહેશો કે તેમ જરૂર બનતું હશે તો પણ આવાં કલ્પનામાંથી જન્મેલાં વર્ણનો વાંચ્યા પછી જ તેમ બનવા પામતું હશે. અને એટલે તો સ્વાભાવિકતાને લીધે કામચેષ્ટામાં જેટલી નિર્દોષતા આરોપી શકાય તે નિર્દોષતા પણ ઉડી જાય છે. અને તેને સ્થાને કૃત્રિમતા અને લુચ્ચાઈ આવી બેસે છે. આમ થવા પામે તો તો મનુષ્યની નિર્દોષ અને સાહજિક પ્રવૃત્તિઓ પણ કલુષિત બને અને આપણે જે એમ માનીએ છીએ કે એક પ્રકારનો અંધ મોહ પણ કોઇ કાળે શુદ્ધ પ્રેમમાં પરિણમી શકે છે અને મનુષ્યને મોહદશામાંથી ખેંચી કાઢી પ્રેમની ઊંચી ભૂમિકામાં લઇ જઈ શકે છે તે કદી થવા પામે જ નહિ. તમને એમ નથી લાગતું કે આજના લેખકોએ કામવિહ્વળતાના પરિણામ રૂપ આવી ચેષ્ટાઓને જરા પણ બહલાવવી જોઇએ નહિ.

હું તો વળી પાછી ટીકાએ ચઢી ગઈ. કદાચ આવડો મોટો પત્ર વાંચીને તો તમને પણ કંટાળો આવશે. પરંતુ તેમાં હું શું કરૂં? આ પ્રસંગ તમે જ ઊભો કર્યો ગણાય. એટલે તેનું પરિણામ પણ તમારે જ સહન કરવું જોઇએ. આ ઉપરથી મને એક લાભ થયો તે માટે તમારો ઉપકાર માનું? આજના ગુજરાતી સાહિત્યમાં મેં બહુ જ ઓછો ચંચુપાત કર્યો છે. 'કૌમુદી'નો ખાસ સાહિત્ય અંક જોયા પછી મને લાગ્યું કે મારે આજનું સાહિત્ય થોડું થોડું જોતાં રહેવું. તમે પોતે તો કેળવણીકાર હોવાનો દાવો કરો છો. છોકરા-છોકરીઓ પાસે કેવી જાતનું સાહિત્ય ધરવું જોઈએ તે બાબતના તમારી પાસે તો ચોક્કસ વિચારો પણ છે. મારા ઉપર તમે મૂકેલો ભાર વહન કર્યા પછી આ જ નાટકની તમારી સમાલોચના તમારી પાસેથી હું માગું તો એ વધારે પડતું નહિ ગણાય. લખશો?

કુશળ હશો. 'કૌમુદી'નો અંક જૂદા બુકપોસ્ટથી આ સાથે મોકલ્યો છે. પહોંચ લખશો. આ તરફ એકાદ આંટો આવી જવાના હતા ને? આવશો તો ગમ્મત પડશે. બચ્ચાંઓને બોલાવશો.

લી૦

તમારી બહેન



# પુસ્તકપરિચય અને સ્વીકાર

**કલિકા**—કર્તા શ્રી અરદેશર ફરામજી ખબરદાર, માઉંટ રોડ, મદ્રાસ. મૂલ્ય રૂ. ૨-૦-૦.

ગઈ સાતમી પરિષદમાં શ્રી ખબરદારે 'બ્લૅંક વર્સ'માં એક મહાકાવ્ય પ્રસિદ્ધ કરવા વચન આપેલું હતું. પણ તેમના મહાવેદનાપૂર્ણ વ્યાધિને લીધે તે વચન તેઓ અમલમાં મૂકી શક્યા નથી. તે પહેલાં તેમણે આ કાવ્ય મુક્તધારા છંદમાં બહાર પાડેલું છે.

આ કાવ્ય ૩૬૬ કડીમાં વિસ્તરેલું છે. પણ આ મહાકાવ્ય કરતાં એટલાં મૌક્તિકોની માળા જેવું છે. દરેક કડીમાં એક અખંડ વિચાર કે કલ્પના કે કલ્પનાતરંગ મૂકાયો છે અને દરેક કડી એક જુદું કાવ્ય છે.

કાવ્યના છંદનું નામ કવિએ મુક્તધારા રાખેલું છે. તેનું બંધારણ મનહર કે કવિત અથવા ઘનાક્ષરી ઉપરથી કરેલું છે. આ છંદોમાં યતિ હોય તો માત્ર શોભાનો છે, આવશ્યક નથી. ઘનાક્ષરીમાં આઠ ચરણો જોઇએ તેમ આમાં પણ એક વૃત્તને આઠ ચરણો છે. ઘનાક્ષરીમાં દરેક ચરણ ચાર ચતુરક્ષર સંધિનો થઇ કુલ સોળ અક્ષરનું છે, તેમાંથી બેકી ચરણમાંથી એક અક્ષર ઓછો કરવાથી મનહર થાય છે. મુક્તધારામાં એ બેકીચરણમાંથી વળી એક અક્ષર ઓછો કર્યો છે એટલે એ બેકીચરણમાં ત્રણ ચતુરક્ષર સંધિઓ આવે છે અને ચોથા સંધિમાં બે શ્રુતિ આવે છે જે પૈકી છેલ્લી શાન્ત હોવી આવશ્યક છે. આ બેકી ચરણોનો જ અન્ત્ય પ્રાસ મળે છે. ચતુરક્ષર સંધિમાં મુખ્ય તાલ પ્રથમ શ્રુતિ પર પડે છે અને તે સિવાય એક ગૌણ તાલ ત્રીજી શ્રુતિ પર પડે છે. કાવ્યની વિશેષતા એ છે કે આ તાલ શબ્દની અંદર રહેલી સ્વરિત શ્રુતિ પર જ પડવો જોઇએ. આ રીતે ગૂજરાતી ભાષામાં સ્વર કે પ્રયત્ન તત્ત્વનો પ્રથમ મુક્તધારા છંદમાં ઉપયોગ થયો છે. ગૂજરાતી ભાષામાં અંગ્રેજીની માફક પ્રયત્ન, શબ્દની અંદર ગમે ત્યાં નથી આવતો પણ અમુક નિયમોને આધારે જ આવે છે. આ નિયમો બૃહદ્વ્યાકરણમાં સદ્‌ગત સાક્ષર કમળાશંકરભાઇએ આપેલા તે જ તેમણે સ્વીકાર્યા છે. વાંચનાર થોડા જ અભ્યાસથી સમજી શકશે કે કવિએ પ્રતિજ્ઞા કર્યા પ્રમાણે આ પ્રયત્નના નિયમો સૂક્ષ્મતાથી બરાબર સાચવ્યા છે.

આ પદ્યરચનામાં અનેક વિવિધતાઓ પણ આવી શકી છે. થોડીના દાખલા આપીએ.

> અમૃતના કૂપ બધે ખૂણે ખૂણે ખોળી વળું,
> ખોળી વળું પૃથ્વી ને આકાશ ને પાતાળ;
> પૃથ્વી ને આકાશ ને પાતાળ બધાં ટૂંઢી વળું,
> જોઉં ખારા સિંધુ ભર્યા અમૃતસ્વરૂપઃ

આમાં પુનરાવર્તનો ચમત્કાર છે. તે સિવાય અન્ત્ય પ્રાસોની રચના પણ ઘણી જગાએ વૈચિત્ર્યવાળી અને સંવાદી છે.

કવિના અલંકારો અને અલંકારોની કલ્પના ઘણી જગાએ નવીન અને મનોહર છે. થોડાં દૃષ્ટાંતો જ લઇએ.

સુણ્યું છે કે સિંધુ ઉરે ચાંદરણી રાતે જ્યારે
ઝીણુંઝીણું થતાં મોજાં દૂધ શાં લ્હેરાય,
આવે પરપોટા તેની ઉપર ત્યાં નાચવાને
પરીઓ પધારે અતિ હળુહળુ પાય;
હળુહળુ પાયે એવી મૃદુ મૃદુ ચાલે નાચી,
ફૂટે નહીં એક પરપોટાની યે ખાલ:
પ્રિયા મારી ચાલે ત્યારે ફૂલે વાયુ હાલે જાણે,
એવી કુંળી, એવી મંજુ, એવી મૃદુ ચાલ.
રજનીને ગળે નભગંગા જેમ દેખી રહે
તેમ પ્રિયાકંઠે શોભે પુષ્પતણો હાર;
પૃથ્વી ને આકાશ કેરી ગંગા બંને સાથે મળી
પ્રિયા તણે હૈયે જાણે રેલે શત ધાર;
રેલે શત ધાર એના ઊંડા ચમકાર બધે,
ઝબુકતા પડે મોંઘા શ્વાસ ને ઉસાસ;
સુવર્ણના પર્વતોએ કાળા ઘનમાંથી જાણે
વીજળીઓ ઝબુકતી પડે આસપાસ.

કોઈ કોઇ જગાએ કોઇ અન્ય કવિની કલ્પનાને મધુર ઉચિત શબ્દોમાં ગુજરાતીમાં ઉતારી છે. જેમકે Meredithની પેલી ભવ્યમધુર પંક્તિઓ :

Sure of her haven, O like a dove alighting
Arms up she dropped : our souls were in our names.

તેને—

માળામાં ઉતરતી કો પંખીણી શી પ્રિયા અતે
ઊંચે કર ધસી મારે કંઠે પડે માળ !

આવી મીઠાશ અનેક જગાએ છે. પણ કોઈ કોઈ જગાએ અનુચિત કલ્પનાઓનું મિશ્રણ થઈ ગયેલું જણાય છે:

પ્રિયા, રંક ગીત જે આ ગાય તારૂં ગાન આજે,
નાજુક સંગીત જે આ પડે તારે ગાનઃ
તે તો તારા આત્મા કેરા વિશાળ સમુદ્ર કાંઠે
ઘૂમી રહેતાં જડયું મને મોંઘેરૂં નિદાન;
ઘૂમી રહેતાં જડયું એ જ સિંધુમાંથી કોડા જેવું,
મોતીથીયે મોંઘું અને જ્યોતિથી યે શ્વેત.

મોતી અને જ્યોતિની કલ્પના અને તેનો અનુપ્રાસ સુંદર છે પણ એ બે શબ્દોની સાથે "કોડો' સર્વથા અનુચિત છે. એ શબ્દને 'મૂર્ખતા' 'બેડોળપણું' વગેરેના વિચારો અંજનાથી વળગેલા છે અને આ કાવ્યમાં એ વિચારો મૂળરસને માત્ર ક્ષતિ કરે છે.

આ કાવ્યની કદર કરવામાં એક મુશ્કેલીથી વાચકે સંભાળ રાખવાની છે. એક સાથે આ કાવ્ય વાંચવાથી તેમાં એકતાનના લાગ્યા વગર રહેશે નહિ. આખા કાવ્યમાં એક જ ભાવના સર્વત્ર છે, અને છંદ પણ એક જ ચાલે છે, જેમાં ગેયતા કે તાલવૈચિત્ર્યને અવકાશ ઘણો ઓછો છે. આ કાવ્ય કોઈ કોઈવાર થોડું થોડું વાંચવાથી તેમાંથી જેવો રસ આવે તેવો સળંગ વાંચવાથી નહિ આવે.

અને આ મુરંકલી અમને છંદની પ્રસંદગીથી થયેલી લાગે છે. છંદ નવો છે અને સફળ થઈ શકે તેની અમે ના નથી કહેતા. પણ છંદ હમેશાં અનુકૂળ જોઇએ. કવિત અને મનહરમાં હિન્દીમાં અનેક રસો લખાયા છે. એ ખરૂં પણ તેમાં વૈચિત્ર્ય વર્ણોનું જ પ્રધાનપણે આવતું અને એ અધમ કાવ્યનું લક્ષણ છે. અહીં વર્ણોના વૈચિત્ર્ય ને પ્રધાન સ્થાન નથી એ યોગ્ય જ છે. પણ અહીં જે કલ્પના-તરંગને પ્રધાન સ્થાન છે તે અમને ગેય કાવ્યોને અનુકૂલ લાગે છે અને એ ગેયતા આ છંદમાં નહિ હોવાથી વસ્તુ અને રીતિની એકતા જોઇએ તેવી ઘટી શકી નથી.

આલંકારિક મમ્મટે કાવ્યનાં અનેક પ્રયોજનો કહ્યાં છે. જેવાં કે યશ, અર્થપ્રાપ્તિ, વ્યવહાર-જ્ઞાન. એ દૃષ્ટિએ જોતાં આ કાવ્યને **शिवेतरक्षतये** અર્થાત્ અનિષ્ટ નાશના પ્રયોજનથી પ્રસર્યું ગણવું જોઇએ. કર્તાનું એ પ્રયોજન સિદ્ધ થાય અને કર્તાને ગૂજરાતને માટે જે મમત્વ અને અભિમાન છે તે સાર્થક થાય એવાં કાવ્યો તે રચી શકે અને ગૂજરાતને અર્પી શકે એવું સ્વાસ્થ્ય મળે એમ અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ.

આવાં લાંબાં કાવ્યો ગૂજરાતીમાં ઓછાં છે અને સાહિત્યરસિક વર્ગને અમે આ કાવ્ય ધ્યાનપૂર્વક વાંચવા ભલામણ કરીએ છીએ.

રા. વિ. પા.

**બાળવાર્તા–ભાગ ચોથો.**

સંગ્રાહક ગિજુભાઈ.

આપણે ત્યાં બાળ સાહિત્યનો તો હજી દુકાળ જ છે. છેલ્લાં બે ત્રણ વર્ષમાં શ્રી ગિજુ-ભાઇ અને હરગોવિંદદાસ કાંટાવાળાએ લખેલાં વાર્તાનાં પુસ્તકો અને એકાદ બે માસિકો સિવાય બીજું સારૂં બાળ સાહિત્ય આપણે નિયમની·

ભાઇએ વાર્તાનો આ ચોથો ભાગ આવકાર કે કવિએ પ્રા.જ. એ વાતો બાળકો રસપૂર્વક આ પદ્યરચ્યાં લુટશે એ વાતની અમારી

અમૃતના કૂપ બધે ખૂણે ખૂણે ખોળી
ખોળી વળું પૃથ્વી મે આકાશ ને
પૃથ્વી ને આકાશ ને પાતાળ બધાં ટૂંઢી ૧

થવા માટે એવા પ્રાંતીય શબ્દોના અર્થો આ-પવા જરૂરી લાગે છે. બીજી એક સૂચના કર-વાનું પણ અમને મન થાય છે, કે આવાં પુસ્તકોનો આકાર સુંદર નાનકડો હોય અને સાથે સાથે મનોહર ચિત્રો વડે વાતોને શણગા-રવામાં આવી હોય તો જે ઉદ્દેશથી આ પુસ્તકો બહાર પાડવામાં આવે છે તે વધુ સારી રીતે પાર પડે.

**નર્મદાગીત:** કર્તા, ભક્ત.

નદી નર્મદાના દર્શનથી ઉદ્ભવેલું આ નાન-કડું કાવ્ય છે. ગરબીના ઢાળમાં લખાયેલું છે. એમાં કલ્પનાનાં ઉડ્ડયનો નથી, ભાષાના ચમ-[illegible] નથી, ભાવની ગભીરતા નથી, અને વ-ક્કી જ નવીનતા નથી. ભાષા હજી

અગત્યનું અંગ છે. જો સુંદર ચિત્રાવલિ અને સાથે જોઇતી ટૂંકી માહિતીવાળાં આવાં ચિત્ર-પુસ્તકો બહાર પડે તો બાળકોને ગમ્મત સાથે જ્ઞાન મળી શકે. પ્રસ્તુત પુસ્તક આ દૃષ્ટિએ અમને ઉપયોગી લાગ્યું છે. બાળકોને સામાન્ય જ્ઞાન આપવાની ઇચ્છાવાળાં માબાપોને અમો આ પુસ્તક ખરીદવાની ભલામણ કરતાં અચકાત નહિ જો કિંમત જરા ઓછી રાખવામાં આવી હોત તો. અમો એમ માનીએ છીએ કે પ્રકાશક સંસ્થા માત્ર જુદી જુદી ભાષાઓમાં ચિત્રો નીચેની માહિતી છાંપીને એનું એ પુસ્તક અનેક હિન્દની ભાષામાં પ્રસિદ્ધ કરી શકે એમ છે અને એમ કરીને પુસ્તક બહુ જ ઓછી કિંમતમાં આપી શકે એમ પણ છે. અમો ઇચ્છીએ છીએ કે આ અમારી સૂચના તેઓ ધ્યાનમાં લે.

**વડોદરારાજ્ય પુસ્તકાલય પરિષદનું નિવેદન**

કિંમત ૦-૧૨-૦. ગૂજરાતમાં પુસ્તકાલયોને લોકપ્રિય કરવા માટે વડોદરા રાજ્ય તરફથી બહુ જ સારા પ્રયત્નો કરવામાં આવે છે, અને એ પ્રવૃત્તિથી લોકોને સારો લાભ પણ મળતો રહે છે. એ પ્રવૃત્તિને અંગે જ પહેલી પુસ્તકાલય પરિષદ ગણદેવી મુકામે મળી હતી. તેનો આ હેવાલ છે. વળી હેવાલની સાથે કેટલાક લેખો પણ જોડવામાં આવેલા છે. તેમાં પુસ્તકાલયોની ઉપયોગિતા વગેરેનો સારો ખ્યાલ આપવામાં આવેલો છે. એ પ્રવૃત્તિમાં રસ લેનારાને આમાંથી ઘણું જાણવા જેવું મળશે.

આવા હેવાલોની કિંમત આટલી બધી ન હોવી જોઈએ એમ અમો માનીએ છીએ.

**હીપ્નોટિઝમ અથવા જીવતું વશીકરણ**
લેખક: સાકળચંદ માણેકચંદ ઝવેરી.

કિંમત. ૮-૦-૦.

હીપ્નોટિઝમ એ શું છે તે સમજાવી, તે સિદ્ધ કરવા માટે જોઇતા ગુણો કેમ કેળવવા તેના ઉપાયો બતાવી હીપ્નોટિઝમના પ્રયોગો અને જુદા જુદા રોગોને દૂર કરવામાં તેનો કેવો ઉપયોગ થાય છે તે વિષે વિસ્તૃત અને વિગતવાર માહિતી આપવામાં આવેલી વળી વિષયને સ્ફુટ કરવા માટે ચિત્રો આપવામાં આવેલાં છે. એટલે એ વિષ રસ લેનાર માણસોને આ પુસ્તક ઉપયોગી પડે એવું લાગે છે. પુસ્તકની બાંધણી ઃ છપાઇ એકંદરે સારાં છે.

**રામની કથા:** લેખક રંજિતલાલ હરિ પંડ્યા. પ્રકાશક: ઇન્દિરા સાહિ પ્રકાશક મંડળ, મુંબઈ. કિં ૦-૧૨

પ્રસ્તાવનામાં ગૂજરાતી કાવ્ય સાહિ દીનહીનતા અને અકાવ્યમય દશાનાં રો રડી લેખક લખે છે:–"આ કાવ્ય કોઈ પ્રકારના વિશિષ્ટ કાવ્યત્વનો દાવો કરતું નથી પરંતુ એ છતાં ગૂજરાતમાં સાદી કાવ્ય ભા ઉત્પન્ન કરવા પ્રત્યે લક્ષ દોરવા અને કવિત સાચા સ્વરૂપ વિષે જનતામાં વિચાર જ કરવા જેટલું પણ જો તે સફળ અને સર થાય તો લેખક પોતાને કૃતકૃત્ય અને ચ ભાગ્ય માનશે." આ ધ્યેય જાણે તદ્દન સાધ હોય એવી રીતે લેખકે રજુ કર્યું છે પણ નથી. આ ધ્યેય તો કાવ્યની બાબતમાં જ ઊંચું કહેવાય અને તેને પહોંચી વળવા ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ કાવ્યની જરૂર પડે. પ્ર કાવ્ય જેવાં શિથિલ બંધવાળાં, ખોટી પ્રયોગવાળાં, કલ્પનાથી સદા દૂર રહેનાર વાચકના મન પર કશી જ અસર ન પાડ કાવ્યો મારફતે આવાં ધ્યેયો સાધવાને બ પડવું એ અમને તો હાસ્યાસ્પદ જ લાગે

આ પુસ્તકનું એક વૈશિષ્ટ્ય તો અ એ જણાયું કે લેખકને અનુસ્વાર સાથે ઝઘડાનો ઇતિહાસ પુસ્તકને પાને પાને લ ગેલો છે. આ ૯૨ પાનાના કાવ્યગ્રંથમાં ૪૦ પાના સિવાય બાકીનાં બધાં જ પાન અનુસ્વારો વાપરવામાં કવિએ કૃપણતા કરી કોણ જાણે કેમ, વળી જોડણીની બાજી પણ રહી જવા પામી છે.

# નોંધ

### હિંદુ-મુસલમાન ઝઘડા

કલકત્તામાં થએલા હિંદુ–મુસલમાન રમખાણે દેશનેતાઓને સચિંત વિચાર કરતા કીધા છે. દિવસે દિવસે કોમી લાગણી એટલી ઉગ્ર અને ઝેરી બનતી જાય છે કે જો એને સત્વર દાબી દેવામાં ન આવે તો આજનાં છૂટાછવાયાં હુલ્લડોને બદલે ટૂંક વખતમાં દેશમાં ઠેર ઠેર હિંદુ અને મુસલમાનો વચ્ચે ખુલ્લો આંતરવિગ્રહ થયા વિના રહેશે નહિ એવા ભયથી ચોંકેલા રાજદ્વારી આગેવાનો કોમી ઝઘડા શમાવી દેવાની ભિન્ન ભિન્ન યોજના સૂચવવા લાગ્યા છે; આમાંની એક અતિ વિચિત્ર સૂચના સર તેજ બહાદુર સપ્રુની છે. પોતાની રાજકીય મહત્વાકાંક્ષાઓને સંતોષવા માટે લોકોના ધર્મઝનુનને ઉત્તેજિત કરનાર સ્વાર્થી ભણેલો વર્ગ આવા હુલ્લડોને માટે જોખમદાર હોવાથી જે વિસ્તારમાં કોમી હુલ્લડ થાય તે વિસ્તારના મ્યુનીસીપાલીટી, લોકલબોર્ડ, ધારાસભા તેમ જ વડી ધારાસભા માટેના મત આપવાના હક્ક સરકારે અમુક મુદ્દતને માટે ( ત્રણ વર્ષ ) લઇ લેવા એવી સર સપ્રુની સૂચના છે. આ સૂચનાનો અમલ કરવામાં આવે તો જે લોકો ઉપર બનાવેલી રાજકીય સંસ્થાઓનો ઉપભોગ કરવા માટે આતુર હોય છે અને જેઓ પોતાના અંગત સ્વાર્થને લઈને જ લોકોની ધાર્મિક લાગણીને ઉશ્કેરતા હોય છે તેઓ આવી ઉશ્કેરણી કરતા અચકાશે અને પરિણામે કોમી ઝઘડા શમી જશે એવો સપ્રુ સાહેબનો મત છે. પંડિત મોતીલાલ નહેરૂ આ સૂચનાને ટેકો આપે છે અને એનાથી એક ડગલું આગળ જઇને એવો ઉમેરો કરે છે કે હુલ્લડના વિસ્તારમાં રહેતા કોઇ પણ માણસને કોઇ પણ પ્રકારનો ઇલ્કાબ આપવો નહિ, અમુક વર્ષને માટે એ લત્તામાં વસતા કોઇ પણ માણસને સરકારી નોકરીમાં લેવો નહિ, તથા એ વિભાગના સરકારી નોકરોને અમુક મુદ્દત સુધી પ્રમોશન આપવું નહિ. આ સૂચનાની પાછળ પંડિતજીની એવી માન્યતા જણાય છે કે હુલ્લડમાં ઉશ્કેરણી કરનાર અથવા તો લોકોના ધર્મઝનુનને કાબુમાં ન રાખનાર વર્ગમાં સરકારી અમલદારોનો પણ સમાવેશ થાય છે. આનાથી પણ આગળ જઇને શ્રી. શિવપ્રસાદ ગુપ્તા એમ માને છે કે પોતાનું રાજ્ય અહિં જેમ બને તેમ વધારે લાંબા વખત સુધી ટકાવી રાખવાનું સુગમ થઈ પડે તેટલા માટે આપણી બીનજવાબદાર સરકાર જ હિંદુ મુસલમાનને લડાવી મારે છે. કોમી પ્રતિનિધિઓને માટે કોમવાર જુદાં મતદાર મંડળોની રચના કરીને સરકારે હુલ્લડને માટે સુગમતા કરી આપી છે એ હકિકત આ અભિપ્રાયને ટેકો આપે છે. આથી જે વિસ્તારમાં હુલ્લડ થાય તે પ્રાંતના ગવર્નરને એકદમ બરતરફ કરવો અને તેના ઉપર પાર્લામેંટમાં કામ ચલાવવું, તે લત્તાના કમીશ્નર તથા કલેકટરને સખત સજા કરવી અને જરૂર પડે દેશનિકાલ પણ કરવા, તથા પોલીસના ઉપરી અમલદારોને પણ સજા કરવી એવી સૂચના શ્રી. શિવપ્રસાદ ગુપ્તા કરે છે.

આ ત્રણે સૂચનાની પાછળ રહેલી મનોવૃત્તિ એક જ છે. સરકારી અમલદારો તેમ જ પ્રજાના આગેવાનો સજાની બીકને લઇને લોકોની લાગણી

ઉશ્કેરતા બંધ થશે તથા ઉશ્કેરાયલી લાગણીને શાંત પાડવાના પ્રયત્ન કરશે એમ આ ત્રણે જણ માનતા હોય એમ લાગે છે. આ ત્રણે સૂચનાઓ "ડુબતો માણસ તણખલાને પકડે" એવી માનસિક સ્થિતિને આભારી હોય એમ અમને લાગે છે. સર સપ્રુની સૂચના અમલમાં આવે તો તે હુલ્લડ બંધ કરવાને બદલે વધારવાના કારણભૂત થઈ પડશે, કારણ કે જ્યાં મુસલમાનોની લઘુમતિ હશે ત્યાં હિંદુઓની બહુમતિ તોડવા અને તેમ કરીને તેમની પ્રગતિ અટકાવવાના હેતુથી મુસલમાનો જરૂર હુલ્લડ મચાવશે. કલકત્તા કોરપોરેશનમાં મુસલમાનોની સંખ્યા બહુ ઓછી હોવાથી મ્યુનીસીપાલીટીના સંબંધમાં તો કલકત્તામાં હિંદુ રાજ્ય ગણી શકાય. આ સ્થિતિ ટાળવી હોય તો સપ્રુ સાહેબની સૂચના અમલમાં આવતાં મુસલમાનોને હુલ્લડ કરવાનું જ બાકી રહે છે. હુલ્લડ થાય, મ્યુનીસીપાલીટી બરતરફ થાય અને હિંદુઓની બહુમતિ દૂર થાય એ જાતની વિચાર સંકલના મુસલમાનો ગોઠવે એ સ્વાભાવિક છે. હિંદુઓની લઘુમતિ હોય ત્યાં હિંદુઓ પણ આવો જ વિચાર કરે. જો હિંદુઓમાં રાષ્ટ્રીય ભાવના એટલી પ્રબળ હોય કે પરદેશી સરકારના હાથમાં કોઇ પણ સત્તા રહે તેના કરતાં મુસલમાનોના હાથમાં એ સત્તા રાખવી પડે તો બ્હેતર છે તથા મુસલમાનોને એવી ભાવના હોય કે ઇંગ્રેજ સરકારની સત્તા કરતાં હિંદુ સત્તા રહે એ વધારે ઠીક છે તો જ સપ્રુ સાહેબની સૂચના આશિર્વાદ સમાન થઇ પડત; કારણકે રાષ્ટ્રીય ભાવનાથી ભરેલાં હિંદુ અને મુસલમાનો સરકારના હાથમાં સત્તા ચાલી જવાના ભયથી એક બીજા સાથે સંપીને જ રહે. પરંતુ આજની આપણી સ્થિતિમાં આ સૂચના હુલ્લડોને માટે એક વધારાનું કારણ પુરૂં પાડનારી છે. પંડિતજીની સૂચનાને પણ આ જ ટીકા લાગુ પડશે. શ્રી. ગુમાની સૂચનામાં ગુન્હેગારને બદલે નિર્દોષ માણસને સજા થવાનો ઘણો સંભવ રહેલો છે.

હુલ્લડો થવાના સંજોગો ઉભા કરી આપનાર—જુદા કોમી મતદાર મંડળની રચના કરનાર—કાયદો આ હુલ્લડોને માટે જવાબદાર છે. ગુન્હેગાર કોણ છે અને ગુન્હો કરનારને શી શિક્ષા કરવી એવા નહિ ઉકેલી શકાય એવી પ્રશ્નની ચર્ચામાં પડવાને બદલે કોમી મતદાર મંડળને સ્થાને પ્રદેશવાર એકત્ર મતદાર મંડળ સ્થપાય એવી જાતનો કાયદામાં સુધારો કરાવવાનો પ્રયત્નો દેશના સર્વ આગેવાનો કરે એમાં જ રાજકીય ડહાપણ રહેલું છે. ભલે, વચલા માર્ગ તરીકે કોમી પ્રતિનિધિત્વ કાયમ રહે પરંતુ એ પ્રતિનિધિઓને ચૂંટનાર મંડળ હિંદુ મુસલમાનોનું ભેગું રહેવું જોઈએ. આમ થવાથી હિંદુ પ્રતિનિધિઓને મુસલમાન મતદારોની મદદ લેવી પડશે અને મુસલમાન પ્રતિનિધિઓને હિંદુ મતદારોની મદદ લેવી પડશે. પરિણામે બન્ને કોમના ઉદાર મત ધરાવનાર પ્રતિનિધિઓ જ રાજકીય સંસ્થાઓમાં ચૂંટાશે અને એક બીજા જોડે સહકારના સંજોગો ઉભા થતાં કોમી હુલ્લડો શમી જશે. ગુન્હો કરવાના સંજોગો ઉભા કરી આપ્યા પછી ગુન્હેગારને શિક્ષા કરવાની યોજનાઓ ઘડવા પાછળ શક્તિ ગુમાવવી તેના કરતાં ગુન્હો થવાના સંજોગો—કોમી મતદાર મંડળ—દૂર કરવા માટેની ચળવળ સર સપ્રુ તથા પંડિત નહેરૂ બન્ને ભેગા મળીને ઉપાડી લે એવી અમે સૂચના કરીએ છીએ.

દે.

### ઇંગ્લાંડની હડતાળ.

ગઇ ચોથી મે બ્રિટિશ પ્રજાના અને ખાસ કરીને મજૂર ચળવળના ઇતિહાસમાં યાદગાર દિવસ રહી જશે. ગયા મે મહિનાની ચોથી તારીખે ઇંગ્લાંડમાં હાલ ચાલતી કોલસાની હડતાળને અંગે સામાન્ય જંગી હડતાળ પડેલી. આ હડતાળ જેટલી એકાએક પડી તેટલી જ તે નવ દિવસમાં એકદમ બંધ થઇ. ત્યાર પછી પણ ખાણના કામદારોની લડત ચાલુ રહી અને

મહાસભાને પૂછીને આ કામદારોએ હડતાળ પાડી નહોતી. ખરૂં પૂછાવો તો મજૂર મહાસભાએ તેને વખોડી પણ કહાડી હતી. આ સંબંધી એક બીજી વાત એ નોંધવી જરૂરી છે કે એક બાજુ સરકાર હડતાળ તોડવા ફરી તૈયારી કરી રહી હતી ત્યારે હડતાળ પાડવાને માટે તૈયારી કરવામાં મજૂરોનો વાંક શી રીતે કહી શકાય ?

મેની ચોથીએ મધરાતે રેલ્વેના, ટ્રામના, અને છાપખાનાના કામદારો બહાર પડ્યા. લગભગ ૩૦ લાખ કામદારોએ તેમનું મધરાતે કામ પુરૂં થયું અને તાર મળ્યા કે કામ છોડ્યું. મજૂર મહાસભાએ પ્રજાને તદ્દન આવશ્યક ચીજો–ખોરાક આદિ–મળે તેને માટે ચોક્કસ સૂચનાઓ મારફતે જણાવ્યું હતું કે આ કામમાં જોડાયેલા કામદારોએ હડતાળ પર જવું નહિ. જ્યાં જ્યાં આ કામ માટે મજૂરો જોઈતા હતા ત્યાં ત્યાં તેમણે તેમને મોકલવાનું ચાલુ રાખ્યું. સરકારે પ્રજાને વસ્તુઓ પુરી પડે તેને માટે સ્વયંસેવકોના દળ ઉભાં કર્યાં. ઑક્સફર્ડ અને કેમ્બ્રીજના વિદ્યાર્થીઓથી માંડીને કુમારિકાઓએ પણ આ કામમાં મદદ કરી. ખબરો બ્રોડકાસ્ટ-થી અને વિમાનોથી અપાઈ. જવા આવવા ખાનગી મોટર વગેરેનો ઉપયોગ થયો. (ટાઇમ્સ) જેવાં છાપાં ટાઈમશીટ તરીકે બહાર પડ્યાં. સરકારે 'બ્રિટીશ ગેઝીટ, નામનું એક નાનકડું પત્ર પ્રચાર માટે બહાર પાડયું. મજૂરોએ તેની દલીલોના જવાબ આપવા માટે તેમજ પ્રચાર માટે 'બ્રિટીશ વર્કર' બહાર પાડયું. આમ નવ દિવસ ચાલ્યું. પણ બધે થોડાક છમકલાં બાદ કરતાં શાંતિ જળવાઈ.

સરકારે જણાવ્યું કે (આ લડત પ્રજાઓ અને બંધારણ વિરુદ્ધ એક વિપ્લવ છે'. આના જવાબમાં મજૂરો ભારપૂર્વક જણાવતા હતા કે 'આ તો એક ઔદ્યોગિક તકરાર છે. મજૂરોના નિર્વાહનું ધોરણ ચાલુ રાખવા આ લડત છે. ખાણના કામદારોને મદદ કરવા જ આ લડતનો આરંભ કરવામાં આવ્યો છે.' પાછળથી સર જ્હોન સાઇમને–જે ઇંગ્લાંડના પ્રખ્યાત ધારાશાસ્ત્રી છે–આ લડત કાયદેસરની નથી અને તેથી આ લડત પાડનાર અને પડાવનાર બધા આમાં જે નુકશાન જાય તેને માટે જવાબદાર છે એમ સચોટ જણાવ્યું. એક જગ્યાએ આ સંબંધી નિર્ણય મળે તે સારૂ કેસ પણ માંડવામાં આવ્યો અને મજૂરો આમાં હાર્યા.

એમ કહેવાય છે કે આ હારની ભારે અસર થઈ. વળી રૂશિયાથી આવતી પૈસાની મદદ પણ સરકારે અસાધારણ કાયદાઓને આધારે રોકી. દરમ્યાન પાદરીઓ સુલેહ કરાવવા મથી રહ્યા હતા. અને મી. લૉઇડ જ્યોર્જ સાહેબના સંદેશા શરૂ કરાવવા આગ્રહ કરતા હતા. મી. બોલ્ડવીને 'બ્રૉડકાસ્ટ' કર્યું કે સામાન્ય હડતાળ બંધ થાય તો તેઓ મસલત ખુશીથી શરૂ કરશે. મજૂરોએ આ તકનો લાભ લઈ સામાન્ય હડતાળ બંધ કરવાના સંદેશા મોકલ્યા. શહેનશાહ અને વડા પ્રધાને બધા પક્ષોને સુલેહ શાંતિ રાખવા, અને કોઇ પણ પક્ષે ફુલાઇ ન જવા સંદેશા પ્રકટ કર્યા.

આ હડતાળમાં મજૂરો હારી ગયા કે છત્યા તે સવાલ પુછાયા કરે છે. આનો જવાબ મજૂરોના પત્ર 'બ્રિટીશ વર્કરે' હડતાળ બંધ થતાં આપ્યો હતો. આ પત્રે આ વખતે લખેલું કે ખાણના કામદારોના માટે માર્ગ મોકળો થયો છે અને તેટલા પ્રમાણમાં આ લડતથી વાતાવરણ સુધર્યું છે તેથી મજૂરો છત્યા છે, પણ હડતાળ પુરી થયા પછી રેલ્વે આદિના કામદારોને કામે લેવામાં જે મુશ્કેલીઓ માલિકોએ નાખી હતી તથા કેટલીક જગ્યાએ આવી લડત ન કરવા લખાવી લીધું હતું તે જોતાં એમ લાગે છે કે મજૂરોની આ સામાન્ય હડતાળમાં એક રીતે હાર થયેલી. 'એકરીતે' કારણ કે આ લડતથી મજૂર ચળવળનું બળ

કરારનો ખરીનો બહાર પડયો. આ કરારનો મુખ્ય મુદ્દો સ્વરાજ્ય મળે ત્યારે પ્રતિનિધિત્વનું પ્રમાણ કેટલું રાખવું તે નક્કી કરવાનો હતો. તેમાં નક્કી કરવામાં આવ્યું હતું કે ધારા-સભાઓમાં વસ્તી પ્રમાણે પ્રતિનિધિત્વ રાખવું. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં ૬૦ અને ૪૦ ના પ્રમાણમાં એટલે જે જીલ્લા અથવા વિભાગમાં જેની—હિંદુ અથવા મુસલમાનની—બહુમતી હોય તેને ૬૦ ટકા અને જેની લઘુમતી હોય તેને ૪૦ ટકા પ્રતિનિધિત્વ મળે. સરકારી નોકરીઓ માટે મુસલમાનોને ૫૫ ટકા મળવી જોઇએ તેમ નક્કી કર્યું હતું. તે ઉપરાંત ધર્મને લગતો કોઈ પણ ઠરાવ તે ધર્મના ૭૫ ટકા ચુંટાએલા સભ્યોની સંમતિ સિવાય ન લાવી શકાય, મસીદ અથવા મંદિર પાસે વાજાં વગાડી ન શકાય, ગોવધ વિ. પ્રશ્નો ન છેડવાનો, તેમજ દરેક વિભાગ અથવા પેટા વિભાગમાં હિંદુ અને મુસલમાનોની સરખી સંખ્યાવાળી તકરારી બાબતો અટકાવવા અને તેનો નિવેડો લાવવા એક સમિતિ નીમવાની પણ તેમાં શરતો હતી.

આ કરાર સામે ઘણાઓની લાગણી તો હતી જ. પરંતુ તે વખતની હિંદુ—મુસ્લીમ—એકતા માટેની ઉત્કંઠા, દેશબંધુની લાગવગ તેમજ ધારાસભામાં બહુમતી મેળવવાની આશાએ તે લાગણી આગળ વધી નહિ. પરંતુ ધારાસભાની ચુંટણી થઇ ગયા બાદ અને દેશની રાજકિય ચળવળ ધીમી પડતાં કેટલેક સ્થળે હિંદુ મુસ્લીમ હુલ્લડો થયાં અને તે કોઇ પણ જાતની સમાધાનીથી અટકાવી શકાય તેમ ન લાગ્યું. કમનશીબે દેશબંધુનું મૃત્યું થયું અને આખા સ્વરાજ પક્ષ અને ખાસ બંગાળ પ્રાંતિક મહા સભાનું નાવ ખોરંભે ચઢ્યું. શ્રી. સેનગુપ્તા દેશબંધુની જગાએ આવ્યા પણ તેમનો પ્રભાવ અને વ્યક્તિત્વ દેશબંધુ જેટલી અસર ન પાડી શક્યાં. કરાર સાથે ઉત્પન્ન થએલી લાગણી વધતી ચાલી અને ગયા એપ્રિલ માસમાં કલકત્તામાં ચાલેલાં હુલ્લડોએ સમાધાનીમાં માનનારાની ધીરજ ખુટાડી. હુલ્લડમાં કેટલાએ હિંદુ અને મુસલમાનો ઘાયલ થયા, મરાયા અને બ્રિટિશ સામ્રાજ્યના બીજા નંબરના શહેરમાં ૨૭ દિવસ સુધી ક્રાંતિ અને અવ્યવસ્થાનું રાજ્ય થઈ ગયું. હિંદુ મુસ્લીમ એકતામાં માનનારા પણ ધીરજ ખોઈ બેઠા અને થોડા જ વખતમાં મળનારી કૃષ્ણનગર પરિષદમાં આ કરાર રદ કરવાનો ઠરાવ રજુ કરવાની કેટલાક કાર્યકર્તાઓ તરફથી ખબર આપવામાં આવી. જબરજસ્ત હિંદુ મુસ્લીમ રમખાણની જ્વાળા પુરેપુરી હોલવાઈ પણ નહોતી તે પ્રસંગે મળેલી પરિષદનો ફેજ કેવો આવે તે કલ્પવું મુશ્કેલ નથી. શ્રી. બી. એન. સરમલના ભાષણ સાથે કેટલાક બંગાળી પ્રતિનિધિઓ કુદી પડ્યા અને પરિણામે તેમને પ્રમુખપદ છોડવું પડ્યું. ત્યાર પછી શ્રી. સેનગુપ્તાએ પોતે પ્રાંતિક સમિતિના પ્રમુખ તરીકે પરિષદ બરખાસ્ત કરી. પરંતુ ત્યારબાદ કેટલાક પ્રતિનિધિઓએ શ્રી. જે. ચોધરીના પ્રમુખપણા નીચે પરિષદ ભરી અને હિંદુ મુસ્લીમ કરાર રદ કરવાનો ઠરાવ પસાર કર્યો. આ પ્રમાણે સળગેલી લડાઇનો નિવેડો ગઈ તા. ૧૩ મીની બંગાળ પ્રાંતિક સમિતિની સભામાં આવવાનો હતો. મુખ્ય તકરાર કરાર રદ કરવા કે નહિ તે બાબતની હતી. બન્ને પક્ષો પોતપોતાનાં બળ સંગઠિત કરવા લાગ્યા અને વળી બીનસ્વરાજી મહાસભાવાદીઓ પણ કરારની વિરૂદ્ધ સખત ચળવળ ચલાવવા લાગ્યા. શ્રી. સેનગુપ્તાની આગેવાની માટે આ કટોકટિનો સમય હતો. તેમણે જાહેર કર્યું કે જે વખતે કરાર રદ થશે તે વખતે સભાનો મારામાં અવિશ્વાસ છે તેમ હું માનીશ અને મારી જગાનું રાજીનામું આપીશ. સામા પક્ષ તરફથી શ્રી. અમરેન્દ્રનાથ ચેટરજી અને શ્રી. ઉપેન્દ્રનાથ બેનરજીએ કમર કસી અને જો શ્રી. સેનગુપ્તા રાજીનામું આપે તો નવો પ્રમુખ

ચુંટવા પણ તૈયારી કરી. આ સભા બંગાળના સ્વરાજ પક્ષના ઇતિહાસમાં એક માર્ગસૂચક સ્થંભ માફક હતી. ૩૫૦ માંથી ૨૫૯ સભ્યો હાજર રહ્યા હતા અને પુષ્કળ વાટાઘાટ અને તકરારને અંતે આ પ્રશ્નનો નીવેડો આણવાનું કામ ગૌહત્તીની મહાસભા સુધી મુલતવી રાખવામાં આવ્યું હતું. આ રીતે મુસલમાનો અને કલકત્તા બહારના સભ્યોની મદદથી શ્રી. સેનગુપ્તાની જીત થઈ અને બંગાળાના કરાર થોડા વખતને માટે તો કાંઇ પણ હરકત વિના ચાલુ રહેશે. આ કરારને એક પક્ષ તરફથી દેશબંધુ દાસનું વીલ' ગણવામાં આવે છે, જ્યારે બીજો પક્ષ હાલ વસ્તુસ્થિતિ બદલાઇ ગએલી હોવાથી તેને કાગળનું ચીંથરૂં ગણે છે. જો કે હાલ થોડા બખતને માટે તો આ પ્રશ્ન મુલતવી રહેલો છે તે છતાં તે અગ્નિ ક્યારે ભભુકશે તે કહી શકાય નહિ. અત્યારે કરવામાં આવેલી ગોઠવણ એક રીતે સ્વાર્થી છે. ગૌહત્તીની મહાસભા ડીસેમ્બરમાં મળશે. અને ધારાસભાની નવી ચુંટણી નવેમ્બરના અંતમાં અથવા ડીસેમ્બરની શરૂઆતમાં થશે. તેથી મહાસભામાં અથવા તે પછી તેનો ગમે તે ફેંસલો થાય તે બાબત કેટલાકને લેવાદેવા નથી. અત્યારે શાન્ત થએલો ભડકો ગમે ત્યારે પણ સળગવાનો જ છે અને તે વખતે આના કરતાં પણ માઠી જ પરિસ્થિતિ થવાની. આ કરારની પ્રથા જ દોષવાળી છે. કરારમાં જુદું પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું ત્યારે જ બન્ને જુદા છે એમ લાગ્યું. અને આ જુદાઇની માન્યતા એટલે સુધી વધી કે જેથી બંને કોમો એકબીજાને દુશ્મન ગણવા લાગી. આ સ્થિતિ અટકાવવાનો એક જ અને છેલ્લો ઉપાય છે, અને તે એ કે જુદા પ્રતિનિધિત્વની પ્રથા જ કાઢી નાખવી. જેમ હાલ મુંબાઈની મ્યુનિસિપાલિટિની ચુંટણીમાં બને છે તેમ જુદી જુદી કોમના જુદા જુદા પ્રતિનિધિઓ ન રાખતાં એક સામાન્ય મતદાર મંડળ જ રહે અને તેમાં જે વધુ લોકપ્રિય અને જનહિતૈષી હોય–પછી તે ગમે તે કોમનો હોય–તે જ ચુંટાય. જો આમ બને તેમ ન હોય તો જુદી કોમના પ્રતિનિધિઓની સંખ્યા નક્કી કરવામાં આવે પરંતુ મતદાર મંડળ તો એક જ રહેવું જોઇએ એટલે કે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વિ. એક જ મતદારમંડળની યાદીમાં રહે. આને લીધે પણ જે મુસલમાન બીજી કોમોમાં લોકપ્રિય હશે તે જ ચુંટાશે; નહિ કે મુસલમાનોના મત મળ્યા એટલે ચુંટાઈ જઇશું અથવા હિંદુઓના મત મળ્યા એટલે ચુંટાઈ જઇશું. બન્ને કોમને એકબીજાની ગરજ પડશે અને પરિણામે કોમી વિખવાદ અને ઝેરી લાગણીઓનો પ્રસંગ નહિ આવે. એકંદરે હાલની સ્થિતિ જોતાં બંગાળ પ્રાંતિક સમિતિનો ઠરાવ કલહનું મૂળ કાઢનાર નથી પણ ફક્ત ૭ મહિના માટે થીંગડા સમાન છે એમ કહ્યા સિવાય ચાલે તેમ નથી.

જો.

# ૠ પ્રસ્થાન ૠ

પુસ્તક ૨ આષાઢ ૧૯૮૨ અંક ૩

## વિસર્જન

( સોનેટ )

પ્રભો ! છંકારી દે સકળ ગ્રહ તારા ઉદધિમાં
અને સંકેલી લે ઘડીક મહીં આ રાસ રમવા
ચઢી ચોપાસે જો, પ્રલયપૂર વ્યાપે પલકમાં
ગ્રહી લેજે મ્હારૂં દગજલ, ખુટે શક્તિ મહિમા !

ત્રુટે ગેબી ગૂહા અનલ સરખાં વિશ્વ ફરતા
ફરે ઝંઝાવાતો ફરી ફરી બધું યે જગ સીંજે,
ખુટે એ વાયુ તો હૃદયભરમાં દાહ દવતા
નિસાસામાંથી યે પ્રલયપૂર તો એક ગ્રહજે !

અને પ્હાડોના જો વિજ તણુખથી કોઠ જ ફુટે,
ઉન્હા અંગારાથી ગગન પટ વ્યાપે રજ રજે,
અને વજ્રો જેવા દૃઢ વિજ કડાકા કદી ખૂટે,
અરે આ હૈયાની ઉર ધબક એકાદ ગ્રહજે !

નિસાસો આંસુને ઉર ધબક સર્વે તુજ વહી
થશે નક્કી દેવા ! તુજમય નવા સર્જન મહીં.

ચન્દ્રવદન મહેતા

# દેશબંધુને શ્રદ્ધાંજલિ*

બ્હેનો અને ભાઈઓ,

દેશબંધુના દેહોત્સર્ગને આજે એક વરસ પૂરૂં થાય છે. એમની શ્રાદ્ધતિથિ ઉજવવાને આપણે સૌ ભેગા થયા છીએ. આખા વરસ દરમ્યાન પોતપોતાના તુચ્છ સ્વાર્થકાર્યમાં મચેલા અથવા અહંકારજનિત મતમતાંતરના ઝઘડામાં ગૂંથાએલા દેશસેવકોને પણ પોતાની ક્ષુદ્રતાને ત્યાગવાનો અને દેશબંધુના મહાન આત્માના સ્મરણસત્સંગ દ્વારા પોતાની જાતને ઉચ્ચતર વાતાવરણમાં લઈ જવાનો આજે યોગ્ય અવસર છે. દેશબંધુના "પુનરૂજ્જીવન"ની આજે પુણ્યતિથિ છે કારણકે આજે દેશમાં ઠેરઠેર અસંખ્ય નરનારીઓના હૃદયમાં દેશબંધુનો આત્મા પ્રગટ થયો હશે. એમને શ્રદ્ધાંજલિ અર્પવાના આજના પ્રસંગે એમના જીવનનું સ્વરૂપ સમજવું ઉચિત છે. દેશબંધુના સમગ્ર જીવનનો પરિચય આપવાનો મને અધિકાર નથી. એ કાર્ય તો જગતના સર્વશ્રેષ્ઠ પુરૂષની સમીપ રહીને આત્માની અગાધ મહત્તાનું પ્રત્યક્ષ દર્શન જેમણે કર્યું છે એવા મહાદેવભાઇ કરશે. મને તો એમના જીવનનાં એક જ અંગનો પરિચય કરાવવાનું કામ સોંપાએલું છે. દેશબંધુના કવિ–જીવન વિષે મારે કંઈક બોલવું એવા મહામંત્રીના આગ્રહને વશ થઇને એ સાહસ હું કરૂં છું ખરો, પરંતુ મને પૂરેપૂરૂં ભાન છે કે જેમનું આખું જીવન જ એક મહાકાવ્ય હતું તેમનો પરિચય તેમણે ભાષામાં ઉતારેલાં કેટલાંક કાવ્યોથી કરાવવો એ અતિ વિકટ કાર્ય છે. વળી દેશબંધુના કવિત્વની અને એમની માનવતાની સીમા કયી બાંધવી? એમનું કવિત્વ એમના જીવન–મહાસાગરના એક મોજાં જેવું છે. કેટલાક મહાકવિઓનાં જીવન અને કવનમાં પણ જે ભેદ માલમ પડે છે તે દેશબંધુમાં નથી. અને તેથી જ જીવનની સાચવટમાં કલાની ભક્તિ એમનાથી ઓછી થઇ હશે. કલાની દૃષ્ટિથી કદાચ એમની કવિતાનું સ્થાન બહુ ઉંચું ન પણ હોય; પરંતુ જીવનની સચ્ચાઇ, લાગણીનો ઉન્માદ અને ભક્તિની આર્દ્રતાથી એમનાં કાવ્યો છલાછલ ઉભરાય છે. પોતાના પ્રાણમાં સાગરનું આવાહન કરતી વેળા ચિત્તરંજન કહે છે:—

"જાનિના કથાર બોધ, ભાષાર વિન્યાસ,
જાનિના ગાનેર સુર, તાનૅ લય માન,
આમાર અન્તર તલે મુક્ત ચિદાકાશ,
અનન્તેર છાયા ભરા આમાર પરાણ!"

* ગુજરાત મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ સમક્ષ તા ૧૧-૭-૨૬ના રોજ આપેલું ભાષણ.

[ નથી જાણતો હું શબ્દોના મોહને કે વાણીની ટાપટીપને. ગાયનના સુરની, તાનની, લયની કે માનની મને ગમ નથી મારા અંતરનું ચિદાકાશ મુક્ત છે, અને મારો પ્રાણ અનન્તની છાયાથી ભરેલો છે. ]

જેમનું જીવન અનન્તની છાયાથી છવાએલું હતું તે કલાની સીમાબદ્ધતાનો સ્વીકાર કરે એમ ન્હોતું અને તેથી જ બંગાળી સાહિત્યમાં એમનો ફાળો એક મુઠી દાનથી વધારે નથી–જો કે એ મુઠી સોનાથી ભરેલી હતી. પોતાના ભાવને સ્વચ્છ સુંદર ભાષામાં વ્યક્ત કરી ત્યાં જ અટકી જનાર કવિને સુંદર કાવ્યો લખવાનો અવકાશ પુષ્કળ મળે અને એનો કાવ્યસંગ્રહ સાહિત્યમાં અમર રહે એ સ્વાભાવિક છે. પરંતુ દેશબંધુના જીવનનો પ્રકાર જુદો હતો. એમનું જીવન કાવ્યથી એટલું છલોછલ ઉભરાતું હતું કે કાવ્ય લખવાની એમને પૂરતી ધીરજ ન્હોતી. પોતાના ભાવને અનુકૂળ **કાવ્યપ્રદેશ**માં વિહરવા કરતાં એમણે પોતાની જીંદગીનો મોટો ભાગ પોતાના ભાવને પ્રગટ કરતા **કાર્યપ્રદેશ**માં ઉતારવામાં ગાળ્યો. પોતાનાં દુઃખી બાંધવોનાં દુઃખથી દાઝીને એમણે કવિતા નહિ લખી પરંતુ તેમનાં દુઃખ મટાડવાને પોતે જાતે દારિદ્ર ધારણ કરી પોતાનો પ્રાણ પાથર્યો. એમનાં કાવ્યો કરતાં એમનું જીવન વધારે મોટું હતું; છતાં એમનાં કાવ્યો ઉપરથી એમના જીવનનો વિકાસક્રમ જોઇ શકાય છે.

પ્રથમ અવસ્થામાં એમને અહંભાવ ખૂબ હતો. પોતાની બુદ્ધિ ઉપર અટલ વિશ્વાસ હતો. અને તેથી જ યૌવનાવસ્થામાં અશ્રદ્ધાળુ તરીકે તેમનો પરિચય થાય છે. જે કંઇ જ્ઞાનથી ગ્રહણ ન થઇ શકે તેના ઉપર એમને આસ્થા ન્હોતી. એમણે સાહિત્યક્ષેત્રમાં પોતાનો પ્રવેશ 'માલંચ' નામના કાવ્યગ્રંથથી કર્યો. એમાં એક ઠેકાણે એઓ લખે છેઃ—

"સત્ય બલે પૂજા કરિ અલીક સ્વપન,
ઇશ્વર ઇશ્વર બલિ અબોધ ક્રન્દન,
પ્રચન્ડ ઝટિકા વહિ ગગન ભરિયા
બાડાઇયા આમાદેર વિજન વેદન."

[ મિથ્યા સ્વપ્નને સત્ય માનીને મેં એની પૂજા કર્યા કીધી. 'ઇશ્વર' 'ઈશ્વર' પોકારીને બેવકૂફની માફક ક્રંદન કર્યું. અહીં તો (ઇશ્વરને બદલે) કોઇ પ્રચંડ વાવાઝોડું સારા આકાશમાં વ્યાપી જઇને આપણાં સુખશાન્તિ હરી લે છે અને નિરાધાર અવસ્થામાં આપણું દુઃખ વધારી મૂકે છે.]

આવા માણસનું મન સ્હેજે જ મનુષ્યના લાલસા ભરેલા પ્રેમ તરફ ઢળે છે અને પછી લખે છેઃ—

"આમાર એ પ્રેમ બુઝિ તૃપ્તિહીન તૃષા,
સમસ્ત જીવન એક નિદ્રાહીન નિશા!"
"ગુંજરે લાલસા મોર, લુબ્ધ અલિ જેન,
આમાર એ પ્રેમ શુધુ, રક્તેર લાલસા."

[ મારો આ પ્રેમ જાણે નહિ છીપે એવી તરસ છે, આખું જીવન એક નિદ્રા વગરની રાત્રિ છે, મારી લાલસા લોભી ભમરાની જેમ ગુંજ્યા કરે છે અને મારો પ્રેમ માત્ર લોહીની (દેહના ઉપભોગની) લાલસાથી ભરેલો છે. ]

આ પછીના 'માલા' નામના ગ્રંથમાં એનો પ્રેમ હજી 'અહંભાવ'થી તો ભરેલો રહે જ છે છતાં કંઈક સૌમ્ય સ્વરુપ ધારણ કરે છે. કવિ કહે છેઃ—

"હે [1]મોર પ્રભાત–પુષ્પ, હે અપરિચિતા !
હે [2]આમાર યૌવનેર પૂર્ણ પ્રસ્ફુટિતા !
હે મોર માનસ સ્વર્ગ, હે સ્વપ્ન અંચલા,
હે મોર ચંચલ ચિત્તે ચિર અચંચલા !
હે આનન્દ નિખિલેર ! હે શાન્ત રંગિણી !
હે આમાર યૌવનેર સ્વપ્ન સંગિની !
હે આમાર [3]આપનાર ! હે આમાર પર !
હે આમાર બાહિરેર હે મોર અન્તર !"

આ સ્વાર્થી પ્રેમે પોતાનાં સ્ત્રી, પુત્રપરિવારને પોતાનાં કરી માન્યાં. 'સાગરસંગીત'માં તેમને પ્રથમ અનન્તના પ્રેમનું ઝાંખું દર્શન થયું અને પોતાના સાચા સ્વરૂપનું ભાન થવા લાગ્યું એટલે કવિ લખે છેઃ–"આમિ જન્ત્ર, તુમિ જન્ત્રિ!" [હું તો એક વાજીંત્ર માત્ર છું, એનો બજાવનાર તો તું છે.] વળી એને પોતાની પહેલાંની ક્ષુદ્રતાનું ભાન થાય છે એટલે કહે છેઃ—

"છોટ છોટ દીપ લ'યે ખેલિતેછિલામ,
ગુન ગુન ગાહિ ગાન ધરેર ભિતરેઃ–
ક્ષુદ્ર પ્રાણે આનમને આંકિતેછિલામ
છોટ છોટ સ્વપ્નછબિ પ્રદીપેર કરે !
તોમારે ભુલિયાછિનુ હે સિન્ધુ આમાર !—
આપનાર સ્વપ્નબદ્ધ ક્ષુદ્ર ખેલાધરે
આલસ્ય રચિત મોર પુષ્પમાલિકાર
તુલિયા ધરિતે છિનુ ક્ષુદ્ર દીપ કરે !
જેમનિ ડાકિલે તુમિ ગભીર ગર્જ્જને,
અનન્ત રાગિણીભરા ધ્વનિતે તોમાર,
હૃદયમન્થનકરા વિપુલ તર્જ્જને,
ભેસે ગેલ અન્તરેર એપાર ઓપાર !
ભાંગિલ સે ખેલાધર પ્રદીપ નિભિલ !
આમારે તોમાર વક્ષે ડૂબાઇયા દિલ !"

[ગાયનો ગણગણતો બેઠો બેઠો હું નાના નાના દીપ જોડે ખેલતો હતો; દીવાને અજવાળે ક્ષુદ્ર હૃદયે અન્યમનો થઇને નાની નાની સ્વપ્નમૂર્તિઓ આલેખતો હતો અને ઓ મારા સિન્ધુ! તને હું વિસરી ગયો હતો. મારી નાની ગોલકીની અંદર નવરો બેઠો બેઠો પુષ્પમાલા ગૂંથીને નાના દીવાને પહેરાવતો હતો ત્યાં તો ઘોર ગર્જના કરીને તેં મને સાદ પાડયો એટલે તરત જ અનંતરાગિણીઓથી ભરેલા તારા એ ધ્વનિથી અને હૈયાને વલોવી નાંખનારા તારા આ વિપુલ ક્રોધથી મારા અંતઃકરણની બન્ને પાળ તૂટીને વણાઇ ગઇ, ગોલકી ભાંગી ગઇ, દીવો બુઝાયો અને ત્હારા હૈયામાં તેં મને ડૂબાવી દીધો.]

[1] મ્હારે [2] મ્હારી [3] પોતાની

'સાગરસંગીત'માં દેશબંધુનો આત્મા સાગરની વિશાળતા—અનન્તતા અનુભવે છે. જેટલા પરિચયથી અને જે સખાભાવથી પોતે સાગરને સંબોધે છે તે ઉપરથી એમના આત્માનો મહા-સાગરના આત્મા જોડેનો ગાઢો સંબંધ આપણને જણાઇ આવે છે, એટલું જ નહિ પરંતુ આખા 'સાગર-સંગીત'માં આપણને એમ લાગ્યાં જ કરે છે કે ચિત્તરંજન જાણે પોતાની જ અંદર રહેલા કોઇ બૃહદ્ આત્માનું ઉદ્બોધન ન કરી રહ્યા હોય!

"હે આમાર આશાતીત હે કૌતુકમયિ!
દાંડાઓ ક્ષણેક તોમા છન્દે ગેંથે લઇ!
દાંડાઓ ક્ષણેક! આમિ અર્ણવેર ગાને,
પરિપૂર્ણ શબ્દહીન, અન્તરેર તાને,
છન્દાતીત છન્દે આજિ તોમારે ગાંથિબ,
અન્તર વિજને આમિ તોમારે બાંધિબ!
તુમિ કિ રબેના સેથા, હે સ્વપ્ન–અંચલા!
છન્દબદ્ધ, પરિપૂર્ણ, નિત્ય અચંચલા?"

[ હે મારી આશાથીયે પર, હે કૈતુકમયિ! ક્ષણભર થોભ, તને છંદમાં ગૂંથી લઉં; હું અર્ણવના ગીતમાં બીલકુલ શબ્દહીન અંતરના તાનમાં, છંદથીયે પર એવા છંદમાં આજે તને ગૂંથીશ, અંતરના એકાન્તમાં આજે તને બાંધીશ. હે સ્વપ્નાંચલા! તું શું મારા અંતરમાં છંદબદ્ધ, પરિપૂર્ણ અને સદાય અચંચળ થઇને ન રહે? ]

પહેલાં જે અહંભાવ એમનામાં હતો તે આજે દૂર થાય છે, ભક્તિથી હૃદય વિગલિત થાય છે અને કવિ ગાય છેઃ—

"તબે દાઓ મોરે દાઓ ડૂબાઇયા
આમિ અંધ હબ,
શબ્દ સાગર માઝે આમિ ડૂબે રબ!"

[ ત્યારે હવે તું મને ડૂબાવી દે, ડૂબાવી દે, અંધ બનીને હું આ શબ્દસાગરની અંદર ડૂબી રહીશ. ]

પછી દીન થઇને પ્રાર્થના કરે છેઃ—

"હે સિન્ધુ આમાર!
શુનાઓ એકટિ ગીત! મોર પ્રાણપતિ
ઢાલિ દેઓ અન્તહીન અમૃતેર ધાર
ચિરદિન ચિરકાલ પ્રતિધ્વનિ તાર
બાજિબે ઉજ્જ્વલ કરિ અન્તર આમાર!
આજ હ'તે આમિ, હે અર્ણવ! હે અશેષ!
ગાહિબ તોમાર ગાન ફિરિ દેશ દેશ!"

[ હે મારા સિન્ધુ! એકાદ ગીત સંભળાવ. અનંત અમૃતની ધારા મારા પ્રાણપાત્રમાં રેડી દે. એના પડઘાઓ સદા સર્વદા મ્હારા અંતરને ઉજાળતા ગાજ્યા કરશે; આજથી તો હે અર્ણવ, હે અશેષ! દેશે દેશ તારૂં જ ગાન ગાતો ફરીશ. ]

પરંતુ એટલામાં સાગરનાં નિરન્તર ધુધવાટ કર્યા કરતાં પાણી જોઇને જાણે સાગરના હૈયામાં કોઈ મહાવેદનાનું ગર્જન થતું હોય એવી સમવ્યથા ભોગવી કવિ નિસાસો નાંખીને સાગરને પ્રશ્ન પૂછે છેઃ—

" ઓગો કત કાલ ધરે વહિતેછ તુમિ
એ ગીત વેદના રાશિ હૃદય ભરિયા !
કત જન્મ જન્માન્તર,
કત જુગ જુગાન્તર !
ઓગો કતજુગ હ'તે એઇ ચિત્ત ચુમિ
એ ગાન ધ્વનિ છે વિશ્વ પાગલ કરિયા !—
કત જુગ જુગાન્તર
કત જન્મ જન્માન્તર !
હે અનાદિ, હે અનન્ત, તવ વ્યાપ્ત મહિમાય
એ ચિર ક્રન્દન ધારા કેમને વહિયા જાય.
કાંદિતેછે એકિ ક્ષુધા એકિ તૃષ્ણા અનિવાર !
એકિ વ્યથા ગરજે છે શ્રાન્તિહીન દુર્નિવાર ?
કત જન્મ જન્માન્તર—
કત જુગ જુગાન્તર !
હે આમાર અભિશપ્ત ! હે બંધુ આમાર !
હે આમાર શાન્તિહીન અશ્રુ પારાવાર !
આમિ જે તોમાર લાગિ
એસેછિ સકલ ત્યાગિ,
આમિ જે તોમાર લાગિ આસિબ આબાર
કત જુગ જુગાન્તર
કત જન્મ જન્માન્તર !"

[ હે બંધુ ! કેટલો કાળ થયાં હૃદયમાં આ સંગીતની વેદનાનો ભાર તું વ્હેતો આવ્યો છે ! કેટલા જન્મ જન્માન્તરો ને કેટલા જુગ જુગાન્તરોથી એ ભાઇ ! કેટલા જુગ થયાં તારૂં આ ગાન સહુનાં ચિત્તને ચુમીને વિશ્વને પાગલ કરતું ગાજી રહ્યું છે ! હે અનાદિ, હે અનંત, તારા વિશ્વવ્યાપી મહિમાની અંદરથી આ અખંડ આક્રંદની ધારા તે શી રીતે ચાલ્યા કરતી હશે ! એવી કયી ક્ષુધા, એવી કયી તૃષા નિરંતર રડી રહી છે ! એવી કયી દુર્નિવાર વ્યથા અવિશ્રાંત ગરજી રહી છે ? કેટલા જન્મારા થયાં ! કેટલા જુગાન્તર થયાં ? હે મારા શાપ પામેલા બંધુ ! હે અશાંત આંસુનાં સાગર ! હું આજે મારૂં સર્વસ્વ છોડીને તારે માટે ચાલ્યો આવું છું ને હજુએ તારે માટે ફરી આવીશ. અરેરે ! આ બધું કેટલા જુગ જુગાન્તરથી, કેટલા જન્મ જન્માન્તર સુધી ! ]

વળી જરા આગળ ચાલતાં પૂછે છેઃ—

" કોન પ્રશ્ન ઉઠિયા છે પાઓની ઉત્તર તાર ?
હૃદય ભરિયા આછે કોન સમસ્યાર ભાર ? "

[ તારા અંતરમાં એવો તે કયો પ્રશ્ન ઉઠયો છે જેનો ઉત્તર તને જડતો નથી? એવી તે કયી સમસ્યાનો ભાર તારા હૃદય ઉપર પડયો છે? ]

આમ સાગરને પ્રશ્ન પૂછ્યા પછી કવિ તેને કહે છે કે હું પણ તારા જ જેવો છું:-

" તોમાય આમાય જોગ ઓગો પારાવાર !
કોન દેશે કોન કાલે કોન પરપાર
ઉદારા મુદાર તારા બલ કોન્ ગ્રામે ?
કોન મહાશબ્દેર—કોન નિત્ય ધામે ?
કોન સંગીતેર કોન રાગિણીર પ્રાણે ?
કોન સુરે કોન તાલે કોન મહાગાને,
અનાદિ **અનન્ત** નિત્ય મહાપ્રાણ હ'તે
દુજને એસેછિ જેન દુટિ પ્રાણસ્રોતે !
તાર પર કતવાર જનમે જનમે
આમરા મિલેછિ દોંહે મરમે મરમે,
કતવાર છાડાછાડિ મિલેછિ આવાર
તુમિ આર આમિ આજ ઓગો પારાવાર !
તુમિ ભેસે જાઓ સખા ! અનન્તેર પાને !
આમિ જે ભાસિછિ શુધુ તોમારિ એ ગાને ! "

[ હે પારાવાર ! કયા દેશમાં, કયે સમયે અને કયે કિનારે, મન્દ્ર, મધ્ય અને તાર પૈકીના કયા ગ્રામે મારો ને તારો મિલાપ થયો હતો ! મહાશબ્દના કયા નિત્ય ધામમાં? કોણ જાણે કયા સંગીતની કયી રાગિણીના પ્રાણમાં? કોણ જાણે કયા સુર, તાલ અને મહાગાન મચાવતાં કોઈ અનાદિ, **અનન્ત** અને નિત્ય મહાપ્રાણમાંથી આપણે બન્ને જણ જાણે આત્મના બે પ્રવાહમાં ખેંચાઈ આવ્યા છીએ ! ત્યારપછી કેટલીવાર જન્મે જન્મે આપણે બન્ને હૃદયેહૃદય મળેલા, કેટલીયેવાર પાછા છૂટા પણ પડેલા, તે આજે ફરીવાર ભેગા થયા છીએ ! હે સખા ! તું ખેંચાતો જાય છે **અનન્ત**ની તરફ અને હું તણાઇ રહ્યો છું તારા સંગીતમાં. ]

કવિનો પ્રિય શબ્દ **અનન્ત** છે. એ શબ્દ એમના પોતાના જીવનમાર્ગની આગાહી કરે છે.

સાગરનું સંગીત સુણવાને ભાગ્યશાળી થયા પછી પણ કવિને સંતોષ વળતો નથી. એને તો આ પારનું સંગીત સાંભળ્યા પછી, પેલી પારનું સંગીત પણ સાંભળવું છે અને તેથી પોતાને પેલી પાર લઈ જવાની સાગરને પ્રાર્થના કરે છે. પરંતુ પેલે પાર જવા જેટલીએ ધીરજ એમનામાં રહેતી નથી એટલે બોલી ઉઠે છેઃ—

" એપાર ઓપાર કરિ પારિના ત આર
આજ મોરે લયે જાઓ **અપારે** તોમાર !
હે મોર આજન્મ સખા ! કાન્ડારી આમાર !
આજ મોરે લયે જાઓ અપારે તોમાર ! "

[ આ પાર, પેલો પાર કરીને હું થાકયો, હવે તો તું મને તારા **અપાર**માં લઇજા. ઓ મારા આજન્મ સખા ! હે સુકાની ! આજે તું મને તારા અપારમાં લઇજા. ]

'સાગર સંગીત'માં જેનો આભાસ એમણે મેળવ્યો હતો પરંતુ જેનું દર્શન વચ્ચે વચ્ચે થતું અને વળી પાછું જે સ્વરૂપ અદશ્ય થતું તેથી આકુળ થઇને એમના છેલ્લા ગ્રંથ 'અંતર્જામી'માં કવિ પોતાના અંતર્જામીને સંબોધે છેઃ—

"હે મોર વિજન બંધુ, હે આમાર અન્તર્જામી !
કતદિન કતવાર આભાસ પેયેછિ આમિ !
આજ કિ વંચિત હબ, ફેલે જાબે એકેવારે ?
એ મહા વિજન રાત્રે એઈ ઘોર અન્ધકારે ?
હા હા ! હા હા ! કરિ ઉઠે પરિચિત હાસ્યરવ !
કોથા તુમિ કોથા તુમિ એ જે અન્ધાર સબ !
જેખાનેઇ થાકો નાથ ! આછો તુમિ આછો તુમિ !
સકલ પરાણ મોર તોમાર ચરણ ભૂમિ
ભાવના છાડિનુ તબે; એઈ દાંડાઈનુ આમિ—
જે પથે લઇતે ચાઓ લયે જાઓ અન્તર્જામી !"

[હે મારા એકાન્તના સખા, હે મારા અંતર્જામી, કેટલીવાર હું તારી ઝાંખી પામ્યો છું. આજે શું હું વંચિત રહીશ ? તું મને તદ્દન છોડી જશે આ નિર્જન રાત્રિમાં-ઘોર અંધકારમાં ? તારૂં હાસ્ય 'હા હા' 'હા હા' કરતું ગાજી રહે છે. તું ક્યાં છે ? આ તો બધું અંધકારમય છે. તું ગમે ત્યાં હો પણ તું છે, તું છે. મારો સમસ્ત પ્રાણ તારી ચરણભૂમિ છે. મારે ફીકર શાની ? આ હું ઉભો. જે માર્ગે લઇ જવો હોય તે માર્ગે લઇજા મારા અન્તર્જામી !]

અશ્રદ્ધાથી શરૂ થયેલું જીવન સંપૂર્ણ ભક્તિમાં પરિણમે છે અને કવિ પોતાના જીવનને ઇશ્વરના હાથમાં સોંપી દે છેઃ–

"જે પથેઈ લયે જાઓ જે પથેઈ જાઇ;
મને રેખો આમિ શુધુ તોમારેઇ ચાઈ!
પાઇ વા ના પાઇ,
બંધુ હે ! તોમારિ લાગિ આકુલ પરાણ
બંધુ હે ! બંધુ હે ! આમિ તોમારેઇ ચાઇ !
જે પથેઇ લયે જાઓ, જે પથેઇ જાઇ !"

[તું મને ગમે તે માર્ગે લઇ જાય; હું ગમે તે માર્ગે જાઉં તો પણ એટલું સદા ધ્યાન રાખજે કે હું માત્ર તને ચાહું છું. તને હું પામું કે ન પામું તોએ આ મારો પ્રાણ તારે માટે જ આકુળ થઇ રહેલો છે. હે બંધુ ! હે બંધુ ! મારે માત્ર તારી જ ગરજ છે.]

અંતે મત્ત થઇને ચિત્તરંજન ગાય છેઃ—

"કિ આર કહિબ બંધુ ! આમિ જે પાગલ !
કિ જે કહિ કિ જે ગાહિ આબલ તાબલ !
આમિ મત્ત દિશાહારા,
દીન કાંગલેર પારા !–
એકટિ આશાર આશે પથેર પાગલ !

નયન દરશહીન હૃદય વિકલ
સબ અંગ જર જર શિથિલ વિફલ!
ફિરે ફિરે ગૃહે આસિ
શુધુ અશ્રુ જલે ભાસિ!
બુકે ટેને લઓ ઓગો! પરાણ પાગલ!
પાગલેર આર તુમિ કરોના પાગલ!
* * * *
કાંટાર જ્વાલાય જ્વલે મરિ, બંધુ હે આચાર!—
જ્વાલા ઉપર જ્વાલા! આજી પ્રાણ અંધકાર!
જીવનેર જત સુખ શેષ હોયે ગેછે,
જત ફુલ ફૂટે ફૂટે ઝરે શુકાયેછે,
જત દીન દુઃખે આમિ ભરેછિનુ પ્રાણ,
જત સ્વાન્ત આનન્દેર ગેયેછિનુ ગાન;
છોટ ખાટ સુખે જત ઉત્સવેર રાતિ
ફુલે ફલે સાજાતામ જ્વાલાતામ બાતિ,
લુકાયે આછિલ સબ કિ જાતિ કોથાય!
પ્રેતેર મતન આજી ઘિરે છે આમાય."

[ હું વધારે શું કહું? હું તો પાગલ છું. જે કંઈ બોલું, જે કંઈ ગાઉં તે લવારા જેવું જ છે. હું મત્ત થઈને દિશા ભૂલ્યો છું, દીન કંગાળની માફક એકની એક આશાએ રસ્તા પરનો પાગલ બન્યો છું. નયનદર્શન વિહોણાં છે; હૃદય વ્યાકુળ થયું છે. બધાં અંગો જર્જરિત, શિથિલ અને નકામાં થઈ ગયાં છે. ફરી ફરીને પાછો ઘેર આવું છું. અશ્રુ પ્રવાહમાં તણાઉં છું. મને તારા હૈયાં ભેગો તાણી લે. પ્રાણ મારો પાગલ બન્યો છે, પાગલને તું વધુ પાગલ કરીશ મા. કંટકની પીડાથી હું મરી રહ્યો છું. હે મારા બંધુ! દાઝ્યા ઉપર વળી ડામ! આજે પ્રાણ અંધકારમય થયો છે. જીવનનું સારૂંય સુખ દૂર થઇ ગયું છે. બધાં કુસુમો ખીલી ખીલીને સુકાઇ ગયાં છે. મારો પ્રાણ બધાં દીન દુઃખોથી ભર્યો હતો. ખુટી ગયેલા આનંદનાં જ ગીતો ગાયાં હતાં, મારા ક્ષુદ્ર સુખની ઉત્સવરાત્રિઓ ફૂલથી શણગારતો, રોશની કરતો. તે બધાં કોણ જાણે ક્યાં છૂપાઇ રહ્યાં હતાં તે બધાં આજે મને ભૂતની માફક ઘેરી લે છે. ]

અને છેવટે પ્રાર્થના કરે છેઃ—

"એસ આમાર મૃત્યુંજય! એસ અવિનાશિ!
બુકેર માઝે બાજિયે દાઓ અભય તોમાર બાંશી!
ભય ત્રાસ ઘુચે ગેછે, ચિરદિનેર તરે!
નાઇકિ આર આઁધાર કોન આમાર આંખિર પરે,
પ્રાણેર માઝે આઁકે બાઁકે વિભીષિકા જત
પાલિયે ગેછે તારા સબ ચિરદિનેર મત!
થાક આમાર પ્રાણેર પ્રાણે, થાક અનુક્ષણ!
મનેર માઝે સાડા દિયો ડાકિબ જખન!"

[ હે મારા મૃત્યુંજય આવ! હે અવિનાશી તું આવ! મારા હૃદયમાં તારી અભય બંસી બજાવ. સદાને માટે ભય અને ત્રાસ છૂટી ગયા છે, હવે મારી આંખે કશોય અંધકાર નથી રહ્યો. પ્રાણુમાં જે બધા ભય વાંકાચુંકા થઈને ભમતા હતા તે આજે સદાને માટે નાશી છૂટયા છે, તું હવે મારા પ્રાણુના પ્રાણુમાં આવીને વાસ કર. નિરંતર તું ત્યાં વાસ કરજે. અને જ્યારે જ્યારે તને બૂમ પાડું ત્યારે ત્યારે તું મારા અંતરમાંથી સાદ દેજે. ]

આ પછીનું એમનું જીવન આપણુને બધાને ખબર છે. આત્મ–બોધ મેળવી દેશ-આત્મ-બોધને પામવાની એમની તત્પરતા પણ કેટલી તીવ્ર હતી તે એમણે કરેલા સર્વસ્વના ત્યાગ પરથી સમજાય છે.

માણસના જીવનની કિંમત એણે કેટલું સિદ્ધ કર્યું તેના ઉપરથી નથી કરવાની; એના મનોરથો કેવા હતા અને એણે કેટલી સાધના કીધી એ ઉપરથી મનુષ્ય જીવનની કિંમત અંકાવી જોઇએ. આ કસોટીથી તો દેશબંધુનું જીવન ઇતિહાસમાં અમર રહેશે. એમના ગગનગામી મનોરથો, તે સફળ કરવાની એમની તાલાવેલી અને તેના પરિણામ રૂપે એમણે કરેલો સર્વસ્વનો ત્યાગ, એમનું નામ અમર કરવાને પૂરતાં છે. અને ઇતિહાસમાં નામ અમર ન રહે તો એ શું ? ઇતિહાસ તો કેટલીક વાર નગુણો–કૃતઘ્ની બને છે. અકબરથીએ વધારે પ્રતિભાશાળી, સહૃદયી, અને પ્રતાપી શેરશાહના નામને ઢાંકી દઈ ઇતિહાસે તો અકબરના નામને અમર કીધું છે ! મેસીડોનના ફીલીપની મહત્તા આગળ તેના દીકરા એલેકઝાન્ડરની કશી વિસાત નથી છતાં ઇતિહાસને પાને ફીલીપ નથી અમર થયો, એલેકઝાન્ડરને એ ભાગ્ય પ્રાપ્ત થયું છે. તેમ કોઈ વધારે વ્યવહારકુશળ, સંજોગવશાત્, પરિણામનો પરચો દેખાડનાર કોઇ બંગાલી ભવિષ્યમાં દેશબંધુના નામને ઢાંકી દે અને ઇતિહાસ ચિત્તરંજનને ભૂલે તોપણુ એના જીવનની ભવ્યતા, મહાસાગરના જેવી વિપુલતા, બંગાલના ઇતિહાસમાં અદ્વિતીય રહેશે.

ડીકુભાઈ રતનજી દેસાઈ.

# પ્રાચીન ભારતમાં પ્રજાતંત્ર શાસન પદ્ધતિ*

પ્રાચીન ભારતમાં પ્રજાતંત્ર શાસન પદ્ધતિ હસ્તી ધરાવતી હતી એ સિદ્ધ કરવાનો આ લેખનો ઉદ્દેશ ખરો, પરંતુ સાથે એ પણ ખુલાસો કરવો જરૂરી છે કે હું એ માનનારામાંનો એક નથી કે જે કેવળ પ્રાચીન યુગના યશોગાન ગાઇ રાચવામાં કે તે દ્વારા ઉન્નતિપથે ચઢવાની આશા રાખવામાં જ સર્વસ્વ માનતા હોય ! કેવળ પ્રાચીન યુગના યશોગાન અગર તો આપણા વડવાઓએ આ કર્યું હતું અને તે મેળવ્યું હતું, કે આપણા વેદોમાં જગતમાં આજે જે કંઇ નવી શોધો થાય છે તે ભરી પડી છે એવી માન્યતા, આપણો સ્વરાજપંથ મોકળો ન કરે. જો આપણે પ્રગતિને માર્ગે પ્રયાણ કરવા ઇચ્છતા હોઇએ, જો આપણે જગતના મહાન્ રાષ્ટ્રોની હરોળમાં ઉભા રહેવા લાયકાત પ્રાપ્ત કરવા ચાહતા હોઇએ તો, બેશક, એની સાધનાના પ્રથમ પગથીઆં તરીકે આપણે અવશ્ય એ તો કરીએ જ કે આપણા બાળકોને હિંદના ઉજ્જ્વળ ભૂતકાળનું ભાન કરાવીએ. પરંતુ કેવળ ભૂતકાળનું ભાન જો કર્તવ્યહીનતા ( inaction )માં પરિણમે તો એ લાભને બદલે હાનિ વિશેષ કરે છે એ તરફ આપણે દૃષ્ટિચૂક ન કરીએ. આજે હિંદની પ્રગતિના વિરોધીઓ હિંદીઓને સ્વરાજ માટે નાલાયક જાહેર કરે અગર હિંદી સ્વભાવને લોકશાસન પદ્ધતિ કદિ અનુકૂળ જ નહોતી એવી દલીલ આગળ ધરે ત્યારે તેના ઉત્તરમાં હિંદ જરૂર એમ દાવો કરી કહી શકે કે યૂરોપના રાષ્ટ્રો કેવળ જંગલી દશામાં હશે ત્યારે હિંદે અતિ ઉચ્ચ પ્રકારની રાજપદ્ધતિ કેળવી હતી અને આજે આપણે એ જ્વલંત સંસ્થાઓ ભસ્મીભૂત થયેલી જોતા હોઇએ તો તે પણ આપણા આજના રાજકર્તાઓને જ આભારી છે. પ્રાચીન હિંદનું રાજતંત્ર, લોકશાસન પદ્ધતિ, એ બનવાજોગ છે કે, હાલની પાશ્ચાત્ય પદ્ધતિનું સ્વરાજ આપણે માંગી રહ્યા છીએ તે જાતનું ન હોય એ બનવાજોગ છે કે તે તંત્ર આજની પરિસ્થિતિને તદ્દન બંધબેસતું પણ ન હોય, પરંતુ એથી જરૂર એમ તો ન જ કહેવાય કે હિંદી પ્રકૃતિ જ લોકતંત્રને અનુકૂળ નથી કે

---

* આ લેખમાં નીચેનાં પુસ્તકોનો આધાર લીધો છે:—

Hindu Polity: Keshiprasad Jayaswal.
Democracies of the East: Mookerji.
Corporate Life in Ancient India: Prof. Mazmudar.
Republican Traditions in Indian Polity.
Hindu Political Theory: Ghosal.
Political Institutions & Theories of the Hindus: Benoy K. Sarkar.
An Introduction to Hindu Polity: (Article) Modern Review May, 1913.

આપણે કદી એ તંત્ર આજની વસ્તુસ્થિતિને અનુકૂળ ફેરફારો સાથે આપણે ત્યાં પાછું ઘટાવી ન શકીએ. હાલમાં આ વિષય ઉપર અજવાળું નાંખતા બે ત્રણ ગ્રંથો પ્રગટ થયા છે એમાં ખાસ કરીને શ્રી. જયસ્વાલનું Hindu Polity અને શ્રી. મુકરજીનું Democracies of the East એ ધ્યાન ખેંચે છે. એ ગ્રંથોના અભ્યાસનું પરિણામ આ લેખ છે.

## હિંદુશાસ્ત્રમાં રાજનીતિનું સ્થાન

ભારતીય પ્રજા સામે એ આરોપ પ્રચલિત છે કે એ રાજનીતિના વિષયોમાં હમેશાં ઉદાસીન રહી છે. એ પ્રજા વેદાંતાદિ શાસ્ત્રીય વિષયોમાં એવી તો રસબોળ થઇ હોય છે કે પોતાના ઐહિક હિતના વિષયો પર ધ્યાન આપવાનું એમનામાં સામર્થ્ય જ નથી રહ્યું. બ્રિટિશ સરકારની માન્યતા પ્રમાણે બ્રિટિશ રાજ્ય અમલ પહેલાં હિંદમાં પ્રજાસત્તાક અથવા પ્રતિનિધિત્વની શાસન પદ્ધતિ માટે પ્રજાને નહોતો ભાવ કે નહોતી જાણ[૧]. પરંતુ સાચી વાત તો એ છે કે જ્યારે અર્વાચીન રાજનીતિજ્ઞો જન્મ્યા પણ નહોતા ત્યારે ભારતવર્ષમાં રાજનીતિશાસ્ત્રનો પ્રાદુર્ભાવ થયો હતો. એ સમયના લોકો રાજનીતિ, વિધાન અને રાજકીય સંસ્થાઓથી સારી રીતે પરિચિત હતા. એરીસ્ટોટલ (અરસ્તૂ) પાશ્ચાત્ય રાજનીતિશાસ્ત્રનો જનક ગણાય છે. એના જન્મથી સદીઓ પહેલાં આ દેશમાં રાજનીતિ પર શાસ્ત્રીય રીતે વિચારો થતા હતા. હિંદુશાસ્ત્રમાં રાજનીતિને ઉચ્ચ સ્થાન છે. કૌટિલ્યે તો ઉંચામાં ઉંચો દરજ્જો રાજનીતિશાસ્ત્રને દીધો છે. એમાં અર્થશાસ્ત્ર અને દંડનીતિનો સમાવેશ થાય છે.[૨] ચાણક્યે કહ્યું છે કે તત્ત્વજ્ઞાન (Philosophy), ત્રયી (Vedas), અર્થશાસ્ત્ર (Economics) અને દંડનીતિ (Science of Government) એ ચાર જ શાસ્ત્ર છે.[૩] મહાભારત, કામંદકીય તથા શુક્રનીતિમાં આ વર્ગીકરણનો સ્વીકાર છે. મહાભારત[૪] તથા શુક્રનીતિમાં[૫] રાજનીતિને પ્રધાનસ્થાન મળ્યું છે. મહાભારતમાં લખ્યું છે કે, "જ્યારે રાજનીતિ નિર્જીવ થઈ જાય છે ત્યારે ત્રણે વેદો ડૂબી જાય છે, કુલધર્મ લુપ્ત થાય છે. જ્યારે પરંપરાગત રાજનૈતિક આચાર છોડવામાં આવે છે ત્યારે વ્યક્તિત્વ જીવનના પૃથક્કરણનો બધો આધાર નાશ પામે છે. રાજનીતિમાં સર્વ પ્રકારના ત્યાગનું સાધન હોય છે; સર્વ પ્રકારના સંસ્કાર એમાં એકઠા થયા હોય છે; સારૂં સ્વર્ગ રાજનૈતિક આચારમાં એકત્રિત થયું હોય છે."[૬]

---

૧. The Rowlatt Sedition Committee Report, G. of I. of 1918 Oct. "Republican or Parliamentary forms of Government were neither desired nor known in India till after British Rule."

૨ "અરસ્તૂ" નો સમકાલીન ચાણક્ય છે (Vide Public Administration in Ancient India p. 10.)

૩ See note at page 1 Public Administration in A. India by Dr. Banerji.

૪ Mahabharat S p. 63–29

૫ શુક્રનીતિ પ્ર. ૧.–શ્લો. ૮–૧૩

૬ The triple Vedas sink down and all the Dharmas (bases of civilisation) however developed, completely decay when polities

માનવ (મનુના) સંપ્રદાય પ્રમાણે ત્રણ જ શાસ્ત્ર છેઃ વેદ, અર્થશાસ્ત્ર અને રાજનીતિ. બાર્હસ્પત્ય સંપ્રદાય પ્રમાણે બેઃ અર્થશાસ્ત્ર અને રાજનીતિ. જ્યારે ઔશનસ સંપ્રદાય કેવળ રાજનીતિને મુખ્ય શાસ્ત્ર ગણે છે. એના મત પ્રમાણે અન્ય શાસ્ત્રો પણ એના આધાર પર અવલંબિત છે.[૭]

## રાજનીતિ-સંપ્રદાય

ડૉ. એફ. ડબલ્યૂ. થોમસ રાજનીતિશાસ્ત્ર સંબંધમાં લખે છેઃ-' એ સ્પષ્ટ રીતે સિદ્ધ છે કે ઈસુખ્રીસ્ત પહેલાં ચોથી અને પાંચમી સદીમાં રાજનીતિ સર્વમાન્ય વિષય સમજવામાં આવતો હતો. મનુ, બૃહસ્પતિ, ઔશનસ, અંભીય અને પારાશર એના સંપ્રદાય હતા.[૮]

કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં આ સંપ્રદાયોના સિદ્ધાંતોનો ભાસ જોવામાં આવે છે. આ સિદ્ધાંતોને કૌટિલ્યે પોતાના સિદ્ધાંતો સાથે ઘટાવ્યા છે. પછી એના સિદ્ધાંતોને લઇને મનુ, વ્યાસ, શુક્ર, યાજ્ઞવલ્ક્ય, કામંદક, સોમદેવ, નીલકંઠ અને બીજા મધ્યકાલીન રાજનીતિજ્ઞોએ પણ સમર્થ રામદાસ સ્વામીના કામ પહેલાં સુધી પ્રચાર કર્યો. એવા જ આધાર પર વીરકેસરી શિવાજી મહારાજ તથા પેશ્વાઓએ સંસ્થાઓ (political institutions) સ્થાપી,[૯] અને સોમદેવે નીતિવાક્યામૃત રચ્યો. કામંદકીય નીતિની રચના ઈસુના ત્રીજા કે ચોથા સૈકામાં થઇ; સોમદેવની દશમામાં. શુક્રનીતિ પણ એ જ કાળમાં રચાયલી. ભોજે ઈ. સ. ૧૧ મી અગર ૧૨ મી સદીમાં યુક્તિ કલ્પતરૂ રચ્યું. નીતિમયૂખ ૧૭ મા સૈકામાં રચાયું. નીતિ પ્રકાશિકા સંબંધમાં કંઇ જાણવામાં નથી. આઇને અકબરીમાં હિંદુ રાજનીતિ તથા વ્યવહાર સંબંધી સંક્ષેપમાં જ ઉલ્લેખ છે. હસ્તલિખિત "ચાણક્ય સૂત્ર" મદ્રાસની ઓરીયન્ટલ મેન્સ્ક્રીપ્ટ લાયબ્રેરીમાં મળી આવ્યું છે.[૧૦] હિંદમાં દક્ષિણના રાજ્યોમાં રાજનૈતિક વિચાર પ્રવાહ અઢારમી સદી સુધી ચાલુ હતો. એ વાત તુલનાત્મક અર્વાચીન રાજનૈતિક ગ્રંથોમાંથી કંઇક શોધખોળ કરીને શોધવામાં આવી છે.[૧૧]

---

become lifeless. When traditional State-Ethics are departed from all the bases of the division of individual life are destroyed "All the forms of renunciation are realised in Polities, all the heavens are concentrated in the ethics of the State." જયસ્વાલનું Hindu Polity મહાભારત, શાંતિપર્વ.

૭ Note 1 at p. 1 of Public Administration in Ancient India.

૮ A Brihaspati Sutra, Le-musion, Mars 916. I am indebted to Republican Traditions in Indian Polity for the reference published in M. R. in Jan. 1920 by Mr. Mukandilal.

૯ Republican Traditions in Ancient India p. 13

૧૦ Public Administration in India Polity ch. 1

૧૧ Republican Traditions in India Polity p. 13.

## રાજનૈતિક સિદ્ધાંત

આપણા શાસ્ત્રકારોએ સામાજિક "સમભૌતે"નો સિદ્ધાંત પ્રતિપાદન કર્યો છે. એમણે એમ માન્યું છે કે એક વખત અરાજકતાનું સામ્રાજ્ય હતું કે જ્યારે આ સંસારના લોકો ચારે બાજુથી બ્હીક અને ભયે થરથરતા હતા.[૧૨] મહાભારતમાં લખ્યું છે કે, "પહેલાં ન તો કોઈ રાજા હતો કે ન કોઈ રાજ્ય; ન તો કાયદો કે ન કોઈ વ્યવસ્થાપક. એ માટે લોકોએ મળીને એ વ્યવસ્થા કરી કે ટંટાખોરા, ફિસાદી, વ્યભિચારી અને ચોરને જાતિ અને કાયદાના રક્ષણ બહાર મુકવામાં આવે.[૧૩] એમ કહેવાય છે કે લોકો સામાજિક બંધારણથી રાજી ન થયા, બલ્કે એમણે રાજનૈતિક "સમભૌતો" કરી લીધો અને મનુને રાજા બનાવ્યો. આ બંધારણ એકતરફી નહોતું, પરંતુ પરસ્પર. **રાજાને કર આપવાની પ્રજાની ફરજ હતી, જ્યારે પ્રજાનું પાલન-રક્ષણ કરવાનું રાજાનું કર્તવ્ય હતું.**[૧૪]

વેતનના સિદ્ધાંતથી રાજાને કર રૂપમાં મજૂરી મળતી હતી. પ્રજા કહેતી કે "અમે તમારો નિભાવખર્ચ, કર ઈત્યાદિ વેતન તરીકે આપીએ છીએ. ( Mbh. S. P. 61-10 ) રાજા યદ્યપિ દેખીતી રીતે પ્રજાનો સ્વામી કહેવાતો ખરો પણ વાસ્તવિક રીતે તો તે પ્રજાનો સેવક જ થઈ રહેતો. પ્રજા એને કર રૂપે મજૂરી આપે અને તે મજૂરી એટલા માટે આપે કે રાજા એમનું રક્ષણ અને કાળજી દરેક હાલતમાં કર્યા કરે. ( Sukraniti 1, 88. ) વિતર્કશાસ્ત્રના સિદ્ધાંતાનુસાર રાજા રાષ્ટ્રનો એક ટ્રસ્ટી લેખાતો. જો રાજા ટ્રસ્ટનાં કામને સારી રીતે ન સંભાળે તો લોકો ગાબડું પડેલું વહાણ જેમ છોડીને નાસે તેમ એને છોડીને નાસતા. ( મહાભારત **શાં. પ.**-૫-૭, ૪૩ ). ચુંટણીના સિદ્ધાંત પર લોકો પોતાનામાંથી એકને ચુંટી રાજા બનાવી લેતા. ( **અથર્વ વેદ** ૩, ૫. )

રાજ્યને માટે નિમ્નલિખિત વસ્તુઓની હસ્તી આવશ્યક હતીઃ ( ૧ ) રાજા, ( ૨ ) મંત્રીગણ, ( ૩ ) જનતા અથવા દેશ, ( ૪ ) કિલ્લો અથવા રાજધાની, ( ૫ ) ખજાનો, આધસેના અને ( ૭ ) મિત્રરાષ્ટ્ર. રાષ્ટ્રનું પ્રધાન કર્તવ્ય એ હતું કે એ ધનોપાર્જન સંસ્કાર એમાં ... દે. પ્રજાના હિત માટે કર નાંખવામાં આવતા. રાષ્ટ્ર ખાણો, કાર- ...નું; કારણ વાણિજ્ય અને વ્યાપારા દ્વારા સમાજનું ધોરણ

૧ The Rowlatt Sediti... માટે જ હોય છે.[૧૫]

"Republican or Parliamentary for... એ સિદ્ધ થાય છે કે ઘણા રાજાઓ desired nor known in India till after[૬] પ્રોફેસર રમેશચંદ્ર મઝમુદારે પણ

૨ "અરસ્તૂ" નો સમકાલીન ચાણક્ય છે ( Vide Publi...ons ).
Ancient India p. 10. )

૩ See note at page 1 Public Administrati...stra Text-book I
Dr. Banerji.

૪ Mahabharat 8 p. 63-29

૫ શુક્નીતિ પ્ર. ૧.-શ્લો. ૮-૧૩

૬ The triple Vedas sink down and all the I... hich authority ...ody of nobles
of civilisation ) however developed, completely deca... Alt. ch 166-7.

લખ્યું છે કે, " ઝીમ્મર સાહેબે ઋગ્વેદના પ્રમાણથી એ વાત સાબિત કરી છે કે કોઇ કોઇ સ્થળે એવી શાસન પ્રણાલી હતી કે ઘણાં રાજાઓ એક સાથે મળીને રાજ કરતા.[૧૭] એ જ ગૃહસ્થે લખ્યું છે કે અથર્વ વેદ (૫–૧૮–૧૦) થી પણ એ વાત પૂર્ણ રીતે પ્રમાણિત કરે છે કે એક હજાર "વૈતહવ્ય" મળીને રાજ્ય કરતા હતા.[૧૮] શ્રીયુત કાશીપ્રસાદ જયસ્વાલ લખે છે કે વૈદિક કાળમાં હિંદુસમાજ જૂથો (जनाः અગર tribes.) માં વિભક્ત હતી. જૂથોના પ્રતિનિધિ 'विशः' કહેવાતા અને કુળ 'विशः' સમિતિમાં બેસી રાજકીય પ્રશ્નોનો વિચાર કરતા. સમિતિથી અલગ એક સભા પણ રહેતી જે સમિતિથી નાની રહેતી. જ્યારે વધારે 'जनाः' મળીને કામ કરતા ત્યારે એને "પંચજણો" કહેવામાં આવતા. બધા 'जनाः' પોતાને એક જાતિના લેખતા અને આર્યો કહેવડાવતા. હજી પણ કહેવત પ્રસિદ્ધ છે કે 'પંચજણ મળીને જે કામ કરીએ તેમાં હારીએ કે જીતીએ તેની શરમ ન હોય–પંચ કરે તે પરમેશ્વર.' હિંદુઓની પશ્ચાત્કાલીન પંચાયતો આ પુરાણા પંચજનોનો અવશેષ છે.[૧૯] ગુજરાતના યાદવોનું પ્રજાસત્તાત્મક શાસન બહુ પ્રાચીન છે. એ લોકોને "સ્વારત" અથવા સ્વરાજ કહેતા.[૨૦] ઐતરેય બ્રાહ્મણમાં (૭–૩–૧૪) ભોજ તથા "સ્વારત" રાજસંસ્થાઓનો ઉલ્લેખ

---

૧૭ Zimmer finds clear traces of the oligarchical ( non–monarchical ) form of the Government in the following verse in Rig–veda—' As the Kings ( Rajanhs ) assemble to-gether, in him who is called a physician, one who heels desease and destroys demon.' X–91–6. Zimmer thinks that this refers to a System of Government ; in which the State is not ruled over by a single potentate but several members of the royal family jointly together. Ch. V Corporate Life in Ancient India by R. Mazmudar.

૧૮ " ये सहस्रं अराजनास दशशता उत ।
ते ब्राह्मणस्य गां जग्ध्वा वैतहव्या पराभवन् ॥ "

Translation by Whitley, Zimmers, Muir show that Vaitahavyas thousand in number ruled over a territory. ( Corporate Life in A. I. pp 84—90.

૧૯ Introduction to Hindu Polity: Jayasval.

૨૦ Krishna was one of their leaders. It is curious to notice that one of the reasons for the objection of Sisupala to Krishna's presence amongst an assembly of crowned heads was that he was not a ' king.' The story probably preserves an instance of kingly hatred towards the free communities in the classical age of Hindu India: Jayasval.

આવ્યો છે. એમાં એ પણ લખ્યું છે કે ઉત્તર કુરૂ તથા ઉત્તર મદ્રાસમાં વૈરાજ્ય સંસ્થાએ ચાલુ હતી. ત્યાં બધા લોકો મળી એક સાથે રાજ્ય કરતા હતા.[૨૧]

### બૌદ્ધ અને જૈન ગ્રંથોનું પ્રમાણ

પ્રોફેસર રીઝ ડેવીડ્સે લખ્યું છે કે બૌદ્ધ ગ્રંથો પરથી એ વાતનો પત્તો મળે છે કે ગૌતમ બુદ્ધના વખતમાં ભારતવર્ષમાં નીચે લખેલા પ્રજાસત્તાત્મક રાષ્ટ્રો સ્થાપિત હતાઃ—

| | |
|---|---|
| ૧. કપિલ વસ્તુનું શાક્ય | ૬. કુસિનારનું મલ્લ |
| ૨. સુમસાર પર્વતનું ભગ્ગ | ૭. પાવાનું મલ્લ |
| ૩. અલાકપ્પનું 'બાલિ' | ૮. પિપહાલિ વાવાનું મોરિયા |
| ૪. કેશપુટનું કાલામસ | ૯. મિથિલાનું વિદેહ |
| ૫. રામગામનું કલિંગ | ૧૦. વૈશાલીનું લિચ્છવી |

પ્રોફેસર મઝમુદારે જૈન કલ્પસૂત્રના આધાર પર કહ્યું છે કે આ નામાવલિમાં કાશીના મલ્લોને પણ ઉમેરવા જોઇએ.[૨૩] પ્રોફેસર રીઝ ડેવીડ્સનું કહેવું છે કે 'વૈજ્જિયન'માં આઠ રાજ્યો સામેલ હતાં. એમની વચ્ચે પરસ્પર કોલકરાર–સંધિ–હતી. એમાં લિચ્છવી અને વિદેહ વધારે મહત્ત્વનાં હતાં.[૨૪] લિચ્છવી, શાક્યો તથા મલ્લોની સંસ્થાએ ગોરખપુર, બસ્તી અને મુઝફ્ફરપુર જીલ્લાઓની ઉત્તર તરફ ફેલાયલી હતી.[૨૫] એ સંસ્થાઓની પુરી વ્યવસ્થા અમને માલુમ નથી.[૨૬] હા, એટલું ચોક્કસ કહી શકાય કે એમાં પ્રજાતંત્રના ગુણદોષ બન્ને મોજુદ હતાં. એક સભા હતી, જેમાં વૃદ્ધો અને જુવાનો એકઠા મળી કાનુનો બનાવતા અને જરૂરીઆત પ્રમાણે તેમાં ફેરફાર કરતા. પરંતુ એમાં એક રાષ્ટ્રતા નહોતી. પોતપોતાને એકતરફી સુધારી લેવાની–આગળ વધવાની ઇચ્છાના એ ભોગ થઇ પડતા.[૨૭] શાક્યોના સંબંધમાં પ્રોફેસર રીઝ ડેવીડ્સે લખેલ છે.[૨૮] વાટર્સે એનો વિરોધ કર્યો છે કે કપિલવસ્તુનો પ્રદેશ કોશલ રાજ્યનો અંગર્ગત પ્રદેશ હતો, એટલે કપિલવસ્તુ કોઇ જુદું રાજ્ય ન ગણી શકાય. પ્રોફેસર મઝમુદાર વાટર્સના મતનું ખંડન કરે છે. એની માન્યતા એ છે કે શાક્ય દેશ કોશલની બહાર હતો. રીઝ ડેવિડ્સના મતનું ખંડન તો પ્રોફેસર ડી. આર. ભાંડારકરે પણ કર્યું છે. એ લખે છે કે શાક્યોમાં વંશપરંપરાગત ચાલતી આવતી રાજ્યવ્યવસ્થા હતી. પ્રોફેસર મઝમુદારની માન્યતામાં આ મત બરાબર નથી. એ કહે છે કે શાક્યોની શાસન-

---

૨૧ જયસ્વાલ અને Modern Review 1920– p. 263 Republics of Ancient India.

૨૨ Budhistic India: Rys Davids p. 22

૨૩ Corporate Life in Ancient India p. 91

૨૪ Buddhist India pp. 25–20.

૨૫ જયસ્વાલ.

૨૬ Ganas or Republics in Ancient India. M. R. pp. 265.

૨૭ Corporate Life in Ancient India p. 92 (Mazmudar)

૨૮ Budhistic India p. 19.

વ્યવસ્થા બીલ્કુલ લિચ્છવીઓ જેવી જ હતી. લિચ્છવીઓની માફક એમના પણ કોઇ કોઇ રાજાઓ હતા. એ પ્રધાનસભાને જવાબદાર રહેતા, કે જે પ્રધાનસભા વાસ્તવિક રાજ્યઅમલ ચલાવતી.[૨૯] પ્રોફેસર રીઝ ડેવીડસના મત પ્રમાણે કપિલવસ્તુના "સંથાગાર" (Common mote Hall)માં બેસીને વૃદ્ધો અને જુવાનો ખુલ્લી રાજસભામાં શાસન અને ન્યાયવિભાગના કાર્યો કરતા. એક સરદાર સભાપતિની સંમતિથી પસંદ કરવામાં આવતો. એના નેતૃત્વ હેઠળ સભાનું અધિવેશન થતું. એ લોકોને રાજાની ઉપાધિ મળતી, જે રોમન "કોન્સલ" અથવા તુર્ક "અરકાન"ની પેઠે શાસન કરતા હતા.[૩૦]

ગૌતમ બુદ્ધના પિતા આ જ અર્થમાં રાજા હતા, એટલે કે એ સભાપતિ હતા. મનુષ્ય માત્રના પ્રાચીન ઇતિહાસમાં શાક્યોથી વધીને કોઇ વિશ્વની સભ્યતા પર પ્રભાવ નાંખવાવાળું બીજું પ્રજાસત્તાત્મક રાજ્ય નજરે નથી પડતું.[૩૧]

લિચ્છવીઓની શાસનવ્યવસ્થાના સંબંધમાં પ્રો. મઝમુદારે લખ્યું છે કે સમગ્ર રાષ્ટ્ર અનેક શાસનકર્ત્રી સભાઓમાં વહેંચાઇ જતું. હરેક સભા એક નાનું શું રાજ્ય. વૈશાલીમાં આપણને એથેન્સની નગરસંસ્થાઓનો એક નમુનો મળે છે. એથેન્સમાં પણ એક મધ્યસ્થ સભા રહેતી અને તેમાં નાની નાની સભાઓ–ડીમ્જ–પ્રતિનિધિ મોકલીને શાસનકાર્ય ચલાવતી.[૩૨] ન્યાય કરવાની એવી વ્યવસ્થા હતી કે જેની જોડ દુનિયાભરમાં કોઈ જગ્યા પર ન મળે. અપરાધીને જ્યાં સુધી સાત અદાલતો ક્રમશઃ અપરાધી–ગુન્હેગાર–ન ઠરાવે ત્યાં સુધી કોઇ પણ શિક્ષા ન થઈ શકતી. પ્રથમ ૭ અદાલતોને શિક્ષા કરવાનો અધિકાર જ નહોતો રહેતો. એ પ્રત્યેકને પોતાનો અભિપ્રાય–ચૂકાદો–દેવાનો અધિકાર રહેતો, સજા કરવાનો અધિકાર તો છેવટની અદાલતને જ રહેતો.[૩૩] દિહાતોની શાસનકર્ત્રી સભામાં પુરુષ તથા સ્ત્રી બેઉ મળીને કામ કરતી. જનતાના હિતનું જે કાર્ય થતું તેમાં સ્ત્રીઓ પૂર્ણરસથી ભાગ લેતી. ઉદ્યાનનિર્માણ અને સભામંડપ, સરાઇઓ (ધર્મશાળા) અને પરબો, સડકો કરવાનું કે મરામત કરવાનું કાર્ય સ્ત્રી અને પુરુષ એક જ સભામાં સાથે બેસી કરતાં.[૩૪] શ્રીયુત્ જયસ્વાલના મતાનુસાર ગૌતમ બુદ્ધે પોતાના ધાર્મિક સંઘની કલ્પના રાજનૈતિક સંઘની નકલે કરી છે, એમનું માનવું છે કે રાજનૈતિક સંઘ બૌદ્ધ સંઘના જન્મદાતા હતા

---

૨૯ Corporate Life in Ancient India p. 98.

૩૦ Budhist India p. 19.

૩૧ The Ganas or Republics of Ancient India p. 265.

૩૨ Corporate Life in Ancient India.

૩૩ Budhist India p. 22–see also Corporate Life in Ancient India.

૩૪ The Ganas or Republics of Ancient India p. 266, also Budhist India p. 49.

અને એની સઘળી કાર્યવાહી એ જ રીતે ચાલતી હતી.[૩૫] પ્રોફેસર મઝમુદાર આ મતનો સ્વીકાર નથી કરતા. એમના મત પ્રમાણે ભગવાન બુદ્ધે માત્ર રાજનૈતિક સંઘની નકલ માત્ર નથી કરી એટલું જ નહિ પણ સ્વતંત્ર રીતે કાર્યવ્યવસ્થા નિર્માણ કરી હતી.[૩૬]

[ અપૂર્ણ ]

રસીકદાસ મ. કાપડીઆ.

---

# પીટર ક્રોપોટકીન

## ૩

ક્રોપોટકીનને પબ્લિક પ્રોસીક્યુટર પાસે લઇ ગયા. પ્રોસીક્યુટરે કહ્યું: "જે સભાનો ઉદ્દેશ ચાલુ રાજ્યવહીવટને ઉથલાવી પાડવાનો છે અને જે સભા નેકનામદાર ઝારનું ખૂન કરવા માગે છે એ ખાનગી સભાના તમે સભાસદ છો એવો તમારા ઉપર આરોપ છે. તે વિશે તમારે શું કહેવું છે?"

"જ્યાંસુધી મને જાહેર ન્યાયાસન આગળ ઊભો કરવામાં નહિ આવે ત્યાં સુધી હું કાંઇ કહેવા માગતો નથી."

પ્રોસીક્યુટરે પાસે શિરસ્તદાર બેઠો હતો એને કહ્યું: "લખો, આરોપી ગુન્હો કબૂલ રાખતો નથી." પછી થોડીવાર રહીને ક્રોપોટકીન તરફ ફરી કહ્યું: "મારે તમને કેટલાક સવાલો પૂછવા છે. તમે નિકોલાય નામના માણસને ઓળખો છો?"

"મેં ના પાડી છે છતાંયે તમારે સવાલો પૂછવા હોય તો લખો 'ના'. તમારા દરેક સવાલનો જવાબ 'ના' છે."

"પણ અમે તમને એમ પૂછીએ કે હમણાં તમે જેની વાત કરતા હતા એ પોલીકોફને તમે ઓળખો છો?"

---

૩૫ We may safely accept the procedure followed the deliberations of the Budhist Shangha's as identical with that deserved by its parent the political Shangha in its main features–Modern Review 1913 pp 664 ff.

૩૬ "That the Buddha was constructing a whole system of procedure and not merely copying it from that of political State" –Corporate Life p. 100.

"તમે પૂછો છો ને? લખો 'ના'. તમે મને પૂછો કે હું મારા ભાઇને ઓળખું છું, મારી બ્હેનને ઓળખું છું? લખો 'ના'; કારણ કે હું જો 'હા' કહું તો તમે એ માણસને ઘેર જઇ લઇ જશો; એને પકડશો અને એને કહેશો કે મેં એનું નામ આપ્યું છે. માટે તમારે જરાયે અચકાવું નહિ. દરેક સવાલના જવાબમાં 'ના' લખી દેવી."

આ પછી એક કલાક સુધી પ્રોસીક્યુટરે સવાલો પૂછ્યા અને ક્રોપોટકીને 'ના' લખાવ્યા કરી. છેવટે પહેરેગીર આવી ક્રોપોટકીનને એક ઓરડીમાં લઈ ગયા. ક્રોપોટકીન આખા દિવસના થાકેલા હતા એટલે પથારીમાં પડયા એવા જ ઘસઘસાટ ઊંઘી ગયા. સવારે ઊઠયા ત્યારે એક બીજા પહેરેગીરે આવી ક્રોપોટકીનના હાથમાં એક કાગળ અને પેન્સિલ મૂકીઃ "લો, તમારે જે લખવું હોય તે જલદી લખો." આ પહેરેગીર જુદા જુદા કેદીઓ વચ્ચે સંદેશો પહોંચાડવાનું કામ કરતો હતો.

ચારે બાજુ ભીંતમાં ટકોરા સંભળાતા હતા. આ ટકોરાથી કેદીઓ અંદર અંદર વાત ચિત કરતા હતા. પણ ક્રોપોટકીનને આનો મર્મ સમજાયો નહિ.

બીજે દિવસે ક્રોપોટકીનને એક બંધ ગાડીમાં બેસાડી સેંટ પીટરના કિલ્લામાં લેઈ ગયા. ત્યાં એક જાળીવાળી અંધારી ઓરડીમાં એમને કેદ કર્યા. ઓરડીમાં એક નાનું મેજ, એક ટુલ અને એક લોઢાનો ખાટલો હતો. બારણામાં એક બાકોરૂં હતું જેમાંથી ખાવાની થાળી આપવામાં આવતી. આ સિવાય હવા કે પ્રકાશ આવવાજવાનો કોઈ માર્ગ નહોતો. ઓરડી ખૂબ નીચાણના ભાગમાં હતી એટલે અતિશય ભેજવાળી હતી. ઓરડીની પાછળ કિલ્લાની દિવાલ હતી અને દિવાલને સ્પર્શ કરી નીવા નદી વહેતી હતી. નીવાનું દર્શનસુખ કેદીના નસીબમાં નહોતું પણ એનો મર્મર ધ્વનિ દિવાલને ભેદીને કેદીના કાનમાં અમૃત રેડતો અને એ એકાંતમા માતા શિશુને સાન્ત્વન આપે એમ સાન્ત્વન આપતો. નીવાનું સંગીત સાંભળી ક્રોપોટકીનને પણ ગાવાની ઉર્મિ થઈ આવી, અને એમણે ધીરેધીરે ગાવું શરુ કર્યું. ગાવાના તાનમાં રાગ મોટો ને મોટો થતો ગયો અને થાળી મૂકવાની ફાટમાંથી અવાજ આવ્યોઃ "એ, ગાવો મત." "શા માટે નહિ? બસ ગાવાનો." ત્યાં તો જેલર આવ્યો અને ક્રોપોટકીનને સમજાવવા માંડયા કે એ ગાશે તો એમનું નામ સુપ્રિન્ટેન્ડેન્ટ પાસે રિપોર્ટ થશે.

"તમે મને કોઈની સાથે વાત પણ કરવા દેતા નથી અને હું ગાઉં પણ નહિ તો મારૂં ગળું પૂરાઇ જાય—મારાં ફેફસાં ખરાબ થઇ જાય એનું શું?"

"અરે! પણ તમને ધીરેધીરે ગાવાની કોણ ના પાડે છે? તમારા મનમાં ગાવો. ધીરેધીરે ગાવો."

ક્રોપોટકીને આ સમાધાન સ્વીકાર્યું પણ થોડા દિવસ પછી એમનો ગાવાનો ઉમંગ ચાલ્યો ગયો. હાથપગમાં કળતર થવા માંડયું અને તાવ આવશે કે શું એવી દહેશત લાગી. પણ ક્રોપોટકીન એમ ડરી જાય એવા માણસ નહોતા. એમણે માંદા ન પડવાનો નિશ્ચય કર્યો. લાકડાનું જે ટુલ હતું તે વચમાં મૂકયું, ઉપર દશ સીગારેટો મૂકી અને ઓર-ડીમાં આંટા મારવા શરૂ કર્યા. આંટો મારતા જાય અને ટુલ પરથી સીગારેટ દૂર મૂકતા જાય. આમ દિવસમાં ચાર વાર મળી ૧૦૦૦ આંટા મારવા માંડયા અને એટલેથી જ અટકયા નહિ. આંટા પૂરા થાય એટલે ટુલનો પાયો પકડી ટુલ ફેરવવા માંડયું. એક વાર જમણે

હાથે તો બીજી વાર ડાબે હાથે, માથાં પરથી અને શરીરની આસપાસ ટુલને પેંડાની માફક ફેરવવા માંડ્યું અને ધીરે ધીરે અભ્યાસથી હાથ એવો બેસી ગયો કે રબારીના હાથમાં ડાંગ ફરે એમ એમના હાથમાં ટુલ ફરવા માંડ્યું. આથી એમના શરીરને ખૂબ ફાયદો થયો. રોજ ફરવાની પાંચ માઇલની કસરત અને તે ઉપર આ ટુલની કસરત. ફાયદો કેમ ન થાય ? જેલનો ખોરાક પહેલાં હજમ કરતાં મુશ્કેલી પડતી તે હવે ક્યાં હજમ થઇ જતો તે પણ જણાતું નહિ, અને પેટ તો ભૂખ્યું ને ભૂખ્યું જ લાગતું. આ રીતે શરીરની વ્યાધિ તો દૂર થઇ, પણ ત્યાં મનની આધિ શરુ થઇ. શરીરને ખોરાક મળ્યો એટલે મને ખોરાકની માંગણી કરવા માંડી. પણ ત્યાં જેલમાં શું હોય ? જે થોડાંઘણાં પુસ્તકો હતાં તેમાંનાં ઘણાંખરાં તો ક્રોપોટકીને વાંચી લીધાં હતાં અને બહારથી પુસ્તકો આવે તેમ નહોતું. એક દિવસ જેલર થોડાં પુસ્તકો, કાગળ ને પેન્સિલ લઇને ક્રોપોટકીનની ઓરડીમાં આવ્યો. પુસ્તકો નવાં હતાં. ક્રોપોટકીનના ભાઈ અલેક્ઝાન્ડરે (સશાએ) મોકલ્યાં હતાં. ક્રોપોટકીન નાનો હતો ત્યારે ભાઈને ઝારે આપેલાં બિસ્કીટ આપ્યાં હતાં. આજે એ ભાઇએ લઢીને ઝાર પાસે એમને પુસ્તકો અપાવ્યાં અને સાંજ સુધી લખવાની છૂટ અપાવી. ક્રોપોટકીનને તો સ્વર્ગ એ ઓરડીમાં આવીને વસ્યું હોય એમ લાગ્યું. એમના ભાઇને એમણે અનેક મૂંગી આશીષો આપી અને એ પુસ્તકોનો અભ્યાસ શરુ કર્યો.

મેડાની નિસરણી ચઢતાં ક્રોપોટકીનને ત્રણ વાર નિસરણીના પગથીઆ પર શ્વાસ લેવા થોભવું પડયું. આ જોઇ એક ઘરડા સિપાઈને દયા આવી. એ બબડયોઃ "બીચારો આવતું ચોમાસું પણ નહિ દેખે." ધીરે ધીરે ક્રોપોટકીન નિસરણી ચઢયા અને ચાલવા લાગ્યા ત્યાં માથામાં ચક્કર આવ્યા, પગ લથડયા અને નીચે પડયા. પેલા ઘરડા સિપાઇએ આવી તેમને ઉંચકી લીધા અને એમની ઓરડીમાં લઈ જઇ પથારીમાં સુવાડયા. જ્યારે ચેતન આવ્યું ત્યારે એ ઘરડો સિપાઇ સજલ નેત્રે ક્રોપોટકીનના પગ પાસે ઉભો હતો.

આ જેલમાં કિલ્લાની જેલ કરતાં વધારે સુખસગવડ હતી. કેદીને પોતાનાં સગાંવહાલાંઓને મળવાની તથા ઘેરથી પોતાનું ખાવાનું મંગાવવાની અહીંઆ છૂટ હતી. ક્રોપોટકીનની બ્હેન મળવા આવી. એણે ક્રોપોટકીનને જામીન પર છોડવા પબ્લિક પ્રોસીક્યુટરને વિનંતિ કરી. પ્રોસીક્યુટર જવાબમાં નિર્દય રીતે હસ્યો અને કહ્યું: "દશ દિવસમાં મરી જશે એવું ડૉક્ટરનું સર્ટીફિકેટ લાવો તો હમણાં છોડું." બ્હેન ધબ લઇને ખુરસીમાં પડી, પોક મૂકીને રડી પણ પ્રોસીક્યુટરનું હૃદય ન પીગળ્યું. છેવટે સોલ્જરની ઇસ્પિતાલના મોટા ડૉક્ટર આવીને ક્રોપોટકીનને તપાસે એવી એણે માગણી કરી અને સત્તાવાળાએ તે કબૂલ રાખી. ડૉક્ટરે આવી ક્રોપોટકીનનું શરીર તપાસ્યું અને કહ્યું કે હવાવાળી જગ્યામાં તુરત જ એમની બદલી થવી જોઇએ.

આથી ક્રોપોટકીનને સોલ્જરની ઇસ્પિતાલમા દાખલ કરવામાં આવ્યા. ત્યાં તેમને એક હવા-અજવાળાવાળા ખુલ્લા ઓરડામાં રાખ્યા અને તેમના ઓરડાની બારીઓ રાતદિવસ ઉઘાડી રાખી. જે તડકો તેમણે વરસો થયાં જોયો નહોતો તે તડકામાં તેઓ દરરોજ સ્નાન કરવા લાગ્યા. ખોરાક પણ ભાવતો અને રૂચિ ઉત્પન્ન કરે એવો મળવા લાગ્યો. સાંજ સવાર બહાર ચોગાનમાં ફરવાનો હુકમ થયો અને આથી શરીરમાં ચમત્કાર થયો. ફરવાની જગ્યા સાંકડી પડવા લાગી, ખૂબ આંટા થવા લાગ્યા અને અસલનું નૂર અને લોહી પાછું આવતું હોય એમ લાગ્યું પણ જલદી સાજા થઇ જવાની ક્રોપોટકીનની ઇચ્છા નહોતી. કદાચ સાજા થઇ જાય અને પાછા પેલા કિલ્લામાં ધકેલે તો ? આથી તેમણે શક્તિ આવ્યા છતાંયે ફરવાનું ઓછું કરી નાંખ્યું, ખોરાકમાં ઘટાડો કર્યો અને પોતે જાણે હજુયે માંદા હોય એવો દેખાવ કરવા લાગ્યા.

આ ઇસ્પિતાલમાં કિલ્લા જેવો જાપ્તો ન હતો. ગમે તે માણસને આવીને મળી જવાની છૂટ હતી અને એથી બહારથી ગમે તે સંદેશાઓ નિર્વિઘ્ને મળી શકતા. ક્રોપોટકીનના મિત્રોએ કહાવ્યું હતું કે તેઓ તેમને ભગાડવાની તજવીજ કરે છે અને થોડા દિવસમાં ત્યાંથી નાસી છૂટવા એમણે તૈયાર થઈ રહેવું. ક્રોપોટકીન દરરોજ સાંજે ચાર વાગે ચોગાનમાં ફરવા નીકળતા અને તે વખતે જ તેમણે નાસી છૂટવું એવો સંકેત હતો. એક દિવસ બપોરે બે વાગે એક બાઈએ આવીને ક્રોપોટકીનને આપવા માટે પ્રોસીક્યુટરને ઘડીઆળ આપ્યું અને પ્રોસીક્યુટરે તે ક્રોપોટકીનને આપ્યું. ક્રોપોટકીન ઘડીઆળનું પાછલું ઢાંકણું ઉઘાડીને જુએ તો એમાંથી એક ચીઠ્ઠી નીકળી અને એ ચીઠ્ઠીમાં ગૂઢ ભાષામાં પોતાને ભગાડવાની આખી યોજના લખેલી હતી. ક્રોપોટકીન આ ચીઠ્ઠી વાંચીને એ બાઈની હિંમત જોઈને સ્તબ્ધ થઇ ગયા. આજે ચાર વાગે જ ફરતી વખતે નાસવાનું નક્કી થયું હતું. દરવાજા પાસે એક ગાડી ઊભી રહેવાની હતી અને એમાં ક્રોપોટકીને જેલનાં કપડાં ફેંકી દઇ બેસી

જવાનું હતું. ઇસ્પિતાલ સામેનો બંગલો ક્રોપોટકીનના મિત્રે અગાઉથી ભાડે લેઈ રાખ્યો હતો અને રસ્તામાં કોઇ અડચણ નથી એની નિશાની તરીકે એક મિત્ર બંગલાની બારીએ બેસી વાયોલીન વગાડે એમ નક્કી થયું હતું. રસ્તામાં બધે જુદી જુદી જગ્યાએ અને ખૂણાએ એક માઇલ સુધી ક્રોપોટકીનના મિત્રો ગોઠવાઇ જવાના હતા અને કોઇને કોઇ સંજ્ઞાથી રસ્તામાં અડચણ છે કે નહિ એની ખબર પહેલો બીજાને, બીજો ત્રીજાને અને ત્રીજો ચોથાને ...એમ ઠેઠ વાયોલીનવાળાને પહોંચાડવાના હતા. યોજના સંપૂર્ણ ઘડાઈ ગઈ હતી. તે કેવી રીતે પાર પડી એ ક્રોપોટકીનના પોતાના જ શબ્દોમાં જણાવીશ.

"હું હમેશની માફક ચાર વાગે ફરવા નીકળ્યો અને એની બહારના માણસોને નિશાનીથી ખબર આપી. બીજી જ પળે દરવાજા બહાર ગાડી આવવાનો અવાજ સંભળાયો અને સામેના બંગલામાં વાયોલીન વાગવું શરૂ થયું. પણ તે વખતે હું મારી ઓરડીના દરવાજા પાસે ઊભો હતો. ઇસ્પિતાલનો દરવાજો તો સામે દૂર હતો અને ત્યાં હું પહોંચ્યો ત્યાં તો વાયોલીન વાગતું બંધ થયું અને મારો સંત્રી બંદૂક લઇને પાછળ જ ઉભો હતો.

હું પાછો ફર્યો અને પંદર મિનિટ વહી ગઈ પણ વાયોલીનનો અવાજ સંભળાયો નહિ. હું મુંઝાયો. ત્યાં માલનાં દશ બાર ગાડાં ઇસ્પિતાલના દરવાજામાં દાખલ થયાં અને મને વાયોલીન બંધ થવાનું કારણ તુરત જ સમજાઇ ગયું.

એટલામાં વાયોલીન પાછું શરૂ થયું અને મેં દરવાજા તરફ ચાલવા માંડયું. દરેક પગલે મને ધાસકો હતો કે વાયોલીન બંધ થઇ જશે તો. હું દરવાજા નજીક પહોંચ્યો અને પાછો ફરીને જોઉં છું તો સંત્રી પાંચ છ કદમ દૂર બીજી દિશામાં મ્હોં કરીને ઊભો હતો. મને લાગ્યું કે નાસવાનો આ જ વખત છે. વાયોલીન પણ એ જ કહેતું હતું. મેં જેલનો લીલો ઝભ્ભો જમીન પર ફેંકયો અને દોડવા માંડયું.

મને મારા શરીરની શક્તિનો ભરોસો નહોતો. આથી મેં ધીમે ધીમે દોડવા માંડયું કે રખેને હું છેવટે થાકી જાઉં અને પકડાઇ જાઉં. પણ ત્યાં તો કાંઠી ખડકતાં કેટલાક મજૂરોએ મને દોડતો જોયો અને તેમણે બૂમ મારી: "એ દોડયો! એ દોડયો! પકડો! પકડો!" અને તેઓ દરવાજા પાસે મને આંતરવા દોડયા. શિકારીની આગળ હરણ દોડે એમ હું દોડયો. મને કાંઇ ભાન રહ્યું નહિ. મેં માત્ર દોડયા જ કીધું. મારી પાછળ સંત્રી દોડતો હતો. એ મારી એટલી નજક દોડતો હતો કે એને લાગ્યું કે 'હમણાં પકડું છું.' એણે બે ત્રણ વાર તો એની બંદુકનો કુંદો મને મારવા લંબાવ્યો પણ એનો ઘા ખાલી ગયો. મેં મારી અને એની વચ્ચેનું અંતર ઓછું થવા જ દીધું નહિ.

હું દરવાજાની બહાર નીકળ્યો ત્યાં ગાડીમાં કોઇ અજાણ્યો માણસ બેઠેલો જોયો. મને લાગ્યું કે દગો થયો છે. હું કંપી ઉઠયો. કોઈ અજાણ્યા માણસની ગાડીમાં બેસવું તેના કરતાં તો દોડતાં દોડતાં સોલ્જરની ગોળીથી વીંધાઇ જવું બહેતર એમ મને લાગ્યુ. પણ હું ગાડીની નજીક ગયો ત્યાં પેલા અજાણ્યા માણસને લાંબી મૂછો જણાઇ અને મને મારા એવી મૂછોવાળા એક પરમ મિત્રનું સ્મરણ થઇ આવ્યું. આ અજાણ્યો માણસ તે મારો એ મિત્ર જ હતો. ભયની વખતે એના જેવો જવાંમર્દ અને બહાદુર બીજો કોઇ નહોતો. મેં એનું ધ્યાન ખેંચવા દોડતાં દોડતાં જ તાળી પાડી અને એણે હાથમાં રીવોલ્વર પકડી બૂમ મારી: "જલદી કરો, જલદી કરો;" અને હું ગાડીમાં કૂદયો કે તુરત જ કોચમેને ઘોડો છોડી મૂકયો. કેટલાયે માણસોએ બૂમો પાડી: "પકડો! પકડો!" પણ ઘોડો જાતવાન હતો આ કામ માટે ખાસ નવો ખરીદેલો હતો. એટલે અમને પકડે તે પહેલાં તો અમે કેટલેયે દૂર જતા રહ્યા અને એટલી વારમાં મારા મિત્રે મને એક સરસ ઓવરકોટ અને હૅટ પણ પહેરાવી દીધાં.

પણ સૌથી મોટું જોખમ તો ઇસ્પિતાલના દરવાજા પાસે હતું. ત્યાં એક સંત્રીનો પહેરો હતો અને એ મને ધારે તો ગાડીમાં કૂદતાં બહુ સહેલાઇથી રોકી શકે એમ હતું. પણ આમાંથીયે છૂટ-

વાનો રસ્તો મારા મિત્રોએ શોધી રાખ્યો હતો. આ સંત્રીએ એકવાર ઇસ્પિતાલની પ્રયોગશાળા (લેબોરેટરી) માં કામ કરેલું અને એથી એ વિજ્ઞાનનો શોખીન બન્યો હતો. મારા એક મિત્રે આગળથી જઈ એની સાથે સૂક્ષ્મદર્શકયંત્રની વાત છેડી હતી અને એ યંત્ર વડે નાનામાં નાની ચીજ પણ કેટલી બધી મોટી દેખાય છે એની ચર્ચા ઉપાડતાં કહ્યું કે: "આપણા શરીરમાં એક પ્રકારનાં નાનાં જંતુઓ છે તે આપણું રક્ત અને માંસ ખાઇને જ જીવે છે. તમે એ જંતુની પૂંછડી કોઈ દિવસ સૂક્ષ્મદર્શકયંત્ર વડે જોઇ છે?" "શું પૂંછડી!" "હા, પૂંછડી. અરે, એન પૂંછડી તો સૂક્ષ્મદર્શકયંત્રથી એટલી લાંબી દેખાય છે કે અ ધ ધ ધ......ન પૂછો વાત." "હવે વાત બનાવવી રહેવા દે," સંત્રીએ સસ્મિત જવાબ આપ્યો. "પણ હું બરાબર જાણું છું. સૂક્ષ્મદર્શકયંત્ર વડે મેં પહેલી એ પૂંછડી જ જોઇ છે." હું દરવાજાની બહાર નીકળ્યો ત્યારે સંત્રી મારા મિત્રનો આ જવાબ સાંભળી પેટ પકડી હસતો હતો, પણ ત્યાં તો હું તેમની પાસે દોડતો ને ગાડીમાં બેસી ગયો. આ વાત લાગે છે નવલકથા જેવી, પણ છે બનેલી.

અમે ઘોડો દોડાવતાં એક ખચકા પાસે થઇ ડાબા હાથે વળ્યા ત્યાં દારુના પીઠા પાસે બે પોલિસ ઉભા હતા. બન્ને પોલિસોએ મારા મિત્રની લશ્કરી ટોપીને સલામ ભરી. એ બહુ અકળાઇ ગયો હતો. મેં એને ટકોર પાડયો: "ચૂપ! ચૂપ! સૌ સારાં વાનાં જ થાય છે. પોલિસ આપણને સલામ ભરે છે." ત્યાં કોચમેને પાછા વળીને મારી સામે જોયું અને મેં એક પુરાણા મિત્રનું આનંદથી હસતું મુખ નિહાળ્યું.

રસ્તામાં ઊભેલા મિત્રો મને સલામો ભરતા હતા, કોઇ આંખ મચકારતા હતા, કોઇ તાળીઓ પાડીને હવામાં રુમાલ ઉડાડતા હતા. સૌને આંખના અણસારાથી નમન કરતો હું નેવસ્કી પહોંચ્યો અને ત્યાં ગાડીમાંથી ઉતરી દાદર ચઢી મારાં ભાભીના પગમાં પડયો. ભાભીએ મને બાથમાં લીધો. રોતી જાય ને હસતી જાય ને મને બાથમાં ભચડતી જાય. આખરે એણે મને બાથમાંથી છોડી નવાં કપડાં પહેરાવ્યાં, મારી વધેલી દાઢી કાતરી નાંખી અને દશ મિનિટમાં તો હું અને મારો મિત્ર નીચે ઉતરી બીજી ગાડીમાં જઇ બેઠા.

દરમ્યાન સોલજરો મારો પિછો પકડવા ગાડી શોધતા હતા પણ આસપાસ એક માઇલ સુધીની બધી ગાડીઓ મારા મિત્રોએ ભાડે કરી લીધી હતી. પાસે ઘોડાની ટ્રામ દોડતી હતી. સોલજરોએ ટ્રામ કોન્ડકટરને ઘોડા છોડી નાંખવા હુકમ કર્યો. પણ કોન્ડકટરે ઘોડા છોડવાની ના પાડી અને પેસેન્જરો વચમાં પડયા એટલે સોલજરો જબરજસ્તી પણ કરી શકયા નહિ.

પછી તો પેલો વાયોલીન વગાડનાર અને તેની સાથેની બાઇ અને બધા મિત્રો ટોળામાં ભળી ગયા, અને સોલજરોનાં વીલાં પડી ગયેલાં મ્હોં સામે "પકડો! પકડો!"ની બૂમો મારવા લાગ્યા.

દરમ્યાન અમારી (બીજી) ગાડી રસ્તામાં પૂરપાટ દોડતી હતી અને હું મારા મિત્રને પૂછતો હતો: "આપણે હવે કયાં જઇશું?" "ડોનનને ત્યાં." ડોનન મોટા અમીરો અને ધનવાનોની માનીતી હોટલ હતી. "ડોનનને ત્યાં તમને કોઇ નહિ શોધે." એમ કહી એ મારી સામે જોઇ મીઠું હસ્યો. "તમને બધે શોધશે પણ ત્યાં કોઇ નહિ શોધે. અને આજે તો તમે છૂટયા છો એટલે એના માનમાં આપણે ડોનનને ત્યાં જ્યાફત ઉડાવીશું. કેમ, બરાબર છે ને?"

વ્યાજબી માગણી થાય ત્યાં મારાથી પણ બીજું કેમ બોલાય? અમે ડોનનને ત્યાં ગયા અને ત્યાં નિરાંતે ખાઇપી નજીકના એક ગામડામાં જઇ પહોંચ્યા. ત્યાંથી કોઇ મિત્રને નામે પાસપોર્ટ લઇ મેં એક મિત્ર સાથે ફિનલેન્ડ ઓળંગ્યો અને બોથનીઆના અખાતના એક બંદરે પહોંચી હું સ્વીડન જવા સ્ટીમરમાં બેઠો. સ્ટીમર ઉપડવાની તૈયારી થઈ એટલે પેલા મિત્રે આવી મને પીટર્સબર્ગના સમાચાર કહ્યા કે મારી બ્હેન હેલનને પોલિસે પકડી છે અને મારાં ભાભીની બ્હેન પણ પકડાયાં છે. રસ્તામાં આ સમાચાર કહેવાની એને મનાઇ હતી.

મારી બ્હેનને મારા નાસી છૂટવાની કાંઇ ખબર નહોતી. એનાં છોકરાંઓથી એને વિખ પાડી બે મહિના સુધી પોલિસે કેદમાં રાખી. મારા બનેવી એક સુવિખ્યાત ધારાશાસ્ત્રી હ એમણે મારી બ્હેનને છોડાવવા બહુ કોશિશ કરી પણ પોલિસના વડાએ કહ્યું કે "અમે જાણી છીએ કે તમારાં વહુ નિર્દોષ છે. પણ અમે ક્રોપોટકીન નાઠા તે જ દિવસે ઝારને ખબર આપ્યા કે નસાડનાર પકડાઇ છે. હવે ઝારના મગજમાંથી આ વિચાર ખસેડવા માટે થોડો વખત જોઇએ ને?"

હું સ્વીડન ઓળંગી ક્રિસ્ટિયાનીઆ ગયો અને ત્યાંથી સ્ટીમરમાં બેસી હલ જવા નીકળ્ જે સ્ટીમરમાં હું બેઠો હતો એ સ્ટીમરના વાવટા સામે મેં નજર કરી તો તે રૂશિયા, હંગ ફ્રાન્સ અને ઈટાલી તમામ દેશોના સ્વાતંત્ર્યપૂજક દેશભક્તોને આશ્રય આપનાર યુનિયન જેક વાવટો હતો. મેં અંતઃકરણના ઊંડાણમાંથી એ વાવટાને વંદન કર્યું અને મારી જગ્યા લીધી."

ઇંગ્લાંડમાં ઉતરી ક્રોપોટકીને લીવેશોફનું નામ ધારણ કર્યું અને ત્યાંના વર્તમાનપત્રો રૂશિયાના સાહિત્ય વિશે લેખો લખી તથા રૂશિયન ભાષાનાં પુસ્તકોની સમાલોચ કરી પોતાનું ગુજરાન ચલાવવા માંડ્યું. વર્તમાનપત્રના એક તંત્રીએ તેમને તેમનાં પુસ્તકો સમાલોચના માટે મોકલાવ્યાં એટલે ક્રોપોટકીન ભારે મુંઝવણમાં પડ્યા: "આ પુસ્તકો મારાં છે એટલે એનાં વખાણ મારાથી થાય નહિ, અને એમાં જણાવે વિચારો મારા છે એટલે એની વિરૂદ્ધ પણ કેવી રીતે લખાય?" બીજે દિવસે તેઓ તં પાસે ગયા અને કહ્યું કે આ પુસ્તકોના લેખક તો પોતે જ છે. તંત્રીએ ક્રોપોટકીન ના છૂટ્યા છે એ રૂટરના તારથી જાણ્યું હતું પણ લીવેશોફ એ જ ક્રોપોટકીન એ જાણી એમને ખૂબ આનંદ થયો. એમણે ક્રોપોટકીનને કહ્યું કે "તમારે પુસ્તકોનાં વખાણ કરવા કે એના લેખકની નિંદા કરવાની જરૂર નથી. માત્ર એ પુસ્તકોનો વિષય શું છે તે વાચ સમજાવો." ક્રોપોટકીને એ માગણીનો સહર્ષ સ્વીકાર કર્યો અને ત્યારથી એ અંગ્રેજ તં અને ક્રોપોટકીન વચ્ચે ગાઢી મિત્રતા જામી.

પણ ઇગ્લાંડ જેવા ઠંડા મુલકમાં અને એથીયે ઠંડા હૃદયવાળા લોકોમાં ક્રોપોટકીન જીવને ચેન પડ્યું નહિ. એમણે ફ્રાન્સ અને સ્વીટ્ઝર્લૅન્ડમાં આવી, મજૂરોની ચળવળ ફૂંકાવ્યું. સેંટ ઇમીઅરમાં મજૂરોની કૅાંગ્રેસ હતી અને જ્યુરા ફેડરેશને લાલ વાવટાઓ લઇ મજૂરોનું સરઘસ નીકળે એવો કાર્યક્રમ રાખ્યો હતો. સ્વીટ્ઝર્લૅન્ડની સરકારે આ લાલ વા ટાના સરઘસ સામે મનાઈ હુકમ કાઢ્યો અને સરઘસના રસ્તા પર મિલિટરી પોલિસ ગોઠ પણ મજૂર આગેવાનોએ અને ક્રોપોટકીને ગમે તે ભોગે વાવટાનું રક્ષણ કરવાનો નિ કર્યો અને સરઘસ કાઢવાનું નક્કી થયું. દરેક મજૂરે હથિયાર સજ્યા, લાલ વાવટો હાથ લીધો અને નિયત સમયે મિલિટરી બેન્ડના અવાજ સાથે કૂચકદમ કરતું સરઘસ નીકળ સરઘસમાં આગળ આગેવાનો હતા; પાછળ મિલિટરી ફાઈલમાં મજૂરો હતા. રસ્તા ગોઠવાયલા મિલિટરી સિપાઇઓને લાગ્યું કે આ માત્ર ફુલહાર પહેરેલા, નિઃશસ્ત્ર માણસે સરઘસ નહોતું, લશ્કર હતું. મેયર ચેતી ગયો કે રોકવાથી ભારે ખૂનરેજી થશે અને એ એણે સરઘસને આગળ જવા દીધું. સરઘસ સભાસ્થાને આવ્યું ત્યારે જયઘોષથી દશે દિશા કંપી ઉઠી. કેટલાકે આ અપૂર્વ વિજય પર હર્ષ પ્રદર્શિત કર્યો તો કેટલાકે યુદ્ધની આવે તક હાથથી ગઇ એ માટે ખેદ જણાવ્યો. મનુષ્ય સાચે જ વિચિત્ર પ્રાણી છે. એનો સ્વભ એવાં મિશ્ર અને વિરોધી તત્ત્વોનો બનેલો છે કે એક બનાવ એક મનુષ્યના હૃદયમાં હર્ષ

સંચાર કરે છે તો બીજાને શોકસમુદ્રમાં ડૂબાડે છે. ખરેખર, વિધિએ મનુષ્યને ઘડવામાં પોતાની બધી કળાચાતુરી વાપરી નાંખી છે અને એક એવું વિચિત્ર-સંમિશ્રણ ઉત્પન્ન કર્યું છે કે તેનું પૃથક્કરણ કરવામાં મનુષ્યની બુદ્ધિ હારી જાય છે.

આ મજૂરોની ચળવળ આખા યૂરોપમાં પ્રસરી અને એક આંતરરાષ્ટ્રીય મજૂરસંઘ (International Association)ની સ્થાપના થઇ. "મજૂરોનો ઉદ્ધાર મજૂરોના જ હાથે થવા નિર્માયો છે" એ આ સંઘનો મુદ્રાલેખ બન્યો. ઠેરઠેર મજૂરમંડળોની સ્થાપના થઈ અને એ મંડળોમાં મજૂરોએ પોતાને લગતા પ્રશ્નોની ચર્ચા કરવા માંડી. ૧૮૭૯ માં ક્રોપોટકીને 'લે રીવોલ્ટ' (બળવો) નામનું પખવાડિક છીનીવામાં શરૂ કર્યું. પખવાડિક કાઢ્યું ત્યારે હાથમાં ૨૩ ફ્રેન્ક હતા. પણ થોડા જ દિવસમાં પત્રની ૨૦૦૦ નકલો ઉપડી ગઇ અને પ્રજાની મદદથી તેમ જ ક્રોપોટકીનના સાથીઓના આપભોગ, જાતમહેનત અને શ્રદ્ધાથી તે વરસો સુધી ચાલ્યું. ક્રોપોટકીનના સમાજવાદ વિશેના જે વિચારો Mutual Aid જેવાં અમર પુસ્તકોમાં પ્રસિદ્ધ થયા છે તેનાં બીજ આ પખવાડિકમાં ફૂટયાં અને ફાલ્યાં. દરમિયાન ક્રોપોટકીને વિજ્ઞાનની જ્ઞાતા અને સમાજવાદની પ્રચારિકા એક રૂશિયન કુમારિકા સાથે લગ્ન કર્યું અને ગૃહસંસાર માંડયો. ક્રોપોટકીનનો ગૃહસંસાર પરમ સુખી અને હિતકર નીવડયો. ક્રોપોટકીન પોતાના વિચારો 'સ્ટીક' લઇ કમ્પોઝ કરતા જાય અને એમનાં સ્ત્રી એનાં પ્રૂફ વાંચી, છાપી, 'લે રીવોલ્ટ'ના ગ્રાહકોને રવાના કરતા જાય—આ રીતે ધણી ધણીઆણીએ 'લે રીવોલ્ટ' વરસો સુધી જીવતું રાખ્યું અને સમાજવાદના સિદ્ધાંતોનો લેખો અને પત્રિકા, વ્યાખ્યાન અને વાર્તાલાપ દ્વારા બહોળો પ્રચાર કર્યો. ધન્ય છે આવા યુગલને જેણે કચડાયલી માનવજાતિને ખાતર વિજ્ઞાનસુંદરીના અમુલખ પ્રેમને અવગણી સમાજવાદની સેવામાં જીવન સમર્પણ કર્યું અને અનેક સંકટો વેઠી, ભૂખ વેઠી, દુઃખ વેઠી, જેલ વેઠી એ ગરીબોમાં વસેલા નારાયણની સેવા કરતાં કરતાં મૃત્યુને સાનંદ આલિંગન કર્યું! આપણા આ કમનસીબ દેશમાં પણ કેટલાયે સમાજવાદીઓ છે પણ એમાં આવા શહીદો કેટલા છે? અને આને લીધે જ સમાજવાદનો પ્રચાર આપણા દેશમાં જોઇએ તેટલો થઈ શકયો નથી. પ્રભુ! અમારા દેશના સમાજવાદીઓમાં એવો પ્રાણ ફૂંક કે તેઓ પોતાના સર્વમાન્ય સિદ્ધાંત ખાતર એશઆરામ અને ભોગવિલાસને તિલાંજલિ આપી ગરીબી ધારણ કરે, કારાવાસ સેવે, શહીદ બને!

પોતાના વિચારોનો પ્રચાર કરવા સન ૧૮૮૨ માં ક્રોપોટકીન અને તેમનાં પત્ની વિલાયત ગયાં અને ત્યાં ન્યુકેસલ, ગ્લાસગો, એડીનબરો વગેરે સ્થળોએ રૂશિયા અને બીજા દેશોમાં ચાલી રહેલી સમાજવાદની ચળવળ વિશે વ્યાખ્યાનો આપ્યાં. તેઓ પછી લંડન આવ્યાં અને લંડનમાં સમાજવાદનો પ્રચાર કરવા ખૂબ મહેનત કરી પણ લંડનની એશઆરામમાં મશગુલ અંગ્રેજ પ્રજાનું ધ્યાન તેઓ આ ચળવળ તરફ ખેંચી શકયા નહિ. આથી એમને નિરાશા ઉત્પન્ન થઇ. લંડન તેમને ખાવા ધાતું લાગ્યું. ફ્રાન્સમાં તેમને પકડવાની તૈયારી ચાલી રહી હતી પણ "આ કબર કરતાં તો ફ્રાન્સની જેલ સારી" એમ વિચારી બન્ને ફ્રાન્સ આવવા નીકળી પડયાં.

ફ્રાન્સમાં તેઓ થોનનમાં આવી રહ્યાં. પાસેના લાયન્સ ગામના થીએટરમાં બૉમ્બ પડયો અને કાંઇ ૬૦ એનાર્કિસ્ટોને પકડવામાં આવ્યા. ક્રોપોટકીન ઉપર દેશવિદેશથી પત્રો

આવવા આંડ્યા અને તેમાં "તમારા ઉપર બૉમ્બનું પારસલ રવાના થયું છે" "પેલા માણસની ખબર લેવાનો ઘાટ ઘડાઇ ચૂક્યો છે" વગેરે કંઇ કંઈ ભેદી બાબતોનો ઉલ્લેખ થવા લાગ્યો. ક્રોપોટકીને આ બધા પત્રો લાલ પેન્સિલથી "પોલિસ ઈન્ટરનેશનલ" લખી એક ફાઈલમાં એકત્ર કર્યા અને જ્યારે ૧૮૮૩ ના જાન્યુઆરીમાં તેમના પર અને તેમના સાથીઓ પર કેસ ચાલ્યો ત્યારે રજુ કર્યા, પણ પોલિસે એ કાગળોને ચાલુ કેસ સાથે સંબંધ નથી એમ કહી રજુ થતાં અટકાવ્યા. કેસ લાયન્સની કોર્ટમાં પંદર દિવસ સુધી ચાલ્યો અને પબ્લિક પ્રોસીક્યુટરે પોતાના જોરદાર ભાષણની પૂર્ણાહુતિ કરતાં કહ્યું કે "જે દિવસે ક્રોપોટકીને ફ્રાન્સની ભૂમિ પર પગ મૂક્યો તે દિવસથી જ ફ્રાન્સને પગે પનોતી બેઠી છે. સત્યાનાશ જજો એ દિવસનું!"

આ ભાષણ બદલ પ્રોસીક્યુટરને રૂશિયાની સરકારે સેંટ એનનો ચંદ્રક આપ્યો અને ક્રોપોટકીનને ફ્રાન્સની સરકારે પાંચ વરસની જેલ આપી.

ક્રોપોટકીનને ક્લેરવૉની જેલમાં પરહેજ કર્યા. આ જેલ રૂશિયાની જેલોથી સાવ જુદા પ્રકારની હતી. કેદીઓને દળવાકૂટવાનું નહિ પણ છબીઓ મઢવાનું, મોતી પરોવવાનું, ભરત–કસબ ભરવાનું, ફરનિચર બનાવવાનું વગેરે કારીગરી અને કળાનું કામ સોંપવામાં આવતું. અને આથી કેદી જ્યારે છૂટીને બહારની દુનિયામાં જતો ત્યારે પોતે જે વિદ્યા જેલમાં રહી શીખ્યો હોય એથી પોતાનું અને પોતાના કુટુંબનું ભરણપોષણ સુખેથી કરી શકતો. કેદીઓને એકમેકને મળવાની સંપૂર્ણ છૂટ હતી અને બહારનાં સગાંવહાલાંઓ પણ નિયત સમયે મળી શકતાં. ક્રોપોટકીનનાં પત્ની જેલની સામે જ એક કોટડી રાખી રહ્યાં હતાં અને ક્રોપોટકીનને સાંજે દરરોજ મળવા આવતાં.

પણ પ્રબળ લોકમતની વિરુદ્ધ જઇને ક્રોપોટકીનને સજા કરવામાં આવી હતી તેથી દર સાલ ક્રોપોટકીન અને તેના સાથીઓને છોડી દેવાની દરખાસ્ત ફ્રાન્સની પાર્લામેન્ટમાં થતી અને તે પર મત લેવાતાં સરકારપક્ષની સ્થિતિ કફોડી બનતી. ચોથે વરસે પાર્લામેન્ટે બહુમતિથી ક્રોપોટકીન અને તેના સાથીઓને છોડી દેવાનો ઠરાવ પસાર કર્યો અને ક્રોપોટકીન ૧૮૮૬ ના જાન્યુઆરી માસમાં મુક્ત થયા.

ક્રોપોટકીને બ્હાર નીકળી અરાજકતાવાદ (Anarchism) ઉપર હજારોની મેદની આગળ વ્યાખ્યાન આપ્યું અને ફ્રાન્સની સરકાર તેમને દેશપાર કરે તે પહેલાં પોતે જ લંડન આવતા રહ્યા. લંડનમાં તેઓ રૂશિયાના ક્રાન્તિવાદી સ્ટેપનીઆક અને સાયકોવસ્કીને મળ્યા અને સાયકોવસ્કીની સાથે હેરોમાં એક ઝુંપડું લઈ ક્રોપોટકીન દંપતિ પોતાના જીવનસિદ્ધાંતનો પોતાના જ જીવનદૃષ્ટાંતથી પ્રચાર કરવા લાગ્યાં.

૧૮૮૬ માં ઈંગ્લાંડનું વાતાવરણ પણ સમાજવાદની ચળવળથી ખળભળી ઊઠયું અને ક્રોપોટકીને સ્વાતંત્ર્ય (Freedom) નામનું માસિક અરાજકતાવાદનો પ્રચાર કરવા પ્રગટ કર્યું. આજ સમય દરમિયાન ક્રોપોટકીને Nineteenth Century Magazineમાં "Fields, Factories and Workshops" અને "Mutual Aid" એ બે પુસ્તકો કટકે કટકે લખ્યાં જે પાછળથી પુસ્તકાકારે પ્રસિદ્ધ થયાં.

આ બન્ને પુસ્તકો સમાજવાદના શાસ્ત્રમાં અતિ પ્રમાણભૂત મનાય છે અને આજે પણ સમાજવાદીઓ એ પુસ્તકો તરફ આદર અને સન્માનની દૃષ્ટિથી જુએ છે. આમ

યીઓને તલવારબળે એ ધર્મ વિસ્તારવાની અને દેશો જીતવાની આકાંક્ષા વધી પડેલી. બે ત્રણ સૈકામાં તો અનેક પ્રજાને ઇસ્લામ ધર્મમાં આણી અને અનેક દેશો જીત્યા.

પશ્ચિમમાં ચાલ્યા. આખો ઉત્તર આફ્રિકા ને યુરોપના કેટલાક પ્રદેશ સર કર્યા; પણ પછી થાકીને લોથ થયા. ઇસ્તાંબુલ સિવાયનો સૌ યુરોપ ને આફ્રિકાના પણ અનેક પ્રદેશ ખોયા. આ છેલ્લા મહાવિગ્રહમાં નામનું હતું તે પણ જાત, જો નવીન ને શિક્ષિત તુર્કો ના ઉઠયા હોત તો. પણ એ નવીન ને શિક્ષિત તુર્કો મુસલમાન બળે જિત્યા છે એમ કહેવા કરતાં ખ્રિસ્તબળે જિત્યા છે એમ કહેવું વધારે યોગ્ય છે. કારણકે નવીન જાપાનની પેઠે એમણે ખ્રિસ્તિ પ્રજાઓની નીતિ ગ્રહણ કરીને પોતાનું રક્ષણ કર્યું છે, ખ્રિસ્તિ જેવા થઇને ખ્રિસ્તિઓને હરાવ્યા છે. પોપની પેઠે એમણે ખલીફાને રાજ્યસત્તાથી મુક્ત કર્યો છે, સ્ત્રીઓનો પડદો તોડ્યો છે ને તેમને જનાનામાંથી બહાર આણી કેળવણી આપવા માંડી છે, એક લગ્નનો રિવાજ શરૂ કર્યો છે, ખ્રિસ્તિ પોશાક ગ્રહણ કર્યો છે, એટલું જ નહિ પણ ભાષામાં અરબી લિપિને બદલે રોમન લિપિ સ્વીકારવાનો પ્રયત્ન કરી રહ્યા છે; અનેક રીતે ખ્રિસ્તિ અનુકરણ કરી રહ્યા છે. એથી એમનો વિજય છે.

બીજી બાજુએ પૂર્વમાં ચાલ્યા. ઇરાન કબજે કર્યું. ત્યાંના રાજાના મહેલમાં એક ગાલીચો હતો, રત્નમાણેકે જડેલો, તે ગાલીચો એવો હતો કે ઉનાળામાં પાથર્યો હોય તો ય ચોમાસાનું ભાન કરાવે. એવા સુંદર ગાલીચાની કળા ન સમજનાર આરબ સરદારોએ એના ટુકડા કરી —એ લૂંટના માલના ભાગ પાડી—વહેંચી લીધો! અફગાનિસ્તાન સર કર્યો ને છેવટે હિંદુસ્થાન પણ લીધો. બહુ વર્ષ કલેશકંકાસ ને યુદ્ધમાં રાજ્ય કર્યું, જાહોજલાલી પણ ભોગવી. પણ અહીં સત્તરમી સદી સુધી સિંહબળ રહ્યું; ત્યાર પછી ક્ષીણ થયું, થાકી ગયું. ઉત્તરમાં શીખે ને દક્ષિણમાં મરાઠાએ એમને ઘેર્યા. એવામાં વચ્ચે અંગ્રેજ આવી પડ્યો ને સૌને ગળી ગયો. એ ના આવ્યો હોત તો ય શીખ ને મરાઠાના પંજામાંથી એને ઉગરવાની આશા તો નહોતી જ. અહીં પણ એની ભરતીની સીમા આવી રહી હતી ને ઓટ શરૂ થઇ ગયો હતો.

એમની જાહોજલાલી માત્ર તલવારની નહોતી; વિદ્યા, ઉદ્યમ, ધર્મભાવ એમ અનેક દિશાની હતી. કાર્ડોવા અને બગદાદ વિદ્યાનાં ધામ હતાં; વિજ્ઞાનમાં બહુ આગળ વધ્યા હતા ને અલ્-જીબ્રા ( Algebra ), અલ્-કેમી ( alchemy કીમીઓ ), અલ્-કલી ( alkali કળીચુનો ) વગેરે વિજ્ઞાનના શબ્દો એમના આપ્યા હજી યુરોપિયન અને આપણે વાપરીએ છીએ. એમનો વેપાર દુનિયામાં ચારે છેડે ચાલતો. યુરોપ અને હિંદુસ્તાન વચ્ચે વેપારની સાંકળ આરબના હાથમાં હતી. એમનામાં અનેક સાધુસંતો થઈ ગયા છે, ધર્મપ્રચારકો થઈ ગયા છે; સુફી ધર્મ એ જ ધર્મનું બાળક છે.

પણ જ્યાં એ એમનો ઓટ શરૂ થયો તે થયો જ. ફરી કદી ભરતીનું એક પણ મોજું ચડ્યું ? ના. કારણ શું ? હિંદુ હજારો વર્ષથી દબાતોચંપાતો, લાતો ખાતો, આજે હજી એ જીવે છે, સાતસો વર્ષ મુસલમાનની સત્તાની ભરતીમાં ડૂબેલો, તે આજે એમનો ઓટ થતાં, પાછો નિકળી આવ્યો છે. એટલા લાંબા કાળમાં મુસલમાને ધાર્યું હોત તો ઘણુંઘણું કરી શક્યો હોત, પણ આજે જોઇએ છીએ કે વિદ્યામાં, બુદ્ધિમાં, કળામાં, વેપારમાં, ધનમાં અને બીજા અનેક વિષયમાં એ હિંદુથી પાછળ પડ્યો છે; રાજ્યસત્તા જોઇએ તો આજે હિંદુસ્થાનમાં લગભગ સાતસો દેશી રાજ્યોમાં પણ મુસલમાન રાજ્ય ગણ્યાંગાંઠયા છે, રાજ્યકારભારમાં ને રાજાની

નોકરીમાં પણ એનો બહુ હાથ નથી. થોડાક આંકડા આપીને હિંદુ મુસલમાનની સ્થિતિની તુલના કરી જોઇએ.આખા હિંદુસ્થાનના વસતિપત્રકનો રિપોર્ટ તો મારી પાસે છે નહિ, પણ છે તે ઉપરથી તારણ આપું છું. વડોદરા રાજ્યના ૧૯૨૧ ના વસતિપત્રકના રિપોર્ટ પ્રમાણેઃ—

| | હિંદુ | મુસલમાન | | હિંદુ | મુસલમાન |
|---|---|---|---|---|---|
| કુલ વસતિ | ૧૭,૮૬,૧૩૪ | ૧,૬૨,૩૨૮ | દર હજારે કુંવારા | ૪૫૦ | ૪૮૬ |
| દર દશહજારે વસતિ | ૮,૧૯૩ | ૭૬૩ | ,, પરણેલા | ૪૬૩ | ૪૩૭ |
| ,, હજારે ,, ગામડાંમાં | ૮૪૦ | ૭૬ | ,, વિધુર | ૮૭ | ૭૭ |
| ,, ,, ,, શહેરોમાં | ૭૭૩ | ૧૫૭ | ,, કુંવારી | ૩૧૬ | ૩૫૮ |
| ,, ,, ,, મરે છે | ૨૯ | ૨૩ | ,, પરણેલી | ૫૧૧ | ૪૭૧ |
| પુરુષ જીવે છે સરેરાશ વર્ષ | ૨૩·૯૯ | ૨૪·૮૭ | ,, વિધવા | ૧૭૨ | ૧૭૧ |
| સ્ત્રી ,, | ૨૪·૧૪ | ૨૪·૫૫ | ,, ભણેલાં | ૫૬૪ | ૧૮૩ |
| દરહજારે ભણેલા | ૭૩૫ | ૩૦૯ | દર લાખે બહેરાંમૂગાં | ૮૮ | ૨૫ |
| ,, ભણેલી | ૨૮૯ | ૪૮ | ,, આંધળાં | ૩૩૮ | ૨૯૪ |
| દર લાખે ગાંડાં | ૪૫ | ૭૫ | ,, રક્તપીતીઆં | ૨૪ | ૧૦ |

એ ઉપરથી જોઇ શકાશે કે એ રાજ્યમાં હિંદુની વસતિ બહુ મોટી છે, ને તેમાંના વધારે ટકા ગામડાંમાં રહે છે, મુસલમાન પ્રમાણમાં કંઇક વધારે શહેરમાં રહે છે. હિંદુ કરતાં મુસલમાન લાંબું જીવે છે ને ઓછી સંખ્યામાં મરે છે, તેમાં યે હિંદુ પુરુષ કરતાં સ્ત્રી લાંબું જીવે છે. પરણવાનો ચડસ મુસલમાન કરતા હિંદુમાં કંઇક વધારે છે, વિધવાઓ તો બંનેમાં સરખે પ્રમાણે છે. રોગને પણ મુસલમાનના કરતાં હિંદુનું લોહી વધારે ભાવે છે. આમ સ્પષ્ટ રીતે હિંદુ કરતાં મુસલમાન શરીરે બળવાન છે. પણ ત્યારે મુસલમાન કરતાં હિંદુ ભણવે બહુ આગળ વધી ગએલો છે, ને મુસલમાન સ્ત્રી તો કેળવણીમાં છેક પાછળ છે. વળી ગાંડાં પણ મુસલમાન વધારે થાય છે. ને ત્યારે કહી શકાય કે મુસલમાન કરતાં હિંદુ બુદ્ધિએ બળવાન છે.

હવે બંગાળના ૧૯૨૧ ના વસતિપત્રકના રિપોર્ટ પ્રમાણેઃ—

| | હિંદુ | મુસલમાન | | હિંદુ | મુસલમમાન |
|---|---|---|---|---|---|
| કુલ વસતિના સેંકડે ટકા | ૪૪ | ૫૪ | દરસેંકડે વકીલ મુખ્ત્યાર | ૮૮ | ૧૧ |
| ર સેંકડે ભણેલા | ૬૪ | ૩૨ | ,, દસ્તાવેજ લખનાર વગેરે મુત્સદ્દી | ૮૦ | ૧૫ |
| ,, અંગ્રેજી | ૮૦ | ૧૭ | ,, મુલ્કી નોકરીમાં | ૭૪ | ૨૧ |
| માનગી દવાખાનાં ચલાવનાર | ૭૯ | ૧૭ | ,, લશ્કરી નોકરીમાં | ૬૪ | ૩૨ |

ત્યાં હિંદુ:મુસલમાનની વસતિ ૪૪:૫૪ છે ને તે આધારે જ દાસ બાબુએ સરકારી નોકરીનું પ્રમાણ ૪૫:૫૫નું ઠરાવ્યું હતું ને એમ કરીને એ બે કોમમાં ઐક્ય સ્થાપવા પ્રયત્ન કર્યો હતો. પણ ભણતરની સ્થિતિ પ્રમાણે જ અત્યારે તો એ બે કોમ સરકારી નોકરીમાં છે. સરકારનો પક્ષપાત ના ચાલે એવા બુદ્ધિશાળી વ્યાપારમાં—દવાખાનાં, વકીલાત વગેરેના ખાનગી વ્યાપારમાં—એ જ પ્રમાણે છે.

ધીઓને તલવારબળે એ ધર્મ વિસ્તારવાની અને દેશો જીતવાની આકાંક્ષા વધી પડેલી. બે ત્રણ સૈકામાં તો અનેક પ્રજાને ઇસ્લામ ધર્મમાં આણી અને અનેક દેશો જીત્યા.

પશ્ચિમમાં ચાલ્યા. આખો ઉત્તર આફ્રિકા ને યુરોપના કેટલાક પ્રદેશ સર કર્યા; પણ પછી થાકીને લોથ થયા. ઇસ્તામ્બુલ સિવાયનો સૌ યુરોપ ને આફ્રિકાના પણ અનેક પ્રદેશ ખોયા. આ છેલ્લા મહાવિગ્રહમાં નામનું હતું તે પણ જાત, જો નવીન ને શિક્ષિત તુર્કો ના ઉઠ્યા હોત તો. પણ એ નવીન ને શિક્ષિત તુર્કો મુસલમાન બળે જિત્યા છે એમ કહેવા કરતાં ખ્રિસ્તબળે જિત્યા છે એમ કહેવું વધારે યોગ્ય છે. કારણકે નવીન જાપાનની પેઠે એમણે ખ્રિસ્તિ પ્રજાઓની નીતિ ગ્રહણ કરીને પોતાનું રક્ષણ કર્યું છે, ખ્રિસ્તિ જેવા થઇને ખ્રિસ્તિઓને હરાવ્યા છે. પોપની પેઠે એમણે ખલીફાને રાજ્યસત્તાથી મુક્ત કર્યો છે, સ્ત્રીઓનો પડદો તોડ્યો છે ને તેમને ઝનાનામાંથી બહાર આણી કેળવણી આપવા માંડી છે, એક લગ્નનો રિવાજ શરૂ કર્યો છે, ખ્રિસ્તિ પોશાક ગ્રહણ કર્યો છે, એટલું જ નહિ પણ ભાષામાં અરબી લિપિને બદલે રોમન લિપિ સ્વીકારવાનો પ્રયત્ન કરી રહ્યા છે; અનેક રીતે ખ્રિસ્તિ અનુકરણ કરી રહ્યા છે. એથી એમનો વિજય છે.

બીજી બાજુએ પૂર્વમાં ચાલ્યા. ઇરાન કબજે કર્યું. ત્યાંના રાજાના મહેલમાં એક ગાલીચો હતો, રત્નમાણેકે જડેલો, તે ગાલીચો એવો હતો કે ઉનાળામાં પાથર્યો હોય તો ય ચોમાસાનું ભાન કરાવે. એવા સુંદર ગાલીચાની કળા ન સમજનાર આરબ સરદારોએ એના ટુકડા કરી –એ લૂંટના માલના ભાગ પાડી–વહેંચી લીધો! અફગાનિસ્તાન સર કર્યો ને છેવટે હિંદુસ્થાન પણ લીધો. બહુ વર્ષ કલેશકંકાસ ને યુદ્ધમાં રાજ્ય કર્યું, જાહોજલાલી પણ ભોગવી. પણ અહીં સત્તરમી સદી સુધી સિંહબળ રહ્યું; ત્યાર પછી ક્ષીણ થયું, થાકી ગયું. ઉત્તરમાં શીખે ને દક્ષિણમાં મરાઠાએ એમને ઘેર્યા. એવામાં વચ્ચે અંગ્રેજ આવી પડ્યો ને સૌને ગળી ગયો. એ ના આવ્યો હોત તો ય શીખ ને મરાઠાના પંજામાંથી એને ઉગરવાની આશા તો નહોતી જ. અહીં પણ એની ભરતીની સીમા આવી રહી હતી ને ઓટ શરૂ થઇ ગયો હતો.

એમની જાહોજલાલી માત્ર તલવારની નહોતી; વિદ્યા, ઉદ્યમ, ધર્મભાવ એમ અનેક દિશાની હતી. કૉર્ડોવા અને બગદાદ વિદ્યાનાં ધામ હતાં; વિજ્ઞાનમાં બહુ આગળ વધ્યા હતા ને અલ્–જીબ્રા (Algebra), અલ્–કેમી (alchomy કીમીઓ), અલ્–કલી (alkali કળીચુનો) વગેરે વિજ્ઞાનના શબ્દો એમના આપ્યા હજી યુરોપિયન અને આપણે વાપરીએ છીએ. એમનો વેપાર દુનિયામાં ચારે છેડે ચાલતો. યુરોપ અને હિંદુસ્તાન વચ્ચે વેપારની સાંકળ આરબના હાથમાં હતી. એમનામાં અનેક સાધુસંતો થઈ ગયા છે, ધર્મપ્રચારકો થઈ ગયા છે; સુફી ધર્મ એ જ ધર્મનું બાળક છે.

પણ છતાં યે એમનો ઓટ શરૂ થયો તે થયો જ. ફરી કદી ભરતીનું એક પણ મોજું ચડ્યું? ના. કારણ શું? હિંદુ હજારો વર્ષથી દબાતોચંપાતો, લાતો ખાતો, આજે હજી યે જીવે છે, સાતસો વર્ષ મુસલમાનની સત્તાની ભરતીમાં ડુબેલો, તે આજે એમનો ઓટ થતાં, પાછો નિકળી આવ્યો છે. એટલા લાંબા કાળમાં મુસલમાને ધાર્યું હોત તો ઘણુંઘણું કરી શક્યો હોત, પણ આજે જોઇએ છીએ કે વિદ્યામાં, બુદ્ધિમાં, કળામાં, વેપારમાં, ધનમાં અને બીજા અનેક વિષયમાં એ હિંદુથી પાછળ પડતો છે; રાજ્યસત્તા જોઇએ તો આજે હિંદુસ્થાનમાં લગભગ સાતસો દેશી રાજ્યોમાં પણ મુસલમાન રાજ્ય ગણ્યાંગાંઠ્યાં છે, રાજ્યકારભારમાં ને રાજાની

નોકરીમાં પણ એનો બહુ હાથ નથી. થોડાક આંકડા આપીને હિંદુ મુસલમાનની સ્થિતિની તુલના કરી જોઇએ.આખા હિંદુસ્થાનના વસતિપત્રકનો રિપોર્ટ તો મારી પાસે છે નહિ,'પણ છે તે ઉપરથી તારણ આપું છું. વડોદરા રાજ્યના ૧૯૨૧ ના વસતિપત્રકના રિપોર્ટ પ્રમાણેઃ—

| | હિંદુ | મુસલમાન | | હિંદુ | મુસલમાન |
|---|---|---|---|---|---|
| કુલ વસતિ | ૧૭,૮૬,૧૩૪ | ૧,૬૨,૩૨૮ | દર હજારે કુંવારા | ૪૫૦ | ૪૮૬ |
| દર દશહજારે વસતિ | ૮,૧૬૩ | ૭૬૩ | ,, પરણેલા | ૪૬૩ | ૪૩૭ |
| ,, હજારે ,, ગામડાંમાં | ૮૪૦ | ૭૬ | ,, વિધુર | ૮૭ | ૭૭ |
| ,, ,, ,, શહેરોમાં | ૭૭૩ | ૧૫૭ | ,, કુંવારી | ૩૧૬ | ૩૫૮ |
| ,, ,, ,, મરે છે | ૨૯ | ૨૩ | ,, પરણેલી | ૫૧૧ | ૪૭૧ |
| પુરુષ જીવે છે સરેરાશ વર્ષ | ૨૩.૯૯ | ૨૪.૮૭ | ,, વિધવા | ૧૭૨ | ૧૭૧ |
| સ્ત્રી ,, | ૨૪.૧૪ | ૨૪.૫૫ | ,, ભણેલાં | ૫૬૪ | ૧૮૩ |
| દરહજારે ભણેલા | ૭૩૫ | ૩૦૯ | દર લાખે બહેરાંમૂગાં | ૮૮ | ૨૫ |
| ,, ભણેલી | ૨૮૯ | ૪૮ | ,, આંધળાં | ૩૩૮ | ૨૯૪ |
| દર લાખે ગાંડાં | ૪૫ | ૭૫ | ,, રક્તપીતીઆં | ૨૪ | ૧૦ |

એ ઉપરથી જોઇ શકાશે કે એ રાજ્યમાં હિંદુની વસતિ બહુ મોટી છે, ને તેમાંના વધારે ટકા ગામડાંમાં રહે છે, મુસલમાન પ્રમાણમાં કંઇક વધારે શહેરમાં રહે છે. હિંદુ કરતાં મુસલમાન લાંબું જીવે છે ને ઓછી સંખ્યામાં મરે છે, તેમાં યે હિંદુ પુરુષ કરતાં સ્ત્રી લાંબું જીવે છે. પરણવાનો ચડસ મુસલમાન કરતાં હિંદુમાં કંઇક વધારે છે, વિધવાઓ તો બંનેમાં સરખે પ્રમાણે છે. રોગને પણ મુસલમાનના કરતાં હિંદુનું લોહી વધારે ભાવે છે. આમ સ્પષ્ટ રીતે હિંદુ કરતાં મુસલમાન શરીરે બળવાન છે. પણ ત્યારે મુસલમાન કરતાં હિંદુ ભણવે બહુ આગળ વધી ગએલો છે, ને મુસલમાન સ્ત્રી તો કેળવણીમાં છેક પાછળ છે. વળી ગાંડાં પણ મુસલમાન વધારે થાય છે. ને ત્યારે કહી શકાય કે મુસલમાન કરતાં હિંદુ બુદ્ધિએ બળવાન છે.

હવે બંગાળના ૧૯૨૧ ના વસતિપત્રકના રિપોર્ટ પ્રમાણેઃ—

| | હિંદુ | મુસલમાન | | હિંદુ | મુસલમમાન |
|---|---|---|---|---|---|
| કુલ વસતિના સેંકડે ટકા | ૪૪ | ૫૪ | દરસેંકડે વકીલ મુખ્ત્યાર | ૮૮ | ૧૧ |
| દર સેંકડે ભણેલા | ૬૪ | ૩૨ | ,, દસ્તાવેજ લખનાર વગેરે મુત્સદ્દી | ૮૦ | ૧૫ |
| ,, અંગ્રેજી | ૮૦ | ૧૭ | ,, મુલ્કી નોકરીમાં | ૭૪ | ૨૧ |
| ખાનગી દવાખાનાં ચલાવનાર | ૭૯ | ૧૭ | ,, લશ્કરી નોકરીમાં | ૬૪ | ૩૨ |

ત્યાં હિંદુ:મુસલમાનની વસતિ ૪૪:૫૪ છે ને તે આધારે જ દાસ બાબુએ સરકારી નોકરીનું પ્રમાણ ૪૫:૫૫નું ઠરાવ્યું હતું ને એમ કરીને એ બે કોમમાં ઐક્ય સ્થાપવા પ્રયત્ન કર્યો હતો. પણ ભણતરની સ્થિતિ પ્રમાણે જ અત્યારે તો એ બે કોમ સરકારી નોકરીમાં છે. સરકારનો પક્ષપાત ના ચાલે એવા બુદ્ધિશાળી વ્યાપારમાં–દવાખાનાં, વકીલાત વગેરેના ખાનગી વ્યાપારમાં–એ જ પ્રમાણે છે.

હવે ચારિત્ર સંબંધે જોઇએ તો:

| જેલમાં કેદી | હિંદુ | મુસલમાન | જેલમાં કેદી | હિંદુ | મુસલમાન |
|---|---|---|---|---|---|
| ૧૯૨૧માં બંગાળામાં દર સેંકડે | ૪૦ | ૫૬ | જેલમાં ૧૯૨૧માં દર સેંકડે | ૮૧.૭૨ | ૧૭.૯૯ |
| આગ્રાઅયોધ્યાની કુલ વસતિમાં „ | ૮૫.૦૮ | ૧૪.૩૮ | „ ૧૯૮૨માં „ | ૮૧.૫૧ | ૧૮.૨૩ |
| જેલમાં ૧૯૨૦માં „ | ૮૨.૫૧ | ૧૭.૨૭ | | | |

હિંદુ જેમ પ્રમાણમાં મુસલમાન કરતાં ભણેલો ને બુદ્ધિશાળી વધારે છે તેમ ચારિત્રમાં પણ ઉંચો છે. વળી દુઃખનો વિષય તો એ છે કે આગ્રા–અયોધ્યામાં હિંદુ દર વર્ષે ચારિત્રમાં ઉંચો થતો જાય છે, ત્યારે મુસલાન નમતો જાય છે. હિંદુસ્થાનનાં શહેરોનાં દૈનિક પત્રો જોશો તોપણ ફોજદારી કેસોમાં હિંદુ કરતાં મુસલમાનનાં નામ વધારે નજરે પડશે.

આ એકંદર તુલનાથી સ્પષ્ટ સમજાશે કે શરીરબળમાં મુસલમાન હિંદુથી ચઢીઆતો છે, કેળવણીમાં, બુદ્ધિમાં અને ચારિત્રમાં હિંદુ મુસલમાનથી ચઢીઆતો છે.

પણ ત્યારે આનું કારણ શું? શું કુરાનધર્મમાં જ કંઈ એવી ખામી છે? એમાં તો ઇલ્મની પ્રશંસા છે ને આગળ જોયું તેમ પૂર્વકાળમાં મુસલમાનમાં અનેક બુદ્ધિશાળી ઇલ્મીઓ થઈ ગયા છે ને ખલીફાઓએ ઇલ્મને ઉત્તેજન આપ્યું છે. ત્યારે એમની ભરતીનો કાળ ખતમ થઇ ગયા પછી, ઓટના કાળમાં એ થાકીને લોથ થઇ ગયા પછી, સર્વ વિષયોમાં પાછો પડ્યો. આજે એ પથારીમા પડ્યે પડ્યે નશાબની સામે તાકી જોઈ રહે છે. વિલાસ તરફ એની વૃત્તિ વધારે છે, અને પૂર્વકાળમાં પણ એજ એની નબળાઇનું કારણ હતું. કહેવાય છે કે ઇસ્લામ ધર્મમાં ભ્રાતૃભાવને સારી મહત્તા અપાએલી છે. એ સાચું હોય તો ય અર્ધું જ સાચું છે; કારણકે એમનામાં અંદરોઅંદર સારી રીતે ભ્રાતૃભાવ કેળવાએલો છે, પણ બીજી જાતિઓ સાથે એણે ભ્રાતૃભાવ બહુ ઓછો જ રાખ્યો છે; પયગમ્બર-પરમ્પરાએ ઉતરી આવેલા ધર્મના અનુયાયીઓને એ નસારા કહે છે–યાહુદી ને ખ્રિસ્તિ એને મતે નસારા છે, તે સિવાયના બધા–હિંદુ સુદ્ધાં–એને હિસાબે કાફિર છે. હિંદુ બીજાનું ખાતો નથી માટે એને નિન્દે છો. પણ ધર્મચુસ્ત મુસલમાન નસારાનું ખાય, પણ કાફિરનું તો ન જ ખાય. પરધર્મીઓને પોતાના ધર્મમાં આણવાને અત્યાગ્રહે એણે તલવાર વીંઝ્યા કરી ને તેથી પણ એણે આખા જગતમાં શત્રુનાં દળ ઉભાં કર્યાં.

આ સ્થિતિમાં જગતનો મુસલમાન ને કંઇક તેવી જ સ્થિતિમાં હિંદુસ્થાનનો મુસલમાન ઉભો છે. હિંદુસ્થાનમા અંગ્રેજ આવ્યા પછી ધંધાધાપા બળના ચાલતા ને પેટના ખાડા ભરવા કઠણ થતા ગયા. આર્થિક સ્થિતિમાં હિંદુ કરતા મુસલમાન વધારે નબળો એટલે એની સ્થિતિ વધેલી બગડી ને ખાવાની તાણ વધેલી પડી. હિંદુ બુદ્ધિશાળી તે એમાં રાજ્યનો દોષ જોઇ શકયો ને તેથી રાજ્ય સામે શીંગડાં માંડવા તૈયાર થયો. અંગ્રેજ ચતુર તે એણે મુસલમાનને સમજાવી હિંદુ સામે શીંગડાં મંડાવવા આગળ ધર્યો. હિંદુ નોકરીમાં વધારે પેસી જાય છે એમ કહીને મુસલમાનને નોકરીમાં ઉત્તેજન આપવાનો ડોળ કરવા માંડ્યો. ધીરે ધીરે હિંદુ મુસલમાનનો વિરોધ વધ્યો ને વિરોધના વિષય પણ વધ્યા. ને

દઈએ કે એ બે જાતિઓ વહેલી વહેલી નહિ સમજી જાય તો વિરોધના વિષય રોજ રોજ એવા ને એટલા ઉમેરાતા જશે કે દિવસે દિવસે ઐકયની આશા ઘસાતી જશે.

હિંદુસ્થાનમાં બાવીસ કરોડ હિંદુ છે, ને સાત કરોડ મુસલમાન છે. દેશને સ્વરાજ્ય મળો કે ન મળો એ તો પછીનો સવાલ છે, પણ આવડી મોટી બે જાતિઓ એક દેશમાં નિરંતર વિગ્રહમાં રહી જ શી રીતે શકે ? એમાંથી કોઈ જાતિ દેશ છોડીને ખાલી કરી તો જનાર નથી. ત્યારે એક ઘરમાં બે ભાઈ રોજ મારામારી કરે એ તે ચાલે કેમ ? આનો ઉપાય તો થવો જ જોઇએ. અને એનો શું કોઇ ઉપાય જ નહિ, કશોય રસ્તો ના નિકળે ?

અનેક જણ એમ માને છે કે બંને જાતિ કોઇનું વાર્યું માનતી નથી, ત્યારે એમને લઢી લેવા દો, એટલે હારીને માનશે. મને લાગે છે કે આ ઉપાય સાચો ઉપાય નથી. દુનિયાના ઇતિહાસમાં આવો પ્રકાર કયાંય બન્યો નથી. હારીને વખતે તેઓ સજ્જ થતા સુધી શાન્ત થશે, પણ એક તો નહિ જ થાય; એટલું જ નહિ, પણ એનાં ફળ વધારે કડવાં આવશે. બંને જાતિને લઢવા છોડી દીધે એમાંના બદમાશો લાઠી લેઈ બહાર આવશે અને બુદ્ધિશાળી, પણ ભ્રષ્ટ ભાવનાના, લોક એમને અનેક પ્રકારે ઉશ્કેરશે. પરિણામે ગુંડાઓનું જોર જામી જશે ને બુદ્ધિશાળીને પણ એમના હાથમાં જઈ પડવું પડશે. વહીવટી (civil) રાજ્ય તુટીને (military) રાજ્ય સ્થપાતાં—ના, અરાજકતા થતાં—જે દશા થાય એવી દશા થવાની ને પાછું વહીવટી રાજ્ય સ્થપાતાં આજે છે તેથી યે મુશ્કેલીઓ વધી પડવાની. અંગ્રેજ છે એ તો આપણે લઢી મરીએ એમાં રાજી હોય, એટલે એ તો લઢવા દેશે ને એને હાનિ નહિ થાય ત્યાં સુધી આપણને આપણે હાથે ખોખરા થવા દેશે અને કહેશે કે તમે સ્વરાજ્યને માટે નાલાયક છો, તમને એને લઢતા અટકાવવા કોઇ ત્રીજા બળવાનની જરૂર છે જ છે. પરસ્પર લઢી લેવા દેવાનું પરિણામ આવું ભયંકર હશે. ઐકય તો નહિ જ હશે. માટે જ કોઇ સદુપાય કરવા ઘટે.

સહકારની સૌથી પહેલી શરત તો સમાનતા. બે સમાનો વચ્ચે જ સહકાર હોય. આપણે જોઈ ગયા કે હિંદુ શરીરે મુસલમાન કરતાં નબળો છે ને મુસલમાન બુદ્ધિએ હિંદુ કરતાં નબળો છે. સહકાર ના થવાનું આ મુખ્ય કારણ મને તો જણાય છે. બેઉની અસમાનતા તોડ્યે ને સમાનતા લાવ્યે જ સહકારનો સંભવ છે, બાકી ઉપરના થીંગડાંથી કશું વળવાનું નથી.

ત્યારે અસમાનતા અને તેને પરિણામે થતા વિરોધના પ્રશ્નો એકેએકે લઇએ અને તેમાં શી રીતે સમાનતા થાય એ જોઇએ. સૌ અસમાનતાઓને ત્રણ ભાગમાં વહેંચી નંખાય: શારીરિક, માનસિક ને ધાર્મિક. શારીરિક વિષયમાં સ્પષ્ટ રીતે હિંદુ નિર્બળ છે. એનો લાભ વારંવાર મુસલમાન લે છે ને જરાજરામાં મુક્કી ઉગામી હિંદુ ઉપર ઉતરી પડે છે. આનો ઉપાય એ જ કે હિંદુએ વિગ્રાહક વૃત્તિથી નહિ જ, પણ સંરક્ષક વૃત્તિથી જરૂર શરીરમાં બળ અને હુમલો કરનારની સામે યુદ્ધ કરવાનું સાહસ પ્રાપ્ત કરવું જ જોઇએ. ગમે તે માણસ ડરાવી જાય એટલાં નિર્બળ હોવું એ પાપ છે. માટે હિંદુએ જરૂર પડ્યે હિંસાથી હિંસાનો પ્રતિકાર કરવાનું શરીરબળ અને સાહસ પ્રાપ્ત કરવું જોઇએ, અને એને માટે જરૂરી સંસ્થાઓ સ્થાપવી જોઇએ. યુરોપનાં સૌ રાજ્યો આ કામની તૈયારી રાખ્યે જાય છે ને તેથી વિગ્રહને કંઈક અંશે દૂર રાખી શકે છે. મુક્કી ઉગામનારની સામે મુક્કી ઉગામી હોય તો સામો વિચાર કરીને જ મુક્કી મારે, અને એટલા માટે સામી મુક્કી ઉગામવા તૈયાર રહેવું

જ જોઈએ. બેશક આથી સાચું ઐક્ય સધાતું નથી, એ કબુલ; પણ એથી વિગ્રહ કંઈક અંશે દૂર થાય છે અને તેથી ઐક્ય કંઈક સમીપ આવે છે.

વિગ્રહ સમયે અફઘાનિસ્તાન કે કોઈ બીજી મુસલમાન સત્તાને પોતાની સહાયતાએ બોલાવવાની મુસલમાન જે વાતો કરે છે તે મિથ્યા છે. એ રાજ્યો અત્યારે જગતની રાજનીતિ સામે જોઇ રહ્યાં છે, યુરોપ વિરુદ્ધ એશિયાને તૈયાર કરવાની રાજનીતિ સામે જોઈ રહ્યાં છે, એ સમયે હિંદુ જેવી બળવાન જાતિને કચરી નાખવાની, હિંદુસ્થાનના મુસલમાન જેવી, મનોવૃત્તિ એમના મનમાં હોય નહિ; છે નહિ એ અફઘાનિસ્તાનની અંદર ચાલતા કારભારથી જોઇ શકીએ છીએ. વળી બહારના મુસલમાનને પોતાની મદદે હિંદુસ્થાનમાં લાવવાનું આજે તો કેવળ અશક્ય છે એ પણ મુસલમાને સમજવું જોઇએ.

શરીરબળ અને સાહસ લાવવા હિંદુએ અખાડા ને સાહસિક ખેલોની યોજના કરવી ને તેનો લાભ જેમ બને તેમ વધારે પુરુષોને અને સ્ત્રીઓને પણ મળે એવી યોજનાઓ કરવી જોઈએ. સંપે સાથે ઉભા રહેવાને માટે સંગઠનો કરવાં જોઇએ. આત્મરક્ષણને માટે જ આ યોજનાઓ થતી હોવાથી મુસલમાનને કે કોઇને એનાથી ઇર્ષ્યા કરવાનું કે ડરવાનું કારણ નથી. વળી પોતાનામાં એવાં સંગઠનો હોવાથી એવી ઇર્ષ્યા કરવાનો એને હક પણ નથી.

માનસિક બળમાં હિંદુ કરતાં મુસલમાન પાછળ છે ને તેથી કરીને બુદ્ધિબળના સૌ વ્યાપારમાં મુસલમાન કરતાં હિંદુ વધારે લાભ ખાટી જાય છે. હિંદુ સરકારી નોકરી વધારે પામે છે ને પૈસેટકે વધારે ખાતોપીતો થાય છે. મુસલમાનને આથી હિંદુની અદેખાઇ આવે છે ને કંકાસનું એ પણ એક કારણ છે. પણ એણે વસ્તુસ્થિતિનું પૃથક્કરણ કરી ઠંડે મગજે એનો તોલ ને ઉપાય કરવો ઘટે. દાસબાબુએ બંગાળામાં હિંદુ:મુસલમાનને ૪૫:૫૫ ટકાને પ્રમાણે નોકરી આપવાનો દસ્તાવેજ કરી આપી ઐક્યનું કાચું થીંગડું માર્યું. એ દસ્તાવેજને પાળવો એ, પાપ જ છે. પંડિત જોન સ્ટુઅર્ટ મીલ પોતાના Liberty (સ્વતંત્રતા) નામના પુસ્તકમાં સ્પષ્ટ શબ્દોમાં લખે છે કે "A ruler who appoints any man to an office, when there is in his dominion another man better qualified for it, **sins against God and against the state.**" (પોતાના રાજ્યમાં સારા ગુણ ધરાવતો માણસ હોય છતાં અમુક જગાએ બીજા કોઇને નીમે તો તે રાજા **ભગવાન સામે અને રાજ્ય સામે પાપ કરે છે.**) વકીલાત દાક્તરી વગેરે બુદ્ધિબળના ખાનગી ધંધામાં મુસલમાન કરતાં હિંદુ વધારે છે એ જ સાબિત કરે છે કે સરકારી નોકરીને માટે હિંદુ વધારે લાયક છે, ને રાજ્ય સારી રીતે ચલાવવું જ હોય તો યોગ્ય સ્થાને યોગ્ય માણસોની જ નિમણુક થવી જોઇએ. મુસલમાન દેશી રાજ્યો ને બંગાળાના જમીનદારો પોતાનું કારભારું મુસલમાન કરતાં હિંદુઓને વધારે સોંપે છે, ત્યારે માત્ર અંગ્રેજની નોકરીમાં જ વધારે ભાગ પડાવવાની વૃત્તિ રાખવી એ અયોગ્ય છે તે, સહજ સમજાઇ જશે.

સુધરાઇમાં, લોકલબોર્ડમાં અને ધારાસભામાં પણ સામાન્ય ચુંટણીમાં પોતે પ્રમાણસર સંખ્યાએ ચુંટાઇ નથી આવતો, તેથી મુસલમાન વસતિના પ્રમાણમાં સભાસદો આપવાની માગણી કરે છે. અહીં પણ એ જ પ્રકારની ભુલ છે. રાજ્યકારભારમાં બુદ્ધિબળની જરૂર છે એટલે કુલ વસતિના પ્રમાણમાં નહિ, પણ ભણેલી વસતિના પ્રમાણમાં સભાસદો કારભાર-

કેળમાં જઈ શકે ને તે પ્રમાણુ તો જાય છે જ. વળી જાતિ પ્રમાણે જુદા સભાસદોની વ્યવસ્થા થાય તો ઐક્ય સાધવાની યોજના દૂર જતી જાય ને કલહનાં મૂળ ઉંડાં જતાં જાય.

આનો સૌથી સાચો ઉપાય એ જ છે કે મુસલમાનોએ હિંદુની પેઠે કેળવાવું જોઇએ, પડદાપ્રણાલી દૂર કરી સ્ત્રીકેળવણી ખૂબ વધારવી જોઇએ. શાળાઓ પાઠશાળાઓ સ્થાપવી જોઇએ ને ગરીબોને દ્રવ્યસહાયતા આપી ભણાવવા જોઇએ. બેમાંથી એક અંગ અપંગ હોય તો બીજાને પણ હાનિ જ છે એમ સમજીને, ઐક્યનો આ પણ એક સારો ઉપાય છે એમ સમજીને, હિંદુએ પણ મુસલમાનકેળવણીમાં યથાશક્તિ સહાયતા કરવી જ જોઇએ.

વળી સરકારી નોકરીમાં તે કેટલા જણનું પોષણ થવાનું ? વસતિની બહુ અલ્પ સંખ્યા, સરકારી નોકરીથી પેટ ભરે, બાકી મોટો ભાગ તો બીજા ઉદ્યોગો કરીને જ પેટ ભરી શકે. આને માટે પણ યોગ્ય કેળવણીની જરૂર છે. ઔદ્યોગિક કેળવણીની વ્યવસ્થા થવી જોઇએ અને મુસલમાને તનમનધનથી એ કેળવણી લેવા પાછળ મંડવું જોઇએ. આમ કરવાથી આજે આ બે જાતિઓમાં આર્થિક અસમાનતા છે તે ધીરે ધીરે ઘટતી જશે ને ત્યારે ઐક્ય સમીપ આવશે.

હવે આવ્યો ધાર્મિક પ્રશ્ન. મસ્જીદ આગળ થઇને જતાં હિંદુને વાજાં નહિ વગાડવા દેવાનો મુસલમાનનો આજે આગ્રહ છે. એ આગ્રહ નવો છે, નવા કલહને પરિણામે જ ઉત્પન્ન થયો છે; કારણકે આજ સુધી હિંદુઓ વાજાં વગાડતા આવ્યા છે. હવે એમને રોકવા એ યોગ્ય નથી. રસ્તા ઉપરની મસ્જીદોને મોટરોથી, લશ્કરી બેંડોથી અને બીજા અનેક કોલાહલથી નમાજમાં ખલેલ ન પહોંચે અને હિંદુનાં વાજાંથી પહોંચે ? પણ મન ઉંચાં થતાં એવું જ હોય. ઉંચી ભાવનાવાળા મુસલમાનો તો આ આગ્રહને વખોડી કાઢે છે. મોલવી લીઆકત હુસેન અહુણા જ લખે છે કે:—

"રાજાના રાજમાર્ગ વાપરવાના સૌને હક છે. ભભકાભેર અને વાજાં સાથેના સરઘસ સાથે એ રસ્તે થઇ જવાનો સૌને હક છે. પાસે જ મસ્જીદ હોય તોપણ એમાં દખલ કરવાનો હક આપણ મુસલમાનને છે જ નહિ. અરબસ્તાન ને ઇરાન જેવા પવિત્ર દેશોના મેળાવડામાં વાજાં હોય છે જ, ત્યારે હિંદુસ્થાનમાં એને માટે આટલો શોરબકોર શાને? કેટલાક હિંદુઓ સંગઠનની હિમાયત કરે છે. બધા ધર્મોને એમ કરવાનો હક છે. હિંદુ

"Every one has the right to use the king's highways. All have the right to pass it with pomp and in procession accompanied with music. We, Mahomedans, have no right to interfere, even if a masjid is close by. In holy Islamic countries like Arabia and Persia music is a common form of entertainment. Why then so much hue and cry in India? The sangathan is being preached by some Hindus. It is the right of all religions. Give up the idea of defiling Hindu temples or worship of other religionists and you would be a source of unity and help to form a united Indian Nation and your Masjid and Dargas would be saved."

મંદિરોને અને બીજા ધર્મનાં દેવળોને ભ્રષ્ટ કરવાનો ખ્યાલ છોડી દો. એટલે તમે ઐક્યનું કારણ બનશો, એક હિંદી પ્રજા બનાવવામાં સહાયભૂત થશો અને તમારી મસ્જીદો તથા દરગાઓ સલામત થશે." ઉન્નત મુસલમાનની ભાવના આથી વધારે સ્પષ્ટ શબ્દોમાં હોઇ શકે નહિ.

હિંદુઓ ગાયને પવિત્ર માને છે, એ કપાય તો એને સારૂં નથી લાગતું; ત્યારે આજે કલહને લીધે મુસલમાન વધારે કાપે છે ને હિંદુ એમ થતું અટકાવવા બળથી પ્રયત્ન કરે છે.

આ બંને વસ્તુનો નિકાલ સદ્‌વૃત્તિથી જ થઈ શકે. હિંદુનાં વાજાંથી મુસલમાનને નમાજમાં ખરે જ અડચણ થતી હોય તો આજ સુધી ચાલતા આવેલા વહીવટથી મળેલો હક પણ હિંદુએ છોડવો ઘટે. ગાય કપાવાથી હિંદુની લાગણી દુખાતી હોય તો મુસલમાને પણ સમજી જવું ઘટે. આફ્રિકામાં મેં જોયું છે કે આરબ બજારમાંથી ઘેરે માંસ લાવે તે પણ હિંદુને દેખવા દે નહિ, અહીં હિંદુસ્થાનમાં પણ ઘણે ઠેકાણે એવું જોઉં છું. પણ આ બધું સદ્‌વૃત્તિ વિના ના બને.

એ સદ્‌વૃત્તિ આવે કેમ ? એકબીજાના ધર્મની સુંદર ભાવનાઓ સમજતાં શીખવું જોઇએ. આજના હિંદી મુસલમાનના એંશી ટકાના પૂર્વજો હિંદુ હતા. એમનો ઇતિહાસ તે હિંદુ ઇતિહાસ છે, એમની પ્રાચીન ભાવનાઓ તે હિંદુ ભાવનાઓ હતી. એમના આજના ધર્મકર્મમાં અને આચારવિચારમાં હિંદુધર્મની સ્પષ્ટ છાયા છે. હજી ઇસ્માઇલી ખોજાઓને કચેરીમાં હિંદુ કાયદો લાગુ પડે છે. ધારાસભાના મતદારોના પત્રકમાં નડીઆદના શેખલોકનાં નામ મુસલમાનોના મતપત્રકમાં હતાં તે તેમણે પોતે જ માગણી કરીને અહુણા હિંદુઓના મતપત્રકમાં દાખલ કરાવ્યાં છે. ત્યારે યોગ્ય છે કે હિંદી મુસલમાને પોતાની પ્રાચીન હિંદુ ભાવનાનો અભ્યાસ કરવો જોઇએ. ગ્રીસે ખ્રિસ્તિધર્મ સ્વીકાર્યો ત્યારે પણ ખ્રિસ્તિધર્મ પૂર્વેની પોતાની પ્લેટોની, એરીસ્ટોટલની અને હોમરની ભાવના તે ભુલ્યું નહોતું અને આજે પણ એ ભાવનાનો અભ્યાસ અભિમાનપૂર્વક કરે છે.

હિંદુઓએ પણ કુરાનધર્મના સારા અંશો તારવી કાઢી એનો અભ્યાસ કરવો જોઇએ ને મુસલમાનો એ અંશો ભુલ્યા હોય તો તેમની સામે ધરવા જોઇએ. એ ધર્મમાં પણ અનેક મહાપુરુષો થઇ ગયા છે, એમનાં જીવનચરિતો આલેખવાં જોઇએ. એક વાર મહમદ સાહેબ એક લડાઇમાંથી ઘેર આવી થોડીવારે પોતાનાં દીકરી ફાતિમાને ઘેર ગયા. બારણું વાસેલું હતું તે ઠોક્યું; અંદરથી ફાતિમાએ જવાબ દીધો કે પિતાની રૂબરૂમાં આબરૂભેર આવી શકું એવું કપડું હાલ મારા શરીર ઉપર નથી, માટે થોડીવાર પછી આવજો. પિતાએ કહ્યું જે લડાઇમાંથી આવ્યા ત્યારે તારા સ્વામી અલીને લુંટના ભાગમાંથી પુષ્કળ ધન મળ્યું હતું તે ક્યાં ગયું ? દીકરીએ ઉત્તર દીધો જે એ તો આવીને તરત જ એમણે સૌ ધર્મદાનમાં આપી દીધું. જોઇ આ ધર્મદાનની સુંદર વૃત્તિ ! દાન કરી દેતાં, પત્ની પાસે પહેરવાનું કપડું પણ છે કે નહિ તેની યે પરવા નહિ ! મહમદ સાહેબના એ જમાઈ અલીને એકવાર લડાઇમાં તીર વાગ્યું હતું, એવું વિષમ વાગ્યું હતું કે એ ચોંટેલા તીરને કાઢવા એને કોઈ અડે તો ય ખૂબ દર્દ થાય. આથી એ કોઇને અડવા દેતા નહિ. હવે કરવું શું ? નમાજ વેળાએ અલી નમાજ પઢવા લાગ્યા; એકાગ્રચિત્તે ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા. ભગવાનમાં એવા એકાગ્રચિત્ત થઈ ગયા કે સંસારનું બધું ભાન ભુલી ગયા, શરીરનું પણ ભાંન ભુલી ગયા;

વેંધો એ વેળાએ એમને ચોંટેલું તીર ખેંચી શક્યા ને મલમપટા પણ કરી શક્યા ને તો યે અલીને કશું ય ભાન નહિ! ભગવાન સાથે કેવી દઢ અનન્ય એકાગ્રતા! આવા તો અનેક સારા અંશો એ ધર્મના ઇતિહાસમાંથી શોધી શકાએ.

મુસલમાનોએ માત્ર તલવારથી જ પોતાનો ધર્મ ફેલાવ્યો છે, એ માન્યતામાં પણ ભુલ છે. હિંદુસ્થાનમાં જ અનેક ફકીર ઓલિયાઓએ ઉપદેશથી અનેક હિંદુઓને મુસલમાન ધર્મના મુરીદો બનાવ્યા છે. પીર સદરૂદીને અનેક લુહાણાને કચ્છ કાઠીઆવાડમાં ખોજા બનાવ્યા છે, તે સૌ આજે ના. આગાખાનના મુરીદો છે. હજી યે એ લગભગ હિંદુ જેવા છે, એમનાં ભજનમાં વિષ્ણુના નવ અવતારો આવે છે ને દશમો અવતાર અલીનો મક્કામાં થયો એમ માને છે. એ લોક ખોજા થયા પછી યે એમાંના અનેક લોક આજે સ્વામીનારાયણનો ધર્મ પાળે છે! ગુજરાતમાં ચીચીઆઈની રૂણમાં, પીરાણામાં અને એવાં અનેક સ્થળોમાં આગાખાનના આશ્રિતોનાં મંદિરો છે ને તેમના બધા શિષ્યો હિંદુઓ છે. તે પોતે પુરૂં જાણતા પણ નથી કે પોતાના મોટા ગુરુ તો મુસલમાન છે. એમ ઉપદેશથી દુનિયા ઉપર અનેક લોક મુસલમાન થયા છે ને થાય છે. અલીગઢ કૉલેજના એક ભૂતપૂર્વ પ્રીન્સીપાલ મી. આર્નોલ્ડે Preaching of the Islam નામનું પુસ્તક લખ્યું છે તેમાં ઉપદેશથી મુસલમાન ધર્મનો કેવી રીતે પ્રચાર થયો છે તેનું વિગતવાર અને સુંદર વર્ણન છે. આ વિષયનો અભ્યાસ હિંદુ મુસલમાન બન્નેએ કરવો ઘટે છે.

તેવી જ રીતે હિંદુઓ બીજા ધર્મમાંના લોકોને ઉપદેશથી પોતાના ધર્મમાં લાવવાનો પ્રયત્ન કરે, એટલા માટે શુદ્ધિસભાઓ સ્થાપે તો મુસલમાને ક્રોધ કરવો ઉચિત નથી. હું તો ઇચ્છું છું કે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તિ વગેરે નામો જ દુનિયા ઉપરથી ભુસાઇ જવાં જોઇએ; કારણકે એ ધર્મોને નામે જેટલું લોહી રેડાયું છે, એટલું બીજા કશાને નામે રેડાયું નથી. દુનિયાના ઐક્યમાં આ નામો જ આડખીલી છે; બીજા બધા વિષયોમાં મતભેદ હોવા છતાં કન્યાવહેવાર વગેરે સંબંધ રાખી શકાય છે તેમ ધર્મમાં પણ મતભેદ હોવા છતાં રાખી શકાય. પણ આ વાડાઓની સખ્ત થોરીની કાંટાવાળી વાડો જ આ સંબંધમાં અને તેથી સાધી શકાય એવા ઐક્યમાં ભેદ પડાવે છે. છતાં છે તે છે જ એમ સ્વીકારીને પણ સૌ ધર્મવાળાઓને ઉપદેશથી પોતાના શિષ્યો વધારવાના હકમાં સ્વતંત્રતા હોવી જ જોઇએ. માણસના આચારવિચાર ઉપર ધર્મની ઉન્નતિ–અવનતિનો આધાર છે, અમુક ધર્મના શિષ્યોની સંખ્યા ઉપર નહિ; છતાં યે એક ધર્મ ઉપદેશથી પોતાના શિષ્યોની સંખ્યામાં ઉમેરો કરવાનો પોતાનો હક માને તો બીજા ધર્મનો પણ તેવો હક સ્વીકારવો ઘટે.

છેક ગઇ કાલ સુધી હિંદુ મુસલમાન ભાઇભાઇની પેઠે પાડોશમાં રહેતા. હજી યે ગામડાંમાં રહે છે. મારા પુત્રના લગ્ન પ્રસંગે ઇચ્છા વહોરાએ ચાંલ્લો કર્યો હતો, એમની દીકરીના લગ્ન પ્રસંગે અમારે ઘેરથી એમને ત્યાં ચાંલ્લો કર્યો હતો; ઇચ્છા વહોરા મારા મોસાળના ગામમાં પરણ્યા હતા તેથી એમને અમે સૌ બાળકો મામા કહેતાં અને તેમનાં વહુ ગોરીને મામી કહેતાં; તેવો જ સંબંધ એમનાં બાળકો પણ રાખતાં. ત્યારે આજે એ બે જાતિમાં આવો વિરોધ ને વિખવાદ આવ્યો ક્યાંથી? અંગ્રેજ સરકારે આ દેશની આખી પ્રજાને આખી થવા ના દેતાં (divide and rule) ભેદભાવ પડાવીને રાજ્ય કરવાની નીતિ પકડી ને બે વચ્ચે

વેર રોપાયાં. આગળ જણાવ્યું છે તેમ એ સરકારે સ્વાર્થદષ્ટિએ રાજ્ય ચલાવવા માંડ્યું એટલે ભણેલો ને બુદ્ધિવાન હિંદુ ચેતી ગયો એટલે સરકાર સામે શીંગડાં માંડ્યાં, ત્યારે અભણ ને બાળક જેવા મુસલમાનને ઓથમાં લઇ તેની પાસે હિંદુ સામે શીંગડા મંડાવ્યાં. મુસલમાને સરકારનો આ પેચ સમજી લેવો ઘટે, જોઇએ તો સરકારની કોઇ રીતે પરીક્ષા કરીને પણ એનો પેચ સમજી લેવો ઘટે. બે બિલાડીઓએ લઢીને વાંદરા પાસે ન્યાય કરાવવા નહિ જવું ઘટે. હિંદુસ્થાન–ઘરમાંથી કોઇ ટળી શકવાનું નથી એમ જાણીને પણ સંપે રહેવું ઘટે. એક જ ઘરમાં રહેતા ભાઇભાઇનો વિરોધ ક્યાં સુધી ને કેવી રીતે સહન થઇ શકે ?

મુસલમાન કરતાં હિંદુ વધારે ભણેલો છે, વધારે બુદ્ધિશાળી છે એટલે એની જવાબદારી પણ વધારે છે. એટલે આ ભેદભાવ તુટે એટલા માટે એણે મુસલમાનને ઉશ્કેરાવાનાં કારણો આપ્યા વિના સૌમ્ય ઉપાયોની યોજના કરી નાખવી ઘટે.

સ્વરાજ્ય લેવાની ઉતાવળ હોય અને હિંદુ–મુસલમાનના ઐક્ય વિના સ્વરાજ્ય મળે એમ નથી એમ લાગે, એટલે એ ઐક્ય સાધવાની પણ ઉતાવળ કરવાનું મન થાય. પણ એમ ઉતાવળ કર્યે પાલવે નહિ, અને નથી જ પાલવ્યું એમ મહાત્માજીના નિષ્ફળ ગએલા ઉપવાસથી અને દાસબાબુના નિષ્ફળ ગએલા થીંગડાથી સાબિત થઈ ચુક્યું છે. વળી સ્વરાજ્ય અથવા તો એના રાજકીય કારણને સારૂ સધાએલું ઐક્ય તે સાચું ઐક્ય નહિ હશે; એ તો ઉપરનું જ ઐક્ય. અને જે કારણે એ ઐક્ય સધાયું હશે તે કારણ પુરૂં થતાં એ ઐક્ય પણ પુરૂં જ થશે. વળી પાછું નવું કારણ આવતાં વિરોધ જાગશે ને ત્યારે પાછું ઐક્ય સાધવાના પ્રયત્નો કરવા પાડશે. હૃદયની શુદ્ધિ વિના સાચું ઐક્ય સધાવાનું નથી જ ને હૃદયની સાચી કેળવણી ને ધર્મવૃત્તિ વિના હૃદયની શુદ્ધિ પણ થવાની નથી. એ એક દિવસમાં સાધી શકાય એવી વસ્તુ નથી. ઉતાવળે આંબા પાકવાના નથી, ગર્ભસેવનને માટે જેટલો કાળ જોઇએ એટલો જોઇએ જ. માટે ધીરજ રાખીને ગાંઠેગાંઠે છરીઓ મુકી કાપી કાઢવાનો પ્રયત્ન ન કરતાં એને ઉકેલવામાં સફળતા છે, અને એ જ રીતે દુનિયાની આ બે મહાજાતિઓમાં ઐક્ય સ્થપાશે.

'પાટીદાર' મંદિર, આણંદ,
વૈશાખ સુદ ૧૧, ૧૯૮૨.

નરસિંહભાઇ ઈ. પટેલ.

# લોકમાન્યનાં સંસ્મરણો

૧. લોકમાન્યની બુદ્ધિમત્તા અલૌકિક હતી. ગણિત જ્યોતિષ ઈ૦ વિષયનો તેમનો
આજીવન કાયમ હતો. ગણિત વિષયમાં તો છેક વિદ્યાર્થી અવસ્થાથી જ ભલભલા અ
પકોની મતિ કુંઠિત થતી એવાં પ્રમેયો તેઓ મોઢે ગણી આપતા. એલફિન્સ્ટન કૉલે
ગણિતના અધ્યાપક પ્રૉ૦ હૅથૉર્નથ્વેટે એકવાર "'કેમ્બ્રિજ જર્નલ' માં ગણિતના કે
ફૂટ પ્રશ્નો આવ્યા છે તે ગણી આપવાનો હું પ્રયત્ન કરવાનો છું, તમે પણ કરી જો
એમ કહી જર્નલનો અંક ટિળકને આપ્યો. ટિળકે ઘેર જઈ પલાંઠી મારી એક જ
બધા પ્રશ્નો ગણી કાઢી પ્રો૦ને હવાલે કર્યા! પ્રો૦ સાહેબ દંગ જ થઈ ગયા. આ
ને હાથે તેમને પછી હમેશાં સેંકડે ૯૫–૯૮ માર્ક મળતા. એકવાર તો એણે સો
૯૯ૢ૩ૣ માર્ક આપેલા ને વર્ગ વચ્ચે ટિળકનાં મુક્તકંઠે વખાણ કરેલાં.

*　　*　　*　　*　　*

૨. વામનરાવ તળવળકર લખે છેઃ 'ન્યુ ઇંગ્લીશ સ્કુલમાં હું છઠ્ઠા કે સાતમા ધોર
હતો. ગણિતનો એક દાખલો મને કેમે કર્યો આવડે નહિ. હું પ્રો૦ ભાનુ પાસે ગયો,
કર્વે પાસે ગયો, ઓક શાસ્ત્રી આવ્યા તેમણે મને બતાવવાનો પ્રયત્ન કર્યો પણ હું કે
કોઈ સમજીએ નહિ. છેવટ ટિળક વર્ગ તરફ આવ્યા ત્યારે હું તેમની પાસે ગયો. તેમણે
'ચાલ, લખાવ પાટિયા પર' કહી એવી અજબ રીતે દાખલો માંડી આપ્યો કે 'સમ
સમજ્યો' કહી તેઓ રીત લખી બતાવે ત્યાર પહેલાં જ મેં પાટિયા પર જવાબ લખી દી

*　　*　　*　　*　　*

૩. બીજગણિતના કલાકમાં છોકરાઓને સમજાવીને પાટિયા ઉપર બે ચાર દાખલા
કરતાં પણ બીજા શિક્ષકોને પંચાત થઈ પડે પણ ટિળક વર્ગ લે ત્યારે એમની રીતે
એવી કે ગોમટાનો દોરો ઉકેલે તેમ કલાક પૂરો થાય ત્યાં વીસ વીસ બાવીસ બ
દાખલાઓનો ધાણ કાઢી નાંખે. ભૂમિતિ શીખવવા બેસે ત્યારે જાણી જોઈને પાટિય
અ, બ, ક, વગેરે રોજના અક્ષરો ન લખતાં ક્યુ, એફ, એક્સ, એવા અક્ષરો મૂ
પછી ખુરશી આગળ ઘસડી પાટિયા તરફ પીઠ કરી બેસીને હસતાં હસતાં છોકરા
અપરિચિત અક્ષરોથી મૂંઝવતા જઈ વચમાં એકવાર પણ પાછું વાળી પાટિયા તરફ
વગર આખાં પ્રમેયો સિદ્ધ કરી આપે!

*　　*　　*　　*　　*

૪. વામનરાવના સહાધ્યાયી શ્રી૦ લવાટે લખે છે કે એકવાર બધા છોકરાઓએ ર
એક અઘરામાં અઘરો દાખલો ગોતી વર્ગમાં ટિળકને પૂછવો એમ ઠરાવ્યું ને તેઓ વ
આવતાં મેં બધાની વતી પૂર દમામમાં ઉભા થઈને દાખલો રજૂ કર્યો. બધા છોક
મનમાં કે આજે ટિળકની ખાસી ફજેતી થશે. પણ હું દાખલો ભાગ્યે વાંચી રહ્યો હ

એટલામાં પાટિયા તરફ પણ જવાની તસ્દી ન લેતાં તેમણે ત્યાં ને ત્યાં મોઢે જ દાખલો ગણી બતાવ્યો !

* * * * *

૫. ઔરંગાબાદ કૉલેજના પ્રો૦ જોગળેકરને ત્યાં ૧૯૦૦–૦૧ ના અરસામાં એકવાર જગન્નાથ મહારાજ દત્તક પ્રકરણને અંગે લોકમાન્ય ગએલા. તેમને દત્તક (જગન્નાથ મહારાજ)ની જન્મપત્રિકા તૈયાર કરવાની હતી. પણ જન્માક્ષરના ટાંચણનું કાગળિયું દફ્તરમાં ક્યાંએ જડે નહિ. તેમણે એ ટાંચણ અગાઉ એકવાર ક્યાંક સ્હેજ જોએલું. છેવટ પોતાની યાદદાસ્ત ઉપરથી લોકમાન્યે પત્રિકાના આંકડા લખાવ્યા. આગળ જતાં કેટલેક દિવસે દત્તકના પિતા પાસેથી પેલું ટાંચણ જડયું. તે જન્મપત્રિકા સાથે સરખાવી જોતાં એકેએક આંકડો બરાબર !

* * * * *

૬. લોકમાન્યના બાળસ્નેહી શ્રી૦ દત્તોપંત બ્હેરેની કહેલી વાત છે. એકવાર એક અષ્ટાવધાની આવ્યો હતો. તેના પ્રયોગો જોવા સાર્વજનિક સભામાં એક ખાનગી મેળાવડો થએલો. પ્રયોગો થઇ રહ્યા પછી મેં જરા વિનોદમાં લોકમાન્યને કહ્યું 'બળવંતરાવ, તમે મોટા બુદ્ધિમાન ગણાઓ છો પણ આ સાદા માણસે હમણાં જે બુદ્ધિનો ચમત્કાર દેખાડયો તેવો તમે દેખાડો તો ખરા કહું.' તરતજ અગાઉની કશી ટેવ કે મહાવરા વગર પેલાએ કરી બતાવેલા પ્રયોગ આબેહુબ ત્યાંને ત્યાં લોકમાન્યે અમને કરી બતાવ્યા ! અમે તો બધા સજ્જડ જ થઇ ગયા.

* * * * *

૭. એકવાર લોકમાન્ય ગાયઆળીમાં પ્રો૦ લક્ષ્મણશાસ્ત્રીને ઘેર તેમને મળવા ગયા. સાથે હું (બાપટ) હતો. શાસ્ત્રીબુવા બહાર ગયેલા પણ અરધા જ કલાકમાં આવું છું કહીને ગયા છે એમ અમને કહેવામાં આવ્યું. તેથી લોકમાન્ય કહે 'ત્યારે તો અહીં જ બેસીએ, આવે ત્યાં સૂધી'. એટલામાં કલકત્તે મોતીબાબુ (મોતીલાલ ઘોષ)ને મોકલવા સારૂ લખી રાખેલો કાગળ તેમને યાદ આવ્યો. પણ હું ઘેર જઇને તે લોકમાન્યે કહેલી જગ્યાએથી શોધી કાઢી બુધવારચોકની ટપાલ ઓફીસે પહોંચું અને રજીસ્ટર કરાવી રવાના કરૂં એટલો વખત નહોતો એમ જોઇ લોકમાન્ય કહે, 'ચાલ ત્યારે શાસ્ત્રીબુવા આવે ત્યાં સૂધીમાં અહીં બેઠાં ફરીવાર કાગળ લખી કાઢીએ અને તે તું અહીંથી સીધો જ બુધવારમાં જઈ રજીસ્ટર કરી આવ.' આમ કહીને મને કાગળ લખાવવા માંડયો. ખાસો ફુલ્સકૅપ કાગળની દોઢ બાજુ ભરીને થયો. લોકમાન્યે તે નીચે સહી કરી ને હું દોડતો બુધવારની ટપાલ ઓફીસે પહોંચ્યો. પણ એક બે જ મિનિટ મોડો પડયો ને રજીસ્ટર થઈ શક્યું નહિ, તેથી ગયો તેવો જ પાછો આવ્યો ને લોકમાન્યને ખબર આપ્યા. 'વારૂ ત્યારે, કાલ સવારે હવે સૌ પહેલું કામ એ રજીસ્ટર કરવાનું કરજે' એમ મને કહ્યું. બીજે દિવસે સવારે ગાયકવાડવાડે આવ્યો તો લોકમાન્યે પોતાને હાથે લખી મૂકેલું પેલું કવર તેમના ટેબલ ઉપર એક ચોપડી વચ્ચે જોયું. આથી એ લોકમાન્યના હાથનો મૂળ કાગળ જ મોકલવો એવો વિચાર કરી મેં તે કવર લીધું ને ઉઘાડીને વાંચી જોઉં છું તો આગલે દિવસે લક્ષ્મણશાસ્ત્રીને ઘેર મને લખાવેલા કાગળની જાણે અક્ષરશઃ નકલ ! મેં બન્ને કાગળ

સાથે રાખી સરખાવી જોયા તો પહેલા કાગળ ઉપરથી જ જાણે કોઈએ બીજામાં નકલ ઉતારી લીધા હોય!

* * * * *

૮. તળેગામના સમર્થ વિદ્યાલયવાળી જમીનનું વેચાણખત મોઢીમાં લખી કાઢવાનું હતું. તે લખવા લોકમાન્યે મને ( બાપટ ) પોતાના ઓરડામાં બોલાવ્યો. હું આવીને ખુરશી ઉપર બેઠો એટલે વેચાણખતનો સ્ટાંપકાગળ મારા હાથમાં મૂકીને લોકમાન્યે લખાવવા માંડ્યું: ' હં, લખ, વેચાણખત શકે અઢારસો— હું વચમાં જ બોલ્યો ' આટલા ભારે સ્ટાંપના કાગળ ઉપર એકદમ લખવાને બદલે પહેલાં સાદા કાગળ ઉપર લખી લઉં તો? પાછળથી આ સ્ટાંપ ઉપર લખી કાઢીશ. ' લો૦ કહે, ' તું લખવામાં ભૂલ કરે તો તું જાણે, મારા મોઢામાંથી નીકળેલો શબ્દ હું તને છેકવા કહું તો આ સ્ટાંપ તને આપી દઇને બીજા ઉપર લખીશ. ' અને ખરેખર હોડ પ્રમાણે કેમ જાણે લખેલું જ વાંચીને લખાવતા હોય તેમ એવડો મોટો હજાર ખાડાટેકરા ને હજાર ગૂંચોવાળો દસ્તાવેજ એક અક્ષર તો શું પણ એક વિરામ-ચિહ્નની પણ ભૂલ વગર આખો મોઢે લખાવ્યો! અંતે દસ્તાવેજને છેડે લખનારનું નામ-ઠામ લખવાનું હોય છે ત્યાં આવીને કહે ' હવે હું ખચિત ભૂલ કરવાનો; તારૂં પૂરૂં નામ જ મને ક્યાં આવડે છે? પણ હવે ભૂલ કરૂં તો સ્ટાંપ તારે ભરવાનો, સમજ્યો કે? ' આમ કહીને સોપારીનો કટકો મોઢામાં નાંખી સવારી ચાલતી થઈ!

* * * * *

૯. એકવાર લોકમાન્ય તથા નામજોશી બન્ને પુણા મ્યુનિસિપાલિટીમાં કૌન્સિલર હતા. તે વેળા કોઈ એક બાબતમાં સરકાર જોડે મ્યુનિસિપાલિટીની તકરાર ચાલી. આ પ્રકરણમાં સરકાર તરફથી મળેલા જવાબની નકલ આ બેઉને જોઇતી હતી પણ પ્રેસિડેન્ટ સાહેબે તે આપવા ના પાડી. ' બહુ તો અહીં બેસીને એ કાગળ તમને વાંચી જોવા આપવામાં આવશે, પણ તેની નકલ વગેરે કરી લેવાની સખત મનાઇ સમજવાની છે ' આમ કહેવામાં આવ્યું. બન્નેએ ઠરાવ કર્યો કે આ પરવાનગીનો ઉપયોગ કરી જ લેવો ને બન્ને જણે અરધો અરધો કરીને આખો તુમાર **મોઢે કરી લઈ** ઓફીસ બહાર નીકળતાં જ બેસીને લખી કાઢવો! તુમાર વાંચવાની પરવાનગી પ્રેસીડેન્ટ સાહેબ પાસે માગવામાં આવી. સાહેબ પણ એવો ખાધેલ કે રજા તો આપી પણ તુમારનાં કાગળિયાં આમને વાંચવા આપી પોતે સામે ખુરશી નંખાવીને પહેરો ભરવા બેઠો! તુમાર પણ કંઈ ચાર લીટીનો નહોતો. પણ વાદળી પાણીને શોષી લે અથવા બ્લૉટિંગ શાઇને ચૂસી લે તેમ આખો તુમાર બંને જણાએ વહેંચણ પ્રમાણે પોતપોતાના સ્મૃતિપટ ઉપર કૅમેરાની પેઠે ઉતારી લીધો! બીજે દિવસે જુઓ તો કેસરી–મરાઠામાં આખો જવાબ અક્ષરે અક્ષર છપાએલો ને ઉપર સખત ટીકાનો મારો!!!

* * * * *

૧૦. માંડલેની જેલમાંથી છોડતી વેળાએ ' ગીતારહસ્ય ' ની હાથપ્રત લોકમાન્યની પાસેથી લઇ લેવામાં આવી હતી ને તે સરકારતપાસણી પછી પાછળથી પહોંચાડવામાં આવશે એમ કહેવામાં આવ્યું હતું. પણ લોકમાન્ય ઘેર આવ્યે કેટલાંક અઠવાડિયાં વીત્યાં છતાં પેલી નોટો પાછી આવવાનાં ચિહ્ન દેખાય નહિ. જેમ જેમ દિવસ વીતતા ગયા તેમ તેમ મિત્રોનાં મન સરકારની દાનત વિષે સાશંક થવા લાગ્યાં. આ

અરસામાં કોઇએ લોકમાન્યને મોઢે કહ્યું કે 'આપનો ગ્રંથ આપને આપવાની સરકારની દાનત જણાતી નથી. આપની લખેલી નોટો પાછી આવવાની આશા હવે લગભગ છોડવી એમ જ લાગે છે.' લોકમાન્ય કહે 'ફિકર નહિ. નોટો સરકારના કબજામાં રહી છે પણ ગ્રંથ તો મારા મગજમાં જ છે ને ? મહિનો બે મહિના સિંહગઢ ઉપર બેસીને આખોય ફરી લખી કાઢીશ !'

*    *    *    *    *

૧૧. જાણીતા શબ્દવેધી તીરંદાજ રાણા સરતાનસિંગ પુણે ગએલા ત્યારે ગાયકવાડ-વાડામાં તેમણે ખેલ કર્યો. ગવૈયાબજવૈયા, કારીગરકલાધર, હિકમતીહરમતી, કોઇ પણ કલાકોવિદ પુનામાં આવે એટલે ટીકીટ ભરીને તંબુથિએટરમાં ન જઈ શકનારી પુણાની ગરીબ (મોટેભાગે વિદ્યાર્થી) આલમને લોકમાન્યના આંગણામાં પેલાની હિકમત–કારીગરીની મફત ઉજાણી મળે જ. રાણાજી ઘણા ખેલ દેખાડયા પછી છેલ્લે શબ્દવેધ કરવા ઉભા રહ્યા. તેમની આંખે પાટા બાંધવામાં આવ્યા. પછી ધોળા, રાતા, ભૂરા ને લીલા એવા જુદા જુદા રંગનાં ગડકુડાં આણવામાં આવ્યાં. દરેકનો રંગ રાણાજીને કહી દરેકને ટકોરો મારી તેનો અવાજ રાણાજીને સંભળાવવાનો અને પછી બધાં ગડકુડાં અદલબદલ કરી નાખીને આઘે લઇ જઇ મૂકવાનાં અને ત્યાં ફરી એકવાર ટકોરા મારી સંભળાવ્યા પછી રાણાજીએ તેમને કહેવામાં આવે તે રંગના ગડકુડાને તીરથી આંટવાનું, આવો ખેલ હતો. ખેલ સૌથી ભારે દિલચસ્પ હોવાથી પ્રેક્ષકવર્ગની ઉત્સુકતા એકદમ વધી પડી અને એકાએક મોટો ઘોંઘાટ મચ્યો. આ ઘોંઘાટને લીધે આંખે પાટા બાંધેલા રાણાજીને પેલાં ગડકુડાંના ટકોરા સાંભળવાનું અશકય થઇ પડયું. આ જોઈને લોકમાન્ય ઉભા થયા અને લોકોને ખામોશ થવા હાથ ઉંચો કરી વિનોદપૂર્વક કહેવા લાગ્યા 'સાંભળો, આ શબ્દવેધ છે તેથી તમારે બધાએ શાંત રહેવું જ જોઇએ. તમને ખબર છે ને, કે રાણાજી પેલાં ગડકુડાંના અવાજને આધારે તીર મારવાના છે. તમે આમ ઘોંઘાટ કરશો ને જો કોઇના ઘાંટાનો ગડકુડા જેવો અવાજ રાણાજીને કાને પડયો તો પેલા ગડકુડાને બદલે એનો જ અચૂક વેધ થયો સમજજો !' આ સાંભળી આખો પ્રેક્ષકવર્ગ ખડખડાટ હસી પડયો પણ બીજી જ પળે આખા આંગણામાં ટાંકણી પડે તોય સંભળાય એવી શાંતિ પથરાઇ ગઈ!

*    *    *    *    *

૧૨. સને ૧૯૨૦ ના એપ્રિલમાં સોલાપુર ખાતે મળેલી આંતિક પરિષદમાં સ્વાગત-મંડળના પ્રમુખનું ભાષણ ચાલતું હતું એવામાં મંડપમાં ખળભળાટ થયો અને બહારથી પથરા આવવા લાગ્યા ! એ જોઇ લોકમાન્ય કહે, 'અંદરના પથરા બહાર ગયા ત્યારે જ બહારના અંદર આવવા લાગ્યા !'

*    *    *    *    *

૧૩. સતારાના સ્વ૦ રાજા આબાસાહેબને વિંચૂરકરના વાડામાં લોકમાન્યે 'પાનસુપારી' આપી. મેળાવડાની ધામધુમમાં રાજાસાહેબના એક હજુરિયાએ સૌની નજર ચુકવીને બડી ચાલાકીથી એક ચાંદીની વાડકી ખીસામાં મૂકી. લોકમાન્યે ક્યાંથી એને જોયો એ કોઇના ધ્યાનમાં ન આવ્યું પણ મહેમાનો ઉઠયા ને પેલો પણ જવા લાગ્યો તેવા જ લોકમાન્ય તેની પાસે જઇ ધીમે સાદે કહે છે, 'તમારા જજમાન (રાજાસાહેબ) છત્રપતિના હકો ખાલસા થયા તેની સાથે જ તમારો આ હક પણ ખાલસા થઈ ગયો છે. હવે નાહકનો ખીસાને ભાર શા સારૂ

કરો છો ?' પેલો ચોંકયો ને પડી ગએલે મોઢે પાછલે હાથે ખીસામાંની વાડકી લોકમાન્યને કાઢી આપી જતા મહેમાનોના ટોળામાં ભળી ગયો!

* * * * *

૧૪. લોકમાન્ય વિલાયત જવા નીકળ્યા ત્યારે સતારાવાળા વકીલ શ્રી. નાનાસાહેબ આગાશેએ એકવાર તેમને વિનોદમાં પૂછ્યું 'વિલાયતમાં તમે પહેરવેશ કેવો રાખવાના? લોકમાન્ય કહે 'એમાં શું મોટું? દેશ તેવો વેશ. માત્ર તે સ્વદેશી હોય એટલે થયું. વળી તમે એમ જુઓને, કે અહીંનો જ પહેરવેશ ત્યાં ચાલુ રાખવાનો આગ્રહ રાખીએ તેનું પરિણામ એ જ આવે કે અમે જે કાર્યને સારૂ ત્યાં ગયા હોઈએ તે તરફ લોકોનું ધ્યાન ખેંચાવાને બદલે અમારા પહેરવેશ વિષેના કુતૂહલ અને ચર્ચા પાછળ જ લોકોનું ધ્યાન રોકાઇ રહે. એવું અમારે નથી થવા દેવું. હા, હેડ ડ્રેસ (માથાની પાઘડી, ટોપી, વગેરે) અમે કાયમ રાખવાના. મુદ્દાની વાત એ કે જે કામને સારૂ જવાનું છે તેના ઉપર નજર રાખવાની અને તેને મુખ્ય ગણી તેને ખાતર બીજો જે કંઇ સ્વાર્થત્યાગ કરવો પડે તે કરવાનો. સમજ્યા ?'

૧૫. વિલાયતમાં લંડનના રસ્તાઓ ઉપર લોકમાન્ય અનેક વેળા ક્યાંક જવું હોય ત્યારે પગે ચાલતા જતા. રસ્તે ગાડીઘોડાની ભીડ તો હોય જ. તેમાં વળી તેમના પગને ઇજા થએલી તેનો દુઃખાવો મટયો નહોતો. ફુટપાથ ઉપર ચાલે પણ રસ્તો ઓળંગીને જવાનું હોય ત્યારે ભારે જોખમ રહેતું. પણ તેવે વખતે મનમાં કશા ગભરાટ વગર પોતાના જ તાનમાં લોકમાન્ય બેધડક રસ્તો ઓળંગે અને વચમાં જ ગાડી મોટર નજીક આવી લાગે તેમ જણાય તો પોતે ન થોભતાં હાથ ઉંચો કરીને મોટરને જ થોભવા સાન કરે. લંડનના મોટર હાંકનારા પાકા કેળવાએલા એટલે હાથ ઉંચો થતાંવેંત અટકે ને લોકમાન્ય મઝેમાં બાકીનો રસ્તો ઓળંગી જાય. આવા પ્રસંગો જોઇ મિ૦ બૅપટિસ્ટાએ લોકમાન્યને વિલાયતમાં કહેલું 'ઇન્ડિઅન પોલીસને તો તમે જન્મારો આખો ત્રાસ આપ્યો જ. હવે અહીં આવ્યા છો તે આ લંડનની પોલીસને પણ તમારી હલાકી! શું કહેવું તમને!' લોકમાન્યે જવાબ આપ્યો 'અમે ધરતીના પડ ઉપર ચાહે ત્યાં જઇએ તો પણ અમારા આ ધંધા ચાલુ જ રહેવાના!'

* * * * *

૧૬. કૈ૦ બાળાસાહેબ નાતૂને ત્યાં એકવાર એક બડા સ્વામી આવેલા. ષડ્શાસ્ત્રપારંગત ને જાડા વિદ્વાન. પુણામાં ભગવદ્ગીતા પર શાસ્ત્રાર્થ કરવાની એમને ભારે ઉત્કંઠા હતી. ગીતાના ઘાયલ તરીકે લોકમાન્યને બાળાસાહેબે પેલા સ્વામીજીની જોડે વાદ કરવા પોતાને ત્યાં નોતર્યા. પ્રતિપક્ષીના સંસ્કૃત ભાષા ઉપરના પ્રભુતાની ખામી એ સામાન્ય સ્થિતિ આ પંડિતો બધા જાણે તેથી પોતાના પક્ષની તેટલી વધુ મજબુતી કરવા શાસ્ત્રાર્થ સંસ્કૃતમાં જ થવો જોઇએ એવી સ્વામીજીએ જીદ પકડી. લોકમાન્યે ઘડીક દેશીભાષાનો પક્ષ કરી વધુ ન ખેંચતાં સ્વામીજીનું આવ્હાન માન્ય રાખ્યું. શાસ્ત્રાર્થ શરૂ થયો. પણ થોડી જ વારમાં સ્વામીની વૃષ્ટિ ખલાસ થઇ ને ભાથામાં બાણ રહ્યું નહિ. અંતે '**शेषं कोपेन पूरयेत्**' એ ન્યાયે લાલપીળા થઈ સ્વામીજી ગર્જ્યા કે વ્યાસવચન ઉપર પણ ટીકા કરનાર તમે મૂર્ખ છો. લોકમાન્યે અત્યંત નમ્રપણે સામો ઉત્તર વાળ્યોઃ '**भवानपि मूर्खोऽस्ति**'!

* * * * *

૧૭. વર્ધાવાળા દાક્તર બાપટ એમની ભાણેજનો સંબંધ લોકમાન્યના નાના દીકરા જોડે કરવા ગયા હતા. કન્યા પસંદ થઇ. દાક્તરે પહેરામણીની વાત છેડી. લોકમાન્યે તરત જ કહ્યું તમારે કરવું હોય તે કરજો મારે પહેરામણી બહેરામણી કશી ન જોઇએ. દાક્તરે કહ્યું પણ પૂરતનું ( વરપક્ષનાં સગાંસાંઈમાં આપવા મૂકવાનું હોય છે તે ) તો કહો, એટલે તે વખતે પછી કોઇને રીસાવા–મનવવાનો પ્રસંગ ન આવે. લોકમાન્ય કહે મારે ત્યાં કોઇ રીસાવા કે ટરડાવા એવું નથી. હશે તો હું જોઈ લઇશ. તમે તે બાબત નચિંત રહેજો. તમે મને વાતુડિયો સુધારક સમજ્યા શું ? મને એમનો ગળા સુધી અનુભવ છે ! એક એવા મિત્રના સંબંધમાં હું વચ્ચે હતો તે છેલ્લી ઘડીએ મારે મારવાડીનું પગથિયું ચડવા વારો આવ્યો હતો !' આ ઉપરથી પછી પુણાની સોશયલ કૉન્ફરન્સ વખતની યાદ આવી ને કહે ' તે વખતે તમારા તરફના એક બડા સુધારક પહેરામણીના ઠરાવ ઉપર કોન્ફરન્સમાં બોલવાના હતા. આ વાતની ખબર પડતાં જ મેં મંત્રીને ચિટ્ટી મોકલી કે એવું અનુમોદન કરનારાઓની યાદીમાં મારૂં નામ મૂકજો. આ વાતની પેલા સદ્ગૃહસ્થને ભાળ લાગતાં જ સવારી ઠરાવ રજૂ કરવાની વખતે લાપત્તા થઇ ગઇ !'

* * * * *

૧૮. ૧૯૦૩ ની ધારવાડ પ્રાંતિક પરિષદ્‌ના પ્રમુખ સ્વ. દાજી આબાજી ખરે હતા. પુણેથી લોકમાન્ય તેમજ મરહૂમ ગોખલે તેજ ડબ્બામાં તેમની સાથે થયા. રસ્તામાં દાજી સાહેબે પોતાનું પ્રમુખનું ભાષણ લોકમાન્યને વાંચી સંભળાવ્યું ને તેમનો અભિપ્રાય માગ્યો. લો૦ કહે, " ભાષણ સુંદર છે, પણ સરકારને એમ આપણી બધી દલીલો પહેલેથી જ દેખાડી દઇને નિરુત્તર કરવા મથવા કરતાં પહેલી વેળા જાણી જોઇને એકાદ ભૂલવાળું કે લૂલું સર્વસામાન્ય કથન જવા દેવું અને તેનો રદિયો આપવાના લોભમાં પડી સરકાર આપણા ઉપર ધસે એટલે પછી એનો પૂરો લાભ લઇ હાથિયા થોરની વાડ ઉપર લુગડું સૂકવવા જનારના જે હાલ થાય તેવા તેના હાલ કરવા અને એમ ઝાલીને એવી તો ઝીકી કાઢવી કે ' કયાં આની છેડ કરી ? ' એવું જ સરકારને થઈ જાય. વાગ્યુદ્ધનો આ એક કિંમતી પેચ છે."

* * * * *

૧૯. વિજાપુર તરફના એક વતનદાર ગૃહસ્થનું વતન સરકારે કોઇ એક પ્રસંગમાં કેવળ જીદે ચડીને ખાલસા કર્યું. પેલાએ મોટમોટા વકીલો મારફત કલેક્ટરને અરજીઓ કરી, કમિશનર ગવર્નર આગળ અપીલો કરી, કાઉન્સિલમાં પણ સવાલ પૂછાવ્યા પણ કંઈ વળ્યું નહિ. પેલાએ નિરાશાના વેગમાં આપઘાતના વિચારો કરવા માંડયા. અકસ્માત એને પુણે જઈ ને લોકમાન્યની એકવાર સલાહ લેવાનું સૂઝયું કે કોઇએ સૂઝાડયું. લોકમાન્યે શાંતિથી બધી વાત સાંભળી ને કહે ' એક કામ કરશો ? ' પેલો કહે ' હું જીવ આપવા તૈયાર થયો છું ત્યાં શું નહિ કરૂં ?' લોકમાન્ય કહે, ' જુઓ, હિંદુધર્મશાસ્ત્ર તેમજ હિંદુ લૉ ની રૂએ માણસ સંન્યાસ લે એટલે પૂર્વાશ્રમના સ્થાવર જંગમ સર્વ ઐહિક વસ્તુસમુદાય ઉપરની એની માલેકી ચાલી જાય છે. તેથી તમે સંન્યાસ લ્યો એટલે કાયદાને તમારી એસ્ટેટની દૃષ્ટિએ તમને 'મૃત' જ ગણવા પડશે અને તમારી મિલ્કત તમારા વારસોને સોંપવી પડશે. ' ( હસીને ) ' પછી જોઈએ તો અર્જુને સુભદ્રાહરણ વખતે લીધેલો તેવો ' ત્રિદંડી સંન્યાસ ' લેજો ને !' પેલાએ ખરેખર જ ઘેર જઈ સંન્યાસ લીધો ને કલેકટરને તેમ જાહેર કર્યું !

કલેકટરે ધૂંઆંફૂઆં થઇ ખાલસા કરેલું વતન છોડી દીધું ને 'પેલા પુણાના ચિત્પાવનની જ આ સલાહ' એમ ભરકચેરીમાં બોલી બતાવ્યું !

* * * * *

૨૦. પ્રો. વામન મલ્હાર જોશી થોડો વખત 'મરાઠા'ના સહતંત્રી હતા. તેઓ એકવાર ખૂબ માંદા પડયા. કંઇક ઑપરેશન પણ કરાવવું પડેલું. લોકમાન્ય રોજ તેમની તબીયતની ખબર લે. એક દિવસ મને ( બાપટ ) કહે " વામનરાવ સાજા થઇ પથારીમાંથી ઉઠે ત્યાં સુધી રોજ એમની ખબર લેવા તારે એમને ઘેર જવું ને આવીને મને કહેવું. મારે પોતાને જ રોજ જવું જોઈએ, પણ એ ફળી ( શનિવાર પેઠ તાંબે વાડો ) માં હું જાઉં છું' એટલે જૂનું બધું યાદ આવીને અમે રહેતા તે દિવસોની સ્મૃતિ તાજી થાય છે ને મન ખિન્ન થાય છે. ત્યાં હું હમેશાં જાણે આગરકરના સાદના ભણકારા સાંભળું છું ! એ સ્મૃતિ જેટલી આનંદ-દાયક છે તેટલી જ મનને ઉદ્વેગ કરાવે છે તેથી હું ત્યાં જતો નથી. " જેઓ લોકમાન્યનું જીવન કેવળ તર્કપ્રધાન હતું અને ભાવનાને તેમનામાં સ્થાન નહોતું એમ કહે છે તેમણે આ નોંધવાયોગ્ય છે.

* * * * *

૨૧. સને ૧૯૦૪ માં લોકમાન્ય જુન્નર ગયા ત્યારે લોકોએ જબ્બર સામૈયું કર્યું ને સરઘસ ગામમાં થઈને પસાર થયું ત્યારે શેઠ રામલાલ ખત્રીએ સાચાં મોતી અને પ્રવાળથી લોકમાન્યને વધાવ્યા. એ પ્રસંગે ઉતારેથી ભીડમાં લોકમાન્યના પગરખાં કોઈ ચોરી ગયું. ચોમેર શોધ કરી પણ પત્તો લાગ્યો નહિ. બીજે દિવસે ટપાલીએ આવીને લોકમાન્યના હાથમાં એક કાગળ આપ્યો. તેમાં લખ્યું હતું કે ' આ કાગળ લખનાર આપનાં પગરખાંનો ચોર છે. પણ સામાન્ય નીચ ચોરીની રૂએ મેં આપનાં પગરખાંની ચોરી નથી કરી. આપનાં પગલાં ( પાદુકા ) પૂજામાં રાખવાનો મારો ઘણા કાળથી નિશ્ચય હતો તેથી મેં આપનાં પગરખાંની ચોરી કરી છે અને તેની કિંમતના રૂપીઆ અઢી આપના ઓરડા બહારના ગોખલામાં પડીકું વાળીને મૂકયા છે. દાસનો અપરાધ ક્ષમા કરશો !'

* * * * *

૨૨. લોકમાન્યને મળવાની બાબતમાં નાના મોટા ગરીબ તવંગર ઉંચનીચ સૌ કોઇને માટે હરહમેશ ' ખુલ્લો દરબાર ' ગણાતો. છતાં પુણાના જ તેમના ઓળખીતા એક જણે એકવાર ટપાલમાં કાગળ લખી તેમને પૂછાવ્યું કે ' મારે આપને મળવા ઇચ્છા છે તો કયારે આવું ? ' આ કાગળ વાંચીને લોકમાન્ય કહે ' મને ક્યારે મળી શકાશે એ વળી પૂછાવવું શું કરવા જોઈએ ? આ ભાઈશાબને મારા હાથનો એક કાગળ પોતાના ઉપર આવેલો જોઇએ છે તે સારૂ આ યુક્તિ કરી છે. બીજું કંઇ નથી !' આમ કહીને જવાબ લખી મોકલ્યો !

* * * * *

૨૩. લોકમાન્યના એક સબ-જજ મિત્ર હતા, તેમને ત્યાં લોકમાન્ય એકવાર થોડા દિવસ વિશ્રાંતિને સારૂ રહેવા ગએલા. આ મિત્ર કામ કરવે ઢાલા ને વાતવાતમાં પાણીમાંથી પોરા કાઢનારા હતા. તેમના આવા સ્વભાવને લીધે તેમના ટેબલ ઉપર ફેંસલા માટે મુલ્તવી રહેલા કેસોના કાગળોના ડુંગર થએલા. આવી ઢીલાઇને માટે એજ દિવસોમાં ઉપરથી એમને કંઇક ઠપકો પણ આવેલો. આ વાત લોકમાન્યના જાણવામાં આવતાં એક દિવસ પેલા સબ-જજ

મિત્રને કહે 'અહીંયાં રહીને હું તમારૂં નાહકનું શા સારૂ ખાઉં ? લાવો જોઉં પેલાં તમારાં કેસોનાં બંડલો.' આમ કહી પેલા બધા કાગળોના ગંજ પોતાની ઓરડીમાં લઈ ગયા અને પોતે ત્યાં રહ્યા તે દરમ્યાન એ બધા કેસો વાંચી કાઢીને તેના ફેંસલા લખી નાંખ્યા !

* * * * *

૨૪. લોકમાન્ય માંડલેથી છૂટીને આવ્યા પછી તેમના જમાઇ રા. સાને એક દિવસ તેમને કહે 'આપનું આખું આયુષ્ય રાજ્યપ્રકરણી ઝગડા ઝગડવામાં ગયું તે ભલે, પણ હવે તો સિંહગઢ જેવા એકાંત સ્થળમાં રહી ચિરકાળને માટે આપની કીર્તિ કાયમ રાખે એવાં આપના ગ્રંથો પૂરા કરો તો સારૂં.' લોકમાન્ય કહે: "દેશ પારતંત્ર્યમાં પડયો હોય ત્યાં ગ્રંથલેખન જેવાં કામ મુખ્ય કેમ મનાય ? એ તો ફુરસદના કાળમાં અથવા તો જેલના જેવી ફરજીયાત ફુરસદના કાળમાં જ કરવાનાં હોય. દેશની આવી વિપન્નાવસ્થામાં ડગલે ને પગલે બેડી થઇ પડનારૂં રાજ્યપ્રકરણ ઉકેલવું મૂકી બીજા વ્યવસાયમાં ઉતરવું એ તો કુરુક્ષેત્ર પર ઉભેલા અર્જુનના જેવું હૃદયદૌર્બલ્ય દેખાડવા બરાબર છે."

* * * * *

૨૫. જૂની વાત છે. સયાજીરાવને એકવાર થયું કે કોઇ એકાદ ભારે ગ્રંથનું ટિળકને ભાષાંતર કરવાનું સોંપી એ બ્હાને એમને દસ વીસ હજાર રૂપીઆની રકમ આપવી. એકવાર એમને ખાસ મળવા બોલાવ્યા અને પોતાના મનની વાત કરી. લોકમાન્યે કૃતજ્ઞતાપૂર્વક મહારાજનો આભાર માન્યો અને ના પાડી ! ઘેર આવીને ધોંડોપંત (ભાણેજ) ને કહે 'બીજાનાં ભાષાંતર કરીને રોટલો કમાવા મારો જન્મારો નથી. મારે તો મારી સહીનું મોં ઉજાળવું છે !'

* * * * +

૨૬. લોકમાન્યના મોટા પુત્રની જનોઇ હતી. આ પ્રસંગે 'ત્રાંસાં શરણાઇ કશું આપણે બોલાવવું નથી' એમ તેમણે ઘરમાં જાહેર કર્યું. એમ કરવાનું કારણ શું એમ પૂછતાં કહે 'વાજંત્રીઓને બોલાવવામાં સરકારની પરવાનગી મેળવવી પડે છે. ઘરસંસારના એક યત્કિંચિત્ પ્રસંગમાં પણ સરકારનું થોબડું ઘરમાં ઘાલીને આબરૂ વધતી હોય તો ન વધે એ જ ઠીક. આવડી અમથી વાતમાં સરકારની પરવાનગી માગવી પડે એ મરાઠાઓની રાજધાનીના લોકોને થોડી શરમની વાત છે ? વાજંત્રીઓને બોલાવવા સરકારી પરવાનગી જોઇએ તો કાલે ઉઠીને કહેશે આહારનિદ્રાદિ વ્યવહારને સારૂ પણ સરકારી પાસ કઢાવો !'

* * * * *

૨૭. દેશના જુવાનો કેવળ જીવરા (પ્રાણવાન) થાય એટલાથી જ લોકમાન્યને સંતોષ નહોતો. આપણા ઇતિહાસનું, આપણી પરંપરાનું, આપણાં પૂર્વજોનું અને આપણી સંસ્કૃતિનું જ્વલંત અભિમાન એમનામાં સદૈવ વાસ કરે એવી એમને વાંછના રહેતી. માંડલેથી ઘેર આવ્યા પછી એક દિવસ પોતાના દીકરાની ઓરડીમાં તેમણે બોઅર હૅટ જોઈ. 'મારા ઘરમાં આ સાહેબસઇ ટોપી કેવી ?' કહી ભવાં ચડાવી તેમણે તે બારીવાટે ફેંકી દીધી !

* * * * *

(બાપટ સંગ્રહમાંથી)

આ.

# યુવાનો અને કલા*

પ્રાચીન ગ્રીસમાં એક પ્રશ્ન ઘણો જ ચર્ચાતો તે એ કે વૃદ્ધ કોને ગણવો? પોતાના પ્રશ્નોથી સમાજને ચોંકાવનાર સૉક્રેટિસે આ પ્રશ્ન પૂછ્યો હતો. આવો જ પ્રશ્ન આપણે ત્યાં પણ પ્રાચીન કાલમાં પૂછાતો. ગ્રીક એલચી મેગાસ્થિનીસ કહે છે કે હિંદના લોકો વૃદ્ધને માત્ર ઉંમર ખાતર માન આપતા નથી. પ્રાચીન સુભાષિત છે કે **न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः।** તે જમાનામાં વૃદ્ધોને જ અમુક હકો મળતા, અમુક રાજકીય સમિતિમાં ૬૦ વરસના વૃદ્ધો જ બેસી શકતા; વૃદ્ધોને અમુક આદર મળતો. વાર્દ્ધક્યમાં ધન્યતા ગણાતી. અત્યારે જુવાનીમાં કશું શરમાવાપણું ગણાતું નથી. વૉલપોલની સામે પિટે યુવાન હોવાનું મગરૂરીથી કબુલ કર્યું હતું. અત્યારે યુવાવસ્થા સ્પૃહણીય ગણાય છે. મોટી ઉંમરે પણ યુવાવસ્થા હોવી એ ધન્ય ગણાય છે ત્યારે હું પણ પૂછી શકું કે યુવાન કોને જાણવો? જન્મ પામ્યાને થોડા વરસો થયાં હોય એટલા ઉપરથી જ યુવાન ગણી શકાય? માથે કાળા વાળ હોય એટલા ઉપરથી જ શું માણસને યુવાન ગણી શકાય? નહિ જ. જો નાની ઉંમર છતાં પણ માણસ બુઢ્ઢાની માફક ભવિષ્યની ચિંતા કરતો ફરે, લાભાલાભનો હિસાબ ગણવા બેસે, ચિંતા, ભય અને ગણત્રીબાજીથી ઉભરાતા જીવનના ઉલ્લાસને દબાવી દે તો તે યુવાન શેનો? પોતાની વૃત્તિઓને સ્વાર્થની મર્યાદામાં સંકડાવે અને તેને સ્વતંત્ર લીલા કરવા ન દે તો તે યુવાન શેનો? અને આ કસોટીએ, અહીં ભેગા મળેલામાંથી કેટલાને આપણે યુવાન ગણી શકીશું? આપણે અનેક વિદ્યાર્થીઓને—હું ખાસ તેમને ઉદ્દેશીને બોલું છું—પોતાની શક્તિને અનુકૂળ નહિ પણ પરીક્ષાના પરિણામને અનુકૂળ વિષય, કે ભવિષ્યમાં સારી નોકરી મળે તેને માટે અમુક વિષય નક્કી કરતા નથી જોતા? આવી ચિંતા, નિર્વાહની ફિકર વૃદ્ધને હોય, યુવાનને ન શોભે.

અને આ હકીકત હું કહું છું તે વિષયને અંગે મારે કહેવી આવશ્યક છે માટે કહું છું. વૃત્તિઓની સ્વૈરલીલા એને જ હું કલા નથી ગણતો, પણ વૃત્તિઓની સ્વૈરલીલા વિના કલા સંભવતી નથી એમ હું માનું છું. માણસની ઉન્નત વૃત્તિઓ, ઐહિક સ્વાર્થ કે સીમા કે પ્રયોજનની બહાર જઈ વિહાર કરે અને તે વિહારનું મૂર્ત્ત સ્વરૂપ બંધાય તો જ કલા પ્રગટે, એટલે આ વૃત્તિઓનું આંતર સ્વાતંત્ર્ય કે વૃત્તિઓની આંતર સ્વતંત્રલીલા જે યુવાનને સ્વાભાવિક છે અને હોવી જોઇએ તે કલા માટે પણ આવશ્યક છે.

આજનો વિષય કલાનો છે. પણ કલાના ખાસ સ્વરૂપ કે દાખલાઓ વિષે હું આજે બોલવા માગતો નથી. મારી પછીના વક્તા. [શ્રી કનૈયાલાલ વકીલ] તે ઉપર બોલવાના છે માટે, હું આજે કલા સંબંધી જે કેટલાક ખોટા વિચારો કોઇ કોઇ જગાએ પ્રચાર પામ્યા છે તે સંબંધી જ થોડું કહીશ.

કલા સંબંધી હાલ હું એક મત પ્રવર્તતો જોઉં છું કે કલાને અને જ્ઞાનને વિરોધ છે. કેટલાક માને છે અને મનાવવા પણ પ્રયત્ન કરે છે, કે સર્જન માટે જ્ઞાનની જરૂર નથી;

---

* સુરતના યુવક-સપ્તાહના મેળાવડામાં તા. ૧૯-૬-૨૬ ના રોજ આપેલા ભાષણનો સાર.

એટલું જ નહિ પણ જ્ઞાનથી કલ્પનાશક્તિ ખીલી શકતી નથી. જ્ઞાનભારથી તેમની કલ્પનાની પાંખો ઉડ્ડયન કરી શકતી નથી. પ્રથમ તો માણસની કોઈ પણ એક શક્તિ એમ પોતાના સ્વતંત્ર વિકાસથી બીજી શક્તિને હાનિ કરી શકે જ નહિ. ઉલટું એકના વિકાસની ખાતર બીજીના વિકાસની પણ જરૂર છે. પણ એ સિવાય પણ, જ્ઞાન તો ઉલટું કલ્પનાને આવશ્યક છે. જ્ઞાન એ કલ્પનાને ઉડવાના ટેકા રૂપ છે. સર્જની સૃષ્ટિના ઉપાદાન રૂપ છે, એટલું જ નહિ પણ કલ્પના અમુક જ્ઞાનને જ તેજસ્વી કરે છે ત્યારે કલા થાય છે. પુનઃ પુનઃ પરામર્શથી જ્ઞાન જ્યારે પોતાને યોગ્ય ઉચિત આકાર પામે ત્યારે જ તે સુંદર બને છે અને તે જ કલા છે. જ્ઞાન અને કલા વચ્ચે વિરોધ નથી, ઉલટું કલાને જ્ઞાન આવશ્યક છે.

બીજો આવો જ વિચાર એ છે કે કલા અને નીતિની વચ્ચે વિરોધ છે, અથવા હોઇ શકે, અથવા છેવટ, બેની વચ્ચે બિલકુલ સંબંધ નથી. આ પ્રશ્ન ઘણો મહત્ત્વનો છે અને તેને હું આટલા થોડા સમયમાં ચર્ચી શકું તેમ નથી. છતાં તેનું મહત્ત્વ જોતાં, અને સુજ્ઞાન માનસને તેનું ઘણું આકર્ષણ થાય છે તે જોતાં, એ મતનો નિષેધ કરવો એ મને મારી ફરજ લાગે છે. કલા અને નીતિ એ માણસની ડાબી જમણી આંખો જેવી છે. તમે સઘળાએ સ્ટીરીઓસ્કોપ જોયું હશે. તેમાં એક જ કાર્ડ પર બે ફોટાઓ હોય છે. તેમાં ડાબી આંખ ડાબી તરફનો અને જમણી આંખ જમણી તરફનો ફોટો જુએ છે. પણ જ્યાં સુધી બન્ને આંખો જુદું જુદું જુએ ત્યાં સુધી આપણને યથાતથ દર્શન નથી થતું. બન્ને આંખો જ્યારે એક જ ચિત્ર જુએ ત્યારે થાય છે. તેમજ જ્યારે નીતિ અને કલાની આંખો એક જ દૃશ્ય જુએ—નીતિને જે શ્રેય લાગે તે જ કલાને સુંદર લાગે, ત્યારે સમજવું કે યથાર્થ દર્શન થયું છે. એમ ન થાય ત્યાં સુધી માનવું કે બેમાંથી એક આંખ ખોડવાળી છે અથવા દૃષ્ટિકોણમાં ભૂલ છે. અને એવી ભૂલ હોય ત્યાંસુધી કાર્યમાં દોરવાનું કામ નીતિને સોંપવું જોઈએ. અત્યાર સુધી માણસજાતને કાર્યાકાર્યમાં દોરનાર શક્તિ નીતિ (ની=દોરવું) જ જણાયેલી છે. આ પ્રશ્ન ઘણો અગત્યનો છે. તેની ચર્ચા થોડા સમયમાં થઈ શકે તેમ નથી અને મેં માત્ર મારો અભિપ્રાય જ બતાવ્યો છે. પણ તમારામાંથી કોઇને આ પ્રશ્ન ઉદ્‌ભવે તો, હું એટલું જ વીનવું છું કે, તમે તે સંબંધી પુષ્કળ સાહિત્ય છે તે વાંચજો. કોઇ પણ મત કોઈએ પણ લખ્યો અને ગોતે વાંચ્યો માટે સ્વીકારી લેવો એ બહુ જ અસંસ્કારી માનસનું લક્ષણ છે.

કેટલાક માણસો માને છે કે સામાન્ય માણસને માટે કલા માત્ર ઉપભોગ્ય વસ્તુ જ છે. કેવળ ઉપભોગ—યોગ વિના ક્ષેમ જેવો, ઉપાર્જન વિના વ્યય જેવો, અશક્ય અસંભવિત છે. આપણી પ્રજામાં આ એક ઘણું જ અપલક્ષણ અત્યારે છે. આપણે મેળવવું નથી પણ ભોગવવું છે. આ લક્ષણ, પડેલી અને પડતી જતી પ્રજાનું છે. કોઇ પણ તંદુરસ્ત પ્રજામાં એ હોય નહિ. જેમ જીવનના અનેક વિષયોમાં, તેમ કલામાં પણ કલાની પ્રાપ્તિના અભ્યાસ વિના કેવળ ઉપભોગ અશક્ય છે. આ બાબત તમારા અનુભવ ઉપરથી જ તમે સમજી શકો તેવી છે. જે માણસ ક્રિકેટ કે ટેનિસ રમ્યો નથી, તે ક્રિકેટ કે ટેનિસના ફટકાની ખૂબી સમજી શકતો નથી, તેની સુંદરતાની કદર કરી શકતો નથી. તે જ પ્રમાણે જે માણસે ચિત્રનો અભ્યાસ કર્યો નથી તે ચિત્રની ખૂબી નહિ સમજે. સંગીત સમજવાને ગાવાના અભ્યાસની, કાવ્ય સમજવાને શબ્દો અને અર્થોના ઉપયોગના અભ્યાસની જરૂર છે. અને અભ્યાસ

બ્બારામાં ૧. લગભગ ચાર વરસ પહેલાં ૮૨ ઘર હતાં. ચાર જ વરસમાં ૧૧ ઘર ઓછાં થયાં એ બહુ ચોંકાવનારા આંકડા છે.

આ નાતમાં માંડવ્ય ગોત્ર વધારે મોટું છે એટલે લગ્નવ્યવહારમાં વધારે ભીડ પડતી હશે એ દેખીતું જ છે. લગ્નની આ મુશ્કેલીને લીધે તેમને બીજી નાતો સાથે લગ્નવ્યવહાર કરવાની જરૂર પડી છે. "બ્રાહ્મણથી ઉતરતી કોમની કન્યા કોઇએ લીધી નથી. પણ અમારી જ્ઞાતિમાંથી સાઠોદરામાં ૪-૫, હાલારી [પ્રશ્નોરા]માં ૨, શ્રીમાળીમાં ૨ અને મોઢ ત્રિવેદીમાં ૧ એમ કન્યાઓ દેવાઇ છે. તેમ સાઠોદરામાંથી બે કન્યા અમારામાં આવી છે. અન્ય બ્રાહ્મણોમાંથી બે-ચાર કન્યાઓ લાવનાર હજુ જ્ઞાતિ બહાર છે."

અમે ધારીએ છીએ કે આવા બીજી નાતો સાથેના સંબંધોને ઇર્ષ્યાપૂર્વક નહિ પણ ઉદારભાવથી હિંદુસમાજે જોવું જોઈએ. રા.

અહિચ્છત્ર વર્ષ ૨ જું અંક ૧ લો. પૃ. ૨૨-૨૩ ઉપરથી.

---

## પંચમહાલના ભીલો

સને ૧૯૨૧ ના વસ્તીપત્રક મુજબ હિંદની કુલ વસ્તી ૩૨ કરોડ જેટલી છે. આમાંથી લગભગ ૧,૬૦,૦૦૦૦૦ એટલે વસતીના પાંચ ટકા જેટલો ભાગ મૂળ વતનીઓનો છે. તેઓ વિસ્તીર્ણ ક્ષેત્રફળ ઉપર પથરાયલા છે. એમાં મુંબઇ ઇલાકાના ભીલો, બંગાળના સંતાલ અને આસામના ગોંડ મુખ્ય છે. તેઓ હિંદના અસલ વતનીઓ તરીકે ઓળખાય છે. બહારથી ચઢી આવનાર આર્યોએ તેમનો નાશ ન કર્યો તેમ પોતાનામાં ભેળવી પણ શક્યા નહિ. જેથી તેઓએ વેરાન ટેકરીઓ અને જંગલોનો આસરો લીધો. આમ એક બાજુ સંસ્કૃતિથી વંચિત થયા તો બીજી બાજુ હુમલાઓનાં એક પછી એક આવતાં મોજાં અને દેશની અંદરની અંધાધુંધીથી તેમને કશો આઘાત પણ ન પહોંચ્યો. અહીંઆં તેઓ પોતાની વંશપરંપરાની સાદાઈ અને તેમના ખાસ રીતરિવાજો ટકાવી રહ્યા.

મધ્યહિંદના ભીલોનો ઈતિહાસ અતિ રસિક છે. કારણ કે ઉત્તરથી દક્ષિણ જવાના ધોરી રસ્તાઓ આ પ્રદેશને અડીને જાય છે. સૈકાઓ પહેલાં હિંદના મહાકાવ્ય દ્વારા વાલ્મીકિએ તેમને અમર બનાવ્યા છે. તેમની બાળક સમી અટલ શ્રદ્ધા અને રામ તરફની તેમની પ્રેમલક્ષણાભક્તિ તેમને માટે આપણામાં આવેશમય કુતૂહલ જાગૃત કરે છે, જો કે મમતા તો નહિ જ. અને વાલ્મીકિ પોતે કાંઇ ભીલથી વધુ ઉત્તમ નહોતા. ભીલોમાંથી જ એવા હિંદના લુંટારા-સંત-એક મહાન લૂંટારો અને મહત્તર કવિ સંત થઇ શકે. પછી અંધકારના યુગો આવ્યા. બધી વસ્તુઓ ઉથલપાથલ થઇ ગઈ. હિંદી જનતા મહામન્થનમાં પડી, જાતિઓ અને વર્ણોનાં કંઇક મિશ્રણો અને સંકરો થઇ ગયા, પણ અસલી વનની કોમો અસલી જ રહી. ઈતિહાસનાં તોફાનો તેમને સ્પર્શ કરી શક્યાં નહિ. મધ્યયુગમાં કેટલાક સાહસિક વીરોએ સામાન્ય ધૂમાચકીમાંથી રાજ્યો મેળવી લીધાં અને બ્રાહ્મણ કલ્પનાની મદદથી તેઓ રજપૂત બન્યા, પણ મોટો ભાગ જંગલી જ રહ્યો, અને જંગલી દૂજા અને શિકાર ઉપર નિભાવ કર્યે ગયો. આથી ગયા સૈકાના મધ્ય ભાગ સુધી તેઓ અરણ્યનાં બાળકો જ રહ્યાં અને હજી પણ તેમનું ગમતું થતું હોય તો તેઓ એવા જ રહ્યા કરે. પણ આપણી આધુનિક સંસ્કૃતિ એવી મર્યાદાશીલ નથી. એ કોઈને સુખે જંપવા દે

તેવી નથી. સડકો અને રેલવેથી એ અભેદ્ય જંગલો પણ ભેદાયાં. સરકારે જંગલો કાપ્યાં અથવા સંરક્ષ્યાં, અને ભીલોને અરણ્યનો સંદેશો ભૂલી, સપાટ પ્રદેશોની ઉપયોગિતા શીખવી પડી. મહા મહેનતે અને ધીમે ધીમે તે એની શીખ્યો અને અત્યારે તેની સામે આવી પડેલા પ્રશ્નો માટે તે ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યો છે. તે પ્રશ્નો આપણે પેદા કર્યા છે માટે એનો નિવેડો આપણે જ કરવો જોઈએ. એ પ્રશ્નો સમજી તેનું સમાધાન કરવું એ આપણી ફરજ છે.

આ લેખમાં એક ટુંકા અભ્યાસને માટે ‘પંચમહાલના ભીલો’ એ વિષય પસંદ કર્યો છે. એમના જીવનની સૌથી વધુ ધ્યાન ખેંચે એવી હકીકત તેમની ગરીબાઈ છે. તેનાં ઘણાં કારણો છે. ખેડુત તરીકે ભીલ હજી શીખાઉ છે પણ તે ઘણો જ બેદરકાર પણ છે. હળ અને બળદનો ઉપયોગ શીખ્યાંને તેને હજી સૈકો થયો નથી. હજી સુધી હજીવતે જમીન ઉપર માત્ર લીસોટા કરતાં તે શીખ્યો છે અને તેના દુબળા બળદ એટલું પણ કરી શકે એવા નથી. અહીંઆ એક ગાડાને બબ્બે ત્રણ ત્રણ જોડ બળદ જોતરેલી જોશો. ખેતીનાં બીજાં સાધનો જેવાં કે કળીયું, તરફેણનો ઉપયોગ તે હજી જાણતો નથી. ખાતરનો ઉપયોગ તેઓ હજી જાણતા નથી અને ઢોરનાં ઘાસચારો ઉત્પન્ન કરવામાં તે હજી અજાણ છે તેમજ અજ્ઞાનનું સારૂં વાળે એટલો તેનામાં ઉદ્યોગ પણ નથી. જંગલમાં રખડવા આડે તેને કોઈ પણ સતત પ્રયત્ન કરવો ગમતો નથી. સૈકાઓ સુધી રાખેલી જીવનપદ્ધતિ એમ એકદમ ભૂલાતી નથી. તે ઉપરાંત જમીન પણ એટલી હલકી છે અને નદીઓ એટલી ઓછી છે કે તનતોડ મહેનત અને ખેતીના જ્ઞાન વિના જરૂર પૂરતું ઉત્પન્ન મેળવી શકાય નહિ. મુખ્ય પાક મકાઈનો છે. ખોરાક પણ તે જ છે. બહુ ઓછી જમીનમાં બે ફસલ થાય છે અને મકાઈ ન ઉગે તો ભૂખમરો સામો આવીને ઉભો રહે છે. છપ્પનીઆનો કાળ એક મહાન દૈવકોપ તરિકે હજી સંભારે છે. તેમાં હજારો મરી ગયા, હજારોને દેશ છોડવો પડયો અને બાકીના લગભગ મરી ખૂટયા. ’૭૪ અને ’૭૭ નાં કાળાં વર્ષોએ છપ્પનીઆની સ્મૃતિ તાજી રાખી છે. અત્યારે પણ જેને બારે માસ મકાઈ અને ડુંગળી ખાવા મળે તે ભીલ પોતાને સુખી માને છે.

તેમજ ખેતીવાડી ઉપરાંત મદદ રૂપ થઈ શકે એવો કોઈ કામધંધો તેમની પાસે નથી. આના જેટલો ઓછો ધરધંધો હિંદુસ્થાનના કોઈ બીજા ભાગમાં ભાગ્યે જ હશે. લુહારી, સુનારી કામો તેમ ઈંટ બનાવવાનું કે પત્થર ખોદવાનું સાધારણમાં સાધારણ કામ પણ તેને હજી શીખવું બાકી છે. તેમને શહેરના વસવાટનો તિરસ્કાર છે અને રખડવાનો શોખ છે તેથી ઠામ બેસીને કરવાનો કોઈ પણ ધંધો તેઓ કરી શકતા નથી. દોહદમાં બી. બી. સી. આઈ.નાં કારખાનાં ઉઘડયાં તેમાં પાંચ કરોડનું કામ પાંચ વરસ ચાલ્યું અને દશ હજાર મજુરોને રોજી મળી પણ તેથી ભીલોને ભાગ્યેજ કંઈ લાભ થયો હશે. મધ્યહિંદ અને મહારાષ્ટ્રમાંથી મજુરો આવ્યા પણ જંગલી ભીલોને આ મજુરી આકરી પડી. અધૂરામાં પૂરૂં તેઓ અભણ છે અને દારૂની બદીએ ચડયા છે. એથી તેમનો નિભાવ પણ મુશ્કેલ થઈ પડયો છે. તેમનામાં અભણોની સંખ્યા હેરત પમાડે એવડી છે. એક હજાર પુરુષોમાં ભાગ્યે જ ચાર ભણેલા હોય છે, અને કેટલાક ભાગોમાં તો તેર હજારે પણ એક ભણેલો ભાગ્યે જ મળે છે. ભણતરનું ધોરણ લખવા વાંચવાના મૂળતત્ત્વોથી વધારે નથી. આ અતિઅજ્ઞાનથી તે બહુ સહેલી રીતે વાણીઆના જાળકપટનો ભોગ થઈ પડે છે. પાકનું વેચાણ, જરૂરીઆતોની ખરીદ, દેવાનાં

હિસાબ, દેવાનું ભરતર એ બધું તેના વતી વાણીઓ જ કરે છે. રિલીફ ઍક્ટ ગમે તે કરે પણ તેથી તેની સ્થિતિ સુધરવાની નથી. સાધારણ રીતે હિસાબ હોય કે ન હોય, ભરતર જમા કર્યું હોય કે ન હોય તો પણ વાણીઓ પોતાનું ધાર્યું કરી શકે છે અને કોર્ટ દરમ્યાનગિરિ કરે છે ત્યારે વળી ભીલને કંઈક પૈસા વકીલને આપવા પડે છે.

ભીલોની દારૂની બદી આધુનિક જ છે. અગાઉ તે મહુડાં ખાતો અથવા મહુડાંનો રસ પીતો પણ મહુડીનો દારૂ તરિકે ઉપયોગ આજકાલનો જ છે. અસલ વતની સાદો અને ખુશમિજાજી છે. તે એવો સાદો છે કે આપણે જે કાંઈ આપીએ તે વગર વિચાર્યે સ્વીકારે છે અને એટલો ખુશમિજાજી છે કે મહુડી કે તાડીની મઝા જવા દે તેવો નથી. એકવાર સ્વાદ લાગ્યો તે ઝપાટાભેર ફેલાયો અને અત્યારે દૂરમાં દૂર ગામડાંમાં પણ દારૂની દુકાનો છે. ભીલની ગરીબાઈ અને અજ્ઞાનથી વહોરો અને વાણીઓ તર થાય છે અને તેના પીધેલ સ્વભાવથી દારૂ વેચનાર પારસી તાજેમાજે થઈને ફરે છે. આ લોકોએ એક રહેવાનું ઝુંપડું, એક પહેરવાની ધોતલી અને મકાઈની ઘેંશ સિવાય તેને ભાગે કાંઇ રહેવા દીધું નથી. આ લોકોમાંના કેટલાએકે તો તેથી પણ દૂર જઇને તેમનાં ઘરોને અભડાવ્યાં છે. દાહોદના કેટલાક ડાક્ટરો ચાંદીની સારવારથી પોતાની કમાણી કરે છે. આ રીતે અત્યારે તો દારૂ, દેવું અને દવાથી ભીલનો ઉદ્ધાર થઈ રહ્યો છે!

અધૂરામાં પૂરૂં સરકારી અમલદાર પણ આવો જ આવે છે. ગરીબાઇને નીચે મ્હોંએ સ્વીકારી લે એવો સુધરેલો ભીલ નથી. ભૂતકાળનું જંગલનું જીવન હજી તેનામાં રમી રહ્યું છે. તે હજી જંગલનાં પશુઓ સાથે લડે છે અને જરૂર પડ્યે શહેરના લોકોને લૂંટે છે, તે કાંઈ મવાલી લુટારૂ નથી પણ પોતાની મર્દાનગીભરી રીતે લૂંટે છે. હાથમાં તીરકામઠું લઇને તે જંગલમાં રખડે છે અને રાહદારીને લૂંટે છે. આથી તે 'સુલેહ અને કાયદાના રખેવાળો'ના હાથમાં જઈ પડે છે. તેઓ દારોગાને જમ જેવો ભાળે છે. આ જુલમીની નજરમાંથી કશું પણ છટકવા પામતું નથી. અને ગુન્હેગારને શોધવા આ અમલદાર સાહેબને આવવાનું નથી બનતું ત્યારે વેઠ કરાવવા માટે આવતા બીજા સાહેબોની ખોટ નથી પડતી. એક સમજણા ભીલે અત્યંત નિરાશાથી કહ્યું હતું 'આ સરકાર અમને ક્યારે છોડશે?' તે હું કદિ વિસરી શકીશ નહિ.

આ સ્થિતિમાં તેમની કોઈએ સંભાળ લીધી નથી એમ નથી. ૭૫નીઆથી ખ્રિસ્તિ મિશનરીઓએ પોતાની 'જીવદયા'ની હીલચાલ શરૂ કરી છે અને ઘણાઓને ખ્રિસ્તિ કર્યા છે. નિરાધારો માટે નિશાળો કાઢી છે, માંદાં માટે દવાખાનાં કાઢ્યાં છે, પણ મુખ્ય જનતા હજી અસ્પૃશ્ય જ રહી છે. બીજા ઘણા પ્રદેશોની પેઠે આ પ્રદેશમાં પણ મિશનરીએ જ પહેલ કરી છે. એક ખ્રિસ્તિ તરિકે તે કામ કર્યા વિના જંપતો નથી; અને કોઈ પણ ધર્મની શબ્દને બદલે કાર્યથી તુલના થાય તો તે જરૂર અભિમાનથી ઉભો રહી શકે.

ભીલો પણ પોતાની સ્થિતિ તરફ તદ્દન ઉદાસીન રહ્યા નથી. ૧૯૧૦ માં તેમની જાતમાંથી જ તેમના ઉદ્ધાર માટે હિલચાલ શરૂ થઈ હતી. તે 'ભગતની હિલચાલ' તરિકે ઓળખાય છે. ભગતોએ દારૂમાંસ તજ્યાં હતાં અને નાહી ધોઈને તેઓ ભજન ગાતા. તેઓની ભાવના તપોમય હતી. તેમણે જૂના કાળનાં ગીત નૃત્ય પણ તજ્યાં હતાં. ગુરૂ-ગોવિંદ નામના ભીલે આ હિલચાલને ખૂબ વિસ્તારી, પણ તેથી રાજસત્તા સાથે તે અથડામણમાં આવી. બિચારા સાદા, બહાદુર પણ અણસમજુ ગુરૂએ બ્રિટિશ સરકારના કેટલાએક નજીવા હુકમોનો અનાદર કર્યો અને તેનાં પ્રાચીન તીરકામઠાંથી લડવા તૈયાર થયો. ગુરૂને દશ વરસની કેદ મળી અને તેથી તેમનું બળ ભાંગી ગયું. ત્યારથી હિલચાલ મંદ પડી ગઈ છે. અત્યારે ગુરૂ પોતાના ઘરમાં પડી રહે છે અને ભીલોની આત્મશુદ્ધિની એક મહાન્ જાગ્રતિને દબાવી દઈને બ્રિટિશ સરકાર 'ભીલોનો બળવો' શાંત કર્યાનો સંતોષ માણે છે!

૧૯૨૨ માં અવિશ્રાંત કાર્યકર્તા શ્રી અમૃતલાલ ઠક્કરની સરદારી નીચે ભીલસેવા મંડળ સ્થપાયું. આગલાં બે કાંઠા વરસોનાં દુકાળ નિવારણ માટે તેમણે કરેલા કામથી તેઓ ઘેર ઘેર જાણીતા થઈ ગયા હતા. તેમના કોમળ અંતઃકરણને આ અસલ વતનીનું દુઃખ અસહ્ય લાગ્યું. એક બીજા સ્થાનિક કાર્યકર્તા અને બહારની જુજજાજ મદદથી તેમણે લાખો ભીલોના ઉદ્ધાર માટે પંચમહાલમાં સેવામંડળ ઝૂકાવ્યું. ૧૯૨૪ માં મંડળના ત્રણ આશ્રમોમાં સો છોકરાઓનો નિભાવ થતો હતો, સાત શાળાઓમાં ચારસો છોકરાં અભ્યાસ કરતાં હતાં અને બે દવાખાનાં ચાલતાં હતાં. આનું વાર્ષિક ખર્ચ વીસ હજારથી ઓછું હતું. આશ્રમમાં ત્રણ રૂપિયામાં એક છોકરાનો નિભાવ થતો હતો. અત્યારે ઠક્કર બાપાએ (પંચમહાલમાં એ જ નામ પ્રસિદ્ધ છે) જુવાન ઉત્સાહી માણસોની એક ટોળી ભેગી કરી છે, તેમાંના ઘણાખરા ગૂજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ છે. બહારની મદદનો પ્રવાહ ધીમે ધીમે પણ ખાત્રીલાયક આવ્યા કરે છે, અને સ્થાનિક મદદ પણ વધતી જાય છે. અસલ વતનીના ઉદ્ધાર માટેનું આ ભીલસેવા મંડળ કદાચ સૌથી વધારે મહત્ત્વની હિંદી સંસ્થા છે. કામ ઘણું છે પણ કરનારા નથી. આ ગરીબ અને નિરાધારોને મદદ આપવાની જવાબદારી હવે આપણે સમજી જાી જોઈએ. અપાર મુશ્કેલીઓ સામે જે માણસો લડત ચલાવી રહ્યા છે તેમને અમારાં વંદન હો! પણ આશા છે કે હવે જંગલના ભીલોનું રૂદન અરણ્યે રૂદિત થશે નહિ.

ગૂજરાત મહાવિદ્યાલય,<br>
અમદાવાદ.

અ. નારાયણ મલકાની

# જ્ઞાનગોચરી.

## ગ્રેટબ્રિટનની કોલસાની હડતાલ*

ગ્રેટબ્રિટનની આબાદી તેના ખનીજ ઉપર જ છે અને તેમાંય ખાસ કરીને કોલસો અને લોખંડ: વર્તમાન યાંત્રિકયુગમાં કોલસો અગત્યનો ભાગ ભજવતો હોવાથી અને ગ્રેટ-બ્રિટનની આબાદી તેના ઉપર જ હોવાથી, જ્યારે જ્યારે ગ્રેટબ્રિટનમાં કોલસાની ખાણોની બાબતમાં ઝઘડો ઉભો થયો છે, ત્યારે ત્યારે નિરૂપાયે સરકારની અનેક મુદ્દાઓ દ્વારા તેની તપાસ કરાવવા બાદશાહી કમીશનો નીમવાની ફરજ પડી છે. તેજ કારણે ગ્રેટબ્રિટનમાં હાલમાં પ્રચલિત ઔદ્યોગિક ઉત્પાદનનું મૂળ પણ આપણે જોવું પડશે.

ફક્ત ૫૦ વર્ષ પૂર્વે ૧૮૭૧ ની સાલમાં 'ખાણોમાંથી કોલસો ઘટે છે કે નહિ' તે ઉપર વિચાર કરવા આરગાઈલ કમીશન ( Argyll Commission ) નીમવામાં આવેલું. આમ ફક્ત પચાસ જ વર્ષ પૂર્વે બતાવેલી કોલસો ઘટી જવાની બીક આજે બીજા સ્વરૂપમાં બતાવવામાં આવે છે. ગ્રેટબ્રિટનમાં આજે બેકારી માટે બુમ નથી. આજ તો નીકાશના વેપારમાં ગ્રેટબ્રિટન પોતાનું સ્થાન જાળવી શકે તથા પ્રથમ શ્રેણીમાં મુકાતી દુનીઆની પ્રજાઓમાં તેની ગણત્રી થાય તે માટે કોલસાના ઉત્પાદનમાં કરકસર માટે ઊભી થતી મુશ્કેલી સામે પોકાર છે. બોઅર લડાઈના અસાધારણ ખર્ચને પહોંચી વળવા કોલસાની નીકાશ ઉપર નંખાયલી જકાત જ સાબીત કરે છે કે છેલ્લાં પચાસ વર્ષમાં વીજળીનો શક્તિના સાધન તરીકે ખૂબ ઉપયોગ થવાથી ગ્રેટબ્રિટનના કોલસાની માગણી ઘણીજ ઘટી ગઈ, છતાં પણ કોલસો ભવિષ્યમાં ખૂટી જવાનો ભય તો રહ્યો જ. બીજું કંઈ નહિ તો પણ ફક્ત નૌકાબળ જેટલા કોલસાનો સંગ્રહ ગ્રેટબ્રિટન પાસે હોવો જ જોઈએ એવું ૧૯૦૫ માં નીમાયલા બાદશાહી કમીશને સૂચવ્યું. આજે નૌકાબળ કોલસાનો ઉપયોગ નહિ કરતાં ખનીજતેલનો ઉપયોગ કરતું હોવા છતાં નજર સમક્ષ રહેલી આ બીનાએ ભવિષ્યમાં ઉત્પન્ન થનારી આફતનું સૂચન કર્યું.

શક્તિનાં સોંઘા સાધન તરીકે વીજળી અને ખનીજતેલનો ઉપયોગ કોલસા કરતાં પ્રમાણમાં ઘણો જ થાય છે તે દૃષ્ટિએ વિચાર કરીએ તો જણાય કે મહેલા કરતાં આ વખતની કામદારો અને માલીકો વચ્ચેની લડત નિરર્થક છે. યુરોપના બીજા દેશોમાં મજુ-રીના દર ઓછા કરીને અને કામ કરવાના કલાક વધારીને કરેલા ઉત્પાદનના ખર્ચના ઘટાડાથી કે એવાં બીજાં કારણોથી ગ્રેટબ્રિટનના કોલસાની માગણી ઓછી થઈ છે એમ માનવાને કારણ નથી. જરૂર આવાં કારણોએ તેમાં ભાગ તો ભજવ્યો જ હશે પણ તેનું પ્રમાણ દશમા ભાગ જેટલું પણ નહિ હોય. તેનું મુખ્ય કારણ તો આપણે જોયું તેમ વિજ્ઞાનની મદદથી અને તેટલી ઝડપથી કામે લેવાતાં શક્તિનાં સાધનો વીજળીક બળ અને ખનીજતેલ છે. બ્રિટીશ નૌકાબળે ૧૯૧૦ ની સાલથી કોલસાનો ઉપયોગ બંધ કર્યો છે.

---

* 'People' તા. ૨૩-૫-૧૯૨૬ના અંકમાં છપાયલા Professor K. T. Shah ના " What's wrong with Britain's Coal " નામના લેખનો સાર.

૧૯૧૪ ની સાલમાં મહાસાગરોમાં ફરતી આખી દુનીઆની સ્ટીમરોના બે ટકા સ્ટીમરો જ ખનીજતેલનો ઉપયોગ કરતી જ્યારે હાલમાં તે સ્ટીમરોનો લગભગ ત્રીજો ભાગ ખનીજ તેલનો ઉપયોગ કરે છે. નોર્વે અને સ્વીડને જેમ નીઆગારા અને ફ્યોર્ડ્ઝ ( Fiords ) નો ઉપયોગ કર્યો છે, તેમ હોન અને ગેરોને ( Garonne )નો ઉપયોગ કરીને ફ્રાન્સે લગભગ બધાં નવાં સાહસ વીજળીકબળ ઉપર ખેડ્યાં છે. આયર્લાંડ પણ શેનનનો ઉપયોગ કરવાનો વિચાર કરી રહ્યું છે. આમ કોલસા ( King Coal )નું રાજ્ય ચારે બાજુથી અંત તરફ આવતું જાય છે અર્થાત્ કોલસાનો ઉદ્યોગ તેનું અસ્તિત્વ બંધ કરવા તરફ પ્રગતિ કરી રહ્યો છે. બીજા પણ ઘણા દાખલાઓ ટાંકી શકાય તેમ છે. ગયે જ વર્ષે, જર્મની, બેલ્જીઅમ, રૂશિયા, યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકા વગેરેમાં એટલા મોટા પ્રમાણમાં કોલસો ફાજલ પડી રહેલો કે તેને લીધે કોલસાના આંતર-રાષ્ટ્રીય વેપારમાં પણ મંદી આવી. ખનીજતેલ અને વીજળીક બળ જે ઝડપથી કોલસાની જગા લે છે તે તરફ જ આંખઆડાકાન કરવામાં આવશે તો બીજા બધા ઉપાયો, પછી તે ગમે તેવા સ્વરૂપમાં હશે તો પણ, નિરર્થક નીવડવાના, જ્યારે તે ઉદ્યોગને ખાસ મદદ આપવાનું પગલું જ નિરર્થક નીવડ્યું છે ત્યારે બીજાની તો શું દશા ?

આ તકલીફનો પ્રશ્ન એકલા ગ્રેટબ્રિટનનો નહિ પણ સારી દુનીઆનો છે. લડાઈની શરૂઆતથી જ કોલસાના ઉદ્યોગનો પાયો કૃત્રિમ ચણતર પર આવી ગયેલો હોવાથી ૧૯૧૬ ની સાલમાં તેના ઉપર અંકુશ મુકવામાં આવ્યો. તે પણ નિરર્થક નીવડવાથી લડાઈના અંતે તે ઉદ્યોગને સખત ફટકો લાગ્યો અને છેવટે જસ્ટીસ સેન્કી ( Justice Sankey )ના પ્રમુખપણા નીચે બાદશાહી કમીશન નીમવાની સરકારને ફરજ પડી. તે કમીશને સૂચવેલા અને તે વખતની સરકારે સ્વીકારેલી મજુરીમાં ઘટાડો કરી સાત કલાક કામ લેવાની સૂચના જ આજની આ પરિસ્થિતિનું મૂળ છે એમ કહી શકાય. બધી ખાણો રાષ્ટ્રીય ( Nationalise ) કરી નાખવી જોઈએ એવો મત કમીશનના પ્રમુખ સાહેબ તથા કામદાર વર્ગના પ્રતિનિધિઓ ધરાવતા હતા, જ્યારે તેમ નહિ કરતાં નફો કરવાને અશક્ત બનેલી કંપનીઓને એક બીજા સાથે જોડી દઈ તેથી થતો વ્યય દૂર કરવો એવી ખાણોના માલીકોના પ્રતિનિધિઓની સૂચના હતી. સરકાર આ બીજા વિચારની હતી, પણ સામે કમીશનના પ્રમુખસાહેબ હોવાથી તેઓ પણ તેમના મતને ઠેઠ સુધી વળગી રહ્યા. પરિણામે કામદાર વર્ગે આ વખતના જેવી સામાન્ય નહિ પણ સાધારણ હડતાલ પાંચ મહિના સુધી ચાલુ રાખી. આ હડતાલનો અંત, નક્કી કરેલી ઓછામાં ઓછી મજુરી અને તે ઉપરાંત નફો વહેંચવાની વ્યવસ્થા થઈ ત્યારે આવ્યો. આ યોજનાનો અસ્વીકાર ખાણોના માલીકો તરફથી ૧૯૨૫ ના જુનની ૩૦ મી તારીખથી થયો, અને તેઓએ જાહેર નોટીસથી જણાવ્યું કે ૧૯૨૧ ની યોજના તેમને નાપસંદ છે, અને તેના બદલામાં જે ઉત્પાદન થાય તેમાંથી મજુરી વગર બીજું ઉત્પાદનનું ખર્ચ બાદ કરીએ અને જે કંઇ વધે તેમાંથી ૮૭ ટકાનો ઉપયોગ મજુરોની મજુરી માટે થાય અને ૧૩ ટકા માલીક પોતે રાખે એ યોજના પ્રમાણે કામદાર વર્ગ કામ કરવા તૈયાર હોય તો તેઓ ખુશી છે. કામદાર પક્ષે તેના પર વિચાર કરી સમાધાની પર આવવા પણ ના પાડી. દરમ્યાન કોલસાના ભવિષ્ય ઉપર સ્વતંત્ર રીતે વિચાર કરવા, અને કોઈ પણ

જાતની મદદ સિવાય તે નભી શકે તેવી સ્થિતિ પર તેને મુકવા માટે સૂચનાઓ કરવા સર હરબર્ટ સેમ્યુઅલ (Sir Herbert Samuel)ના પ્રમુખપણા નીચે કમીશન નીમવામાં આવ્યું.

આ કમીશનનો ગયા માર્ચ માસમાં રિપોર્ટ બહાર પડતાંની સાથે જ આજની હડતાલના પડઘા સંભળાયા. ૩૦ મી એપ્રીલ ૧૯૨૬થી સરકારે આ ઉદ્યોગને અપાતી ખાસ મદદ (Subsidy) એકદમ બંધ કરવી એમ આ કમીશને સર્વાનુમતે સૂચના કરી. બીજા ઉદ્યોગોને નહિ અને આજ ઉદ્યોગને ખાસ મદદ આપવી એ મુદ્દાની દૃષ્ટિએ કમીશનની આ ભલામણ સ્વીકાર્ય છે. જો આ કરવું હતું તો સાથે સાથે બીજી પણ યોજના સરકારે અમલમાં મુકવાની જરૂર હતી. ખાણોના માલીકો સાથે ખાણોની બરાબર કિંમત આંકી તેઓની સાથે તે બાબતની પતાવટ કરીને અને જ્યાં કોલસો હજુ શોધાયો નથી, તથા જ્યાં ખાણો ઉપયોગમાં લેવામાં આવી નથી ત્યાં તે બધી ખાણો રાજ્યની માલીકીનો હુકમ કાઢીને સરકારે લઇ લેવી જોઇએ. કમીશન મદદ બંધ કરવાનું સૂચન કરે છે છતાં પણ બધી ખાણો રાષ્ટ્રીય કરવાની કામદાર પક્ષની માગણીનો તે અસ્વીકાર કરે છે. ઉપરાંત નાની નાની ખાણોને ભેગી કરી દેવાની દૃષ્ટિ અને શક્ય યોજનાનો અમલ થવો જોઇએ તે પણ કમીશનને વ્યાજબી લાગતું નથી. વળી હમેશના કામ કરવાના વખતમાં પણ તેઓ વધારોઘટાડો સૂચવતા નથી. ખાણોના માલીકોની યોજના પ્રમાણે ભેગી મજુરી આપવાની પદ્ધતિ આ કમીશન સ્વીકારે છે. કંઇ પણ પરિણામ આવવાનો સંભવ નથી એથી આવી રીતે નફો વહેંચવાની પદ્ધતિ ઉપર કમીશન ખૂબ ભાર મૂકે છે. ધીમે ધીમે ખાણોની માલીકીપણાના હક્ક મજુરોમાં આવતા જાય તે માટે ખાણોમાં કામ કરતા મજુરોને શેર મળતા જાય તેથી નફો વહેંચવાની પદ્ધતિને કાયદા દ્વારા ફરજીઆત કરવાની કમીશન સૂચના કરે છે. બીજી દૃષ્ટિએ વિચાર કરીએ તો રાજ્ય પોતાની ફરજ કોઈ પણ રસ્તે બજાવી શકે. શોધ કરવા માટે નાણાંની મદદ કરે, અથવા કંઇ વિઘ્ન આવે તો દૂર કરી આપે, તે ઉપર દેખરેખ માટે તથા નફાની વહેંચણીમાં મદદ કરવા કમીટીઓ નીમે કે એવો બીજો ગમે તે રસ્તો લઈ રાજ્ય પોતાની ફરજ બજાવે. ટુંકમાં આ સર્વનું ભવિષ્ય માલીકો અને મજુરો વચ્ચેના અભિપ્રાયોનું પ્રમાણ કેટલું રહે છે તે ઉપર અને બન્ને પક્ષના નેતાઓના વિચારો ઉપર મુખ્યત્વે આધાર રાખે છે.

ઉપર મુજબનો કમીશનનો રિપોર્ટ ખાણોના માલીક અને મજુર બન્નેને અસંતોષકારક છે. આ કારણથી બન્ને પક્ષનો તેની સામે વિરોધ છે. પરિણામે હડતાલ તો પડી જ. એક જગાએથી બીજી જગાએ માલ લઈ જવાનું કામ કરતા માણસો (transport workers) અને બીજાઓ પણ હડતાલમાં જોડાયા. જ્યારે બીજી બાજુથી યુરોપના બીજા દેશોના મજુર વર્ગ અને તેટલી મદદ આપી હડતાલ પ્રત્યેની પોતાની સહાનુભૂતિ દર્શાવી. આમ આ લડતે નિર્દોષ અને સદોષ બન્ને પક્ષ ઉપર અસર કરી. હડતાલને ફતેહમંદ બનાવવા માટે કરવામાં આવેલી હીલચાલ બાજુ પર રાખીએ તો જણાય કે આ હડતાલ આર્થિક કારણોમાંથી જન્મ પામી છે. પચાસથી સાઠ લાખ મજુરોએ હડતાલના કામમાં પોતાની સંમતિ દર્શાવી છે તે જ બતાવી આપે છે કે કામદાર પક્ષની માગણીઓ ન્યાયસર હતી. જ્યાં સુધી હુલ્લડો થયાં નથી ત્યાં સુધી આ હીલચાલને બળવાખોર હીલચાલ તરીકે ગણવી

તે ઉચિત નથી. ઘણા વખતથી નહિ સ્વીકારાયલી. એથી આવી વસ્તુઓ ઉપર તેનું કાયદેસર અસ્તિત્વ સાબીત કરવા અને કાયદા ઉપર ખોટાં ગુંથણાં ગુંથવા કરેલી સર જોન સાઇમન ( Sir John Simon )ની નીમણુંક પણ નિરર્થક છે.

બીજા ઉદ્યોગોની દષ્ટિએ આ ઉદ્યોગોને ખાસ મદદ આપવી એ ઠીક નહિ, છતાં પણ પહેલેથી અપાતી મદદ એકે ઝપાટે બીનશરતે દૂર કરવાની કમીશનની સૂચના યોગ્ય ન જ ગણાય. આ પાછળ ગયે વર્ષે થયેલા બે કરોડ પાઉન્ડનું ખર્ચ જેમ પાર્લામેન્ટે મંજુર રાખ્યું હતું તેમ આ વર્ષે બીજું તેટલું જ ખર્ચ કરીને સરકાર રાષ્ટ્રીય ઉદ્યોગ તથા વેપારમાં તથા સામાન્ય સલાહશાંતિમાં આવેલી તકલીફને હંમેશને માટે દૂર કરી શકત. આ ન કર્યા છતાં પણ જો સરકાર હડતાલ તોડવામાં જીત મેળવશે તો તેનું શું પરિણામ આવશે? સરકારી અમલદારો અને ખાણોના માલીકો સામે પોતાનું વેર લેવાનો લાગ ક્યારે આવે તેની જ રાહ આ અસંતુષ્ટ મજુરો જોઈ રહેવાના. ઉપરાંત મી. હુવર ( Hoover )ના અથાગ પરિશ્રમને પરિણામે અમેરિકાના વર્તમાન ઉદ્યોગોમાં આવેલા પચાસ ટકા જેટલી કરકસર-દ્વારા થતા બગાડના બચાવના પ્રત્યક્ષ દાખલા મુજબ આ ઉદ્યોગમાં તેવા સુધારાવધારા કરવાનો સંભવ પણ નહિ રહેવાનો; અર્થાત્ કોલસો સુધારવાના દરેક ઉપાયમાં કામદાર પક્ષ તરફથી વિઘ્નો આવ્યા જ કરવાનાં.

આ ઉદ્યોગનો સમૂળગો નાશ થવાનો અને તેની જગા બીજા ઉદ્યોગો લેવાના એ સંભવ નજીકમાં જ છે, એવું હજુ પણ ગ્રેટબ્રિટનના મુત્સદીઓ જોઈ શકતા નથી. કેબિનેટના સભાસદોને પણ તેમની ઉપર આવી રીતે ઝઝૂમતી તરવારનું ભાન નથી. ઉપરાંત દુનીઆના બીજા દેશો તેમના ઉદ્યોગોનાં જરૂરી સાધનો માટે ગ્રેટબ્રિટન ઉપર જ આધાર રાખીને બેસી રહેવાના એમ માનવાને પણ કારણ નથી. દુનીઆના પછાત દેશો કે જ્યાં ગ્રેટબ્રિટનના મુડીવાળાઓ સહેલાઈથી ધુસી શક્યા છે તેઓ પણ તેમના ઉદ્યોગો મોટા પ્રમાણમાં ખર્ચ કરીને ખીલવવાની પ્રબળ ઇચ્છા રાખે છે. જ્યારે આ ઇચ્છાઓ પાર પડશે યાને પછાત દેશો તેમના ઉદ્યોગો ખીલવશે ત્યારે તેઓ ગ્રેટબ્રિટનને બાજુ પર મુકીને જ કામ લેશે. અને 'દુનીઆનું કારખાનું'[1] અને 'દરીઆની રાણી'[2] તરીકેની ગ્રેટબ્રિટનની સ્થિતિ સત્વર દૂર થશે. જરૂર આવો દિવસ આવવાને હજુ ઘણી વાર છે, છતાં કામદાર અને માલીકો વચ્ચેના ઝઘડા દૂર થાય તેવા ઉપાયો લેવા તરફ આજે પણ બ્રિટીશ મુત્સદ્દીઓનું વલણ નથી એ સ્પષ્ટ જણાઈ આવે છે.

**ભૈયાજી,**

---

## હિન્દની લૂંટ*

હિન્દુસ્તાન ઉપર અંગ્રેજોએ પૂર્ણ સત્તા પ્રાપ્ત કરી ત્યારે તેઓનું દષ્ટિબિંદુ સ્વર્ણ તરફ હતું. અને તેથી જ બ્રિટીશ રાજ્યતંત્રમાં રાજ્યકારોબાર અને લૂંટ એ બે શબ્દો એક બીજા માટે વાપરી શકાય તેવા બન્યા છે.

1. Workshope of the World
2. Queen of the Sea.

* ગયા મે માસના " Modern Review "માં આવેલા 'Exploitation of India' by Major D. B. Basu ના લેખનો સાર રૂપ અનુવાદ.

કેટલાક અંગ્રેજ લૂંટારૂઓ હિન્દને લૂંટીને પૈસાદાર બન્યા. ઉપરાંત આ લૂંટાયલા માલે તે પ્રજાને તેમના ઉદ્યોગ ખીલવવામાં અને કારખાનાં બાંધવામાં મદદ કરી. પરંતુ ૧૮૫૭ના બળવા પછી આ લૂંટની પદ્ધતિ બદલવામાં આવી. દેશી રાજાઓનો મુલક બ્રિટીશ સરહદમાં નહિ હોવાથી તેઓનો અખૂટ ભંડાર લૂંટવાનું કામ અંગ્રેજોને અશક્ય થઈ પડ્યું. તેથી હિન્દુસ્તાનની પ્રજાના ભોગે ઈંગ્લાંડની પ્રજાને પૈસાદાર બનાવવાના માર્ગો બદલાયા.

આ બદલાયલા માર્ગો આ પ્રકારના હતાઃ—

(૧) રેલવે નાખવામાં આવી,

(૨) રૂ ઉગાડવાના અખતરા કરવામાં આવ્યા,

(૩) બ્રિટીશ મૂડીવાળી કંપનીઓ હિન્દમાં ઉભી કરવામાં આવી,

(૪) હિન્દુસ્તાનમાં મોટા પ્રમાણમાં અંગ્રેજોને રોકવામાં આવ્યા.

(૫) હિન્દને સ્વતંત્રતા આપવામાં આવી નહિ.

હિન્દ ઘણો જ ગરીબ દેશ છે છતાં પણ ઉપર બતાવેલા માર્ગો દ્વારા કામ લેવા સરકારે અંગ્રેજ મૂડીની જરૂર બતાવી. લૉર્ડ સેલ્સબરીએ એક વખત કહેલું કે "હિન્દુસ્તાનને તો નીચોવી નાખવો જોઈએ.[૧]" તેમ કરવામાં આ અંગ્રેજ મૂડીનો ઉપયોગ કરવામાં આવ્યો.

## રેલવે

રોકેલી મુડી માટે ખાત્રી આપી સરકારે રેલવે નાખવામાં અંગ્રેજ મૂડીનો ઉપયોગ કર્યો. આ ખાત્રી જો હિન્દની પ્રજાને આપવામાં આવી હોત તો તે પણ જરૂર જોઈતા પ્રમાણમાં મૂડી રોકત. આમ ઈંગ્લાંડને પૈસાદાર બનાવવાના કારણે હિન્દુસ્તાનની પ્રજાને ઘણો જ અન્યાય કરવામાં આવ્યો. તે વખતે તો સર આર્થર કૉટન જેવા પ્રખ્યાત એન્જીનીયરે સાબિત કરી આપેલું કે "હિન્દને તો મોંઘી રેલવેની જરૂર નથી પણ પાકી સડકો અને વહાણ ફરી શકે તેવી નહેરોની જરૂર છે." ઉપરાંત ૧૮૯૦ ના ઓગસ્ટની ૧૪ મી તારીખે મી. સ્લીફ્ટ મેકનીલ આમની સભામાં બોલેલા કે "એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે કે હિન્દુસ્તાનમાં રેલવે નાખવાનું સાહસ ખેડવામાં આવ્યું તેમાં જેટલું ખર્ચ થયું તે પૈકી દર શીલીંગે આઠ પેન્સ એ પ્રમાણમાં પૈસા ઇંગ્લાંડને મળ્યા."

રેલવે નાખવાનો સરકારનો બીજો મુદ્દો ઈંગ્લાંડમાં સોંઘુ અનાજ મળી શકે તે હતો. રેલવે મારફત હિન્દમાંથી ઘઉં નીકાસ કરવાનું તેઓને અનુકૂળ પડે તેમ હતું. ઉપરાંત રેલવેથી બ્રિટીશ કારખાનાવાળાઓ હિન્દમાં ઘુસ્યા અને તેના ઉદ્યોગોનું સત્યાનાશ વાળી નાખ્યું.

આમ હિન્દમાં રેલવેનું બાંધકામ ઈંગ્લાંડને અનેક રીતે લાભદાયી નીવડ્યું, જ્યારે હિન્દને ભારે નુકશાન થયું. રેલવેએ હિન્દી પ્રજાને દેવા નીચે કચરી નાખી અને ઉદ્યોગોનો નાશ કર્યો એટલું જ નહિ પણ માણસની તંદુરસ્તીમાં પણ તેણે બગાડ કર્યો. અત્યારનાં તદ્દન વેરાન થઈ પડેલાં ગામડાં પણ રેલવેને આભારી છે.

---

૧. "India must be bled."

લશ્કર લાવવા લઇ જવાનું ફાવે એ પણ એક દષ્ટિ રેલવે નાખવામાં હતી. આમ આર્થિક અને સુખાકારી કોઇ પણ દષ્ટિએ રેલવે નાખવાથી હિન્દને ફાયદો થયો નથી.

## રૂ ઉગાડવાના અખતરા

ઈંગ્લાંડને પૈસાદાર બનાવવામાં દરેક ઉદ્યોગ કરતાં રૂના ઉદ્યોગે અગત્યનો ભાગ ભજવ્યો છે. પ્રથમ રૂ મેળવવા માટે ઈંગ્લાંડને અમેરીકા ઉપર આધાર રાખવો પડતો. સારામાં સારૂં રૂ ઉત્પન્ન કરનારા બિહાર, સિંધ, અને પંજાબ જેવા હિન્દના પ્રાંતો તે વખતે દેશી રાજ્યોના હાથમાં હોવાથી અનાદી કાળથી સમર્થ રૂ–ઉત્પાદક દેશ તરીકે ગણાતા હિન્દમાં અંગ્રેજો એકદમ ફાવી શક્યા નહિ. આ પ્રાંતો બ્રિટીશ હકુમત નીચે કેવી રીતે આવ્યા તે "હિન્દુસ્તાનમાં ખ્રિસ્તી સત્તાનો ઉદય"[1] એ પુસ્તકના પાંચમા ભાગમાં સારી રીતે બતાવવામાં આવ્યું છે.

૧૮૫૮ ની સાલમાં આઇ. છ. કોલિન્સ નામના સદ્દગૃહસ્થે નીચે મુજબના સારવાળું એક ચોપાનીઉં માનચેસ્ટરમાંથી બહાર પાડયું હતું.

"અમેરીકાનાં સંસ્થાનોને રૂ ઉત્પન્ન કરવામાં દુનીઆના બજારમાં હંફાવી કાઢે તેવાં સિંધ અને પંજાબ એ રત્નો હિન્દમાં છે. તેઓએ અંગ્રેજ પ્રજાને બતાવી આપ્યું છે કે રૂની બાબતમાં તે કોઈનાથી પણ ઉતરે તેમ નથી."

ઇગ્લાંડને પૈસાદાર બનાવવામાં ઘણી જ મદદ કરનાર લૉર્ડ સ્ટેઈનલી કે જે તે વખતે બોર્ડ ઑફ કોન્ટ્રોલના પ્રમુખ હતા અને પાછળથી હિન્દી વઝીર બન્યા હતા તેમને આ ચોપાનીઉં અર્પણ કરવામાં આવ્યું હતું. પછી સિંધ અને પંજાબ મેળવવામાં અંગ્રેજ સફળ થાય તે માટે શંકાને સ્થાન રહ્યું જ નહિ. આ ચોપાનીઆના લેખકે પોતાનું લખાણ પુરૂં કરતાં નીચેના શબ્દો વાપર્યા હતાઃ—

"પૂર્વના આપણા દેશોને લેન્કેશાયરની જરૂરીઆતો પુરી પાડતા બનાવવા તે આપણા હાથમાં છે, અને જો આપણે તેમ નહિ કરીએ તો આપણે મુર્ખાઈ કરીએ છીએ એમ ગણાય, અને સાથે સાથે મોટા ગુંન્હાને પાત્ર આપણે બનીએ છીએ. કારણ કે આ વિષયમાં નિષ્ણાત એવા મી. સ્નો કહે છે કે 'હું સંપૂર્ણ રીતે માનું છું કે અમેરીકાનાં સંસ્થાનો જેટલું જ રૂ હિન્દુસ્તાન ઉત્પન્ન કરી શકે તેમ છે. અને તે વળી તેઓના કરતાં અડધાથી પણ ઓછા ખર્ચે. આ સંજોગો ઉપરથી હું જોઈ શકું છું કે હિન્દનું રૂ અમેરીકાના રૂને અંગ્રેજ બજારોમાંથી એકે ઝપાટે દૂર કરશે. ઉપરાંત આપણે જ અમેરીકાને રૂ આપતા થઈએ એવો વખત આવે તેવો કોઇ જાતનો સંભવ નથી.' આ રમત આપણા હાથમાં છે, પણ આપણે રમવા તૈયાર હોઈએ તો જ. આપણે જરૂર તેમાં વખત ગુમાવવો ન જોઇએ."

દરેક દશ પાઉન્ડનો એક શેર એવા લાખ શેરવાળી 'ઇસ્ટ ઇન્ડીઆ કોટન કંપની લીમીટેડ' એ નામની કંપનીએ દશ લાખ પાઉન્ડની મૂડી ભેગી કરીને પ્રોસ્પેક્ટસ પણ કાઢ્યું હતું. ઇગ્લાંડને રૂ પુરૂં પાડવા માટે પાર્લામેન્ટના સભાસદ મી. જોન સીધામના પ્રમુખપણા નીચે એક મંડળી સ્થાપવામાં આવેલું. આ મહાશયને ૧૮૫૯ નાં જાન્યુઆરી માસમાં મી. જે. બી. સ્મીથે એક પત્ર લખી જણાવેલું કે "આપણે અમેરીકાથી રૂ

---

૧. Growth of the Chritian Power in India.

લાવીએ છીએ તેનું કારણ એટલું જ કે બીજી કોઈ પણ જગા કરતાં ત્યાંથી આપણને સોંઘા ભાવે મળે છે. યંત્રો એવી ચીજ છે કે જેનો ઉપયોગ ઝપાટામાં કરી શકાય, જ્યારે કાચો માલ ઉત્પન્ન કરવામાં પ્રગતિ ઘણી જ ધીમી થાય છે. તેથી તે ઉત્પન્ન કરવાના દરેક અખતરા અજમાવવાની જરૂર છે. આપણો મુખ્ય હેતુ અમેરીકા જેવું અગર તેવી સારી જાતનું રૂ મેળવવા બીજા દેશોમાં પ્રયત્ન કરવાનો છે. આ થઈ શકે તેમ છે? અમેરીકા સાથે હરિફાઈ કરી શકે તેવું રૂ ફક્ત વીસ જ વર્ષમાં આપણને પુરૂં પાડી શકે એવો હિન્દુસ્તાન સિવાયનો બીજો કયો દેશ છે? તેથી બીજા બધા દેશો કરતાં તમારા મંડળે હિન્દુસ્તાનમાં કામ લેવાની જરૂર છે."

આમ અંગ્રેજોને હિન્દ કેટલું ઉપયોગી બન્યું તે હવે સમજાવવાનું હોય જ નહિ. રૂ મેળવવા હિન્દનો ઉપયોગ કર્યો તે ઉપરાંત લેન્કેશાયરમાં તૈયાર થયેલા માલ માટે બજારો હિન્દમાં જ તૈયાર કરવામાં આવ્યાં. હિન્દને કાપડ માટે કાચો માલ આપવામાં જે જુજ રકમ મળી તે જ્યારે ઇંગ્લાંડે પોતાનો માલ હિન્દમાં જબરાઈથી ઘુસાડ્યો ત્યારે તે રકમ વ્યાજ, અરે! ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે પાછી લીધી.

## બ્રિટીશ મૂડીવાળાઓને ખાસ લાભ

બ્રિટીશ પ્રજાથી વસાયલો હિન્દ કહેવાય તે માટે તે લોકોને જ ખાસ લાભ આપવાની જરૂર પડી. આ કામ કેવી રીતે પાર પાડવામાં આવ્યું તે સમજાવવાની જરાય જરૂર નથી. કારણકે 'હિન્દમાં યુરોપીય વસાહતો' (Colonisation of India by Europeans.) એ નામના પુસ્તકમાં તે સારી રીતે સમજાવેલું છે. તે માટે ઉંડાણમાં જવાની અત્રે જરૂર નથી.

આ ખાસ લાભોથી હિન્દની પ્રજાને 'કાઠી કાપનાર અને પાણી કાઢનાર' જેટલે નીચે દરજ્જે ઉતારી પાડવાનો અંગ્રેજોએ વિચાર કર્યો, કારણ કે આ માણસોને તેઓએ ગુલામ બનાવવા હતા. આમ ગુલામ બનાવી અંગ્રેજો તેમની પાસેથી ઘણી જ મજુરી લઈ મોટા સાથ્યાગમાં નફો કરવાની ઇચ્છા રાખતા હતા. ગળીના વાવેતર માટે તેઓએ ઘણા માણસો વહાણ ફરી શ-નિરાધાર અને કમનસીબ ખેડુતો ઉપર અંગ્રેજોએ પોતાની શેઠાઈ દાખવી જેટલી મી. સ્વીફ્ટ મેકનીલ ચેગ્લી બનાવી. સરકારની જાણમાં આ બીના આવી હતી. ગળીના ઉદ્યો- છે કે હિન્દુસ્તાનમાં રેલવે નાખિ[illegible] બઢ્ઢી. અને તે 'ગળી સમિતિ' (Indigo પેશી દર શાલીંગે આઠ પેન્સ એ પ્રમાણમાં પૈસા ધોના કેટલાય દાખલા ટાંકી શકાય એવા

રેલવે નાખવાનો સરકારનો બીજો મુદ્દો ઈંગ્લાંડના [illegible] મજુરો તરફની નીતિને રેલવે મારફત હિન્દમાંથી ઘઉં નીકાશ કરવાનું તેઓને અનુકૂળ પ વેગી બ્રિટીશ કારખાનાવાળાઓ હિન્દમાં ઘુસ્યા અને તેના ઉદ્યોગોનું

## હિન્દમાં મોટા પ્રમાણમાં રોકેલા અંગ્રેજો

૧૮૫૮ માં પ્રસિદ્ધ થયેલા સર એડવર્ડ સુલીવનના 'હિન્દુસ્તાનના પત્રો' ( Letters on Indiaમાં લેખક લખે છે કે "હિન્દુસ્તાન દુનીઆના બીજા બધા દેશો કરતાં કેળવાયલા માણસોને વધુમાં વધુ બદલો આપે છે. કેળવાયલા માણસો બેકાર રહે છે તે રાજ્યને ઘણું ભાર રૂપ થઇ પડે છે. આ દૃષ્ટિએ વિચાર કરીને કંઈ નહિ તો ફક્ત આપણી જરૂરીઆત પુરતો ભાગ હિન્દમાં મેળવવા પ્રયત્ન કરવો જ જોઈએ. જ્યારે આખું યુરોપ લથડયું હતું ત્યારે ઇંગ્લાંડમાં રહેલી અપૂર્વ શાન્તિ, હિન્દુસ્તાને ઇંગ્લાંડના શિક્ષિત વર્ગને થોડો માર્ગ કરી આપ્યો હતો તેને આભારી હતી એમ ન કહી સત્યથી વેગળા રહેવાની જરા પણ જરૂર નથી."

જેવી રીતે પશ્ચિમનાં સંસ્થાનો અમેરીકાના વાવટા નીચે સહીસલામત બન્યાં છે, તેવી જ રીતે છેલ્લાં પચાસ સાઠ વર્ષોથી અંગ્રેજોની બુદ્ધિ અને વિચારશક્તિ મુજબ હિન્દ કામ કરી રહ્યું છે. "આપણા કેળવાયલા માણસોને મળતા બદલાની કિંમત આંકીએ તો જણાય કે તે બીજા કોઈ પણ દેશના કરતાં બમણી તો છે જ." આ વાત તદ્દન સત્ય છે એમ અમેરીકાના પ્રોફેસર સર એડવર્ડ ઍસ્વર્થ રોઝે પણ એક માસિકમાં લખતાં જણાવ્યું છે.

આથી જેમ બને તેમ વધુ અને વધુ માણસો હિન્દમાં રોકવાની રાજનીતિ હિન્દી પ્રજાના ભોગે હિન્દને અનેક રીતે લૂટવામાં પ્રથમ ભાગ ભજવે છે. અને આવી રીતે વધુ અને વધુ ગરીબ બનાવવા હિન્દુસ્તાન ઉપર સંપૂર્ણ સત્તા જમાવવાની ઈંગ્લાંડની ઇચ્છા હતી.

## હિન્દુસ્તાનને સ્વતંત્રતા આપવાની ના

સ્કૉટલૅંડના વતની અને દેશી રાજ્યમાં સરકારના પ્રતિનિધિ તરીકે કામ કરતા એક રાજદ્વારી અમલદારે આ લેખના લેખક ( ડી. બી. બસુ ) ને કહેલું કેઃ—

"અમે તમને કેળવણી આપી અને તમારી આંખો ઊઘાડી ત્યારે જ તમે હક્ક મેળવવા આજે તલપાપડ થઇ રહ્યા છો. પણ અમારો અને તમારો સ્વાર્થ એક બીજા સાથે અથડાય છે. તમારી બધી માગણીઓનો અમે સ્વીકાર કરી શકીએ જ નહિ."

પ્રથમ જ્યારે અંગ્રેજો હિન્દમાં આવ્યા ત્યારે ફક્ત સાધારણ વેપારી તરીકે જ આવેલા અને દેશી રાજાઓએ તેઓને દરેક રીતે ઉત્તેજન આપેલું. જ્યારે તેઓ સંપૂર્ણ સત્તા જમાવી શક્યા ત્યારે પણ તેમણે તેમની અસલની વેપારી પદ્ધતિ છોડી નહિ. તે પણ દુકાનદાર પ્રજા હતી જ્યારે હિન્દની પ્રજાનું પણ તેમજ હતું. વેપારમાં આ બન્ને સંપીને ચાલે તે અસંભવિત હતું, અને તેથી જ **રાજકીય અન્યાય દ્વારા હિન્દુસ્તાનના વેપાર અને ઉદ્યોગનું સત્યાનાશ વાળી નાંખવામાં આવ્યું.**

હિન્દુસ્તાનમાં અંગ્રેજો સામે હિન્દીઓ વેપારની બાબતમાં ફાવી જવાનો સંભવ હોવાથી જ જાણીજોઈને હિન્દને સ્વતંત્રતા આપવા ના પાડેલી.

આવી રીતે ઉપર બતાવેલા માર્ગો દ્વારા તેમણે એટલે સુધી હિન્દને લૂટયા કર્યું કે પરિણામે તેમણે તેમની પૂર્ણ સત્તા આજે હિન્દ પર જમાવી છે.

**મૈયાજી**



# પુસ્તકપરિચય અને સ્વીકાર

**પ્રાકૃત વ્યાકરણ**—ગૂજરાત પુરાતત્ત્વમંદિરનો પંદરમો ગ્રંથાંક. પ્રકાશકઃ ગૂ. વિદ્યાપીઠ. લેખકઃ વ્યાકરણ ન્યાયતીર્થ અને પં. બેચરદાસ જીવરાજ દોશી. કિં. રૂ. ૪, પૃષ્ટ ૪૫૩. પાકું પૂઠું, લિપિ બાળબોધ અને ભાષા ગૂજરાતી.

આ પુસ્તકનો વિષય તેના નામથી જ વિદિત થઈ જાય છે. તેમાં પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ આપવામાં આવ્યું છે. પ્રાકૃત ભાષાઓ એટલે લૌકિક ભાષાઓ. અત્યારે માત્ર શાસ્ત્ર પ્રતિષ્ઠિત થએલી પણ ક્યારેક જુદા જુદા સમય અને જુદા જુદા દેશની જનતાની મુખગંગામાં વહેતી સાધારણ અનેક લોકભાષાઓનું વ્યાકરણ આ પુસ્તકમાં આધુનિક દૃષ્ટિએ આપેલું છે.

પ્રાકૃત ભાષાઓમાં અપરિમિત જ્ઞાનસામગ્રી છે. આર્યસંસ્કૃતિના અર્ધા કે તેથી વધારે ભાગનો ઇતિહાસ પ્રાકૃત ગ્રંથરાશિમાં છે. શ્રમણપંથની પ્રધાન બે જીવતી શાખાઓ ( જૈન અને બૌદ્ધ ) નું મૂળ વાઙ્મય પ્રાકૃત ભાષાબદ્ધ છે. મહાવીર અને બુદ્ધની આધ્યાત્મિક ભાવના, તે વખતનું સામાજિક જીવન, ત્યાગી જીવન, રાજ્યો અને રાજાઓની પરિસ્થિતિ, સ્ત્રી અને શૂદ્રનું સમાજ ધર્મ આદિમાં સ્થાન, આદિ લોકજીવનના સમગ્ર વિષયો એ સાહિત્યમાં આલેખાયેલા છે. ઇસ્વીસન પહેલાના ચાર પાંચ સૈકાથી માંડી ત્યારબાદ બે ત્રણ સૈકા સુધીના બધા જ શિલાલેખો તત્કાલીન પ્રાકૃત ભાષાઓમાં છે. અને પાછળના અનેક સંસ્કૃત શિલાલેખો પણ પ્રાકૃતના પ્રભાવથી મુક્ત નથી. જ્ઞાન મેળવવાની સુકરતાને લીધે પ્રાકૃતની લોકપ્રિયતા એટલી બધી વધી ગઈ હતી કે એકવાર પ્રાકૃત ભાષાઓને મ્લેચ્છભાષા કહી તિરસ્કાર કરનાર સંસ્કૃતાભિમાની, સંસ્કૃતજીવી બ્રાહ્મણ વિદ્વાનોના વંશજો પણ પાછળથી પ્રાકૃત ભાષાઓમાં સાહિત્ય રચવા પ્રેરાયા. જેને લીધે બ્રાહ્મણ શ્રમણ બન્ને વિદ્વાનોને હાથે મધ્યયુગની ઉત્તમોત્તમ ગણાતી અનેક પ્રાકૃત કૃતિઓ ઉદ્‌ભવી. રાજાઓ અને રાજકવિઓ સુદ્ધાં પ્રાકૃતરચના તરફ પ્રેરાયા. ગાથા સપ્તશતી, સેતુબંધ ગૌડવહો, રાવણવહો, બહુકહા, મહાર્થમંજરી, મૃચ્છકટિક, કર્પૂરમંજરી આદિ પ્રસિદ્ધ પ્રાકૃતકૃતિઓ બ્રાહ્મણ પંડિતોની છે. બૌદ્ધ જાતકો, અટ્ટકથાઓ અને અનેક જૈન ટીકાગ્રંથો તથા કથાસાહિત્ય એ બધું પ્રાકૃતમય છે. નાટકો, અલંકાર અને છંદઃશાસ્ત્ર પણ પ્રાકૃતમુક્ત નથી.

તેથી આર્યસાહિત્યનો ખરો રસાસ્વાદ લેવા ઇચ્છનારે તેમ જ આર્યતત્ત્વજ્ઞાન અને આર્ય ઇતિહાસનું વાસ્તવિક જ્ઞાન મેળવવા ઇચ્છનારે પ્રાકૃત ભાષાઓનું જ્ઞાન મેળવવું અત્યંત આવશ્યક છે. તે ઉપરાંત ભાષાતત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ પણ પ્રાકૃત ભાષાઓનું મહત્ત્વ ઘણું જ છે. ગૂજરાતી, હિંદી, મરાઠી અને બંગલા આદિ પ્રાંતિક ભાષાઓના વર્તમાન સ્વરૂપનો તેના પ્રાચીન સ્વરૂપ સાથે સંબંધ સાંધવા અને એ ભાષાઓનો પારસ્પરિક સંબંધ

વિચારવા માટે પ્રાકૃત ભાષાઓ શીખવી એ અનિવાર્ય છે. ઉક્ત અનેક દૃષ્ટિબિંદુને લીધે પ્રાકૃત ભાષાઓની અગત્યતા તરફ વિદ્વાનોનું લક્ષ્ય દિવસે દિવસે વધારે ને વધારે જતું જાય છે, તેથી સરકારી કે બીનસરકારી શિક્ષણ સંસ્થાઓમાં પ્રાકૃત અભ્યાસક્રમે ખાસ સ્થાન લીધું છે. પ્રાકૃતના ઉચ્ચ અભ્યાસિયોની સંખ્યા કૉલેજોમાં હમણાં હમણાં સારી રીતે વધવા લાગી છે. યુરોપ અને અમેરિકાના પુરાતત્ત્વ તથા સાહિત્યપ્રેમી વિદ્વાનોમાં તો પ્રાકૃત સાહિત્યે અને તેના શિક્ષણે ક્યારથીએ પ્રતિષ્ઠા મેળવી છે. પુસ્તકની સમાલોચનામાં આટલું પ્રાસ્તાવિક લંબાણ કરવાનો હેતુ એ છે કે આજની શિક્ષાના વાતાવરણમાં પ્રાકૃત ભાષાના શિક્ષણનું શું સ્થાન છે તે કાંઈક અંશે સમજાય.

પ્રાકૃત ભાષાઓના પ્રાચીન અને અર્વાચીન સંખ્યાબદ્ધ વ્યાકરણો છે, જેમાંનો મોટો ભાગ બ્રાહ્મણ વિદ્વાનોનો છે, અને બાકીનો જૈન તથા બૌદ્ધ વિદ્વાનોનો. બૌદ્ધ વિદ્વાનોની લગભગ બધી કૃતિઓ પાલિભાષામાં છે અને તેમાં ફક્ત પાલિભાષાનું વ્યાકરણ છે. જૈન અને બ્રાહ્મણ વિદ્વાનોની લગભગ બધી કૃતિઓ સંસ્કૃતમાં છે અને તેમાં પ્રાકૃત, માગધી, શૌરસેની, પૈશાચી, અપભ્રંશ આદિ અનેક ભાષાઓના વ્યાકરણો છે. પણ તેમાં કોઇએ પાલિનું વ્યાકરણ લખ્યું નથી. આ રીતે એક તરફ બૌદ્ધ અને બીજી તરફ જૈન તથા બ્રાહ્મણ પ્રાકૃત વ્યાકરણ લેખકોનો લાક્ષણિક ભેદ છતાં તે બધાનું રચનાશૈલીમાં સામ્ય જ છે. એઓની બધી કૃતિઓ પ્રાચીન સૂત્ર અને વૃત્તિના ક્રમમાં છે. એક ભાષાનું વ્યાકરણ પૂર્ણ કર્યા બાદ બીજી ભાષાનું ફેરફાર પુરતું વ્યાકરણ એમાં બતાવવામાં આવે છે. આ શૈલી એક દૃષ્ટિએ બહુ ઉપયોગી છે છતાં આધુનિક પશ્ચિમીય વિદ્વાનોએ જેમ બીજા વિષયોમાં તેમ વ્યાકરણમાં પણ તુલનાત્મક પદ્ધતિ દાખલ કરી છે. આ પદ્ધતિથી યુરોપીઅન વિદ્વાનોએ પ્રાકૃત વ્યાકરણો લખ્યાં છે. ડૉ. પિશેલે પ્રાકૃત ભાષાનું મહત્ અને અનેક વિશેષતાવાળું પ્રાકૃત વ્યાકરણ લખ્યું છે. ડૉ. ઉલ્નર કૉવેલ, યાકોબી વિગેરે વિદ્વાનોએ પ્રાકૃત ભાષાના નાના મોટા વ્યાકરણો, તેના કોષો અને તેને લગતું બીજું ઘણુંએ લખ્યું છે. પણ એ બધું યુરોપીય ભાષામાં હોઈ આપણા દેશના સર્વસાધારણ અભ્યાસિઓને ઉપયોગી નથી.

જ્યારે પં. બેચરદાસનું આ વ્યાકરણ નવીન શૈલીથી અને ગૂજરાતી ભાષામાં હોઈ આજકાલના અભ્યાસિઓને સરળતાપૂર્વક વધારે જ્ઞાન મેળવવામાં ખાસ ઉપયોગી છે. આ વ્યાકરણમાં અનેક વિશેષતાઓ છે. પહેલી રચનાશૈલી વિષયકઃ એની રચના તુલનાત્મક પદ્ધતિએ કરેલી હોવાથી અભ્યાસિને એ જાણવું બહુ સુગમ પડી શકે તેમ છે કે એક ભાષાથી બીજી ભાષામાં કયે કયે પ્રસંગે કેટકેટલું અંતર છે. એ તફાવત અને સામ્ય જાણવાથી પ્રાકૃત, પાલિ, માગધિ અને શૌરસેની આદિ પ્રાચીન લૌકિક ભાષાઓનો પ્રાંતિક વર્તમાન ભાષાઓ સાથેનો સંબંધ સરળતાપૂર્વક જાણી શકાય અને કયા પ્રાંતની વર્તમાન ભાષામાં કયી પ્રાકૃત ભાષાનું કલેવર સંક્રાંત છે એ રસપૂર્વક જાણી શકાય તેમ છે. તેમ જ લેખકે કેટલેક સ્થળે પ્રાચીન વૈદિકસંસ્કૃત સાથે તુલના કરેલી હોવાથી પ્રાચીન સમયની લોકભાષા અને શાસ્ત્રીયભાષા વચ્ચેનો સામ્ય તથા અંતરનો કાંઈક ખ્યાલ આવે છે. અને ભાષાશાસ્ત્રના અભ્યાસિઓને વૈદિક સંસ્કૃત તથા જૈન બૌદ્ધ પ્રાકૃતભાષાઓનો સંબંધ વિચારવાનું દૃષ્ટિબિંદુ મળે છે.

બીજી વિશેષતા પાલિભાષાની છે. પ્રસ્તુત વ્યાકરણમાં પ્રાકૃત આદિ ભાષાઓ સાથે તુલનાપૂર્વક પાલિભાષાનું વ્યાકરણ આપવામાં આવ્યું છે. એથી અત્યાર સુધીના વૈયાકરણોની એકદેશીયતા કાંઈક અંશે ઓછી થઈ છે. અને પ્રાકૃત માગધી આદિના અભ્યાસિઓને પાલિની નજીક અને પાલિના અભ્યાસીઓને પ્રાકૃત માગધિ આદિને નજીક આવવાની સરળ તક પ્રાપ્ત થઈ છે. પાલિ અને પ્રાકૃત ( આદિભાષાઓ ) વચ્ચે થોડામાં થોડું અંતર છતાં જે એકબીજાના અભ્યાસિઓને અગમ્ય અને કઠણ લાગતું તે સુગમ થઈ જાય છે, અને ન તથા બૌદ્ધ વાઙ્મયના તુલનાત્મક અભ્યાસનો સરળ માર્ગ મળે છે. શાંતિનિકેતનના ાચાર્ય વિધુશેખર ભટ્ટાચાર્યના પાલિપ્રકાશમાં પાલિ સાથે પ્રાકૃતની તુલના છે, પણ તે પૂર્ણ નથી; જ્યારે પ્રસ્તુત વ્યાકરણમાં એ સંપૂર્ણ છે.

ત્રીજી વિશેષતા સાધનપ્રક્રિયાની છે. પ્રાચીન વ્યાકરણોમાં જે રૂપોની નિરૂક્તિ શક્ય તાં બતાવવામાં આવી ન હતી તે આ વ્યાકરણમાં વિકારક્રમની શાસ્ત્રીય પદ્ધતિએ જ બતા- ાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

ચોથી વિશેષતા અપભ્રંશ ભાષાના પૂર્ણ વ્યાકરણની છે. પ્રાચીન વ્યાકરણોમાં આચાર્ય મચંદ્રનું જ વ્યાકરણ એવું છે કે જેમાં તે વખત સુધીના અપભ્રંશનું સવિશેષ વ્યાકરણ ાપવામાં આવ્યું છે. આ હેમચંદ્રની આ વિશેષતા પ્રસ્તુત વ્યાકરણમાં પણ છે, તેથી જરાતી, હિંદી, મરાઠી આદિ ભાષાઓના અભ્યાસિઓને તેના પ્રાચીન રૂપો જાણવાનું અને ાચીનતર ભાષાઓમાંથી વર્તમાન ભાષાઓ કેવી રીતે પરિણમી એ જાણવાનું સાધન પ્રાપ્ત ાય છે. અપભ્રંશ ભાષા એ પ્રાચીન પ્રાકૃત ભાષાઓ અને પ્રાંતિક વર્તમાન ભાષાઓ વચ્ચેનો ક સાંધો છે તેથી તેના જ્ઞાન માટે ગૂજરાતીમાં વ્યાકરણ હોવાની ખાસ અપેક્ષા હતી જે સ્તુત પુસ્તકથી પૂરી થાય છે.

**બાલવીર:** લેખક અને પ્રકાશક, હરરાય અમુલખરાય દેસાઇ, બી. એ. ડિસ્ટ્રિક્ટ સ્કાઉટ માસ્તર, અમદાવાદ. કિંમત ૦–૮–૦.

'બાલવીર' એટલે 'બૉય સ્કાઉટ'. આ પ્રવૃત્તિ બહુ જૂની નથી. એની શરૂઆત થયાને ભાગ્યે જ ૨૪ વર્ષ થયાં હશે. તેમાંયે હિન્દુસ્તાનમાં તો તે તદ્દન નવી જ છે. સને ૧૯૦૧માં પહેલાં એનો જન્મ થયો હતો. શરૂઆતમાં તો લશ્કરમાં સાધારણ સંદેશાઓ લાવ લઇજા કરવાના કામમાં એનો ઉપયોગ થયો હતો. પાછળથી નવાં નવાં તત્ત્વો તેમાં ઉમેરાયાં અને આજે એ એક ઘણી જ ઉપયોગી અને ઉત્તેજન આપવા જેવી સંસ્થા તરીકે જગતમાં પ્રસાર પામી રહી છે. આખી દુનિયામાં એ પ્રવૃત્તિ ચાલી રહેલી છે. 'ગર્લ ગાઇડસ' એ છોકરીઓની સંસ્થા છે.

માત્ર પુસ્તકીયા જ્ઞાનમાં મચેલા આપણા વિદ્યાર્થીઓને ઘર બહાર કાઢી તેમને પર્યટન અને સૃષ્ટિનિરીક્ષણ માટે વગડામાં લઇ જઈ કવાયત અને લોકસેવાનાં કામો શીખવી, આ પ્રવૃત્તિએ તેઓમાં એક નવી જ જાતનું ચેતન પ્રેર્યું છે એ વાત તો સહુ કોઈ સ્વીકારશે. અને એ રીતે તે આપણા વિદ્યાર્થીઓની માનસિક અને શારીરિક સ્થિતિમાં સુધારો કરે અને તેઓમાં સેવાવૃત્તિ પ્રેરે એ પણ બનવાજોગ છે. અને એટલા માટે એવી પ્રવૃત્તિઓને જોઇએ એટલાં ઉત્તેજન અને મદદ મળવાં જોઇએ એવું અમારૂં માનવું છે.

પણ આમાં એક વિચારવાની બાબત એ છે કે એ પ્રવૃત્તિ વિદેશથી આપણે ત્યાં આવી છે એથી એમાં કેટલાંક એવાં તત્ત્વો રહેલાં છે કે જે આપણા દેશને અનુકૂળ નથી. આપણે આ બહારની ચળવળને 'હંટલી અને પામર'ની બિસ્કીટનાં પડીકાંની માફક જેવી હતી તેવી ને તેવી જ સ્વીકારી લીધી છે એટલે એનો પૂરતો લાભ આપણા સમાજને મળતો નથી. એ બાલવીર સેનાનો ઉદ્દેશ તો–સમાજને અને વ્યક્તિને મદદ કરવાનો–બહુ જ સારો છે; પણ એ સેનાનો પહેરવેશ અને દમામ જ એવો છે કે માણસો એઓની પાસે મદદ માગતાં જ અચકાય. ગામડાની એક બાઇ છાણનો ટોપલો ભરીને ઉભી હોય, અને ત્યાંથી 'બૉય સ્કાઉટસ' પર્યટનને માટે ચાલ્યા જતા હોય તો તે બાઇની તેઓને એમ કહેવાની હિંમત ન ચાલે કે ભાઇ જરા હાથ લાગોને. આ પહેરવેશથી જ વિદેશિતાનું એવું વાતાવરણ ફરી વળે છે કે માણસ પોતાના દેશમાં રહ્યો છતાં પણ વિદેશી સરખો બની રહે છે. જ્યારે ઘાસના ભારા બાંધનારી સ્ત્રીઓ નિસ્સંકોચપણે તેઓની મદદ માગતી થશે ત્યારે જ એ પ્રવૃત્તિનો જે ઉદ્દેશ છે તે સફળ થયો ગણાશે. આજે પણ એ લોકો મદદ કરવાને તૈયાર નથી હોતા એમ અમારૂં કહેવું નથી. સ્કાઉટ ભલેને મદદ કરવા માટે તલપાપડ થઇ રહ્યો હોય પણ લોકો જ તેઓથી ભડકીને દૂર ભાગતા હોય ત્યાં સ્કાઉટ બિચારો શું કરવાનો હતો ! જ્યાં સુધી આ વિદેશી વાતાવરણ રહેશે ત્યાં સુધી થશે શું કે લોકો એના તરફ તમાશાની લાગણીથી જોશે, બે ઘડી ઉભા રહેશે અને 'કેવું વિચિત્ર' કહીને ચાલ્યા જશે. અને લોકોમાં જ્યાં સુધી આ કુતૂહલની વૃત્તિ રહેશે ત્યાંસુધી એના પ્રત્યે સહાનુભૂતિ પણ ન થાય અને એમાં એઓને રસ પણ ન પડે.

બીજી એક વાતનો પણ વિચાર કરવાનો છે. આ પ્રવૃત્તિ અર્ધ–સરકારી જેવી છે. યુનિયન જૅકને સલામ ભરવી એ તો એના કર્મકાંડનું અંગ છે. આ જોઇને અમને તો એવું લાગે છે કે ગઈ વખતે પંજાબમાં જ્યારે ડાયરશાહીનો દોર ચાલતો હતો ત્યારે નાના નાના વિદ્યાર્થીઓને જોરજુલમથી સોળ સોળ માઇલ ચલાવીને યુનિયન જૅકને સલામો ભરાવી હતી.

તેમ જો એવો પ્રસંગ બીજીવાર આવે તો વિદ્યાર્થીઓ ટેવને જોરે જ જઇને સલામો ભરી આવે એને માટે જ જાણે આજથી તૈયારી ન ચાલતી હોય! તેઓનાં મન જ એવાં મારી મૂકવાં કે જેથી આમ સલામ ભરવામાં માન અપમાનનો સવાલ છે કે નહિ તેનો વિચાર કરવાનીએ તેમને જરૂર ન લાગે. અમોને એવું લાગે છે કે આ પ્રવૃત્તિ સ્વતંત્ર દેશોમાં બહુ જ સારૂં કામ કરી શકે અને સમાજને બહુ જ ઉપયોગી થઇ પડે; પણ હિન્દ જેવા પરતંત્ર દેશમાં જ્યાં સુધી આ પ્રવૃત્તિ આમ અર્ધ-સરકારી રીતે ચલાવવામાં આવતી હોય ત્યાં સુધી તે બહુ ફળદાયક નીવડે એમ લાગતું નથી. ગયા જાન્યુઆરી માસમાં શ્રી. લજપતરાયના પત્ર 'People'માં આ પ્રવૃતિ વિશે લખતાં દીનબંધુ એન્ડ્રુઝે લખ્યું હતું:—

'"બૉય સ્કાઉટ" જેવી પ્રવૃત્તિ એના સાહસભર્યા અને ખુલ્લા વાતાવરણના જીવનના આદર્શને લીધે આપણું ધ્યાન સ્હેજે આકર્ષે છે; પણ એ પ્રવૃત્તિનો ઉપયોગ બ્રિટીશ સામ્રાજ્યની કીર્તિના ઢોલ બજાવવામાં થાય છે અને યુનિયન જૅકને સલામ ભરવા જેવી વિધિને એના કર્મકાંડમાં સ્થાન છે એ જોતાં જ આપણે થંભી જઇએ છીએ. આ બધી સામ્રાજ્ય-ભક્તિ જ્યાં સુધી એમાંથી ન કાઢી નાખવામાં આવે અને જ્યાં સુધી એને તદ્દન માનવજાતની સંસ્થા ન બનાવવામાં આવે, તેને ખોટા રાજકીય હેતુથી મુક્ત રાખવામાં ન આવે, ત્યાં સુધી તેમાં હિન્દના છોકરાઓ ભાગ ન જ લઇ શકે એ દીવા જેવું સ્પષ્ટ છે.*

આ કથનમાં અમને બહુ જ સત્ય સમાએલું લાગે છે. જ્યાં સુધી આ પ્રવૃત્તિમાંથી સામ્રાજ્યવાદની ગંધ ન જાય, જ્યાં સુધી એ રાજકીય ભેદોથી તદ્દન નિર્લિપ્ત ન બને ત્યાં સુધી હિન્દનાં છોકરા-છોકરીઓ એમાં ભાગ ન જ લઇ શકે.

આજ પ્રવૃત્તિ ઉપરથી બંગાળના બીરભૂમ જીલ્લામાં 'વ્રતીબાલક' નામની પ્રવૃત્તિ ઉભી થયેલી છે અને એનું સંચાલન શ્રી રવીન્દ્રનાથ ઠાકુરની વિશ્વભારતીના શ્રીનિકેતન નામનાં કૃષિ વિભાગના હાથમાં છે. આ વ્રતીબાલકો પણ સ્કાઉટસના જેવી જ બધી તાલિમ લે છે. આજથી ચારેક મહિના ઉપર જ્યારે એનું વાર્ષિક સંમેલન મળ્યું હતું ત્યારે દરેક ગામના વ્રતીબાલકોએ પોતપોતાના કાર્યનો હેવાલ રજુ કર્યો હતો. એમાં પોતાના ગામના રસ્તા સુધારવા, ઉકરડાઓ સાફ કરવા, પુકુરો સાફ કરવાં, મચ્છરો ન થાય તે માટે ભેજવાળે ઠેકાણે ઘાસતેલ છાંટવું, હલકા લોકો માટે રાત્રિશાળાઓ ચલાવવી વગેરે કામો ગણાવવામાં આવ્યાં હતાં. સમાજ જ્યારે એવું કામ જુએ ત્યારે તેને શ્રદ્ધા ઉત્પન્ન થાય ને રસ

---

* When we come to practice we are attracted by such a movement as the Boy Scout movement, on account of the healthy ideal of adventure and open air life that it represents. But at once we pause, when we find that it is being used as a propaganda of British Imperialism and that 'Saluting the Union Jack' is one of its ceremonials. Unless all this Empire worship can be eliminated from it in India, and it can be made entirely human and universal, without any false political impliction, it is clearly impossible for Indian boys to join it or for Indian girls to join the 'Girls guides'— a parallel institution."

* તર્જુમ સં. પુષ્કર ઉપરથી.

લેતો થાય અને મદદ પણ મન મૂકીને કરે. માત્ર પર્યટનો કે કવાયત કરીને આપણે લોકોની સહાનુભૂતિ મેળવી શકીએ એમ અમને તો લાગતું નથી. એટલે જો આ પ્રવૃત્તિને આપણા દેશની સ્થિતિને અનુસાર સુધારી વધારી ચલાવવામાં આવે તો ઉપયોગી થાય એમાં કશો શક નથી.

આ પુસ્તકમાં આ પ્રવૃત્તિની વ્યવસ્થા વિષે સારી માહિતી છે. જેઓ બાલવીર સેનામાં જોડાવા માગતા હોય તેઓને મદદ રૂપ થઇ પડશે. કવાયત ચિહ્નો, કસરત વગેરે ઘણી બાબતો એમાં આપવામાં આવેલી છે. છેવટે કેટલાંક ગીતો પણ છે. God save our gracious Kingથી માંડીને 'અમો ભરત ભૂમિના પુત્રો' 'જય જય ગરવી ગૂજરાત' 'જનગણમન અધિનાયક જય હે' વગેરે ગીતોનો સમાવેશ કરવામાં આવેલો છે. પુસ્તક સચિત્ર છે એટલે કિંમત વધારે નથી લાગતી.

ન.

**હ્રદયાંગના:** (પંચાંકી નાટક) પૂર્વ ભાગ. સંશોધક, મારકંડ રતનલાલ ધોળકીઆ, પેટલાદ. મૂલ્ય સવા રૂપિયો.

સંશોધક (લેખક પોતાને સંશોધક શા માટે કહેવડાવે છે એ સમજવાને અમો અસમર્થ નીવડયા છીએ). નાટકની પ્રસ્તાવના લખવા જતાં એક નાની સરખી નવલકથા લખી મારી છે અને તેપણ વળી........પ્રસ્તાવનાને અંતે સંશોધક લખે છે:–"નાટકને દશ્ય બનાવવું કે શ્રવ્ય (?). નૈતિક ધોરણ (standard) કઇ રાખવી...એવી અનેક બાધાઓથી ગુંચવાઈ આ પ્રયત્નમાં આખરે ઇશ્વરેચ્છા તથા લેખિનીને જ સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપેલું છે. આ એક હૃદયનો ઉભરો છે, સુપુપ્તાવસ્થાનો લવારો છે, ચિત્તભ્રમિષ્ટનો શબ્દવેગ છે, વ્યાધિગ્રસ્તની વાન્તિ (વમન) છે." આમાં અમોને કશું ખોટું નથી લાગતું. અમો માત્ર એટલું જ કહેવા માગીએ છીએ કે ગમે તે હૃદયનો ઉભરો કે સુપુપ્તાવસ્થાનો લવારો સાહિત્યમાં સ્થાન ન પામે. ચિત્તભ્રમિષ્ટનો શબ્દવેગ કોઇને ઉપકારક ન થાય. વ્યાધિગ્રસ્તની વાન્તિ તો સમાજના સ્વાસ્થ્યને ખાતર જમીનમાં ઊંડે સારી રીતે દાટવી જોઈએ.

લેખકમાં લખવાની શક્તિ છે પણ તેનો આમ દુરૂપયોગ થતો જોઈ અમને દુઃખ થાય છે. હાલની આપણી રંગભૂમિ ઉપર ભજવાતાં કેટલાંક અધમ નાટકોને એમણે પોતાના આદર્શ તરિકે સ્વીકાર્યા હોય એમ લાગે છે અને પરિણામે તેવું જ એક લખી શકયા છે. ભાષા, વસ્તુ બધું જ એ જાતનું થયું છે. આ વીસમી સદીમાં પણ લેખકે આકાશવાણી થતી બતાવી છે. ભાષાભૂલ, વ્યાકરણભૂલ વગેરે કેટલાક "દોષો લેખકે જાણ્યા છતાં" ન સુધારવાની ધૃષ્ટતા કરી છે.

ન.

**પીરાણા સતપંથની પોલ**—લેખક અને પ્રકાશક, પટેલ નારાયણજી રામજીભાઈ કોન્ટ્રાકટર. મૂલ્ય રૂ. ૪–૦–૦.

આ પુસ્તકનો ઘણો ભાગ અમે બહુ જ ધ્યાનપૂર્વક વાંચ્યો છે. લખનાર પોતે મૂળ કડવા પાટીદાર છે. તેઓ મૂળ ગૂજરાતના વતની છે પણ બે ત્રણ પેઢીથી પીરાણા સતપંથમાં દાખલ થઈ કચ્છમાં વસવાટ કરેલો. કચ્છમાં આ નાતના લગભગ પચીસેક હજાર માણસો આ પંથમાં ભળેલાં છે અને મૂંગે મોંએ પંથની દસોંદ આપ્યા કરે છે. આ પુસ્તકના લેખકને મુંબાઈમાં આવવાનું થયું ત્યારે તેમને બરાબર સમજાયું કે આ અર્ધ મુસલમાની સંપ્રદાય છોડી શુદ્ધ હિન્દુ ધર્મ અંગીકાર કરવાની તેમની ફરજ છે. અને તેમ કરવાને તેમણે નાતવાળા તથા સંપ્રદાયવાળા તરફથી ઘણું સહન કર્યું છે. ધર્મના જુલ્મો હજી વીસમી સદીમાં પણ ટકી રહ્યા છે.

આ પુસ્તકમાં તેમણે પીરાણાપંથનો ઈતિહાસ અને તે પંથની માન્યતાઓ, ધર્મ-ક્રિયાઓ,

તરીકે નક્કી નથી થયેલો પરંતુ બ્રિટીશ હિંદુસ્તાનમાં વસતી જૈન કોમ અને બ્રિટીશ રાજ્યના તાબા નીચેના એક સંસ્થાનના ઠાકોર જોડેનો સંબંધ કેવી જાતનો હોવો જોઇએ તે બ્રિટીશ સરકારે પોતે નક્કી કીધું હતું. રાજ્યની આંતર્વ્યવસ્થા ગણીને દરબાર કોઇ પણ જાતનો જાત્રાવેરો પોતાની મેળે નાખી ન શકે એમ અત્યાર સુધીના ઇતિહાસથી જણાય છે. મી. વૅાટસનના ચુકાદાથી આ વસ્તુસ્થિતિ ફેરવાય છે. મી. વૅાટસન આ બાબતને રાજ્યની આંતર્વ્યવસ્થા તરીકે ગણવાની તરફેણમાં જણાય છે. પાલીતાણા દરબારને જાત્રાળુઓના રક્ષણને માટે કંઈ ખાસ ખરચ નથી કરવો પડતો. રેલવેની સગવડને લીધે તેમજ દેશમાં ફેલાયલી સુલેહ (જે ઉત્પન્ન કરવામાં દરબારનો કશો હિસ્સો હતો નહિ)ને લીધે દરબારને રક્ષણના ખરચમાં ઉતરવું પડતું નથી. પાલીતાણા સ્ટેશને ઉતર્યા પછી જાત્રાળુઓ શેત્રુંજય ઉપર ચઢવા માંડે ત્યાંસુધી જ દરબારે રક્ષણ કરવાનું હોય છે. અને આખા પાલીતાણા રાજ્યની પોલીસ પાછળ વાર્ષિક રૂપીઆ પંદર હજાર ખરચ નથી કરવું પડતું, એવા સંજોગોમાં જૈનો પાસેથી રૂપીઆ પંદર હજારની રકમ રક્ષણ તરીકે લેવાય તે પણ વધારે પડતી છે. પાલીતાણા રાજ્યની વાર્ષિક ઉપજ સાત લાખ રૂપીઆની છે. મી. વૅાટસનનો ચુકાદો અમલમાં આવે તો આ ઉપજમાં એક લાખનો વધારો થશે. રાજ્યની એકંદર આવકનો આઠમો ભાગ જાત્રાવેરામાંથી વસુલ કરવામાં આવે એ સ્થિતિ કોઇ પણ રાજ્યને કલંક લગાડનારી મનાવી જોઈએ. મી. વૅાટસને કર્નલ કીટીંગને પગલે ચાલીને ચુકાદો આપતી વખતે જાત્રાળુઓની સંખ્યા ઉપર આધાર રાખ્યો છે. પરંતુ મી. વૅાટસને યાદ રાખવું જોઈતું હતું કે ૧૮૬૬ ની અને આજની સ્થિતિમાં ફેરફાર છે. જાત્રાળુઓની સંખ્યા વધે તેથી કંઇ આજે દરબારને વધારે ખરચ કરવો નથી પડતો. વળી આ ચુકાદાને અંગે બીજી પણ એક વાત એ ધ્યાનમાં રાખવા જેવી છે કે આ ચુકાદાને લીધે સૈકાઓથી ચાલતી આવેલી તકરાર બંધ થવાને બદલે વધારે ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે. હંમેશ માટે એક જાતનું ધોરણ નક્કી કરવાને બદલે વખતોવખત આવા ચુકાદાઓ ઉપર બન્ને પક્ષોને આધાર રાખ્યા કરવાનો હોય તો આ તકરાર દિવસે દિવસે વધતી જશે. જૈનોની લાગણી આ ચુકાદાથી ઘણી ઉશ્કેરાઇ છે એ ઠેકઠેકાણે પડેલી હડતાલથી તેમજ કાળા વાવટા લઇને નીકળેલાં સરઘસો પરથી દેખાઇ આવે છે. આ બાબત રાજકીય હોવાથી એમાં જે પક્ષ વધારે બળવાન હશે તે જીતશે એ ચોક્કસ છે. જૈનો સંપીલા તેમજ ધાર્મિક છે, એટલે પોતાનું બળ પુરેપુરૂં બતાવશે એમ અમે માનીએ છીએ. એટલું જ નહિ પરંતુ આખો દેશ જૈનોની તરફેણમાં છે એ હકીકતથી જૈનોના બળમાં વધારો થશે. ગે ઈ. સ. ૧૮૬૩માં મેજર કીટીંગે કરેલું લખાણ સાચું પાડવા જેટલું બળ દાખવવાનો જૈનોને આ પ્રસંગ પ્રાપ્ત થયો છે. મેજર કીટીંગે લખ્યું હતું કે "સારી શિખામણ નહિ માનતાં બે પક્ષકારોમાંથી હરકોઇ પક્ષકાર છેવટની લડાઇ લઢી લેવાનું જ જાહેર કરશે તો સંભવ એ છે કે ઠાકોરને પાલીતાણા છોડી દેવું પડશે, પણ જૈનકોમ તો કદી પણ ડુંગર ઉપરના પોતાના સ્થાપિત થયેલા હકો નહિ છોડી દે." હવે જૈન કોમને છેવટની લડાઇ લઢી લેવાનો અનુકૂળ પ્રસંગ પ્રાપ્ત થયો છે તેને તે યોગ્ય ઇનસાફ આપશે એમ અમે આશા રાખીએ છીએ.

દે.

**અબદુલ કરીમઃ—**

સ્પેન અને ફ્રાન્સના એકત્ર બળ સામે મહિનાઓ સુધી મરણીઓ થઇને ઝઝુમનાર રીફોનો બહાદુર સરદાર અબદુલ કરીમ આખરે

દુશ્મનોને શરણે ગયો છે. એની સાથે મૂડીવાદી શાહીસત્તાનો એક વખત પુનઃ વિજયડંકો જગતના વર્તમાનપત્રોની કટારોમાં સંભળાશે. એ બહાદુર રીફ સરદાર સર્વ દેશોના અગ્રણીઆ સ્વતંત્રતાવાદી લોકનાયકોનો હંમેશ જે ફેજ થતો આવ્યો છે તે મુજબ દુનિયાનાં અણુજાણ ખૂણામાં એકલું અટૂલું જીવન ગાળવાને હડસેલાશે અને સત્તાલોભ અને શાહીવાદના નિશાની ચકચૂરતાના એ બલિદાન પર સહાનુભૂત જગત્ માત્ર સહાનુભૂતિના એક બે આંસુ સારી એ શૌર્યની જીવન્ત મૂર્તિને ભૂલશે. એ દરમ્યાન આજે તો ઉત્તર આફ્રિકામાં ફ્રેન્ચોની સત્તા અબાધિત સ્થાપિત થઇ છે; અને ૧૦,૦૦૦ રીફોને હંફાવવા રોકાયેલ ૧,૫૦,૦૦૦ સૈનિકો છૂટા થયે સીરીઆમાં એમના વિજયના જયઘોષો સંભળાવવા માંડશે. હવાઇ જહાજો, ઝેરી ગેસ અને તોપોના સરંજામથી સજ્જ અને અમેરિકાની દ્રવ્ય મદદ વડે હજી પણ યૂરોપના સત્તાભૂખ્યાં રાજ્યો એશીઆ અને આફ્રિકા ઉપર આધિપત્ય મેળવવાના પ્રયાસોમાં સફળતા સાધ્યા જશે.

'ફ્રાન્સ પોતાના બાહુબળનો પરચો દેખાડનાર શરણાગત શત્રુ સાથે કેમ વર્તવું એ જાણે છે' એટલે અબ્દુલ કરીમ સાથે એ પ્રમાણે વર્તશે. આનો અર્થ શો હોઇ શકે એ જોવા તો આપણે થોભવું જોઇશે. થોડુંઘણું વાર્ષિક સાલીઆણું અને દેશનિકાલ એ બે વાત સિદ્ધ જ હોઈ શકે. પાચ વર્ષ સુધી મુસલમાન આલમને અને એશીઆને એણે, યૂરોપીઅન સત્તાઓના વિશાળ બળ સામે પોતાનાં અધૂરાં સાધન, અશસ્ત્ર અને અવ્યવસ્થિત સેના વડે એક નાનુંશું સ્વાતંત્ર્યપ્રેમી ટોળું કેવી રીતે ઝઝુમી શકે, એમને પોતાના બાહુબળનો સ્વાદ કેવો ચખાડી શકે છે એનું જ્વલંત દૃષ્ટાંત પુરૂં પાડયું છે. એણે સ્પેનને સમુદ્રમાં ભગાડયું, વરસ કરતાં વધુ મુદત સુધી ફ્રાન્સને હંફાવ્યું. ૧૯૨૪માં કરીમ સ્પેન સામે રોકાયલો હતો તે સ્થિતિનો લાભ લઇ માર્શલ લ્યૂટીએ એના ઓરગા ખીણના અનાજના કોઠારોને ઘેરો ઘાલ્યો. વરસેક ઉપર ફ્રાન્સને એ બહાદુર લડવૈયાંએ દક્ષિણમાં ભગાડયા એટલે એની સામે તીવ્ર યુદ્ધના મોરચા મંડાયા. ગઈ શરદ્‌ઋતુમાં ફ્રાન્સે મોરોક્કોમાં પાયદળની ૧૪૪ ટુકડીઓ, ૨૫ ઘોડેસ્વારોની ટુકડીઓ, ૧૨૫ હવાઇ જહાજો, તેની સાથે સશસ્ત્ર મોટરકારો, ટેન્કો વગેરેનો સરંજામ એકઠો કર્યો. આ વસંતમાં લડાઈ માટે ફ્રાન્સ પાસે મોરોક્કોમાં ૧,૫૦,૦૦૦ અને સ્પેન પાસે ૧,૧૦,૦૦૦ સૈન્ય હતું. શૂરવીર કરીમ! આ રાક્ષસી બળ સામે પોતાની માતૃભૂમિનું રક્ષણ કરવા આ બહાદુર રીફ સૈનાની પાસે પૂર્વપશ્ચિમ ૧૨૫ માઇલ અને ઉત્તરદક્ષિણ ૩૭ માઇલના ક્ષેત્ર પર કેવળ ૫૦,૦૦૦ લડવૈયા હતા. જ્યારે શરણે થયા ત્યારે તો કેવળ ૫,૦૦૦ જેટલા સૈનિકો હતા. આવા પ્રચંડ સેનાબળ સામે અબ્દુલે ભીડેલી બાથ આ યુગના ઇતિહાસમાં વીરતાનો એક અપૂર્વ કિસ્સો ગણાવો જોઇએ. જેને ફ્રાન્સ કેવળ એક પહાડી ટોળાનો સરદાર ગણે છે તેને શરણે લાવવા ફ્રાન્સને માત્ર ૩૦,૦૦,૦૦,૦૦૦ રૂપીઆનું પાણી કરવું પડયું છે! યૂરોપના સત્તાભૂખ્યાં રાષ્ટ્રોની રાક્ષસી તૃષ્ણાનું આથી વધુ સારૂં પ્રમાણ ન જડે.

આપણા વર્તમાનપત્રોમા આપણે હવે કદાચ રીફ પ્રદેશના પહાડોમાં ફ્રેન્ચોની ઇજનેરી કુશળતાના હેવાલો વાંચીશું. બેશક, ત્યાં સારા રસ્તાઓ બંધાશે; અને એ તો વિજેતાની કાર્યસિદ્ધિનું પ્રથમ ચણતર! સારા રસ્તાઓ વેપારવૃદ્ધિને માટે ખાસ આવશ્યક છે—ખરૂં; બળવાખોરોને દાબી દેવાને પણ એથી એટલીજ સરળતા પ્રાપ્ત થાય છે. યુનાઇટેડ સ્ટેટસ હાતી અને ફીલીપાઇનમાં, બ્રિટન હિંદ અને આફ્રિકામાં, જાપાન કોરીઆ અને ફોરમોસામાં એવા સુંદર રસ્તાઓ બાંધ્યાનું એટલું જ ગૌરવ લઇ શકે છે! 'કાયદો અને વ્યવસ્થા'

( Law and Order ) ફેલાવાશે. વેપાર ઉદ્યોગનો વિકાસ થશે, વળી કદાચ આરોગ્યતાના ફેલાવા માટે એકાદું ખાતું પણ ખોલવામાં આવશે અને આ સુધરેલા જમાનાનાં સુધરેલાં સાધનો અને સુધારાઓને નામે આ વિજયની વાસ્તવિકતા સ્વીકારવાનું જગતને કહેવામાં આવશે.

પરંતુ આ બધો ગંદો વ્યવહાર દુનિયા કેવા વિપરીત માર્ગે ઘસડાઈ રહી છે તે દર્શાવે છે. પશ્ચિમ યુરોપના સત્તાધીશ રાષ્ટ્રો અને અમેરિકાના સંયુક્ત સંસ્થાનો તમામ જગતની પછાત પ્રજા ઉપર શાસન ચલાવવાનો જાણે દૈવી હક્કજ ન ધરાવતાં હોય એવી વાતોથી આપણે ટેવાઈ ગયા છીએ એટલે અબ્દુલના આ પરાજયમાં આપણને ભયંકર ભાવિના ભણકારા નથી સંભળાતા. પરંતુ કરીમની હારના પરિણામે આજે ફ્રાન્સ અને ગોરી પ્રજાઓની પ્રતિષ્ઠા એશીઆઈ આલમમાં વધે છે—એમના આધિપત્યના મૂળીઆં ઊંડા જાય છે એ એશીઆની પ્રજાના લક્ષ બહાર રહેવું ન જોઇએ. એ સાચું કે પ્રતિષ્ઠા વધવા સાથે એમના પ્રતિ આપણો પ્રેમ નથી વધવાનો. પરાજિત પ્રજાઓને વિજેતા પ્રતિ કોઈ દિવસ પ્રેમ હોવો સંભવતો જ નથી. ઈતિહાસનું એક ઘોર પ્રકરણ આ સાથે બંધ થાય છે; સારા જગત્ પરના ગૌરાંગોના અધિપત્યના ઇતિહાસનો અંત આવે છે. ગોદા ખાઇ ખાઇને તૈયાર થયેલી પૂર્વની પછાત પ્રજાઓ આ આધિપત્યનો લય સમજી ગઈ છે, એ સામે જાગ્રત થઇ છે અને એમને ફરજીઆત પશ્ચિમની માંત્રિક શોધોનો ઉપયોગ કરતાં શીખવું પડયું છે. એ લોકોને પશ્ચિમના નૈતિક દંભ અને અધઃપતનનું અને ઘાતકીપણાનું પૂર્ણ ભાન થયું છે એટલે આવો એકાદો વિજય એ પૂરને ખાળી તો નથી જ શકતો. હવે પછી કદાચ ફ્રાન્સને સીરીઆમાં વિજય મળે તો પણ જગત્ એ જાણે છે કે માત્ર પહાડી ટોળીઓના સરદાર ગણાતા એક નરવીરે એને એક વર્ષ સુધી હંફાવ્યું છે—એના સત્તાબળને પડકાર દીધો છે. ફ્રાન્સની તિજોરી ઉપર આ સંસ્થાનોના વિગ્રહને પરિણામે એવો તો ખાડો પડયો છે કે તે શાંતિના સમયમાં પણ કદિએ પુરી ન શકે. સદીઓના પ્રમાદ પછી આજે પૂર્વની પ્રજાઓમાં નવીન ભાવના—સ્વમાનનો અનેરો જુસ્સો—પેદા થયો છે; પોતાના જડવાદથી કંટાળેલા પશ્ચિમ પાસેથી એણે રાષ્ટ્રીયતાના મંત્રોની દીક્ષા લીધી છે અને એશિયાનો ઉષઃકાળ નજદીક આવતો અનુભવી રહેલ છે. અબદુલ આ આવતા ઉષઃકાળનો અરૂણ છે—રીફનો આ વિગ્રહ, વિજેતાના છળકપટ અને પ્રપંચજાળ વચ્ચે ઇજિપ્તે ચુંટણીમાં બ્રિટનના ખેરખાહો પ્રતિ સિદ્ધ કરી દેખાડેલી ઘૃણા, બળવાખોર દ્રુઝો, હેડ્જાજના નામધારી રાજ્યને ભસ્મીભૂત કરવા મધ્ય અરેબીઆની બહાર પડેલી ટોળીઓ, તુર્કો કે જેમનો પશ્ચિમની સત્તાઓ સામેનો વિજય હજી સારાયે પૂર્વની પ્રેરણા છે, પહેલવી રીઝખાનની સરદારી હેઠળ ઇરાનમાં જન્મેલો નવીન જુસ્સો, હિંદમાં જન્મેલી તીવ્ર રાષ્ટ્રીય ભાવના, ફીલીપાઇનોની સ્વાતંત્ર્ય માટેની માગણી, પ્રગતિશીલ જાપાન અને અંધાધુંધીમાંથી પોતાનો માર્ગ કાઢતું ચીન—આ બધાંયે એક એવી પ્રચંડ ચળવળ—હીલચાલના અંગો છે કે જે હીલચાલ—જે પ્રગતિ કોઇ રીતે રોકી શકાય એમ નથી. પૂર્વની પ્રજાઓને કદી પશ્ચિમની રાજ્યપદ્ધતિમાં પારંગતતા મેળવવી રહેતી હશે. એની એને બહુ દરકાર નથી. એણે પોતે જુદો કરીને સ્વાનુભવ વડે પોતાનો માર્ગ કાઢી લેવાનો નિશ્ચય કર્યો છે અને ફ્રાન્સ આજે અબદુલકરીમને પાંજરામાં પૂરી ભલે રાચે. જાનવરોના સંગ્રહસ્થાનોમાં સિંહને પાંજરે પૂરનાર સિંહની જાતને નાબુદ નથી કરી શકયા. બહાદુર અબદુલ કરીમનો આત્મા આજે આખા પૂર્વના મુલકમાં પશ્ચિમના શાહીવાદ સામે—ગોરાઓના

આધિપત્ય સામે–પોકારી રહ્યો છે, પૂર્વની પ્રજાને પ્રેરણા અને ચેતવણી દઇ રહ્યો છે. અબ્દુલને કેદ કર્યે ગૌરાંગોની સત્તાલોલુપતા અસ્ખલિત પોષાયે જશે જ એવી માન્યતા ફ્રાન્સની હોય તો તે જરૂર ભૂલ કરે છે. પૂર્વની પ્રજા ઉપર આજે એમના આધિપત્યને અવકાશ નથી, એ અબ્દુલ પડતે પડતે દેખાડી ગયો છે અને જ્યાંસુધી આ રોગના જંતુઓ મૂળમાંથી નાબુદ ન થાય ત્યાંસુધી ફ્રાન્સને અબ્દુલ કરીમનો ભય ટળવા છતાં બીજો કોઈ કરીમ ઉભા થવાની ધાસ્તી સામે તો ચેતતા જ રહેવું પડશે. રાષ્ટ્રોને અશસ્ત્ર કરવાની પશ્ચિમની વાતો પોકળ છે અને .અશસ્ત્રતા–disarmament–માટેના લીગ ઓફ નેશન્સના બધાયે ઠરાવો હજી તો તરંગી આદર્શવાદીઓના તરંગો જ રહ્યા છે ત્યાંસુધી અબ્દુલ જેવા કંઇ વીરોને પોતાના મુલકની સ્વતંત્રતા માટે મરી ફીટતાં અનેક વીરોની માફક પગમાં જંજીરો ખખડાવવી પડવાની જ. પરંતુ એ જંજીરના પ્રત્યેક ઝણકારે એના દેશની સ્વતંત્રતાના ઝણકારો પણ સંભળાવાના એ એટલું જ નિશ્ચિત! જૉન ઑફ આર્કને જીવતી બાળનારી પ્રજા આજે તેના શૌર્યની કદર કરે છે–તેની વીરતાને પૂજે છે! વીર અબ્દુલને પશ્ચિમ એક વખત એવી પૂજા દેશે–આપણું તો આજે જ એને એ અર્ધ્ય હો!

રં. મ. કા.

**સિનોર મુસોલોની અને ઇટલીની તાલીમ**—થોડાં જ વરસ ઉપર એટલે ૧૯૨૦–૨૧–૨૨ માં યૂરોપમાં કોઇ દેશ ઇટલી જેટલો બોલશેવિઝમ અને સામ્યવાદથી નિર્બળ થયેલો નહોતો. સામ્યવાદ અથવા બોલશેવિઝમના સિદ્ધાંતો ખોટા છે એ અહીં વક્તવ્ય નથી. તેના સિદ્ધાંતોમાં સત્ય છે અને નિરંકુશ અને નિર્દય થઈ પ્રવર્તતા મૂડીવાદને ઠેકાણે લાવવા એ જ એક બળવાન વિચારબળ છે. પણ જે દેશમાં મોટા મૂડીદારો અને નફાખોરી ચાલે છે તે જ દેશમાં બોલશેવિઝમ આવે એવું હજી સુધી નથી બન્યું. અત્યારસુધીનો અનુભવ તો એવો છે કે જે દેશમાં આંતર ગેરવ્યવસ્થા અને આળસ ઝાઝી હતી ત્યાં બોલશેવિઝમ પ્રથમ પેઠું છે. અને ગેરવ્યવસ્થા અને આળસ તો જ્યાં હોય ત્યાં અનિષ્ટ જ છે. આવી ગેરવ્યવસ્થા થોડાં વરસો ઉપર ઇટલીમાં પુષ્કળ હતી. સામ્યવાદીઓનું જોર વધતું જતું હતું, દરેક વસીલાદાર સ્થાનકો સામ્યવાદીઓ જ લઈ બેઠા હતા, હુન્નર ઉદ્યોગવાળાં શહેરોમાં એકાદ જગાએ પણ હડતાલ ન પડી હોય એવો એક પણ દિવસ જતો નહોતો. ખૂનો અને ખૂનીઓની સંખ્યા વધતી જતી હતી. બેકારી વધતી જતી હતી. જાનમાલ સહીસલામત નહોતાં, અને આંતરરાષ્ટ્રીય વેપારમાં ઇટલીની શાખ બગડતી જતી હતી.

આ ખરાબ સ્થિતિ આટલાં થોડાં જ વરસમાં બદલાઈ ગઈ છે. ઇટલી પહેલાં દયાને પાત્ર હતું તે અત્યારે બીજાં રાજ્યોને ભયપ્રેરક થઈ પડયું છે. ઇટલીનું પોતાનું રાજ્ય અવ્યવસ્થિત હતું તે અત્યારે રાજ્ય વિસ્તારની અભિલાષા કરવા લાગ્યું છે અને યૂરોપમાં શાન્તિ ચાલશે કે નહિ તે સંબંધી રાજપ્રકરણી પુરુષો ધાસ્તી દર્શાવવા લાગ્યાં છે. આ બધું એક જ માણસની શક્તિને આભારી છે અને તે માણસ તે સિનોર મુસોલોની.

બેનિટો મુસોલોનીએ ચલાવેલી હીલચાલ ફેસિસ્ટની હીલચાલ કે ફેસીઝમને નામે ઓળખાય છે. ૧૯૨૧ માં આ હીલચાલમાં બે લાખ ત્રીસ હજાર માણસો હતાં. આવી મોટી હીલચાલને મોખરે રહી મુસોલોનીએ રાજ્યની લગામ માગી અને ઇટલીના રાજાએ ડહાપણમાં તેને પ્રધાનવટું આપી પોતાનું પ્રધાનમંડળ ઊભું કરવા દીધું.

મુસોલોનીના હાથમાં રાજ્યની લગામ આવી ત્યારથી ઇટલીની સ્થિતિ માત્ર નહિ પણ તેનો સ્વભાવ સુદ્ધાં બદલાઈ ગયો છે. બેકારી

ગઇ છે, કામ ઘણું વધી પડ્યું છે, અને લોકો આળસુ મટી ઉદ્યોગી થવા લાગ્યા છે. ૧૯૨૧ માં બેકારોની સંખ્યા સાડ લાખની હતી તે ૧૯૨૬ માં અઢી લાખની જ રહી છે. સામ્યવાદના વેગથી લોકો વારંવાર હડતાલ પાડતા, જરા પણ કારણ મળતાં કામની આળસ કરતા, તેને બદલે અત્યારે ગમે તેવા વરસાદમાં પણ આનંદથી કામ કરે છે અને સિનોર મુસોલોનીએ હમણાં માલીકોને કામના કલાકો વધારવાનો હક આપ્યો છે. બંદરો સુધરી ગયાં છે અને પહેલાં જે જનનું જીવન ગાળતા તેના પ્રમાણમાં અત્યારે પ્રજા સ્વર્ગજીવન ગાળે છે.

માલીકો અને કામદારો વચ્ચે પહેલાંના જેવી હવે તકરારો થતી નથી. કોઇ તકરારો થાય છે તેની પણ પતાવટ થઈ જાય છે. કંઈ પણ તકરાર પડતાં પ્રથમ માલીકો અને કામદારો અંદર અંદર સમાધાન કરવાનો પ્રયત્ન કરે છે. અને સમાધાન ન થાય તો બન્ને પક્ષના પ્રતિનિધિઓ તે પ્રશ્ન સિન્ડિકેટ પાસે લઈ જાય છે. દરેક શહેરમાં આવી તકરારોનો નિકાલ લાવવા એકેક સિન્ડિકેટ હોય છે. ડૉકટરો, વકીલો, ધંધાદારીઓ, કામદારો, માછીઓ, એન્જીનીયરો વગેરે તેના સભ્યો હોય છે. દરેક સિન્ડિકેટનો અધ્યક્ષસ્થાને એક રોમનો રેસિડેટ હોય છે; તે ઘણેભાગે પાર્લામેન્ટનો સભ્ય પણ હોય છે. તે સિન્ડિકેટ પણ નિકાલ ન કરી શકે તો એ પ્રશ્નનો રોમમાં નિવેડો આવે છે અને તે છેવટનો ગણાય છે. પણ હડતાલ પડી શકતી જ નથી. કામ એટલું બધું છે કે મજુરોનો ખપ વધ્યા જ કરે છે અને જે પ્રાન્તમાં વધારે મજુરોની જરૂર હોય ત્યાં કામદારોને મોકલી દેવાંમાં આવે છે. દરેકને કામ મળી રહે છે અને જો કોઇ કામનો ચોર થાય તો તેને કામ કરવાની ફરજ પાડવામાં આવે છે. લોકો મુસોલોનીને "ઘણું જીવો મુસોલોની"ના પોકારોથી વધાવે છે તેમાં કશું આશ્ચર્ય નથી.

આ બધું કાર્ય થઈ શકે છે તેનું કારણ મુસોલોનીની શક્તિ અને મુસોલોનીની કાર્ય પદ્ધતિ છે. તે પોતે સોળથી અઢાર કલાક કામ કરે છે. તે કામથી ધરાતો જ નથી અને પોતે કામ કરે છે તે પ્રમાણે બીજાઓ કરે તેવી અપેક્ષા રાખે છે. તેની સામે કોઇ અવાજ કાઢી જ શકતું નથી. મૂડી અને મજુરી બન્ને તેની પાસે સંપીને ચાલે છે. શક્તિવાળાને તે અનેક તકો આપે છે. અનેક ધંધા હુન્નરને માટે તેણે શાળાઓ સ્થાપી છે પણ આળસુ અને નિન્દાખોરને માટે તેણે દેશમાં સ્થાન રહેવા દીધું નથી. ત્યાંની હોટેલો જેવાં જાહેર મકાનોમાં "નિન્દા ન કરો"નાં જાહેર પાટિયાં મારેલાં હોય છે. અલબત્ત, આટલું બધું કામ જેને કરવું છે તેને ઘણી જ આત્મશ્રદ્ધા હોવી જોઇએ, કામ આડે તેને દલીલ કરવાનો સમય ન જ હોય. અને માટે જ ત્યાં મુસોલોનીની સામે દલીલ કરનારા માટે સ્થાન નથી. આટલું આટલું કામ કરવા છતાં તે મળવા આવનારા સાથે હસીને વાત કરે છે, અને દરેકના મન પર પોતાની શક્તિની છાપ બેસાડે છે. તે અંગ્રેજીમાં બોલવાનો મ્હાવરો રાખતો નથી પણ અંગ્રેજી સમજી શકે છે. તેની દૃષ્ટિ માણસના અંતર સોંસરી ઉતરી જાય એવી છે અને તેના અંગેઅંગમાં કાર્ય પરતા તરવરી રહે છે. અત્યારે તે બીજો નેપોલિયન ગણાય છે. અલબત નેપોલિયનની પેઠે જ તેણે પોતાના દેશનો ઉદ્ધાર કર્યો છે.

મુસોલોનીએ દેશનું દેવું ઘણું વાળી નાંખ્યું છે. દેશની એકેએક પ્રવૃત્તિને તે પહોંચી વળે છે. હમણાં તેના પ્રધાનમંડળે કરકસરને માટે નવો જ ખરડો પસાર કર્યો છે. આ નવા કાયદાથી સસ્તાં મકાનો સિવાયનાં બીજાં બાંધકામોની બાર મહિના સુધી બંધી થઇ છે. ઉપરાંત વધુ ખબર આપવામાં આવે નહિ ત્યાંસુધી નવી હોટેલો, પીઠાંઓ, નાચવાના હૉલ વગેરે ખોલવાની મનાઇ છે. માલીકોને કામના કલાકો વધારવાની સત્તા

મળી છે. ૧લી નવેંબર પછીથી પેટ્રોલ આલ્કોહોલના ભેગવાળું મળવાનો હુકમ થયો છે, અને દૈનિક વર્તમાનપત્રોમાં ૭ થી વધારે પાનાં ન હોવાં જોઇએ એવો હુકમ નીકળ્યો છે. ટીકાકારો આમાંના કેટલાંક કાયદાઓને ઉપહસનીય ગણે છે પણ મુસોલોનીએ પોતાનો દેશને આપેલ તાલીમ હસી કઢાય તેવી નથી.

અલબત આવી વેગવન્ત કાર્યપરતા માટે વિરોધી વિચારબળોને દબાવી દેવાં પડયાં છે. દેશની પ્રગતિ કાર્યથી થાય છે તેટલી જ વિચારપ્રગતિથી પણ થાય છે અને એ વિચારબળ અત્યારે બંધ પડયું હશે. ખરૂં તો મુસોલોનીએ વિગ્રહભીરુ થયેલા યૂરોપને અત્યારે એટલું ચોંકાવ્યું છે કે તેના સંબંધી અનેક વિરોધી ખબરો આવ્યા જ કરે છે. તેમાંથી મુસોલોની વિષે બરાબર અભિપ્રાય બાંધવો મુશ્કેલ છે. એ ગમે હોય પણ તેણે ઇટલીને ઉત્તમ સ્થિતિએ લાવી મૂકયું છે એ નિર્વિવાદ છે અને તે તરીકે આ વીર પુરુષને ધન્યવાદ ઘટે છે.

રા.

**રા. બ. કમળાશંકર વ્યાખ્યાનમાળા**—સદ્ગત રા. બ. કમળાશંકરના સ્મારક તરીકે વ્યાખ્યાનમાળાની યોજના કરી છે તે ઘણી પ્રશંસનીય અને અનુકરણીય છે. આપણા સાક્ષરોનું સ્મરણ રાખવાને આનાથી વધારે સારી યોજના ભાગ્યે જ હોઇ શકે. આવી યોજનો જો બીજા સાક્ષરો માટે થઇ જાય તો તેથી ગૂજરાતનું દરેક સાક્ષરતીર્થ જીવન્ત રહે અને આપણા પ્રાન્તના જુદા જુદા વિદ્વાનોનો લાભ વરસોવરસ નિયમિત રીતે મળતો રહે.

સ્મારક સમિતિએ પોતાનું કામ શરૂ કરી દીધું છે. સમિતિના મંત્રી શ્રીયુત વ્યોમેશચંદ્ર પાઠકજી ( હવાડીઆ ચકલા, સુરત ) તરફથી અમને ખબર મળી છે કે નીચેનો વિષય સમિતિએ નક્કી કર્યો છે.

‘ અમો—તેનું જીવન, તેનું તત્ત્વચિંતન તથા તેના સમયનો સમાજ ’

આ વિષય પર સમિતિ તરફથી ૧૯૨૭ ના જાન્યુઆરીમાં એક જ વિદ્વાન પાસે ગૂજરાતી ભાષામાં બે વ્યાખ્યાનો સુરત ખાતે અપાવવામાં આવશે.

વ્યાખ્યાનો લિખિત સ્વરૂપમાં મંત્રીને આપવાં પડશે. સમિતિના ફંડના ટ્રસ્ટીઓનો તે પર નકલ હક્ક રહેશે.

ઉમેદવારે લાયકાત તથા પોતાના વ્યાખ્યાનમાં ચર્ચવાના મુખ્ય મુદ્દાઓ સંક્ષેપ (syllabus)માં લખી ૩૧ મી ઑગસ્ટ પહેલાં મંત્રીને અરજી કરવી. ચુંટાયલા ઉમેદવારને રૂ. ૧૨૫)નું ઑનરેરિયમ આપવામાં આવશે.

રા.

# ॐ પ્રસ્થાન ॐ

પુસ્તક ૨ શ્રાવણ ૧૯૮૨ અંક ૪

## સફર

ઉષા ખીલી રમ્યા રગ રગ મહીં પ્રાણ પૂરતી,
અને દિવ્ય જ્યોતિ, વિભુમુખ તણી કાન્તિ સરખી,
પ્રતાપી ને સૌમ્યા, શુચિસ્મિતવતી, મંગળમયી,
સહુ આશા ભીનાં વદન ઉપરે ભવ્ય ઝળકી.

વહેવા લાગ્યા ત્યાં નસ નસ મહીં જોમ ભરતા,
પ્રભુ-પ્રેર્યો જાણે, અનિલ નવલા, સૌરભ ભર્યો.

અને પંખીઓના કલરવ મીઠા, મન્દ, મધુરા,
ફિરસ્તાના જેવા શબવત પડયા સર્વ જનના,
સુતેલા આત્માને નવજીવન દઇ જાગ્રત કરી,
મહા-પંથે પ્રેરે ભુલવી દઇને તુચ્છ કલહો.

તહીં બોલ્યું કોઈ, " અનુપમ ઉષા ધન્ય ઘડી આ,
વહેતી મૂકોને સુભગ પથમાં હોડી અધુના ! "

છટાથી ત્યાં હોડી સરલ સરતી ઇન્દ્ર-શર શી
વહી ચાલી ઊંડા અમિત જળમાં દૈવ-ગતિથી !
રહ્યા જોઇ ત્હેને વિકસિત મુખે લોક સઘળા,
રહ્યા જોઈ ત્હેને ચકિત નયને દેવ નભમાં !

ખીલી ઉઠયાં ભીનાં વદન સહુનાં ત્યાં સ્મિતભર્યાં,
મીઠાં સ્વપ્ને ડૂબ્યા પથિક સઘળા આશ ભરિયા;
"અહા ! દૈવી ભૂમિ ! નથી દૂર રહ્યું બંદર હવે !"
વદી એવું મીઠું સુખ પથિક સર્વે અનુભવે.

અરે ! કિન્તુ આ શું ? ડગમગી રહી હોડી કયમ આ ?
તરંગો મ્હોટા શા ઉદધિ મહીં આ પ્હાડ સરખા !
દિશા યે ના સૂઝે નભ પણ અરે ! વજ્ર વરસે,
ડુબે મ્હોટા પ્હાડો પ્રલય પૂર હા ! ઘોર ગરજે.

સુણાયે ના કાંઇ, નયન પણ ના કાંઇ નીરખે,
ભયે કમ્પે સર્વે, પ્રલય-મુખ જાણે જગ ધસે !
અરે ! પાન્થો સર્વે નિજ નિજ તણું ક્ષેમ ચહતા,
કરી ધક્કા મુક્કી ઘડીક બચવા વ્યર્થ લડતા !

ઉષા ખીલી શી એ ? તિમિર મહીં શું આમ ડુબવું !
પ્રભો ! આદર્શો શા ! કલહ મહીં શું ક્ષુદ્ર મરવું !
ભલે વજ્રાઘાતે કર પળ મહીં નાશ સહુનો—
પરંતુ દે ને તું મરણપથ તો શૂર જનનો !

સ્નેહરશ્મિ

# લગ્ન અને વિશ્વજીવન

## શ્રીયુત ક્ષિતિમોહનસેનનું એક પ્રવચન*

શુભલગ્નને અર્થે સમુપસ્થિત[1] વરકન્યાના મીલનના આ શુભ મુહૂર્તે ભગવદર્ચના[2] કરીને પ્રણતચિત્તે સર્વ એકત્ર થયાં છે. સકલ ઉપાસક અને ઉપાસિકા મધ્યે વિધાતૃ[3]–ચરણતલે આજ વરકન્યા મીલનને માટે બેઠાં છે. જો એ મીલન પ્રસંગે સર્વ કેવળ વ્યાવહારિક વા સામાજિક ભાવે મળ્યાં હોય તો આજનો ઉત્સવ વ્યર્થ જાય. આજ આ શુભલગ્ને આ લોકના આત્માનું આત્માની સાથે મીલન થશે.

શું ઉત્સવ કેવલ વરકન્યાનો ? શું તેમના વ્યક્તિગત ઉત્સવે આજ સમસ્ત સમાજ અહીંઆં ભેગો થયો છે ? આજ પિતૃપુરુષનાં શ્રવણ અને ભગવદર્ચના શા માટે થાય છે ? આજ વ્યક્તિગત આ ઉત્સવ વિશ્વસાધારણ ઉત્સવ શી રીતે થયો ?

જે સ્થળે એકની સાથે અન્ય મીલિત થાય છે તે મીલનનું ક્ષેત્ર જ પવિત્ર છે–તે જ તીર્થ. આપણા દેશમાં નદીની સાથે નદીના અથવા નદીની સાથે સમુદ્રના મીલનક્ષેત્રને તીર્થ કહીને–સમજીને–સકલ જન આદર કરે છે. આ મીલન અચેતન આત્માનું મીલન છે, પણ જ્યાં ચેતન આત્માનું મીલન થાય છે ત્યાં તો તેથી પણ વધારે પવિત્ર તીર્થ છે. જે સ્થળે બે આત્મા મીલિત થઈ અનન્તની યાત્રાને માટે આજે બહાર પડે છે તે સ્થળ માનવને

---

* શ્રીમતી તટિનીદેવી અને શ્રીમાન સરોજદાસ ગોલોક બાબુના લગ્ન પ્રસંગે આપેલું આ પ્રવચન છે. આ પ્રસંગ એક ખરા કાવ્ય જેવો છે. શ્રીમતી તટિનીદેવી અને શ્રી ગોલોક બાબુ બન્નેને અભ્યાસ દરમિયાન જ સ્નેહ થયેલો અને એમ. એ. થયા પછી બન્નેએ લગ્ન કરવાનો નિશ્ચય કરેલો. એમ. એ. ના વર્ષમાં બન્ને સાથે હતાં પણ શ્રીમતી તટિનીદેવી શ્રી ગોલોક બાબુની સ્પર્ધામાંથી ખસી જવા તે વરસે પરીક્ષામાં ન બેઠાં; શ્રી ગોલોક બાબુ એમ. એ માં પહેલા નંબરે પાસ થયા. બીજે વરસે શ્રીમતી એમ. એ. માં બેઠાં અને તે પણ પહેલે નંબરે પાસ થયાં. શ્રીમતી તટિનીદેવી શૈવ કુટુંબનાં છે શ્રીમાન ગોલોક બાબુ વૈષ્ણવ કુટુંબના છે અને તેમણે બન્નેએ, લગ્નનો દિવસ નક્કી કરી જેમની વાણીથી હૃદય નિર્મળ અને સેવાપરાયણ થાય એવા બ્રાહ્મધર્મના શ્રીયુત ક્ષિતિમોહનસેનને વિવાહપ્રસંગના પુરોહિત થવા આમંત્રણ કર્યું. પણ તે દિવસે શ્રી ક્ષિતિમોહનસેનને સોનારંગ ગામ જવું પડે એમ હતું કારણ કે ત્યાં રેલમાં તેમના ભાઇનાં ઘર તણાઇ ગયાં હતાં. શ્રી ક્ષિતિમોહનસેને જણાવ્યું કે પોતે હાજર રહી શકે એમ ન હોવાથી વરકન્યા બીજા પુરોહિત દ્વારા ક્રિયા કરાવી લે; પણ તેમણે તો લગ્ન મુલતવી રાખવા અને લગ્નવિધિ તો એમને જ હાથે થવા, તાર કરીને, આગ્રહ બતાવ્યો. શ્રી ક્ષિતિમોહનસેનને લાગ્યું કે આ યુગલનો તેમના ઉપર વધારે હક હતો માટે સોનારંગ જવું મુલતવી રાખી તેમણે લગ્નક્રિયા કરાવી. તે પ્રસંગનું આ પ્રવચન છે.

પ્રવચનમાં મૂળના સંસ્કૃત શબ્દો અને સમાસો બને ત્યાં સુધી એના એ જ રાખવા છે અને તેના અર્થો નીચે આપ્યા છે.

—તંત્રી

૧ હાજર થયેલાં ૨ ભગવાનની પૂજા ૩ જગતનો રચનાર

એથી પણ કેટલું વધારે પવિત્ર તથા ગંભીર તીર્થ છે?* આજ મીલનક્ષેત્રે અનન્તનાં આશીર્વાદ વર્ષિત થાય છે.

ભક્તશ્રેષ્ઠ કબીર તેમની કન્યા કમાલીના બ્રાહ્મણ હરદત્ત સાથેના વિવાહોત્સવે બોલ્યા છેઃ "વત્સે! એકદા દ્વાર બંધ કરીને હું સૂતો હતો. કૃષ્ણપક્ષની એ રાત્રિએ એક અજ્ઞાત અતિથિએ આવીને પોતાના સુકોમલ કરવડે દ્વાર ઉપર ટકોરા કર્યો–દ્વારે આઘાત કર્યો. અલસશ્રાન્ત[૪] મને મેં કહ્યું:– "આ......કોણ?" ટકોરો બહુ કરુણ હતો. શ્રાન્તિની[૫] ઉપેક્ષા કરીને દ્વાર ખોલવું પડ્યું. દ્વાર ખોલીને અતિથિને અંદર લીધા. તેની સંગે કૃષ્ણપક્ષની ગંભીર રાત્રે ઉદિત ચાંદની મધુર શાન્ત જ્યોત્સ્નાથી મારું કુટીર[૬]સ્થાન ભરાઈ ગયું. રાત્રિશેષમાં વિકસિત શેફાલી (પારિજાત) નો સુગંધ ઉલ્લસિત થઇને કુટીરમાં આવ્યો. વત્સે! આજ તારા જીવનમાં એક અતિથિ આવ્યા છે. ઇચ્છા હોય તો તેને જીવનની બહારના આંગણે બેસાડીને ચિરજીવન સંસાર–યાત્રા નિર્વાહ કરી શકે છે. તે પ્રમાણે સંસારમાં પ્રાયઃ સર્વ કરે છે. કિન્તુ આધ્યાત્મિક તપસ્યાથી જો અંતરનું દ્વાર ખોલીને એને આત્માની મધ્યે ગ્રહણ કરી શકે, તો તું જોઈશ, કે સમસ્ત વિશ્વજગતના આનન્દ ઉત્સવ અને અસીમ કૌમુદીનાં કિરણ, અનંત ચમનનો ગુલબહાર, અનંત પુષ્પોત્સવ તારા આત્મામાં પ્રતિષ્ઠિત થશે. જીવનમાં યથાર્થભાવે જ્યારે કોઇને આપણે ગ્રહણ કરીએ છીએ ત્યારે તેની સાથે સાથે અનંત આપણા હૃદયમંદિરમાં પ્રવેશ કરે છે. આજે તમારા મંદિરમાં વિશ્વદેવતાનો તે પુણ્ય આવિર્ભાવ પ્રત્યક્ષ કરવાને માટે સર્વ નરનારી સમુપસ્થિત છે. આત્માનું દ્વાર ઉઘાડો. સકલને વંચિત કરો ના."

આજ પુણ્ય ઉદ્વાહ[૭] સમયે ભક્ત. કબીરની આ કથા અમારાથી આ વરકન્યાને કહી શકાય નહિ? અમારી દૃષ્ટિને શા માટે અમે ક્ષુદ્ર કરીએ? શા માટે અમારી વાણી, અમારું ચિત્ત આજ કુંઠિત વાક્ય માત્ર ઉચ્ચારણ કરી તૃપ્તિ માને? આ વરકન્યા જો આજ કેવલ પોતાની તરફ ફરીને સ્વસ્નેહમાં રહે તો આજના ઉત્સવમાં, નથી કોઇના હૃદયનો વિકાસ, નથી કોઇનું કલ્યાણ. જો તેઓ વિશ્વદિશા ભણી પોતાનું ચિત્ત ખોલી દે, તો જ આજ સત્ય, સત્ય મહોત્સવ!

પ્રભાત તેના આલોક[૮]ભંડારને વિશ્વની તરફ ઉઘાડીને, વિહંગ તેના કંઠનું સંગીત વિશ્વશ્રવણમાં દાન કરીને, મુકુલદલ[૯] તેનાં નિરુદ્ધ[૧૦] પટલ ખોલીને સૌરભભંડારને વાયુ-

* "**अगस्तिरुवाच।**

सत्यं तीर्थं क्षमा तीर्थं तीर्थमिन्द्रियनिग्रहः।
सर्वभूतदयातीर्थं सर्वत्रार्जवमेव च॥
दानं तीर्थं दमस्तीर्थं सन्तोषस्तीर्थमुच्यते।
ब्रह्मचर्यं परं तीर्थं तीर्थञ्च प्रियवादिता॥
ज्ञानं तीर्थं धृतिस्तीर्थं पुण्यं तीर्थमुदाहृतम्।
तीर्थानामपि तीर्थं **विशुद्धिर्मनसः** परा॥

૪ મંદ અને થાકેલા ૫-થાક ૬ ઝૂંપડી ૭ વિવાહ ૮ પ્રભા ૯ કળીઓ ૧૦ રૂંધાએલાં, બંધ કરેલાં

મંડલમાં વિતરણ[11] કરીને પ્રત્યુષને[12] ઉત્સવમય કરી દે છે; રાત્રિ તેનો આલોકનું ક ઉઘાડીને જ્વલંત નક્ષત્રની મણિમાલા આકાશથાળમાં સજીને જ્યારે વિશ્વના માથા ધરે છે ત્યારે ગભીર ઉત્સવનો સમારંભ થાય છે.

આ જે વર અને આ જે કન્યા છે તે શું કેવળ પોતાનાં જ છે? તેઓ વિશ્વનાં નથી શું? (Do they not belong to the Universe?) તે શું તેઓના પરિવારનાં છે, કે સમાજનાં પણ છે? તેઓ નિખિલ મનુષ્ય જાતનાં છે. જન્મ જ નિખિલ વિશ્વના વાયુએ તેમને પ્રાણ દીધો હતો, નિખિલ વિશ્વના આલોકે તે જ્યોતિર્મય કર્યાં હતાં, નિખિલ માનવની સેવાથી પ્રાપ્ત અન્ન, વિશ્વમાતાએ એમની સન્મુખ ધર્યું હતું. કેટલા યુગના કેટલાય માનવની ચેષ્ટાનું ધન-ભાષાને તેઓએ એક મુહૂર્તે પોતાની ભાષા તરીકે મેળવી હતી. તે પછી સકલ યુગનું જ્ઞાન, સકલ યુગનું ધ્યાન પામીને તેઓ પોતાને ધન્ય કર્યાં છે. એવાં હૃદયોના ઉત્સવમાં વિશ્વજન કેવી રીતે ઉદાસીન-તટસ્થ ર

જો આજ વિશ્વજનનો આશીર્વાદ આ હૃદયો ન પામે તો, તેઓનો આ મહોત્સવ અપૂર્ણ રહે. મહામુનિ કણ્વે તેમની કન્યા શકુન્તલાના પરિણયમાં સકલ આશ્રમસ્થ તરુલતાનો મત લીધો હતોઃ

> पातुं न प्रथमं व्यवस्यति जलं युष्मास्वपीतेषु या ।
> नादत्ते प्रियमंडनापि भवतां स्नेहेन या पल्लवम् ॥
> आद्ये वः कुसुमप्रसूतिसमये यस्या भवत्युत्सवः
> सेयं याति शकुन्तला पतिगृहं सर्वैरनुज्ञायताम् ॥[13]

જ્યારે વૃક્ષલતા, પલ્લવ, પુષ્પાદિની અનુમતિ અને આશીર્વાદ જોઇએ તો સકલ માનવનો આશીર્વાદ ન જોઇએ? તપસ્યાના બલે તે મુનિએ ઉત્સવ જાણ્યો હતો. તે જ મુનિસત્તમે સકલના આશીર્વાદને માગ્યો હતો. અમે અમને તપસ્યાહીન કહીને ઉત્સવને અકૃતાર્થ કરી નાખીશું?

> आ ब्रह्मभुवनाल्लोका देवर्षिमुनिमानवाः ।
> तृप्यन्तु पितरः सर्वे मातृमातामहादयः ।
> अतीतकुलकोटीनां सप्तद्वीपनिवासिनाम् ।[14]

સકલના આશીર્વાદ જોઇએ. અમે અનાદિ કાલ અને અનન્ત દેશમાંના સકલના આશીર્વાદની ભીક્ષા યાચીયે છીએ.

આજ

> ये बान्धवा अबान्धवा वा येऽन्यजन्मनि बान्धवाः
> निराहाराश्च ये जीवाः पापेऽधर्मे रताश्च ये ।[15]

---

૧૧ આપવું ૧૨ ઉષાનો પહેલો અંશ

૧૩ તમને પાણી ન પાયું હોય તો તમારા પહેલાં પાણી પીવાનો પ્રયત્ન નથી કરતી, આભરણ વહાલાં હોવા છતાં જે તમારા સ્નેહને લીધે તમારૂં પલ્લવ પણ તોડતી નથી, તમારાં કુસુમોત્પત્તિ સમયે જે ઉત્સવ પાળતી, તે આ શકુંતલા પતિગૃહે જાય છે. તમે સર્વ રજા આપો.

૧૪ બ્રહ્મલોકથી માંડીને સર્વ લોકો, દેવર્ષિઓ, મુનિઓ, માનવો, માતાઓ, માતામહ આદિ સર્વ પિતૃઓ, તૃપ્તિ પામો. સપ્તદ્વીપમાં વાસ કરનારાઓનો, કરોડો કુલોથી બહિષ્કૃત થયેલાનો.

૧૫ જે બાન્ધવો અને અબાન્ધવો હોય અથવા બીજા જન્મના બાન્ધવો હોય, જે નિરાહારી જીવો હોય અને જે પાપયુક્ત અધર્મમાં રચ્યા પચ્યા હોય.

તે સકલના આશીર્વાદ માગીએ છીએ. આજ મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, વસિષ્ઠ, નારદાદિના અને પુરાતન, અને નવયુગના સમસ્ત મહાપુરુષના આશીર્વાદ માગીએ છીએ.

આજ સર્વ જગતના મહાત્મા તપસ્વી ગણના ચરણતલમાં સમાગત અને અનાગત[16] સકલ માનવના આશીર્વચનથી અમારો ઉત્સવ છે. સકલની પ્રીતિથી જ આ પ્રેમયજ્ઞ સાર્થક થશે.

તેથી આજ ચિત્તને વિશ્વજગતની આગળ નિવેદન[17] કરવું જોઇએ. સકલની તરફ અવારિત[18] કરવું જોઇએ. આજથી નિજને નિઃશેષે નિવેદન કરવું જોઇએ. જે નિવેદિત નહિ થાય તે અમૃતત્વથી વંચિત થશેઃ " तन्नष्टं यन्न दीयते "।[19]

આવા મહોત્સવના દિનમાં ઉપદેશ શો દેવો ? આ પવિત્ર મીલનના યથાર્થ સ્વરૂપનો અંતરમાં અનુભવ કરવાથી જ સર્વ ઉપદેશ અંતરમાં ધ્વનિત થશે. આજ આ શુભ મુહૂર્તે શારદશુક્લની[20] ત્રયોદશીની જ્યોત્સ્નાધૌત[21] રાત્રિમાં જ્યારે આકાશધરણીમય વિધાતા " રમ્ય બીન બાદે " રમ્ય બીન વગાડે છે, ત્યારે ક્ષુદ્ર માનવના શુષ્ક ઉપદેશનો સમય ન હોય. આ મીલનનું સ્વરૂપ સમજવાથી જ આ મુહૂર્તે આજ અન્તરની શ્રુતિ ઉઘડી જશે, અને અન્તર્યામીનો સાદ સંભળાશે.

આ જે નરનારીનું મીલન છે તેમાં જગત્પિતા અને જગન્માતાના અનાદિ અનન્ત

આ મીલન પરિપૂરક[૨૯] complementary છે. પુરુષનું જે નથી તે નારી દે, નારીનું જે નથી તે પુરુષ દે. એક બીજાથી પ્રધાન સમજીને એક બીજાનું અંગીકરણ ન થાય તો સમગ્ર મનુષ્યની તપસ્યા વ્યર્થ થઇ જાય.

તેથી પ્રાચીનોએ કહ્યું છે કે મીલન **घटकर्परवत्**[૩૦] છે. કપાલકાપાલસંયોગે[૩૧] જે સ્થળે એક અગ્રસર[૩૨] તે સ્થળે અન્ય પશ્ચાતસર[૩૩] એમ કરીને સમ્યક્ મીલન થાય છે.

તેથી હે વરકન્યા ! તમારા આ **નવજીવનના આરંભમાં** કોણ મુખ્ય, કોણ ગૌણ એ સૌ પ્રશ્નો વ્યર્થ છે. આ શુભ પ્રસંગે અસ્થાને છે.

અનાદિ કાલથી સમગ્ર વિશ્વવાસી માનવની જે વિરાટ્ તપસ્યા તમારા દ્વારે ઉપસ્થિત થઇ છે તેને જે પરિમાણમાં તમે સત્યમાં, ધૃતિમાં, ત્યાગમાં, સેવામાં ગ્રહણ કરશો તે પ્રમાણમાં જ તમારા સમસ્ત જીવનની સાર્થકતા અથવા વ્યર્થતા છે.

જીવન ભોગદ્વારા સાર્થક ન જ થાય. **त्यागेनैकेनामृतत्वमानशुः।**[૩૩] એક માત્ર ત્યાગદ્વારા અમૃતત્વનો ઉપભોગ થાય.

પર્વત ઉપર જ્યાં ધારાની સાથે ધારા મળે છે ત્યાં દેવદારુના અનુપમ સુંદર વનમાં, તુષારના પવિત્ર ક્ષેત્રમાં, શોભાના વિલાસમય ક્રોડમાં[૩૪] તેના જીવનની સમાપ્તિ ન હોય. જગતના ધૂલિમય ક્ષેત્રે આવીને ગ્રામ, જનપદ, નગર સર્વેની તૃષા શાન્ત કરીને, ઉદ્યાન વૃક્ષ ક્ષેત્ર આદિને રસમય કરીને એવી રીતે પોતાને મલીન પણ કરવામાં ધારાની સાર્થકતા છે. ભોગના સૌન્દર્યે વા સૌકુમાર્યે નહિ કિન્તુ ત્યાગની વિપુલતામાં,[૩૫] એવી રીતે જ સંસારના ધૂલિમય ક્ષેત્રમાં જ જીવનની યથાર્થ સાર્થકતા છે.

આજના ઉત્સવનો આ સમારોહ જીવનના પ્રતિદિવસમાં નહિ રહે. સાંસારિક જીવનમાં શુષ્કતા, દુઃખ, દાહ, દૈન્ય સૌ આવશે જ. તો પણ આજના શુભદિનના આનંદ–ઉત્સવનું પાથેય લઇને સમાગત અને અનાગત પૂજનીયગણના આશીર્વાદને સંબલ ( પુંજી ) કરીને કર્તવ્યના પંથમાં પ્રતિદિન અગ્રસર થવું જોઇએ.

પ્રભાતનો સુવર્ણકિરણમય ઉષાનો મહોત્સવ મુહૂર્તમાત્ર રહે છે તે પછી સમસ્ત દિન તપ્ત દિનનું કાર્ય છે. વર્ષાના પહેલા આરંભ દિનમાં મેઘનો વિરાટ મહોત્સવ, રાજપુત્રની માફક, વજ્રદુંદુભિ વગાડીને એક દિન માત્ર આવે છે. તે પછી ક્લિન્ન[૩૬] વસુધાના વક્ષમાં દિન પછી દિન શસ્યદાત્રી[૩૭] વૃષ્ટિધારા ચાલતી રહે છે.

---

૨૯ અધૂરાપણાંને પૂરનારું

૩૦–૩૧ ઘડાનાં અરધીઆં. એક નીચલું, બીજું ઉપલું. દાંતા એક બીજામાં બેસતા આવી જઇ આખું થઇ જવું તે

૩૨–૩૩ આગળ ચાલનાર, પાછળ ચાલનાર

૩૩ માત્ર ત્યાગ વડે અમૃતત્વ ભોગવતા હતા.

૩૪ ખોળામાં

૩૫ વિશાળતામાં

૩૬ પાકેલી

૩૭ પાક આપનારી

આજનું શુભલગ્ન એવી રીતે તમારા નવજીવનની દીક્ષાનું બ્રાહ્મમુહૂર્ત છે,–સેવા અને ત્યાગનું દીક્ષાલગ્ન છે, તપોજીવનનો ઉપાલોક છે. આજ સકલનો આશીર્વાદ તમારું પાથેય[૩૮] હો.

તમે પૂર્વપૂર્વ મહાપુરુષનાં અપત્ય હો. તેમની તપસ્યા જેવી રીતે તમારા જીવનમાં આવીને પતિત ન થઈ જાય તેવી રીતે એ લોકોના સત્ય અને આદર્શને પતિત ન થવા દો. તેમની તપસ્યાને પતિત નહિ થવા દેવાથી જ તમે તેમનાં અપત્ય થશો. તો જ આજના શુભ વિવાહોત્સવે પૂર્વપુરુષગણના, મહર્ષિગણના અને મહાપુરુષગણના નાન્દિશ્રાદ્ધ[૩૯]માં અધિકારી થશો, કારણ કે તમે ભૂમા અને ઋષિજન આદિનાં અપત્ય છો.

જગતના સમસ્ત મહાપુરુષના આશીર્વાદ આજ તમારા મસ્તક પર વર્ષિત હો! નિખિલ માનવની શુભ પ્રાર્થના તમારા જીવનને મહત્તર કરો.

પરમ પિતા પરમેશ્વર સકલ તપસ્યાના એક માત્ર ગુરુ, સકલ સાધનાના અનાદિ અનન્ત આચાર્ય, તમારા જીવનના પ્રથમતમ મીલનલગ્નને તેના સ્પર્શમણિના જીવન્ત સ્પર્શ કરીને પ્રાણમય કરી દે.

હે પરમાત્મન્! તમે સકલ પ્રેમનું આલય છો, અને સર્વ સાધના અને સેવા તમારામાં જ નિહિત છે. પ્રેમ અને સાધનાનો સમન્વય,–હે પરમપૂર્ણ! એક માત્ર તમારામાં જ છે. તમે આ શુભ મુહૂર્તે આ પૂર્ણ દીક્ષામાં દીક્ષાર્થી યુગલના જીવનમાં તમારા અનિર્વચનીય શુભાશીર્વાદ અને શુભ પ્રસાદનું દાન કરો. વિશ્વ આનંદની સાથે વ્યક્તિગત જીવનનો આનંદ સંગત હો.

ॐ असतो मा सद्गमय ।
तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय ।
आवीरावीर्म्म एधि रुद्र यत्ते दक्षिणं मुखं
तेन मां पाहि नित्यम् ॥ [૪૦]

---

૩૮ ભાતું

૩૯ લગ્ન જેવા શુભ પ્રસંગે જે પિતૃઓનું શ્રાદ્ધ થાય છે તે

૪૦ અસતમાંથી મને સત તરફ ગતિ કરાવ; અંધારામાંથી મને જ્યોતિ તરફ ગતિ કરાવ; મૃત્યુમાંથી મને અમૃત તરફ ગતિ કરાવ. હે પ્રગટ સ્વરૂપ, મારી પાસે આવ. હે રુદ્ર, જે તારું દક્ષિણ મુખ છે તેના વડે મારું રક્ષણ કર.

# પ્રાચીન ભારતમાં પ્રજાતંત્ર શાસનપદ્ધતિ

[ ગતાંક પૃષ્ઠ ૧૬૨ થી ચાલુ ]

## પરદેશી લેખકોનું પ્રમાણ

પરદેશી–યૂરોપીઅન–લેખકોના પ્રમાણ પરથી એક વાત પૂર્ણ રીતે સિદ્ધ થઇ જાય છે કે સિકંદરના આક્રમણ પહેલાં અને પછી પંજાબ, સીંધ અને માલવામાં પ્રજાસત્તાક શાસનપ્રણાલી ચાલુ હતી. આ લેખકો " અરાજક રાષ્ટ્ર " " પ્રજાસત્તાક શાસનપદ્ધતિ " ઉભયથી સારી રીતે પરિચિત હતા. એમની સાક્ષીથી સંસ્કૃત અને પ્રાકૃત ( બૌદ્ધ ) ગ્રંથો, સિક્કાઓ અને શિલાલેખોના પુરાવાઓને સબળ ટેકો મળે છે. મિસ્ટર ફિક (Fick) લખ્યું છે કે મેગાસ્થિનીજના સમયમાં હિંદમાં પ્રજાસત્તાક રાજ્ય નહોતું. પરંતુ પ્રો. મઝુમદાર આ મત માન્ય નથી રાખતા; કારણ પ્રોફેસર મઝમુદારે પોતાના મતની પુષ્ટીને માટે પ્રમાણ રજુ નથી કર્યું.[૩૭] મેગાસ્થિનીજ એક ગ્રીક એલચી હતો. એ ચંદ્રગુપ્ત મૌર્યના દરબારમાં કેટલો યે વખત રહ્યો હતો. એણે ( ફ્રેગમેન્ટ ૯ માં ) લખ્યું છે કે ડાયોનીસસના જમાનાથી માંડીને સૈંડ્રેકોટસ ( ચંદ્રગુપ્ત )ના જમાના સુધી, ૬૦૪૨ સાલમાં મગધમાં ૧૫૩ રાજ્યોએ રાજ્ય કર્યું અને એ દરમ્યાન ત્રણ વખત અરાજક રાષ્ટ્રની સ્થાપના થઈ. એ પોતાના સમયના પ્રજાસત્તાક રાજ્યના કેટલાક નમુના ટાંકે છે. મૈલ્ટિકોરી ( malticorac ), સિંઘી ( Singhe ), મૈરોબ્રી ( Marobae ), બૈસીંગી ( Baseingae ) અને મૈરાની ( Marani )ના સંબંધમાં એણે લખ્યું છે કે એ સ્વાધીન–સ્વતંત્ર–હતાં, એમને કોઈ રાજા નહોતાં, અને પહાડો પર એમણે ઘણા નગર વસાવ્યાં હતાં. પ્રો. ક્રૉપકીન લખે છે કે મેગાસ્થિનીજની મતલબ ચોકખી એ બતાવવાની હતી કે એ નગર સ્વતંત્ર હતું, અને એ તે નગરોથી જુદું હતું કે જેના પર રાજાઓનું આધિપત્ય રહેતું.[૩૮] આ જ મત સર્વમાન્ય છે.

એરિયને ( Arrian ) લખ્યું છે કે એબૈસટોનોઆઇ ( Abastonoi ), કૈથરોઆઇ ( Kathroi ) તથા આરિહિટાઈ ( Arihitai ) જાતિઓ તદ્દન સ્વતંત્ર હતી. એ જાતિઓમાં કોઈ રાજા નહોતા. એણે નેસિયન ( Nesian )ના સંબંધમાં લખ્યું છે કે પ્રજાજનો મળી એક સભાપતિ દ્વારા રાજ્ય ચલાવતા. મૈલોઆઇ ( Maloi )નો ઉલ્લેખ કરતાં એ ભારતીઓની સ્વતંત્ર જાતિ હોવાનું કહે છે. ઑક્સીડ્રૅકાઇ ( Ox'ydraki )ના

---

૩૭. Corporate Life in Ancient India. Also Republican Tradition in I. Polity.

૩૮. J. A. O. S. xiii p. 136.

સંબંધમાં પણ એ આઝાદીના ઉપાસક હતા અને સિકંદરના હુમલા સુધી પોતાની સ્વાધીનતા જાળવી રહ્યા હતા[૩૯] એવી માન્યતા દેખાડી છે.

કર્ટિયસ ( Curtius ) કહે છે કે ઑક્સીડ્રિકાઈ એક સ્વતંત્ર સૈબરકી ( Sabaræ ) પણ એક શક્તિશાળી ભારતીય જાતિ હતી. એની શાસનપદ્ધતિ પ્રજાસત્તાક હતી, રાજકીય ( Monarchical ) નહિ. સેડ્રોસીઆઈ ( Cedrosii )ના સંબંધમાં પણ કહે છે કે એ એક આઝાદ કોમ હતી.[૪૦] ડાયોડોરસ ( Diodorus )ને સંબસટાઇ ( Sambastai ) જાતિઓ નગરોમાં રહેતી અને એમની શાસનપદ્ધતિ પ્રજાસત્તાત્મક હતી. પાટલ ( Patala ) ના નગર-રાષ્ટ્રની એણે સ્પાર્ટા ( Sparta ) સાથે તુલના કરી છે. એ જાતિનો એ નિયમ હતો કે યુદ્ધના સમયમાં ભિન્નભિન્ન કુલોના-વંશપરંપરાગત, બે રાજાઓના નેતૃત્વ હેઠળ સેના રહેતી હતી. બુઢ્ઢા લોકોની એક પંચાયત રાજ્ય પર, પુરા અધિકાર સાથે, અમલ ચલાવતી.[૪૧] એણે બ્રાહ્મણોની સ્વતંત્ર સંસ્થા સંબંધમાં પણ લખ્યું છે.[૪૨] સિકંદરને મૈલોઆઇ, કૈથેવાઈ તથા ઑક્સીડ્રિકાઇ સાથે ભારે ટક્કર ઝીલવી પડી હતી.[૪૩]

## સંસ્કૃત ગ્રંથોનું પ્રમાણ

સંસ્કૃત-ગ્રંથોમાં ‘ ગણ ’ તથા ‘સંઘ ’ શબ્દનો ઉપયોગ પ્રજાસત્તાત્મક રાજ્યના અર્થમાં થયેલો દેખાય છે. મી. જાયસ્વાલ માને છે કે પ્રજાસત્તાત્મક શાસનપદ્ધતિ માટે પ્રથમ સંઘ શબ્દનો ઉપયોગ થતો; પરંતુ જ્યારે બૌદ્ધોએ એ સંઘ શબ્દનો ઉપયોગ ધર્મસંઘ માટે કરવો શરૂ કર્યો ત્યારે રાજકીય સંઘો માટે સંસ્કૃતમાં ‘ ગણ ’ શબ્દ વપરાવા લાગ્યો. એમના મત પ્રમાણે ‘ ગણ ’ શબ્દનો ઉપયોગ પ્રજાસત્તાક અમલના અર્થમાં પાછળથી થયો; પહેલાં એ અર્થમાં ‘ સંઘ ’ શબ્દનો જ ઉપયોગ થતો હતો. કૌટિલ્યે “ અર્થશાસ્ત્ર ”માં ‘ સંઘ ’ શબ્દનો પ્રયોગ પ્રજાસત્તાત્મક રાજ્યના અર્થમાં કર્યો છે. એણે લખ્યું છે કે બે પ્રકારનાં સંઘો થતાઃ—

૧ **વાર્તાશસ્ત્રોપજીવિનઃ**—તે કે ઉદ્યોગ તથા શસ્ત્ર દ્વારા જીવિકા ચલાવતા.

૨ **રાજશબ્દોપજીવિનઃ**—તે કે રાજા કહેવડાવવાનો અધિકાર ધરાવતા.

પાણિનિએ પણ આ અર્થમાં સંઘ શબ્દનો ઉપયોગ કર્યો છે. ( V. 3. 114 ) કાશિક તથા પતંજલિ ( *4–1–14* ) એ ‘ સંઘ ’ શબ્દનો પ્રયોગ પ્રજાસત્તાત્મક અમલના અર્થમાં જ કર્યો છે.

એ જાણીતી વાત છે કે જ્યારે સંઘ શબ્દનો વ્યવહાર ભિક્ષુસંઘના અર્થમાં છૂટથી થવા લાગ્યો ત્યારે ‘ ગણ ’ શબ્દ કે જેનાથી પાણિનિ પણ પરિચિત હતા તેનો ઉપયોગ

---

૩૯. Mc-Crindle, “Ancient India” pp. A1, E. G. G.-G-H. G. and O. C. O. pp. *79–81–119–154–156–167–350–1*. I have taken the reference from Republican Tradition in Indian Polity.

૪૦. Ibid pp. 167–9, 262.

૪૧. Mc-Crindle's Invasion of India by Alexander ( Ed. 1896 ) p. 296.

૪૨. For Nunismatic Evidence in Brahmin Republic.

૪૩. Early History of India V. A. Smith p. 94:

કેવળ રાજકીય સંઘના અર્થમાં છૂટથી થવે શરૂ થયે; આ મહાભારત, સ્મૃતિ અને સિક્કાઓ ઉપરથી સ્પષ્ટ જણાય છે.[૪૪] પ્રો. મઝમુદારના મત પ્રમાણે મહાભારતનો ગણના વર્ણનવાળો અધ્યાય (શાન્તિ પર્વ ૧૦૭) અર્થશાસ્ત્રના સંઘના વર્ણનવાળા અધ્યાય પછીના સમયનો છે. પ્રો. મઝમુદાર માને છે કે સંઘ શબ્દનો ઉપયોગ પહેલાં હરેક પ્રકારની મંડળી અથવા સમાજના અર્થમાં કરવામાં આવતો હતો. ત્યારબાદ બૌદ્ધ લોકોએ એ શબ્દને ધાર્મિક સંઘના અર્થમાં સમાવી લીધો. એટલે મૌર્યકાલના પરવર્તી રાજકીય સંઘો માટે 'ગણ' શબ્દનો ઉપયોગ શરૂ થયો. એ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે મહાભારતનો ગણ સંબંધી અધ્યાય અર્થશાસ્ત્રના સંઘ સંબંધી અધ્યાય પછીના કાળનો છે.[૪૫]

શ્રીયુત્ મુકુંદીલાલ જયસ્વાલ મહોદયનો મત સ્વીકારી કહે છે કે એ સ્વીકાર્ય તો માલુમ પડે છે પરંતુ એનો કોઈ સબળ પુરાવો નથી કે બ્રાહ્મણોએ 'સંઘ' શબ્દનો તદ્દન બહિષ્કાર એટલા જ માટે કર્યો કે તે શબ્દ બૌદ્ધોએ પોતાના ધાર્મિક સંઘો માટે વાપરવો શરૂ કર્યો. બૌદ્ધકાળના લાંબા વખત પહેલાં પાણિનિએ 'ગણ' શબ્દનો વ્યવહાર કર્યો છે.[૪૬] બૌદ્ધોએ સંઘ શબ્દનો આ ઉપયોગ કર્યા પછી પણ બ્રાહ્મણોએ સંઘ શબ્દનો ઉપયોગ કર્યો છે એનું પ્રમાણ મહાભારતમાં (શાન્તિ પર્વ ૧૦૭,૯૭૦,૭૧,૮૮) મળી આવે છે. મલ્લિનાથે યાજ્ઞવલ્ક્ય પર ભાષ્ય લખતાં 'સંઘ' શબ્દનો ઉપયોગ કર્યો છે (Cb. 8. St. 219–20.)[૪૭]

શ્રીયુત્ જયસ્વાલ એમ કહેતા જ નથી કે પંડિતોએ 'સંઘ' શબ્દનો બહિષ્કાર કર્યો એટલે એને માટે પ્રમાણ શોધવાનો પ્રશ્ન જ ઉભો થતો નથી. પંડિતોને જેવી રીતે બૌદ્ધ સંઘ પ્રત્યે ઘૃણા હતી એ જ રીતે એ પ્રજાસત્તાક સંસ્થાઓને પણ તિરસ્કારતા.[૪૮] જયસ્વાલે પોતે જ કહ્યું છે કે પાણિનિ 'ગણ' શબ્દથી પરિચિત હતા.[૪૯] તાત્પર્ય એટલું જ કે સાધારણ રીતે સંઘનો અર્થ બૌદ્ધસંઘ સમજાવા લાગ્યો. એટલે મૌર્યકાલ પછી જે પ્રજાસત્તાક રાજ્યો ઉભાં થયાં તેમણે પોતાને ગણ કહેવડાવવા શરૂ કર્યું. 'ગણ' શબ્દ ખાસ નવો યોજવામાં નહોતો આવ્યો, એ તો મૂળથી સંસ્કૃત શબ્દ હતો જ; અને જરૂર લાગતાં એ વપરાશમાં લેવાયો.

પ્રોફેસર બુલરે 'ગણ' તથા 'સંઘ' શબ્દોનો અનુવાદ વણિક મંડળી તથા સહકારી સમાજ કર્યો. પંડિત શામશાસ્ત્રીએ પણ એ અર્થ સ્વીકાર્યો છે. મનુએ 'ગણ'નો ઉપયોગ રાજકીય સંઘ અને 'શ્રેણી' તથા 'પૂગાઃ'નો પ્રયોગ વણિક–સહકારી–સમાજના અર્થમાં કર્યો છે. કૌટિલ્યે સંઘ શબ્દનો ઉપયોગ રાજકીય સંઘના અર્થમાં કર્યો છે. શ્રી જયસ્વાલ લખે છે કે જૈનોના આચારાંગસૂત્રમાં એમને બે શબ્દો લાધ્યા–'દોરાયણિ' (તે રાષ્ટ્ર કે જે ઉપર બે રાજાઓ

---

૪૪. An Introduction to Hindu Polity: M. R.–May, 1913 pp. 537–538.

૪૫. Corporate Life in Ancient India p. 107 footnote.

૪૬. III 35, 6; IV 3, 54; IV 4, 84; V. 2, 52; V. 4, 73.

૪૭. Republican Tradition in Indian Polity p. 17.

૪૮ આ નિબંધ.

૪૯ " "

રાજ ચલાવતા ) તથા 'ગણરાયણિ ' ( તે રાષ્ટ્ર કે જે ઉપર સમસ્ત સમાજનો અમલ રહેતો ). ગણરાયણિ શબ્દથી એના મનમાં એ ખ્યાલ પેદા થયો કે એ અને સ્મૃતિના 'ગણ' તથા 'રાજ્ય' શબ્દ એ બન્ને એકાર્થવાચી છે. મહાભારતના શાંતિપર્વમાં ( Ch. 107 ) જ્યારે 'ગણ' શબ્દ વપરાયલો એમણે જોયો ત્યારે એમની ખાત્રી થઈ કે એ શબ્દનો ઉપયોગ રાજકીય સંઘના અર્થમાં જ છે. એનો વણિકમંડળી કે મજૂરોનો સંઘ એ અર્થ તો કોઈ રીતે નીકળતો જ નથી.[૫૦]

સાયણાચાર્યે ઋગ્વેદ ( 5. 66. 6 )માં સ્વરાજ્યનો અર્થ 'સ્વરાટ્‌ત્વ' (પોતા પર પોતાનું શાસન ) કર્યો છે. ઐતેરીય બ્રાહ્મણ ( Vii. 3. 14 )માં ભોજ તથા સ્વારત ( પોતાનું રાષ્ટ્ર ) સંસ્થાઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. મનુએ ગણનો ઉપયોગ પ્રજાસત્તાક રાષ્ટ્રના અર્થમાં કર્યો છે.

મી. મુકુંદીલાલ માને છે કે પ્રાચીન હિંદમાં પંડિતવર્ગ પ્રજાસત્તાક સંસ્થાઓ પ્રત્યે એટલો જ પ્રબળ તિરસ્કાર દેખાડતો—જેટલા તિરસ્કારથી યુરોપના શાસનકર્તાઓ આજે બૉલ્શેવિકો પ્રત્યે નાકના ટેરવાં ઊંચા ચઢાવે છે. ગૌતમ, મનુ, યાજ્ઞવલ્ક્ય ઇત્યાદિ સ્મૃતિકારો પ્રજાસત્તાક રાષ્ટ્રોને તુચ્છ દૃષ્ટિયે જોતા હતા. રાજા અને પુરોહિત ઉભય પ્રજાકીય રાજ્યથી ડરતા અને અળગા રહેતા; કારણ એ સ્વતંત્રતા દેવીના ઉપાસક બની સર્વ મનુષ્યોને સમાન ગણતા—રાજા, પુરોહિતનું ઉપરીપણું હણાતું.[૫૧]

## સિક્કા તથા શિલાલેખોનું પ્રમાણ

કનિંગહામે લખ્યું છેઃ—"પ્રાચીન ભારતના સર્વથી વધારે મનોહર સ્મારક કોઈક જાતિઓ, નગરો તથા દેશોના સ્વરાજ્યના સિક્કાઓ છે.[૫૨] એમણે એ સિક્કાઓના દશ વર્ગ કર્યા છે. એ સિક્કામાં રાજકીય ચિન્હ (મુકુટ ઇત્યાદિ) કંઈ નથી મળી આવતું.

૧ યાયુધેય સિક્કાઃ—યાયુધેય સિક્કા પરથી એ માલુમ પડે છે કે યાયુધેય જાતિનું પ્રજાસત્તાક ત્રણ વખત સ્થપાયું. ત્રણ પ્રકારના સિક્કા મળ્યા છે. એના પર એ કોતર્યું હોય છે કે '**जय यायुधेय गणस्य**'—યાયુધેયોનો જય થાઓ. એ પરથી એ વાતનું પૂરતું પ્રમાણ મળે છે કે એમની સંસ્થા પ્રજાસત્તાક હતી. મુદ્રિત લેખમાં બીજા અને ત્રીજા પ્રકારના સિક્કા પર દ્વિ (**द्वीय**) તથા ત્રિ (**तीय**) રાષ્ટ્રોનો પ્રયોગ યાયુધેયના વિશેષણ તરીકે કર્યો છે. કનિંગહામનો મત છે કે યાયુધેય ત્રણ જાતિઓમાં વિભક્ત હતા એટલા માટે દ્વિતીય યાયુધેય તથા તૃતીય યાયુધેયનો ઉપયોગ સિક્કાઓ ઉપર કરવામાં આવ્યો છે. શ્રી. મુકુંદીલાલ આ મત નથી સ્વીકારતા. એમનું માનવું છે કે યાયુધેયોના પ્રજાસત્તાક સિક્કાનો સંબંધ યાયુધેયોના પ્રજાસત્તાત્મક સંસ્થાઓના ત્રણ કાલ સાથે છે.[૫૩] યાયુધેયો

૫૦. An Introduction to Hindu Polity: M. R.–May 1913 p. 537 (an historical Essay by Mukundilal read at the 3rd Hindi Literary Conference – Calcutta.

૫૧. Republican Traditions in Indian Polity: p. 18.

૫૨. Cunningham Archæological Survey Report Vol. XIV. p. 135.

૫૩. Republican Tradition in Indian Polity p. 21.

પર પહેલો હુમલો સિકંદરનો થયો ( ઇ. સ. પૂર્વે ૩૨૬ પહેલાં ), બીજો હુમલો રૂદ્રદમનનો (૧૫૦ ઇ. સ. માં ) અને ત્રીજો સમુદ્રગુપ્તનો ( ઈ. સ. ૩૫૦ માં. ) આ હુમલાઓ સુધી એ પોતાની સ્વતંત્રતા ટકાવી શક્યા. એનો પુરાવો એ છે કે બીજા ચંદ્રગુપ્તને યાયુધેયો સાથે સંધિ પણ કરવી પડી હતી.[૫૪] ગ્રીક લેખકો એને ભારતની સર્વથી અધિક શક્તિશાળી જાતિ લેખે છે. એ જાતિએ સિકંદર સાથે ( ૬૦,૦૦૦ પાયદળ અને ૬,૦૦૦ ઘોડેસ્વાર લઇને ) બાથ ભીડી હતી. જૂનાગઢના શિલાલેખમાં રૂદ્રદમને બડાઈ મારી છે કે એણે યૌધેયોને જડમૂળથી ઉખેડી નાંખ્યા. પરંતુ એ એ ધક્કા સામે ટક્યા. સમુદ્રગુપ્તે પણ એમના પર હુમલો કર્યો પરંતુ એ પોતાનું સ્વાતંત્ર્ય ટકાવી રહ્યા. અંતે ચંદ્રગુપ્ત બીજાએ એના મુલ્કને પોતાના સામ્રાજ્યમાં ભેળવી દીધો. કનિંગહામના મત પ્રમાણે યાયુધેયો સતલજના બન્ને તટ ઉપર ભાવલપુરની હદ ઉપર વસ્યા હતા. એમનો દેશ ઉત્તરપૂર્વમાં એથી પણ વધારે ફેલાયલો હોવો જોઇએ કારણ કે એમના સિક્કા લુધિઆના સુધી મળી આવે છે.[૫૫] યૂનાની લેખકોનું પ્રમાણ જૂનાગઢના શીલાલેખ કે પ્રયાગસ્તંભના સંકેત ઉપરથી જણાય છે કે યાયુધેય પ્રજા સિંધની નજદીકમાં વસતી હતી. એ લોકો માલવાઓ, અર્જુન્યાનો અને આભીરોના પડોશી હતા. મી. મુકુંદીલાલના મત પ્રમાણે યાયુધેય લોક ઋગ્વેદના યદુ તથા મહાભારતકાલીન યાદવોના વંશજ હતા.[૫૬]

( ૨ ) માલવાના સિક્કાઃ—પ્રાચીન નગર ' નાગર 'ની આસપાસ એક હજાર માલવ–સિક્કા મળ્યા છે. એક સિવાય એ બધા સિક્કા પર લખ્યું છે કેઃ—" જય માલવાન્" અર્થાત્ માલવોની જય થાઓ. સિક્કા તથા શિલાલેખોનું પ્રમાણ એક વાતને પૂરતો ટેકો દે છે કે માલવોની સંસ્થા પ્રજાસત્તાત્મક હતી. એ વાત સંપૂર્ણ રીતે માની લેવામાં આવી છે કે હિંદુઓનું વિક્રમ સંવત માલવાએ ચાલુ કર્યું હતું. ત્રણ શિલાલેખો પરથી એ બે વાત સિદ્ધ થઈ ચૂકી છેઃ—

એક એ કે વિક્રમ સંવત માલવાઓએ ચલાવ્યું છે અને બીજી એ કે માલવ કોઇ રાજકીય સંસ્થાને આધીન નહોતું પરંતુ એમની સંસ્થા કેવળ પ્રજાસત્તાત્મક હતી.

( ૩ ) સીબીજાતિ લાહોર અને મુલ્તાનની વચ્ચેના પ્રદેશમાં રહેતી હતી. એમના દશ જાતના સિક્કા હાથ લાગ્યા છે. **सीवीजनपदाः** ના નામથી એ સિક્કા પ્રચલિત થયા હતા.

( ૪ ) ' ઓડંબરા ' સિક્કાઃ—પઠાણકોટ ( પંજાબ )ની નજદીકમાં સાત સિક્કા મળી આવ્યા છે. એના ઉપરના લખાણમાં માત્ર ઓડંબરા શબ્દ જળવાઈ રહ્યો છે. પાણિનિએ પણ ઓડંબરોનો ઉલ્લેખ કર્યો છે. એ ઇ. સ. પૂર્વે ૧૦૦ વર્ષ પહેલાના છે.

( ૫ ) એરાન તથા ઐરકેન નગરના સિક્કાઃ—પ્રાચીન નગર એરાન ( ઐરકેન ) જે ' બીના ' નદીના તટ પર વસેલું હતું તેના કેટલાક ત્રાંબાનાં સિક્કા મળ્યા છે. બેતવા અને બીનાના ૧૬ માઇલ ઉપર ' ભિલસં 'થી ૪૫ માઇલ ઉત્તર–પૂર્વે આ નગરનું પ્રાચીન સ્થાન છે.

---

૫૪. Early History of India: V. A. Smith. p. 291.

૫૫. Arch. Sur. Vol. XIV p. 140.

૫૬. Republican tradition in Indian Polity p. 21.

( ૬ ) જનપદા-સિક્કાઃ—જનપદનો અર્થ સંસ્કૃતમાં ' રાષ્ટ્ર ' થાય છે. એ સિક્કાઓ ઉપર ' રજાજના જનપદસા ' એ શબ્દો કોતરેલા છે. એ લેખની લિપિ પાલિ છે એટલે સંસ્કૃતમાં એ ' **राज्य जनपदस्य** ' અર્થાત જનસમૂહનું રાષ્ટ્ર એમ હોવું જોઇએ.

( ૭ ) એ જ પ્રમાણે બ્રાહ્મણ રાષ્ટ્રના સિક્કા પણ મળી આવેલ છે, એમાં ચાંદીના સિક્કા પર ' **भगवतो स्वामीना ब्राह्मण्य यायुधेय** ' વાક્ય છે. શ્રી. મુકુંદીલાલ માને છે કે ભાગવત બ્રાહ્મણોના પ્રજાસત્તાત્મક સંસ્થાના એક નેતાનું નામ છે. બ્રાહ્મણના નામ પાછળ સન્માનાર્થે 'દેવ' શબ્દ જોડાય છે, ક્ષત્રિયના નામ પાછળ વર્મા. સ્વામીનો અર્થ સભાપતિ કે નેતા થાય છે. યાયુધેયનો અર્થ જ પ્રજાધિપત્યવાદી થાય છે.

### આધુનિક ઇતિહાસવેત્તાઓનું પ્રમાણ

ઈ.સ. ૧૯૦૩ માં પ્રો. રીઝ ડેવીડસે લખ્યું છે કે બૌદ્ધોના પ્રાચીન ગ્રંથો પરથી એ પત્તો લાગે છે કે એ વેળા ભારતમાં રાજકીય સંસ્થાઓની સાથે સાથે પ્રજાકીય–પ્રજાસત્તાક સંસ્થાઓ પણ હતી. કોઇકમાં સ્વતંત્રતા પૂર્ણ, કોઇકમાં કંઇક કમી.[૫૭] એ જ સાલમાં ડૉ. વિન્સેન્ટ સ્મિથે રૅાયલ એશિયાટિક સોસાયટીના જરનલમાં એક લેખ પ્રગટ કરાવ્યો છે જેમાં એક નકશામાં પંજાબની પ્રાચીન પ્રજાસત્તાક સંસ્થાઓનું ઠામઠેકાણું આવ્યું છે. ડૉ. સ્મિથે લખ્યું છે કે પંજાબ, પૂર્વરજપૂતાના અને માલવામાં એવી બહુ જાતિઓ હતી જેની સંસ્થાઓ પ્રજાસત્તાત્મક હતી.[૫૮] યાયુધેય જાતિ સતલજના બેઉ કિનારા પર વસેલી હતી; મદ્રા જાતિ પંજાબની વચમાં. સિકંદરના સમયમાં પંજાબમાં ઘણા પ્રજાસત્તાક રાજ્યો, મેલોઆઇ, કૈથેરોઆઇ ( સેડરોસીઆઇ, નેસાઇન, જૈથરોઆઇ ) ઈત્યાદિ હતાં. પૂર્વ રજપૂતાનાના તથા માલવાના પ્રજાસત્તાત્મક રાષ્ટ્ર, અર્જુન, માલવ તથા આભીર (અંભીય) હતાં. એમનો એ પણ મત છે કે નર્મદાની દક્ષિણમાં બીજા અસંખ્ય પ્રજાસત્તાત્મક રાજ્યો તથા જાતિઓ હતાં. ' માલવ–ગણ–સ્થિત્ય 'ના અર્થની બાબતમાં ત્રણ વર્ષ સુધી ડૅાકટર ફ્લીટ તથા ડૅાકટર થૅામસ વચ્ચે વાદવિવાદ ચાલ્યો.[૫૯] ડૅા. થૅામસ સંસ્કૃતના ભારે મોટા વિદ્વાન હતા. એમણે એ સબળ રીતે સિદ્ધ કર્યું છે કે સંસ્કૃતમાં ગણ શબ્દનો અર્થ જાતિ અથવા વણિકદળ નથી થતો; એનો સંકેત પ્રાચીન ભારતના તે રાષ્ટ્રો માટે છે કે જે પ્રજાસત્તાત્મક અથવા કુલીન વર્ગ–રાજ્યસંસ્થાને આધીન હતાં. મી. જાયસ્વાલ તો એ અર્થ જ કરે છે કે ગણ એટલે પ્રજાસત્તાત્મક રાજ્ય. હાલમાં કેટલાક હિંદી ઇતિહાસજ્ઞો કે જેઓ નેશનાલિસ્ટ તરીકે ઓળખાય છે એમણે એ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે કે ઈ. સ. પૂર્વે ૫૦૦ થી ઇ. સ. ૫૦૦ સુધી એટલે એક હજાર વર્ષ સુધી હિંદમાં પ્રજાસત્તાક તંત્ર પ્રચલિત હતું.

### ઉપસંહાર

અર્થશાસ્ત્ર, બૌદ્ધસૂત્ર, મહાભારત, સ્મૃતિ તથા સિક્કાઓના પ્રમાણો ઉપરથી એક વાત સિદ્ધ થાય છે કે લગભગ ૧૦૦૦ વર્ષ સુધી ભારતવર્ષમાં પ્રજાતંત્ર ચાલુ હતું. સિકંદરના હુમલા વખતે ઘણાં નગર–રાષ્ટ્રો કાયમ હતાં.[૬૦] સિકંદરના આક્રમણને હઠાવવા–રોકવા

---

૫૭ Buddhist India pp. 19–20.

૫૮. Early History of India 1914 p. 286.

૫૯. Malana-Gana Controversy–in J. R. A. S. 1914–16.

૬૦. These were analogus to the City State of Greece.

અહિંના નગર-રાષ્ટ્રો સફળતા ન મેળવી શક્યા. ચાણક્યે ભારતવર્ષમાં એકાધિપત્ય સામ્રાજ્ય સ્થાપિત કરવા પ્રયત્ન કર્યો. અર્થશાસ્ત્રમાં એણે સંઘો તોડવાની યુક્તિઓ દેખાડી છે.[૬૧] જેમકે જાસુસ મોકલીને સંઘના નેતાઓમાં વૈમનસ્ય કરાવવું, કોઇને રાજા બનાવવાની લાલચે આપી લોભાવવા, વેશ્યા, નાચનારીઓ વગેરે મોકલી લડાઇના બી વાવવાં, વગેરે. ચાણક્યે આ સર્વ યુક્તિઓ અજમાવી ભારતની સંઘ- પ્રથાને તોડી.[૬૨] જે વેળા રોમ તથા મેસેડોનીઆ ગ્રીસના નગર-રાષ્ટ્રોને ભેદીને વિદેશી સામ્રાજ્યને ગ્રીસમાં દૃઢ કરતા હતા તે વેળા આ નાના ભારતીય રાજ્યોને મીટાવીને એક ભારતી સામ્રાજ્યનો ઉદય થયો. સિકંદરના હુમલા પછી જો હિંદમાં મૌર્ય સામ્રાજ્ય ન હોત તો સેલ્યુકસ નેકટરના હુમલો પછી આ દેશની સ્વાધીનતા કદિ બચી ન શકત. એ વેળા પોતાના બચાવને માટે આ દેશને એક એવા શક્તિશાળી મધ્યસ્થ—કેન્દ્રિત—શાસનની બહુ જ જરૂર હતી કે જે પરદેશીઓની ખાતર જમા કરી શકે. મૌર્ય સામ્રાજ્ય રૂપી પ્રભાકરના ઉદય સાથે જ આ સ્વતંત્ર પ્રજાતંત્ર રાજ્યો રૂપી તારા અસ્ત પામ્યા. પરંતુ એવો મૌર્ય સામ્રાજ્ય રૂપી સૂર્ય અસ્તાચલે ગયો કે ભારતમાં પુનઃ ગણ રૂપી નક્ષત્રો દૃષ્ટિગોચર થયા. સારાંશ એ કે મૌર્ય સામ્રાજ્ય પ્રજાતંત્રને બિલ્કુલ નષ્ટ કરી શક્યું નથી. એણે માત્ર એક શક્તિશાળી મધ્યસ્થ-કેન્દ્રિત-શાસનનો દમામ જમાવી સ્થાનિક પ્રભુત્વ તેમના પર જ છોડ્યું. ડૉ. રાધાકુમુદ મુકરજીએ મૌર્ય સામ્રાજ્યના સંબંધમાં લખ્યું છે કે સામ્રાજ્યની સ્થાપનામાં નાના નાના રાજ્યોનું સ્થાનિક પ્રભુત્વ નષ્ટ કરવાની ભાવના જ નહોતી.[૬૩] ડૉ. થોમસ કહે છે કે કૌટિલ્યે પ્રજાતંત્રોનો નાશ કરવાની કંઈ કંઈ યુક્તિઓ કરી, છતાં યે મૌર્ય સામ્રાજ્ય પછી પણ ઘણાં યે પ્રજાતંત્રો ટકી રહ્યાં હતાં. માલવા એમાંનું જ એક. એણે વિક્રમ સંવત ચલાવ્યો.[૬૪] મૌર્ય સામ્રાજ્ય પ્રજાસત્તા સંબંધી ખ્યાલને એકદમ હટાવી ન શક્યું. એટલે જેવું એ કેન્દ્રિત શાસન ઢીલું પડ્યું કે ગણ રાજ્ય હિંદમાં કાયમ થયાં. સિક્કાઓ તથા શિલાલેખોથી એ સિદ્ધ થાય છે કે મૌર્યકાળ પછી અને ગુપ્ત સામ્રાજ્યના ઉદય થતા સુધી હિંદમાં 'ગણ રાજ્ય' કેટલી યે જગ્યાએ કાયમ થઈ ગયાં હતાં. વૈજ્ઞાનિક દૃષ્ટિએ એ પ્રમાણ બહુ મહત્વનું છે. આખરે ગુપ્ત સમ્રાટોએ ભારતના પ્રજાતંત્રોને નષ્ટ કરી દીધાં. પુરાણો તથા ધર્મશાસ્ત્રોમાં એનો કોઈ ઉલ્લેખ નથી આવતો. ધીરે ધીરે આસ્તે એ દશાએ પહોંચી ગયો કે જ્યારે સબળ પૂરાવાઓ મળવા છતાં પણ એ એ માનવાને અચકાય છે કે આજે જે સંસ્થાઓનું જન્મસ્થાન એ પશ્ચિમના મૂલકને માને છે તે સંસ્થાઓ આપણે ત્યાં હજારો વર્ષ સુધી કાયમ હતી.

દક્ષિણ હિંદમાં બહુ જ અર્વાચીન પ્રજાસત્તાત્મક શાસનના નમુનાઓ મળી આવે છે. પ્રાચીન કેરલમાં ૧૮ મી સદી સુધી પ્રજાસત્તાત્મક સંસ્થાઓ કાયમ હતી.[૬૫] દક્ષિણના

---

૬૧. Arthashastra Bk. IX–160, 161.

૬૨. For a Graphic description read "Mudra Rakshasha."

૬૩. Local Government in Ancient India: Radhakumud Mukerji pp. 10.

૬૪. Republican Tradition in Indian Polity p. 23.

૬૫. Republican Tradition in Indian Polity p. 23.

શિલાલેખો ઉપરથી પત્તો મળ્યો છે કે પ્રજાસત્તાત્મક આચાર ત્યાં બહુ થોડા કાળ પર પ્રચલિત હતો. ચૌલ દેશમાં ઘણા ગામો મળી સભા દ્વારા ગામના સ્થાનિક કાર્યો ચલાવતા.[૧૬] ઉક્કેલ તથા ઉત્તરમેરૂરના શિલાલેખો પરથી પ્રાચીન ગ્રામની પ્રજાતંત્ર પ્રણાલિની રીતનો આપણે કંઈક ખ્યાલ કરી શકીએ છીએ. ડૉ. રાધાકુમુદ મુકરજીએ મૈસુરથી એક પુસ્તક પ્રગટ કરાવ્યું છે તે ઉપરથી આપણને દક્ષિણ ભારતનો ઘણો ખ્યાલ આવે છે.[૧૭] આજે તો આપણી પાસે ભારતીય પ્રજાતંત્રના અવશેષ તરીકે–સ્મારકરૂપે કેવળ ગ્રામપંચાયતો રહી છે. કેટલીક જગ્યાએ તો એ પંચાયતો એટલી સંગઠિત હતી કે ૧૯ મી સદીમાં મેટકાફ સાહેબે એને એક નાના પ્રજાતંત્ર ( Little Republic )ની ઉપમા આપેલી. પરંતુ આજે તો એ પણ બુરી દશામાં છે. આપણે માત્ર આપણી એ પુરાણી સંસ્થાઓના અવશેષો જોઈ આંસુ વહેવડાવવા રહ્યાં. નવા યુગ અને નવીન પરિસ્થિતિને એ પ્રાચીન પ્રથા બંધ ન પણ બેસે. તો પણ એ અવશેષોની રાખ ઉપર હાલના સંજોગો–પરિસ્થિતિને અનુકૂળ શાસનતંત્રો આપણે ઉભાં કરીએ તો હાલના પાશ્ચાત્ય અનુકરણની સંસ્થાઓ કરતાં તો એ આપણને વધુ અનુકૂળ અવશ્ય નિવડે. ગ્રામ્યસુધાર (village-reconstruction)ના મહત્ત્વના કાર્યક્રમમાં પંચાયતો–પ્રજાતંત્રો–નો પુનરોદ્ધાર અતિ મહત્ત્વનું સ્થાન રોકશે. એ પંચાયતો સાચા સ્વરાજ્યના પાયાનું ચણતર છે. પ્રાચીન હિંદુ પ્રજાતંત્રો કેવાં હતાં એ બીજા એકાદ જુદા લેખમાં જોઈશું.

રંગીલદાસ મં. કાપડીઆ.

# મુકુન્દરાય

રાવૈયા ગામમાં સવારના દસ અગિયાર વાગે પાદરે વડલા હેઠ ગામનાં ઢોર ભેગાં થયેલાં છે. વડનો છાંયો ફરે અને તડકો પડે તેથી તપીને કોઇ ઢોર માંડ માંડ ઊઠી પાછું છાંયે જાય તે સિવાય ઢોર પણ નિસ્તબ્ધ થઇ ગોવાળની રાહ જોતાં બેઠાં છે. નજીક તળાવની પાળ ઉપર એક નાની પણ સુંદર પુરાતન દેરી છે. આ દેરી, ત્યાંથી જડેલા પ્રાચીન વલભીના શિલાલેખથી અત્યારે તો ઘણી જ પ્રસિદ્ધ થઈ ગઈ છે પણ આપણી વાર્તાનો સમય તેના અગાઉ ત્રણ વરસ પહેલાં છે. તે વખતે તે દેરી પાસે ધર્માદાની જાર વેરેલી પડી રહેતી. એ જાર ચણીને ધરાઈને કેટલાય પોપટ દેરી ઉપર અત્યારે મોટાં માથાં હલાવતા હલાવતા જાણે કોઈ કારભારાં ઉકળતા હોય તેમ વાતો કરે છે. તે સમયે એક હાકરો બેઠેલાં ઢોરમાંથી વાંકોચૂકો રસ્તો કરતો ધીમે ધીમે ગામમાં ગયો. ભરવાડોની ઝોકો વટાવી તે ચૌટામાં ગયો. ચૌટામાં પેસતાં જ એક નવી ઉઘાડેલી ચ્હાની દુકાનેથી તેણે ચ્હા પીધી અને દેવતા માગી ચલમ પીધી. પછી માથાબંધણાનો છેડો છોડતો છોડતો તે બજા-

---

૧૬. Ibid p. 24.

૧૭. Local Government in Ancient India.

રના મધ્ય તરફ ચાલ્યો અને વાણીઆની દુકાને આવી તેણે 'રઘનાથ'નું ઘર પૂછ્યું: ત્રણ ચાર દુકાનના વાણીઆઓએ કોઈએ માત્ર ડોક લંબાવી, કોઇએ બહાર કૌતુકની નજર નાંખી અને કોઈએ વૈખરીથી "શું છે? શું છે? કોનું કામ છે" એમ પૂછ્યું. પેલા હાકરડાએ ફરી નામ દીધું. જાણે તે પ્રશ્ન પૂરો સમજવાને, વિદ્યાર્થીઓ મહેતાજીનો પ્રશ્ન જવાબ આપતાં પહેલાં બોલે છે તેમ, "કોણ રઘનાથ કે?". એમ બે ત્રણ વાર બોલી એકે કહ્યું: "રઘનાથ તો બે છે. રઘનાથ જોશી, પણે જોશી ફળીઆમાં રહે છે; અને રઘનાથ ભટ, આ ખાંચામાં પહેલું ખડકીબંધ ઘર."

'રઘનાથ' નામ બે ત્રણ વાર બોલાતાં એ ઘરમાંથી એક બાવીસેક વરસની વિધવાએ ડોકું બહાર કાઢ્યું. હાકરડાના હાથમાં તાર જોઇ તેણે ઘર તરફ મ્હો કરી કહ્યું: "બાપુ, જુઓ જોઈએ, ભાઈનો તાર આવ્યો લાગે છે." બાઇએ થીંગડાંવાળું પણ ચોખ્ખું અબોટીઉં પહેર્યું હતું. તેનું મ્હો ચિંતાવાળું દેખાતું હતું, અને માથાના વાળ આજે જ કઢાવેલા હતા. છતાં તેના અંગેઅંગમાં સ્ફુર્તિ અને તંદુરસ્તી દેખાતાં હતાં અને પોતાની સ્થિતિ ઉપરના પ્રભુત્વથી અને અજ્ઞાત કૃતકૃત્યતાના સંતોષથી જે સ્વસ્થતા આવે છે તે તેનામાં હતી.

ઘરમાંથી, પહેરેલી ધાબળીએ, પાઠની ભગવદ્‌ગીતાનો ગુટકો એમ ને એમ હાથમાં રાખી, તેના પિતા બહાર આવ્યા, અને હાકરડા પાસેથી તાર નીચે નંખાવી લીધો. બાપ દીકરી ઘરમાં ગયાં. તારવાળો તેમનો ઉદ્વેગ જોઈ શીખની આશા છોડી ચાલતો થયો. રઘનાથ ભટ ધોતીઉં પહેરી, માથે સફેદ પાઘડી નાંખી, ખુલ્લે ખભે એક ધોળું બેસિયું નાંખી, હાથમાં લાકડી લઇ બજાર તરફ ચાલ્યા. ધ્રૂજતા હાથ અને અસ્થિર પગ જોઇ ગંગાએ કહ્યું: "બાપુ! એમાં ચિન્તા ન કરશો. ભાઈને આ વરસ આવવામાં મોડું થયું છે એટલે તાર કર્યો હશે. કાંઈ રોકાણ થયું હશે. તમે કહો તો હું ગામમાં જઈ વંચાવી આવું." ડોસાએ પોતા પર કાબુ મેળવી, માથું હલાવી ના પાડી, ચાલવા માંડ્યું. ગામમાં કસળચંદ વાણીઆનો દીકરો ફક્ત કપાસના ભાવના તાર વાંચવા જેટલું અંગ્રેજી ભણ્યો હતો તેની પાસે જઇ રઘનાથે તાર વંચાવ્યો. ઘણી મુશ્કેલીએ છોકરાએ તાર બેસાર્યો કે "મુકુન્દરાય મિત્રો સાથે લોકલમાં આવે છે." કેટલા મિત્રો તે તારમાંથી નક્કી ન થઈ શક્યું. તાર સાંભળી ડોસા ચાલવા માંડ્યા એટલે કસળચંદે બે ઘડી બેસવા આગ્રહ કર્યો. ડોસાએ કહ્યું કે ઘેર રસોઈ કરાવવી છે એટલે ઉતાવળ છે. કસળચંદે બહુ જ મમત્વથી ડોસાને કહ્યું કે આ વખત તો ભાઇની પાસે જરૂર ટપાલની અરજી કરાવવી છે.

રામૈયામાં ટપાલનું દુઃખ હતું. ટ્રેન થયા પહેલાંથી તોરણીઆ મારફત તેમને ટપાલ આવતી અને તેથી એક દિવસ નકામો જતો. હવે રામૈયા સ્ટેશન ચાર જ માઇલ દૂર હતું પણ ટપાલની વ્યવસ્થા જૂની જ કાયમ રહી હતી. રેલવેમાં નવી લાઇન થાય, નવું સ્ટેશન થાય તેમાં પોસ્ટ ખાતાને શું! એ ખાતું તો સ્વતંત્ર છે ના!

રઘનાથ ઉતાવળે પગે ઘેર આવ્યા. ડોસાના મ્હો પરથી કુશળ સમજી ગંગાએ કહ્યું: "હું નહોતી કહેતી! તમે નકામી ચિંતા કરતા હતા. ભાઈ આવે છે ના?"

"હા, અને સાથે તેના ભાઇબંધોને તેડતો આવે છે. હવે જમવાનું કેમ કરીશું? ગાડી આવવાનો વખત તો થઈ ગયો છે નહિ? તેં દાળમાં હવેજ નાંખી દીધો છે?"

"હા."

"ત્યારે લાડુ કરીશું ?"

"ના, ભાઇને લાડુ પસંદ નથી. તેના કરતાં તો શીરો તેને ભાવે છે એમ એક દિવસ કહેતા હતા. અને સાથે ભજીઆં પણ કરીશું. તમે ભજીઆં માટે જે મળે તે લઈ આવો. ઘી પણ જોઇશે. શીરા માટે બદામ તો છે."

રઘનાથ ઘીનું વાસણ લઈ એમ ને એમ ગામમાં ગયા. બીજી બાજુ ગંગાએ તુવરની દાળનું પાણી કાઢી નાંખી તેની લચકો દાળ કરી અને દહીં સરસ હતું તે ભાગીને કઢી કરવા માંડી. થોડીવારે રઘનાથ તપેલીમાં તાજું, લીલી ઝાંશવાળું ઘી અને બીજા હાથમાં કોળું લઇને આવ્યા અને કહ્યું: "બીજું તો કાંઈ ન મળ્યું."

"કાંઈ ફિકર નહિ. તમે એનાં પાતળાં પતીકાં કરો. એ તો કોળાનાં પણ સરસ ભજીઆં થશે." ગંગા ઊઠી અને ભજીઆં માટે ચણાની દાળ દળવા બેઠી. ડોસા અતિ ચીવટથી ભજીઆં માટે પાતળાં પતીકાં કરવા બેઠા. એમ આ થોડી મીનીટ પર ચિંતાજન્ય શાન્તિમાં ડૂબેલું ઘર ઘડીમાં હર્ષજન્ય વ્યવસાયમાં પડી ગયું.

રઘનાથ ભટ ગામના પ્રતિષ્ઠિત અને નાતજાતમાં સારી આબરૂવાળા ઊંચા કુટુંબનાં બ્રાહ્મણ હતા. નાની વયમાં માબાપ ગુજરી ગયાં હતાં પણ તેણે પોતાના જ સાહસથી પહેલાં જામનગર અને પછી કાશી જઈ અભ્યાસ કર્યો હતો. તે સંસ્કૃત સારૂં જાણતા. જ્યોતિષ, કાવ્ય, ભાગવત, કર્મકાણ્ડ વગેરે ભણેલા હતા. તેનો કંઠ ઘણો મધુર હતો અને જ્યારે ભાગવતની કથા કરતાં કૃષ્ણ યમુનામાં પડતાં યશોદાએ કરેલા વિલાપનું વર્ણન કરતા કે ગોપિકાગીત ગાતા ત્યારે અભણ માણસ પણ આંસુ પાડતાં. પોતાની પ્રતિષ્ઠાથી જ જ્ઞાતિજનોના દ્વેષ છતાં તે સારે ઘેર પરણ્યા અને તેમનાં જૂનાં ઘરાકો અને ગિરાસ તેના કંકાસીઆ કાકા પાસેથી એની મેળે પાછાં આવ્યાં. વખત જતાં તેમણે ગિરાસમાં કંઈક વધારો પણ કર્યો. તે મોટી ઉંમરે પરણ્યા હતા એટલે તેમની પત્ની નાની ઉંમરની હતી પણ તેનું કુટુંબ ગામમાં અને નાતમાં સુખીમાં સુખી ગણાતું. હરકોરને રસોઈ ઘણી સારી અને ત્વરાથી કરતાં આવડતી. તેના જેવી, પાતળી મોટી ફૂલેલી અને બરાબર ચેડવેલી રોટલી કોઈક જ કરી શકતું અને પૂરણપોળી તો સ્ત્રીઓ તેની પાસે શીખવા આવતી. તેના જેવી ઝીણી વાટ કોઇ ન કરી શકતું અને એક જાડી વાટ કરતાં બે પાતળી વાટનો પ્રકાશ વધારે પડે છે એ તેની પોતાની શોધ હતી. પણ આ સુખ ઝાઝા દિવસ ટક્યું નહિ. નવ વરસની ગંગાને [illegible] ના મુકુન્દને મૂકી હરકોર ગુજરી ગઈ. રઘનાથને

જારે ચણીને ધરાઈને કેટલાય પા

સારા [illegible] ઉંમરે ફરી પરણવાની તેણે ના પાડી અને

દેલાવતા જાણે કોઈ કારભારાં ઊળતા હોય તે

ન ગાળવા માંડયું. છોકરાં નાનાં હોવાથી અને

દારમાંથી વાંકોચૂંકો રસ્તો કરતો ધીમે ધીમે

વાનું છોડી દેવું પડયું છતાં કરકસરથી અને

ચૌટામાં ગયો. ચૌટામાં પેસતાં જ એક ન

અને પાંચ પૈસા બચાવી પણ શકતા. ગંગા

અને દેવતા માગી ચલમ પીધી. પછી

[illegible]વન ઉપર બીજો વધારે કારી ઘા પડયો. પશ્ચિમ

[illegible]. ગંગામાં માતાની આવડત, સુઘડતા અને પિતાનું

[illegible] જ નાનાભાઇને ઉછેરવાનો અને ઘરનો બીજો

---

૬૬. Ibid p. 24.

૬૭. Local Governmen[illegible]

બધો ભાર ઉઠાવી લીધો. રઘનાથની સેવા તે માતા જેવા કોમલ સ્નેહથી કરતી પણ રઘનાથમાં જૂનો ઉલ્લાસ કદી ફરી આવ્યો નહિ. તેમની બુદ્ધિની સૂક્ષ્મતા એની એ રહી, પણ નવાં કાર્યોનો ઉત્સાહ મંદ થયો અને દહાડે દિવસે તે ઓછાબોલા થતા ગયાં. ભગ્નહૃદયમાંથી જાણે તેમનું જીવન વેગથી સરવા માંડયું–માત્ર પુત્રને પ્રતિષ્ઠિત જોવાની તેમની જૂની ઇચ્છામાં નિઃશબ્દ નિષ્ક્રિય તીવ્રતા આવી. આવી સ્થિતિમાં પણ ગામમાં તેમની પ્રતિષ્ઠા એ જ રહી હતી. ઊલટું દુઃખમાં રાખેલી ધીરજથી તેમના તરફ પૂજ્યભાવ થયો હતો.

મુકુન્દમાં માબાપની સર્વ શક્તિ ઉતરી આવી હતી ખરી પણ તેના પિતાના ઔદાસીન્યને લીધે તે કેળવાઈ નહોતી. નાનપણથી જ તેને સ્વતંત્રતાથી કામ કરવાની ટેવ પડી હતી અને એ ટેવ, અંગ્રેજી શિક્ષણ લેવા તે બહારગામ ગયો ત્યારથી વધવા માંડી. મેટ્રિક થયા પછી તે કૉલેજમાં ગયો હતો. અત્યારે તે બી. એસ. સી. ના પહેલા વર્ષમાં હતો અને ઉનાળાની રજા પડેલી હોવાથી ઘેર આવતો હતો.

કૉલેજના અભ્યાસના આ વર્ષમાં વિદ્યાર્થીનું ચારિત્ર્ય અને ભાવિ કારકીર્દી કંઇક ચોક્કસ સ્વરૂપ પકડે છે. અને કૉલેજના સ્વાતંત્ર્યના વાતાવરણને લીધે અને પરીક્ષાની ચિંતા ન હોવાથી આ વરસમાં વિદ્યાર્થીમાં માનસિક અને શારીરિક ઉલ્લાસ પણ ઠીક હોય છે. આપણા મુકુન્દરાયમાં પણ આ વરસ ઠીક ઉલ્લાસ આવ્યો હતો. તે ટેનિસ સારૂં રમી શકતો, ટેનિસની છેલ્લી રમતમાં જ માત્ર તે હાર્યો હતો પણ તેની રમવાની છટા ઘણી જ વખણાઈ હતી. તેની છટાથી જ અને સામાન્ય રીતભાતથી સ્ત્રી–વિદ્યાર્થીઓનો તે ખાસ માનીતો થયો હતો. સ્ત્રી–વિદ્યાર્થીઓ ટેનિસમાં તેને ભાગીદાર તરીકે માગતી. અને હમણાં તો ટેનિસ કરતાં પણ સ્ત્રીઓ તરફની રીતભાતથી સર્વ પુરુષ–વિદ્યાર્થીઓ પણ તેને ઘણું માન આપતા. કૉલેજમાં મિસ ગુપ્તા કરીને એક બહુ જ જાજરમાન વિદ્યાર્થીની હતી. પુરુષો તરફ કંઈક તિરસ્કારની નજરથી તે જોતી. ડિબેટિંગ સોસાઇટીમાં પુરુષોને હસી કાઢતી. પણ ઘણી વાર સ્ત્રીઓનો આવો તિરસ્કાર પુરુષોને વધારે આકર્ષવા માટે જ હોય છે. મિસ ગુપ્તાને પણ તેમ થયું. અનેક પૈસાદારો અને ફેશનેબલ યુવાનો તેની સેવા કરવા તલસતા. ટેનિસમાં, સામા પક્ષના પુરુષો તરફથી બહુ જ સહેલાં પોઇન્ટસ તેને મળતાં અને તેના વળતા ફટકા નહિ લઈ શકવામાં પુરુષો પોતાને ધન્ય માનતા. પણ તેમાં અનન્ય સેવાનો લાભ તો મુકુન્દને મળ્યો. એકવાર મુકુન્દે તેના પક્ષકાર થઈ તેને ત્રણ સેટોમાં લાગલાગટ જીત અપાવી. ત્યારથી તેમની મૈત્રી વધી. પછી લેબોરેટરીમાં પણ બન્ને અનાયાસે ઘણીવાર એક જ ટેબલ પર ભેગાં થઈ જતાં. એકવાર મુકુન્દના ટેબલ પર મિસ ગુપ્તા જઈ ચડયાં. મુકુન્દે ટેસ્ટ-ટયુબમાં એક સુંદર વાદળી રંગનું ડિપોઝિટ બનાવ્યું હતું તે બતાવી કહ્યું: " મિસ ગુપ્તા, શું તમને આ રંગ સુંદર નથી લાગતો ?" મિસ ગુપ્તાએ હા પાડી. મુકુન્દે વાત લંબાવી. " સાયન્સને લોકો જડ માને છે પણ કોણ કહેશે આમાં સૌંદર્ય નથી ? " મિસ ગુપ્તાએ ફરી હા પાડી. મુકુન્દ આગળ વધ્યો: " તમને નથી લાગતું આ રંગની સાડી હોય તો શોભે ? " મિસ ગુપ્તાએ કહ્યું: " હા એ રંગની સાડી હોય છે પણ ખરી." મુકુન્દે જરા વધારે બહાદુર થઇ કહ્યું: " હોવી જ જોઇએ. હિંદુસ્તાન તો રંગોનો દેશ છે. આપણે રંગોના પ્રયોગો કરવા જોઇએ. આ રંગને આપણે સરખાવી

જોઈએ તો કેવું ?" મિસ ગુપ્તાને આમાં ઘણો રસ પડ્યો. બીજે દિવસે મિસ ગુપ્તા એવી જ સાડી પહેરીને આવી અને મુકુન્દને એ રંગનું સોલ્યુશન જોવા કહ્યું. મુકુન્દે કહ્યું: "તમે પોતે જ બનાવો. હું બધી સામગ્રી ભેગી કરી આપું." મુકુન્દે તેમ કર્યું. બધી ક્રિયા કર્યા પછી એક હાથમાં ટેસ્ટ-ટ્યુબ અને બીજા હાથમાં શીશી લઈ મિસ ગુપ્તા છેવટનું દ્રવ્ય રેડતી હતી, અંદર ધીમે ધીમે રંગ થતો જતો હતો તે જોતી હતી, અને તે જ વખતે તેના માથામાં ખોસેલી પિન નીકળી ગઈ, અને છેડો સરવા લાગ્યો. અરધું જાણતાં અરધું અજાણતાં તેનાથી મુકુન્દનું નામ દેવાઈ ગયું અને મુકુન્દે 'કંઈ નહિ' કહી તેનો છેડો બહુ જ વિવેક અને મર્યાદાના દેખાવથી ખભા પર સરખો કરી આપ્યો. બસ. ત્યારથી મુકુન્દ જ આખી કૉલેજમાં ધન્યતમ યુવાન ગણાવા લાગ્યો.

મુકુન્દની પ્રતિષ્ઠા હવે વધવા માંડી. બધા વિદ્યાર્થીઓ તેને માન આપવા લાગ્યા. નોકરો પણ તેને સલામ ભરવા લાગ્યા, અને તેનો હુકમ ઉઠાવવા લાગ્યા. તેનો ટેસ્ટ વખણાવા લાગ્યો. તેની મૈત્રી કરવી એ ફૅશન થઈ. તેને ઘણા પૈસાદાર મિત્રો થયા. તેમને તે કેટલીક ઉત્તમ ચીજોના ઉપયોગ શીખવતો, ટાઈના પ્રકારો શીખવતો, રૅકેટ સંબંધી અને ફટકા મારવા સંબંધી સલાહ આપતો, છેલ્લામાં છેલ્લી ઢબ સંબંધી અભિપ્રાય આપતો. આ બધા પ્રસંગોથી તે પોતે ન ખરીદી શકે એવી ઘણી ચીજો તેને વગર પૈસે મળતી. મિત્રો આગળ તે ગરીબ દેખાવું પસંદ કરતો નહિ. પૈસાદાર દેખાવાની કળા પોતાને સિદ્ધ છે એમ તે માનતો. તેની પાસે પૈસા ઓછા હતા પણ તે પાકીટ ઉંચી જાતનું વાપરતો. તે બનાતના ઉંચા જોડા લઇ શકતો નહિ પણ બ્લૅંકો લગાડી તેને બરાબર સફેદ અને ડાઘા વગરના રાખી શકતો. પાટલૂન નેકટાઈ પહેરવાનો રિવાજ તેણે હજી દાખલ કર્યો નહોતો પણ ઝીણાં ફરફરતાં ધોતીઆં તે સુંદર રીતે પહેરતો. આ બધાનું પરિણામ એ થતું કે જો કે તેના બહારના દેખાવના પ્રમાણમાં તે બહુ કરકસરથી રહેતો પણ પોતાની સ્થિતિથી ઘણું વધારે ખરચ કરતો અને બાપ પાસેથી ચોપડીઓ મગાવવાના ખોટા બહાનાથી તેને ઘણી વાર પૈસા મગાવવા પડતા.

તેની છેવટની ફતેહોથી અંજાઈ પાસેના કેટલાક પૈસાદાર મિત્રો તેને ત્યાં આ વખતે વેકેશન ગાળવા આવતા હતા.

ગંગા અને રઘનાથ, ભાઈ માટેની ધામધૂમમાં પડ્યાં હતાં એટલામાં બાપના તીવ્ર કાને બહાર એકાનો અવાજ સાંભળ્યો. તે સાંભળીને તે ખડકી તરફ ધીમે ઊઠીને જાય છે એટલામાં એકામાંથી એકદમ ઉતરી 'કમ ઑન, કમ ઑન' કરતો મુકુન્દરાય ખડકીમાં આવ્યો. અને તેની પાછળ બે જણા ખાખી ખમીસ, ખાખી નેકટાઇ અને ધોતીઆં પહેરેલા, એક હાથમાં બિસ્ત્રો અને બીજા હાથમાં ટેનિસનું પ્રેસમાં દબાવેલું અને ખાખી રબરની ખોળવાળું રૅકેટ લઇને ખડકીમાં પેસતા હતા. રઘનાથે "ભાઈ આવ્યો" કહ્યું પણ મુકુન્દરાયનો મિત્રો તરફનો વિવેક હજી પૂરો થયો નહોતો એટલે તેણે કાંઈ જવાબ ન દીધો. અંદર આવી, મુકુન્દરાય, ઘંટીના અવાજથી, જાણે પોતે દોરી રાખેલું કોઈ સુંદર ચિત્ર કોઇએ ભૂંસી નાંખ્યું હોય તેમ, ચ્હીડાઇને બોલ્યો: "આ અત્યારે ઘંટી કોણ ચલાવે છે ?" ગંગાએ, જરા લોટવાળા હાથ ખંખેરતાં હસતે મોઢે બહાર આવી કહ્યું: "ભાઈ, તમારે માટે ભજીઆંનો લોટ જરા દળતી હતી. મોઢું કેમ સૂકાઈ ગયું છે ?" મુકુન્દે

એ જ અવાજમાં કહ્યું: "પણ હજી તમે રસોઈ નથી કરી? મેં તાર કર્યો હતો ને! કેટલું બધું મોડું થયું? અલ્યા એકાવાળા ટ્રંક અંદર લાવ. આવોને મિસ્ટર પંડિત, મિસ્ટર ચોકસી." બન્ને મહેમાનો, ઘંટીના અવાજથી મુકુન્દરાયને જે આઘાત લાગેલો હતો તેના સાક્ષી થઈ તેની સ્થિતિ વધારે કફોડી ન કરવા ખડકી બહાર સામાન લેવા પાછા ગયા હતા તે અંદર આવી ઊભા રહ્યા. મુકુન્દરાયની પૂર્વેની મૂંઝવણ હજી બંધ પડી નહોતી અને તેથી અંદર બોલાવેલા મિત્રોને શું કહેવું તે તેને તરત સૂઝ્યું નહિ. ખુરશી ટેબલ હોય તો મિત્રોને અંગ્રેજીમાં કહી શકાય કે 'કૃપા કરી તમારી બેઠક અહીં લો' પણ આ તો ઓટલો, તેના પર ચડવાનાં પગથીઆં, તેમાં મિત્રોને શું કહેવું? આ ગામની અને ઘરોની રચના તેને બહુ જ અર્થ વિનાની લાગી. તેના પિતા તેના આગલા પ્રશ્નોનો જવાબ ગળી જઇ, તેની વિહ્વલતા કંઇક સમજી, બોલ્યા: "આવોને ભાઇ, અહીં બેસવું હોય તો અહીં બેસો, ખાટલા ઉપર. નહિ તો ખડકી ઉપરની મેડીએ તમારો ઉતારો રાખ્યો છે ત્યાં સામાન મૂકાવો."

મુકુન્દને પોતાની પ્રતિષ્ઠા સાચવી રાખવા અને મિત્રો માટેની ચીવટ બતાવવા હજી જરા વધારે પ્રશ્નો કરવાની જરૂર લાગી. "ઉપર સાફ કરાવ્યું છે?" ડોસાએ અતિ ભાવપૂર્વક કહ્યું: "રજાઓ પડી ત્યારથી બહેન એ મેડી હમેશાં સાફ કરે છે." આ ઉત્તર પણ તેને રૂચ્યો નહિ. એકાવાળાને બિસ્ત્રા અને ટ્રંકો ઉપર મૂકવાનું કહી તેણે ફરી પૂછ્યું: "પણ ત્યારે હજી સુધી રસોઇ કેમ તૈયાર થઇ નથી? મેં એટલા માટે તો તાર કર્યો હતો."

"પણ ભાઈ, તાર તો હજી હમણાં આવ્યો, અને ગામમાં વંચાવવાનું પણ દુઃખ."

રેલવેનો તાર, તાર મૂકનાર મુસાફર પહેલાં ભાગ્યે જ પહોંચે છે એ હકીકત સર્વ જાણે છે. પણ માણસ કોણ જાણે શાથી એમ માને છે કે મનના વેગથી હકીકતને ઉડાડી મૂકી શકાય છે. પણ હકીકત હમેશાં અર્થહીન હોય છે અને તેને નહિ સ્વીકારનારનાં કાર્યોને અર્થહીન કરે છે.

મુકુન્દે ઘણા જ વેગથી કહ્યું: "અરે, તાર તે કેમ મોડો આવે? મેં ઠેઠ ઝાંખરીઆ જંક્શનથી કર્યો હતો ને?"

ગંગાએ ભાઈની નિર્બળતાનો લાભ લીધા વિના જરા હસીને કહ્યું: "ભાઈ, એ તો અમને શી ખબર પડે? પણ જે તે તમારે જમવાનું નહિ મોડું થાય. ચ્હા આ પીશો, ન્હાશો ત્યાં રસોઈ તૈયાર હશે."

ગંગાના હાસ્યથી મુકુન્દના મનનું હાસ્યદ્વાર ખૂલ્યું. જાણે વસ્તુસ્થિતિ માટે માફી માગતો હોય તેમ પોતાના મિત્રો તરફ વળીને તેણે હસીને કહ્યું: "આ તો ગામડું છે. તાર કરીએ તોપણ આ સ્થિતિ!" મિત્રોએ 'કાંઈ નહિ' કહી પોતાની ઉદારતા બતાવી. એટલામાં એકાવાળાએ ટ્રંકો અને બિસ્ત્રા મેડી ઉપર ચડાવી દીધા હતા એટલે "ચાલો ત્યારે ઉપર જઇએ" કહી તે મિત્રોને લઈ મેડી તરફ ચાલ્યો. ત્યાં એકાવાળાએ ભાડું માગ્યું. મુકુન્દે ખિસ્સામાંથી પાકીટ કાઢ્યું, તેની ચાંપો ચપ ચપ ઉઘાડી, અને અંદરથી એક રૂપીઓ કાઢી એકાવાળા તરફ જાણે રૂપીઆમાં શું છે એવા અભિનયથી ફેંક્યો. એકાવાળો રૂપીઓ લઇ ચાલવા જતો હતો ત્યાં રઘનાથ ભટે કહ્યું: "કેમ ભાઇ, આટલું બધું ઠરાવ્યું હતું? એકા તો આઠ દસ આનામાં આવે છે."

મુકુન્દે, બેદરકારીથી જવાબ આપ્યો: "અમે તો કોઇ દિવસ ભાડું ઠરાવતા જ નથી. એટલી રકમમાં પાછું શું માગવું? એની પાસે છૂટા પૈસા પણ નહિ હોય. કેમ અલ્યા છૂટા પૈસા છે?"

પેલો તો ના જ પાડે ના!

મુકુન્દે વાત બંધ કરાવવાને માટે મોઢાનો ફેરફાર કર્યો પણ તેના પિતા એ સમજી શક્યા નહિ. તેમણે કહ્યું: "એટલા પૈસા તો ઘરમાંથી પણ નીકળશે. નહિ તો બજારમાંથી પણ મળશે."

મુકુન્દે આખરે છેવટના ફેંસલાના અવાજથી કહ્યું: "કાંઈ નહિ, બિચારો ગરીબ છે." એકાવાળો આ રઘનાથ ભટના દીકરાને સલામ ભરી ચાલતો થયો. પણ પોતાના ઘરની સ્થિતિ આમ ચાર છ આના પાછા લેવા જેવી છે એ બાબત આટલી બધી ખુલ્લી રીતે ચોળાઈ તેથી મુકુન્દને માઠું ઘણું લાગ્યું. પ્રયત્નથી હસતું મ્હો રાખી તે ઉપર ગયો. સમાન સાથે નિરર્થક હાસ્ય અને અસમાન તરફ નિરર્થક તોછડાઈ એ આધુનિકતાનાં લક્ષણો છે.

ઉપર જઈ થોડી વાતચીત કરી પછી ચ્હા પીધી. ચ્હા પીધા પછી જ સવારનાં શારીરિક નિત્યકર્મો કરવાનો આ મિત્રોનો રિવાજ હતો અને આવી ખાસ ટેવો પોતાની વૈયક્તિક વિશિષ્ટતા તરીકે તેઓ જાળવી રાખતા હતા અને વધારતા જતા હતા. ધીમે ધીમે ચ્હા પી, સીગારેટ પીતાપીતા,—મુકુન્દ કોઇ કોઇ વાર બીજાની આપેલી સીગારેટ પીતો પણ આજે તેના પિતાના માનમાં તેણે લેવા ના પાડી હતી—ત્રણે જણ બહાર ગયા.

ગંગાનું કહેવું અક્ષરશઃ ખરૂં પડ્યું. મુકુન્દ અને તેના મિત્રો આવીને નાહી રહ્યા ત્યારે જમવાનું તયાર થઈ ગયું હતું. વૃદ્ધ રઘનાથ, જુવાનો સંકોચ ન પામે માટે, પોતે પાછળથી જમવાની ઇચ્છા બતાવી અધૂરી રહેલી માળા પૂરી કરવા બેઠા. ગંગાએ પાટલા અને લોટા ભરીને તૈયાર મૂક્યા હતા ત્યાં ત્રણેય કૉલેજિયનો બેઠા. મુકુન્દે કહ્યું: "ગંગા, લે પીરસ."

ગંગા શીરો પૂરી અને દાળ પીરસેલી થાળીઓ બહાર લાવી એ જોઇને જ મુકુન્દનો પિત્તો ગયો. તે બોલી ઊઠ્યો: "શીરો કેમ કર્યો છે?"

ગંગાએ ધીરજથી જવાબ આપ્યો: "ભાઇ, બીજું કરવાનો વખત જ નહોતો." મુકુન્દે જ એકવાર કહેલું કે શીરો તેને બહુ ભાવે છે પણ ગંગા કુદરતી રીતે જ કળી ગઇ કે એ જવાબથી ભાઈની સ્થિતિ ખરાબ થશે, એટલે તે ગમ ખાઇ ગઇ. પણ મુકુન્દ એમ શાન્ત થાય તેમ નહોતો. "એનો એ જવાબ ન આપ. પૂરણપોળી કરવી હતી."

"ભાઇ, દાળમાં હવેજ નાંખી દીધો હતો. ફરી દાળ મૂકું તો ઘણી વાર થઇ જાય."

"અને શાક તો બિલકુલ કર્યું જ નથી?"

"બીજું કાંઈ મળતું નહોતું. પણ ભજીઆં કર્યાં છે."

ઉપરી અમલદાર તાબેદારની માફી સ્વીકારતો હોય એવે અવાજે મુકુન્દે કહ્યું: "ઠીક ત્યારે; શેનાં કર્યાં છે?"

"કોળાનાં."

મુકુન્દને આ અસહ્ય લાગ્યું. તેણે ચાખવા જેટલી રાહ જોઈ હોત તો તેને અને તેના મહેમાન મિત્રોને સમજાત કે શહેરનાં ભજીઆંથી આ કોઇ રીતે ઉતરે તેવાં નહોતાં. પણ તેને તો કોળાનું નામ જ ખરાબ લાગ્યું. તેનાથી મોટા અવાજે બોલી જવાયું: "કોળાનાં તે કાંઈ ભજીઆં કહેવાય!

ગંગાને ઘણું ઓછું આવ્યું. તેણે કાંઇ જવાબ ન આપ્યો. મુકુન્દને પણ પોતાની પ્રતિષ્ઠા માટે એ જ જોઈતું હતું. બહેનના સામું પણ મુકુન્દે જોયું નહિ. તેણે થોડી વાર રોષભર્યે મ્હોએ ખાધા કર્યું અને પછી મિત્રો સાથે શહેરના સીનેમા, પાર્ટીઓ વગેરેની વાતો કાઢી તેમનું મનોરંજન કરવા માંડ્યું.

મુકુન્દરાયને અંગ્રેજી ભણેલા તરીકે સ્ત્રી માટે માન પણ ન હોય એ વાંચનાર કદાચ માનવા તૈયાર નહિ હોય! પણ હું એમ ક્યાં કહું છું? મેં તો પહેલેથી જ જણાવ્યું છે કે મુકુન્દરાયને સ્ત્રીઓ માટે માન હતું, સ્ત્રીઓ તરફ ઘણો સારો આદરભાવ રાખતા માટે તેના મિત્રો તેના તરફ ઘણો આદરભાવ રાખતા. પણ સ્ત્રીઓ એટલે કઈ સ્ત્રીઓ? જેમના તરફ સ્ત્રીભાવ થઈ શકે તે સ્ત્રીઓ અને સ્ત્રીનો એક અર્થ પત્ની પણ થાય છે, અને ઘણીવાર અનેક અર્થોમાંથી એક જ અર્થ હૃદય અને કાર્યમાં ઉતરવા પામે છે.

સવારે ટપાલ સંબંધી થયેલ વાતચીત મુકુન્દને કહેવાને રઘનાથ ઘણા વખતથી રાહ જોતા હતા. પણ તેને વાતનું મુળ મળતું નહોતું. છતાં ધીમેથી વાત કાઢવા તેણે કહ્યું: "કેમ હવે તો આરામ લેશો ખરૂં ના."

મુકુન્દે ટૂંકમાં 'હા' કહી.

રઘનાથે આગળ ચલાવ્યું: "પછી જરા આ ભાઇઓને ગામ દેખાડજો. પેલી તળાવની પાળ ઉપરની દહેરી બતાવજો. તેમાં શિલાલેખ છે તે બતાવજો."

મુકુન્દને ગામડાની વાત જ કાપી નાંખવી હતી. તે કહે: "હવે એમાં તે શું જોવું છે?"

ડોસા ત્યાં પણ પાછા પડ્યા. તો પણ આગળ બોલ્યા: "તો પણ જરા નમતે પહોરે કસળચંદને ત્યાં જજો. તેઓ સંભારતા હતા તમને. અને કહેતા હતા કે આ વખતે તો ભાઈની પાસે ટપાલની અરજી જરૂર લખાવવી છે."

આ બધી ક્ષુલ્લક બાબતોથી વળી મુકુન્દને માઠું લાગ્યું, તેણે જવાબ આપ્યો: "તે અમે આમ કૉલેજમાં ખૂબ કામ કરીને થાકીને આવ્યા હોઇએ ત્યાં વળી અરજી ક્યાં લખવા જઈએ!" અને આમ કહેતાં માથાની બાબરી આંખ પર સરી આવતી હતી તેને જગાએ પાછી ફેંકવા તેણે મોઢું ત્રાંસું ઉછાળ્યું. તેથી તેના મનના અને વાણીના ઉછાંછળાપણાનો એ બરાબર ઉચિત અભિનય થઇ રહ્યો. તેના બાપે બોલવું બંધ કર્યું.

ત્રણેય જણા મેડીએ સૂવા ગયા. મિ. પંડિત અને ચોકશી તો ઊંઘી ગયા પણ મુકુન્દને ઊંઘ ન આવી. તેનું ચિત્ત વિચારે ચઢ્યું.

ડોસાએ મારી પ્રતિષ્ઠા ઉપર બધું પાણી ફેરવ્યું. હવે આ ચોકશી ને પંડિત એમ જ માનશે કે હું તો ગરીબ છું. કૉલેજમાં બધેય કહી દેશે. તેમાં મેં નિશાની કરી તોય એકાવાળાની વાત પડતી ન મૂકી! હું કૉલેજમાં કેટલી કરકસર કરૂં છું તે એ સમજતા જ નથી. મિ. દલાલ પચાસ રૂપીઆનું બૅટ વાપરે છે અને હું આઠ જ રૂપીઆનું વાપરૂં છું. તેથી જ હું તે દિવસે ટુર્નામેન્ટમાં હારી ગયો. છતાં સ્ટાઇલ તો મારી જ વખણાઇ હતી.

કલેકટરે અને તેની પત્નીએ મારું નામ પૂછ્યું હતું. હવે આમ ક્યાં સુધી સહન કરવું? ક્યાં સુધી માન રાખવું? હવે મારે એકવાર ડોસા સાથે ચોખવટ કરવી જ જોઈએ. માન રાખવું એ મનની નબળાઇ છે......

મુકુન્દ, મિત્રો જાગે નહિ તેમ, બાપને કહેવાનો નિશ્ચય કરી ઊઠ્યો. રઘનાથ પાસે ગયો. મુકુન્દની વર્તણુકથી તેમને માઠું લાગ્યું હતું અને રુચિ નથી કહી તે જમ્યા પણ નહોતા. અને અત્યારે ઉદાસીન થઇને થાકીને જરા આડે પડખે થયા હતા. જરા સળવળાટ સાંભળતાં જ આંખ ઉઘાડી અને મુકુન્દને જોઇ તેઓ બેઠા થયા. મુકુન્દ પાસે બેઠો. પણ કોણ જાણે, તેના મિત્રો અને કૉલેજનું વાતાવરણ નહોતું તેથી, કે પિતા પાસે છૂટ લેવાની ટેવ નહિ તેથી તે વાત શરૂ કરી શક્યો નહિ. તેણે ફરી સબળ થવાનો નિશ્ચય કર્યો અને કૃત્રિમ વેગ અને બળથી તે બોલવા માંડયો. પણ આથી તેના બોલવામાં કાંઇ મર્યાદા કે ઢંગધડો કે ક્રમ કે વિચારસંકલના પણ રહી નહિ. "આવું હું ક્યાં સુધી સહન કરી શકું? તમે મારી પ્રતિષ્ઠા મારા ભાઇબંધોના દેખતાં ખોવરાવી છે. મારે રૅકેટ વગર ચલાવવું પડે છે. તમે નકામો લોભ બહુ કરો છો! હું તમારી આમન્યા ક્યાં સુધી રાખું?" વગેરે તે જેમ આવે તેમ બોલી ગયો. રઘનાથ પોતાની ટેવ પ્રમાણે ચૂપ જ રહ્યો. ફરી મુકુન્દને ન સમજાયું કે હવે શું કરવું. પણ આટલે આવ્યા પછી વાત પૂરી કરવા સિવાય ઉપાય નહોતો. તેણે ફરી બળનો નિશ્ચય કર્યો અને પૂછ્યું: "ત્યારે શું કહો છો?" રઘનાથ ખિન્ન પણ શાન્ત વદને બોલ્યા "શેનું?"

"આ પૈસામાં હેરાન થાઉં છું તેનું?"

"પણ પૈસા તો છે તેટલા મોકલું છું. બીજા ક્યાંથી કહાડું?"

મુકુન્દને તો હવે વાતને ઠેઠ પહોંચાડવી હતી. તેણે કહ્યું: "તો ખેતરો વેચી નાંખો. હું મારા અભ્યાસની ખાતર ગમે તેટલો આત્મભોગ આપવા તૈયાર છું."

"પણ ખેતરો એમ વેચી દઇએ તો ગંગાનું શું થાય?"

મુકુન્દને એક ક્ષણમાં અનેક વિચારો આવી ગયા. વિધવાવિવાહ નહિ કરવાનાં અનેક અનિષ્ટ પરિણામો ઉપરાંત તેને બીજાં ઘણાં દેખાયાં. આ ઉપાય પિતાને સમજાવવાનું તેને મન થઈ ગયું પણ હીમ ન ઉપડી. બધા વિચારો સંકેલીને તેણે એટલું જ કહ્યું: "ગંગાની ચિન્તા કરવાની જરૂર નથી. અત્યારે બરાબર ખરચ કરીએ તો મારે સારી ઓળખાણ પિછાણ થાય અને ભવિષ્યમાં તેથી ફાયદો થાય. તો ગંગાનો નિભાવ તો સહેજમાં થઈ જાય."

તેના પિતાએ તેને જવાબ ન આપ્યો. મુકુન્દ મોટો થાય અને કમાય એ એમને એટલું બધું અસંભવિત ન લાગ્યું. મુકુન્દ કૉલેજમાં કેવાં કેવાં ખરચ કરે છે અને બીજાં તેને ક્યાં ક્યાં કરવાં છે તે તે જાણતા નહોતા, પણ મુકુન્દે આજ સુધી, સારાં રૅકેટ, સારા જોડા, કોટ પેન્ટ જાતજાતના કૉલર ટાઈ હૅટ વગેરે લેવાના જે અનેક મનસૂબા કરી કરીને અંતરમાં સંઘરી રાખ્યા હતા તેનો ભાવ તેના મ્હો પર શું જાણે શાથી રઘનાથ કળી ગયા. તેમને સમજાયું કે મુકુન્દની કમાણીમાં ગંગાનો સમાસ થવાનો નથી અને એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી તે માત્ર એટલું જ બોલ્યા: "એમ ન થાય." મુકુન્દ હજી પણ બળનું આવાહન કરત પણ શું કહેવું તે સૂઝયું નહિ તેથી "ઠીક ત્યારે" કહીને ઊઠ્યો. છેલ્લા શબ્દો બોલતાં તેણે ફરી મોઢું ત્રાંસું ઉછાળ્યું અને ઉપર ગયો.

ગંગાએ આ વાત બીજા ઓરડામાં રહી સાંભળી હતી અને તેથી તેને ઘણું જ માઠું લાગ્યું હતું પણ મનનો ભાવ દબાવી તે નિત્યને સમયે પાણી ભરવા ઊઠી. આજે પાણી વધારે વર્યું હતું તેથી તે બે હાંડા લઇ પાણી ભરવા નીકળી અને મોઢું ન દેખાય માટે એકદમ પસાર થઇ ગઈ. તેને જોઈ રઘનાથ સ્વાભાવિક રીતે જ ઊઠી ગયા અને બારણામાં જઇ કહ્યું: "ગંગા, બે હાંડા શા માટે લે છે? બહુ પાણી જોઇએ તો પૈસા દઇ મંગાવ." "આ તો નાનો હાંડો છે" એમ કહેતાં તો તે ખડકી બહાર દૂર ચાલી ગઇ.

મુકુન્દ મેડી ઉપર આવી ટ્રેનમાં લીધેલું પેપર ખાલી વાંચવા માંડયો હતો. થોડીવારે તેના મિત્રો જાગ્યા. 'કેમ ચ્હા કરીશું' કહી તેણે ચ્હા કરવાની શરૂઆત કરી. તેના મિત્રોએ હવે તેને કાંઇક પ્રશ્નો પૂછવા શરૂ કર્યા. મુકુન્દની નાત, જાત, તેનાં ભાંડુ, વગેરેથી શરૂ થઈ વાત આગળ ચાલવા માંડી. ચ્હાની આશાથી તેમનામાં ઉત્સાહ આવ્યો હતો અને તે ઉત્સાહમાં મુકુન્દ સ્ટવને જોરથી પંપ કરતો જતો હતો અને બધા ઊંચે સાદે વાતો કરતા હતા. ત્યાં ગંગા પાણી ભરીને આવી અને ખડકીમાં બન્ને હાંડા સાથે પેસાય તેમ નહોતું તેથી ઉપલો હાંડો ઉતરાવવા તેણે મુકુન્દને સાદ કર્યો. મુકુન્દે તે સાંભળ્યો નહિ પણ તેના પિતા ગંગાના જ વિચારો કરતા હતા તે ખડકીએ આવી પહોંચ્યા. હાંડો ઉતારતાં દરમ્યાન તેમણે ઉપરથી મુકુન્દનાં કેટલાંક ત્રૂટક વાક્યો સાંભળ્યાં. અનેક અંગ્રેજી શબ્દોની વચ્ચે વચ્ચે નાત, વિધવાવિવાહ, ગંગા, કેળવણી વગેરે શબ્દો આવતા હતા. રઘનાથ અને ગંગા બન્ને, મુકુન્દે બપોરે કરેલી વાત ઉપરથી એટલું સમજી ગયાં કે મુકુન્દ ઘર, ગંગા, પોતા સિવાય સર્વને વિશે ઘણું જ અપમાનકારક બોલતો હતો. બન્ને બોલ્યા વિના ઘરમાં ગયાં.

સાંજના પાંચેક વાગ્યે મુકુન્દ ગામમાં જઈ એકો કરી લાવ્યો અને એકાવાળા પાસે સામાન એકામાં મૂકી, ઓટલા પાસે ઉભો રહી બોલ્યો: "મારા મિત્રો જાય છે. તેમને મૂકવા હું સ્ટેશન સુધી જાઉં છું. સાંજે મારે જમવું નથી. મારી રાહ ન જોશો." જવાબની રાહ જોયા વિના હાથમાં લાકડી ફેરવતો ફેરવતો તે મિત્રોની સાથે ચાલ્યો.

ઘરમાં સર્વત્ર સુનકાર થઇ રહ્યો. કોઈ મોટું તોફાન આવે, અનેક વહાણોને ફાડી, તોડી, ડુબાડી પસાર થઈ જાય અને પછી દરિયામાં શાન્તિ ફેલાય તેવી શાન્તિ ઘરમાં ફેલાઈ રહી. રઘનાથને ઘણીવાર ઉદાસીનતા થઇ આવતી ત્યારે થોડા સમયની શાન્તિથી જ તે સ્વસ્થ થતા તે ગંગા જાણતી હતી માટે તે કશું બોલી નહિ. ઠેઠ રાત પડવા આવી ત્યારે તેણે ધીમે રહી કહ્યું: "બાપુ, જમવા ઊઠોને, તમે સવારના જમ્યા નથી." પણ આજની ઉદાસીનતા હજી ઉતરી નહોતી. ગંગા પિતાની પાસે આવીને બેસી રહી પણ રઘનાથ કશું બોલ્યા જ નહિ. કોઇ એક જ બિન્દુ ઉપર નજર રાખી બેસી રહ્યા. ગંગાને લાગ્યું કે ડોસાના મનનો ઉભરો વાત કરાવ્યા વિના શમશે નહિ. તેણે કહ્યું: "તમે તેમાં દિલગીર શું થાઓ છો. તેણે તાર મોકલ્યો છતાં રસોઈ બરાબર ન કરાઈ તેથી ભાઈ જરા ચીડાઈ ગયા તેમાં તમે શા માટે દિલગીર થાઓ છો?" ડોસા છતાં પણ શાન્ત જ રહ્યા, નજર પણ ન ખસેડી. વસ્તુસ્થિતિનો વધારે મર્મભાગ ખોલવાની જરૂર જણાઇ. ગંગાએ કહ્યું: "તમે મારી આટલી બધી ચિન્તા શા માટે કરો છો. કાંઈ હું અશક્ત કે નિરાધાર નથી થઇ ગઇ. અંતે મારે ભાઈ જેવો ભાઈ છે!" ડોસાએ નજર ફેરવ્યા વિના જ

જાણે હજી મનમાં જ વિચાર કરતા હોય તેમ કહ્યું: " એ હવે આપણો નથી રહ્યો." ડોસા બોલવા માંડ્યા તેથી ઉત્સાહમાં આવી ગંગાએ કહ્યું: " હવે એવું તે હોય." ડોસાએ ફરી કહ્યું: " હા, એ આપણો ન્હોય. એ ગયો જ સમજો." એ વખતે બહાર ઓટલા પરથી અવાજ આવ્યો: " એ મુકુન્દ ગયો છે."

મુકુન્દે રસ્તામાં, પોતાના જેવા સુધરેલા માણસને, કોઈ મિત્ર નહિ, કોઈ વિનોદનું સાધન નહિ, એવી સ્થિતિમાં ગામડામાં કેવી મુશ્કેલી પડે છે તે ઘણી જ નિખાલસતાથી મિત્રોને કહ્યું અને મિત્રોએ તેને સામાન વિના પણ સાથે આવવા આગ્રહ કર્યાથી તે ટ્રેનમાં જ તેમની સાથે ચાલ્યો ગયેલો. તેણે એકાવાળા સાથે કહેવરાવ્યું હતું કે પોતે ગયો છે. તે એકાવાળાએ સંદેશો બરાબર રઘનાથ ભટ્ટને ત્યાં પહોંચાડ્યો. એકાવાળાનું વાક્ય પ્રસ્તુત વાતચીતમાં એવું મળી ગયું કે રઘનાથ કે ગંગાને કશું પૂછવાનું રહ્યું નહિ.

ગંગાએ જોયું કે હવે દલીલને અવકાશ નહોતો. તેણે પિતાને વધારે શાન્તિનો સમય આપવા પથારી વગેરે કેટલુંક ઘરનું કામ કર્યું. તે ફરી રઘનાથની પાસે બેઠી. આ વખતે રઘનાથ જ પહેલો બોલ્યો: " આપણે અંબાજી ગયા હતા તે યાદ છે ? " વિષયાન્તરની આશાથી ગંગાએ કહ્યું: "હા."

" ત્યાં કુંભારીઆનાં દેરાં જોયેલાં તને યાદ છે ?"

" હા. "

" એ દેરાં વિમળશાએ બંધાવેલાં. "

" એમ કે ?"

# વિનાશના પંથે

*" Prisoner, who was it that wrought this chain around you ?"
" It was I, Sir."

—Tagore.

આજ હિંદુસ્થાન પ્રગતિ સાધવા માંગે છે અને તે દૃષ્ટિથી તેના રાજકીય, ધાર્મિક તથા આર્થિક પ્રશ્નોનો ઉકેલ કરવામાં બધા રોકાયેલા છીએ. આવે પ્રસંગે હિંદુસ્થાનના આર્થિક પ્રશ્નના એક અંગ–વેપાર ઉપર નજર નાંખવી અને તેની અંદર પ્રગતિ કેમ કરી શકાય તેની ચર્ચા કરવી એ અસ્થાને તો નહિ જ લેખાય.

આપણા આજના વેપારને 'વેપાર' નામ આપવું એ શોભતું નથી. આજે જે જાતનો વેપાર આપણા વેપારીઓ કરી રહ્યા છે તે 'વેપાર' નથી પરંતુ ' દલાલી ' માત્ર છે. આપણા વેપારના આંકડાઓ આજે વિચારવાના નથી. વેપાર વધુ છે કે ઓછો છે તે જોવાનું નથી. પરંતુ વેપાર કેવા પ્રકારનો છે તે ખાસ અગત્યનો પ્રશ્ન છે. વેપારની પ્રગતિ તેના વિકાસથી માપવી એ એક મોટી ભૂલ આંકડાશાસ્ત્રીઓ તથા અર્થશાસ્ત્રીઓ વારંવાર કરે છે. પ્રથમ તો એ જોવું જોઇએ કે વેપારની દિશા કઇ છે ? વેપાર ખરી દીશામાં જાય છે કે ખોટી દિશામાં ? આ પ્રશ્નનો જવાબ આપ્યા પછી જ તેના વિકાસની વાત કરવી જોઇએ. જો વેપારની દિશા જ ખોટી હોય તો તે જેટલે દરજ્જે વિકાસ પામે તેટલે દરજ્જે તે સમાજને હાનિકર્તા થશે અને તે ખોટી દિશામાંથી પાછો લાવી તેને નવી સાચી દિશામાં ફેરવવો અતિશય મુશ્કેલ થઈ પડશે.

તો આપણે આપણા વેપારની દિશા તપાસવી જોઇએ. આ વિષે જો આપણી આસપાસની દુકાનો તરફ જરા પણ નજર નાંખશું તો પ્રતીત થશે કે આપણા શહેરો તથા ગામડાંના વેપારીઓ પરદેશી માલને હિંદમાં ઘુસાડવાનાં તથા ફેલાવવાનાં સાધનો માત્ર થઇ રહ્યા છે. પરદેશી માલ જ્યાં રેલ્વે ન જઇ શકતી હોય તેવા દૂરના ગામડાંમાં પણ પહોંચી ગયેલો છે. અર્થાત્ ગામડાનો વેપારી પણ પરદેશી માલનો વેપારી બની ગયો છે. અત્યારનો આપણો વેપાર આ પ્રમાણે છે–(૧)વેપારીઓ ગામડાંમાંથી કાચો માલ ઉઘરાવે છે અને શહેરો દ્વારા તેને પરદેશ મોકલાવે છે અને (૨) તેવી જ રીતે તેઓ પરદેશથી પાકો માલ મંગાવે છે અને તેનો શહેરો દ્વારા ગામડાંમાં પ્રચાર કરાવે છે. આ જાતનો વેપાર તે વેપાર નથી પરંતુ પરદેશીઓની દલાલી માત્ર છે. આજ આપણી પાસે હુન્નર ઉદ્યોગ રહ્યા નથી

---

* " બંદીવાન ! તને આ બેડી કોણે નાંખી ? "
" મેં જ નાંખી સાહેબ ! "

—ટાગોર

એટલે આપણો પાકો માલ તો વેચવાનો હોય જ ક્યાંથી ? અને જે કાંઇ માલ આપણે ત્યાં થાય છે તે વેચવામાં નફો પણ બહુ હોતો નથી એટલે નફાની લાલચને વશ થઇને પણ વેપારીઓ પરદેશી માલનો વેપાર કરવો પસંદ કરે છે. પરિણામે આપણા ઉત્તમ ગણાતા બુદ્ધિશાળી વેપારીઓ પરદેશીઓની દલાલી ઉપર નિર્વાહ ચલાવે છે અને ગુલામીની મલીન મનોદશાને લીધે સંકુચિત દૃષ્ટિવાળા બની સમાજના હિત તરફ દુર્લક્ષ રાખે છે.

હવે આપણે સમજી શકશું કે આપણા વેપારની દિશા જ ખોટી છે. આપણો વેપાર વિનાશના પંથે પ્રવર્તે છે. આ જાતની પરદેશીઓની દલાલીને લીધે જ આપણે આર્થિક પરતંત્રતામાં આવી પડ્યા છીએ અને આપણી જીંદગીની જરૂરીઆતો માટે પણ આપણને પરદેશીઓ ઉપર આધાર રાખવો પડે છે. આ પરતંત્રતાથી થતા ગેરફાયદા પણ અનેક છે. તેથી આપણે આળસુ, બેકાર અને નિરૂદ્યમી બનતા જઇએ છીએ; અને તેની સાથે જ ગરીબીમાં પણ વધુને વધુ ડૂબતા જઇએ છીએ. આને લીધે આપણે પરદેશીઓની રાજકીય ગુલામી પણ ભોગવવી પડે છે અને પરિણામે આપણે દિનપ્રતિદિન નિર્વીર્ય, બળહિન અને નિસ્તેજ બનતા જઇએ છીએ.

ઉપર બતાવેલા બધા રોગોનું મૂળ આપણો આજનો વિનાશના પંથે ચડેલો વેપાર જ છે. જો આપણો વેપાર બીજા દેશોની માફક આપણા હુન્નર ઉદ્યોગને પોષક હોત તો તેના વિકાસ સાથે સમાજની સમૃદ્ધિ પણ જોડાયેલી હોત. પરંતુ પરદેશી માલની દલાલી કરવાની હોવાને લીધે આપણે અત્યારની કંગાળ સ્થિતિમાં આવી પડ્યા છીએ. અહિંયા આપણને સહજ જ પ્રશ્ન થાય છે કે આ જાતની વેપારની ઊંધી દિશા માટે કોણ જવાબદાર છે ?

જ્યારે જ્યારે હિંદુસ્થાનને થયેલા નુકશાન અથવા હિંદુસ્થાનની ગુલામી માટે આપણે ચર્ચા કરવા બેસીએ ત્યારે બધા દોષો માટે અંગ્રેજ સરકારને જવાબદાર ગણવી એ આજની 'ફેશન' થઇ પડી છે. પરંતુ આ આપણી મોટી ભૂલ છે. આપણી નબળાઇ માટે બીજા કોઇને દોષ દેવો એ તો નબળાઇને પોષવા બરાબર છે. આપણે અજીર્ણ ખાધે જઇએ અને તે માટે ખવરાવનારનો વાંક કાઢીએ એ નીતિ પ્રમાણે તો સુધરવાને બદલે પાયમાલી જ પ્રાપ્ત થાય. આ ઉપરથી હું એમ કહેવા માંગતો નથી કે આ બાબતમાં અંગ્રેજ સરકાર નિર્દોષ છે પરંતુ હું આપણી પોતાની નબળાઇ તરફ ખાસ ધ્યાન ખેંચવા માગું છું. "બે હાથ વિના તાળી ન પડે" તો એક હાથ ખેંચી લેવો જોઇએ અને તેથી તાળી અશક્ય થઇ રહેશે. અર્થાત્ સુધરવા માટે બીજા પર આધાર રાખવાને બદલે આપણે જાતે જ આપણી નબળાઇ પરહરવી જોઇએ અને મજબુત થવું જોઇએ એટલે આપો-આપ સામો પક્ષ તેને અનુકૂળ થઇ રહેશે.

ખરું જોતાં આપણા વેપારની આવી વિનાશક દિશા માટે અને તેનાથી પરિણમતા બીજા રોગો માટે આપણે પોતે જ જવાબદાર છીએ. પરદેશીઓ કાંઇ જોરજુલમથી આપણને તેમનો માલ લેવાનું દબાણ કરતા નથી તેમ જ જબરદસ્તીથી આપણો કાચો માલ ખેંચી જતા નથી: આપણે રાજીખુશીથી તેમની દલાલી સ્વીકારીએ છીએ અને તેમાંથી પૈસા કમાવા મથીએ છીએ. અર્થાત્ આપણને પરતંત્ર કરવામાં તેઓ આપણો જ ઉપયોગ

કરે છે. આપણી મારફત જ તેઓ આપણને ચૂસે છે. ફરક માત્ર એટલો જ છે કે આપણે આ વાત સમજતા નથી અથવા સમજતા હોવા છતાં આપણા ક્ષુદ્ર સ્વાર્થ સારૂ તે તરફ બેદરકાર થઇએ છીએ.

વેપાર એ સમાજના નિર્વાહનું એક સાધન માત્ર છે. તે સમાજ રૂપી શરીરનું એક અંગ છે એટલે વેપાર સમાજને પોષક હોવો જોઇએ, શોષક નહિ. જેમ શરીરમાંથી અમુક અંગ સડી ગયું હોય અને તેથી શરીરને નુકશાન પહોંચતું હોય તો આપણે તે અંગને કપાવી નાંખીએ છીએ તેમ જો વેપારથી સમાજને પરતંત્રતા, ગરીબાઇ અને ભુખમરો આવતો હોય તો આપણે તે સડેલા વેપારને નાબુદ કરવો જ જોઇએ. તેમાં જ બન્નેનું શ્રેય છે. સડો સંતાડવામાં અથવા તેને વધવા દેવામાં શરીરનો નાશ જ હોઇ શકે. એટલે સમાજને હાનિકર્તા વેપારનો નાશ કરવો એ જ ધર્મ છે. આ વેપાર રૂપી સડાનો વિકાસ ઇચ્છવો, તેના આંકડાઓ તપાસવા અથવા તેને ખીલવવા માટે પ્રયત્નો કરવા એ સમાજના હિતની દૃષ્ટિએ તદ્દન અનિષ્ટ છે. આ વસ્તુસ્થિતિનો માત્ર એક જ ઉપાય હોઇ શકે. કાં તો વેપારની દિશા બદલવી જોઇએ અથવા વેપારનો ઉચ્છેદ કરવો જોઇએ. આ બેમાંથી કયો માર્ગ ગ્રહણ કરવો તેનો આધાર આપણા વેપારીઓ ઉપર રહે છે.

અત્યારે વેપારીઓ વેપારની પસંદગી માત્ર તેમાંથી મળી શકતા નફાની દૃષ્ટિએ કરે છે અને તેથી તેઓ સમાજના હિતાહિતનો વિચાર જ કરતા નથી. લડાઇના વખતમાં વેપારીઓએ ગામડે ગામડે દુધની ડેરીઓ કાઢી હતી અને તેમાંથી માખણ કાઢી પરદેશ ચઢાવતા હતા. આને પરિણામે આખા દેશમાં દુધ મોંઘું થઇ ગયું અને ચોખ્ખું દુધ મેળવવું લગભગ અશક્ય થઈ ગયું. આ વેપારે આખા દેશને નિર્માલ્ય કરી નાંખ્યો અને બાળમરણમાં પણ વધારો કર્યો. તે જ પ્રમાણે અત્યારે આપણા વેપારીઓ વેજીટેબલ ઘી તથા ચરબીના ઘીનો વેપાર લઇને બેઠા છે અને એક પ્રખ્યાત વિદ્વાનના મત પ્રમાણે અત્યારે મળતા બજારૂ ઘીમાંથી ફક્ત ૩૦ ટકા ઘી ચોખ્ખું હોય છે. આવા દાખલા આપવામાં કાંઇ સાર નથી. દરેક વેપાર આ જ કોટીનો છે. પરદેશી કાપડ હોય, પરદેશી દવાઓ હોય કે પરદેશી દીવાસળીઓ હોય, દરેક વેપારી પોતાની ક્ષુદ્ર સ્વાર્થ બુદ્ધિથી પ્રેરાઇને વેપાર કરે છે અને તેની અસર સમાજ ઉપર કેવી થાય છે તેની તેને પરવા પણ હોતી નથી.

આ સ્થિતિમાં એકદમ ફેરફાર થવો જોઇએ. સમાજને હાનિકર્તા કોઇ પણ વેપારમાં જોડાવું એ દરેક વેપારીને અશક્ય થઇ રહેવું જોઇએ અને વેપારની પસંદગીમાં તથા વેપાર ચલાવવામાં નફાને બદલે સમાજ યા રાષ્ટ્રનું દૃષ્ટિબિંદુ અખત્યાર થવું જોઇએ. રાષ્ટ્રના હિતાહિતનો વિચાર કરી, રાષ્ટ્રને પોષે તેવો વેપાર કરવાની દરેક માણસને સમાજ તરફથી ફરજ પાડવામાં આવવી જોઇએ.

રાષ્ટ્રિય દૃષ્ટિબિંદુની આ વાત કાંઇ કલ્પના અથવા અખતરા તરીકે રજુ કરવામાં આવેલ નથી. આ હકિકત દરેક સ્વતંત્ર દેશના ઇતિહાસમાંથી સિદ્ધ થાય છે. મધ્યયુગમાં વિલાયતે આજ નીતિ અખત્યાર કરી હતી અને દેશને પગભર તથા સમૃદ્ધ બનાવવા માટે મરકન્ટાઇલ થીઅરી ( Mercantile Theory )નો અમલ કર્યો હતો. તે નીતિ પ્રમાણે કાચો માલ પરદેશ મોકલનાર તથા પાકો માલ આયાત કરનાર દેશદ્રોહી ગણાતા, અને

ત્યારે લોકોના મનમાં સવાલ ઉભો થાય છે કે શું વસ્તુઓ ઉપર માણસનો ખાનગી હક આટલે સુધી જઇ શકે ખરો? જે વસ્તુનો આખા સમાજને ઉપયોગ છે. તે વસ્તુ તો સમાજના જ તાબામાં હોવી જોઇએ, એમ તેમને લાગે છે; અને તેઓ કહે છે કે સમાજ ઇચ્છે તો ભલે તેની વ્યવસ્થા તે સરકારના હાથમાં સોંપી દે, પણ માલકી તો સમાજની જ ગણાય. ઘરમાં દરેક જણનાં કપડાં કે જોડા અલગ અલગ હોય છે અને તે ઉપર પોતપોતાનો જ અધિકાર હોય છે પણ ઘરનાં રાંધવાનાં વાસણ, ઘરનો હીંચકો કે ઘરની ગાડી, એ કોઇ એક વ્યક્તિનાં નથી હોતાં. તે તો આખા કુટુંબની જ મિલ્કત ગણાય છે. એ જ રીતે આગગાડી, કોલસાની ખાણો કે તેલના કૂવા જેવી વસ્તુઓ પણ સામાજિક માલકીની હોવી જોઈએ. આવી દલીલ ભૂખમરાથી અને મોંઘવારીથી પીડાતા લોકો ઘણા વખતથી કરવા લાગ્યા છે.

મોટી મોટી મીલોમાં હજારો મજુરો પંદર પંદર કલાક ગંદી અને ગુંગળાવી નાંખનારી હવામાં રહીને કામ કરે, સારાં મકાનને અભાવે ગંદી, અંધારી અને અનારોગ્ય ખોલીઓમાં ખીચોખીચ ખડકાઈને પડ્યા રહે, પોતાનું સામાજિક અને કૌટુમ્બિક જીવન બરબાદ કરી નાંખે અને દુરાચાર તથા અનીતિના ભોગ થઈ પડે ત્યારે માંડમાંડ પેટપૂરતું ખાવાનું પામે. બીજી તરફથી મીલમાલેક એકાદ કલાકનું કામ પણ ન કરે, છતાં લાખો રૂપિયાનો નફો લઈ જાય અને મોજ કરે. મીલમાં મૂડી એની રોકાયલી છે એ વાત સાચી, પણ એ મૂડી ક્યાંથી આવી? એણે અથવા એના કોઇ પૂર્વજે બીજા મજુરોની મહેનત પચાવી પાડીને જ એ એકઠી કરેલી ના? દુનિયામાં જેટલી ધનસંપત્તિ છે એ મહેનતનું જ ફળ છે. એટલે સાચું જોતાં મહેનત કરનાર વર્ગનો જ તેના ઉપર હક હોવો જોઈએ. આવી દલીલ યુરોપના મજુરપક્ષ તરફથી કરવામાં આવે છે. એને સોશ્યાલિઝમ (Socialism) યાને સામ્યવાદ કહેવામાં આવે છે. બોલ્શેવિઝમ એ આ સામ્યવાદનું [illegible] સ્વરૂપ છે.

સત્તા હાથમાં લેવાને મથી રહ્યો છે રુશિયામાં ત્યાંના જોહુકમી ઝારે ખેડુતવર્ગ ઉપર અનેક જાતના જુલમો સૈકાઓ સુધી ગુજારી તેને પાયમાલ કર્યો હતો. સર્વસ્વ ખોઈ બેઠેલા આવા ગરીબવર્ગમાં નિરાશાનું ધૈર્ય આવી ગયું. તેમને ઉપરના વિચારો ઠીક લાગ્યા. તેમણે પોલિસમાં અને સૈન્યમાં પોતાના વિચારો ફેલાવ્યા. રુશિયાનો આખો નોકરવર્ગ, મજુરવર્ગ, અને ખેડુતો એક વિચારના થઈ ગયા અને તેમણે ઝારશાહી ફગાવી દીધી. આમ થતાં પહેલાં રુશિયાની નોકરશાહીએ હજારો અને લાખો સ્ત્રીપુરુષોનું બલિદાન દીધું હતું જ. પણ તેથી તે લોકો ઉલટા દમનનીતિથી બીતા બંધ થઈ ગયા. દમનનીતિથી લોકોમાં એકતા આવી અને એકાએક ઝારશાહી તૂટી પડી. મહાન લેનિનની સરદારી નીચે મજુરવર્ગે દેશમાં પોતાની સત્તા સ્થાપી અને ઝારને સાઇબીરિયાના જંગલી પ્રદેશમાં હદપાર કર્યો. ત્યાં ઝારે પ્રજા સામે પરદેશ સાથે કાવતરૂં શરૂ કર્યું એટલે આખા રાજકુટુંબને દેહાન્તશાસન થયું.

આ રીતે રુશિયામાં જે મજુરસત્તા સ્થાપન થઈ તેને બોલ્શેવિઝમ કહે છે. રુશિયન ભાષામાં બોલ્શેવિકી એટલે બહુમતિ. રુશિયાના સામ્યવાદી મંડળની એક સભા સને ૧૯૧૩માં લંડનમાં હતી. તેમાં મળી એક વિષય ઉપર મતભેદ પડ્યો. તે વખતે લેનિનના પક્ષમાં બહુમતિ હતી. એટલે એણે પોતાના પક્ષનું નામ ' બોલ્શેવિક ' રાખ્યું, તેની વિરૂદ્ધ જે પક્ષમાં અલ્પમતિ હતી તે ' મેન્શેવિક ' કહેવાયા. ત્યારબાદ તો ઘણીયે વેળા બોલ્શેવિકો બહુમતિમાં ન હોય એવું બનેલું. પણ નામ પડી ગયું તે પડી ગયું. બોલ્શેવિકો તથા યુરોપના બીજા સામ્યવાદીઓમાં એ ભેદ પાડી શકાય કે બીજા સામ્યવાદીઓ મજુરોનું સંગઠન કરી હડતાલ આદિ ઉપાયો દ્વારા મૂડીવાળાઓને હંફાવી ઉત્પત્તિના બધાં સાધનો રાષ્ટ્રની સંયુક્ત મિલ્કત બનાવવા ઇચ્છે છે ત્યારે બોલ્શેવિકો તે ઉપરાંત રાષ્ટ્રમાં તમામ સત્તા પણ મજુરોના હાથમાં હોય એવું માને છે. તેમણે રુશિયામાં એ સત્તા હસ્તગત કરી છે.

રુશિયામાં બોલ્શેવિક સરકાર જેને સોવિયેટ કહેવામાં આવે છે તેનું બંધારણ કેવું છે તે ઉપર આવતાં પહેલાં સામ્યવાદ અને તેનું અંતિમ સ્વરૂપ બોલ્શેવિઝમ શા રીતે અને કેવા સંજોગોમાં ઉપસ્થિત થવા પામ્યું તેનો ઇતિહાસ તપાસીશું.

અઢારમા સૈકાના અન્તમાં અને ઓગણીસમા સૈકાની શરૂઆતમાં યુરોપમાં યાંત્રિક યુગનો આરંભ થયો. અઢારમા સૈકામાં વરાળનો શક્તિ તરીકે ઉપયોગ કરવાની શોધ થઇ અને જેમ્સ વૉટે તે વડે યંત્રો ચલાવી શકાય એવા એન્જીનની શોધ કરી. સ્ટીવન્સને તે વડે ગાડી ચલાવી શકાય તેવું શોધી કાઢ્યું અને ૧૮૩૦ માં પહેલી રેલ્વે શરૂ થઈ. ૧૮૩૫ માં વીજળીની શક્તિથી તાર મારફત સંદેશા મોકલવાની રચના થઇ અને ઓગ[illegible] સૈકાના મધ્યમાં મોટી મોટી આગબોટોએ સમુદ્રમાં સફર કરવા માંડી. પછી તો [illegible] યંત્રોની શોધ કરવામાં અને મોટાં મોટાં કારખાનાં સ્થાપવામાં, શરૂઆતમાં [illegible] ફ્રાન્સ અને પાછળથી જર્મની એક બીજાની હરિફાઈ કરવા લાગ્યાં. [illegible] યુરોપની પ્રજાઓએ યુરોપ બહારના દેશોમાં પોતાની સત્તા જમાવી અને [illegible] વેપારનાં ઘણાં નવાં નવાં ક્ષેત્ર ખુલ્લાં થયાં. યાંત્રિક યુગની સાથે ઔદ્યોગિક [illegible] થયો, અને તેણે સમાજમાં મોટી ઉથલપાથલ કરી મૂકી. [illegible] કારખાનાંની સ્થાપના થયા પહેલાં બધા ઉદ્યોગો નાના [illegible]

જ હતા. કારીગર પોતાના કુટુંબનાં માણસો, તથા એક બે શિખાઉ ઉમેદવારો સાથે પોતાને ઘેર જ પોતાનો ઉદ્યોગ કરતો. લુહાર પોતાની ભઠ્ઠી, પોતાનાં ઓજારો વગેરે સાધનોનો પોતે જ માલીક હતો અને તે સાધનો ઉપર કામ કરનાર મજુર પણ પોતે જ હતો. વણકર પોતાની જ સાળ ઉપર પોતાને ઘેર વણતો અને તેમાં પોતાનાં બૈરાંછોકરાંની મદદ લેતો. ઘણીવાર તે વરદીથી માલ તૈયાર કરતો અને ઘણીવાર પોતાને હિસાબે માલ તૈયાર કરીને પોતે જ વેચતો. આમ મૂડી, મજુરી, વેપાર બધું એક જ જણના હાથમાં રહેતું, અને શું કામ કરવું, કેટલું કરવું, કેવી રીતે કરવું વગેરે બાબતમાં તે સ્વતંત્ર રહેતો. યંત્રવિદ્યાએ આ વ્યવસ્થામાં ક્રાંતિ કરી નાંખી. મોટાં કારખાનાં ઉભાં થતાં તે માટે જોઇતી જમીન, સંચા તથા રોકાણ કરવાનાં નાણાંનો માલીક એટલે કે મૂડીવાળો જુદો અને તે કારખાનાંમાં મજુરી કરનાર જુદો એમ બે વર્ગ ઉત્પન્ન થયાં. આ કારખાનાં સામે સ્વતંત્ર કારીગર ન ટકી શકયો. પોતાનો ઘરનો ધંધો છોડી તેને પણ કારખાનામાં મજુરી કરવા જવું પડયું. આ પહેલાં કારખાનાની પદ્ધતિ બીલકુલ હતી જ નહિ એમ કહેવાનો આશય નથી. રોમન પ્રજાસત્તાકના વખતમાં કારખાનાં સ્થપાતાં. મજુરોને એક જગાએ એકત્રિત કરી તેમની પાસેથી સખત કામ લેવામાં આવતું અને તેમને ઓછી મજુરી આપી તેનો લાભ લેનાર મૂડીવાળો શ્રીમંત વર્ગ હતો. પરંતુ અનિષ્ટ નાના પ્રમાણમાં હતું. પહેલાંના વખતમાં કારખાનાંમાં માનવશક્તિ ઉપર જ આધાર હતો, અને તેથી સશક્ત મજુરો પાસેથી કામ લઇ શકાતું. મોટું વજન ઉપાડવું હોય, પહાડ ખોદવો હોય કે ખેતર ખેડવું હોય તે બધું માણસ જ કરતો. બહુ તો ઘોડા, બળદની મદદ લે. પરંતુ યંત્રોએ માનવબળની કિંમત ઘટાડી નાંખી. તેણે બધું જ વિપુલ કરી નાંખ્યું. મજુરોની દુર્દશા પણ વિપુલ કરી મૂકી. જેમ જેમ યંત્રોમાં સુધારા થતા ગયા તેમ તેમ માનવબળની ગરજ ઓછી ને ઓછી પડવા માંડી, કારખાનામાં નાનાં બાળકો, સ્ત્રીઓ, વૃદ્ધો તથા અશક્ત માણસોનો પણ ઉપયોગ થવા માંડયો. વળી જ્યારે બળથી કામ કરવાનું હતું ત્યારે સાત આઠ કલાકે છેક થાકીને લોથ થઇ જવાય. એ થાકની મર્યાદા હતી તે પણ હવે જતી રહી. આમાં તો સંચા ઉપર ઉભા રહેવાનું એટલે ગમે તેવા મજુરો પાસેથી ચૌદચૌદ અને પંદરપંદર કલાક કામ લેવાવા માંડયું. અને સંચાની શોધોને લીધે જેમ જેમ માણસો ફાજલ પડતા ગયા તેમ તેમ બેકારી વધી અને મજુરોમાં મજુરી મેળવવાની હરિફાઇ વધતી ગઇ. પુખ્ત વયના પુરુષોને સ્ત્રીઓ તથા બાળકો સાથે હરિફાઇમાં ઉતરવું પડયું અને તેઓ જેટલા ઓછા દરે કામ કરે તેટલા ઓછા દરે તેમને પણ કામ કરવાની ફરજ પડી. બીજી તરફથી સ્ત્રીઓ અને બાળકોને મોટી ઉમરના માણસોના જેટલો જ વખત કામ કરવું પડયું. કેટલીક વાર તો આ બાળકો અને સ્ત્રીઓ પ્રત્યે અત્યાચાર પણ થતો. બાળકોને કોઈ જાતનું શિક્ષણ આપવાનો પ્રબંધ તો હતો જ નહિ પરંતુ તેમની તંદુરસ્તીની પણ દરકાર રાખવામાં આવતી નહિ. આ જ અરસામાં ઇંગ્લાંડ જે તે વખતે ઉદ્યોગમાં બીજા સહુ દેશો કરતાં આગળ હતું તેણે ખેતી બીલકુલ છોડી દીધી અને કેવળ પોતાના ઉદ્યોગો અને પોતાની ખાણો ઉપર જ નભવાનો સંકલ્પ કર્યો. ખેતીમાંથી છુટા થયેલા મજુરો શહેરોમાં ભરાવા લાગ્યા અને શહેરોમાં તેમને રહેવાનાં મકાનોનો પ્રશ્ન ઉભો થયો જેનું સંતોષકારક નિવારણ હજી નથી થયું. મજુરો ગમે તેમ મરઘાંકૂકડાં અથવા કબૂતરોની માફક થોડી જગામાં સેળભેળ ખડકાવા લાગ્યા. તેને લીધે દારિદ્રની

સાથે દુરાચાર, ચોરી, શરાબખોરી અને બીજા અનેક દુર્ગુણો મજુરોમાં ફેલાયા. મોટાં મોટાં રાક્ષસી યંત્રોએ સમાજના તંત્રને તોડીફોડીને છિન્નભિન્ન કરી નાંખ્યું અને એ યંત્રો દ્વારા થયેલી ઉદ્યોગની ખીલવણી સાથે વચલા વર્ગના સાધારણ કારીગર વર્ગનો નાશ થયો અને સમાજમાં બે વર્ગ પડી ગયા. એક મૂડીવાળાનો, જેઓ એટલા શ્રીમંત બની ગયા કે મોટા જમીનદારો અને અમીર ઉમરાવોની પંક્તિમાં આવી ગયા અને બીજો મજુરોનો, જેની દશા દિનપ્રતિદિન બગડતી જ ચાલી.

તે વખતના આરંભકાળના અર્થશાસ્ત્રીઓએ મજુરીના દર કેટલા હોવા જોઇએ એ બાબતે એક નિયમ પ્રતિપાદિત કર્યો કે જેમ બીજા માલની કિંમત તેના ખપ અને છત ઉપરથી અંકાય છે તેમ મજુરીના દર પણ મજુરોના ખપ અને છત ઉપરથી નક્કી થાય છે અને મજુરીના દર હમેશ એટલા જ રહેવાના જેથી મજુરોનું માંડ માંડ પેટ ભરાય. મજુરીના દર જો કોઈ પણ કારણસર વધવા પામે તો બીજા માણસો તેમાં આકર્ષાય, મજુરો વધારે લગ્નો કરે અને તેમની સંખ્યા વધે એટલે છત વધી જતાં મજુરીનાં દર પાછા ઘટે. પેટ પૂરતું ખાવાનું ન મળે એટલા ઓછા દર થઈ જાય તો મજુરો મજુરી છોડીને પરદેશ જતા રહે અને મજુરોની અછતને લીધે દર પાછા વધે. આ નિયમ જો કે બહુ અપૂર્ણ છે, પરંતુ તેને આધારે મૂડીવાળા કહેતા કે મજુરોની ખુશી હરિફાઇમાં મજુરીના જે દર ઠરે તે ખરા. તે પ્રમાણે કામ કરવા—ન કરવાને તેઓ સ્વતંત્ર છે. પરંતુ આ સ્વતંત્રતા શા કામની? મજુરો કારખાનામાં મજુરી ન કરે તો થોડું પણ ક્યાંથી ખાય? એટલે ઉપરથી સ્વતંત્ર હોવા છતાં ગુલામ જેવી જ તેમની દશા થઈ. આ ઉપરાંત તે વખતે ઈંગ્લાંડમાં તો એવો કાયદો હતો કે માલની કિંમત વધારવા અથવા મજુરીના દર વધારવા કોઇ સંપ કરીને મંડળ બાંધે તો તે ગેરકાયદે ગણાય. એટલે મજુરો એકઠા મળી પોતાનું એવું કોઈ મંડળ પણ બાંધી શકતા નહિ કે જે મંડળ એવો ઠરાવ કરે કે અમુક દરથી ઓછી મજુરીએ આપણે કામે ન જવું. એટલે મૂડીવાળાઓ તો એકની સામે બીજા મજુરને ઉભો કરી આખા મજૂરવર્ગને ચૂસાય તેટલું ચૂસતા. યંત્રોની શોધને લીધે માલ મોટા પ્રમાણમાં ઉત્પન્ન થવા લાગ્યો અને મજુરીનું દામ ઓછું લાગવા માંડયું તેથી સસ્તો પણ થવા લાગ્યો. તેનો તમામ લાભ મજુરોને ચૂસી ચૂસીને મૂડીવાળા લેવા લાગ્યા.

આ પરિસ્થિતિમાંથી વળી એક બીજી વસ્તુ ઉત્પન્ન થઇ. માણસની જરૂરિયાતને હદ હોય છે પણ મોજશોખને હદ હોતી નથી. યંત્રોને લીધે જરૂરિયાતનો માલ મોટા જથામાં તૈયાર થવા લાગ્યો. પણ મજુરોની અથવા આખા આમવર્ગની વધતી જતી ગરીબાઇને લીધે તેમની ખરીદ કરવાની શક્તિ ઘટતી જ જતી હતી. શ્રીમંત લોકો પોતાની જરૂરિયાત જેટલો માલ ખરીદ કર્યા પછી આવા વધારે માલને શું કરે? એટલે મોજશોખનો માલ બનાવવાનાં કારખાનાં વધવા લાગ્યાં. કારણ શ્રીમંત લોકો એ માલ ખરીદે. એટલે પરિસ્થિતિ તો એવી થઈ કે જે માલની મજુરોને કે આમ વર્ગને જરાય જરૂર ન હોય, કેવળ શ્રીમંતોના વૈભવને અર્થે જ જે હોય તેવો માલ તૈયાર કરવામાં મજુરોના લોહીનું પાણી થવા માંડયું. વળી મોટાં યંત્રોને લીધે માલ બહુ મોટા જથામાં, દુનિયાને જરૂર હોય તે કરતાં પણ મોટા જથામાં ઉત્પન્ન થવા લાગ્યો એટલે તે માલ વેચવા બજારો શોધવાની હરિફાઇ

આ ઉદ્યોગપ્રધાન દેશોમાં ચાલી. બીજા દેશોનાં બજાર કબજે કરવાની હરિફાઇ એ ગયાં મહાયુદ્ધનું એક બહુ મોટું કારણ છે.

પરંતુ દુનિયામાં ગમે તેવું ભયંકર અનિષ્ટ હોય તેના પણ ઉપાય તો છે જ. મજુરોની આ દુર્દશા જોઈ પ્રથમ તો પરોપકાર વૃત્તિવાળા મનુષ્યોને લાગ્યું કે મૂડીવાળાઓના ત્રાસમાંથી મજુરોનું રક્ષણ કરવાને માટે તથા મજુરોની સ્થિતિ સુધારવાને માટે કાંઇક પણ થવું જોઇએ. તે હેતુ બર લાવવા માટે જુદા જુદા દેશોમાં વિવિધ પ્રકારના અખતરા થવા લાગ્યા. તેમાં મૅન્ચેસ્ટરની સ્પિનિંગ મિલના માલેક રૉબર્ટ ઓવેનનો અખતરો મહત્ત્વનો ગણાય છે. તેણે પોતાના મજુરોને માટે સારાં અને હવાઅજવાળાંવાળાં મકાનો બાંધ્યાં. તેમને સ્વચ્છતા અને કરકસરની કેળવણી આપી. એક ભંડાર ખોલ્યો જેમાંથી મજુરોને પડતર કિંમતે માલ મળી શકે. પોતાના મજુરોમાં દારૂનિષેધનો ઉપદેશ આપી તેમની પાસેથી દારૂ છોડાવ્યો. વળી તેમને માટે શાળાઓ ખોલી અને સને ૧૮૧૩ માં તો એક કારખાનું સ્થાપ્યું. તેમાં કામના કલાક ઓછા કર્યા અને બાળકોને કારખાનામાંના કામમાંથી મુક્ત કર્યાં. આ કાર્યમાં એક પરોપકારી ધનિક તેનો ભાગીદાર થયો અને તેઓએ રોકેલાં નાણાં ઉપર કેવળ પાંચ ટકા નફો લેવાનું મુકરર કર્યું. આ રૉબર્ટ ઓવેને ઘણા લેખો લખ્યા અને તેમાં મજુરોને દુરાચાર અને શરાબીમાંથી બચાવવાની સમાજની ફરજ છે એ બતાવ્યું તથા પોતાના સાથી મૂડીદારોના સ્વાર્થ અને આળસ ઉઘાડાં પાડ્યાં. ઈ. સ. ૧૮૦૦ થી ૧૮૨૮ સુધી તેનો આ અખતરો બહુ સારી રીતે ચાલ્યો. તેના તાબામાં ૨૦૦૦ મજુરો હતા. તેમની સ્થિતિ તેણે સુધારી અને તેમ છતાં કારખાનામાં વેપારની દૃષ્ટિએ ખોટ ન આવવા દીધી. મજુરોની સ્થિતિ સુધારવા માટે રાજ્યે વચ્ચે પડવું જોઇએ એ સિદ્ધાન્ત તેણે જ રાજ્ય પાસે કબૂલ કરાવ્યો અને તેના જ પ્રયાસથી સને ૧૮૧૯ માં પહેલો ફૅક્ટરી લૉ પસાર થયો જેમાં મજુરોની ગરીબાઇ તથા પરવશતાનો મૂર્ખાઇભરેલો અને અસહ્ય લાભ લેતા મૂડીવાળાઓને અટકાવવાનો કાંઇક આશય હતો. પરંતુ આ કાયદો નમાલો હતો. નવ વર્ષની નીચેનાં બાળકોને આ કાયદાએ રક્ષણ આપ્યું અને કામના કલાક વધારેમાં વધારે બાર નક્કી કર્યા! આવા કાયદાથી શું વળે? પરંતુ એકવાર રાજ્યે વચ્ચે પડવું જોઈએ એ સિદ્ધાન્ત સ્થપાયો એટલે કાયદામાં દિનપ્રતિદિન સુધારા થતા ગયા. બીજા દેશોમાં પણ આવા કારખાનાંને લગતા કાયદા રચાવા માંડ્યા. પરંતુ આ વેળા અખતરામાં મજુરોના હકનો સ્વીકાર ન હતો. કારખાનાદાર પરોપકારી વૃત્તિનો હોય તો મહેરબાનીની રાહે મજુરોની સ્થિતિ સુધારવા તે પ્રયત્ન કરે. રાજ્ય પણ મજુરોને જાણે મહેરબાનીની રાહે રક્ષણ આપતું હતું. અને જ્યારે જ્યારે મજુરોના હિતનો કોઇ પણ કાયદો રાજ્યસભામાં આવતો ત્યારે ત્યારે મૂડીવાળાઓના સખ્ત વિરોધ વિના તે ભાગ્યે જ પસાર થતો. રૉબર્ટ ઓવેનના કારખાનાની માફક સન લાઇટ સોપનું કારખાનું, બોર્નવિલમાં કૅડબરી બ્રધર્સની પેઢી તથા અમેરિકામાં ફૉર્ડનું મોટરનું કારખાનું આજે મજુરોને સુખસગવડ આપવાનો પ્રબંધ કરે છે. પણ એકંદરે મૂડીવાળાઓનું વલણ મજુરોને ચૂસવા તરફ જ છે એમ કહી શકાય.

અંગ્રેજી ભાષામાં 'સોશ્યલિઝમ' શબ્દનો પ્રચાર પ્રથમ રૉબર્ટ ઓવેને જ કર્યો. પરંતુ તેનું 'સોશ્યલિઝમ' જેમાં આમ વર્ગનો, મજુરોનો હિસ્સો હોય એવું 'ડેમોક્રેટિક'

ન હતું. પરોપકારની વૃત્તિથી, મહેરબાનીની રાહે સંરક્ષણ આપવાની વૃત્તિથી, તે ઉભું થયેલું હતું. એ મજુરોનું 'સોશ્યલિઝમ' ન હતું પણ માલેકોનું 'સોશ્યલિઝમ' હતું. સંપત્તિશાસ્ત્રના પુસ્તકોમાં તે State socialism ને નામે ઓળખાય છે.

મજુરોના 'સોશ્યલિઝમ'નો વિચાર કરતાં પહેલાં મજુરોને રાહત આપવાના તથા તેમની સ્થિતિ સુધારવાના ઉદ્દેશથી ચલાવવામાં આવતી બીજી એક પ્રવૃત્તિની ટૂંકી નોંધ વચમાં લઈશું. આ પ્રવૃત્તિ સહકારી મંડળીઓની છે અને આજે દુનિયામાં આવી મંડળીઓની સંખ્યા બહુ મોટી છે. આમાં ઘણી મંડળીઓ ધીરધારનું કામ કરનારી હોય છે અને ઘણી સામટો માલ ખરીદી પડતર ભાવે વેચવાનું કામ કરે છે. પરંતુ મજુરીના દર મજુરોનો નિર્વાહ માત્ર ચાલી શકે તેટલા જ હોઇ શકે એ પેલા અર્થશાસ્ત્રીઓનો કઠોર નિયમ જ્યાં સુધી પ્રવર્તે છે ત્યાં સુધી આવી રીતે સસ્તો માલ વેચનારી સહકારી મંડળીઓ મજુરોને મહત્ત્વની રાહત શી આપી શકે? સસ્તો માલ મળવાથી મજુરો સસ્તામાં પોતાનું ગુજરાન ચલાવી શકે તો મજુરીના દર પણ ઘટે. એટલે જ્યાં સુધી સહકાર વડે ઉત્પત્તિનાં સાધનો અને કારખાનાની વ્યવસ્થા મજુરપક્ષના હાથમાં ન આવે ત્યાં સુધી મજુરોનું કશું ખાસ હિત તે સાધી શકે નહિ. મજુરોની સાચી અથવા પૂરી પ્રતિનિધિ નથી એવી સરકારો મારફત ચાલતી સહકારી મંડળીઓથી તો ભાગ્યે જ કશું થઇ શકે. મજુરો પોતે જ જો સ્વાવલંબી સહકારી મંડળીઓ બાંધે તો ઘણું થઇ શકે. પરંતુ તે માટે તેમની પાસે સાધન જોઇએ અને સત્તા જોઇએ. એટલે એવું સૂચવવામાં આવે છે કે સરકારે મજુરો માટે સાધનો આપી સહકારના તત્ત્વ ઉપર આવાં કારખાનાં ઉભાં કરવાં. પણ એ તો મજુરોનું હિત ઇચ્છનારી સરકાર હોય તો થઈ શકે ને? એટલે ફરી ફરીને આપણે ઠેરને ઠેર આવીએ છીએ. રાજ્યસત્તા મજુરોના હાથમાં આવે તો જ તેમનું કલ્યાણ થાય.

ઓવેનના પ્રયોગોની સાથે જ મજુરોમાં પોતાનામાં સ્વતંત્ર પ્રવૃત્તિ ઉભી થવા માંડી હતી જેણે આગળ જતાં સોશ્યલિઝમનું રૂપ પકડયું. હું ઉપર કહી ગયો કે પહેલાં મજુરો પોતાના દર વધારવા જો મંડળ બાંધે તો તે ગેરકાયદે ગણાતાં પણ તેથી કાંઇ મજુરો મંડળ બાંધતાં બીલકુલ અટક્યા નહિ. તેઓએ બીજાં બીજાં નામો આપીને પોતાનાં છુપાં મંડળો બાંધ્યાં. પછી તો આ મંડળો ઉપરથી કાયદાનું બંધન નીકળી ગયું, અને આજે દરેક દેશમાં મજુરોનાં બહુ જબરદસ્ત મંડળો છે. તેઓ હડતાળો પાડીને પોતાને જોઇતી રાહતો મેળવતાં જાય છે અને પોતાના હક સ્થાપિત કરે છે. પરંતુ આમાં પણ મૂડીવાળાઓ પાસેથી લેઇ શકાય તેટલું લેવાનો જ ભાવ છે. અને આખું તંત્ર એવું ગોઠવાયલું છે કે મજુરોનું બહુ વળી શકે એમ નથી. એટલે ચાલુ તંત્રમાં અતિશય મહત્ત્વના, ક્રાન્તિકારક ફેરફારો ન થાય ત્યાં સુધી કાંઈ જ ન થઈ શકે એમ પ્રતિપાદન કરનાર સામ્યવાદી વ્યક્તિઓ દરેક દેશમાં ઉત્પન્ન થઈ. અને જુદી જુદી વ્યક્તિઓએ જુદી જુદી યોજનાઓ સમાજ આગળ રજૂ કરી.

અપૂર્ણ

નરહરિ દ્વા. પરીખ

# ઈજીપ્તની પરિસ્થિતિ

## સુએઝ અને સુદાન સામ્રાજ્યની ચાવી

થોડા વખત પર થયેલી ઇજીપ્તની નવી ચુંટણીમાં ઇજીપ્તના લોકપ્રિય નેતા ઝઘલૂલને મળેલી અપૂર્વ ફત્તેહથી ઈંગ્લાંડમાં ભારે ઉહાપોહ જન્મ્યો અને ઇજીપ્ત સ્વતંત્ર કે ગુલામ એ પ્રશ્ન એક વેળા પુનઃ જગતની પ્રજાઓની આંખ આગળ ખડો થયો. આજે વર્ષોથી ઇજીપ્તમાં સ્વાર્થસાધુ ઈંગ્લાંડ પોતાની રાજનીતિના કંઈ અનેરા દાવો ખેલી રહ્યું છે. ઇજીપ્તના ભલા ખાતર ત્યાં હઠ્ઠો ઝમાવી બેઠેલ એ સત્તાએ અનેક વેળા હારજીત ખમી છે, છતાં હજી એ બે દેશો વચ્ચેની રમતનું છેવટ આવ્યું નથી. ઇજીપ્તને આંગણે ઇજીપ્તના લાભો અને હક્કોની ચોકી કરતો બેઠેલ, અનેક દુઃખોના સપાટા ખાઇ ખાઇ રીઢો થયેલો રક્ષક-ચોકીદાર-ઝઘલૂલ ઇગ્લાંડની તમામ બાજીઓ ઊંધી વાળે છે અને પરિણામે જો કે ઇજીપ્ત પૂરતું સ્વતંત્ર થઇ શકતું નથી, તો પણ સાથે ઇગ્લાંડ મનમાન્યા ખેલો ખેલવામાંએ નિષ્ફળ નિવડે છે. ઝઘલૂલ આજે ત્રીજી વેળા લોકોના એકમતે ચુંટણીમાં મોખરે આવ્યો છે, એની બહુમતિ એટલી મોટી છે કે રાજનીતિના કોઇ પણ સિદ્ધાંતો પ્રમાણે રાજ્ય અમલ એના હાથમાં આવવો જ જોઇએ. પરંતુ બહુમતિના સિદ્ધાંત ઉપર મુસ્તાક ઈંગ્લાંડ આજે ઝઘલૂલને મળેલી બહુમતિથી અકળાઇને ઇજીપ્તને ફરમાન આપે છે કે ઝઘલૂલ વડા પ્રધાનનો હોદ્દો કોઇ રીતે પણ સ્વીકારી શકે નહિ. જ્યારે સ્વાર્થ હોય છે ત્યારે ઇગ્લાંડ પોતાના સિદ્ધાંતોને ગળી જવામાં અગર સામ્રાજ્યની જટીલ રાજ્યનીતિનો પરચો આપવામાં જરાયે પાછી પાની કરે એમ નથી એ એ દેશના પરદેશો-સંસ્થાનો સાથેના વ્યવહારના ઇતિહાસને પાને પાને તરી આવે છે. હિંદુસ્થાન, આયર્લાંડ અને ઇજીપ્ત સાથેના ઇગ્લાંડના વ્યવહારનો જ્યારે ભવિષ્યનો કોઈ તટસ્થ ઇતિહાસકાર સરવાળો કાઢવા બેસશે ત્યારે એ ઇગ્લાંડના લાભમાં તો ન જ આવે. બાકી આજે ઇગ્લાંડ અને જગત બન્ને એમ માને છે કે ઇજીપ્તમાં ઈંગ્લાંડના પાસા પોબાર પડે જાય છે.

હિંદની સ્થિતિ ઇજીપ્તના જેવી છે-ઈંગ્લાંડ હિંદમાં એક કારણે તો ઇજીપ્તમાં બીજે કારણે સામ્રાજ્ય સત્તા નભાવી રાખવા ઇચ્છે છે. ઇજીપ્ત ઉપર પોતાનો લોખંડી પંજો સખ્ત કરવામાં ઇગ્લાંડની નેમ ઊંડી છે અને હિંદુસ્થાન એનું કંઇક અંશે કારણું છે એ ઘણાને ન સમજાય. ઇજીપ્તના ઇતિહાસમાં સહેજ ડોકીઉં વસ્તુસ્થિતિ વધુ સ્પષ્ટ કરશે. ઇજીપ્ત કોઇ દિ જીતાયો નથી, કોઇ દિ એને સામ્રાજ્યમાં ભેળી દેવાનું જાહેર થયું નથી અને છતાં આજે નકશા પર એ લાલ રંગે રંગાયું છે. ગયા સૈકાના સાતમા દશકામાં ઇગ્લાંડે "નારાજીથી" ઇજીપ્તના કારભારમાં માથું માર્યું અને તે દિવસથી ઇજીપ્તની લોઢાની પણોતી બેઠી છે. હજી એનો આરો આવતો નથી. યૂરોપના રાજ્યો વચ્ચે એ દરમ્યાન પોતાની સત્તા વધારવાની હરીફાઈ ચાલતી. ફ્રાન્સ અને ઇગ્લાંડ બેએ પોતાના પાસા નાંખી જોયા અને ફ્રાન્સ હાર્યું. ઇગ્લાંડે ખેદીવને પોતાની જાળમાં ધીમે ધીમે લઈ, એને નમાલો કરી ઇજીપ્ત પર પોતાનો દોર બેસાડયો અને ઇગ્લાંડના રાજનીતિજ્ઞો કહેતા કે ઇગ્લાંડ ઇજીપ્ત ખાલી કરવા તૈયાર હતું પણ લડાઈની જરૂરીઆતોને લીધે એમને ઇજીપ્ત પર કામચલાઉ 'પ્રોટેક્ટરેટ' ઠોકી બેસાડવાની જરૂર હતી-અને તે પણ ઇજીપ્તના લાભોના વિચારે જ ! 'બીલી સો ચુવા મારકે હજ્જ કરવા ચલી' જેવી વલણે ઘડીભર ઇજીપ્તને ભૂલથાપ આપી અને હિંદીઓની મારફ એમણે લડાઈ જીતવા ઇગ્લાંડને મદદ કરી. ઝઘલૂલે પણ એમ કરતાં દેશને ન વાર્યો.

લડાઇનો અંત આવ્યો. ઇજીપ્ત વચનો નહોતું ભૂલ્યું! સુલેહ પછી એ જ દિવસે વચનોનો અમલ માંગી 'પ્રોટેક્ટરેટ' ઉઠાડી લેવા ઇજીપ્તે શંખનાદ કર્યો. પણ ઇંગ્લાંડે 'નાખુશી'થી એ ભાર વહેરો સ્વીકારેલું, છતાં એ ભાર માટે એ દરમ્યાન એટલો પ્રેમ કેળવ્યો હતો કે એ છોડવાનું એને ન ગમ્યું! લડાઈ પૂરી થયે આજે આઠ આઠ વર્ષના વ્હાણા વાયાં તોપણ ઇંગ્લાંડ ઇજીપ્તમાં પડ્યું છે. આઠ વર્ષ થયાં દિવસ રાત્રિ ઇજીપ્તે 'સંપૂર્ણ સ્વતંત્રતા' યાચી છે, આઠ વર્ષ થયાં ઇંગ્લાંડે એને માથે કર્ઝન–એલનબી–લૉઇડ–શાહી ઠોકી રાખી છે.

ઉડાવવાની વાતોથી ઇજીપ્શાયનો છેતરાયા નહિ, ઝગલૂલના બબ્બે વારના દેશનિકાલથી શાંતિ પથરાઈ નહિ; 'મારશીયલ લૉ' એમને દબાવવા નિષ્ફળ નિવડ્યો. અને તે એટલે સુધી કે એલનબીએ લંડન જઇ પોતાના ઉપરીઓને આજીજી કરી કે ઇજીપ્તને ગડબ કરી તેની જાહેરાત કરવાના એક પૂરા ઉપાય સિવાય તેના રંક મગજને બીજો ઉપાય જ નહોતો જડતો. એણે તો રાજીનામાની ધમકી આપી અને પરિણામે ઈ. સ. ૧૯૨૨ માં ઇજીપ્તની સ્વતંત્રતા (?) નક્કી કરવામાં આવી. ઇજીપ્તના મોઘ્ભાની જાહેરાતમાં આંખો ખોળી ખોળી થાકે તોપણ 'સ્વતંત્ર' કે 'ગુલામ' એ પ્રશ્નનો ક્યાંય ઉત્તર જડતો જ નથી. સ્વતંત્રતા આપવાનો ડોળ–દંભ કરવા છતાં એ ઢંઢેરો ગુલામીના બંધનો તોડતો નથી. લૉઇડ જ્યોર્જે ઇજીપ્તની સ્વતંત્રતાનો સ્વીકાર કર્યો છે પરંતુ સાથે ઇજીપ્તની પ્રજાને કાનમાં ધીરે સાદે સંભળાવી દીધું છે કે ઇજીપ્ત તો સામ્રાજ્યના પૂર્વ અને પશ્ચિમના અડધીઆઓનું અનુસંધાન છે. એ કરારમાં ચાર મુદ્દાઓ 'મિત્રાચારીભરી ચર્ચાથી નક્કી કરવાને' રીઝર્વ રાખવામાં આવ્યા છે અને તે (૧) સામ્રાજ્યના અખલિત વ્યવહારનું રક્ષણ–સુએઝ, (૨) પરસત્તાઓ સામે ઇજીપ્તનું રક્ષણ, (૩) પરદેશી લાભો અને લઘુમતિનું રક્ષણ અને (૪) સુદાન.

સુદાન એ આજે આખા પ્રશ્નની ચાવી છે. આ મુદ્દાઓ રાખવાનો હેતુ? એનો ઉત્તર "સામ્રાજ્યના બે અડધીઆં" એટલા વાક્યમાં મળી રહે છે. લડાઈ દરમ્યાન ઇજીપ્ત અને સુદાન પર બ્રિટિશ અમલ ન હોત તો હિંદ પર ડોળા ટાંકી બેઠેલ જર્મનીને બીજું શું જોઈતું હતું? સુએઝ મેળવવા તુર્કસ્તાને ક્યાં બે વખત ફાંફાં નહોતા મારી જોયાં? અને એમાં નિષ્ફળતા આપી ઈંગ્લાંડ જર્મનીને દૂર રાખી નહોતું શક્યું? પરદેશી સાથે બ્રિટિશ કુટિલ રાજ્યનીતિના ઘણા પ્રશ્નોની ચાવી હિંદ છે તેમ જ આની ચાવી પણ હિંદ જ છે. ઉપલા ચારમાંના પહેલા બે મુદ્દાને માટે જવાબદાર હિંદ છે. લિવરપુલથી હિંદુસ્થાન કેવળ નૌકાસૈન્ય વડે વહીવટ કરવા માટે બહુ જ મોટું અંતર કહેવાય. એને માટે તો આખા રસ્તા પર કાબુ હોવાની જરૂર; એને માટે સુએઝ પર કાબુ હોવાની એટલી જ જરૂર. એ દૃષ્ટિએ ઇજીપ્તની આપદાઓ–વિટંબનાઓની શરૂઆતનું ખાતમુહૂર્ત સુએઝની નહેરથી મંડાણું. સુએઝમાં ખેદીવના શેરો ખરીદીને ઈંગ્લાંડે પોતાનો હેતુ સાધ્યો. અને જ્યાંસુધી ઈંગ્લાંડને હિંદુસ્થાન હાથ રાખવું છે ત્યાંસુધી સુએઝ તરફ ઝગલૂલની દયા પર જીવવું એને પરવડે એમ નથી. એટલે ઝગલૂલ પ્રધાન થાય કે ન થાય એની એને પરવા નથી; એને તો જે થાય તે એવો પ્રધાન જોઇએ છે કે જે એને સુએઝ ઉપર નિરંકુશ સત્તા ભોગવવા દે. ઝગલૂલ એની આડે આવે એટલે દેશ વધુમતિએ ચુંટે કે ઓછીએ, ઈંગ્લાંડ એને ઇજીપ્તની સત્તાનું કેન્દ્ર થવા દે એ બને એમ નથી. અને તેમાં સુદાન ઇંગ્લાંડ માટે બીજો મહત્ત્વનો પ્રશ્ન છે.

## સુદાન

સુદાન પણ હિંદના રસ્તા પર છે. પણ એ ઉપરાંત એની બીજી પણ મહત્તા છે. સુદાનીઓ ઉપર કાબુ મેળવવામાં ઇજિપ્તને મદદ કરી ત્યારથી બ્રિટિશોએ સુદાન પર પોતાની સત્તાનો દાવો કરવા માંડયો છે અને સુદાન ઉપર આજસુધી ઇજીપ્ત અને બ્રિટિન ઉભયે પોતાનું સમભાગી સાર્વભૌમપણું નભાવ્યું છે. નાઇલના પાણી ઉપરની સત્તાને લીધે સુદાન ઇજીપ્તના જીવનની ચાવી હાથમાં રાખે છે એમ કહી શકાય. નાઇલ એટલે ઇજીપ્ત અને ઇજીપ્ત એટલે નાઇલ–નિદાન્ ઇજીપ્ત એ પરિસ્થિતિ હોવાનો–નાઇલ સાથે પોતાના જીવનની ઓતપ્રોતતાનો દાવો કરે છે. જ્યારે બ્રિટિશો એથી વિરૂદ્ધ જઇ કહે છે કે સુદાનની પ્રજાને તો ઇજીપ્શીયનો જોઈતા જ નથી. એટલા જ માટે એ સુદાન ઉપરનો પોતાનો કબ્જો છોડવા નારાજ છે! સ્વાર્થ–સાધુતાનો બીજો નમુનો!! "ગૌરાંગોની બોજો વહેવાની" તત્પરતા!!!

આંતરરાષ્ટ્રીય નીતિશાસ્ત્ર નીતિના સૂત્રો કે ન્યાયના ઉપદેશોમાં નથી સમાતું; એ તો કોલસા, તેલ, રૂ અગર સોનું કે લોખંડ જેવા સંગીન પદાર્થો ઉપર રચાયું હોય છે. એટલે બ્રિટિશ દાવાની તપાસ માટે જગતે આ પદાર્થોની ઉપયોગીતા અને સ્થિતિની ચોકસી કરવી જોઇએ. આજે દુનિયાના રૂનો ૧૩ ટકા પાક ઇજીપ્તમાં થાય છે; અને ઇજીપ્તનું રૂ એટલે સુંદરમાં સુંદર કિંમતી જાતનું. પરંતુ ખારતુમની દક્ષિણે વ્હાઇટ અને બ્લુ નાઇલો વચ્ચેના પ્રદેશમાં નહેરો દ્વારા સુદાનમાં એથી પણ સારો પાક ઉતારી શકાય. જથામાં વધારે અને સાથે સારી જાતનો. આજે ગૈઝીરીઆ પ્રદેશમાં ૭૦,૦૦૦ ગાંસડી રૂ પાકે છે પરંતુ બીજા એક દશકામાં એ ૧૦,૦૦,૦૦૦ ગાંસડી રૂનો પાક આપી શકે. અને બ્રિટનના 'પવિત્ર ટ્રસ્ટ'માં આ ૧૦,૦૦,૦૦૦ ગાંસડીઓ ખાસ કારણભૂત છે. આવો સુંદર ટ્રસ્ટ કોને છોડવો ગમે?

૧૯૦૪માં કિચનરની દેખરેખ હેઠળ કરાર કરવામાં આવેલા તે અનુસાર ગૈઝીરીયાના રૂના પાકનો ૨૫% ટકા સુદાન પ્લેન્ટેશન સીન્ડીકેટ લીમીટેડ નામની બ્રિટિશ પેઢીને, ૩૫% ટકા સુદાનની સરકારને અને ૪૦ % ટકા ખેડુતોને જાય એવી ગોઠવણ હતી. એટલે જમીનના મૂળ માલિકો માત્ર બ્રિટિશ પેઢીના રોજી કમાનાર ગુલામ થઇ રહ્યા. સરકારને પોતાના બજેટના ટાંટીઆ મેળવવા એમના પર વધારાનો કર ઠોકી બેસાડવો પડયો. સીન્ડીકેટને તો ધૂમ નફો મળ્યો. ૨૫% ટકા રૂનો પાક માત્ર બ્રિટિશ મૂડીવાદીઓને ભાગ ગયો એમ નહિ. 'ડૅમ' બાંધવાનું કામ જે અમુક શરતે ઍલેકઝાન્ડ્રીઆનો નામના માણસને આપેલું તે પણ લૅાર્ડ કાઉડ્રેની પેઢીને સોંપાયું, ઈંગ્લાંડમાં ઇજીપ્તને નામે કાયદાથી રક્ષિત લોનો ઉભી થઇ, સીન્ડીકેટને અઢળક નફો મળ્યો. સરકારે ખર્ચ કર્યો, ખેડુતે પરસેવાના ટીંપાથી ઝેબ થઈ મહેનત કરી, જ્યારે લોનનું વ્યાજ, નિકાસ ઉપર કમીશન વગેરે સીન્ડીકેટના ગજવે ગયું. એટલુંજ નહિ પણ સીન્ડીકેટે આખો લાડવો ખાવાને એક જથે માલ કરવાની રમત રમવામાંએ પાછું ન જોયું. આ છતાંયે મજૂર સરકારે પણ 'સુદાન છોડવામાં ન આવે' એ સૂત્ર પકડી પોતાની જડતાનો અનુભવ કરાવ્યો, ત્યાં બ્રિટનના મવાલ પ્રધાન મી. બૅાલ્ડવીનનું તો સુદાનમાં ઝગલૂલને સ્વતંત્ર સત્તા ઝમાવવા દેવાનું શું ગજું?

એ કરતાં સુદાનમાં પોતાના હક્કો ઝમાવી રાખવાનું બીજું પણ કારણ છે. નજદીકનો પ્રદેશ ઍબીસીનીઆ કોલસા, લોખંડ, સોનાનો થોડો જથો અને રૂનો મોટો જથો ધરાવે છે. અને એ સંબંધમાં ઇટાલી–બ્રિટન વચ્ચે વાટાઘાટ ચાલી રહેલ છે. સુદાન અને ઍબીસીનીઆ મળીને ઇગ્લાંડના રૂના આખા પ્રશ્નનો ઉકેલ આણે છે એટલે સ્વાભાવિક રીતે

એમ્મની કેપથી કેરો સુધીની યોજના પૂર્ણ થાય ! દક્ષિણ અને પૂર્વનો તમામ અડધો ભાગ—કેપથી ઠેઠ કેરો સુધી અને સીએરાલીઓન, ગૅમ્બીઆ, નાઇગેરીઆ અને જર્મન પ્રદેશના મહત્ત્વના પ્રદેશો ! શું સુંદર સામ્રાજ્ય બનાવી શકાય !

આ જોતાં સુએઝની બાબતમાં તેમ જ સુદાનની બાબતમાં પણ ઇંગ્લાંડ મક્કમ રહેશે. ઝઘલૂલને ઇજીપ્તના સાર્વભૌમપણામાં જરાપણ ડખલગીરી નથી જોઇતી. અને ઘણા થોડા જાણે છે કે ઇજીપ્તમાં ઝઘલૂલથી પણ વધારે ઝહાલ એવો એક "તરૂણ ઇજીપ્ત" (Young Egyptians) પક્ષ છે. ઝઘલૂલ આજે પ્રજાનો માનીતો અને વિશ્વાસુ નેતા છે. એણે ચુંટણીમાં અપૂર્વ ફત્તેહ મેળવી છે. અને આજે આદલીપાશા પ્રધાનમંડળ રચશે, છતાંએ ઝઘલૂલ પ્રધાનમંડળ અંદર રહીને થઈ શકે એના કરતાં પ્રધાનમંડળની બહાર વધુ સત્તાધીશ થશે. સીઝર જીવતાં મુએલો વધુ બળવાન નિવડયો તેમ ! ત્યારે આનું પરિણામ શું ? છેલ્લાં કેટલાંક વર્ષની પરિસ્થિતિ જોતાં અને ઇંગ્લાંડની કુટીલ રાજનીતિનો થોડો ઘણો પરિચય થયા પછી શું થશે એ કળવું—ભાખવું—મુશ્કેલ છે. પણ એટલું તો ચોક્કસ કે ઝઘલૂલ બ્રિટનના મુત્સદ્દીઓની ઇચ્છાને આધીન પ્રધાનમંડળની બહાર રહેવાથી કોઇ રીતે પણ બ્રિટિશ દાવાઓનો—હકકોનો—સ્વીકાર કરે છે એમ નથી. એનો કોઈ ઊંડો હેતુ હશે. એ પણ ખરૂં કે લીસ્ટૅાકના ખૂન પછી એનાં હાથ પાછા પડયા હોય એ કારણે પણ એ પુનઃ ક્રમશઃ પોતાનું બળ ઝમાવવા ઇચ્છતો હોય તો તે સ્વાભાવિક છે. કહેવત પ્રમાણે બ્રિટિશ સિંહના શરીરમાં કાંટા થવાનું તો એ ચાલુ રાખશે જ. આપણે ત્યાં પણ આપણા રાજદ્વારીઓ સ્વરાજીસ્ટોના કૌંસીલ છોડવાના પગલાંને 'બીનપાર્લામેન્ટરી' ઠરાવે છે, પરંતુ ઝઘલૂલનું દૃષ્ટાંત તેની પોકળતા સિદ્ધ કરે છે. સૌથી પ્રજાનો વધારે વિશ્વાસ ધરાવનાર લોકપ્રિય નેતા, રાજતંત્રનો અનુભવી, મીલ્નરે પસંદ કરેલ શિક્ષણ ખાતાનો પ્રધાન એવો એક માણસ પાંચ વર્ષમાં ત્રીજી વખત અતિઘણી બહુમતિથી ચુંટાય અને છતાંયે બ્રિટન પોતાના ચાર હકકો સાથે પાંચમો ઉમેરે કે "ઝઘલૂલ વડો પ્રધાન થઇ ન શકે ?" પાર્લામેન્ટ પદ્ધતિની ઉત્તમતાનો સુંદર પદાર્થપાઠ ! ઇજીપ્તના 'લીબરલો' આ સંબંધે શું ધારે છે એ તો કોણ જાણે પણ બ્રિટનની સ્થિતિ તો ચોકખી છે. જ્યાં સુધી ઇજીપ્ત આ અર્ધગુલામી દશા સ્વીકારવી ચાલુ રાખશે ત્યાં સુધી તેની 'સ્વતંત્રતા'ને બ્રિટન માન આપશે, પરંતુ જે ઘડીએ સ્વતંત્ર થવા જરાયે શિર ઊંચું કરશે કે એનો ચાર—પાંચ કે જરૂર પડે તો વધારે દાવાઓનો અમલ ચાલુ થયો જ સમજવો. ઇટાલી સાથે મૈત્રીના જરા સંદેશાઓ ચાલુ કરેલા એટલામાં તો કર્ઝન કાકાએ ઇજીપ્તમાંથી વાલીપણું નહિ ઉઠાવવાની ધમકીનો શંખનાદ કરેલો. અને પ્રધાનમંડળ રચવાની બાબતમાં બ્રિટિશ ડખલગીરીએ પ્રોટેકટરેટ ઉઠાવી કેવી સ્વતંત્રતા ઇજીપ્તને આપી છે તે સ્વરૂપ રજુ કર્યું છે. ઇજીપ્તની આ સ્થિતિ છે. જોવાનું છે કે બ્રિટનના પંજામાં સપડાયલા ઇજીપ્તને ઝગલૂલની સરદારી હેઠળ એનું ભાવી કયાં લઈ જાય છે. રાજનીતિની એ બાજીમાં કોનાં સોગટાં અનુકૂળ પડે છે—ઝગલૂલનાં કે બૅાલ્ડવીન-લોઇડનાં ? જગત તો આજે પૂછી શકે કે ઇજીપ્ત સ્વતંત્ર છે કે ગુલામ ? જવાબ બહુ ઉત્તેજક નથી મળતો, છતાંયે સામ્રાજ્યવાદથી થાકેલી પ્રજાઓના આંતરની સહાનુભૂતિ ઇજીપ્ત તરફ હમેશાં રહેશે—જ્યારે આ જટીલ રાજનીતિનો વિનાશકાળ પાસે આવશે ત્યારે ઝઘલૂલનો ત્યાગ, એના પ્રયાસોના મીઠાં ફળો ઇજીપ્તની પ્રજાને ચાખવા તો મળશે જ.

રંગીલદાસ કાપડીઆ.

# ગૂજરાત કલાપ્રદર્શન

રાષ્ટ્રની ઉન્નતિ સાધવાને માટે ગૂજરાતમાં હાલ ચારેય તરફથી હીલચાલો ચાલી રહી છે. એક તરફ પૂ. ગાંધીજીનો ડેરો સત્યના પાઠો પાઢવી રહ્યો છે, બીજી તરફથી વિદ્યાપીઠ કેળવણીના ક્ષેત્રમાં કામ કરી રહી છે, ત્રીજી તરફથી પૂરાણી ભાઇઓ ગૂજરાતી શરીર ઘડી રહ્યા છે, ચોથી તરફથી સત્યાગ્રહાશ્રમના સંગીતાચાર્ય સંગીત પ્રચારી રહ્યા છે તો પાંચમી તરફથી સૌરાષ્ટ્રવાસી રા. ઝવેરચંદ મેઘાણી સૌરાષ્ટ્રનું જૂનું લોકસાહિત્ય પ્રકાશમાં લાવી રહ્યા છે. વિદ્યાપીઠ અને નવજીવન ગૂજરાતી ભાષા ખેડી રહ્યાં છે. ઉપરાંત સામાજીક કેટલાંય કાર્યો ઉત્સાહી યુવકો કરી રહ્યા છે. આમ જ્યારે ચોમેરથી જાગૃતિ થવા લાગી છે ત્યારે ગૂજરાત કલાપ્રદર્શન ભરે તે સર્વથા ઇષ્ટ છે. બે અઢી વરસ પહેલાં ગૂજરાતે એક સર્વાંગ કલાપ્રદર્શન અમદાવાદમાં ભર્યું હતું અને આ વખતે આ ઓક્ટોબરમાં સુરત મુકામે ગૂજરાત પાછું કલાપ્રદર્શન ભરે છે. આ પ્રસંગે એ પ્રદર્શન ખોલનારા ઉત્સાહી કાર્યવાહકોને અનેકધા અભિનંદન અને સાફલ્ય ઇચ્છીને મારા પ્રદર્શન વિષેના કેટલાક ખ્યાલો અત્રે રજુ કરૂં છું.

પ્રદર્શન એ એક દેશની કલાની ખીલવણી માટેની જૂદી જૂદી પ્રવૃત્તિઓમાંની એક પ્રવૃત્તિ છે. આ પ્રવૃત્તિઓ નીચેની છેઃ—

(૧) કલાની ખીલવણી અર્થે એક સારૂં **અજાયબગૃહ** ( મ્યુઝીયમ );

(૨) કલાની કેળવણી અર્થે દેશમાં રાષ્ટ્રિય તત્ત્વો પર ચાલતાં **કલાભવનો**;

(૩) **કલાપ્રચાર** વાસ્તે સ્વભાષામાં કલાવિષયક સાહિત્ય, અને એ માટે લોકપ્રિય ભાષણો લેન્ટર્ન સ્લાઇડિઝ, નકશાઓ અને ચિત્રો વડે આપવા માટેનાં સાધનો;

પણ લાડ ...
થઇ, સીન્ડીકેટને અટળક **નમૂના કામની ઐતિહાસિક અને ચર્ચાત્મક દૃષ્ટિએ નોંધ.** ... સરકાર
મહેનત કરી, જ્યારે લોનનું વ્યાજ, નિકાસ ઉપર કમીશ્વાને અર્થે હમેશાં હોવું જોઇએ.
એટલુંજ નહિ પણ સીન્ડીકેટે આખો લાડવો ખાવાને એથી તે પ્રવૃત્તિઓને ચલાવવા
માંએ પાછું ન જોયું. આ છતાંયે મજૂર સરકારે પણ 'સુદ. રૂપે પ્રદર્શન ગણાવું જોઇએ.
સૂત્ર પકડી પોતાની જડતાનો અનુભવ કરાવ્યો, ત્યાં બ્રિટનના મે કેસોટી કરશે. પ્રદર્શનની
તો સુદાનમાં ઝગલૂલને સ્વતંત્ર સત્તા ઝમાવવા દેવાનું શું ગજું ? લા છે. મુંબઇની ચિત્ર-
એ કરતાં સુદાનમાં પોતાના હ્હો ઝમાવી રાખવાનું બીજું રાયું હતું એમાંથી ઉત્પન્ન
પ્રદેશ ઍબીસીનીઆ કોલસા, લોખંડ, સોનાનો થોડો જથો અ અરાઇ ચૂક્યાં, પણ તેમાંના
છે. અને એ સંબંધમાં ઇટાલી-બ્રિટન વચ્ચે વાટાઘાટ ચાલી રહે પરિણામે આપણાં પ્રદર્શનો
સીનીઆ મળીને ઇંગ્લાંડના રના આખા પ્રશ્નનો ઉકેલ આણે છે અઢી વરસ પહેલાં અમદા-

વાદમાં એક ગંજાવર પ્રદર્શન ભર્યું હતું પરન્તુ એણે પણ ઉપરની કોઇ પ્રવૃત્તિ હાથ ધરી નહિ, અને પરિણામ હજારો રૂપીઆ ખર્ચાઇ ગયા સિવાય બીજું કંઈ જ આવ્યું નથી. હું ઇચ્છું છું કે આ પરિણામની ખાત્રી આ પ્રદર્શન વખતે થઈ જાય અને આ વખતનું પ્રદર્શન ઉપરની પ્રવૃત્તિઓ હાથ ધરવાનું મૂરત કરી નામ કાઢે.

આ પ્રવૃત્તિઓ શરૂ કરવા માટે મને નીચે પ્રમાણે વ્યવહારૂ ઉપાયો સૂઝે છેઃ—

**(૧) અજાયબ ઘર માટે** પ્રદર્શનમાં મૂકાએલી ચીજોમાંથી જેટલી સારી લાગે તે બધી રાખી લેવી, જે ચીજો વેચાઇ ગઇ હોય તેના ફોટોગ્રાફો લેવડાવી રાખવા. મોટાં શહેરોની મ્યુનિસીપાલીટીઓ આવા અજાયબગૃહને બહુ મદદ કરી શકે તેમ છે. રસ્તા પહોળા કરવા માટે જે જે ઘરો લેવાતાં હોય, તેના જે જે અવશેષો કલાયુક્ત જણાય તે બધાં મ્યુનિસીપાલીટી રાખી લઇ આ અજાયબગૃહમાં આપી શકે. પ્રદર્શન આ મ્યુનિસીપાલીટીઓને જો આવી મદદ માટે વિનતી કરે તો ગૂજરાતની સમજુ મ્યુનિસીપાલીટી જરૂર એ વાતનો સ્વીકાર કરે. મ્યુનિસીપાલીટી આમાં કાંઇ કેળવણીની દિશાથી કોઈ બીજી દિશાએ કામ કરતી નથી. પ્રદર્શન મ્યુનિસીપાલીટીઓને હાવેલ સાહેબના શબ્દોમાં બીજી આ બાબત સ્વીકરાવે કે “મ્યુનિસીપાલીટી પોતાના તરફથી બંધાતાં સઘળાં બાંધકામો હિંદી શૈલીમાં જ સુંદર કરવા આગ્રહ રાખે.” આમ થાય તો નાની કળાકૃતિઓ અજાયબગૃહ અંદર રહે અને સ્થાપત્યકલા તેની બહાર રહી અસલની જેમ જ સઘળું કળામય બને. મકાનોને કલામય કરવા જતાં ખર્ચ વધે જ છે એ ભ્રમ નીકળી જવો જોઈએ છે. ધનિકો તરફથી પણ આવાં અજાયબગૃહો અને સ્થાપત્યકલાની સમૃદ્ધિને પોષણ મળી શકે.

**(૨) કલાભવનો માટે** પણ પ્રયાસ થવો જરૂરી છે. એની અગત્ય તો એટલી બધી છે કે અજાયબગૃહ કરતાં પણ એને પહેલા ખોલવાં જોઇએ. અત્યારે આખા મુંબાઈ ઇલાકામાં માત્ર બે જ કલાભવનો છે. એક વડોદરામાં ને બીજું મુંબાઈમાં. મુંબાઇના કલાભવનનો લાભ તો માત્ર ધનિકો જ લઈ શકે, અને બીજી ખાસ વાત તો એ છે કે આ ભવનોનાં શિક્ષણ માટે અંગ્રેજી ભાષાની જરૂર હોવાથી સામાન્ય કારીગર વર્ગ તો એનો લાભ લઇ જ શકતો નથી. પરભાષાની આ બેડીથી રાષ્ટ્રમાં કેટલું ભંગાણ પડે છે એ કહેવાની હવે જરૂર નથી. એટલે આ જગાએ રાષ્ટ્રિય તત્ત્વ પર ચાલતા કલાભવનની અગત્ય જણાવી છે. પશ્ચિમના દેશોના મુકાબલે તો ગૂજરાતને આવાં ચાર કલાભવનોની જરૂર છે, પણ અત્યારે આવું એક જ કલાભવન ઉઘાડવા કોશેષ થાય તો બસ છે.

અત્યારે આપણા દેશમાં શિક્ષિત કારીગરો કે કલાકારોનો દુકાળ છે, અને જ્યાં ક્યાંઇ પરંપરાનાં છૂપાં રત્નો પડ્યાં હશે, તેની સામે કોઈ જોતું નથી. કલા માગનારાઓ ધનિકો અને રાજા મહારાજાઓ, પરદેશી કલાકારોને ખટાવે છે, પણ એમાં એમનો વાંક બહુ કદાચ તેમ નથી, કારણ કે એમને, આપણાં છૂપાં રહેલાં રત્નોની ભાળ નથી. પરદેશી કલાકારો અહિંથી પૈસા ઘસડી જાય છે એટલું જ નહિ પણ એ ઘણા જ મોંઘા પડે છે. આવી રીતે જતા પૈસા, આપણે કલાભવનો દ્વારા શિક્ષિત કલાકારો પેદા કરીને જ, બચાવી શકીએ. ખુદ ગૂજરાતમાં જ અત્યારે ઘણે સ્થળે શહેરવિસ્તારનું કામ ચાલી રહ્યું છે, કાઠિયાવાડમાં પણ જામનગર, ધ્રાંગધ્રા, લીંબડી, પોરબંદર, ગોંડળ વગેરે શહેરો નવદ્રવો

સાજ સજતાં જાય છે, તો એ સાજ માટે પરદેશી કલાકારો પર આપણે ક્યાં સુધી આધાર રાખીશું? પરિષદ ખુશીથી ગૂજરાતના આ ધનિકો અને રાજામહારાજાઓ પાસેથી મદદ મેળવી શકે. આવું એક જ કલાભવન ખૂલે તો પાંચ દસ વરસમાં જ આપણને આપણા જ કારીગરો મળે, અને મરતા કારીગરો અને કલા પાછાં સજીવન થાય.

(૩) કલાપ્રચારના ક્ષેત્રમાં પણ જો આવું કલાભવન રાષ્ટ્રિય તત્ત્વ પરનું હશે તો ઘણું જ કામ થઇ શકશે. અત્યારનાં મુંબઈ ઈલાકાનાં બે ભવનો તેમની ૩૦-૪૦-વર્ષની કારકીર્દીમાં પણ હજુ આ કામ કરી શક્યાં નથી તેનું એ જ કારણ છે કે એ ભવનોમાં માતૃભાષાદ્વારા શિક્ષણ નથી અપાતું. રાષ્ટ્રિય કલાભવન તો સ્વભાષાનું જ વાહન રાખતું હોઈ એના શિક્ષણ વડે જ કલાવિષયક ભાષા આપોઆપ જ ખીલી નીકળશે, અને પછી જ લોકરુચિ કેળવવા માટેનાં રસદાઈ પુસ્તકો તૈયાર થઈ શકશે. પ્રદર્શનમાં આવાં ભાષણો આપવાનું પ્રોગ્રામ છે, પણ એ પ્રવૃત્તિને જાથુ પોષણ મળવા માટે કલાભવન જ જરૂરી છે. અત્રે એ પણ સૂચવવું ઘટે કે પ્રદર્શનમાં મૂકાતાં સર્વ લખાણો ગૂજરાતીમાં જ હોવાં જોઇએ. જેમ મહાસભાએ હિંદીભાષાને સ્થાન આપ્યું તેમ ગૂજરાતનાં પ્રદર્શનોમાં ગૂજરાતી ભાષાને જ પ્રાધાન્ય હોવું જોઇએ.

(૪) પ્રદર્શન-પત્રિકામાં જણાવ્યું છે કે એક ટ્રેડ ડીરેક્ટરી બહાર પાડવાની છે. આ બહુ સારી વાત છે, પણ તેની સાથે સાથે જ જો પાછલા જમાનાની ગૂજરાતની કલા સૃજનારાઓનું સંશોધન થઈ એ સૃજનારાઓ કે તેના વંશજોની કંઇ હાલની સ્થિતિનું દિગ્દર્શન કરાવાય તો બહુ સારું. "પ્રસ્થાન" (માસિક)માં એકવાર ડૉ. હરિપ્રસાદે અમદાવાદના જૂધર મિસ્ત્રી વિષે આવી જાતની માહિતી આપી હતી. તેવી માહિતીઓ પણ આ ડીરેક્ટરીમાં હશે તો ડીરેક્ટરી માત્ર એક ધંધાની માહિતી આપતી નહિ રહેતાં એક રસદાઇ પુસ્તક જેવી થશે.

જેવી રીતે સાહિત્યના શિક્ષણ વિના સારી ભાષામાં લખાએલાં પુસ્તકોની આશા ન રાખી શકાય, અને એ સૂત્ર ઠેઠ છેલ્લી ગૂ. આઠમી સાહિત્ય પરિષદ્ ભરનારાઓને સમજાયું ને તેમણે પરિષદ્ પછી સાહિત્યના વિકાસ માટે જાથુ કામ કરવાને માટે એક રીતસરનું મંડળ નીમ્યું છે ને જેવી રીતે મહાસભા ખાદી પ્રચારનું કામ હાથ લીધા પછી ખાદી પ્રદર્શન ભરે છે તે જ પ્રમાણે ગૂજરાતનાં આ કલાપ્રદર્શને કરવું જોઇએ, અને કલાના વિકાસ અર્થે જે જે જરૂરનું લાગે તેને માટે પ્રયાસો ચાલુ જ રાખવા જોઇએ.

આવા ચાલુ પ્રયાસો વિના મને પ્રદર્શન અને સામાન્ય લોકોના મેળામાં ફરક લાગતો નથી. ઉલટું મને આ પ્રદર્શનો એક અસ્વાભાવિક મેળા જેવાં લાગે છે. કેમકે મેળામાં પણ જાતજાતનાં પ્રદર્શનો જ હોય છે, ને તે, એ વીંખાયા પછી પ્રદર્શિત વસ્તુ સુધારવા કશા જ પ્રયત્નો કરતા નથી તેમ જ પ્રદર્શન પણ કરે છે. ઉલટું મેળાઓ લોકોના જ સ્વાભાવિક ઉત્સાહથી મળેલા હોવાથી એમાં એક સ્વાભાવિક જીવંત ઉલ્લાસ દેખાય છે. માટે મારી વિનતી છે કે પ્રદર્શનના નિયામકો અને કાર્યકર્તાઓ મારી આ નમ્ર સૂચનાઓ પર ધ્યાન આપે અને દેશની કલાને ખરેખરો લાભ થાય તેવાં પગલાં લેવાં શરૂઆત કરે.

ગજાનન વિ. પાઠક.

---

# લોકચર્ચા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવા યોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. —તંત્રી. ]

## મારો પંજાબનો પ્રવાસ

ઉનાળાની આ રજા પંજાબમાં ગાળવાનો પ્રસંગ આવ્યો તેથી મારી ઉત્સુકતા અને આનંદવૃત્તિ ખૂબ વધ્યાં. પંજાબનો આ પ્રવાસ ચોથી વખતનો હતો. પહેલાં ત્રણ વાર હું ત્યાં ગયેલો પણ તે વખતે તેટલો દૃષ્ટિ-બિંદુ ન હતો. આ વખતના પ્રવાસમાં મારાં ખાસ ત્રણ દૃષ્ટિબિંદુઓ હતાં: (૧) પ્રાંતિક વિશેષતા નિહાળવાનું; (૨) આર્યલોકોની પ્રથમ આવી વસવાટ કરવાની ભૂમિ તરીકે તેની વિશેષતા જોવાનું; અને (૩) અસહયોગ પહેલાંની અને ત્યારપછીની તે ભૂમિની સ્થિતિ અવલોકવાનું.

મારી ઇચ્છા આખા પંજાબમાં ફરવાની ન હતી પણ ગુજરાનવાલા, અમૃતસર વગેરે જેવાં ખાસ સ્થળો જ નિહાળવાની હતી. પંજાબના હત્યાકાંડ વખતે ત્યાંની ખરી હકીકત મેળવવા નિમાયેલી તપાસસમિતિ તરફથી જે રિપોર્ટ બહાર પડયો છે તેના વાચકોને ગુજરાનવાલા સ્મરણમાં હોવું જ જોઇએ. અમૃતસર તો જગજાણીતું છે. પહેલાં હું ગુજરાનવાલાની વાત કહી દઉં.

### ગુજરાનવાલા

અમદાવાદથી તા. ૪ એપ્રિલે બપોરે ફાસ્ટમાં નીકળી દિલ્હી અને લાહોર થઇ તા. ૬ એ ગુજરાનવાલા પહોંચ્યો. આ શહેરની વસ્તી લગભગ સાઠ હજારની હશે. પંજાબ પોતાના સુંદર હવાપાણી માટે પ્રસિદ્ધ છે; અને તેના સરસ આબોહવા માટે જે કેટલાક ખાસ સ્થળો પ્રસિદ્ધ છે તેમાં ગુજરાનવાલા પણ એક ગણાય છે.

જેમ ત્યાંનું પાણી પોષક અને પાચક છે તેમ ત્યાં પાણીની છૂટ ખૂબ જ છે. લગભગ દરેક ઘરે અને દરેક સ્થળે જમીનમાંથી સીધા પંપ મૂકેલા હોય છે. ત્યાં જમીનમાં પાણી દોઢ બે હાથે ભાગ્યે જ ઊંડું હશે. આથી ગમે ત્યાં બેસી પંપ ચલાવીએ કે ધોધમાર પાણી આવ્યે જ જાય. આખા શહેરમાં આ પંપની પદ્ધતિને લીધે નળની વ્યવસ્થા દાખલ થઇ નથી. જ્યારે પીવાનું કે નહાવાનું મન થાય ત્યારે સીધું જમીનમાંથી પાણી કાઢી લેવાનું; એટલે એ જેટલું તાજું તેટલું જ ઠંડું. સ્નાન કરનારને–ખાસ કરીને ગૂર્જરાતીને–પહેલાં તો પાણી હિમ જેવું ઠંડું લાગે ને ગભરાવી થથરાવી મૂકે પણ એકવાર તે થોડી ડોલ પોતાના શરીર પર જીવ મોટો કરી રેડી દે કે પછી પંપ નીચેથી ઉઠવાનું મન જ નહિ થાય; એટલી આ પાણીની બલપ્રદતા અને તાજાપણાંની શક્તિ.

કેટલાંક વર્ષ અગાઉ જમીનમાં પાણી આટલું ઉપર ન હતું પણ જ્યારથી ત્યાં નહેર આવી ત્યારથી પાણી વધ્યું. એ નહેર સતલજ નદીમાંથી લેવામાં આવી છે. ત્યાંની નહેર ગૂજરાતની એક મોટી નદી સાથે સરખાવી શકાય. તે નહેરનો પૂલ લગભગ ૧૧૦ કદમ જેટલો લાંબો છે અને તેટલા પહોળા પટમાં ખૂબ ઊંડું પાણી પૂરપાટ વહ્યા કરે છે. એ નહેરથી ત્યાં લાભ થયો છે તેમ જ હાનિ પણ થઇ છે. ઘણેખરે સ્થળે પાકમાં વધારો થયો છે પણ પાણીના અતિ વહેણને લીધે આજુબાજુનાં કેટલાંક ગામોનાં ખેતરોની ફળદ્રુપતા ઓછી થઇ છે અને ક્વચિત ક્વચિત તો નાશ પણ પામી છે. જમીનનો ક્ષાર ભાગ ઉપર આવી જવાથી જ્યાં પાણી પડયું હોય ત્યાં તે જલદી સૂકાતું નથી તેથી ખેતી કરવામાં પણ ઘણી અડચણ આવે છે. જમીનમાં પાણી બહુ ઉપર આવી જવાથી મકાનોની સ્થિરતાને ધક્કો લાગ્યો છે અને ખુદ ગુજરાનવાલામાં ઘણાં પાકાં અને મજબુત મકાનો એ જ કારણથી ક્યાં તો જમીનદોસ્ત થયાં છે કે કાં તો ફાટી ગયાં છે. નવી ઇમારતો બંધાવવા ઇચ્છનાર કેટલાક દીર્ઘદર્શીઓ આ કારણથી હાલ તો વિચારમાં પડી ગયા છે.

ત્યાંની ખાસ નિપજ ઘઉં, ચણા, અડદ અને ચોખાની છે. ઘાસ પણ પુષ્કળ થાય છે. પહેલી ત્રણ ચીજો તો ત્યાંના લોકો ખાસ વાપરે છે. ચોખા ખાવાનો રિવાજ ત્યાં નામ માત્રનો છે. સારા શ્રીમંત ગૃહસ્થને ત્યાં ચોખા વારતહેવારે જ રંધાય. આ ચોખા બહુ સારા અને કિંમતી હોય છે. આપણા અમદાવાદની બજારમાં મળતા બાસુમતી અને વાંસીના ચોખા તે જ આ ચોખા. સારામાં સારા ચોખાની કિંમત ત્યાં જ આપણાં મણના દશ રૂપીઆ પડે છે. ત્યાંના લોકોને પૂછીએ કે તમો ભાત કેમ ખાતા નથી ત્યારે જવાબમાં હસીને કહે:! "એ તમને ભાતખાઉ પોચા ગૂજરાતીઓને સોંપ્યું. અમારા આ કુંડ એથી કાંઇ થોડા જ ભરાય?"

ત્યાંના લોકોનો મુખ્ય ખોરાક ઘઉં અને અડદ. ત્યાં અડદનો એટલો બધો વપરાશ છે કે તુવરને લોકો ઓળખતા જ નથી એમ કહું તો ખોટું નથી. આ વાત એક રસિક હકીકતથી સ્પષ્ટ કરી દઉં.

હું જ્યારે અમદાવાદથી નીકળવાનો હતો ત્યારે ગુજરાનવાલામાં વસતા મારા એક ગૂજરાતી મિત્રે એ ચીજ સાથે લાવવા તાર કર્યો. આ મિત્ર ગૂજરાતી હોઈ તુવરની દાળ અને કોકમને અભાવે તેમ જ અડદની દાળના હંમેશના વપરાશથી ખૂબ કંટાળ્યા હતા. તેમના શિક્ષિત પત્ની તો તુવરની દાળને સ્વપ્નમાં પણ ઝંખતાં. એટલે તેઓએ મારા ઉપર તાર મૂકાવ્યોઃ 'તુવર અને કોકમ લેતા આવશો.' પણ તારમાસ્તર પંજાબી હોવાથી તુવર અને કોકમ એ શું તે તે જાણતો ન હતો. તેથી તેણે તારમાં લખ્યું: 'સુવર અને કોકિન લેતા આવશો.' આ તાર વાંચી હું તો સમજી ગયો કે તારમાસ્તરની ભૂલ છે–ભૂલ શાની, સમજફેર છે–કારણ હું જાણતો હતો કે તાર કરનાર વ્યક્તિ ગૂજરાતી હોઇ જરૂર અડદથી કંટાળ્યા હશે. એટલે તુવર નામ ભલેને તારમાસ્તરથી અજાણ્યું હોય પણ સુવરથી તો તે જરાએ અપરિચિત ન જ હોય. ત્યાં તો ગાળ જ 'સાલે સુવર'ની હોય છે; અને સુવરોની સંખ્યા પણ ત્યાં સારી છે. હિંદુ માંસભક્ષી હોય તો સુવરનું માંસ તેણે ચાખેલું પણ હોય. વળી પંજાબમાં ખટાશ આમચુરની વપરાય છે. એટલે કોકમ એવું તો નામ જ નથી.

માસ્તર કોકેનને તો જાણે કારણ કે એક કેફી ચીજ તરીકે પોતાના અભ્યાસમાં તે આવ્યું જ હોય. આ કારણથી તુવર અને કોકમને બદલે સુવર અને કોકેનનો તાર થયેલો. અસ્તુ.

આપણે ત્યાં અડદ જેટલા ભારે ગણાય છે તેટલા જ તે પંજાબમાં હલકા કહેવાય.છે. આ ત્યાંના પાણીનો પ્રભાવ. ત્યાં ચણા એટલા બધા પાકે છે કે તેના યથેષ્ટ ખોરાકને લીધે ત્યાંના ઘોડા ખૂબ જ મજબુત રહે છે. હું ત્યાં હતો ત્યારે ચણાના છોડવા પાકેલ દાણાના ઘાસની માફક વેચાતા અને તે જ ખરીદી લોકો ઘોડાને નીરતા.

પશુઓ પ્રમાણમાં ઘણાં છે અને પુષ્ટ પણ છે. ગાયોની સંખ્યા ઓછી છે એટલે તેનો અવેજ વાળવો હોય તેમ ભેંસોની સંખ્યા ખૂબ જ છે. મારી મુસાફરી દરમ્યાન એવી એક પણ ભેંસ કે બીજું ઢોર માલમ ન પડયું કે જેનાં હાડકાં અહીંની માફક દેખાતાં હોય. દુધ પણ તેટલું જ ઘટ્ટ અને સ્વાદિષ્ટ. જો કે તે અહીંની જેમ મોઘું તો છે જ છતાં ત્યાં ગમે ત્યારે અને ગમે ત્યાં ચોકખું મળી શકે છે. સપરેટના ભેગની તો શંકા જ નથી. પશુઓની પુષ્ટિની બાબતમાં એક જ વાત કહેવી બસ થશે કે ત્યાંની બકરીઓ લગભગ અહીંની નાનકડી ગાય જેવડી હોય છે. શરૂઆતમાં જોનારને આ બકરી છે એવું ભાન પણ ન થાય.

ખોરાકની બાબતમાં ત્યાંની રીત બહુ જુદી છે. તેઓ રોટી અને દાળ ખાય છે. રોટી ખાસ કરી તંદુરની રોટી કહેવાય છે. તંદુર એ એક લંબચોરસ પેટી જેવો ચૂલો હોય છે જેમાં સખત ભાઠો સળગે ત્યારે તેની ચારે બાજુની ભીંતો ઉપર એકીસાથે પચીસ પચાસ રોટીઓ મૂકવામાં આવે છે અને તેને પાકતાં પૂરી પાંચ મિનિટ પણ નથી લાગતી. એક સાથે પચીસ જણ જમવા બેઠા હોય તો એક જ રસોયો દરેકને ગરમ રોટી પૂરી પાડી શકે છે. આ રોટીમાં જરા પણ મોણ હોતું નથી છતાં તે ત્યાં હલકો ખોરાક જ ગણાય છે. બજારમાં અનેક દુકાનો આ રોટીઓની હોય છે. ત્યાં ગમે ત્યારે, જોઇએ તેટલી રોટી અને દાળ તાજાં મળી શકે છે. ભાવ પણ સસ્તો. આ સગવડથી ઘણાખરાં કુટુંબો રાંધવાની ખટપટ કરતાં નથી અને યૂરોપની પેઠે તેમને ઘેર દુકાનેથી ખાણાં આવે છે, અને ઘણા દુકાને જઇને જ ખાઇ આવે છે.

મેવાનો મુલક અફઘાનિસ્તાન નજીક હોવાથી ત્યાં મેવો પુષ્કળ આવે છે પણ પ્રમાણમાં જેટલો સોંઘો અને ઉત્તમ મળવો જોઇએ તેટલો નથી મળતો. તેનું કારણ એ છે કે તેનું નૈવેદ્ય પહેલું રાજકર્તાઓને ધરાય છે.

ત્યાંનો પહેરવેશ ખાસ જુદો છે. સ્ત્રીઓ પાયજામા પહેરે છે. કેટલીક સ્ત્રીઓ પાયજામા ઉપર ખુલતો લેંઘો પહેરે છે, અને તે ઉપર અહીંનાં મુસલમાનોની પેઠે એક લાંબું પહેરણ અને ઉપર ચોરસા જેવું ઓઢે છે. પુરુષો પણ મોટે ભાગે પાયજામા જ પહેરે છે. ગરમ કપડું-ખાસ કરી કાશ્મીરી કિંમતી કપડું-વધારે વપરાય છે. આનું કારણ કાશ્મીરનું નજીકપણું અને ઠંડીની સખ્તાઇ છે. ત્યાં ટાઢ એટલી બધી પડે છે કે મારા ગૂજરાતી મિત્રનાં પત્ની તે જ કારણે ત્યાંના વસવાટથી કંટાળી જ ગયાં લાગતાં હતાં. ગરમી પણ એટલી જ સખત પડે છે. આટલી ગરમી અને શરદી છતાં ત્યાંના લોકો ખૂબ નિરોગી અને પુષ્ટ છે. ત્યાં ડાકટરો અને વૈદ્યોની સંખ્યા પ્રમાણમાં બહુ જ થોડી છે, અમદાવાદની જેમ જ્યાં જુઓ ત્યાં દવા વેચનારા નથી દેખાતા. ઊલટું જેને મળો તે મજબુત, હસતો

હોય તો મરનારના કુટુંબની સ્ત્રીઓ ખાસ કપડાં પહેરે છે અને ગુલાલ ઉડાડે છે. રોવા પીટવાની ત્યાં રીત નથી.

પંજાબમાં વર્ણભેદ નહિ જેવો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વચ્ચે તો ખાવાપીવાના વ્યવહારમાં ભેદ નથી જ એમ કહીએ તો ચાલે. રસોયો બ્રાહ્મણ હોય અને પીરસનાર બીજા વર્ણનો હોય તો કોઇને વાંધો ગણાતો નથી. ચોખ્ખાઈ ત્યાં નથી એમ કહેવું જોઇએ. સંયુક્તપ્રાંત, બિહાર, બંગાળ અને દક્ષિણ કરતાં ગૂજરાતમાં અસ્વચ્છતા હોવાની ફરિયાદ સંભળાય છે. પણ પંજાબ તો સૌને આંટે એવું છે. જ્યાં બેસે ત્યાં જ થૂંકે, ગમે તેવી જમીન ઉપર ખાવાનું મૂકીને ખાય અને હેઠે પડી ગયેલું લઇને ખાવામાં બિલકુલ સંકોચ નહિ. જે ધનવાનોને ત્યાં ચાંદીનાં વાસણો હતાં તેને ત્યાં પણ અસ્વચ્છતા પૂરી જોવામાં આવી. ભીંતો પર દીવેલના લપેડા અને રેલા, વાસણો જમીને મૂકી દેવાનાં, ઉટકનાર ગમે તેવાં ઉટકે. બિહાર, સંયુક્તપ્રાંત વગેરેમાં મચ્છીમાર જેવી હલકી વર્ણ પોતાનાં વાસણો ડાઘા વિનાનાં રાખે છે. ડાઘાવાળા ઠામને એંઠું સમજી ત્યાં તેઓ ખાવાનું નહિ લે, પણ અહીં તો એ સંબંધી કશી સુગ જ નથી.

છાશ દહિંની વાપર બહુ છે. હમેશાં નહાતી વખતે એટલું બધું અને એવું સારું દહિં આવે કે મારા જેવાની તો તેને સ્નાનમાં વાપરવાની હિંમત જ ન ચાલે. છાશ કચ્છના જેવી જાડી, મોળી અને તાજી મળે છે. ભોજન પછી છાશ પીવાનો ત્યાં બહુ જ રિવાજ છે. છાશને તેઓ લસી કહે છે. મઠા પણ કહેવાય છે. રસોઈ પકવવા વગેરેનું મુખ્ય કામ ચૂલા ઉપર થાય છે. અહીંની પેઠે ત્યાં સ્ટવનો ઉપયોગ થતો નથી. ત્યાંના દુધમાં, ત્યાંની રસોઇમાં કાંઇક ઓર જ મીઠાશ આવે છે.

## અમૃતસર

ગુજરાનવાલામાં ૧૧ દિવસ રહીને અમે અમૃતસર આવ્યા. અમૃતસરની બજારો ને શેરીઓ ગુજરાનવાલા કરતાં બહુ જ ચોખ્ખી હતી. અહીંનું પ્રથમ જોવા જેવું સ્થાન શીખોનું સુવર્ણમંદિર હતું. એ મંદિરની ભવ્યતા જાણીતી છે. મંદિર વિશાળ સોનાથી જડેલું અને એક તળાવની વચ્ચે શહેરના મધ્યભાગમાં છે. આ તળાવનું પાણી અમુક દિવસ પછી કાઢી નાંખી બીજું તાજું પાણી ભરવામાં આવે છે. મંદિરમાં શીખોનો ગ્રંથ-સાહેબ એ જ પ્રધાન પૂજ્ય વસ્તુ છે. ગ્રંથ સાહેબની ચોમેર ભક્ત સ્ત્રી–પુરુષોનું એક મોટું મંડળ સતત વીંટળાએલું હોય જ અને ખૂબ જ ગાનવાદન ચાલતું હોય. હારમોનિયમે તો ત્યાં પણ જૈન મંદિરોની પેઠે એટલો બધો પગપેસારો કર્યો છે કે આપણાં પ્રાચીન સુંદર અને ઉસ્તાદી વાદ્યોને સ્થાન રહ્યું નથી. નવાં વાદ્યોની પેઠે ગાનો પણ એવાં ક્ષુદ્ર થઇ ગયાં છે કે પંજાબની એ પ્રાચીન કંઠકળા અને હૃદયબળ આજે વિરલ જ છે. મંદિરના ચોકમાં, હલવા (શીરા)ની પ્રસાદી ચાખી બહાર નીકળ્યા. થોડા દિવસ પહેલાં શીખો અને વૈષ્ણવો વચ્ચે ધાર્મિક ખેંચતાણ થએલી. કેટલાક વૈષ્ણવોને શીખ મંદિરમાં જતા સાંભળી તેઓને વૈષ્ણવ ધર્માચાર્યોએ ઉશ્કેર્યા. પરિણામે એ સુવર્ણમંદિર જેવું બીજું એક વૈષ્ણવ સુવર્ણમંદિર બંધાયું. આ મંદિર 'દુરગ્યાના' સ્થાન ઉપર શહેરના બહારના ભાગમાં આવેલું છે. એ મંદિર સ્પર્ધાજનિત હોઇ તેમાં સોનું વાપરવામાં આવ્યું છે. મંદિરની રચના, તેનું પ્રમાણ તે

બધું શીખમંદિર જેવું જ છે. તળાવ પણ તેવું જ બલ્કે વધારે વિશાળ છે. એક તરફના ભાગની લંબાઈ ૨૫૦ કદમથી વધારે છે. શીખમંદિર કરતાં આ મંદિરની વિશેષતા મને એ જણાઈ કે અહીં લંગરશ્રી છે. લંગરશ્રી એટલે ભોજનગૃહ. તેમાં વિદ્યાર્થીઓ, પંડિતો કે સાધુસંતોને ખાવાપીવાની સગવડ છે. સાથે એક સંસ્કૃત પાઠશાળા પણ છે. આ મંદિરનું ઉદ્ઘાપન મારા ગયા પહેલાં થોડા દિવસ અગાઉ જ પંડિત માલવીયાજીએ કરેલું. જો કે અમૃતસરમાં જનારને એકને બદલે બે મંદિર જોવાનાં થયાં એ આનંદની વાત છે પણ આ મંદિરસૃષ્ટિ ધાર્મિક ઝનુનમાંથી ઉત્પન્ન થયેલી હોવાને લીધે તેટલી જ દુઃખકારક છે. અમૃતસરમાં મારે એક પંડિતની મુલાકાત કરવાની હતી. અલબત એ પંડિત બહુ સારા વિદ્વાન છે પણ તે વામમાર્ગી અને પોતાના સિદ્ધાન્ત વિશે તેટલા જ પાકા અને નિશ્ચિત છે. તેઓ સ્પષ્ટ કહે છે કે માંસ અને મદ્ય વેદમાં ન હોવાનું કહેવું એ વેદ અને સનાતન ધર્મનું તદ્દન અજ્ઞાન સૂચવે છે. અલબત અમૃતસરમાં સંસ્કૃત વિદ્યાનો કંઈક સારો પ્રચાર કહેવાય. જો કે આજકાલના શિક્ષણમાં જીવનોપયોગી તત્ત્વ અને ઉપયોગિતાવાદને સ્થાન નથી. શિક્ષણ માત્ર મૌખિક અને મુખ્યભાગે વિવાદની દિશામાં પ્રેરનારું હોય છે. છતાં વિદ્યાર્થીઓ અને પંડિતોની સંખ્યા ત્યાં સારી છે.

શીખોની વસ્તી અહીં ખૂબ હોય એ સ્વાભાવિક છે કારણ કે એ શીખોનું મુખ્ય ધામ છે. ગમે તેવો શીખ પણ અહીં સરદાર જ કહેવાય છે અને 'સરદાર' સંબોધન રસ્તામાં ઘણીવાર સંભળાય છે. અહીં પણ કદાવર અને બળવાન શરીર જોવા મળે છે.

મારા ઉતારાની નજીકમાં એક સાધુમાર્ગીઓનો ઉપાશ્રમ હતો. તેને ચોથે માળે સાધુઓ રહેતા. ત્યાં લગભગ પોણોસો વરસના એક વૃદ્ધ તપસ્વી સાધુ હતા. મેં તેઓને કેટલાક પ્રશ્નો કર્યા. તેઓના ઉત્તરમાં સત્ય કરતાં સાંપ્રદાયિકતા અને સમભાવ કરતાં ઝનુન વિશેષ હતાં. એ પંજાબી પ્રકૃતિનું પ્રતિબિંબ મને ત્યાં પણ જણાયું.

( અપૂર્ણ )

પં. સુખલાલજી.

[ પંજાબના બીજા ભાગોની રસમય માહિતી આવતા અંકમાં. ]



**મારી એવી શ્રદ્ધા બંધાઈ છે કે આપણા દેશનું સર્વ દુઃખ દૂર કરવાના ઉપાય ચાર પ્રકારના છે : ફરજિયાત પ્રાથમિક કેળવણી, ધર્મપ્રચાર, વિજ્ઞાનની સહાયથી કરી શકાય એવા નાના નાના ઉદ્યોગો તથા દેશની આર્થિક સ્થિતિનું અધ્યયન.**

**—કિશોરલાલ મશરૂવાળા.**

# જ્ઞાનગોચરી

## —:ઉત્તર હિન્દમાં:—

[ The Nation & Athenaem માં જુલાઈ તા. ૧૭, ૧૯૨૬ ના અંકમાં અને તે પછીના જુલાઈ તા ૨૪ મીના અંકમાં Aldous Huxby ના Diary of An Eastward Journey ની લેખમાળાના ૧૧ મા અને ૧૨ મા હપતાનો સાર નીચે આપેલો છે. એક પરદેશી આપણા સમાજ, આપણા માનસ, આપણા રીતરિવાજ વિશે શું ધારે છે તે જાણવા જેવું છે. —તંત્રી ]

૧૧

**ઉદેપુર:**—રજપૂતાનાની રાજધાનીઓના અમે મહેમાન થયા તે પહેલાં અમારો પરિચય કરાવવામાં આવ્યો ત્યારે કંઈક ભૂલ થયેલી તેથી મને પરાણે પ્રોફેસરનો ખિતાબ એનાયત કરવામાં આવ્યો. હું પ્રોફેસર નથી છતાંયે મને બધા પ્રોફેસર જ કહેતા. તે માટે બધાને હું વારતો છતાંયે જ્યારે બધા કહેવા જ લાગ્યા, ત્યારે મને થયું કે મારે એ સ્વીકારવું. હિન્દના ગયા જમાનાના લોકોમાં કલા કરતાં વિદ્વત્તા માટે વધારે માનવૃત્તિ જણાય છે; એટલે એક વાર્તાકાર કરતાં પ્રોફેસર તરીકે આ પ્રદેશમાં વધારે ફાવી શકાય એમ મને લાગ્યું.

અને ત્રણસો વર્ષ પહેલાં યુરોપમાં પણ સેલમેશિયસ મિલ્ટન કરતાં મોટો માણસ ગણાતો. મિલ્ટન એક સાધારણ કાવ્ય લખનાર ગણાતો જ્યારે સેલમેશિયસે બહુ વાંચેલું હોવાથી વિદ્વાનમાં ખપતો અને સૌથી મોટો પુરુષ ગણાતો. અમુકની વિદ્વત્તામાં સાચું જ્ઞાન કેટલું છે, અને પોપટિયું જ્ઞાન કેટલું છે એ તરફ લોકો જુએ જ શા માટે? એવા જમાનામાં તો મૌલિકતા અને સર્જકશક્તિ કરતાં કોઇ ગમે તેવા પણ મૃત્યુ પામેલા મનુષ્યનાં વચનો સૌથી વધુ સારી રીતે ગોખ્યાં હોય કે વાંચ્યાં હોય તેવી પંડિતાઇનું જ વધારે મૂલ અંકાય.

હિન્દ પણ એવો જ દેશ છે કે જ્યાં પરંપરાગત પ્રામાણિકતા ( authority ) તરફ બહુ જ માનવૃત્તિ રાખવામાં આવે છે. સત્તરમી સદીના અંત સુધી જે પ્રકારનું પાંડિત્ય યુરોપમાં પ્રસરેલું હતું તેવું જ અહીં અત્યારે દેખાય છે. મને ઘણા સંસ્કૃતના પંડિતો મળ્યા છે અને તેમની સસ્કૃત સાહિત્ય તરફની અભિરુચિ યુરોપના પંડિતની ક્લાસિકલ ને મધ્યયુગના લૅટિન તરફની અભિરુચિ જેવી જ છે. એવા પંડિતોને મન કોઇ પણ પ્રાચીન વચન એટલે વેદવચન; એની સામે કંઇ પણ ટીકા થાય જ કેમ! ગૅલિલિયો ભલે કહે કે અસમાન વજનો એક જ સમયે ઉંચેથી જમીન પર પડે છે; પણ ઍરિસ્ટોટલે કહ્યું છે કે શરીરો પડતી વખતે એમના વજન પ્રમાણે ઓછીવત્તી ગતિ રાખે છે એટલે થયું; તેની સામે એક અક્ષર પણ કેમ કહી જ શકાય! સત્તરમી સદીના યુરોપના પંડિતોની માફક અત્યારે એવા હિન્દી પંડિતો છે કે જેઓ અતુલ શ્રદ્ધાથી પુરાણવચનોને સ્વીકારે છે. અને મને એવા પંડિતો પણ મળ્યા છે કે જેઓ એમ ખાત્રીથી માને છે કે પ્રાચીન હિન્દુઓ ઝેપલીન વાપરતા ને શ્રી કૃષ્ણ ઘણીવાર એવાં વિમાનમાં બેસીને અમેરિકા જતા–આવતા.

જ્યાં આવાં પુરાણાં પ્રમાણોના પૂજારીઓ હોય ત્યાં કલાસર્જક થવા કરતાં પંડિત થવું ને રહેવું એ વધારે સન્માન અપાવે તેવું છે એટલે હું કોઇ અજ્ઞાત વિષયના—કારણ

કે મને કોઇએ મારા વિષય વિષે પૂછેલું જ નહિ–પ્રોફેસરની ગાદી પર બિરાજી ગયો, અને મેં એ મારો પ્રોફેસરનો હોદ્દો પછી તો આખા યે રજપૂતાનામાં પૂરા દમામથી સાચવ્યો.

**કાનપુરઃ**—મને પોતાને રાજકીય ભાષણો લેશ પણ ઉપયોગી નથી થતાં–મને એ ગમતાં જ નથી. જ્યારે હું રાજકારણના પ્રચલિત પ્રશ્નો જાણતો હોઉં ત્યારે કોઇ ગમે તેવો સારો વક્તા પોતાની ગમે તેવી છટાથી મને વધુ શું આપી શકવાનો હતો ? હું જે જાણું છું તે વિષે હું મારા વિચારો બાંધું છું અને જે નથી જાણતો તે કંઈ એકાદ વક્તાને સાંભળવાથી થોડું જ જાણવાનો હતો ? જ્ઞાનની પ્રાપ્તિ માટે તો ઘણો જ સમય જોઇએ છે. એ કંઇ વક્તાઓનાં છટાભર્યાં ભાષણોથી નથી મળતું અને તેથી જ્યારે મને કોઇ વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા થાય છે ત્યારે તે માટે હું તે વિષયના ભાષણોમાં નથી જતો પણ પુસ્તકાલયમાં જ જાઉં છું.

અખિલ ભારતીય મહાસભાની બેઠક ત્રણ દિવસ સુધી કાનપુરમાં મળી તે દરમિયાન મે મારી જીંદગીમાં નહિ સાંભળ્યાં હોય એટલાં રાજકીય ભાષણો સાંભળ્યાં. કેટલાંક ભાષણો તો સારાં હતાં, પણ મારે માટે તો બધાં જ નિરુપયોગી હતાં; અને છતાંયે આ મહાસભાએ મારા ઉપર જબરી છાપ પાડી. તેનું માન ત્યાંના વક્તાઓના વક્તૃત્વને નથી જ ઘટતું; બેહદ વક્તૃત્વ કોઇક વાર કેવળ હાસ્યાસ્પદ જ થાય છે, અને એકલું વક્તૃત્વ તો ઉલટું નુકશાનકારક જ નીવડે છે. એથી કેવળ શબ્દશૂરતા જ પ્રગટ થાય છે. હિન્દી વક્તૃત્વમાં શબ્દશૂરતા સિવાય કશું ન હોવાથી જ કાંઇ પણ પરિણામ કાર્યરુપે આવતું નથી; અને આ બાબત અંગ્રેજો બરાબર સમજતા હોવાથી વક્તૃત્વના વ્યર્થ લવારાને તેઓ ગણકારતા નથી. એટલે મારા ઉપર જે છાપ પડી તે ત્યાંના વક્તૃત્વની નહિ પણ ત્યાંના વક્તાઓની અને શ્રોતાઓની.

ત્યાં અસંખ્ય માણસો ભેગાં થયાં હતાં. અમારી ઉચ્ચ બેઠક પરથી જોતાં એ ગાંધી-ટોપીવાળો પ્રચંડ સમૂહ જાણે કેદીઓની જ સભા હોય તેવો દેખાતો હતો. એ સંખ્યાએ મારા ઉપર પ્રથમ છાપ પાડી. અને જેટલી સંખ્યાની તેટલી જ ત્યાંના લોકોના સદ્‌ગુણની છાપ મારા ઉપર પડી. પ્લૅટફૉર્મ પાસે આસપાસ સર્વત્ર બુદ્ધિશાળી ને તેજસ્વી મુખમુદ્રાઓ નજરે પડતી હતી.

'વિલિયમ ઑફ ટાયરે' 'પિટર ધ હર્મિટ'નું જે વર્ણન કર્યું છે તે મહાત્મા ગાંધીના વર્ણન માટે પણ બરાબર યોગ્ય છે. સાધારણ રીતે મહાત્માઓ માટે આપણી જેવી કલ્પના હોય છે તેવા શરીરાકૃતિએ તેઓ નથી હોતા. તે ઘણુંખરૂં મહાત્મા ગાંધી કે પિટર જેવા જ હોય છે.

આખા મંડપમાં બે વ્યક્તિઓ તરી આવતી હતી: મિસિસ સરોજિની નાયડુ અને પં. મોતીલાલ નેહરૂ. એમના મ્હો ઉપર જ સ્વાભાવિક પ્રભાવ દેખાતો હતો. અને એ સમયે બાળકના જેવા નિખાલસ હાસ્યભરી મહાત્મા ગાંધીની નાનીશી મૂર્તિને કોઇ પણ પ્રેક્ષક ઘડીભર વિસરી જતો.

પશ્ચિમમાં કોઇ ઉપવાસો કરીને ઇનામો જીતે તેને આપણે ખૂબ ધન્યવાદ આપીએ છીએ કારણ તેનો ઉદ્દેશ વગેરે સમજી શકીએ છીએ. જ્યાં આત્મોદ્ધાર અર્થે જ ઉપવાસનું અગત્ય સ્વીકારાય છે ત્યાં આપણને અગમ્યના જ જણાય છે. આપણે એ સમજી જ નથી

કાનપુરમાં મિ. ગાંધીના ભાષણ દરમ્યાન જોયેલી પ્રતિનિધિઓની રીતભાતમાં મને એ જ લાસરીઆપણું દેખાયું. તેઓ તખ્ત ઉપર ચઢયા ત્યારે તેમને માટે થયેલો તાળીઓનો ગડગડાટ મોટો હતો પણ એક પાશ્ચાત્ય એ કરતાં વધારે ગડગડાટની અપેક્ષા રાખે. પણ તેનું કારણ એમ હશે કે હિન્દી શ્રોતાઓને તાળીઓ પાડવાની અને બૂમો પાડવાની ટેવ નથી હોતી અને બેઠાં બેઠાં પગ પછાડી પણ ન શકાય. જો કે અવાજ ઓછો હતો પણ ઉત્સાહ ઓછો ન હતો, અને છતાં જ્યારે મહાત્માજી બોલવા લાગ્યા ત્યારે પુષ્કળ વાતો થતી હતી, માણસો શરીર મરડતા હતા, અને તે દિવસના બીજાં કોઈ પણ ભાષણ કરતાં વધારે બેધ્યાન હતા. ગાંધીજીએ ભાષણ કર્યું ત્યારે નમતો પહોર થઇ ગયો હતો, પ્રતિનિધિઓ આખો દિવસ ભૂખ્યા બેસી રહ્યા હતા અને બેસી રહેવાથી કંઇ જમીન પોચી થતી નથી. મનને છૂટું કરવાની અને અકડાઈ ગયેલા હાથપગ લાંબા કરવાની જરૂર હતી પણ ગમે તેટલો અકડાઇ ગયેલો હોય તોપણ પાશ્ચાત્ય શ્રોતાવર્ગ આ મહાપુરુષ બોલી રહે ત્યાં સુધી જરૂર સ્વાસ્થ્ય સાચવે. ભાષણ કંટાળાભરેલું હોય તો પણ આવા મહાન સન્માન્ય રાષ્ટ્રીય નેતાને અવાજ વગર ધ્યાનપૂર્વક સાંભળવાની પોતાની ફરજ માને; વાતો કરવી, હાથપગ લાંબા કરવા, એવાં લક્ષણોને અપમાન ગણે. પણ આ હિન્દી શ્રોતાઓને એમ જરાય લાગતું ન હતું. કાનપુરના પ્રતિનિધિઓ મહાત્માજીને જરા પણ અનાદર દર્શાવવા માગતા ન હતા જ તેમ છતાં આખા ભાષણ દરમ્યાન તેઓ વાતો કર્યાં કરતા, અકડાઇ ગયેલા પગ લાંબા કરતા, પીવાને પાણી માગતા, કોન્ગ્રેસના ચોગાનમાં આંટા મારવા નીકળી પડતા અને અવાજ કરતા કરતા પાછા આવતા. જે રાષ્ટ્રીય નેતામાં કેન્ટરબરીના આર્ક બિશપની પૂજ્યતા સાથે પ્રિન્સ ઓફ વેલ્સની લોકપ્રિયતા ભળેલી હોય તેવા નેતા તરફ અંગ્રેજો કેવું વર્તન કરે એ વિચારતાં હું આશ્ચર્યચક્તિ થયો, ગભરામણમાં પડી ગયો.

એક આગળના હપ્તામાં મેં હિન્દીઓના લાસરીઆપણાનું કારણ એવું દર્શાવ્યું છે કે તેમનામાં એક સાથે બે વસ્તુઓ કે એક પછી એક એકદમ બે વસ્તુઓ ગ્રહણ કરવાની શક્તિ છે. હિન્દીઓ અને નેપલ્સના વતનીઓ થુંકતાં અને મશ્કરી કરતાં ઇશ્વરને ભજે છે. પણ આથી કાંઇ ખુલાસો નથી થતો. શા માટે અમે એક સરખી રીતભાત રાખવાને કેળવાઇએ છીએ, અને શા માટે બીજાઓ આવા અસ્થિર અને ચંચળ હોય છે?

ઇટાલી અને હિન્દ બંનેની ચંચલતાનાં કારણો મને જુદાં લાગે છે. ઇટાલીઅનો ચંચળ છે એનું કારણ એ છે કે તેઓ એક તરફથી રૂપની સુંદરતાના પરીક્ષક છે અને બીજી તરફથી વાસ્તવિક સત્યને સમજનારા છે. તેથી તેઓ એક બાજુ રૂપને વખાણે છે અને તેની સાથે જ વસ્તુની મશ્કરી પણ કરે છે. ઇટાલીઅનોને દેખાવ કરવાનો શોખ છે પણ તે અમારાથી જુદો છે. અમે એકેએક ચીજ સુંદર અને સુઘડ રાખવા પ્રયત્ન કરીએ છીએ. ખાવાનું ગમે તેવું હોય તો પણ ખાવાનાં કપડાંનો ડોળ બરાબર રાખીએ છીએ, પણ આ દક્ષિણવાસી એક જ દશ્યને ભભકાદાર બનાવવા પ્રયત્ન કરે છે. તે તેના ઘરનો આગલો ભાગ ભભકાદાર બનાવશે અને એટલાથી સંતોષ માનશે; આખા ઘરના એકેએક ભાગ ઉપર લક્ષ આપવું એને તે માનસિક દુર્વ્યય ગણે છે. કોઈ ઉત્સવને દિવસે ખાસ ભભકાદાર થઇ ફરવું, પણ સાધારણ દિવસે એકલું પહેરણ બસ છે.

હિન્દીના લાસરીઆપણાનું કારણ જુદું જ છે. દેખાવો તરફ તે દુર્લક્ષ રાખે છે કારણ કે આધ્યાત્મિક સત્યની પાછળ બહારના દેખાવો મિથ્યા છે. બહારની રીતભાતમાં તે ગરબડીઓ છે કારણ કે તેને મન વસ્તુનું રહસ્ય જ મહત્ત્વનું છે, તેનું બાહ્ય ચિહ્ન બિલકુલ નહિ. રૂપની દૃષ્ટિથી કે વાસ્તવિક દૃષ્ટિને લીધે તે લાસરીઓ નથી પણ વધારે પડતી આધ્યાત્મિકતાને લીધે છે. મહારાજા પોતાની આસપાસની વસ્તુઓને રાજશાહી કરવાનો પ્રયત્ન નથી કરતો કારણ કે રાજત્વ તેની અંદર રહેલું છે, બહાર નહિ. એ જ રીતે દરેક હિન્દીના આત્મામાંથી મહાત્મા ગાંધી માટે પ્રેમ અને આદર ઉભરાઈ જતાં હોય તો શાંતિ અને શારીરિક સ્વસ્થતાથી તે પ્રકટ કરવાની શી જરૂર રહી?

હિન્દના પ્રશંસકો આ આધ્યાત્મિકતાને બહુ વખાણે છે. મારા સમજવામાં આ આધ્યાત્મિકતા તેના બધા દુર્ભાગ્યનું કારણ છે. આ આધ્યાત્મિકતામાં ભરાઇ રહેવાને લીધે જ માનવજાતિને ન ઘટે તેવી કંગાલિયતમાં સંતોષ માનીને તેઓ બેસી રહ્યા છે. એક જરાક જ ઓછી આધ્યાત્મિકતા હોય તો હમણાં જ હિન્દીઓ મુક્ત થાય–પરદેશી અમલમાંથી તેમ જ તેમના પોતાના રીતરિવાજોના જુલમમાંથી, ગંદવાડો ઘટે અને ખોરાક વધે; મહારાજાઓને ત્યાં રૉલ્સ રૉઇસ ઓછી થાય અને નિશાળો વધે; સ્ત્રીઓ કેદખાનામાંથી બહાર નીકળે અને કંઇક સભ્ય અને રીતભાતવાળો સમાજ થાય.

પાશ્ચાત્ય સંસ્કૃતિનું અપલક્ષણ તેનો જડવાદ ગણાય છે. હું ધારું છું આ ભૂલ છે. આ દુનિયા વિષે વિચાર કરવા એ જો જડવાદ હોય તો એ ઘણો જ પ્રશંસનીય છે. પાશ્ચાત્ય સંસ્કૃતિ જો અપૂર્ણ હોય તો તેનું કારણ આ વાસ્તવિક દુનિયામાં તેમને રસ છે એ નથી પણ મોટો વર્ગ તેના એક ઘણા નાના ભાગમાં જ રસ લઈ શકે છે તે છે. દુનિયા વિશાળ છે, માની ન શકીએ એટલી વિવિધ છે અને કલ્પી ન શકીએ એટલી વિલક્ષણ છે. તેમ છતા પશ્ચિમના ઘણા, ખરા લોકો ટૂંકી દૃષ્ટિના, મંદ, એક જ ઘરડમાં ફરનારા હોય છે. અમે પૂરેપૂરા જડવાદી નથી એ જ દુઃખ છે. આ દુનિયામાં અમો પૂરેપૂરો રસ લેતા નથી. મુસાફરી સોંઘી અને વેગવાળી થઇ છે; જ્યાં નજર કરો ત્યાં નિઃસીમ જ્ઞાનના ઢગલા પડેલા છે; માણસને જરા નવરાશ હોય, ગાડીની ટીકીટ લેવા જેટલા પૈસા હોય, અને દરેક માણસ, જે વાંચી શકતો હોય તે, પોતાને હજાર ગણો મોટો કરી શકે, જીવનને ભર્યુંભર્યું, રહસ્યમય અને રસિક કરી શકે એવી શક્તિ દરેક માણસ ધરાવે છે. અને તેમ છતાં કોણ જાણે શા માટે અમારામાંના ઘણા માણસો વધારાની શક્તિનો બેવકુફીથી ઉપયોગ કરે છે. તેથી અમારાં જીવન વેરાન અને રસહીન થઇ ગયાં છે, અને તેની અમને પૂરેપૂરી ખબર છે. તેનો ઉપાય વધારે જડવાદ, નહિ કે વધારે આધ્યાત્મિકતા. આ દુનિયામાં વધારે રસ છે, નહિ કે પેલી દુનિયામાં. આ દુનિયા પેલી દુનિયા જેટલી રસિક હોઇ જ ન શકે. કારણ સ્પષ્ટ છે. પેલી દુનિયા માણસની કલ્પનાએ બનાવેલી છે, અને તેના કર્તાની મર્યાદાઓથી તે મર્યાદિત થયેલી છે. અને આ દુનિયા– જડવાદીઓની દુનિયા, આ વિલક્ષણ અને અદ્‌ભુત સૃષ્ટિ, કોણે બનાવી છે?–ગમે તેણે બનાવી હોય, મિસિસ એનિ બેસંટે તો નથી જ બનાવી.

રા.

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**તણખા:**—ટૂંકી વાર્તાઓનો સંગ્રહ. કર્તા: ધૂમકેતુ. સેલ એજન્ટ: લક્ષ્મી આર્ટ પ્રિન્ટિંગ વર્ક્સ: સાંકળી સ્ટ્રીટ ભાયખલા, મુંબાઇ ૮. કિંમત ૨ રૂપિયા.

સાહિત્યનું સ્વરૂપ અને વિકાસ પણ ઘણે અંશે લોકોની જરૂરિયાત ઉપર આધાર રાખે છે. જ્યારે ઘણો મોટો વર્ગ વાંચતાં નહોતો શીખ્યો ત્યારે કાવ્ય અને વાર્તા, કહીને સંભળાવવાના સ્વરૂપની હતી અને એ પ્રકારનું સાહિત્ય જ વિપુલ બન્યું. વાંચનાર વર્ગ વધ્યો ત્યારે તેમની નવરાશમાં વિનોદને અર્થે લાંબી નવલકથાઓ લખાઇ. પછી કડકે કડકે માહિતી આપવા, જ્ઞાન આપવા, વિનોદ આપવા, મતનો પ્રચાર કરવા વગેરે અનેક ઓછાવત્તા મહત્ત્વનાં પ્રકીર્ણ પ્રયોજનો માટે સામયિકો અસ્તિત્વમાં આવ્યાં. મોટી નવલકથાઓ આવાં સામયિકોમાં આવતી હતી પણ વાસ્તવિક રીતે એ પ્રકાર સામયિકોને પ્રતિકૂળ છે. મોટી નવલકથામાં લાંબા વસ્તુભાગથી કવિ ચિત્ત પર અસર કરે છે. તેટલો લાંબો ભાગ એક એક સાથે સામયિકના એક અંકમાં આવી શકતો નથી અને તેથી એવી નવલકથાના રસમાં ભંગ થાય છે. અથવા વિધાયક, જેટલો ટૂંકો ભાગ એક અંકમાં આપી શકાય તેટલામાં જ વ્યક્ત થઇ શકે તેવો ચમત્કાર મૂકવા લોભાઇ જાય છે. આથી તેની કલ્પના ટૂંકાં વર્તુલે ઉડવાની ટેવમાં પડી જાય છે અને નવલકથા, આખા સ્વરૂપથી એક ગંભીર અસર કરે તેને બદલે ટૂંકા ટૂંકા ચમત્કારોની પ્રસંગમાલા બની જાય છે. આમ થાય ત્યારે ગમે તેવા નવલકથાકારની કલ્પના પણ નિર્બલ બને એમ અમે માનીએ છીએ. સામયિકોને અનુકૂળ ટૂંકી વાર્તા અને એકાંકી નાટક છે. અને એ જ કારણથી હાલ સામયિકોમાં ટૂંકી વાર્તાની સંખ્યા વધતી જાય છે.

આપણા સાહિત્યમાં જેમ અનેક પ્રકારોમાં આપણે હાલ પશ્ચિમનું અનુકરણ કરીએ છીએ તેમ આ ટૂંકી વાર્તા પણ પ્રથમ પશ્ચિમમાં પ્રગટ થઇ છે અને તેના અનુકરણથી આપણા સાહિત્યમાં તે પ્રવેશ પામી છે.

આવાં માસિકોના વાર્તારસિક વર્ગમાં શ્રી ધૂમકેતુનું નામ મશહૂર છે. આ સંગ્રહમાં ઘણીખરી સામયિકોમાં આવેલી વાર્તાઓ એકઠી કરેલી છે, ચારેક નવી છે.

પુસ્તકની પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ ટૂંકી વાર્તા એ નવલકથાનું નાનું સ્વરૂપ નથી. એને સાહિત્યનો એક સ્વતંત્ર પ્રકાર જ ગણવો જોઇએ.

ટૂંકી વાર્તા ટૂંકી છે માટે જ તેની વાર્તાની ગતિ તરત શરૂ થવી જોઇએ. કેટલાંક અંગ્રેજી નૉવેલોમાં જેમ પહેલાં સો દોઢસો પાનાં સુધી વાર્તા મંદમંદ ચાલે છે, માત્ર પાત્રોની ઓળખાણ જ થયા કરે છે તેવો વિલંબ ટૂંકી વાર્તામાં ન પોસાય. વાર્તાનું જે ધ્યેય હોય તે તરફ વાર્તાએ સીધી ગતિ કરવી જોઇએ. એકાદ સુંદર વિચાર આવી શકે એમ હોય તો તેને જતો કરવો જોઈએ. એક અંગ્રેજ ટીકાકાર આ સંબંધમાં કહે છે તેમ તમારી પછવાડે

વાઘ પડયો હોય અને તમે જીવ બચાવવા દોડતા હો ત્યારે રસ્તા પરનું સુંદર પુષ્પ ચૂંટવા તો શું પણ જોવા પણ ન રોકાઓ તેમ વાર્તાની ગતિ સીધી અને ત્વરિત થવી જોઈએ. રા. ધૂમકેતુની વાર્તાઓમાં આવો મંદગતિનો દોષ અમને કયાંઈ જણાયો નથી.

વાર્તાની સફળતા વર્ણન ઉપર ઘણો આધાર રાખે છે. વાર્તાકારને ઘણા થોડા શબ્દોમાં સચોટ વર્ણન કરવાનું હોય છે માટે વર્ણનની વસ્તુપસંદગી તેની બહુ જ ચતુર હોવી જોઈએ. રા. ધૂમકેતુનાં વર્ણનો અમને આકર્ષક અને ઉચિત જણાયાં છે. થોડા જ નમૂના ઉપરથી વાચક તે સમજી શકશે. સ્થલ સંકોચને લક્ષને એ ટૂંકાં વર્ણનોમાંથી પણ અમે થોડાં વાકયો જ આપીએ છીએ.

રંગપુરના નાના સ્ટેશન પર ત્રણ માણસો અધિકારીના જેવી તોછડી ઢબથી ઉભા હતા.

પૃ. ૧૩

× × × × ×

ડુંગરનો એકેક પથ્થર, હલકો અધિકારી ઉંચે ચડી તપે તેમ તપતો હતો. પૃ. ૯૪

તેમનાં વર્ણનો અનેક પ્રકારનાં છે. ખીચોખીચ વસ્તી, વેરાન ભવ્યતા, ગામડાની સાદાઈ, શહેરની શ્રીમંતાઈ, પર્વત નદી વગેરે સૃષ્ટિસૌંદર્ય, પ્રેમ, દ્વેષ, શૌર્ય વગેરે મનના અનેક ભાવોને તેમની કલમ ન્યાય આપી શકે છે. અને ઉપરના દાખલામાં બતાવ્યું તેમ ઔચિત્યથી નાનીસૂની ઉપમાથી વસ્તુનો તેઓ સુંદર ખ્યાલ આપી શકે છે. તેમનું શબ્દ-ભંડોળ વિપુલ છે અને તેનો પ્રયોગ ઉચિત છે. 'ધનસ્યામ વાદળાં' જેવા અપપ્રયોગો બહુ વિરલ છે અને એવા અપપ્રયોગોથી તો ઉત્તમ ગણાતા થોડા જ લેખકો મુક્ત હશે. તેમના કાઠિયાવાડી શબ્દોના પ્રયોગો બરાબર ઉચિત અને ધ્યાન ખેંચે એવા હોઇ તેમની બાનીમાં ઓર જ મીઠી કડકાઈ લાવે છે. તેમની વાર્તાનાં સ્થલો અને સમયો પણ ઘણા જ વિવિધ છે. કાઠિયાવાડ, ગૂજરાત, દિલ્હી, આગ્રા અને હિમાલય તેમ જ ચાલુ જમાનો અને ભૂતકાળનો ઠેઠ વૈશાલીના ગણસત્તાક રાજ્યની સ્વતંત્રતાનો કાલ એ તેમનાં પાત્રોની ભૂમિકા છે.

કર્ત્તાનો જીવનના સાદા ગરીબ વર્ગો તરફનો પ્રેમ અને પક્ષપાત તેમની વાર્તાઓમાં જણાઈ આવે છે. એ ગરીબ અને દુર્લક્ષ પામેલા વર્ગો પણ આપણે વાંચતા લખતા મધ્યમ અને ઉપરના વર્ગો જેવા જ લાગણીમાં છે, અને લાગણી જ જીવનના અનુભવનું રહસ્ય છે એ એમની કલાનું મુખ્ય ધ્યેય જણાય છે. 'પોસ્ટ ઑફિસ'નો 'અલી', 'ભૈયાદાદા'નો 'ભૈયો', 'બિલિપત્ર'નો 'જુમો' 'ભીખુ', 'જન્મભૂમિના ત્યાગ'નો 'મોચી' વગેરે અનેક પાત્રો વાંચનારના જેવા જ ઉત્તમ સુકોમલ ભાવો પ્રગટ કરે છે. અને તેથી એ વર્ગો તરફ વાંચનાર વધારે સમભાવ અને બન્ધુભાવથી જોતાં શીખશે એમ અમે માનીએ છીએ. પણ આવી કેટલીક વાર્તાઓમાં અમને કૈંક લાગણીનો અતિરેક થઈ ગયો પણ જણાય છે. આ બધાં પાત્રો અમને જેને અંગ્રેજીમાં sentimental, લાગણીઘેલાં, લાગણીપોચાં, અને તેથી કલાને પણ કૈંક કૃત્રિમ રીતે આવેશમય કરતાં લાગે છે. આવા સાદા મનુષ્યોને અટપટા, સૂક્ષ્મ અને વિરોધી ભાવો હૃદયમાં નથી હોતા અને તેથી તેમના મુખ્ય ભાવો વધારે વેગથી પ્રગટ થાય એ ખરૂં પણ આ વાર્તાઓમાં જાણે તેમને કૃત્રિમ રીતે આવેશભર્યા દર્શાવ્યા હોય એમ લાગે છે. 'પોસ્ટ ઑફિસ'માં 'અલી' હમેશ પોતાની પ્રિય પુત્રી મરિયમના પત્રની આશાથી પોસ્ટ ઑફિસે પાંચ વરસ સુધી જાય એ અમે માનીએ છીએ અને લાગણીનો એ સ્વાભાવિક આવિષ્કાર

છે, પણ મુવા પછી મરિયમનો પત્ર આવે તે પોતાની કબર ઉપર મૂકવા દોઢભાર સોનું એક પોસ્ટના કારકુનને આપી દે એ અમને કૃત્રિમ વેગનું કાર્ય જણાય છે. તે જ રીતે રેલવે ક્રૉસિંગ પર વાવટો ધરી ઊભો રહેતો 'ભૈયો' ડિસમિસ થવાથી ઓરડી અને વાડી છોડવી પડે તેના આઘાતથી મરણ પામે એ પણ અમને ભાવનો અતિરેક લાગે છે. જોડા સાંધવાની રસ્તા પરની જગા ન મળવાથી 'મોચી'ને માઠું લાગે, ઘણું માઠું લાગે, નીસાસા નાંખીને તે કહે કે 'આ જનમભોમકા હવે કળજુગથી ભરાઇ ગઇ છે...' તે સ્વાભાવિક છે, એ જગા છોડી પરદેશ ગયા પછી કોઈ કોઈ વાર આવે ત્યારે પોતાની જૂની જગા જોવા જાય એ સ્વાભાવિક છે, પણ ત્યાં દર વરસે એ મોચી એ જગાનાં દર્શન કરવા આવે અને જૂના ઝાડના ઠૂંઠાને ભેટે એ અમને કલાને હાનિકારક લાગણીનો અતિ વ્યાપાર લાગે છે. 'ખિલિપત્ર'ના પાડાનો પગ રેલવેના પાટામાં ભરાઈ જાય એ નિરીક્ષણની સરતચૂક જણાય છે.

કર્તાએ પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ વાર્તાનો હેતુ રંજન એટલે કલાનુભવનો આનંદ આપવો એ દરેક વાર્તામાં હોવો જોઈએ. પણ એ સિવાય જ્ઞાન આપવાનો, ભાવનાનો સાક્ષાત્કાર કરાવવાનો હેતુ હોઈ શકે અને લગભગ દરેક વાર્તામાં હોય છે—પછી વિધાયકના મનમાં કંઇક અસ્ફુટ પણ હોય. પણ આવા રંજનેતર હેતુ વાર્તાની કલા સાથે વિસંવાદી જ હોય એવો કોઇ તત્ત્વસિદ્ધાન્ત નથી. અકુશલ કલાકારને હાથે એમ થાય એ જુદો સવાલ છે.

શ્રી ધૂમકેતુની ઉપર બતાવી તેવી કેટલીક વાર્તાઓમાં મુખ્ય હેતુ આપણા હલકા ગણાતા વર્ગનું ઉત્તમ માનસ પ્રગટ કરવું એ છે. બીજી કેટલીક વાર્તામાં કોઈ ખાસ માનસ નહિ પણ સમાજમાં કંઇક ગૂઢ રહી કામ કરતાં આપણાં વિચાર બલો, આપણાં સામાજિક બલો સ્પષ્ટરૂપે બતાવવાં તે છે. આવી વાર્તાનો નિદર્શક દાખલો 'ગોવિન્દનું ખેતર' છે. તેમાં આવતી વ્યક્તિઓનું માનસ કાંઇ વિલક્ષણ નથી. પણ તેમાં ગામડાનાં માણસો કેવી અંધ-રીતે શહેરો તરફ આકર્ષાય છે, તેનાં પરિણામ કેવાં આવે છે તે સામાજિક સ્થિતિ પ્રત્યક્ષ કરી આપી છે. આ વાર્તાનું સંવિધાન સાદું છે. તેમાં પ્રગટ કરવાના મુખ્ય વિચારો વાર્તા કરતાં નિબંધને વધારે લાયક છે અને વર્ણનનો ચમત્કાર અને લાગણીનું નિરૂપણ ન હોત તો કલા પારદર્શક થઇ વાર્તા નીચે નિબંધનું કાઠું દેખાઇ આવત. આવી વાર્તાઓમાં એ સંભાળ રાખવાની હોય છે. નિબંધની પ્રામાણિકતા અને વાર્તાની કલા બન્ને તેમાં સાચવવાનાં હોય છે. બર્નાર્ડ શૉનાં નાટકો વાંચનારને આ બન્ને વિરુદ્ધ વસ્તુઓનું સંવિધાન તે કેવું કરે છે તે સુપરિચિત છે. 'પૃથ્વી અને સ્વર્ગ'માં આ કલા અમને એટલી સફલ લાગતી નથી. અર્થપ્રધાન વ્યવહાર શરૂ થયો તે પહેલાં સમાજ કેવો હશે તે જેટલો કલ્પનાનો તેટલો જ પ્રમાણનો પણ વિષય છે. પ્રમાણની દૃષ્ટિએ અમને એ ચિત્ર યથાર્થ નથી લાગતું, કલ્પનાની દૃષ્ટિએ અમને એ તથ્ય જોવા જેટલે કલ્પના ગયેલી લાગતી નથી. કલ્પના ઊડે છે ખરી પણ હાલના વ્યવહારથી જોઈએ તેટલી મુક્ત થઈ શકતી નથી. અને કેટલાંક પુરાણોમાં જેમ ઇતિહાસ 'આમ થશે આમ થશે' કહીને ભવિષ્યકાળનાં ક્રિયાપદોમાં લખેલો હોય છે તેમ, હાલના સંસારનાં અનિષ્ટો ત્યાં ભવિષ્યનાં અનિષ્ટો તરીકે આલેખેલાં છે એટલું જ છે. અને તે આદિકાલનું જે ચિત્ર આપ્યું છે તે અનુભવહીન પોલું કૃત્રિમ રીતે ઘડી કાઢેલું છે. આમાં શ્રી ધૂમકેતુની કોઈ ખાસ અપૂર્ણતા અમે જોતા નથી. આપણા બીજા લેખકોના

આવા પ્રયત્નો પણ અમને આવા જ નિષ્ફળ ગયેલા દેખાયા છે. એક બે અંગ્રેજી લેખકોના આવા સામયિકમાં આવેલા પ્રયત્નો પણ એવા જ જણાયા છે. ખરી રીતે કલ્પનાને માટે આ પ્રયત્ન ઘણો જ મહાન ગણાય. પુષ્કળ મૂલભૂત પુસ્તકોનો–શાસ્ત્રોનો અભ્યાસ અને ઉદ્દામ કલ્પના સિવાય તે બની શકે નહિ.

કર્તાએ જ્યાં જ્યાં લોકોત્તર માનવભાવો પ્રત્યક્ષ કરાવવાનો પ્રયત્ન કર્યો છે ત્યાં ત્યાં લગભગ સર્વત્ર, અમને કલ્પનાની આ મંદતા દેખાઇ છે. ઉત્તમ પ્રતિભાશાલી વાર્તાકારની કલ્પનામાં જે સુઘટિતતા આવે છે તે અમને જણાતી નથી. કોઈ સરતચૂકથી સ્ખલન થઇ ગયું હોય તેને અમે આમાં ગણતા નથી. જેમકે 'તારણહાર'માં પૃ. ૯૯–૧૦૦ ઉપર સાંઝે 'એક સ્ત્રી કપડાં ધોતી હતી' એમ વર્ણન છે. 'તેની પાસે જ એક માણસ ઘોડીને પાતો હતો.' સ્ત્રી તરફ જરા પણ આકર્ષાયા વિના 'તે અડગ વીર **દૃઢ રહી ચાલી નીકળ્યો. ન તેણે પાછળ જોયું, ન આડું જોયું...' ચાલતાં ચાલતાં** સ્ત્રીના મ્હોમાંથી પ્રશંસા નીકળી પડીઃ 'ભાઇ ખરા રાજવંશી છો!' પણ સવારનું ધ્યાન ખેંચાય તે પહેલાં તો તે **ચાલી નીકળી.** ઉતાવળમાં તેની વીંટી ધોવાની જગાએ પડી રહી હતી તે સવારે લીધી અને **પાછળ દોડયો.** 'બેન, તમારી વીંટી કે?' (મોટા અક્ષરો અમે કરાવ્યા છે.)

આમાં, બાઈ ધોઇને ચાલી જાય પછી પણ સવાર ઘોડી પાતો ઊભો હોય તો જ વીંટી લઇને પાછળ દોડવાનો પ્રસંગ આવે. પણ વર્ણનમાં તો તે 'અડગ વીર દૃઢ રહી ચાલી નીકળ્યો' એમ લખ્યું છે. તેણે પાછળ ન જોયું એટલે સ્ત્રી તરફ ફરીને ન જોયું. અર્થાત્ સ્ત્રી ધોતી રહી અને તે ઘોડો પાઇને ચાલી નીકળ્યો. સ્ત્રીએ ચાલતાં ચાલતાં પ્રશંસા કરી, તે કોણ ચાલતાં? સવાર ચાલતાં કે પોતે ધોવાનું બંધ કરીને જતાં? પણ આ વાક્યનો ગમે તે અર્થ કરીએ તો પણ મૂળનો આંતર વિરોધ શમતો નથી.

પણ આ માત્ર સરતચૂક છે. આ વિગતનો પ્રશ્ન છે. અને આવી ભૂલો સુધારવાને કાંઇ બહુ મોટી કલાની જરૂર પડતી નથી. પણ અમે અત્ર કહેવા માગીએ છીએ તે જુદા પ્રકારનાં સ્ખલનો છે. આનો એક નિદર્શક દાખલો 'આત્માનાં આંસુ'માં છે. વૈશાલીમાં અતિ સૌંદર્યવતી સ્ત્રીને કુંવારી રખાવવાનો રિવાજ હતો. આવા ભયંકર રિવાજને ઐતિહાસિક સત્ય માનતાં પહેલાં કર્તાએ ઝીણવટથી પ્રમાણ પુરઃસર તેની પરીક્ષા કરી હોત તો વધારે સારૂં. પણ તે જવા દઇએ. આ રિવાજનો ભોગ આમ્રપાલી થાય છે. આમ્રપાલી પ્રથમ તો આ રિવાજને વશ થવા ના પાડે છે. શા માટે? કારણ કે તે 'સ્ત્રીઓનું અપમાન' હતું. 'એ સ્ત્રીત્વનો ભોગ' હતો. "નાયક! હું સ્ત્રી છું, ને સ્ત્રીત્વ નહિ છોડું... મને સ્ત્રી ઇશ્વરે બનાવી છે અને સ્ત્રી મટાડવી પણ એક તેના જ હાથમાં છે!"

આ સ્ત્રીત્વ છોડવું એટલે શું? પણ્યસ્ત્રી થવું એવો અર્થ તો નથી જ કારણ કે અવિવાહિત રહેવાની પહેલી શરત એની એ છે કે 'મારૂં ઘર સુરક્ષિત કિલ્લા જેવું મનાશે; તેમાં રજા વિના કોઈથી નહિ અવાય. જનસમૂહને સંગીતથી આનંદ આપવો એ એનું મુખ્ય કામ રહેશે." ત્યારે સ્ત્રીત્વ છોડવું એટલે શું? કોઇ પુરુષ સાથે બંધાઇ ગયેલો લગ્નપ્રેમ છોડી દેવો એવો અર્થ પણ નથી કારણ કે લગ્નપ્રેમ હોત તો તો. કર્તાને એમ જ મૂકવું પડત. લગ્નપ્રેમ આ સ્થિતિમાં હોય કે ન હોય એ એટલા મહત્ત્વની વાત છે કે તેથી વાર્તાની દિશા જ બદલાઈ જાય. એટલે તે પણ નથી. અર્થ માત્ર એટલો જ લાગે છે કે

સર્વ સ્ત્રીને પ્રેમ અને વાત્સલ્યનો અનુભવ કરવાની અંતઃપ્રેરણા હોય છે તેનો તેને સદંતર અનાદર કરવો પડે એવું જીવન એને જીવવું ગમતું નથી. માટે જ તે નિયમને વશ થવા બહુ સ્પષ્ટ શબ્દોમાં ના પાડે છે. છતાં છેવટે કબુલ થાય છે. તે કયા ભાવથી ? એ નિયમને નહિ માને તો વૈશાલી અંતઃકલહથી છિન્નભિન્ન થઇ જશે, એ ભયે; વૈશાલીના પ્રેમે, જે પ્રજાસ્વાતંત્ર્યનો પેગામ વૈશાલી એક જ આપતી હતી તે સ્વાતંત્ર્યને માટે " યૌવન, યશ ને ગૃહસ્થાશ્રમ ત્રણે સમર્પણ કરે છે. "

આમ્રપાલીનું આ વર્તન સમજાય છે અને તે ખરેખર ભવ્ય છે–લોકોત્તર છે. પણ તે સિવાયનું તેનું વર્તન સમજાતું નથી, તેના બાકીના ભવ્ય વર્તન સાથે સુસંગત થતું નથી. તે ' આમ્રપાલીને આઠ દિવસ અગાઉથી કહ્યા વિના એનું ઘર તપાસાય નહિ એવી સરત મહાજન ' પાસે શા માટે કબુલ કરાવે છે ? દેશને માટે સ્ત્રીત્વ આપવા તૈયાર થયેલીને એટલું નથી સમજાતું કે ' એનો અર્થ એટલો જ કે ગમે તે શત્રુ આવીને તેને ત્યાં [ એટલા દિવસ ] સલામત રહી શકે ?' કદાચ અંગત સ્વતંત્રતા માટે તેણે એવો નિયમ રખાવ્યો હશે. પણ તેમ છતાં એ નિયમનો ઉપયોગ, વૈશાલી પર તાકી રહેલા મગધના રાજા બિંબિસારને જ ઘરમાં રાખવામાં તે કરે છે. એ વખતે તેનો દેશપ્રેમ કયાં ગયો ? શું તેનું સ્ત્રીત્વ તેનામાં ઓચિન્તું હલ્લો કરી આવ્યું ! શત્રુ રાજાને ઘરમાં સંતાડતાં તેને જરા પણ દ્વિધાત્વ પણ ન થયું ? શું તેનો દેશપ્રેમ આવો ઉપરછલ્લો હતો ? અને સ્ત્રીત્વ આવ્યું તો તેણે પોતાના દેશના કોઈ યુવાન સાથે સંબંધ કેમ ન બાંધ્યો ? શું વૈશાલી વીરશૂન્ય થયું હતું ? બિંબિસાર સાથે તેને પ્રથમ પિછાન હતું ? એવી પિછાન હોય તો ચારચક્ષુ સિંહનાયકને એ અજ્ઞાત પણ ન હોય. એવી પિછાન કર્તા પોતે આપણને કયાંઈ દર્શાવતા નથી. બિંબિસાર તો માત્ર તેની કીર્તિથી આકર્ષાઈ આવવા ગોપાલ મારફત કહેણ મોકલાવે છે. ગોપાલ–સિંહનાયકનો ભાઈ–જે મગધમાં ગયેલો હોવાથી સિંહનાયક આમ્રપાલીને કહે છે કે ' આપણું તો ઘર ફૂટયું છે. '–તેનો સંદેશો સ્વીકારતાં તેને કાંઇ શંકા પણ ન થઇ ? અને ઉલટી સામો સંદેશો મોકલે છેઃ " આઠ દિવસ તો તમે મારા ઘરમાં સહીસલામત છો ! " ' રાજખટપટ છોડીને આવજો ' એ આમ્રપાલીનો સંદેશો રાજાએ સ્વીકાર્યો છે એમ જાણવાને પણ સાધન નથી. પણ માનો કે રાજા રાજખટપટ છોડીને આવશે એવી તેને પ્રતીતિ થઈ તો પણ એક શત્રુ રાજાની ઉપચર્યામાં તે પોતાનું સમસ્ત સ્ત્રીત્વ એમ એકદમ શી રીતે અર્પણ કરી શકી ? અને પાછી એ રાજાથી થયેલો પુત્ર તે રાજાને ત્યાં કુસંપ થવા માટે મોકલી દે છે ! અમને તો તેનો વૈશાલીનો પ્રજાસ્વાતંત્ર્યપ્રેમ, તેની શરત, બિંબિસાર સાથેનો સંબંધ અને છેવટે પુત્રનો ઉત્સર્ગ સુસંગત લાગતાં નથી. પછી, એક અંગ્રેજી કહેવતમાં છે તેમ, સ્ત્રીને ચારિત્ર્ય જ નથી એમ સિદ્ધ કરવું એ જ આ વાર્તાનો હેતુ હોય તો અલ્પ હેતુને માટે બહુ પ્રયાસ કર્યો ગણાય; એમ હોય તો એવા ક્ષુલ્લક સત્યને માટે આવો ભવ્યતાનો આભાસ કરવાની જરૂર જ નહોતી.

કોઈ કોઇ જગાએ વાર્તામાં ચમત્કારો આવે છે પણ તેથી કાંઇ નિષ્પન્ન થતું જણાતું નથી. વાર્તા કાંઇ જગતનું યથાતથ પ્રતિબિંબ નથી પણ છતાં જગતમાં જણાતાં સત્યોના સૂક્ષ્મ નિયમો જ કલ્પના પણ પાળે છે. અમે એમ નથી કહેતા કે વાર્તામાં ચમત્કાર ન આવી શકે. મહાભારતમાં યુદ્ધો થાય છે, તેમાં માણસો પથરા મારવાને બદલે દિવ્યાસ્ત્રો

ફેંકે છે પણ તેથી પણ જનસ્વભાવ તો એનો એ જ પ્રતીત થાય છે. ચમત્કાર એ મનોભાવ વ્યક્ત કરવાનું સાધન હોઈ શકે. પણ શ્રી ધૂમકેતુની કોઈ કોઈ વાર્તામાં એ સાધન ન હોતાં પોતે જ સાધ્ય બની જાય છે. કોઇ માનસ ન વ્યક્ત કરતાં માત્ર ચમત્કાર જ વ્યક્ત થાય છે અને તેને અમે કલામાં ઊંચું સ્થાન આપી શકતા નથી. 'અખંડ જ્યોત' અમને એવી વાત લાગે છે. સાસુ વહુને અત્યંત પ્રેમ છે. એ ચિત્ર મનોરમ છે. વહુને–સાવિત્રીને પતિપર પણ એવો જ પ્રેમ છે. તોફાની સરસ્વતી પતિનું ટીખળ પણ કરવા ચૂકતી નથી અને વૃદ્ધ સાસુ એ ટીખળને જોઈ આંખ આડા કાન કરી પોતાનું જીવન ધન્ય માને છે. પતિ કૉલેજમાં જવા ઘર છોડે છે ત્યારે માતાને જાણે મૃત્યુના પડઘા સંભળાય છે અને તે પુત્રને વહુની ભલામણ કરે છે. વૃદ્ધ માતાને એમ થાય એ સ્વાભાવિક છે અને વાર્તામાં ઉચિત છે. પણ બીજી તરફથી સાવિત્રીને પણ થઇ આવે છે કે સાસુ જશે તેની પાછળ તેના પ્રેમને લીધે તે પોતે પણ મરશે, અને એ મરણ વખતે પતિને નહિ મળી શકાય માટે કહે કે 'આવતા જન્મમાં પણ તું જ મારો ભર્તા થજે!' એટલા ટૂંકા આયુષ્યમાં તો રોમેરોમ જીવન ભર્યું હોય, તેને મરણનો વિચાર ક્યાંથી આવે! આવે તો પણ પતિ તરફ આટલા પ્રેમવાળી સૌભાગ્યવતી પતિમાંથી સાસુના મરણનું સાંત્વન ન મેળવી શકે અને તેની પાછળ ઝૂરી ઝૂરીને મરે એ અશક્ય છે. તેને પતિ તરફ પણ અનન્ય પ્રેમ હતો જ, છેવટ, સાસુ તરફ હતો તેટલો તો હતો જ, તો એમાંથી માતા પછવાડે જવાનું એ કેમ પસંદ કરે! પણ માનો કે માતા પછવાડે તે મરવાની હતી તે પ્રેમને લીધે નહિ પણ નિર્માણથી જ મરવાની હતી. અને જેમ કોઇ કોઇને પોતાના મૃત્યુની ખબર પડે છે તેમ તેને પણ પડી હતી. તો પછી મરતી વખતના સંકલ્પ પ્રમાણે માણસ બીજે ભવ એ જ પતિને મેળવી શકે એવા ચમત્કાર સિવાય વાર્તામાં બીજું શું રહ્યું! આવી સર્વસ્વીકાર્ય નહિ થયેલી બાબત સાબીત કરવા વાર્તા લખવી એ મતપ્રચાર માટે વાર્તા લખવા બરાબર છે.

કર્તાએ કલાકારનું માનસ દર્શાવવા વાર્તાઓ લખી છે તેમાં ખાસ 'કલ્પનાની મૂર્તિઓ' અને 'મુશહૂર ગવૈયો' ધ્યાન ખેંચે એવી છે. બન્ને જોતાં, કલાભાવના અને લગ્નપ્રેમ એ વિરોધી ભાવનાઓ છે એવું કંઇક કર્તા કહેતા જણાય છે. અમે આને સંમત નથી. એવું બનતું હશે; ઘણી જગાએ ઘણા માણસોને માત્ર કલામાં નહિ પણ બીજી ઊંચી ભાવનાઓમાં પણ લગ્નસંબંધ વિઘ્નકર્તા નીવડતો હશે પણ તેમાં કોઈ તાત્ત્વિક કે રહસ્યમય સંબંધ નથી. 'કલ્પનાની મૂર્તિઓ'માં પણ લોકોત્તર માનસ ઘડવા જતાં ઘેલછાવાળાં માનસો ઘડાયાં છે. તેમનાં કાર્યોમાંથી કોઈ સુસંબદ્ધ માનસ પ્રત્યક્ષ થતું નથી. કર્તાએ પોતે એ માનસનું દર્શન કરીને લખ્યું હોય એમ જણાતું નથી પણ બાહ્ય લક્ષણો ભેગાં કરીને કર્યું હોય એમ જણાય છે.

પણ ઉપર જે દોષો બતાવ્યા તે ઉત્તમ કલાકારમાં શું હોવું જોઇએ તે ધોરણથી તપાસીને બતાવ્યા છે. અને કર્તા જો વાર્તાનો મનઃપાક વધારે સારી રીતે કરે તો આ દોષ પોતે જ સુધારી શકે એમ માનીએ છીએ માટે આ દોષો પણ બતાવ્યા છે. તે સિવાય કર્તાની વાર્તાની સામગ્રી બીજી રીતે અમને વિપુલ જણાય છે. જગતમાંથી તેઓ અનુભવ લઈ શકે છે, અનુભવમાંથી પસંદગી યોગ્ય રીતે કરી શકે છે અને અનુભવનાં બાખોરાં કલ્પનાથી પૂરી શકે છે. પાત્રોને યોગ્ય ભૂમિકા આપી શકે છે અને તે ઉપરાંત સૃષ્ટિસૌન્દર્ય નીરખવાને તેમને આંખ છે.

કર્તા વિશે અમને સૌથી સારૂં એ લાગ્યું કે તેઓ પરભાષાની કૃતિઓનું અનુકરણ કરવા માગતા નથી. એકાદ જગાએ છાયા લીધી છે ત્યાં પણ તેમણે સ્પષ્ટપણે એ કહી દીધું છે, નહિ તો પરદેશી સાહિત્યનો આ પ્રકાર એટલો વિશાળ છે કે એની ચોરી પકડવા સિપાઈગીરી કરવી એ વ્યર્થ પ્રયત્ન છે. અમે માનીએ છીએ કે આપણા સાહિત્યનો વિકાસ એટલો થયો છે કે આપણા લેખકોએ હવે સ્વતંત્ર પ્રયાસ જ કરવો જોઈએ. અનુકરણો કરવાથી લેખક અને વાચક બન્નેને નુકસાન થાય છે. સાહિત્યના ઉત્કર્ષને અર્થે કાર્ય કરતાં સામયિકો પણ અનુવાદોને ઉત્તેજન આપતાં જોઇ અમને ખરેખર દુઃખ થાય છે. આવી રીતે અનુવાદો આપવામાં અમને તો અધૈર્ય જ માત્ર કારણ જણાય છે. લેખકો અને તંત્રીઓ અધીરા થયા વિના સારી જ કૃતિઓ પ્રગટ કરવાનો પ્રયત્ન કરે તો ભલે દેખાવની વિપુલતા ઓછી થાય પણ સંગીન સાહિત્ય વધે, લેખક વધારે સ્વતંત્ર થતાં શીખે અને સ્વતંત્ર રીતે રસવૃત્તિ ઘડે.

બીજું શ્રી ધૂમકેતુની કલાનું લક્ષણ અમને એ જણાયું છે કે વાર્તા માત્ર શૃંગારની જ હોઇ શકે એવા તર્કને તેઓ પોતાની કૃતિઓથી ખોટો પાડી શકયા છે. શૃંગાર રસ છે, પણ તેની જ વાર્તા લખ્યા કરવી એ એક અંગ્રેજ ટીકાકાર કહે છે તેમ, એક વિશાલ રસાલ ખેતરમાંથી કસ ઉતરી જાય ત્યાં સુધી એકનું એક જ વીઘું વાવ્યા કરવા જેવું છે. જીવન જે જુએ છે તેને માટે વિસ્તારી છે અને માનવ જીવનની રસશક્તિ અને રસસામગ્રી કંઇક નિઃસીમ જ છે. આપણા વાર્તાકારોએ શ્રી ધૂમકેતુની પેઠે જીવનના પ્રશ્નો અને અનેક બીજા ભાવો છેડવા જોઇએ.

સૌથી સારૂં અમને એ લાગ્યું છે કે, હાલ કંઇક ચેપી થઇ ગયેલો અભિપ્રાય, કે અનીતિમય શૃંગાર સિવાય રસનિષ્પત્તિ થઇ જ ન શકે, એ મતની અસર આ કર્તા ઉપર લેશ પણ નથી. જગતમાં અનીતિ છે, અને કલાચિત્ર જગત સાથે સંવાદી રહેવા તેમાં પણ અનીતિ આવે પણ જ્યાં સુધી જગતમાં નીતિતંત્ર ખરૂં છે ત્યાં સુધી અનીતિના સંસ્કારો તો કલાએ નહિ જ પાડવા જોઇએ. આ સંબંધમાં વિશેષ અત્ર કહી શકાય તેમ નથી. પણ શ્રી ધૂમકેતુને તેમના ઉત્સાહભર્યા પ્રયત્નો માટે અમે અભિનન્દન આપી એટલું જ કહીશું કે તેમની વાર્તા નિર્દોષ વિનોદને અર્થે દરેક ઘરમાં રાખવા જેવી છે અને સાહિત્ય તરફ આદર ધરાવતો આપણો વાચકવર્ગ તેને સત્કારશે એવી અમારી આસ્થા છે.

રા.

# નોંધ

## સ્વ. મણિભાઇ દેસાઇ

કેન્યાવાળા શ્રી. મણિભાઇ દેસાઈના અચાનક નિપજેલા અવસાનથી કેન્યાના હિંદીઓએ એક પ્રખર મદદનીશ, સહૃદય દિલસોઝ મિત્ર અને સલાહકાર, એક સાચો સેવક ગુમાવ્યો છે. આજે કેન્યા અને દક્ષિણ આફ્રિકાના પ્રશ્નો જ્યારે ઉગ્ર સ્વરૂપ ધારણ કરી રહ્યા હોય ત્યારે આવા ગણ્યાગાંઠ્યા સેવકોમાંથી એક અગ્રણીને ગુમાવવો આપણને ભાગ્યે જ પરવડે. પશ્ચિમના દેશોમાં—અને જ્યાં જ્યાં ગોરાઓનું આધિપત્ય જામ્યું છે એવા દુનિયાના તમામ પ્રદેશોમાં આજે એશિયાવાસીઓ હડધૂત થઇ રહ્યા છે. આમાંએ હિંદુઓની સ્થિતિ ખાસ કફોડી છે; કારણ કે તેઓ પોતાના જ દેશમાં પરદેશી રાજસત્તાની ઝુંસરી હેઠળ સબડે છે. દક્ષિણ આફ્રિકામાં અને કેન્યામાં હિંદીઓ સામે લાગુ થયેલા કાયદાઓ, એમના પર ખડકાયેલા અન્યાય અને અપમાનના ડુંગરો, એમની તમામ વિટંબનાઓ માટે સ્વદેશમાં જ એમની પરતંત્રતા ને ઉત્તરદાતા ગણી શકાય. આવા સંજોગોમાં પોતાનું શિર ઊંચુ રાખી સ્વમાન માટે પોતાના દેશબંધુઓને પડખે રહી લડનારા, પોતાના સર્વ ઐહિક સુખોનો ભોગ આપનારા પુરુષો વિરલ હોય છે. એમનું જીવન એ કંટકશય્યા જેવું હોય છે. સ્વ. રા. મણિભાઈ આ કોટિના એક પુરુષ હતા. ટાંગાનૈકા પ્રદેશના બાકોબા મુકામે ગયા માસની ૧૬ મી તારીખે હૃદયબંધ થવાથી નિપજેલા એમના અચાનક મૃત્યુના સમાચારે દેશભરમાં શોકની તીવ્ર લાગણી ફેલાવી હોય એ સ્વાભાવિક છે.

સ્વ. દેસાઈ ઇ.સ. ૧૯૧૬ માં એક સાધારણ કારકુન તરીકે કેન્યા ગયેલા. પરંતુ જે નરના હૃદયમાં દેશપ્રેમની જ્યોત જળતી હોય છે એને ક્યાંયે જંપ હોતો જ નથી. એક વર્ષની અંદર નોકરી છોડી એમણે ત્યાંની ઇન્ડિઅન એસોશીયેશનનું મંત્રીપદ સ્વીકાર્યું. પોતાના દેશબાંધવો પર ખડકાતા અન્યાયો સામે ઝઝુમવાના કાર્યને પોતાનો જીવનમંત્ર બનાવવાનું વ્રત લીધું. આ પછી જ કેન્યાના હિંદીઓના રાજકીય હક્કોની લડત શરૂ થઇ; અને એ હકકોને માટે લોકમત જાગૃત કરવાને રા. દેસાઈ જેવું સુંદર કાર્ય ભાગ્યે બીજા કોઇએ કર્યું હોય. ઈ. સ. ૧૯૨૩ માં પૂર્વ આફ્રિકાની હિંદી રાષ્ટ્રીય મહાસભાના સ્વ. દેસાઇ પ્રમુખ ચૂંટાયા હતા. અને કેન્યામાં હિંદીઓને થયેલ અન્યાય સામે ન્યાય મેળવવા ઇગ્લાંડ એક પ્રતિનિધિમંડળ એ કોંગ્રેસ તરફથી મોકલવામાં આવ્યું તેના એ અગ્રેસર હતા. શ્રીમતિ સરોજિની નાયડુને આફ્રિકા નોતરનાર અને લઇ જનાર પણ રા. દેસાઇ જ. બધા પ્રયત્નો નિષ્ફળ નિવડતાં એમણે ૧૯૨૪ માં કર નહિ ભરવાનો દુંદુભિનાદ કર્યો અને દેશકાર્યને માટે ઝઝુમનાર હરેક કર્મવીરને લલાટે લખાયેલ મોંઘી જેલજાત્રા સ્વ. દેસાઇએ વ્હોરી લીધી. જ્યારે બીજાઓ પોતાના ખીસાં તર કરવામાં અને ઐહિક સુખો મેળવવામાં રોકાયા હોય છે ત્યારે પોતાની તમામ શક્તિ અને સમય દેશહિતના કાર્યમાં ખરચવાની તત્પરતા દેખાડનારા આવા પુરુષો વિરલ જ હોય છે. આવા નિઃસ્વાર્થી કાર્યનો પ્રત્યુત્તર—કાર્યની કદર એટલી જ સુંદર હોય

છે. સ્વ. મણિભાઇને પણ પોતાના તમામ દેશબંધુઓના અપ્રતિમ વિશ્વાસના રૂપમાં પોતાના કાર્યનો ઉત્તર મળ્યો હતો. ટાંગાનૈકા, ઝાંઝીબાર, વગેરે કેન્યાનાં તમામ ભાગોમાં વસતા હિંદીઓના દિલમાં પોતાના આ સહૃદય મિત્રના અવસાનના સમાચારે ભારે ગમગિની ફેલાવી છે. પોતાના એ દેશબંધુઓના આ દુઃખમાં આજે સમસ્ત હિંદની સહાનુભુતિ છે, ઇશ્વર સ્વર્ગસ્થના આત્માને પરમ શાંતિ બક્ષો. એમનું નિઃસ્વાર્થ કાર્ય કેન્યાના હિંદીઓના દુઃખનિવારણમાં પરિણમે એવી તે જગન્નિયંતાને અમારી અંતરની પ્રાર્થના છે. બાકી આજે તો રંક ગૂજરાત આવા એક પનોતા પુત્રના મૃત્યુથી એટલું વધારે રંક બન્યું છે; એ ખોટ સાલ્યા વિના તો ન જ રહે.

*
**

## ધારાસભામાં સ્ત્રીઓ

મુંબાઈ ઇલાકાની ધારાસભાની ગઈ બેઠકમાં એક અતિ મહત્ત્વનો ઠરાવ પસાર થયો છે. લાંબા સમયના અન્યાયને ધોઇ નાંખનારા એ ઠરાવને સંગીન બહુમતિથી પસાર કરીને મુંબાઈ ઇલાકાએ પોતાના નામને ઉજાળ્યું છે, પોતાની પ્રગતિનો એક વધુ અચૂક પૂરાવો દેશ સમક્ષ રજુ કર્યો છે એમ અમને લાગે છે. શ્રી. પરાંજપેના ઠરાવને સ્વીકારીને ઇલાકાની કાયદા-કૌંસીલે આ ઇલાકાની સ્ત્રીઓને એ કૌંસીલ માટે ચૂંટણીમાં ઉભા રહેવાનો—ઉમેદવારી કરવાનો—અધિકાર આપ્યો છે. સ્ત્રીઓને મતાધિકાર બક્ષવામાં પહેલ કરનાર પ્રાંત પાસે આથી અન્ય કંઇની ભાગ્યે જ આશા રાખીએ. સ્ત્રીઓના આ અધિકાર સામે કોઈને કંઇ કહેવાપણું હોય જ નહિ, છતાંયે આ ઠરાવનો વિરોધ કરનાર પણ કૌંસીલમાં મળી રહ્યા. એ પ્રશ્ન એટલો તો નિર્વિવાદ હતો કે એની સામે રજુ કરવામાં આવેલા વિરોધથી થોડુંઘણું આશ્ચર્ય તો અવશ્ય થાય જ. તેમાંયે મુંબાઇ સરકારના એક પ્રધાન જેવા સદ્‌ગૃહસ્થને પોતાની જરીપુરાણી—જમાનાજૂની—દલીલો વડે આનો વિરોધ કરતાં ભાળીએ ત્યારે તો આપણું આશ્ચર્ય અનેકધા વધે જ. આબકારી ખાતાના પ્રધાન મી. દેહ્લવી આ વિરોધને મોખરે હતા અને આજ સુધી સ્ત્રીઓ વિના કૌંસીલો સફળતાથી આપણે ચલાવી શક્યા એ એમનો મુદ્દો હતો. સ્ત્રીઓનો કાર્યપ્રદેશ ઘર જ હોવું જોઇએ; અગર પોતાના સંતાનો પર આડકતરી એમની અસર હોય જ છે પછી એમને આવા ગંભીર જાહેરજીવનના કાર્યમાં માથું મારવાની જરૂર રહેતી નથી એ એમની સૈકાજૂની દલીલ સાથે તો ભાગ્યે જ કોઇ સહમત થશે. પરંતુ અમને નવાઇ માત્ર એ જ લાગે છે કે મી. દેહ્લવી જેવા પ્રધાનપદું ભોગવતા એકજવાબદાર રાજદ્વારીના કુશાગ્ર મગજને પોતાની દલીલનો ઉત્તર એ જ દલીલમાં કેમ ન સુઝયો હોય કે સ્ત્રીઓની જગત ઉપર એક કે બીજી રીતે આડકતરી અસર જો થતી એ અટકાવી શકતા ન હોય તો જાહેરકાર્યમાં એમના થોડાવત્તા સક્રિય ભાગ લેવાથી જગતને ભયંકર નુકસાન થવાનો સંભવ ભાગ્યે જ રહે છે. આજ સુધી આપણે સ્ત્રીઓ વિના કૌંસીલો નભાવી શક્યા એટલે કે આપણે આજસુધી ભૂલ કરી અગર આજસુધી સમાજે પોતાના સ્ત્રીબાળકો પ્રત્યેના ધર્મની અવગણના કરી એ કંઈએ ભૂલ ચાલુ રાખવાની મૂર્ખાઈનો બચાવ કરવાની દલીલ ન કહેવાય. સ્ત્રીઓ વિના, દલીલ ખાતર કદાચ માની એ લઇએ કે કૌંસીલો સારી ચાલતી હતી એટલા માટે એમના કૌંસીલ પ્રવેશથી એ વધારે સારી ન થાય એ માટે મી. દેહ્લવી શી ખાત્રી આપે છે! થોડી ઘણી સ્ત્રીઓ કૌંસીલમાં દાખલ થયે 'રાષ્ટ્રીય જીવનની ઘટ્ટતા છિન્નવિછિન્ન થશે' એ એમની દલીલની પોકળતાનો વિચાર કરતાં તો મુંબાઈ ઇલાકાના પ્રધાનનો આ ઉકળાટ

શા માટે એ કળાતું જ નથી. અમને માત્ર એમની દયા આવે છે.

શ્રી. પરાંજપેના ઠરાવના વિરોધના ટેકામાં એક એ પણ દલીલ હતી કે સ્ત્રીઓની આ અધિકાર માટેની માંગણી તીવ્ર નથી. મોન્ટ–ચેમ્સફર્ડ સુધારાની યોજના ઘડાતી હતી તે વેળા હિંદી સ્ત્રીઓના પ્રતિનિધિમંડળે વાઇસરાયની મુલાકાત લઈને દઢતાથી એ અધિકારની માંગણી અને પાછળથી જોઇંટ પાર્લામેન્ટરી કમિટિ સમક્ષ ગયેલ ડેપ્યુટેશન એ બે વાતનું કેવળ જેને ભાન હશે તે આ દલીલ પાછળ વિગતો સંબંધી કેવું ભીષણ અજ્ઞાન રહેલું છે એ સહેજ સમજી શકશે. નિઃશંક, એ દઢ છતાં શાંત માંગણી પાછળ ઉહાપોહ, કે ખૂમરાણ નહોતું એ સાચું. સ્ત્રીઓની દેશના પુરુષસમાજની ન્યાયવૃત્તિમાં અચળ શ્રદ્ધાનું એ પરિણામ કાં ન ગણાય? તો શું એમના એ અધિકારનો અસ્વીકાર કરીને એમની પુરુષોમાં એ અચળ શ્રદ્ધા અસ્થાને હતી એમ વિરોધીઓ પૂરવાર કરવા તો નથી માંગતા ને?

અસ્તુ! વિરોધીઓના વિરોધ છતાંયે આ ઠરાવ પસાર થયો છે એટલે મુંબાઈ ઇલાકાની સ્ત્રીસમાજની જવાબદારી એટલી વધી છે. અમે આશા રાખીશું કે પોતાની હાજરી આવા મંડળોમાં કેટલી આવશ્યક છે અને એ મંડળોની ઉપયોગિતામાં કેટલો વધારો કરે છે એ યોગ્ય પ્રતિનિધિઓ મોકલીને દેખાડવાના અને વિરોધીઓની દલીલ એમના મ્હોમાં પાછી મુકવાના કાર્યમાં ઇલાકાનો સ્ત્રીસમાજ સફળતા સાધે.

*
* *

## નામદાર નિઝામનો સરકાર સાથે ખટરાગ

દેશી રાજ્યોની પનોતી લોખંડને પાયે બેઠી હોય એમ લાગે છે. એક બાજુ નભા અને ઇન્દોર નરેશોના સાર્વભૌમ હોવાનો દાવો કરતી સત્તાએ કરેલા હાલ, બીજી બાજુએ દેશીરાજ્યોના રાજકર્તાઓની અક્ષમ્ય બેપરવા અને પોતાની પ્રજાની ઉન્નતિ કે પ્રગતિ માટે નફકરાઇ અને તેમાંયે પોતાના એશઆરામને માટે પ્રજાને માથે લાદવામાં આવતાં અસહ્ય ભારણો: આ બધાનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે દેશીરાજ્યોની પ્રજાની કફોડી સ્થિતિની અમને દયા આવે છે. દેશીરાજકર્તાઓએ આજ સુધી પોતાની પ્રજાની જે ભીષણ અવગણના કરી છે તેનું પરિણામ આજે પોતે ભોગવી રહ્યા છે, અને એ સ્થિતિ માટે એમણે તો પોતાની જાતનો જ ઉપકાર માનવાનો છે. પરંતુ પ્રજાએ આવા સંજોગોમાં શું કરવું એ સુઝતું નથી. સાર્વભૌમ સત્તાને પોતાની વિટંબનાઓની ફરિયાદ કરવા જાય તો રાષ્ટ્રીયતાના આવેશથી પ્રેરાઇને એમને 'પારકાનું' રક્ષણ માંગવા માટે આપણા શાણા અગ્રણીઓ પ્રજાને દોષ દેવા મંડી પડે છે. ત્યાંથી પણ ન્યાય મળવાની ખાત્રી તો એટલી જ ઓછી. એ તો સાર્વભૌમ સત્તાને પોતાનો કોઈ હેતુ સાધવો હોય તો તે વેળા પ્રજાની દયાનું ઓઠું લઈ દેશીરાજ્યોની આંતર વ્યવસ્થામાં માથું મારવાનો પોતાનો અધિકાર આગળ કરે છે; નહિતર રાજાઓને પંસવારી તેમનાં ગમે તેવાં ભયંકર કૃત્યો પ્રત્યે પણ આંખમીંચામણાં કરતાં એને લવલેશ અંદેશ નડતો નથી. આમાં મારો છે નિર્દોષ પ્રજાનો!

નભાનરેશને ગાદી પરથી ઉઠાડનાર સાર્વભૌમ સત્તાને અલ્વરના નિમચૂણાના હત્યાકાંડનો હિસાબ માંગવાની ફુરસદ નહોતી; આ સર્વભક્ષી સત્તાના ખપ્પરમાં કોણ ક્યારે ખપશે એ તો કોઇ ખાત્રીથી કહી જ ન શકે. નભા અને ઇન્દોર પછી આજે નિઝામ સરકાર સાથે ખટરાગ જામ્યાની વાતો વર્તમાનપત્રોમાં આવી છે. પ્રજાના પરસેવાની કમાણીના પૈસા વડે રાજતિજોરીમાંથી ના. નિઝામે કરોડો રૂપીઆ વડી સરકારને લડાઇ દરમ્યાન નવાજ્યા,

એ પ્રજાની સલામતી કે સુખશાંતિ માટે નહોતા. આજે જ્યારે એ જ ના. નિઝામે વરાડ પ્રાંત પોતાને પાછો મળે એવી માંગણી કરી ત્યારે લૉર્ડ રીડીંગ રોકડું પરખાવી દે છે કે દેશીરાજ્યોની ગાદીના તંત્રોની દોરી તેના હાથમાં છે—એમની રહેમથી એ રાજકર્તાઓ એ ગાદી પર ટકયા છે અને એની ખફગી થતાં એ રાજ્યાસનો ડોલવા લાગે છે. આ જવાબથી નિઝામ સાથેનો આ ખટરાગ અટક્યો નથી. પરંતુ એક સાયંકાળે આપણે એક વર્તમાનપત્રમાં નિઝામ પાસે હૈદ્રાબાદની આંતર વ્યવસ્થામાં અમુક હક્કો માંગવાની અને અમુક બાબતોના ખુલાસાની તાબડતોડ માંગણીના સમાચાર વાંચીને હિંદીજગત ચોંક્યું. એ સાંજે એક ભયંકર સત્ય એમની આંખ સામે ખડું થયું કે સાર્વભૌમ સત્તાને તો નિઝામ કે નભા બધા સરખાં છે; બાજીમાં જ્યાં સુધી સોગઠું કામનું હોય ત્યાં સુધી ઠીક, નહિતર એને મારીને બાજુએ ફેંકવામાં એ સત્તાને આંચકો ન લાગે. નિઝામની સામે (૧) એમના નીતિથી હિંદના રાજ્યકર્તાઓએ સવેળા ચેતી જવું જોઇએ, વડા લાટ સાહેબના શ્વાસના સુસવાટાએ પોતાની જાહોજલાલી ધૂળધાણી થઈ શકે છે એ સ્થિતિનો વિચાર કરતા થઈ જવું જોઇએ એ નિર્વિવાદ છે. આ જાતની દખલગીરી રાષ્ટ્રીય ભાવનાથી રંગાયેલા કોઈ પણ હિંદીને ન રુચે એ સ્વાભાવિક છે પરંતુ અમારૂં દૃઢ માનવું છે કે એ સ્થિતિને માટે ઉત્તરદાતા આપણા રાજકર્તાઓ પોતે જ છે અને એમને પોતાના કર્મનો બદલો મળે તેમાં આપણને જરાપણ અનુકંપા થવી ન જોઇએ. રાજાઓ પોતાના રાજ્યમાં પ્રજામતને કેવી ઠોકરે મારે છે એનો છેલ્લો દાખલો વડોદરા રજુ કરે છે. વડોદરામાં મ્યુનિસિપાલીટીના વધારાના કરો માટે પ્રજા કકળાણ કરે છે ત્યારે ના. ગાયકવાડ પારીસમાં નિરાંતે મોજ કરે છે. આ સ્થિતિ હોય ત્યાં અકળાયેલી પ્રજા પરદેશી સત્તા સામે મીટ માંડે તો એમાં એમનો ઝાઝો દોષ ન કહેવાય. જે દૃષ્ટિએ હૈદ્રાબાદના રાજતંત્રમાં ડેઇલીમેલનો તંત્રી દેખાડે

નસિયત પરથી ધડો લઈ સવેળા પોતાને ત્યાં રાજતંત્રમાં જવાબદારીનું તત્ત્વ દાખલ કરી, એક હથ્થુ સત્તા, અક્ષમ્ય નફકરાઇનો મોહ છોડી પ્રજાને પોતાના વિશ્વાસમાં લેવા તત્પર થવું જોઇએ. પ્રજાકલ્યાણમાં રાત દિવસ મચ્યા રહી પ્રજા સાથેનો પોતાનો એખલાસ વધારવો જોઇએ. આ સિદ્ધાંત આપણા રાજકર્તાઓ સ્વીકારે તો બીજી સત્તાને પગપેસારો કરવાને અવકાશ જ ન રહે અને ના. નિઝામ જેવી કફોડી સ્થિતિએ પહોંચવું ન પડે. આપણા રાજાઓ આ સ્વીકારશે કે હમેશાં ડેમોક્લીસની લટકતી તરવાર હેઠળ ધડકતે હૈયે જીવવાનું પસંદ કરશે એ જોવાનું છે.

*
**

## કોની ભૂલ?

સારાયે હિંદના એક લોકપ્રિય આગેવાન અને શાંતિ અને સૌમ્યની મૂર્તિ ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયાજી અને મધ્યપ્રાંતના પ્રતિયોગી સહયોગ પક્ષના એક નેતા ડૉ. મુંજે સામે બંગાળની સરકારે કલકત્તાના મેજીસ્ટ્રેટ દ્વારા જાહેર શાંતિનો એમની હાજરીથી ભંગ થાય એવો ભય દેખાડી કલકત્તામાં બે માસ સુધી પ્રવેશ કરવાને કાઢેલા મનાઈ હુકમ અને પરિણામે પંડિતજીએ મેજીસ્ટ્રેટને એક સ્વમાનભર્યા નાગરિકને છાજે એવો વાળેલો ઉત્તર, તેની પાછળ કલકત્તામાં એ હુકમનો અનાદર કરીને પ્રવેશ કરવાનો નિશ્ચય, કલકત્તામાં વિજયપ્રવેશ, જાહેર વ્યાખ્યાન અને ત્યાર પછી જાણે કંઈ જ બન્યું ન હોય એમ શાંતિથી, પોતાનો કાર્યક્રમ પૂરો કરી એમનું કલકત્તાથી વિદાય થવું. પાછળથી કાયદાભંગ માટે એમના પર નિકળેલી નોટિસ અને તે પણ પાછી ખેંચવાનો સરકારે ગળેલો કડવો ઘુંટડો આ બધું જાણે કોઈ સીનેમાની ફીલ્મ પર એક પછી એક દેખાવો આવી અદસ્ય ન થતા હોય એટલી ઝડપે બની ગયું છે; ઘડીભર એ બનાવોએ હિંદીજગતમાં સહેજ રમુજ, થોડું કુતૂહલ અને સાનંદાશ્ચર્ય ફેલાવ્યાં, ત્યારે ઍંગ્લો-ઇન્ડિયન જગતમાં એ બનાવોએ એટલો જ ચણચણાટ પેદા કર્યો છે. ભૂલોની આ પરંપરા માટે કોણ ઉત્તરદાતા છે એનો હિસાબ ઍંગ્લો-ઈન્ડિયન છાપાંઓ માગી રહ્યા છે. પંડિતજી આવીને ગયા, કલકત્તાની શાંતિનો ભંગ થયો કે નહિ એ માટે એમને કંઈ પડી નથી. આ હુકમના અનાદરમાં એમને તો સરકારની પ્રતિષ્ટા હાથથી સરી જતી લાગી છે એટલે એમની આ બળતરા છે; અને પંડિતજી જેવા ધીર અને સીધા આદમી સામે આવો હુકમ કાઢવા માટે બંગાળાની સરકારની ઝડતી લેનારાં છાપાંઓએ પણ એક વખત હુકમ કાઢયા પછી પંડિતજી સાથે સખ્તાઇથી કામ લેવાની શાણી સલાહ આપી હતી. છતાં પંડિતજી અને ડૉ. મુંજે આજે છૂટા છે અને આખરે 'પડયા તો નમસ્કાર'ના ન્યાયે સરકારને કોઈની પણ ભૂલને કારણે સખ્ત કડવો ઘુંટડો ગળે ઉતારી આ બનાવ ઉપર પડદો નાંખવો પડયો છે એ હિંદી જગતને ઓછા હર્ષની વાત નથી. એક વાત નિશ્ચિત કે બંગાળની સરકારની ગણત્રી ઉંધી પડી છે. એણે આશા રાખી હશે કે જીદંગીભર વિનીત પદ્ધતિએ કામ લેનાર, સહકારના હિમાયતી પંડિત માલવીયાજી જેવા પુરુષ હુકમનો અનાદર કરવાનું સાહસ ન કરે; એ મનાઇને શાંતિથી વશ થઇ કલકત્તા જવું માંડી વાળશે અને પરિણામે એમને મનાઈ કરવાનો સરકારનો કોઇ પણ હેતુ છે તે પાર પડશે; પરંતુ સરકાર એ ભુલી કે પંડિતજી ગમે તેવા શાંત અને વિનીત હોવા છતાં એક સ્વાતંત્ર્ય પ્રેમી નાગરિક મટયા નહોતા એટલે એમનામાં રહેલું સ્વમાન, એમનામાં રહેલી ઝળહળતી દેશપ્રેમની અખંડ જ્યોત અને વાણી અને હીલચાલની સ્વતંત્રતા માટેની

ધગશ ઉછળ્યાં અને એમણે પણ જીંદગીમાં એક વખત કાયદાનો સાદરભંગ–સત્યાગ્રહ–કરવાનો લ્હાવો ઝીલવાનો પ્રસંગ નોતર્યો. આ પ્રકારની મૂર્ખતાભરી, મનસ્વી, નિર્લજ્જ અને વિવેકશૂન્ય મનાઈ કરવામાં સરકારનો હેતુ અકળ છે. હિંદુઓને એમાં હિંદુ મહાસભાના કાર્યને ફટકો લગાવવાનો અને મુસલમાનોનો પક્ષપાત કરવાના પ્રયાસની ગંધ આવી; કેટલાકને આવતી ચુંટણીમાં સલામત પ્રધાનો મેળવી શકાય એટલી સલામત ચુંટણીને બનાવવાની સરકારની લોલુપતાનો વાસ આવ્યો. ગમે તે હોય તો પણ એક વાત આમાંથી દિવાની જ્યોત જેવી સ્પષ્ટ તરી આવે છે અને તે એ કે સરકારના જોગણીના ખપ્પરમાં કોઇ પણ ભોગ ખપે છે. એ ખપ્પર ભરવા એને જ્યારે ભક્ષ જોઈએ છે ત્યારે એ કોઈ પણ આદમીના મોભ્ભા કે પ્રતિષ્ઠાનો, એના રાજકીય મંતવ્યો કે જીવનભરની સેવાઓનો વિચાર કરવા નથી થોભતી. એને તો ગાંધીજી ખપે એટલા જ માલવીયાજી અને એટલા જ કદાચ પ્રસંગ આવે સર અબદુલ રહીમ પણ ખપે, એ વાત હિંદના મુસલમાનો ક્ષણભરની ગાંડાઇમાં ન વિસરે એટલી સર્વ કોઈ આશા રાખે. બંગાળ સરકારે જો હિંદુ સંગઠ્ઠનની પ્રવૃત્તિ સામે આ તીર તાક્યું હોય તો એની સામે એક ગંભીર આરોપ એ મુકી શકાય કે એક કરતાં વિશેષ ઝનુની સાધારણ કોટિના મૌલ્વી અને મૌલાનાઓને તેમનું ઝનુની પ્રચારકાર્ય કરવા છુટા રાખી પંડિતજી જેવા મોભ્ભાવાળા, સન્માનિત અને ધીરતાની પ્રતિમા જેવા હિંદુ આગેવાન સામે આ પ્રકારનો મનાઈ હુકમ કાઢવામાં એણે હિંદુ કોમનું અપમાન કરવા સાથે અમુક કોમનો અક્ષમ્ય પક્ષપાત કરી કોમી ખટરાગ વધાર્યો છે; અને જો આરોપ પંડિતજી સામે મુકવાની એણે ધૃષ્ટતા કરી એ પોતાની ન્તન પર વ્હોરી લેવાની મૂર્ખાઈ કરી છે. અસ્તુ. એ ગમે તેમ હો, અમને તો પંડિતજીએ પોતાના કાર્યની જે સુંદર રૂપરેખા દોરી લીધી એ જ આ સ્વપ્ન જેવા ભાસતા આખા બનાવમાં કાળા વાદળામાં રૂપેરી રેખા જેવી દેખાઈ છે. એ માટે પંડિતજીને અમારાં હજારો અભિવંદન છે. એમણે એક સાચા માની નાગરિકને છાજતું વર્તન અખત્યાર કરીને પ્રત્યેક હિંદીને માટે માર્ગદિશા દોરી આપી છે; જગતને એ દેખાડ્યું છે કે હિંદીઓમાં વસતો સત્યાગ્રહી આત્મા અલોપ થયો નથી, પરંતુ સંજોગો જ્યારે પણ માગે ત્યારે પોતાનો પડકાર દેવા એ જીવંત ઉભો છે. એ દૃષ્ટિયે અમને પંડિતજીના વિજયમાં આખી હિંદી જનતાનો વિજય દેખાય છે, સત્યાગ્રહનો અચૂક વિજય અનુભવાતો લાગે છે. માત્ર અમારી રંક બુદ્ધિ એ કોયડો ઉકેલવાને અસમર્થ નિવડી છે કે જે સરકાર કોઇ પણ દરજ્જાના નાગરિકના છૂટાપણા અને સ્વમાન સામે આવી અઘટતી રમત રમી શકે અગર ચાંચેળાં કરવાની ધૃષ્ટતા માંડે એ સરકાર સાથે કોઇ પણ પ્રકારનો પ્રતિયોગી સહકાર કરવાની શક્યતા કે સંભવ હોવાની પંડિતજી જેવા ચકોર નેતાના મગજમાં કલ્પના સરખીયે કેમ આવે છે! ખેર, અમે આજે તો પંડિતજીએ હિંદુ જનતાની સાચવેલી આબરૂ માટે એમને પુનઃ ધન્યવાદ દઇએ છીએ.

*
**

## એશીઆવાસીઓનું સંગઠ્ઠન

એશીઆના તમામ મુલકોનું સંગઠ્ઠન સાધવું એ સ્વ.દેશબંધુ દાસના જીવનનો એક આદર્શ હતો. થોડા વખત ઉપર નાગાસાકીમાં મળેલી 'પાન–એશિયાટિક કોન્ફરન્સ'ના જે સમાચાર વર્તમાનપત્રોમાં પ્રગટ થયા છે એ ઉપરથી સ્વ. દેશબંધુનો એ જીવન આદર્શ સિદ્ધિ પામતો ભાસે છે. આજે એશીઆવાસીઓની સામે પશ્ચિમના તમામ દેશોએ જાણે વ્યૂહ રચ્યો ન

હોય તેમ જ્યાં હોય ત્યાં એશીઆવાસીઓ હડધૂત થાય છે. ગૌરાંગો એમ જ માનતા લાગે છે કે પૂર્વની પ્રજા તો શાશ્વત ગુલામગિરી વેઠવાને—એમણે લાદેલો બોજો વ્હેવાને—સરજાઈ છે. પૂર્વ ઉપર પોતાનું આધિપત્ય સ્થાપવાનો એ પ્રજાઓનો આજન્મ અધિકાર હોય તેમ પૂર્વના તમામ પ્રદેશોને એમણે પોતાના વ્યાપારી પ્રપંચો ખેલવાનું ક્ષેત્ર બનાવ્યું છે. છતાં જાપાને પોતાના પરિમિત સાધનો વડે રુશિયા સામે શિર ઉંચકીને જગતની આંખ ખોલી ત્યારથી પૂર્વની પ્રજાઓમાં પોતાની અસ્મિતાનું ભાન આવવા માંડયું છે અને જ્યાં જ્યાં એમનું સ્વમાન ઘવાતું દેખાય છે ત્યાં ત્યાં એ ઘટતો પડકાર દેતી થઇ છે. પરંતુ એક વાત સાચી છે કે પશ્ચિમના રાષ્ટ્રોની માફક પૂર્વની પ્રજાઓએ પોતાની શક્તિઓ એકત્રિત કરી નથી, એનું સંગઠ્ઠન કરવાનો કોઈ દિવસ વિચાર કર્યો નથી અને પરિણામે જગતની ઘણીએ પ્રજાઓ કરતાં સંખ્યાબળમાં અનેક ગણી મોટી હોવા છતાં એમને પશ્ચિમવાસીઓની બાજીનાં સોગટાં થઇ એમના રમાડયા રમવું પડે છે. આ સ્થિતિ ટાળવાને સમસ્ત એશીઆના દેશોનું એક મંડળ રચવાની ખાસ જરૂર છે. નાગાસાકીમાં મળેલી કોન્ફરન્સનો ઉદ્દેશ આ જ હોય એમ લાગે છે. પરંતુ અનેક ચાળણીમાં ગળાઇને આપણને મળેલા સમાચાર ઉપરથી આપણે એ પરિષદ સંબંધી ઝાઝું જાણી શકયા નથી. હિંદ સિવાય એશીઆના બધા દેશોના ૫૦ પ્રતિનિધિઓ હાજર હોવાનું વર્તમાનપત્રોમાં પ્રગટ થયું છે, છતાં આવી મહત્ત્વની પરિષદમાં હિંદના પ્રતિનિધિઓ કોણ કોણ હતા એ હજી આપણે જાણી શકયા નથી. પરંતુ એટલું કળી શકાય છે કે આ પરિષદનો ઉદ્દેશ પોતાના અને ગૌરાંગોના મુલકોમાં પૂર્વની પ્રજાઓ ઉપર એ ગોરા દેવો તરફથી જે અન્યાયોના અને અત્યાચારોના ડુંગરો ખડકાય છે તે સામે, એમનું સ્વમાન અને પ્રતિષ્ઠા જે રીતે ઘવાય છે તે સામે એકત્રિત બળ વડે પડકાર દેવાનો હોઈ શકે. આ ઉદ્દેશ સ્તુત્ય છે અને એની સિદ્ધિ માટે એશીઆના તમામ દેશોમાં પ્રજામત કેળવી આ પરિષદને વધારે વિસ્તૃત અને બળવાન સંસ્થા બનાવવાની જરૂર છે અને એ માટે પ્રચંડ પ્રચારકાર્યની જરૂર રહેશે. એ પરિષદને ઉત્તેજન કે ટેકો આપતાં એ પણ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે એ એક 'ઑફિસિયલ' તમાસો ન હોય અને એશીઆની કોઈ મહત્ત્વાકાંક્ષી પ્રજા પોતાની મહત્ત્વાકાંક્ષાને પોષવાને એને સાધન ન બનાવે. આટલી ચેતવણીને અવકાશ એટલા પુરતો જ રહે છે કે કોઇ ચીના પ્રતિનિધિએ હિંદ અને ફીલીપાઇનને એમની સ્વાતંત્ર્યની લડતમાં સહાય દેવાના રજુ કરેલા નિર્દોષ ઠરાવથી જાપાનીઝ ડેલીગેટોના દીલમાં ચચરાટ થયો હતો. આ પરિષદ હિંદને કે ફીલીપાઇનને એમના સ્વાતંત્ર્ય યુદ્ધમાં શી રીતે સહાય દઇ શકત એ અમારી કલ્પનામાં પણ આવી શકતું નથી, પરંતુ બીજા દેશો સાથેના પોતાના સંબંધને આંચ ન આવે એટલા માટે જાપાનીઝ પ્રતિનિધિની આળપંપાળતા પણ એટલીજ અકળ રહે છે. એ ઉપરાંત ચીનના એક પ્રતિનિધિને પરિષદમાં મારેલો ટાણો એટલો જ અર્થસૂચક છે. એણે જાપાનને ચીન સાથેનું પોતાનું વર્તન સુધારવા મેણું દીધું હતું. એનો વિચાર કરતાં અમને લાગે છે કે એશીઆના આવા સંગઠ્ઠનનો પાયો આત્મશુદ્ધિ પર ચણાયો હોવો જોઈએ છે. જાપાન સામે કોરીઆ અને ચીનમાં ભયંકર અત્યાચારો કરવાના આક્ષેપો ઉભા હોય તે વેળા જાપાન ઉજળે મ્હોંએ આ પરિષદમાં ભાગ લઈ જ ન શકે એ દેખીતું છે. માટે જ આવી પરિષદ યોજવા પહેલાં એશીઆના તમામ દેશનો પોતપોતામાં રહેલા મળને ધોવાનો પ્રથમ ધર્મ છે. આત્મશુદ્ધિની આ ક્રિયા પછી આવી પરિષદ ફળદાયી નિવડયા વિના ખસ્સ ન રહે.

*
**

## બૅક-બેનો ખાડો પુરવાની યોજના

'બૅક-બે રેકલેમેશન'ને નામે જગબત્રીસીએ ચઢેલા સર જ્યોર્જ લોઇડની પેલી નામચીન યોજનાની નિષ્ફળતાની તપાસ માટે મુંબાઇ સરકાર તરફથી જે તપાસ સમિતિ નિમાઈ છે તેણે ચાલુ માસમાં પોતાનું કાર્ય શરૂ કર્યું છે, અને તેની આગળ આજ સુધીમાં જે જુબાનીઓ પડી છે તે એટલી બધી તો ચોંકાવનારી છે કે આ આખીયે યોજના શી રીતે અને શા કારણે હાથ ધરવામાં આવી અને એને માટે કોને કોને ઉત્તરદાતા ગણવા જોઇએ એ જ સુઝ પડવું મુશ્કેલ છે. પ્રજાના કરોડો રૂપીઆનો આવો બીનજવાબદાર વ્યય હિંદ જેવા હતભાગી દેશમાજ થાય અને આ રંક દેશની પ્રજાના મોંઘામૂલનાં નાણાં આમ બેપરવાઇથીવેડફી નાંખનારાઓને તાગડધીન્ના કરવા આ દેશની પ્રાણહીન પ્રજા જ છૂટા મૂકે. આ આખીયે ઘટના એટલી તો દુર્ઘટ છે, એટલી તો શોકજનક છે કે એના વિચાર માત્રથી કંપારી વછૂટે છે. આ યોજના જ્યારથી બહાર પાડવામાં આવી ત્યારથી જ મુંબાઈની પ્રજાએ ચેતવણીના દુંદુભિ વગાડવા માંડેલા અને ત્યાર પછી એનો હમેશાં બને એટલો તીવ્ર વિરોધ કરવો ચાલુ રાખેલો. પરંતુ જ્યાં સત્તામદમાં ચકચૂર બનેલા અમલદારે પોતાનું ધાર્યું કરવા નક્કી જ કર્યું હોય ત્યાં પ્રજામતને અવકાશ જ ક્યાં? એ સાંભળવાની પરવા જ કોને હોય છે? એ યોજનાના જનક, મુંબાઇના માજી ગર્વનર સર જ્યોર્જ લોઇડ મુંબાઇની પ્રજાના કરોડોનો ધૂમાડો કરી ઇજિપ્તની ગાદી નિરાંતે ભોગવી શકે છે અને મુંબાઈ ઇલાકાની પ્રજા એની પાસે એ ગાફલતા માટે આજે હિસાબ નથી માગી શકતી. પ્રજાના બેસુમાર ખૂમરાણને વશ થઇને સરકારે કમીશન નિમ્યું છે, પરંતુ એનો કાર્યપ્રદેશ બહુ સંકુચિત રાખવા ઉપરાંત બને એટલા સલામત આદમીઓની પસંદગી કરવામાં પણ લોકમતની એટલી જ અવગણના કરવામાં આવી છે. કમીશન અને કમિટિઓનો આપણો કેવો અનુભવ છે એ સર્વ કોઈ જાણે છે. કેવળ તાત્કાલિક ઉહાપોહ શાંત પાડી વસ્તુસ્થિતિ પર ઢાંકપિછોડો કરવાનું પરદેશી સરકારનું એ છળ હવે ઝાઝો વખત ચાલી ન શકે. એ દ્વારા તો 'દુઃખ પર ડામ' જેવા ન્યાયે ઉલ્ટા પ્રજાના પૈસાનું પાણી થાય છે, અને બહુ થાય છે તો લીન્લૂંટ કે કરંસી કમીશનની લૂંટની બક્ષિસો બદલામાં મળે છે. આનું એક જ કારણ છે અને તે રાજતંત્રમાં પ્રજાનો અવાજ જોઇએ એટલો સબળ નથી, એ તંત્રમાં ક્યાંય પણ જવાબદારીનું તત્ત્વ દેખાતું નથી. આ કમિટિનું પરિણામ શું આવશે એ ભાખવાને કોઈ ભવિષ્ય વેત્તાની જરૂર નથી. 'ગણત્રીની ભૂલ' માટે મીઠો ઠપકો કે 'શુભ ધાનત માટે શાબાશી' એટલાથી આ ઘોટાળો કરનારાઓ છટકી જઈ શકે છે. મુંબાઇની પ્રજાને સસ્તા દરની જમીન પુરી પાડી રાહત આપવા કે એ યોજનાની કમાણીમાંથી ગરીબોના દુઃખો ટાળવાની મધલાળ આપીને સર જ્યોર્જની સરકાર છેવટ સુધી અજબ અંધારૂં નભાવે ગઈ એ જોતાં તો એને માટે એ સખ્તમાં સખ્ત નસિયતના અધિકારી ઠરે છે. આ યોજનાની નિષ્ફળતાથી મુંબાઇની તિજોરીમાંથી રૂપીઆ ૫૬,૭૫૬ લાખનું પાણી થયું છે. ખોટનો આ આંકડો ૧૯૨૫ ના ઑક્ટોબરનો છે. આનો અર્થ એ કે સર જ્યોર્જની સરકારની બેવકુફાઇને પરિણામે મુંબાઈના કર ભરનારાઓએ વર્ષ દહાડે રૂપીઆ ૩૪ લાખ જેવડી મોટી રકમ કેવળ આ ખોટના વ્યાજ તરીકે આપવી પડશે. આ આંકડાઓ જોતાં એ યોજના નાણાંની દૃષ્ટિયે એક "ભયંકર નિષ્ફળતા" (a ghostly financial failure) નિવડી છે. એ યોજનાના ઇતિહાસમાં ઊંડા ઉતરવાનું આ સ્થાન નથી. એ આખી ઘટના જ પ્રજામતની ભીપણુ

અવગણનાના અને મદના નિશા ઉપર રચાઈ છે, અને એ વાત સમિતિની તપાસમાં સરકારી અને બીનસરકારી ગૃહસ્થોએ રજુ કરેલી જુબાનીમાં વાક્યે વાક્યે તરી આવે છે. માત્ર પ્રશ્ન એ છે કે આ જુબાનીઓનો પ્રજામત કેળવવા સિવાય બીજો શો ઉપયોગ થવાનો છે. સર જ્યોર્જ કે જે કોઈ આ નિષ્ફળતા માટે ઉત્તરદાતા સિદ્ધ થાય એને આંચ પણ આવવાની નથી એ નિર્વિવાદ છે. સ્વતંત્રતા ભોગવતા કોઇ પણ દેશમાં આવી ગફલતી માટે જવાબદાર આદમીઓની ક્યારની જપ્તી લેવાઈ હોત. આ તપાસની સાર્થકતા તો એમાં જ હોઇ શકે કે જે કોઈ આ માટે ગુન્હેગાર જણાય એને એની સખત શિક્ષા કરી ધડો બેસાડવાની બાહ્યધરી સરકારે આપવી જોઇએ. હજી તપાસ ચાલુ છે અને વધારે ચોંકાવનારી વિગતો બહાર આવવાનો સંભવ છે. તે દરમ્યાન અમે વધુ ચર્ચા મુલતવી રાખવી જરૂરી ધારીએ છીએ. પરંતુ મુંબાઈમાં આ તપાસ ચાલતી હોય તે વેળા સર ચીમનલાલ જેવા આ યોજનામાં સર જ્યોર્જના સહાયક હિંદીની હાજરી કોઇ ખાસ વાતની સૂચક નહિ તો શોચનીય તો ગણાશે જ. એઓશ્રી આ ઘટના પર જરૂર વધુ અજવાળું પાડી શકત. અમે આશા રાખીશું કે કોઇ પણ ભોગે સમિતિ એમની કિંમતી માહિતીનો લાભ ન ગુમાવે. બાકી એક વાતનો સ્ફોટ કરવાની લાલચ અમે ખાળી નથી શકતા કે જ્યાં સુધી પ્રજા ગુન્હેગારને ગુન્હાનો દંડ દેવાની સત્તા નહિ ધરાવવા જેટલી નિર્વીર્ય રહેશે ત્યાં સુધી આવી કમિટિઓ સાછળનો ખર્ચ પ્રજાના પૈસાનું પાણી જ છે. આનો એક પુરો ઉપાય "સ્વરાજ્ય" છે. એની પ્રાપ્તિ પાછળ આપણે બધી શક્તિ જમા કરીએ તો આવી સમિતિઓ માટે આપણે ફાંફાં મારવા ન રહે.

**
*

## લોકમાન્યની પુણ્યતિથિ

ચાલુ માસની ૧ લી તારીખ એ હિંદ-સ્વાતંત્ર્યની લડતનું ચણતર શરૂ કરનાર અને 'સ્વરાજ એ મારો જન્મસિદ્ધ હક્ક છે' એ સ્વાતંત્ર્ય મંત્રની હિંદને દીક્ષા દેનાર એક મહાન તપસ્વી કર્મયોગીની પુણ્યતિથિનો પુણ્ય દિવસ હતો. લોકમાન્ય ટિળકને પોતાની સંસારલીલા સંકેલી લીધાની આ છઠ્ઠી સંવત્સરી હતી. ૭ વર્ષ પર એ હતભાગી દિવસે મુંબાઇના મહોલ્લાએ જે અપૂર્વ–અસાધારણ દૃશ્ય નિહાળ્યું હતું તે આજે પણ નજર આગળથી ખસી શકતું નથી. એ લોકમાન્યની મૃત્યુતિથિ હતી એ તો એમની સ્મશાનયાત્રામાં ભાગ લેનાર વિસરી ગયા હતા. કોઈ વિજયી સેનાનીની એ તો વિજયયાત્રા હતી. અને આજે ૭ વર્ષે? સારૂંયે હિંદ કરાંચીથી કલકત્તા અને કાશ્મીરથી કન્યાકુમારિ સુધી એ પુણ્યાત્માને સ્મરણાંજલિ અર્પશે, છતાં જાણે એ અંજલિ પાછળ પ્રાણ નથી એમ લાગે છે. લોકમાન્યના મૃત્યુમાં પણ કોઇ અનેરો વિજય હતો. જીવનાંજીવત એમને દેશે જે માન—નહોતું આપ્યું, એ એમના અવસાન કાલે દેશે દીધું એ સાચું પરંતુ આજે ૭ વર્ષના ગાળા દરમ્યાન દેશમાં જે ભરતીઓટના વીચિ જાગ્યાં અને શમ્યાં એનું સરવૈયું કાઢતાં લાગે છે કે એ મહાત્માના અમરાત્માને અંજલિ આપવાના આપણે અધિકારી નહોતા. એમના મૃતદેહની રાખમાંથી અસહકાર જન્મ્યો, લોકમાન્યના પ્રભાવથી રંગાયલા આપણે એ ઝીલ્યો અને આજે? ૭ વર્ષે થાકેલા પાકેલા આપણે હતાશ થઇ, અસહકારને દફનાવી માંહોમાંહે કજીઆ કરવામાં એવા ગુંથાયા છીએ કે એ દૃશ્ય જોઇ પોતાના મૃત્યુને દિવસે તે અનેરૂં દૃશ્ય જોઈ રાચતો એમનો આત્મા આજે અગ્નિના અંગારા આંખોમાંથી ખેરવતો હશે. શું ભાન ભૂલેલા આપણે આજે એ પુણ્યતિથિને દિવસે આપણી પાગળતા ભુલી જઇ જે મહાન આદર્શ–લક્ષ્ય માટે લોકમાન્ય જીવ્યા અને ખપી ગયા તે લક્ષ્યની સાધના પાછળ ખપી જવાનો અડગ નિશ્ચય ન કરી શકીએ? આપણે આજે જરૂર એ તપાસીએ કે એ

મુત્સદ્દી છતાં નિખાલસ, સરળ અને સાદા મનુષ્યનો હિંદી જનતા પર આટલો પ્રભાવ કેમ હતો ? ઉત્તર એક જ હોવો સંભવે છે કે નિર્મળ ચારિત્ર્ય, મન, કર્મ અને વાણીનું ઐક્ય ! અને એ જ એમની પ્રભુતાની ચાવી ! આજે આપણે કંઇ ન કરીએ અને લોકમાન્યના જીવનનો આ એક જ મંત્ર ઝીલીએ તો આપણા આજના ઘણાયે દર્દોનો ઉપાય આપોઆપ થાય એમ છે.

લોકમાન્ય આપણા હાલના રાષ્ટ્રીય જીવનના જનક હતા એમ કહેવામાં લવલેશ અતિશયોક્તિ ન કહેવાય. એમની પૂર્વે એટલે ફિરોજશાહીના યુગમાં—બલ્કે ગઇ સદીના છેલ્લા દસકામાં આપણી જાહેર જીવનની ભાવના જુદી જ હતી—આપણું રાષ્ટ્રીય જીવન ફિરોજશાહ કે ચંદાવરકરના ચેમ્બરમાં થતા રાજકીય નિરાકરણોમાં સમાતું. લોકમાન્ય રાજકીય ક્ષિતિજ ઉપર દેખાયા અને એ જીવનને જુદી દિશામાં વહન મળ્યું. કોઇએ એ પહેલાં જનતાને રાજકારણમાં રસ લેતી કરવાનો વિચાર નહોતો કર્યો. લોકમાન્યે ઘોષણા કરી કે જનતાના સાચા સહકાર વિના કદિ આપણો આરો આવવાનો નથી. અને સાચા સંન્યાસીની માફક એમણે એ શંખનાદ ચાલુ રાખી હિંદી જનતાને પોતાની પાંખમા લીધી. ચડતી પડતીના અનેક સપાટા ખાધા, કોઇએ ન વેઠ્યાં હશે એવા દુ:ખના ડુંગરો ઓળંગ્યા, પરંતુ લોકમાન્ય ૧૯૦૭માં હતા એટલા જ અડગ, એટલા જ અચળ ૧૯૨૧ના ઑગસ્ટમાં મૃત્યુપળ સુધી રહ્યા. દેશે એમનું મંતવ્ય ઝીલ્યું, એમની માન્યતા સ્વીકારી અને એમના પ્રયાસ વડે રાજકારણ ( educated oligarchy ) શિક્ષિત અમીરોના હાથમાંથી આમના હાથમાં આવ્યુ. એ જ મહાત્માએ આપણને શીખવ્યું કે જો કદિ જનતાને તમારી સાથે ખેંચવી હોય તો તમારે એમની ભાષા-દ્વારા એમને પહોંચવું જોઇએ. આજે ગાંધીજીએ દેશી ભાષાદ્વારા ઉપદેશ વડે જનતામાં પ્રાણ સીંચીને રાષ્ટ્રીય જીવનને કોઈ અનેરો વેગ આપ્યો છે. પણ દેશી ભાષાદ્વારા ચળવળ કરવાનો શંખ-નાદ કરીને ભાનભુલા, અંગ્રેજ્યેલા હિંદીઓને કાર્યદિશા દેખાડવાનું માન તો લોકમાન્યને જ! હિંદીઓના દિલમાં રાષ્ટ્રીયતાની જ્યોત જગાવ-નાર, એમના હૈયામાં સ્વાતંત્ર્યની હેલી હેલાવનાર સ્વ. લોકમાન્ય ટિળક જ! એમના દિલની એ ધગશ જેલના અસહ્ય વિકટ કષ્ટો દંડી પાડી નથી શકયા કે નથી લોકમતનો વિરોધ એમના આત્માને કદિ વિદારી શકયો ! એ તો જેવાને તેવા અટળ, અચળ, અડગ, સ્થિર પોતાને સ્થાને ઉભા રહી પોતે જાહેર જીવનની શરૂ-આત કરતી વેળા દોરેલી રૂપરેખા પ્રમાણે જીવનપથ કાપતા ગયા. એમાં જ એમની મહત્તા હતી. હિંદને કર્મયોગનો પાઠ ભણાવ-નાર એ કર્મયોગીનું જીવન જ કર્મયોગ હતો! એમણે વારસામાં દીધેલું રાષ્ટ્રીય જીવન આજે આપણે છિન્નવિચ્છિન્ન કરી દીધું છે, આપણી સારીયે શક્તિ મતમતાંતરોના અને કોમી ઝઘ-ડાઓ પાછળ ખર્ચવા મંડી પડયા છીએ. આ પુણ્યતિથિની યાદમાં એ પુણ્યાત્માને આપણી એ જ અંજલિ હોઈ શકે કે આ કુટુંબ કલેશને તિલાંજલિ આપી પુનઃ એમણે દેખાડેલા માર્ગે જવાનો પુણ્ય નિશ્ચય કરીએ. જેણે દેશકાર્ય કરવું હોય તેણે ગરીબાઇનું વ્રત ગ્રહણ કરે જ છૂટકો એ લોકમાન્યના જીવનનો બીજો મંત્ર! આપણે એ સંવત્સરીને દિવસે લોકમાન્યને વ્હાલું એ વ્રત ગ્રહણ કરી આપણી કૃતજ્ઞતા પ્રતિપાદન કરીએ.

રં. મ. કા.

**શ્રી ત્રિકમલાલ મ. શાહનું અમેરિકા તરફ પ્રયાણઃ—'પ્રસ્થાન' તંત્રીમંડળ પૈકી શ્રીયુત ત્રિકમલાલ શાહ વધારે અભ્યાસ માટે ગઇ શ્રાવણ સુદી તેરશ શનિવારે અમેરિકા જવા પી. ઓ. ની રેઝમેક મેઇલમાં ઉપડયા છે. અમે તેમને સુખકારક સફર અને અભ્યાસમાં ફતેહ ઇચ્છીએ છીએ. 'પ્રસ્થાન' સાથેનો સંબંધ તેમનો ચાલુ છે અને નવા દેશોમાંથી કંઈ કંઈ જાણવા જેવું હશે તે 'પ્રસ્થાન'ના વાચકોને તેમના તરફથી મળ્યા કરશે —રા.**

# ॐ પ્રસ્થાન ॐ

પુસ્તક ૨ ભાદ્રપદ ૧૯૮૨ અંક ૫

## ગ્રીષ્મની એક સાંજ

( પૃથ્વી )

બધો દિન તપી તપી રવિ ય અસ્ત[1] માર્ગે પળે,
જહીં રજનિ તોરણો વિવિધવર્ણું કેરાં સજે;
મહેનત કરી કરી સખત કાઠિયાવાડની
જમીન પર ખેડુતે, નિરખી હાથછાયી દગે,
વળે બળદ સાથ, જે શ્રમિત તો ય ઉત્સાહથી
જતા ઘરની આશમાં[2] ધુળ ઉડાડતા, ડોલતા;
વિહંગમગણો કરી કલકલાટ માળે જતાં,
મયૂર પણ સંહરી નિજ કલાપ કેકા કરે
ત્રિભંગ કરી ડોક છેલ્લી, અવ ગામને ગોંદરે;
નમી નમી ભરી હવે રમણી હેલ છેલ્લી, જતી
ભરી ડગ ઉતાવળાં, ઘરનું કામ સંભારતી—
રડન્ત નિજ બાળકો દિવસ—થાકથી ભૂખથી,
અધીર થતી ગાય જ્યાં વટતી વેળ દો'વા તણી,
પ્રકાશ ઘરમાં થવા પતિ અધીર રા' દેખતોઃ

---

૧ અસ્તનો મૂળ અર્થ ઘર થાય છે.

૨ આશ એટલે આશા અને આશ એટલે દિશા પણ ખરી.

ઘડી-બ-ઘડીમાં પછી રજનિરાણીની આણમાં
ઠળ્યું જગ; તહીંય ઇશ! તવ ચેતના એની એ
દિસે શ્વસતી શાન્તિમાં, અજબ રોમરોમે ભરી
કદી કદી પરંતુ હા! અનુભવે પ્રભો! ચિત્ત આ
પ્રશાન્તિ જડ કારમી, અહહ! શીત મૃત્યુ સમી;
ન અંતર મહીં ન કે જગતમાંહીં—શોધું—મળે
તવ સ્ફુરતી ચેતના; સકલ મર્મ થીજ્યાં દિસે;
ન ભૂત કંઈ સત્ત્વ પૂરતું, ન ભાવિ આશા ધરે,
અને હૃદયબુદ્ધિએ નિજ-કરેલ આદર્શ, જે
સદા વિપદમાં વિષાદમહીં ને નિરાશામહીં
નિગૂઢ બલ આપીને ચલિત થાતી શ્રદ્ધા મતિ
કરે અચલ માર્ગગામી, અહ! તે જ આદર્શ એ
બને અસહ ભાર બુદ્ધિ હૃદયે અને આત્મમાં,
—રહે અકથ દર્દમાત્ર મુજ ચેતના લક્ષણ.
તદા તવ અનન્તમાંથી કંઇ ચેતના પૂરજે,
વિમૂર્છિત થયેલ ગાત્ર પર અંજલિ છાંટજે,
વિખેરી દઈ મોહને, તું મુજ ચિત્તને પ્રેરજે—
ભલે મલિન દીન હીન પણ, કોઇ કર્તવ્યમાં.

શેષ

# નાગ પંચમી

નાગ પંચમીનો ઉત્સવ અગાઉ ભારે ધામધુમથી ઉજવવામાં આવતો. આ તહેવાર શ્રાવણ સુદ ૫ ને રોજ આવે છે. તેમાં ચણોઠીથી આંખ બનાવી દોરીથી જીભ બનાવવામાં આવે છે. આની ઉત્પત્તિ શામાંથી થઈ? મહાભારતમાં તેનો ઉત્તર છે.

કાંઈ ખાસ કારણ મળે ત્યારે જ ઇતિહાસ લખાય છે. આપણો સઘળો ઇતિહાસ આપણા વ્રત, ઉપવાસ, તહેવારોમાં સમાય છે. દરેક વ્રત કે તહેવાર પાછળ તેને લગતો ઇતિહાસ હોય જ. મહાભારત પણ એક ઇતિહાસ જ છે. આપણામાં ઇતિહાસ અલગ નહતો લખાતો, પણ ધર્મપુસ્તકોમાં ધર્મ અર્થ અને કામ એ ત્રણે તત્ત્વોનો સમાવેશ થઇ જતો. મહાભારતનું ઉપનામ જય છે પણ પરિણામે પરાજય જ છે. મહાભારતના યુદ્ધ પછી દેશની ઉન્નતિની પડતી થઇ, વ્યવસ્થા ખેદાન મેદાન થઇ, સમાજ પડતીમાં સબડવા લાગ્યો. જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચે સહાનુભૂતિ નહિ રહેતાં, વિચારોની આપ લે નહિ કરતાં, સંકુચિત દૃષ્ટિના પરિણામે વિદ્વેષ અને અસહિષ્ણુતા પેદા થયાં.

મહાભારતમાં આર્ય અને નાગજાતિ વચ્ચે યુદ્ધ થતાં તેનું વર્ણન છે. આ નાગજાતિનો તક્ષક નામે રાજા હતો. તેના કાવતરાથી ભારતવર્ષની અવનતિ થઈ. આર્યો અને નાગ વચ્ચે વિરોધ વધ્યો. જ્યાં નાગ જુએ ત્યાંથી શોધી શોધીને મારે. નાગ લોકો બહુ જ વધી ગયા હતા. આર્ય અને નાગ વચ્ચે લગ્નવ્યવહાર પણ ચાલતો. નાગ લોકો પણ પુરોહિતનું કામ કરી શકે એટલા વિદ્વાન અને હોશિયાર હતા.

અન્યાયનો ન્યાય કર્યા પછી સંધિ કરવી એ હિંદનો નિયમ છે. તે પ્રમાણે નાગલોકના સંસ્મરણાર્થે એક દિવસ નક્કી કર્યો છે. તે દિવસ દરેક આર્યજન ઉજવે છે. શિવ અને શક્તિ એક થઇ જાય તેમાં જ શ્રેય છે. તેવા સમન્વયનો દ્યોતક પણ આ દિવસ છે. સ્ત્રીઓ ભાવના પ્રધાન હોઇ ધાર્મિક વ્રતાદિ નિયમો વધારે પાળે છે; પુરુષ આજીવિકા અર્થે વ્યવસાયમાં રોકાયેલો હોવાથી ધર્મમાં પૂરતું ધ્યાન આપી શકતો નથી. સ્ત્રીઓ સ્વચ્છ થઈ સાથીઆ વિગેરે પૂરી ભીંતિ નાગનાં ચિત્રો દોરે છે, ભંડારીઆં કોઠીઓ તળે લાડુ વગેરે ચીજો મૂકે છે. આર્યોએ આ નાગ જાતિને પોતાની પ્રબલતર સંસ્કૃતિના આધારે પોતામાં સમાવેશ કરી દઈ નામશેષ કરી. તેને બદલે વખત જતાં નાગને બદલે સાપની પૂજા કરવી લોકોએ શરૂ કરી દીધી.

ધર્મની ઉત્પત્તિ શેમાંથી થઇ તે માટે જુદાં જુદાં મન્તવ્યો છે. તેમાં ભય અને માન (awe and reverence) મુખ્ય કારણ ગણાય છે. અજ્ઞાન માણસોએ પોતાની જરૂરની ચીજો શી રીતે આવતી હશે તેની ખબર નહિ હોવાથી તે તે ચીજોની પાછળ એક એક દેવની કલ્પના કરી. તે દેવની પૂજા ન થાય તો દેવ રૂઠશે, તેવી ધાકથી પૂજા શરૂ કરી અને તેની પાછળ પાછળ વ્હેમોનો દરોડો પડયો.

હાલની નાગપૂજા તે નાગની બીકને લીધે જણાય છે. તેને સંતુષ્ટ કર્યાથી તે આપણને કનડશે નહિ એમ ધારવામાં આવે છે. ગમે તેમ હોય હિંદની સંસ્કૃતિ પરંપરાથી આચારાતાં વ્રતાદિથી અખંડિત એક યા બીજા રૂપમાં પ્રાપ્ત થાય છે એજ ધન્ય ભાગ્ય. શુભમસ્તુ*

---

* ગુજરાત મહાવિદ્યાલયમાં ૧૯૨૧ માં કાકાસાહેબે પ્રાર્થના સમયે વ્યાસપીઠ ઉપરથી આપેલ વ્યાખ્યાન. સંગ્રાહકઃ વિઠ્ઠલદાસ મ. મહેતા

# સંગીત

## એક શુદ્ધ લલિતકલા *

માન્ય પ્રમુખ સાહેબ અને ભાઈઓ,

આપ સર્વ જાણો છો અને છતાં મારે પ્રથમ જ કહેવું જોઈએ કે મને સંગીતનો બિલકુલ અભ્યાસ નથી. અભ્યાસ માટે પાંચેક વરસ પર એક દિલરૂબા વેચાતું લીધું હતું એટલું કર્યું હતું. પણ એ કાર્ય પીનલકોડની પરિભાષામાં પણ અભ્યાસનો પ્રયત્ન ગણી શકાય નહિ. દિલરૂબા લાવ્યા પછી પ્રો. રાજવાડેની પેઠે હું એ જ દિવસમાં તેનું તત્ત્વ સમજી ગયેલો. મને મારા મિત્ર અધ્યાપક આઠવલેએ એમને વિશે કહેલું કે એ પ્રખર સાક્ષરને સંગીતના જ્ઞાન વિના પોતાનો જ્ઞાનભંડાર અધૂરો લાગ્યો. એ અત્યંત ઉદ્યમી અભ્યાસીએ બેચાર મીનીટો અહીં તહીંથી ભેગી કરી એકાદ કલાક ગુર્જર શાસ્ત્રી પાસે સિતાર શીખવા કાઢયો, અને ગંભીર રીતે અભ્યાસ શરૂ કર્યો. અભ્યાસના એક વરસ પછી તેઓ સિતાર લઈ ઉસ્તાદ પાસે ગયા અને કહ્યું કે **मला सतारचें तत्त्व कळलें** "મને સિતારનું તત્ત્વ સમજાઈ ગયું." ઉસ્તાદે કહ્યું કે આટઆટલાં વરસોના અભ્યાસ પછી હજી પોતે પણ તત્ત્વ પામ્યો નથી અને તમે આટલા ટૂંકા સમયમાં ક્યાંથી પાર પામ્યા ? પ્રો. રાજવાડેએ કહ્યું કે મેં નિશ્ચય કરી લીધો કે સિતાર માટે મારે બીજો જન્મ લેવો પડશે. મારે પણ એમ જ થયું. દિલરૂબા લીધું, એક બે દિવસ ગજ પર બેરજો ઘસ્યો અને જાણી લીધું કે આ અવતારમાં એનો વિશેષ પ્રયત્ન કરવાની જરૂર નથી. આ પ્રયત્નનો ફાયદો માત્ર એટલો થયો કે ગૂજરાતીમાં 'ગજ ન વાગવો' એ રૂઢિપ્રયોગનો યૌગિકાર્થ પ્રત્યક્ષ થઈ ગયો.

મને સંગીતનો અભ્યાસ નથી પણ સંગીત સાંભળવાનો આપને સર્વને છે તેવો થોડો અભ્યાસ છે. ઉત્તમ મધ્યમ કનિષ્ઠ સર્વ પ્રકારનું સંગીત મેં પણ પ્રસંગોપાત્ત સાંભળ્યું છે. તેમાં પણ નવજીવન શરૂ થયું ત્યારથી તો ઉત્તમ સંગીત અમદાવાદને આંગણે આવેલું છે. મેં જ અને મારા મિત્રોએ જ નહિ પણ શ્રી નરસિંહરાવ જેવા સંગીતજ્ઞે જેની પ્રશંસા કરી છે એવા શ્રી શંકરરાવ પાઠક મહાવિદ્યાલયમાં સંગીતના અધ્યાપક હોઈ ઉત્તમ સંગીત સાંભળવાની અને તેના સંસ્કારો ઝીલવાની મને અનેક તકો મળી છે. આજના પ્રસંગે ઉત્તમ સંગીત, સામાન્ય માણસ ઉપર–કોઈ સંગીતવિશારદ ઉપર નહિ–પણ મારા જેવા સામાન્ય જન ( layman ) ઉપર એક લલિતકલા તરીકે સંસ્કારો પાડે તેનું મને જે રહસ્ય સમજાયું છે તે યથાશક્તિ આપ સમક્ષ રજુ કરવાનો પ્રયત્ન કરું છું.

મને સંગીતની વિશિષ્ટતા એ લાગી છે કે બીજી કલાઓ કરતાં તેમાં કલાનું રૂપ વધારે શુદ્ધ સ્વરૂપે સમજી શકાય છે. આમાં હું કલાઓનો કોઈ પ્રકારનો ઉચ્ચાવચ કે શુદ્ધા-

* તા. ૫-૯-૨૬ના રોજ રાષ્ટ્રીય સંગીત મંડળના ઉપક્રમથી આપેલું વ્યાખ્યાન.

શુદ્ધ ક્રમ બાંધું છું એમ ન સમજશો. એમ કલાઓનો ક્રમ બાંધી પણ ન શકાય. એક દૃષ્ટિએ તો એક જ કલાની બે કૃતિઓને પણ ઉચ્ચનીચ ન કહી શકાય, કારણ કે ભાવેનું વિશિષ્ટ સ્વરૂપ એ જ કલાની કૃતિ અને વિશિષ્ટતા છોડ્યા વિના તારતમ્ય કાઢી જ ન શકાય. આપણે જ્યાં કૃતિઓની તુલના કરીએ છીએ ત્યાં પણ કૃતિનું વૈશિષ્ટ્ય બરાબર સમજાય અને તેના સંસ્કારો સુરેખ પડે એટલા માટે. સંગીત સંબંધી મારે અહીં એટલું જ કહેવું છે કે સંગીતકલા એ કલાનું એવું શુદ્ધ સ્વરૂપ છે, તેમાં સંગીત અને સંગીતેતર અંશો એવા સ્પષ્ટ જુદા કરી શકાય છે કે બીજી કલાના સ્વરૂપ સંબંધી જે કેટલાક પ્રશ્નો ઉપસ્થિત થયા છે તે પ્રશ્નોના જવાબ સંગીત પોતાના શુદ્ધતર સ્વરૂપથી જ આપી દે છે. આથી વિશેષ મારું વક્તવ્ય એ પ્રશ્નો પરત્વે ચર્ચામાં સ્ફુટ થશે.

દરેક કલાને કંઈક ઉપાદાન હોય છે. સંગીતનું ઉપાદાન સ્વરો સાત છે. જગતમાં ધ્વનિઓ—અવાજો તો અનંત છે પણ સંગીત તેમાંથી માત્ર સાતને જ પસંદ કરે છે. કલા માટે, વિદ્યમાન વસ્તુજાતમાંથી પસંદગી કરવાની હોય છે; વિદ્યમાન વસ્તુઓમાં અમુક હેય હોય છે અમુક ઉપાદેય હોય છે તેનો આ સચોટમાં સચોટ દાખલો છે. આ પસંદગીની મર્યાદા સામે બૂમો પાડવી કે તેનાથી સ્વતંત્ર બનવા પ્રયાસો કરવા એ કલાનું પહેલું પગથિયું ન સમજ્યા બરાબર છે. અમુક કાલે સ્વીકારાયેલી મર્યાદા હમેશને માટે કાયમ છે એમ અત્ર વિવક્ષિત નથી પણ ઉપાદાનને હમેશાં એક કે બીજા પ્રકારની મર્યાદા રહેવાની એ જ કહેવાનું છે. આ મર્યાદાથી કલાકારની શક્તિ કુંઠિત થતી નથી, ઉલટું એ મર્યાદિત ઉપાદાનમાં વ્યક્ત થવામાં જ સૌંદર્ય રહેલું છે, તેમાં જ કલાકારની પ્રતિભા છે, તેનું કૌશલ છે. અને બીજી તરફથી વિચાર કરતાં, એ સાત સ્વરોની સમૃદ્ધિ, તેને જાણનાર માટે જોઈએ તેટલી વિપુલ—લગભગ નિઃસીમ છે. એ સાત સ્વરોમાં અનેક સૂરો તાનો પલટા આલાપ વગેરે સંગીતકાર કરી બતાવે છે. એ સ્વરોમાં અનંત સ્વરૂપો ખડાં કરવાની શક્તિ છે. બીજી કલાઓમાં પણ આના જેવી જ નહિ પણ દરેક કલાને ઉચિત મર્યાદા હોય છે. છાયા ચિત્રકાર, ઉપાદાન માટે માત્ર કાળો અને ધોળો રંગ સ્વીકારે છે, રેખાચિત્રકાર માત્ર અમુક રંગની રેખાઓ અને તે દોરવાની સપાટી જ, કોઈ ઘન પદાર્થ નહિ જ; તેમ જ કવિ પોતાને માટે કોઈ પદ્યરચના સ્વીકારે છે. ઉપાદાનની પસંદગી અને મર્યાદા એક તરફથી કલાકાર સ્વેચ્છાએ સ્વીકારે છે અને બીજી તરફથી પ્રતિભાથી તેમાંથી જ વિવિધ રચનાઓ તે પ્રગટ કરે છે. એવી રીતે મર્યાદા અને સ્વતંત્રતા બન્ને, કેન્દ્રગામી અને કેન્દ્રાપગામી બળો પેઠે રહી, કલાસૃષ્ટિનું ધારણ કરે છે, તેને જીવન્ત રાખે છે.

કલા એ અનુકરણ છે કે નહિ એ ઘણો જૂનો, લગભગ કલાશાસ્ત્રનો આદ્ય પ્રશ્ન છે. ચિત્રકાર માણસની તસ્વીર દોરે છે તે તે માણસ જેવી હોય છે, ઝાડ કાઢે છે તે ઝાડ જેવું હોય છે, કવિ કોઈ માણસનું વર્ણન કરે છે ત્યારે તે કુદરતનું અનુકરણ કરે છે. એરિસ્ટોટલ કહે છે કે કાવ્ય એ કુદરતનું અનુકરણ છે, 'દશરૂપક' કહે છે કે નાટ્ય એ અવસ્થાની અનુકૃતિ છે. કલા એ અનુકરણ છે અને કલા એ નવીન સર્જન છે એ બન્ને મતોનું સમાધાન થઈ શકે છે પણ આ પ્રશ્નને સંગીત પાસે લઈ જાઓ એટલે તે આપોઆપ શમી જાય છે. શ્રી શંકરરાવ પાઠકના વાયોલિનમાંથી જે અવાજ નીકળે છે તે જગતની કઇ અવાજઘટનાનું અનુકરણ છે ? શ્રી ખરેશાસ્ત્રી આપણી પાસે ગાય છે ત્યારે એમની

સ્વરસૃષ્ટિ કઈ સૃષ્ટિનું અનુકરણ છે ? અરે, એમની વાતચીતમાં સંભળાતા સ્વરોનું પણ એ અનુકરણ નથી. બધી કલા તરફથી એકલું સંગીત જ સંપૂર્ણ જવાબ આપે છે કે કલા એ અનુકરણ નથી, સર્જન છે, અનુકરણને સાધન તરીકે તે વાપરવું હોય તો વાપરે. લડાઇને માટે ઉત્સાહ પ્રેરવું. કોઈ સંગીત ગવાતું હોય ત્યારે તે કાંઈ તોપના ધડાકા કરતું નથી,–એ પોતે તો શું જ ધડાકા કરે !–એવો તોપનો ધડાકો થતાં નાજુક વાદ્યની તંત્રીઓ પણ તૂટી જાય અને છતાં એ ધડાકા કરવાનો અને સહેવાનો ઉત્સાહ સંગીત પૂરી શકે છે. જો કલા એ અનુકરણ હોત તો મૃત્યુને માટે તૈયાર કરવાનું સંગીત જ ન હોઈ શકત કારણ કે મૃત્યુ પોતે નીરવ શૂન્ય શાન્તિવાળું છે, અને આપણે જાણીએ છીએ કે ટાઇટેનિક માટે કશી આશા ન રહી ત્યારે બૅન્ડથી પ્રાર્થના કરી અનેક મનુષ્યો શાન્ત નિઃશબ્દ ભાવે એ દૈવી નિર્માણને અધીન થયા હતા. કલા એ અનુકરણ નથી જ. અનુકરણને તે સાધન તરીકે વાપરે. એડિસનનું ફૅનોગ્રાફ જોઈ–સાંભળી એક વૃદ્ધ યુગલ હસી પડે છે એનું હાસ્ય જોઇ આપણે પણ હસીએ છીએ, પણ ત્યાં પણ કલા અનુકરણ નથી. ત્યાં ચિત્રકાર પોતાની કૃતિદ્વારા આપણા હૃદયને સીધો સ્પર્શ કરી, ત્યાં ગલીગલી કરી હસાવે છે અને આપણે હસીએ છીએ. અનુકરણ એ આપણા હૃદયને સ્પર્શ કરવાનું સાધન છે, પણ તે જ રીતે એક કોઈ પ્રૌઢા પતિના પત્રની રાહ જોતી હોય અને તેનું બાળક કહે કે ‘ બા લે હું તને કાગળ લખી આપું, બાપુ કરતાં સારો લખી આપું ’ કહી કાગળને આખો ભરી કાઢે ત્યાં જરા પણ હાસ્યનું અનુકરણ નથી. માતા તો ગમગીન છે, બાળક તો તદ્દન ગંભીર છે, માત્ર એ આખા ચિત્રદ્વારા કલાકાર આપણા હૃદયને સ્પર્શ કરી આપણને હસાવે છે. સંગીત આમાં પણ સચોટ દાખલો છે. કોઇ ઉસ્તાદના હાથે સિતાર વાગતો હોય અને કોમલ સંગીત, પાણીનાં બિન્દુઓની પેઠે ટપકતું હોય, એવું કોમલ કે જાણે આપણા સ્થૂલ શરીરના સ્પર્શથી પણ વિચ્છિન્ન થઇ જશે, ત્યારે જાણે સ્થૂલ શરીરદ્વારા એ પ્રવેશ નથી જ કરતું, પણ હૃદયના કોઈ કોમલમાં કોમલ ભાગમાં સીધું ઝીલાય છે એમ ઘણાએ અનુભવ્યું હશે. જાણે એ સંગીતામૃત પણ સ્થૂલ અંજલિમાં નથી ઝીલાતું પણ હૃદયની દિવ્ય પુષ્પ-કટોરીમાં ઝીલાય છે એમ લાગે છે.

પણ સંગીતને ઝીલનાર ઇન્દ્રિય તો કાન જ છે. ( હેલન કેલર જેવી કોઈ વિચિત્ર વ્યક્તિ માટે ભિન્ન ઇન્દ્રિય હોય તો જુદો સવાલ છે. ) દરેક કલાને ગ્રહણ કરવાને માટે કોઈ ઇન્દ્રિય જોઇએ જ. જો બાહ્યેન્દ્રિય ન હોય તો કલા ન હોય. આ રીતે કલાનું લક્ષણ એવું બાંધી શકાય કે કલા એટલે કલાવિધાયકના હૃદ્ગત ભાવને અમુક બાહ્યેન્દ્રિયગ્રાહ્ય ઉપાદાનમાં વ્યક્ત કરવો તે–ભાવનું બાહ્યેન્દ્રિયગ્રાહ્ય પ્રગટ સ્વરૂપ. એ સ્વરૂપ એવું હોવું જોઇએ કે એ જ ભાવ તે જોનાર કે સાંભળનારમાં સંક્રાન્ત કરી શકે. એવી રીતે જેનામાં તે સંક્રાન્ત થાય તે ભાવક–સહૃદય. કલાનું પ્રગટ સ્વરૂપ ગ્રહણ કરનાર મુખ્ય બે ઇન્દ્રિયો મનાય છે–આંખ અને કાન. પણ એ વિવાદના વિષયમાં મારે ન જવું જોઇએ.

સંગીતનું ઉપાદાન સ્વરો શ્રવણગોચર છે. પણ સંગીતનું એક બીજું પણ ઉપાદાન ગણવું જોઇએ. વિજ્ઞાન કહે છે કે સ્વરો પવનનાં મોજાંથી ઉત્પન્ન થાય છે. આપણાં જૂનાં શાસ્ત્રો પ્રયોગ કર્યા વિના કહે છે કે શબ્દનું અધિકરણ આકાશ છે. શબ્દ આકાશનો ગુણ છે. આકાશની સંજ્ઞા શૂન્ય છે. આકાશ એટલે મીંડું. વિજ્ઞાનને ના પાડી શકાય તેમ નથી

પણ આપણી દૃષ્ટિએ સ્વરને અર્થે એનું અધિકરણ આકાશ—શૂન્યતા, નીરવતા માનવી આવશ્યક છે. જેમ ચિત્ર કોઇ દિવાલ ઉપર કે કૅનવાસ ઉપર દોરાય છે તેમ આ સ્વરઘટના કે સ્વરચિત્ર દોરાય છે કોના ઉપર ?—આકાશ ઉપર અર્થાત્ શૂન્ય નીરવતા ઉપર. ચિત્રકાર જેમ કૅનવાસના કે ભીંતના રંગનો પણ લાભ લે છે, અર્થાત્ ભીંતના રંગને ચિત્રના રંગ તરીકે વાપરે છે, તેમ સંગીતકાર એ શૂન્ય નીરવતાને પણ સ્વરચિત્રમાં વાપરે છે. એ શૂન્ય પણ ગણિતમાં થાય છે તેમ તેને ઉપકારક થાય છે, એ શૂન્યની પણ કિંમત છે.

અને ગણિતશાસ્ત્રી જેમ શૂન્યથી આનન્ત્ય ઉપજાવે છે તેમ જ સંગીતકાર પોતાના શૂન્યથી આનન્ત્ય પણ ઉપજાવે છે. શૂન્યની સામાન્ય કિંમત શૂન્ય છે પણ કોઈપણ ગમે તેવડી નાની સંખ્યાના છેદમાં આવતાં તેની કિંમત અનંત થાય છે. $\frac{1}{0}$=અનંત. ગણિતશાસ્ત્રી અનન્તતા સાબીત કરે છે ખરો પણ તેની અનન્તતા માત્ર એક બુદ્ધિગત વ્યાપાર જ રહે છે પણ સંગીતકાર તો આપણા હૃદયપર અનન્તના સંસ્કારો પાડે છે.

અને આ બાબત મારે કેવી રીતે રજુ કરવી ? હું ગાઈ તો શકતો નથી. પણ મારા ચિત્તના સંસ્કારો બને તેટલા વાણીમાં મૂકવા પ્રયત્ન કરીશ. સંગીત શરૂ થાય તે પહેલાંની ક્ષણે નીરવતા હોય છે. અલબત્ત વાતો કે અવાજ ન કરતો હોય એવો શ્રોતાવર્ગ હું માની લઉં છું અને મકાન બહાર મોટરોના કદરૂપા ભોંકારો હું ગણતો નથી. એ નીવરતા એ શૂન્ય છે. એ શૂન્યથી સંગીત શરૂ થાય છે. કોઈ અદ્ભુત દૈવી લીલાથી સ્વરો ગૂંથાવા માંડે છે, દ્રુત કે મંદ ગતિથી ચાલે છે, આરોહ કે અવરોહથી ઊંચા નીચા જાય છે. તેમાં કોઇ સ્વર કે એક પછી એક સ્વરો ઊંચા ચડતા જાય છે. આપણને લાગે છે કે આ ક્યાં જશે ? વિજ્ઞાન કહે છે કે અમુક આંદોલનોથી વધારે આંદોલનોવાળા અવાજો શ્રવણાતીત છે. ત્યારે ઊંચા ચઢવા માંડેલા ધ્વનિનું શું થશે ? વિજ્ઞાનની મૂઢ મર્યાદાથી હારીને એ પાછો આવશે ? ના: એ ચઢતો ધ્વનિ ચઢતો ચઢતો બંધ પડે છે; ત્યારે શું એ નાશ પામે છે ?—ના, એ અનન્તમાં લીન થાય છે. એ ગીત ત્યાં બંધ પડ્યું નથી લાગતું, તાલ ચાલ્યા કરતો હોય છે, માત્ર એ સ્વર ત્યાં અનન્તમાં વિહરતો હોય છે. અને પછી, જેમ ગણિતના હાઈપરબોલાની એક વક્રલેખા અનન્તમાં જઈ બીજી દિશાથી પાછી ફરે છે તેમ સ્વર પણ બીજી દિશાથી પ્રવેશ કરે છે. આ વખતે ગાનારના હાથનો અભિનય પણ સ્વરની આ જ ગતિ ઘણીવાર બતાવે છે. સ્વર ઊંચો ચડતાં હાથ પણ ઊંચો ચડે છે અને પછી જાણે મંદ ધક્કાથી સ્વરને અનન્તમાં ઠેલી તેને બીજી દિશાથી પાછો લઇ આવે છે. આ રીતે શૂન્ય જે પ્રથમ શૂન્ય જ હતું, તે સંગીતસૃષ્ટિના યોગમાં આવી અનન્ત બને છે. સંગીતમાં આ રીતે પણ આપણે અનન્તનો અનુભવ કરીએ છીએ. કલા એ અનન્તનો આવિર્ભાવ છે, અને આવિર્ભાવ વિના અનન્ત ગ્રહણ પણ ન કરી શકાય. એ આવિર્ભાવ હમેશાં સમર્યાદ હોય છે. આવિર્ભાવ વિના અનન્ત એ શૂન્ય બરાબર છે—શું કલામાં, શું જીવનમાં કે શું વિશ્વમાં !

શાસ્ત્રો કહે છે કે જગતની ઉત્પત્તિમાં, આદિમાં શબ્દબ્રહ્મ હતું. તે તો ગમે તેમ હોય. પણ સંગીતકારની સંગીતસૃષ્ટિની ઉત્પત્તિ જગતની ઉત્પત્તિના વર્ણનને બહુ જ મળતી આવે છે. જગતના આદિમાં 'આ સર્વ તમોભૂત અપ્રજ્ઞાત અલક્ષણ જાણે સર્વતઃ પ્રસુપ્ત જેવું' હતું. એ જ સંગીતકારનું શૂન્ય. જાણે સ્વરો પણ બધા સૂતેલા પડ્યા છે. ધીમે ધીમે એ સૂતેલા સ્વરોને કલાકાર જગાડે છે અને પછી સ્વરો પોતે જ જાણે પોતાનું કામ—

પોતાની શક્તિ પોતાની વૃત્તિ સમજતા હોય તેમ કલાકારની આંગળીના હુકમે આંગળીના અણુસારે—પોતાનું કામ બજાવવા માંડે છે અને તેમાંથી સ્વરસૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

સૃષ્ટિ જેમ પરમાત્માના સંકલ્પથી રચાય છે તેમ સ્વરસૃષ્ટિ પણ કલાકારના સંકલ્પથી જ રચાય છે. કલાકાર માત્ર અમુક ભાવ વ્યક્ત કરવાનો સંકલ્પ કરે છે એટલે એની આંગળીઓ પણ સહજ લીલાથી પોતાની મેળે જ એ ભાવને અનુકૂલ ફરવા માંડે છે. જેમ મારે કે તમારે બોલતાં કે લખતાં વિચાર ( Deliberation ) કરવો પડતો નથી કે આ અક્ષર આમ બોલાય કે લખાય, માત્ર બોલવા કે લખવાનો સંકલ્પ થતાં એ વ્યાપાર ચાલવા માંડે છે, તેમ કલાધરને આ ભાવ આ સૂરથી વ્યક્ત થાય કે આ સૂર કંઈને કે આંગળીને આમ કરવાથી નીકળે એવો લેશ પણ વિચાર કરવો પડતો નથી. જેમ કુશલ યંત્રકાર—કલામાં આવો જડ દાખલો આપવા માટે ક્ષમા માગું છું—જેમ કોઈ કુશલ યંત્રકાર એક ચક્રની ગતિ બીજા ચક્રને આપતાં લેશ પણ ગતિબલ ઘર્ષણમાં વ્યર્થ જવા દેતો નથી તેમ કુશલ કલાકાર પોતાના હૃદ્‌ગત ભાવને આવિષ્કરણ વ્યાપારમાં લેશ પણ ખરચાઈ જવા દેતો નથી. તેના સંકલ્પ માત્રથી તેનું ચિત્તતંત્ર, તેનું દેહતંત્ર, તેનું તંત્રીતંત્ર અને તેનો સ્વરતંત્ર સર્વ પોતપોતાનું કામ પોતાના સંપૂર્ણ સામર્થ્યથી કરવા માંડી જાય છે —જેમ જગતના આદિમાં પરમાત્માએ માત્ર સંકલ્પ કર્યો અને એ સંકલ્પથી પ્રલયમાંથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ તેમ. આ જગત એ પરમાત્માનું સંગીત છે, પરમાત્માનું કાવ્ય છે. **देवस्य पश्य काव्यम् न ममार न जीर्यत** *"દેવનું કાર્ય જુઓ એ મર્યું નહિ, એ જીર્ણ થયું નહિ." પરમાત્મા પોતાનો ભાવ જરા પણ વ્યય થયા વિના સંપૂર્ણ પ્રગટ કરે છે માટે તે સર્વશક્તિમાન છે.

એક બીજી બાબત અહીં સહજ ધ્યાનમાં આવે છે. જેમ કલાધરનું ચિત્તંત્ર તેના સંકલ્પને અધીન છે, તેમ તેનો દેહતંત્ર–અંગુલિતંત્ર તેના ચિત્તને અધીન છે, તેમ જ તેનો તંત્રીતંત્ર પણ તેના ચિત્ત અને અંગુલિને અધીન છે. કલાધરને જેટલું ચિત્ત ઉપર પ્રભુત્વ છે તેટલું જ અંગુલિ ઉપર અને તેટલું જ તેના વાદ્યતંત્ર ઉપર પ્રભુત્વ છે. જેમ ગાનારને પોતાનો કંઠ અધીન છે, નર્તકને પોતાનો દેહ અધીન છે તેટલું જ બજાવનારને પોતાનું વાદ્ય અધીન છે. જેટલો દેહમાં આત્મા ઓતપ્રોત હોય છે તેટલો જ કલાવિધાન સમયે કલાધરનો આત્મા એ વાદ્યમાં ઓતપ્રોત થાય છે. કલાની દૃષ્ટિએ દેહ અને વાદ્યમાં કશો તફાવત નથી. અને આ સત્ય તત્ત્વતઃ બધી કલાઓને લાગુ પડે છે. આ જ રીતે કવિ કવન સમયે વાઙ્‌મય દેહ ધારણ કરીને પોતાના ભાવનો આવિષ્કાર કરે છે, શિલ્પી એ જ રીતે એ સંગેમરમર માટી કે લાકડું કે જે હોય તેમાં પ્રવેશ કરે છે, અને પૂરેપૂરો ઓતપ્રોત થઈ ઉપાદાનમાં પોતાનો ભાવ પ્રગટ કરે છે. ત્યારે જ તે તે તે કલામાં સર્જન કરી શકે છે. આત્મા અને ઉપાદાનનો સંપૂર્ણ દેહ–દેહીનો સંબંધ થાય તો જ કલા સર્જાય. ઉપાદાન અર્થાત્ બાહ્યવસ્તુ ઉપરનું ચૈતન્યનું પ્રભુત્વ એમાં જ કલાવિધાનનો આનંદ છે. આ દેહ–દેહી સંબંધ ભોગ કે આસક્તિનો નથી પણ શક્તિના આવિષ્કારનો છે. એ ચૈતન્યના આવિષ્કારનો જ, પ્રાકટ્યનો જ, ચૈતન્યના જડ ઉપરના એ વિજયનો જ એ આનંદ છે. જગતને પરમાત્માની લીલા કહી છે તેની ઘણે નિકટ આપણે આ વિચારમાં આવી જઈએ છીએ.

* અથર્વવેદ.

કલાકારના સર્જનને પણ આપણે લીલા કહી શકીએ. પોતાના ઉપાદાન ઉપર એક માત્ર સંકલ્પથી થતા વિજયમાં તે અદ્‌ભુત સ્વાતંત્ર્ય અદ્‌ભુત સ્વભાવલીલા પરમ આનંદ અનુભવતો દેખાય છે. પણ આ લીલાની પછવાડે એ કલાધરે અથાગ પ્રયત્ન કરેલો હોય છે એ ભૂલવું ન જોઈએ. સંગીતના અભ્યાસીએ—છોકરો પાટીમાં એકડો ઘૂંટે, કે એકડાનો આકાર હાથમાં લઈ તેનું અનેક વાર મનન કરે, તેનો સ્પર્શ કરે અને તે બધી ક્રિયાઓથી તેનો આકાર મનમાં સિદ્ધ કરી તેને હસ્તગત કરે તેમ—સંગીતના અભ્યાસીએ પણ નિર્ણીત કરેલા સ્વરક્રમોના પાઠો કરવાના હોય છે, ગણતરી કરીએ તો લાખોના હિસાબે જાય એટલાં સ્વરોનાં પુનરાવર્તનો કરવાનાં હોય છે, એ સ્વર પર પ્રભુત્વ મેળવવા પહેલાં એ સ્વરોના દાસ થઈ રહેવું પડ્યું હોય છે, ત્યારે એ સ્વરલીલા સિદ્ધ થાય છે, ત્યારે જાણે એ સ્વર તરફ જરા પણ ધ્યાન આપ્યા વિના કેવલ ભાવનિષ્ઠ રહી, કેવલ ભાવનિમગ્ન રહી લીલા કરતો હોય તેમ આપણને પ્રતીત થાય છે. કોઇ પણ કલાના અભ્યાસીએ આટલી જ મહેનત ઉપાસના સમાધિ કરવી પડે છે. કવિએ એ જ રીતે શબ્દો અને શબ્દોની અસરો, તેના અર્થો અને અર્થોની છાયા, પદરચનાઓ આટલા જ અભ્યાસ અને શ્રમથી સિદ્ધ કરવાં જોઇએ અને પછી પ્રસરે તે કલા. પછી કવિની નિરંકુશતા પણ ખરી, કાવ્યની સાહજિકતા પણ ખરી, તેનું સ્વાતંત્ર્ય તેનો સ્વચ્છન્દ બધું ખરૂં, પણ એ બધું તો શક્તિઓના પાકથી આવે. તે સિવાય કરેલો સ્વચ્છન્દ કે નિરંકુશતા તે તો સ્વાતંત્ર્યની વિડંબના—કલાની વિડંબનાઃ અને કલાકાર થવાને રઘવાયા થયેલા કેટલાય એવી વિડંબનાઓ કરે છે.

એક બીજી દૃષ્ટિથી વિચાર કરીએ. આપણે ધારો કે બજારમાં જતા હોઈએ. એક દુકાનનું પાટિયું વાંચ્યું એટલે ચિત્તમાં તે સંબંધી એક લહરી, એક વૃત્તિ ઉત્પન્ન થઈ અને ચિત્ત એટલે અંશે વિક્ષિપ્ત થયું. આગળ ચાલ્યા બીજું પાટિયું વાંચ્યું, ઘેરથી શું લેવા નીકળ્યા છીએ એ યાદ આવ્યું, એક ઓળખીતા સામા મળ્યા, એક જગાએ સાચવીને ચાલવા જેવી જગા આવી, સામે મોટરનો અવાજ થયો વગેરે દરેક સંવેદને ચિત્ત વિક્ષિપ્ત થયું. ચિત્તમાં એક પછી એક થતી વૃત્તિઓ ચિત્તને વિક્ષિપ્ત કરતી ચાલી જાય છે. તેવી સ્થિતિમાં કોઈ પણ એક વિચારનું ચિત્ત પર સામ્રાજ્ય ચાલી શકે નહિ, ચાલે તો બહારનાં સંવેદનો બંધ પડે. આવી સ્થિતિમાં સામાન્ય રીતે આપણે ચિત્તના બે વિભાગો કરીએ છીએ, એક બહારનાં સંવેદનો ઉપર ઉપરથી આવીને ચાલી જવા માટે અને ચિત્તના ઊંડાણમાં એક બીજો જ વિચારતંતુ આપણે ચલાવીએ. પણ આખું ચિત્ત એક જ ભાવને અનુભવી શકતું નથી. આ આપણો સામાન્ય વ્યાવહારિક અનુભવ છે. હવે સંગીતમાં શું થાય છે તેનો વિચાર કરો. ધારો કે 'મ ગ રે સા' એવો આલાપ આવ્યો. ચાર સ્વરો એક પછી એક આવ્યા પણ ચારેય મનમાં જુદી જુદી વૃત્તિ ઉત્પન્ન કરી ચિત્તને વિક્ષિપ્ત કરતા નથી. તેની સાથે દિલરૂબા ચાલતું હોય તો પણ ચિત્ત એ સંવેદનમાં વિક્ષેપ અનુભવતું નથી. કોઈ કહેશે એમાં સ્વરપ્રવાહ અવિચ્છિન્ન ચાલે છે અને વાદ્યસ્વરો ગાનારનો જ ક્રમે ચાલે છે માટે વિક્ષેપ નથી થતો. પણ મૃદંગમાં તો વિચ્છિન્ન ધ્વનિ જ સંભળાય છે, અમુક અંતરે માત્ર તાલ અપાય છે, અને તંબુર સ્વર પૂરે છે ત્યારે કાંઈ ગાનારના જ સ્વરો કાઢતો નથી હોતો, માત્ર તંબુરના તારોમાં ગોઠવેલે ક્રમે સ્વરો વહ્યા કરે છે, અને સિતારમાં તો ધ્વનિ અવિચ્છિન્ન પણ નથીઃ તેથી ઊલટું અમદાવાદની મીલો સવારમાં એક સાથે સીટીઓ વગા-

ડવા માંડે છે ત્યારે ઘણી વાર જુદા જુદા સ્વરો એકમેક સાથે થઇ જઇ અવિચ્છિન્ન સીટીપ્રવાહ ચાલે છે. અને દરેકથી ચિત્ત વિક્ષિપ્ત થઇ એમ થાય છે કે સવારના પહોરમાં આ ક્યાં ચીસો સંભળાવા લાગી ? કોઇ કોઇ સીટીથી અને કોઈવાર આપણે નહિ ધારેલા ઘડિયાળના વાગતાં એલાર્મથી ચિત્ત જાણે ખરેખર દ્વિધા ચીરાઈ જતું લાગે છે. ત્યારે સંગીતમાં એક પછી એક થતો સ્વરનો અનુભવ ચિત્તને વિક્ષિપ્ત નથી કરતો. તેનું કારણ શું ? એ જ કે એ બધા એક પછી એક આવતા સૂરોથી એક જ સ્વરચિત્ર, એક જ સ્વર-ઘટના, સ્વરની એક જ આકૃતિ ખડી થાય છે. જેને આપણે અમુક રાગ કહીએ છીએ. સંગીત દરમિયાન એ આકૃતિ દોરાવા લાગે છે, સંગીત પૂરું થયે એ આકૃતિ દોરાઇ રહે છે અને એ આખી આકૃતિ આપણને એક લાગે છે. જેમ આપણા શરીરમાં અનેક જુદાં જુદાં અંગો ઉપાંગો છે અને એ બધાથી એક શરીર પ્રતીત થાય છે તેમ તે વિવિધ પ્રકારના સ્વરોથી એક જ સ્વરશરીર બને છે. એ સ્વરો અને તેનાથી નિષ્પન્ન થતી આકૃતિ વચ્ચે અંગઅંગી સંબંધ છે. અને એ અંગોની વિવિધતામાં આખી અંગીની આકૃતિ અનુભવવી, એ વિવિધતામાં એકત્વ અનુભવવું એમાં જ રસાનુભવ થાય છે. કલાની આ વ્યાખ્યા–વિવિધતામાં એકત્વ–એ સંગીતમાં આપણને અણીશુદ્ધ સિદ્ધ થઈ જણાય છે.

કલાનુભવમાં પ્રતીત થતી એક બીજી વિલક્ષણતાનો વિચાર કરીએ. ધારો કે પહેલાં નહિ સાંભળેલો કોઇ રાગ આપણે સાંભળવા માંડ્યા. એટલે એ રાગની સ્વર આકૃતિ આપણા મનમાં સંગીત શરૂ થતી વખતે અંકિતપૂર્વ નથી, એ જોતાં એક પછી એક આવતા સ્વરો કઇ આખી આકૃતિનાં અંગો છે તે પહેલેથી ન જ જાણતા હોઇએ છતાં એ અંગભૂત સ્વરો સાંભળતાં રસાસ્વાદ થાય છે. માટે એમ જ માનવું જોઇએ કે એ અંગોમાં એ આખી આકૃતિનો સાથે સાથે રસાસ્વાદ થાય છે. એ વિવિધ સ્વરોનો અંગ તરીકે અને અંગી તરીકે બન્ને તરીકે એક સાથે જ સાક્ષાત્કાર થાય છે. અને તેથી જ રસાસ્વાદ થાય છે. કાવ્યમાં પણ એમ જ બને છે. આખા કાવ્યનો રસ તેના દરેક અંગમાં આપણે અનુભવીએ છીએ. એ અંગી એ અંગથી ભિન્ન નથી. પણ એ અંગી–રસ તેના દરેક અંગમાં સભર ભર્યો છે. ચિત્ત આ અંગભૂત સૂરો સાંભળતું સાંભળતું વિક્ષિપ્ત ન થતાં તેની આકૃતિમાં તદાકાર થઇ જાય છે, આખું ચિત્ત એ રૂપ થઇ જાય છે. તદાકાર તદ્રૂપ અને તલ્લીન એ શબ્દો કલાસ્વાદનને માટે બહુ જ ઉચિત છે અને કલાનુભવના સૂક્ષ્મ અવલોકનથી યોજાયા છે. સહૃદયનું હૃદય ભાવ સાથે એકાકાર એકરૂપ થઇ જાય છે. ભાવમાં લીન થઇ જાય છે. રસનો અનુભવ અને એ અનુભવ કરનાર ચિત્ત, એટલું પણ દ્વૈત રહેતું નથી. ચિત્તના અન્ય સર્વ સંસ્કારો તે કાલે લય પામી જાય છે માત્ર એ રસાનુભવ જ સામ્રાજ્ય ભોગવે છે.

હું બી. એ. ભણતો હતો ત્યારે મુંબઇમાં એક વ્યાખ્યાનમાલા શરૂ થઇ હતી. તેમાં એક વિદ્વાન વ્યાખ્યાતાએ ઈશ્વરની સર્વજ્ઞતા વિરુદ્ધ પૂર્વપક્ષ ઉઠાવ્યો હતો. દરેક જ્ઞાન કે સંવેદન આપણા ચિત્તમાં આવી આવીને ચિત્તને વિક્ષેપ કરે છે. ઇશ્વર જો સર્વજ્ઞ હોય તો તેના ચિત્તમાં સર્વથી વધારે વિક્ષેપો થાય છે એમ માનવું પડે, વગેરે. આ પૂર્વપક્ષનું તેમણે સમાધાન શું કર્યું તે મને અત્યારે યાદ નથી. કદાચ તે વખતે સમજ્યો પણ નહિ હોઉં. પણ ઉપર કહ્યું તે રસાનુભવનું ધોરણ જોતાં, આ આપત્તિનો ખુલાસો થઇ જાય છે. જેમ

સંગીતના વિવિધ સૂરો સાંભળતાં ચિત્ત વિક્ષિપ્ત નથી થતું કારણ કે એ વિવિધ સૂરોમાં ચિત્ત એક જ રાગને, મેળને અનુભવે છે, તેમ જ જો પરમ ચિત્ત વિશ્વમાં વિવિધ સંવેદનોમાં એક જ મેળ અનુભવતું હોય તો તેને સર્વજ્ઞતાથી પરમ વિક્ષેપ ન થાય પણ પરમ આનંદ થાય. પરમાનન્દ એ પરમાત્માનું સ્વરૂપ છે. વળી કાલમાં વહેંચાયેલા રાગના સ્વરોમાં પણ જેમ એ આખા રાગના રસનો અનુભવ થાય છે, સંગીતને અંતે સંપૂર્ણ થવાનો રાગ એટલે અંગી અને તે પૂરો થયા પહેલાં સંભળાતા તેના અંગભૂત સૂરો કે અંગોની વચ્ચેનો કાલનો અંતરાય રસનો અંતરાય નથી થતો, ઉલટો એ રસસિદ્ધિનું અધિકરણ બને છે તેમ ભૂત ભવિષ્ય વર્તમાન એ ત્રિકાલનો ભેદ પણ જ્ઞાનમાં,–જ્ઞાનની સમસ્ત ઘટના નિષ્પત્તિથી થતા આનંદમાં, અંતરાય પણ ન થાય એ સમજી શકાય એવું છે. ટૂંકમાં ભવિષ્યનું જ્ઞાન કેમ સંભવે એ પ્રશ્ન જ પરમચિત્તને માટે અનુપન્ન છે એમ આ સંગીતના દૃષ્ટાન્તથી સમજાય છે. તેમાં પણ આ ત્રિકાલમાં વિસ્તરેલું વિશ્વ પરમાત્માના જ સંકલ્પથી ઉત્થિત થયું છે, પરમાત્માનું જ સંગીત છે એ વિચાર સમજીએ અને સ્વીકારીએ ત્યારે વ્યાવહારિક જ્ઞાનના ક્રમથી ઉત્પન્ન થતા વૃત્તિવિક્ષેપ અને કાલના અંતરાયના પ્રશ્નો આપોઆપ શમી જાય છે.

જીવનમાંથી જ ઉલ્લસતી કલાનો અનુભવ આ રીતે જીવનના અનુભવો અને જીવનનાં અનુભવના નિયમોની પાર જાય છે. પોતે પોતાથી પર જવું એનું જ નામ કલાનો અને જીવનનો ઉલ્લાસ.

રામનારાયણ વિ. પાઠક



## કેળવણી અને વિવેકબુદ્ધિ

વિવેકબુદ્ધિને હું ઇષ્ટદેવતાના જેવી પૂજ્ય સમજું છે. કર્મ, ભક્તિ, ધ્યાન, જ્ઞાન, અભ્યાસ, તપ ઇત્યાદિક વિવિધ સાધનાઓ વડે જો કાંઈ વ્યાવહારિક જીવનમાં પ્રાપ્ત કરવા જેવી વસ્તુ મને લાગતી હોય તો તે વિવેકબુદ્ધિનો વિકાસ છે. કોઈ દેવાદિકના દર્શનની કે રિદ્ધિસિદ્ધિઓની મને તૃષ્ણા નથી; પણ ભક્તિ વગેરેથી જો દેવો સંતુષ્ટ થાય તો તેઓ મારી વિવેકબુદ્ધિને શુદ્ધ અને વિકસિત કરે એ જ હું ઇચ્છું છું. * * * *

કળા, કૌશલ્ય, પાંડિત્ય, સૌંદર્ય, બલ, કે કેવળ ભક્તિ, કેવળ કર્મપરાયણતા, કેવળ તપ, કેવળ જ્ઞાન ( માહિતી અને તર્કશક્તિ, ) કે કેવળ ધ્યાનની પૂર્ણતાથી જીવનની પૂર્ણતા પ્રાપ્ત થઇ શકતી નથી; પણ વિવેકની પૂર્ણતા અને જીવનની પૂર્ણતા એ બે એક જ વસ્તુ છે એમ કહીએ તો ખોટું નથી. જેમ પ્રાણ વિનાનું શરીર એટલે જ શબ, તેમ વિવેક વિનાનું જીવન એટલે જ અમાનવ્ય એમ મને લાગે છે. * * * *

અણીશુદ્ધ વિવેકી જીવન એ જ મારા વિચારથી જીવનમુક્તિનું બાહ્ય લક્ષણ છે.

વિવેકના ઉત્કર્ષને હું જીવનનું અને તેથી કેળવણીનું અંતિમ ધ્યેય માનું છું; અને અવલોકન–શોધનની જિજ્ઞાસા અને ઝીણવટ–પ્રજ્ઞાની તીવ્રતા, યોગ્ય ભાવોના પોષણને પરિણામે ભાવના વિકાસ અને સમ્યક્ જાગૃતિનો અભ્યાસ એવા કેળવણીના વિભાગો પાડું છું.

[ 'કેળવણીના પાયા' માંથી ] કિશોરલાલ ઘ. મશરૂવાળા

પધારો.' હવે જાપાનની ભૂમિ દેખાવાને માત્ર અર્ધા કલાકનો જ વિલંબ છે.' અમે તે વાંચીને ઉપર કૅપ્ટનની ઓરડીમાં ગયા. શ્રી ગુરુદેવને પણ ત્યાં લઇ ગયા. ત્યાંથી પરવાર્યા ત્યાં તો જાપાનની ભૂમિના કિનારાનું દર્શન થયું. કૅપ્ટને દેશવાત્સલ્યના ભાવથી ભરેલે સ્વરે કહ્યું: 'પેલી મારી ભૂમિ દેખાય છે.' જેમ માતાના તરફ બાળક જોઇ રહે એમ સ્નેહપૂર્ણ દૃષ્ટિ વડે જોઈ રહેલા એ લોકો જ એ રીતે "મારી ભૂમિ" કહી શકે. આપણે શી રીતે કહી શકીએ ? તેમણે કહ્યું: 'મારા દેશની દરેક તસુ ભૂમિ સુંદર છે, અને એને માટે મારો પ્રાણ આપું.' અને ખરેખર જેમ જેમ અમે જાપાનની નજીક આવતા ગયા તેમ તેમ અમને એ ખરું લાગ્યું, કે ત્યાંની દરેક ચીજ સુંદર છે. કિનારા પર પર્વતો છે. તે તરફ જોઇને કૅપ્ટને કહ્યું, કે આ પર્વતોની નીચે માછીઓનાં ઝુપડાં છે અને એમની માતાનાં સ્થાન છે. આ નાની નાની કુટિરોમાં મૂર્તિ નહિ પણ કોઈમાં સ્વસ્તિક, કોઈમાં ચક્ર એવાં ચિહ્નો હોય છે. સ્ટીમર જ્યારે નાગાસાકી આવી ત્યારે રાત્રે ૯ વાગે તાર મળેલો એટલે માણસોની ભીડ બંદર ઉપર નહોતી દેખાતી. પણ જ્યારે સ્ટીમર બંદરે ઉભી ત્યારે દૂર બંદર પર પુષ્કળ માણસોની ભીડ દેખાઇ કે જેને મોખરે એક અતિ વૃદ્ધ પુરુષ હતા. તે સ્ટીમર પર આવ્યા અને બંગાળીમાં અમને પૂછ્યું: 'આપ સર્વ કુશલ છો ?' અમે સાનંદાશ્ચર્યથી ધ્યાનપૂર્વક નિહાળી રહ્યા. તરત જ જાણ્યું કે એ જ શાન્તિનિકેતનમાં પૂર્વે રહી ગયેલા શિલ્પી છે. અમે પૂછ્યું: 'આપ બંગાળી ભાષા શી રીતે સાચવી રહ્યા છો ?' તેમણે કહ્યું: 'કોઇ દિન શ્રી ગુરુદેવ અહીં પધારે તો એમની ભાષામાં હું સત્કાર કરી શકું તે માટે પ્રતિદિન દશ મિનિટ બંગાળી ભાષામાં હું પોતા સાથે વાત કરતો રહ્યો છું. વળી પંદર દિવસથી તો એકાન્તે ઇશ્વરની પ્રાર્થના કર્યા કરું છું કે આપની સ્ટીમર આ તરફ આવે. હું તો વૃદ્ધ છું, મારાથી બરાબર ચલાતું નથી. ભેગા થએલા લોકોએ હું વૃદ્ધ અને અશક્ત છું તેથી મારે માટે આગળ જગ્યા કરી, અને મને સૌથી આગળ મૂક્યો છે અને આપને મળવા સ્ટીમરમાં આવ્યો છું."

## જાપાનની ભૂમિ પર

પછી અમે સર્વ બંદર પર ઉતર્યાં. જે આચાર્ય ચીનમાં મળ્યા હતા તેમણે એક મિસ તોમીવાડા હતાં તેમને મેળવ્યાં. શ્રી ગુરુદેવ જ્યારે નવ વર્ષ પૂર્વે જાપાન ગયેલા ત્યારે તેમની સાથે મેળાપ થયેલો. તે ગ્રેજ્યુએટ હતાં અને શ્રી ગુરુદેવની પ્રતિ તેમની ઘણી ભક્તિ હતી. શ્રી ગુરુદેવનું સાહિત્ય તેમણે જાપાનીમાં ઉતાર્યું છે. આવી રીતની સેવા માટે તેમણે લગ્ન પણ નહિ કરેલું. વિદ્યાની ઉપાસના માટે તે કુંવારાં રહી નૈષ્ઠિક બ્રહ્મચર્ય આચરી રહેલાં હતાં. તે અમારી સેવા માટે આવેલાં હતાં. ભોજનાદિ વ્યવસ્થા માટે એક સુન્દર બાગ પસંદ કરવામાં આવ્યો હતો. સ્ટીમરમાં લોહખંડની ગંધ આવ્યા કરતી એટલે એમણે કહ્યું: 'સ્ટીમરમાં લોહખંડ સ્થાનમાં આપને ભોજન કરાવાય ! આપ નીચે ઉતરશો ? પ્રવાસનો બધો સરસામાન ભલે સ્ટીમરમાં રહે.' અમે બાગમાં ગયા. ત્યાં સ્નાન માટે ઠંડા અને ગરમ પાણીની સર્વ વ્યવસ્થા રાખેલી હતી. કૅપ્ટને મિસ તોમીવાડાને પૂછેલું કે અમને પ્રથમ શું જોઈએ? તેમણે જણાવેલું કે ભારતવાસીને પ્રથમ તો સ્નાન જોઇએ. એ પ્રમાણે આગળ આગળથી પૂછીને સર્વ વ્યવસ્થા કરી રાખી હતી. બહુ સારી રીતે સ્નાન કર્યું. અમે તો એક એક કપડું સાથે લીધેલું અને નીચે ઉતરેલા. પણ એ બાઈએ ઠંડી લાગશે એમ જાણીને સ્નાન કર્યા પછી ત્યાં પહેરવા માટે ગરમ કપડાં વગેરે સર્વ તૈયાર રાખેલું. એ બાઇને જ શ્રી ગુરુદેવનાં

ભાષણોનું જાપાની કરીને લખવાનું હતું. અમે પૂછ્યું, કે આપ સ્ત્રીને કેમ આ કામ સોંપાયું છે? તેમણે જવાબ આપ્યો: 'પુરુષને વિચારની જરૂર લાગે છે, પણ ભાષાની દરકાર નથી હોતી; પણ સ્ત્રીને તો ઘરમાં ચોખાના દાણેદાણાની કાળજી હોય છે એટલે મારે તો શ્રી ગુરુદેવના વિચારો અને ભાવનાઓની સાથે સાથે તેનું બાહ્યરૂપ જે ભાષા તે પણ સંગ્રહવાની છે. એટલે એઓશ્રીનો પ્રત્યેકે પ્રત્યેક શબ્દ લીધા સિવાય હું રહીશ નહિ.'

## બાલ–સન્માન

જાપાન વિષે કહું તે પહેલાં એટલું કહી દઉં કે મને ભાષણ કરવાનો અભ્યાસ નથી, વાતચીત કરવાનો જ અભ્યાસ છે. તેથી મને આ રીતે ઉંચા આસને બેસાડ્યો તે ઠીક થયું નથી. પરંતુ આનંદની વાત એ છે, કે નાના વિદ્યાર્થીઓની સાથે રહેવાનો અભ્યાસ રાખનારા મારા જેવાને આજે અહીં પણ વિદ્યાર્થીઓની જ સાથે વાત કરવાનો પ્રસંગ ઈશ્વરે આપ્યો છે. હું જોઉં છું કે અહીં શ્રદ્ધાવાન વૃદ્ધ પુરુષો પણ છે. બાળકોની જયંતીને દિવસ બાળકો માટે રાંધેલી વસ્તુ વૃદ્ધોને પણ ઠીક લાગી શકે તેમ હું જે બાળકોને કહેવા માગું છું તે તમને સૌને પણ કદાચ ઠીક લાગશે, એમ ધારીને વાત કરું છું. બાળકમાં સન્માન આપવાની વૃત્તિ કરતાં પ્રેમની વૃત્તિ વધારે હોય છે. આ ઉંચે આસને બેસાડી મને દૂરથી માન અપાવવાને બદલે એમની સાથે બેસાડીને પ્રેમાલાપ કરવા દીધો હોત તો વધારે આનંદ થાત. જે દેશમાં ભગવાન વૈકુંઠનું સિંહાસન ત્યાગ કરીને પોતે બાલગોપાલ થઇને બાળકો સાથે ખેલતા હતા, તે દેશમાં આચાર્ય માટે ઊંચું આસન રાખવું એ ઠીક નથી. જ્યારે બાળકો મોટાં થશે ત્યારે આચાર્યને સન્માન આપતાં શિખશે. માટે બાળક પ્રથમ તો પ્રેમ રાખતાં શિખે અને મોટું થતાં સન્માન આપવાનું શિખી લે એ ઠીક છે. જો માતા ભક્તિ કરાવવાના ઉદ્દેશથી શિશુને દૂર રાખે તો બાળકનો પ્રાણ બચે નહિ, તેવી રીતે આચાર્ય જો ભક્તિ કરાવવાના હેતુથી શિષ્યોને દૂર રાખે તો તે તેમનામાં જ્ઞાનજીવન શી રીતે રેડી શકે? પણ એ તો થયું. હવે જાપાન ઉપર આવીએ.

## 'મારી માતૃભૂમિ'

જાપાન વિષે 'મારો દેશ' 'મારી માતૃભૂમિ' એમ કહેલું, તે તે દેશ સ્વાધીન છે તે માટે નહિ પણ પોતાનો દેશ તેમણે પોતે જ નિરંતર પ્રયત્નથી કલ્યાણમય, સુંદર, અને અન્યની સેવા કરવાના ક્ષેત્ર રૂપ બનાવ્યો છે તે માટે કહેલું. ધારો કે આજે આપણને કોઇ 'સ્વરાજ્ય' આપી દે તોપણ આપણે 'મારો દેશ' એમ કહી શકીશું? ના; કારણકે આપણે દેશને માટે કંઇ કર્યું નથી. અને એ 'સ્વરાજ' ન મળે છતાં પણ આપણે તેને માટે સ્વાર્પણ કર્યું હશે તો 'આપણો દેશ' એમ કહી શકશું. જેમ માતા બાળકને વેચાતો લઇ 'આ મારો પુત્ર' એમ કહી શકતી નથી, પણ પ્રત્યેક દિન પોતાની સેવાથી તેને પોતાનો કરી અને કહી શકે છે, તેમ કોઇ પણ ચીજ પર "આ મારી ચીજ છે" એમ કહેવાનો અધિકાર હોવો એ એના ઉપર વિજય મેળવવો એ નથી, પણ તેને માટે કરેલું પોતાનું સ્વાર્પણ એ તે અધિકારનું રહસ્ય છે. અને એથી જ જેઓ ગુલામોના માલેક છે તે એમ ન કહી શકે, કે 'આ અમારાં માણસો છે,' પણ જે મહા પુરુષોએ પોતાના પ્રાણ દ્વારા જગતની સેવા કરી છે તેઓ જ એમ કહી શકે.

## નાગાસાકી વિશ્વવિદ્યાલય

અમે નાગાસાકી પહોંચ્યા અને ભોજન લીધું એટલામાં ત્યાંના વિશ્વવિદ્યાલયના સમસ્ત અધ્યાપકો અમારી પાસે આવ્યા અને તેઓએ વિનંતી કરી: 'માત્ર અર્ધો કલાક પણ

અમારા વિશ્વવિદ્યાલયમાં આવી જાઓ, તો ઉપકાર થશે. અમારા બાલકોને માટે આપને બોલાવવાનો હક છે. આપ તો બાળકોના બંધુ છો એટલે અમારે ત્યાં નહિ આવો તો બાળકો આપને અહીંથી જવાની અનુમતિ આપશે નહિ.' પછી અમે સર્વે વિશ્વવિદ્યાલય જોવા ગયા. ત્યાંના મોટા પુસ્તકાલયની વિશાળતા અને ઉપયોગિતા સંબંધી અને ત્યાં ચાલતી પ્રાચીન શોધખોળની પ્રવૃત્તિ સંબંધી અહીં અત્યારે કહી શકાય એમ નથી. ત્યાંના અધ્યાપક સોન્જેમુતો એક વિરલ મૂર્તિ છે. તેમને જોઇને, તેમનું જ્ઞાન જોઇને આશ્ચર્ય જ થાય ! એમને અમે પૂછ્યું: 'આ પુસ્તકાલયનો ઉપયોગ કેવી રીતે કરો છો?' તેમણે કહ્યું: 'અમે પુસ્તકાલયનાં પુસ્તકો ઉપર જ આધાર રાખતા નથી. પણ અમે એવું અભ્યાસક મંડળ ઊભું કર્યું છે, કે જેઓ પુસ્તકોમાંથી જ્ઞાનામૃત મેળવી અન્ય પિપાસુઓને આનંદ સાથે એ જ્ઞાનામૃતનું પાન કરાવી શકે છે. પુસ્તકાલય કરતાં અભ્યાસક મંડળ ઊભું કરવું તે વધારે મહત્ત્વનું છે. દ્રવ્યથી પુસ્તકાલયનું બાહ્ય સાધન પ્રાપ્ત થાય પણ સરસ્વતી માતાની ઉપરનાં પ્રેમ-ભક્તિ વિના એવું અભ્યાસક-મંડળ ઉભું ન થાય. પુસ્તકશાળાનાં પુસ્તકોનો ભાર લઇને તો માણસ ગુંગળાઈ જાય,—જેમ કોઈ ઉપવાસીનું મોઢું સીવી લઈ તેના માથા પર ખાદ્યનો ભાર ભરીએ તો તે બિચારો મરી જાય.'

## ગ્રામ્યદર્શન

'નાગાસાકી-વિશ્વવિદ્યાલય'માં ત્રણ કલાક શોભીને ઉન્ઝેન ( Unzen ) થઇને કોબે જવાનું હતું. તે વખતે મીસ તોમીવાડા અને કૅપ્ટન વચ્ચે નાગાસાકીથી કોબે જતા સુધીના ખર્ચને માટે રકઝગ ચાલી. બાઇ કહે કે નારીમંડળદ્વારા શ્રી ગુરુદેવનો એ ખર્ચ અપાશે અને કૅપ્ટન કહે કે હું આપીશ. એ બેમાંથી કોણ જીત્યું, તેની તો અમને ખબર નથી પણ અમે પહોંચ્યા ખરા. ત્યાંથી શહેર છોડી મોટરમાં બેસી જાપાનનાં ગામડાંના પ્રદેશમાં પ્રવેશ કર્યો. ગામ એટલાં બધાં સુંદર હતાં કે સો સો માઇલ ફર્યા છતાં એવી એક પણ જગ્યા ન હતી કે જે નકામી, કૂબડી, ભૂંડી ભૂખ જેવી હોય. બધી લીલીછમ, હરિયાળી, ઝાડ, પાન, ઘાસવાળી-'શસ્ય-શ્યામલ'. કોઈ સૌંદર્યશાસ્ત્રી પણ એ રચનામાં ખામી કાઢી શકે એમ નહોતું. એવું અકૃત્રિમ સૌંદર્ય જ્યાં ત્યાં નજરે પડતું હતું. મીસ તોમીવાડાને શ્રી ગુરુદેવે કહ્યું: 'જાપાનમાં વીરત્વ છે એમ તો અમે જાણ્યું હતું, પણ સૌંદર્યનું પણ આટલું બધું જ્ઞાન હશે એ ખબર નહોતી.' તેમણે ઉત્તર આપ્યો: 'જો માણસમાં વીરત્વ હોય અને સુંદરતાની ભાવના ન હોય, તો શાને માટે તે પોતાનો પ્રાણ આપી શકે? જગતના ઇતિહાસમાં એવું એક પણ દૃષ્ટાંત બતાવો, કે જ્યાં વીરત્વ હોય, અને સુંદરતા નહોય! જે જાતિ સૌંદર્યથી વિમુખ હોય તે આળસુ, કાયર, સ્વાર્થપરાયણ અને બીરુ હોય છે.'

## ઉન્નતિનું રહસ્ય

પૂર્વ બંગાળાની પેઠે, ગામમાંનાં ઘરોને, ફરતાં નાનાં ઉદ્યાન હતાં, અને છાપરાં ઘાસથી છાયલાં છતાં અથવા તો તે કારણે જ ખૂબ સુંદર હતાં. ગામના લોકો ગામના કલ્યાણ માટે એટલા ઉત્સુક હોય છે કે ગામમાં વિજળીની બત્તી વગેરેની સુવ્યવસ્થા કરેલી હોય છે. 'તમારા ગામમાં સેવા માટે પૂરતા માણસ મળી આવે છે?' એમ પૂછતાં મીસ તોમીવાડાએ કહ્યું: 'ગામના કલ્યાણ માટે સઘળા એક મત હોય છે અને સેવા માટે તો પ્રત્યેક જણ સ્પર્ધા કરે છે. કોઇને સ્વાર્થી કહેવું એ મૃત્યુ બરાબર ગણવામાં આવે છે.'

આ ઉદ્‌ગારો સાંભળ્યા ત્યારે જ અમને સમજણ પડી કે થોડા સમયમાં જાપાન જગતમાં શક્તિશાળી શાથી બન્યું ? કારણકે જે દેશની અંદર લોકોમાં એક બીજાને સાથે મેળ હોતો નથી તે દેશ ચાળણીના જેવો છે. આપણા દેશના પુરાતન સાધુઓએ કહ્યું છેઃ ‘કામધેનુને વાંસની ટોપલીમાં દોહીએ તો દૂધ તેમાં રહે નહિ અને દારિદ્ર મટે નહિ.’ આપણા દેશમાં જે કંઈ છે તેને આપણે સાચવી નથી શકયા એટલે આપણી આજની દરિદ્ર દશા થયેલી છે. ભાડભુંજાની ધાણી પાત્ર બરોબર ન હોય તો ઉડી જાય છે તેમ આપણું પણ ધનધાન્ય લૂંટાઇ ગયું છે.

## કુલપ્રતિષ્ઠા વિ૦ સેવા

નાગાસાકીથી ત્રણ પહાડ ચઢીને, ઉતરીને, જુદી જુદી ખીણોમાં થઈ સાયંકાળે ઉન્ઝેન ( Unzen જ્યાં ઉંચા પર્વત ઉપર ઉના પાણીના ઝરા છે ) આવી પહોંચ્યા. ઉન્ઝેનમાં એક વિશાળ અતિથિગૃહ હતું. અમે પહોંચ્યા કે તરત જ નાની નાની બાલિકાઓએ અમારો સત્કાર કર્યો, અને અમારાં કપડાં બૂટ વગેરે ઉતારવામાં મદદ કરી, ભોજનની વ્યવસ્થા કરવા મંડી ગઇ. એમના ચહેરા જોતાં જ અમને લાગી ગયું કે અહીં તો ચાકર લોકો પણ બહુ કુલીન અને સ્વચ્છ દેખાય છે. એક ચાકર જેવા વૃદ્ધ પુરુષે નોકરની માફક અમારી ઘણે ઘણે પ્રકારે સેવા કરી હતી. બે દિવસ ત્યાં રહ્યા અને ત્રીજે દિવસે રવાના થયા. તે વખતે અનેક શિલ્પશાસ્ત્રી, પંડિતો અને ગુણવાન લોકો આવીને અમારી સાથે વાતચીત કરવા લાગ્યા. હોટેલમાં ચાકરોને–વેઇટરોને–સામાન્ય રીતે બક્ષીસ આપવાની પ્રથા છે. આ પ્રથાને અમે વશ ન થઇએ એટલા ખાતર જ્યારે એમની વિદાય લેવાનો સમય આવ્યો ત્યારે મીસ તોમીવાકાએ અમને ચેતવ્યાઃ ‘જો જો! અહીં સેવા કરનારાંઓને નોકર ગણીને બક્ષીસ આપતાં! કારણ કે આમાંની ઘણીખરી કન્યાઓ તો અહીંનાં કુલીન કુટુંબોની જ કન્યાઓ છે; અને એ બધાં પ્રબળ ઈચ્છાથી અહીંના ચાકરોને બદલે સ્વયં સેવા કરવાને આવેલાં છે.’ જે દેશમાંથી પોતાના ધર્મગુરુ શ્રી બુદ્ધદેવનો ઉપદેશ પોતાના દેશમાં આવ્યો હતો, તે દેશના માણસોની સેવા કરી કૃતાર્થ થવા વૃદ્ધ, યુવાન, સર્વે ય આવ્યાં હતાં. પછી જે વૃદ્ધે નોકરની માફક સેવા કરેલી હતી તેમનો પરિચય આચાર્યે અમને કરાવ્યો. તે વૃદ્ધ નાગાસાકીના દ્વીપકલ્પના પોણા ભાગના માલેક હતા. મિકાડોએ જાપાનને પ્રજાનું બંધારણ આપ્યું, તે પહેલાં આવા આવા નાના રાજાઓ ઘણા હતા. અત્યારે પણ એઓ ત્યાંની પ્રતિનિધિ મંડળના એક આગેવાન સભ્ય હતા. આ સાંભળી અમે હાથ જોડીને એમને કહ્યુંઃ ‘આપે આટલી બધી સેવા કરીને અમને અપરાધી બનાવ્યા છે. આપનું મહત્ત્વ કયાં અને આવું કામ કયાં! વૃદ્ધે ઉત્તર આપ્યોઃ ‘મારૂં ઉચ્ચપદ, કુલીન વંશ, કે મહત્ત્વ હોય તેથી કંઈ મારો સેવા કરવાનો અધિકાર જતો રહે ? શું તે મારી પ્રતિષ્ઠા સેવાના સર્વોપરિ કર્તવ્યની આડે આવે ? શ્રી ભગવાને જે કંઈ સૌભાગ્ય મને આપ્યું છે તેમાં સૌથી મોટું સૌભાગ્ય તો મને આપ સર્વની સેવા કરવામાં અડચણ ન નડી એ છે.’ એમનો પોતાનો ત્યાં એક મહેલ હતો. એમણે કહ્યુંઃ ‘મારો વિચાર એવો હતો કે મારે ઘેર આપની સેવા કરવી. પણ પહેલેથી આ અતિથિગૃહમાં વ્યવસ્થા થઇ ગયેલી અને આ કન્યાઓ પણ સેવા અર્થે આવી પહોંચેલી હતી, તેથી એ વાત પડતી મૂકીને મને અહીં આવીને જોડાવું ઠીક લાગ્યું. પણ છતાં આપની મોટર મારા ઘર આગળથી લઇ જાઓ અને તેના તરફ દૃષ્ટિપાત કરો એટલે તે ઘર હવે આપના દર્શનથી જ પોતાને ધન્ય માનશે.’

તેમણે જ મોટર વગેરેની વ્યવસ્થા કરી. ત્યાં થઈને મોટર પસાર થઈ અને મોટર દ્વારા અર્ધો દિવસની મુસાફરી કરીને અમે સ્ટેશને ગયા. ત્યાં પણ કન્યાઓએ આવીને ખાવા પીવાની વ્યવસ્થા કરી હતી. અમને ખબર પણ પડતી નહોતી, કે મીસ તોમીવાડા આ બધી વ્યવસ્થા કેવી રીતે કરે છે ? અર્ધા કલાકમાં તો ભોજન કરીને ટ્રેનમાં બેસી ગયા.

## અન્નપૂર્ણા મા

ત્યાંથી અમે ફુકુઓકા શહેરમાં ગયા. ત્યાં જઈને સાંભળ્યું કે અહીં વૃદ્ધ સ્ત્રીઓનું એક મંડળ છે. તે સ્ત્રીઓ શ્રી ગુરુદેવની પાસેથી કંઈક સાંભળવા ઇચ્છતી હતી. ત્યાં પણ પહેલાંના જેવું અતિથિગૃહ હતું અને સેવા માટે સ્ત્રીઓ હાજર હતી. અને એવી જ રીતે અમારી સેવા થઈ. આવા કોઈ સેવકોને નોકર ન માનવાનું તો અમે સમજી જ ગયા હતા. સ્નાન કર્યા પછી એ મંડળમાં બેઠા હતા ત્યારે શ્રી ગુરુદેવને પ્રશ્ન પૂછવામાં આવ્યો: 'સ્ત્રીઓને એમના કાર્યમાં કેવી રીતે પ્રેરણા મળે ? ભારતવર્ષમાં પહેલાં ધર્મ અને પ્રાણ ભળેલા હતા તેને લીધે જ અમે ત્યાંથી ચૈતન્ય મેળવ્યું છે; તો હવે આપ ભારતવર્ષના એક મહર્ષિ એ વસ્તુ નહિ આપો તો બીજું કોણ આપશે ? અમે સૌ સ્ત્રીઓ દેશના જુદા જુદા કાર્યમાં પ્રવૃત્ત થયાં છીએ.' ત્યાંની સ્ત્રીઓ વિદ્યાર્થીઓ માટે શું શું કામ કરે છે તે વિષે હાલ કંઈ કહી શકાય એમ નથી, તો પણ એટલું કહીશ, કે ત્યાંના દરેક મંદિરના મુખ્ય આચાર્ય અને સંન્યાસીઓ પાસે જે ૪૦-૫૦ વિદ્યાર્થીઓ હોય છે તેમની ખાવા-પીવાની વ્યવસ્થા તે સ્ત્રીઓ કરી આપે છે. તેઓનું સાદું જીવન, પવિત્રતા અને ગંભીર જ્ઞાન જોઇ અમને બહુ આશ્ચર્ય થયું. અમે વિદ્યાર્થીઓને પૂછ્યું: 'તમારૂં ઘર છોડીને આટલે દૂર આવતાં દુઃખ થતું નથી ?' તેમણે કહ્યું: 'દુઃખ શેનું ? અમે એક માને છોડી અહીં સો સો મા મેળવી છે.' પેલી બ્હેનોને પૂછ્યું: 'તમે આટલી સેવા ઉઠાવો છો તે કેવા ભાવથી પ્રેરાઇને ઉઠાવો છો ?' એક વૃદ્ધાએ કહ્યું: 'અમારા છોકરાઓ બીજે જઇ અભ્યાસ કરે છે તેમની સેવા આવી રીતે જ થાય છે, તો અમે એમની સેવા કરીએ તે કંઇ નહિ તો સ્વાર્થ-બુદ્ધિથી પણ આવશ્યક છે.' તે વખતે વિચાર થયો, કે હાય ! અમારો જ દેશ એક અભાગી છે, કે જ્યાં શાળાની બોર્ડિંગોમાં માતા વિનાના અનાથાશ્રમમાં હોય એવી રીતે બધા વિદ્યાર્થીઓ માતૃહીન, આનંદહીન, સેવાવિહીન અવસ્થામાં રહે છે ! મુંબઇ, અમદાવાદ, કલકત્તા વગેરે સ્થળે છાત્રાલયો છે તે જોતાં સર્વત્ર માતૃહીનતાનો ખ્યાલ આવે છે. આવો માતા વગરનો જે દેશ તે કેવી રીતે શક્તિ મેળવી શકે ? અશ્વત્થામા પોતાની માનું દૂધ તો નહિ પણ સ્નેહ તો મેળવી શક્યો હતો. તો આ અનાથ મા વગરના બાળકોમાં દેશમાં જ્યાં મા પણ ન મળે ત્યાં દેશમાતા તો ક્યાંથી જ મળે ? અને તેથી બધાં છાત્રાલયમાં પુરુષો જ અન્નપૂર્ણા હોય અને મૂછવાળી મા હોય એ દુર્ભાગ્ય દેશનું ભાવી કેવું ? તે સ્થળે સ્ત્રીઓ સાથેની એ વાતચીત પછી જ્યારે નીચે આવ્યા ત્યારે એકદમ વરસાદ આવ્યો. તેથી અર્ધો કલાક તેમની સાથે વધારે વાતચીત કરવાની તક મળી. તે વખતે પૂછ્યું: 'આ વૃદ્ધા અને તમે બીજી બધી સ્ત્રીઓ એક મંડળનાં છો ?' તેમણે કહ્યું: 'હા. અમારે ત્યાં ઉત્તર અને દક્ષિણ ભાગનાં એવાં બે સ્ત્રીમંડળ છે, તેમાં આ દક્ષિણનું છે. એ મંડળમાં ૧૫ પંદર લાખ મેમ્બર છે.'

## એકલાખ સાઠ હજાર અનાથ બાળકોની માતાઓ

જાપાનમાં એવું એક પણ શહેર નહિ માલુમ પડે, કે જ્યાં સેવા કરવાને હજારો સ્ત્રીઓ તૈયાર નહિ હોય. યોકોહામા અને ટોકિયો એ બે મધ્ય સ્થળ છે, ત્યાંથી બધાં સ્ત્રી-મંડળને ટેલીફોન જેવા સાધનદ્વારા અઢી કે ત્રણ કલાકમાં તે મંડળ ખબર પહોંચાડી શકે

છે. બધા ટેલીફોન વગેરે સાથે આ મંડળને સંબંધ છે. જ્યારે ટોકિયોમાં ધરતીકંપ થયો ત્યારે જાપાનની સરકારે માણસો, ધન વગેરેનો બંદોબસ્ત તો કર્યો હતો જ, પણ હજારો બાળકો જે માતૃહીન હતાં એમની સંભાળ કોણ લે ? ઉત્તર વિભાગના સ્ત્રીમંડળને પોતાને ત્યાં જ એ પીડા હતી તેથી દક્ષિણના મંડળને સરકારે પૂછ્યું, કે તમે કેટલાં બાળકોનો ભાર લઇ શકો એમ છો ? પાંચ ૭ કલાકમાં જ પ્રત્યુત્તર આવી ગયો, કે બે લાખ સ્ત્રીઓ દરેક એકેક બાળકની સંભાળ લેવા તૈયાર છે. સરકારે તરત જ દરેક જાતનાં વાહનોથી ધરતીકંપ-વાળા ભાગમાંથી બાળકોને લાવીને તેમને પહોંચાડવાની તૈયારી કરી દીધી. સ્ત્રીઓએ કહ્યું, કે અમે પણ ત્યાં જઇને ઘાયલ થયેલી દુઃખી સ્ત્રીઓની સેવા કરીશું, અને તેઓએ એ ભાગમાં પ્રવેશ કર્યો. એમાંથી પહેલે દિવસે ૧૦૦૦૦૦ એક લાખ બાળકોને બહાર કાઢ્યાં, બીજે દિવસે ૬૦૦૦૦ સાઠ હજાર બાળકોને બચાવ્યાં. એક પણ બાળક મા વિનાનું ન રહ્યું અને બે ત્રણેક દિવસમાં એક લાખ સાઠ હજાર બાળકોની પરિચર્યાની સુંદર વ્યવસ્થા થઈ ગઇ. એ નારીમંડળમાં જે વૃદ્ધ મુખ્ય સ્ત્રી હતી તે શ્રી ગુરુદેવનાં દર્શને આવેલી. એ બધી સ્ત્રીઓ જાપાનનો નવો યુગ શરૂ થયો ત્યારથી—૪૦-૫૦ વર્ષથી સેવિકાઓ છે. શ્રી ગુરુદેવને અને અમને કહ્યું: 'આપના ભારતવર્ષના પૂર્વ પુરુષોએ અમારા પૂર્વ પુરુષો પાસે ધર્મની ભાવના આણી હતી. સમસ્ત સાધન, મંત્ર આદિ વહન કરી આણ્યાં હતાં. આજે જાપાનના સ્ત્રીમંડળમાં ભારતવર્ષની કઈ સ્ત્રીઓ એ પ્રાણ પૂરવા આવે છે તેની પ્રતીક્ષા કરી રહ્યાં છીએ. અમારી એ ઇચ્છા છે કે અમે ભારતવર્ષની ગામેગામની સ્ત્રીઓની સેવા જોઈ આવીએ, તેમના ચરણતલે સેવા અને પ્રેમનું શિક્ષણ લઈ આવીએ, કારણ કે ભારત તો અમારા ધર્મના મુખ્ય પુરુષ ગૌતમબુદ્ધની ભૂમિ છે.' દુઃખથી અમે કહ્યું: 'અમારા દેશનું આજે એવું સૌભાગ્ય નથી. અમારા દેશની સ્ત્રીઓ તમને કંઇ શિક્ષણ આપે એવું હાલ નથી.' પણ તેમણે અમારી વાતને ખોટો વિનય માની લીધી. "તમારા પૂર્વ પુરુષો જ્ઞાન અને ધર્મમાં પર્વત જેવડા હતા છતાં વિનયમાં માર્ગની ધૂળના રજકણ જેવા હતા તેથી અમે તમારી વાતમાં વિશ્વાસ કરીએ નહિ." તે વખતે અમને ગર્વ કે અભિમાન ન થયું પણ માથું નીચું કરીને આંખમાં આંસુ સાથે કહ્યું: 'હા ભગવાન્ ! કેવું દુઃખ ! અમારી પાસે કેવડી આશા રખાય છે અને અમારું ગજુ !' દરિદ્ર પાસે જઇ કોઇ યાચે અને તેને જેવી ગ્લાનિ થાય તેવી ગ્લાનિ તે વખતે અમને થઈ. આત્માના અમૃત માટે બીજા દેશો આપણી પાસે આશા રાખે છે અને છતાં આપણે કેટલા દરિદ્ર છીએ !

### મહારાણીનો સંદેશો

ત્યાંથી પછી કોબે ગયા. એ વખતે જાપાનના રાજકુંવરનો વિવાહ થવાનો હતો એટલે નગરે નગર અને ગામે ગામ મહોત્સવ થઇ રહ્યો હતો. આ પ્રસંગે જાપાનના લોકો કહેવા લાગ્યા કે આ બહુ સારૂં થયું કે સાથે સાથે કવિવર ટાગોરનો પણ ઠીક સત્કારોત્સવ થઈ રહ્યો છે. મહારાણીજીએ તો સંદેશો મોકલ્યો: 'જો અમારે ત્યાં લગ્ન–પ્રસંગ ન હોત, તો હું જાતે આવી આપની સેવામાં જરૂર હાજર રહેત.' ભવિષ્યમાં આવશો ત્યારે દર્શન, શ્રવણ અને સેવા કર્યા વગર રહીશ નહિ. જ્યારે શ્રી ગુરુદેવનું બધું મંડળ ટોકિયો જવા માટે તૈયાર થયું, ત્યારે મેં નમ્રતાપૂર્વક શ્રી ગુરુદેવને વિનંતી કરી, કે અહીંનાં તીર્થો અને સાધુનાં દર્શને હું જાઉં ?

ત્યાં સિદ્ધયોગીઓ સાથે જે જે વાતચીત થઇ તે કાલે કહીશ. [ અપૂર્ણ ]

બાબુ ક્ષિતિમોહનસેન

## ચન્દ્રના રાસ

( હાં રે સખિ ! દીઠો ડોલરિયો
કાલંદરીને કાંઠે ઉભો રે"–એ ગીતનો લય )

હાં રે સખિ ! મીઠી મધુરી જો ચંદા,
કે આભ કેરે કાંઠડે ઉગે છે !
હાં રે રાસ રમવાને તારક—વૃન્દા,
કે દૈવી જ્યોતે ઝગે છે. ધ્રુવ૦

દેવ–બાલિકા સમી એ આભ–ખોળે લાડતી,
હાં રે એ તો સખીઓશું સરે મન્દ મન્દાઃ
હો ! ચન્દા જો ! આભ કેરે કાંઠડે ઉગે છે !

કોટિ કોટિ અમીધાર ગગનેથી નીતરે,
હાં રે આજ સૌમ્ય બની પૃથિવી નવ–ખણ્ડાઃ
હો ! ચન્દા જો ! આભ કેરે કાંઠડે ઉગે છે !

પ્રાણુને ઉંડાણુ એ ઝબકે અનેરી,
હાં રે એણે જગને ઓઢાડી તેજ–કન્થાઃ
હો ! ચન્દા જો ! આભ કેરે કાંઠડે ઉગે છે !

ભર્યું ભર્યું મુખ એનું આંખને ભરી દે,
હાં રે એ તો જીવન ભરી દે સુખ–કન્દાઃ
હો ! ચન્દા જો ! આભ કેરે કાંઠડે ઉગે છે !

વિશ્વ–વાંસળીમાં આજ પ્રેમ–સૂર વાગે,
હાં રે એના હૈયે પડે પડછન્દાઃ
હો ! ચન્દા જો ! આભ કેરે કાંઠડે ઉગે છે !

ઉરમાં અભિલાષ હો ! કુણી કુણી જાગે,
હાં રે ઉડે રસછોળ આજ સ્વચ્છન્દા !
હો ! ચન્દા જો ! આભ કેરે કાંઠડે ઉગે છે !

સ્નેહરશ્મિ

# બોલ્શેવિઝમની ઉત્પત્તિ

[ અનુસંધાન પૃષ્ઠ ૨૫૩ ]

લૂઇ બ્લેક નામના ફ્રેન્ચ સામ્યવાદીનો એવો મત હતો કે મજુરોની મોટામાં મોટી આવશ્યકતા મજુરીનાં સાધનોની છે અને દરેક સરકારનું કર્તવ્ય છે કે પોતે એવાં સાધનો મજુરોને ઉભાં કરી આપે... રાજ્ય બીજું કશું નથી, કેવળ ગરીબોનું મહાજન છે અને રાજ્ય તરફથી જ કારખાનાં સ્થાપિત થાય તો ધીમે ધીમે ખાનગી કારખાનાંનો અંત આવી જાય. વળી તે એમ પણ કહેતો કે બુદ્ધિથી કામ કરનારને શરીરથી કામ કરનાર કરતાં વધારે બદલો મળવો જોઇએ નહિ. બુદ્ધિબળથી જેઓ સમાજની સેવા કરે છે તેઓનો સમાજમાં ખૂબ આદર થાય છે એ બદલો તેમને માટે બસ છે. ધન તો બુદ્ધિનું કામ કરનાર અને શરીર મહેનતનું કામ કરનાર બન્નેને સરખું જ મળવું જોઇએ.

જોસેફ પ્રાઉડ્હન નામના ફ્રેન્ચ સામ્યવાદીએ 'ધન શું છે' એ નામના પુસ્તકમાં બતાવ્યું કે 'બીજાની પાસેથી ચોરી લીધેલા માલનું નામ ધન છે.' કારણ બીજાના શ્રમથી ઉત્પન્ન થયેલો માલ કોઇ પણ જાતનો શ્રમ કર્યા વિના ધનિક માણસ ભાડું, વ્યાજ અને નફાના રૂપમાં પડાવી લે છે. છતાં તે કહેતો કે પ્રચલિત વ્યવસ્થામાં એકદમ તો ફેરફાર નહિ થઇ શકે. ધન ઓછું કરવા તેની એક યોજના એવી હતી કે ભાડા અને વ્યાજની એક તૃતિયાંશ રકમ સરકાર કર તરીકે લઇ લે.

જર્મનીમાં ફર્દિનાંડ લૅસેલે આ આખો વિષય એક જ પ્રશ્નમાં દર્શાવ્યો: 'મૂડીવાળા અને કારખાનાના માલેકો પોતાની યોગ્યતાના બદલામાં જેટલું પ્રાપ્ત કરવાને હકદાર છે તે ઉપરાંત નોકરો, મજુરો અને બીજા લોકોના શ્રમથી થતી કમાણીમાંથી ભાગ લે છે તે યોગ્ય છે? બીજાના શ્રમનો લાભ લેવાનો તેમને શો અધિકાર છે.?' આ પ્રશ્નમાં સામ્યવાદનાં મૂળતત્ત્વો આવી જાય છે. લૅસેલે બહુ દાખલા દલીલોથી પૂરવાર કર્યું કે મજુરોના શ્રમમાંથી જે ઉપજ થાય છે તેમાંથી મજુરોને તો માંડ માંડ પેટનું ભાડું આપવા જેટલું જ મળે છે; બાકીનું બધું મૂડીવાળાના ભાગમાં જાય છે. તેણે કહ્યું: 'મૂડી આજે એવી સ્વતંત્ર, જબરદસ્ત અને સ્વયંવર્ધમાન શક્તિ બની ગઈ છે કે તે પોતાના ઉત્પાદકને જ પીડી રહી છે. રૂપિયાને રૂપિયો ખેંચે છે. પ્રાચીન કાળમાં મજુરીમાંથી લેવાયલા લાભે આજે મૂડીનું રૂપ ધારણ કર્યું છે અને તે આજની મજુરીને પીસી નાંખે છે. મજુરીનાં સાધન–યંત્રો વગેરે–મજુરોને હઠાવી તેમના સ્થાન પર બેસી ગયાં છે અને એ નિર્જીવ સાધનો સજીવ મજુરોને નિર્જીવ બનાવી રહ્યાં છે.'

પરંતુ આ બધા લેખકોમાં પોતાની બુદ્ધિ અને કલ્પનાના પ્રભાવે કાર્લ માર્કસે સહુથી શ્રેષ્ઠ સ્થાન પ્રાપ્ત કર્યું છે. સામ્યવાદને તેણે શાસ્ત્રીય સ્વરૂપ આપ્યું. તેની ઐતિહાસિક દૃષ્ટિ બહુ સૂક્ષ્મ હતી. તે ઉપરથી તેણે જોયું કે આજકાલ જેટલી આર્થિક બાબતો છે તે બધી મૂડીને અધીન છે. દુનિયામાં મૂડીનું જ રાજ્ય છે. મજુરો ગણાય છે સ્વતંત્ર પરંતુ તેમની

સ્થિતિ ગુલામો જેવી જ છે. મૂડીની પ્રથાથી બે પ્રકારના વર્ગ ઉત્પન્ન થયા છે. એક મૂડી રોકવાવાળો જે પોતાની મૂડીના બળે બીજાની મજુરીનો લાભ ઉઠાવે છે અને બીજો ગરીબ મજુરોનો વર્ગ જે કહેવાય છે સ્વતંત્ર, પરંતુ નથી તેની પાસે જમીન, નથી તેની પાસે મૂડી, નથી પોતાના શરીર સિવાય બીજું કશું સાધન. એ મૂડીવાળાને ત્યાં કોઈ પણ સ્થિતિમાં મજુરી કરવા ન જાય તો કરે શું? તે પોતાની શરીર મહેનત વેચીને મજુરી લે છે પરંતુ માંડ પોતાનો નિર્વાહ થઇ શકે એટલી જ 'મજુરી તેને મળે છે. પરંતુ મૂડીવાળો જેટલી મજુરી આપે છે તે કરતાં એ મજુરે કરેલા શ્રમના વધારે દામ ઉપજાવે છે. દાખલા તરીકે મજુરી રૂ. ૧૦) આપી હોય તો કામ રૂ. ૧૨) અથવા રૂ. ૧૫)નું કરાવી લીધું હોય. તાત્પર્ય એ કે મજુરના શ્રમનું જે સાચું મૂલ્ય છે તે મજુરને નથી મળતું. તેનો અમુક અંશ જ મજુરને મળે છે. અને અમુક અંશ તો મૂડીવાળો લઈ જાય છે. આ લૂંટ કોઇ પણ રીતે બંધ થવી જોઇએ તે ઉપર તેણે બહુ ભાર મૂકયો છે.

વળી પોતાની દીર્ઘદષ્ટિથી તેણે જોયું કે મુડીવાળા તથા મજુર એવા જે બે વર્ગ પડી ગયા છે તેમનાં હિત પરસ્પર વિરુદ્ધ હોઇ બન્ને પ્રતિપક્ષી છે. મૂડીવાળા ભલે પોતાના લોભમાં ઉત્પત્તિનાં અને વ્યવહારનાં સાધનો ઓછાને ઓછા માણસોને હસ્તગત કરતા જાય. પરંતુ મજુરોને પોતાની લૂટાયલી સ્થિતિનું ભાન થયું છે. તેઓ સંગઠિત થઇને મૂડીવાળાઓ પાસેથી આ બધું ઝૂંટવી લેવાના છે. અને પછી બધાં કારખાનાં પોતે ચલાવશે. એક વખત દુનિયામાં મોટી સામાજિક ક્રાન્તિ થશે. તમામ જમીન સાર્વજનિક માલકીની ગણાશે અને ખાનગી મૂડીવાળાઓએ આજે જે કારખાનાં ઉભાં કર્યાં છે તેની વ્યવસ્થા સમાજ કરશે. એટલે ખાનગી મૂડીનું સ્થાન સાર્વજનિક મૂડી લેશે. રૉબર્ટ ઓવેન અને તેના 'વિચારના બીજા આજકાલ ઘણા માણસો છે જેઓ મજુરોની સ્થિતિમાં સુધારો કરવાની વાત કરે છે. આર્થિક અને સામાજિક રચનામાં જે ત્રૂટી હોય તે સુધારવાની વાત કરે છે તે બધા કરતાં માર્કસનું કહેવું એકદમ જુદું જ હતું. તેણે તો કહ્યું કે મજુર વર્ગને મહાન અન્યાય થયો છે અને તેઓ હવે મૂડીવાળાના દુશ્મન છે. દુનિયાના તમામ મૂડીવાળાની સામે કોઈ પણ દેશનો ભેદ ગણ્યા સિવાય મજુર વર્ગ ઉભો છે.' અને માર્કસ કેવળ સિદ્ધાન્તની ચર્ચા કરનારો ન હતો. મજુરોએ બંડ જ કરવું જોઈએ એ બાબતનો તેણે જબરો પ્રચાર કર્યો અને જુદા જુદા દેશના મજુરો ઉપર પોતાના વિચારોની સબળ છાપ પાડીને બધા મજુરોને સંગઠિત કર્યા. મજુરોની પહેલી આંતર રાષ્ટ્રીય સભા જે First Intor National ના નામથી પ્રસિદ્ધ છે તે તેના જ પ્રયત્નથી થવા પામી હતી. આજે દુનિયાના તમામ સામ્યવાદીઓનું વલણ મજુરો અને એકલા મજુરોના જ સંગઠન તરફ છે. મજુરોએ સંગઠિત થઈને વધતે ઓછે અંશે સમાજને બીનજવાબદાર એવા ખાનગી મૂડીવાળાઓના હાથમાંથી આર્થિક અને રાજકીય સત્તા લઇ લેવી એ તેમનો કાર્યક્રમ છે.

કાર્લમાર્ક્સે સિદ્ધાન્તમાં જે પ્રતિપાદિત કર્યું અને બહુ જબરદસ્ત આંદોલન કરી જેને માટે ભૂમિકા તૈયાર કરી તે વસ્તુ રશિયામાં લેનિન અને તેના સાથીઓએ અમલમાં મૂકી. તેનું જ નામ બોલ્શેવિઝમ. લેનિન બોલ્શેવિક લોકોનો સરદાર, પણ તેનો આચાર્ય કાર્લ માર્ક્સ.

કાર્લ માર્ક્સે ભારે આંદોલન કરીને મજુરોને સંગઠિત કર્યા, પરંતુ મહાયુદ્ધ દરમ્યાન પોત પોતાના રાષ્ટ્ર પ્રત્યે પ્રકટેલા મમત્વ અને કેટલેક દરજજે ખોટી રીતે પોષાયલા અભિ-

માને મજુરોની સાર્વભૌમ ભાવનાને ઘડીભર મોળી પાડી નાંખી. પરંતુ રુશિયામાં તેને અનુકૂળ ક્ષેત્ર અને અવસર મળ્યાં. રુશિયાના ઝારના જુલમની વાતો એટલી પ્રસિદ્ધ છે કે તેનો વિશેષ વર્ણનની આવશ્યકતા નથી. રુશિયાએ લડાઇમાં ઝંપલાવ્યા પછી આ જુલમની સાથે ભૂખમરો વધ્યો. અને સને ૧૯૧૭ માં તો એવી સ્થિતિ આવી ગઈ કે લોકો વાટે ને ઘાટે 'અન્ન અન્ન' પોકારતા તરફડવા લાગ્યા. લડાઇ નહતી ગમતી લોકોને, નહતી ગમતી સિપાહીઓને: આ પરિસ્થિતિનો લાભ લઈ રુશિયાના સામ્યવાદી આગેવાનોએ પ્રજાને અને સૈન્યને પોતાના પક્ષમાં લીધું અને ઝારશાહી ઉથલાવી નાંખી: ઝારે પોતાનું પદ સાચવી રાખવા કેવાં હવાત્તિયાં માર્યાં, લેનિન અને તેના સાથીઓએ તેની સામે કેવી તૈયારી કરી એ બધાના વર્ણનમાં ઉતર્યા વિના અહીં એટલું કહેવું જરૂરનું છે કે આટલી મોટી ક્રાન્તિમાં ઘણુંખરૂં બને છે તેના પ્રમાણમાં રક્તપાત નહિ જેવો થયો. ક્રાન્તિકારક સૈન્યમાં કોઇ લૂંટફાટ કરે અથવા કરવાના ઉદ્દેશથી ભળે તેને તે જ સ્થળે ઠાર કરવાનો લેનિનનો ખાસ હુકમ હતો. આ નવી સરકારને સોવિયેટ સરકાર કહેવામાં આવે છે. સૌથી પહેલું કામ તેણે જર્મની સાથે સુલેહ કરવાનું કર્યું અને તે કર્યા પછી પોતાની આંતરિક વ્યવસ્થામાં તેઓ પડ્યા. તેનું બંધારણ અહીં આપતાં પહેલાં એટલું કહેવું જરૂરનું છે કે આ ક્રાન્તિથી બીજાં રાજ્યો ખળભળી ઉઠયાં અને તેમણે સોવિયેટ સરકારને દાબી દેવાનો પ્રયત્ન કર્યો. ફ્રાન્સ અને ઈંગ્લંડે રુશિયાની આસપાસનાં રાજ્યોને ઉશ્કેર્યાં અને તેમને મદદ આપી સોવિયેટ સરકાર ઉપર ચઢાઇ કરાવી. રુશિયામાં ભારે દુકાળ પડયો અને તેને બહારથી અનાજ મંગાવવાની જરૂર પડી. આ અનાજના બદલામાં પોતાને અનુકૂળ એવા ફેરફારો બોલ્શેવિક સરકાર પાસે કરાવવા યુરોપનાં રાષ્ટ્રોએ પ્રયત્ન કર્યો, અને સોવિયેટ સરકારને બીજી સરકારોની સત્તા અમુક અંશે માન્ય રાખવાની ફરજ પડી. જો કે છાપામાં વિશ્વસનીય હકીકત આવતી નથી એટલે અત્યારે રુશિયામાં શું ચાલી રહ્યું છે એ વિષે આપણે ચોક્કસપણે કહી શકીએ નહિ. એટલું ચોક્કસ છે કે નવ વર્ષ થયાં એ અખતરો ચાલી રહ્યો છે અને યુરોપનાં બીજાં રાષ્ટ્રો ગમે તેટલું ઇચ્છવા છતાં તેને તોડી શક્યા નથી. આ ક્રાન્તિને પરિણામે રુશિયામાં કેવા કેવા ફેરફાર થયા છે તેનો ખ્યાલ સોવિયેટ સરકારનું બંધારણ તથા તેના સિદ્ધાન્તો ઉપરથી આવશે. આ રહ્યું તે:

### મજુરી કરનારા તથા ચૂસાતા (exploited) આમવર્ગનું સ્વતંત્રતાનું જાહેરનામું:

૧. રુશિયાને, મજુરો, સૈનિકો અને ખેડુતોના પ્રતિનિધિઓનાં સોવિયેટનું બનેલું પ્રજાસત્તાક જાહેર કરવામાં આવે છે. તમામ મધ્યવર્તી અને સ્થાનિક સત્તા આવાં સોવિયેટોને હસ્તક છે. સ્વતંત્ર પ્રજાઓ પોતાનો સ્વતંત્ર સંઘ બાંધે એ મંડાણ ઉપર રુશિયાનું સોવિયેટ પ્રજાસત્તાક સ્થાપવામાં આવ્યું છે.

૨. એક માણસ બીજા માણસની મજુરીનો લાભ ન લઇ શકે, સમાજમાં વર્ગભેદ નાબુદ થઈ જાય, બધા નફાખોરોને દાબી દેવામાં આવે, સોશ્યલિસ્ટ ધોરણ ઉપર સમાજની પુનઃરચના થાય અને બધા દેશોમાં સોશ્યલિઝમની ફત્તેહ થાય તે ઉદ્દેશથી સોવિયેટોની આ અખિલ-રુશિયન મહાસભા ઠરાવે છે કે:

(क) તમામ જમીન સાર્વજનિક કરી નાંખવાં જમીનની માલકી કાઢી નાંખવી, જમીનને રાષ્ટ્રીય મીલકત જાહેર કરવી અને તે ઉપર મજુરી કરવા ઇચ્છનારાઓને તેમની પાસેથી કશી કીમત લીધા વિના જમીનની વહેંચણી ન્યાયપુરઃસાર થાય તે ધોરણે અને માત્ર વાપરવાના હક સાથે તે સોંપવી.

(ख) જંગલો, ખનિજ સંપત્તિ, રાષ્ટ્રીય દૃષ્ટિએ મહત્ત્વનાં હોય એવાં નદી, નાળાં, સરોવરો, તમામ ઢોર અને તેને લગતી મીલકત, ખેતીવાડીની સંસ્થાઓ અને નમુના રૂપ ફાર્મ એ બધું સાર્વજનિક મીલકત જાહેર કરવામાં આવે છે.

(ग) તમામ કારખાનાં, ઉદ્યોગગૃહો, ખાણો, આગગાડીઓ અને ઉત્પત્તિ તથા વ્યવહારનાં બીજાં તમામ સાધનો મજુરો તથા નફાખોરો ઉપર મજુરોની જે શ્રેષ્ઠતા પ્રસ્થાપિત કરવાના ઉદ્દેશથી તમામ ઉદ્યોગો મજુરોને તાબે હોવા જોઇએ એ સોવિયેટના કાયદાને આ મહાસભા મંજુર કરે છે.

(घ) ઝારે તથા જમીનદાર તથા ફિજ્જળિયાત વર્ગની સરકારે કરેલા દેવાનો ઇનિકાર કરવો એને આ મહાસભા સાર્વભૌમ મૂડીવાદ ઉપર પહેલા ફટકા તરીકે ગણે છે અને આ મહાસભાનો સંપૂર્ણ ભરોસો છે કે મૂડીવાદની સામે મજુરોના સાર્વભૌમ બંડની ફતેહ ન થાય ત્યાં સુધી સોવિયેટ સરકાર એ જ ધોરણ ચાલુ રાખશે.

(च) તમામ બૅન્કો, મજુરો અને ખેડુતોની સરકારને સોંપાઈ છે તે આ મહાસભા મંજુર રાખે છે.

(छ) સમાજમાંથી પરોપજીવી વર્ગ નાબુદ થઇ જાય અને દેશનું આર્થિક જીવન વ્યવસ્થિત થાય તે માટે સમાજને ઉપયોગી એવું કાંઇ પણ કામ દરેક વ્યક્તિને માટે ફરજિયાત ગણવામાં આવે છે.

(ज) મજુરોની સત્તા સ્થપાય અને નફાખોર લોકો ફરી સત્તા હસ્તગત ન કરી શકે તે માટે મજુરોને હથિયાર આપવાનું, મજુરો તથા ખેડુતોનું સોશ્યાલિસ્ટ સૈન્ય–જેને 'રક્ત સૈન્ય' એવું નામ આપવામાં આવ્યું છે તે–બનાવવાનું તથા ખાનગી મીલકતવાળા લોકોને નિઃશસ્ત્ર કરવાનું આ મહાસભા જાહેર કરે છે.

૪. મહાયુદ્ધ પહેલાં અને તે દરમ્યાન જુદાં જુદાં રાજ્યો વચ્ચે થયેલાં ગુપ્ત તહનામાંને મૂડીવાદ અને સામ્રાજ્યવાદના પંજામાંથી માનવસમાજને છોડાવવાના હેતુથી આ મહાસભા ધિક્કારી કાઢે છે અને દુશ્મનોનાં લશ્કરમાં પણ મજુરો અને ખેડુતો વચ્ચે ભ્રાતૃભાવ ફેલાય તથા ક્રાન્તિકારક ઉપાયો દ્વારા મજુરોના હાથમાં સત્તા આવે અને સર્વત્ર સુલેહ સ્થપાય, જેમાં કોઇએ કોઇને દંડ આપવાના ન હોય અને બધી પ્રજાઓનો સ્વતંત્ર રીતે આત્મનિર્ણય કરવાનો હક જળવાય એવી રુશિયામાં સ્થપાયલી સોવિયેટ સરકારની નીતિ છે તેમાં આ મહાસભા સામેલ થાય છે.

૫. એશિયાના વસાહતોના તથા બીજી નાની પ્રજાઓના લાખો માણસોને ગુલામીમાં જકડી કેટલીક પ્રજાઓએ નફાખોરીના સિદ્ધાન્ત ઉપર જે મૂડીવાદની જંગલી નીતિ અખત્યાર કરી છે અને પોતાની સત્તા સ્થાપી છે તેને આ મહાસભા ધિક્કારી કાઢે છે.

૬. સોવિયેટ સરકારે ફિન્લૅન્ડને સ્વતંત્રતા આપી, ઇરાનમાંથી લશ્કર પાછું બોલાવી લીધું અને આર્મિનિયાને આત્મનિર્ણયનો હક આપ્યો તે આ મહાસભા મંજુર કરે છે.

# ઘર ભાડે રાખવાં છે ?

## રાખવાં હોય તો મને પૂછો

'પ્રસ્થાન'ના વ્યવસ્થાપકો બીજાં માસિકોની માફક, ખાસ ભાવ લઈને પણ, માસિકોની વચમાં જાહેરખબર લેતા નથી. મેં આજ સુધી ઘણા પ્રયત્નો કર્યા પણ નથી લીધી. આજે આ છેવટનો પ્રયત્ન સફળ થાય છે. જાહેરખબર આપનારી અને વાંચનારી આલમની આજે અપૂર્વ ફતેહ છે. સર્વને લાભ લેવા વિનંતી છે. વધૂ માટે જુઓ આગળ.

એ તો એમ બન્યું કે ઘણાં વરસો આફ્રિકામાં ગાળ્યા પછી, બધાની જેમ મારે પણ આપણાં સામાજિક બંધનોથી ખેંચાઇને દેશમાં જ આવી રહેવાની ફરજ પડી. કાઠિયાવાડનો વતની પણ સ્ટેટોનાં કરતાં બ્રિટીશ હદમાં જીવન સ્વાતંત્ર્ય વધુ ભોગવાતુ હોવાથી મેં અમદાવાદમાં જ રહેવા નક્કી કર્યું. અહિં આવ્યો અને ઘણાં વરસોથી વિખૂટા પડી ગએલ એક પુરાણા અને અસહકારી મિત્રને ત્યાં એલીસબ્રીજ તરફ ઊતર્યો. થોડા દહાડા પછી રહેવાને માટે ઘર શોધવાની જરૂર પડી.

આફ્રિકામાં એન્જીનીયર તરીકેની નોકરી દરમીઆન એક પ્રાકૃત જન તરીકે હિંદ સ્થાપત્યનો અભ્યાસ કરેલો. હિંદ સ્થાપત્ય માટે હિંદના આર્કીઓલોજીકલ રિપોર્ટ ઉપરથી, ફરગ્યુસન અને હાવેલાદિના પુસ્તકો પરથી હિંદની બાદશાહી મહેલાતો, અને ધાર્મિક મકાનોનો જ ખ્યાલ આવે, પણ હિંદના લોકસ્થાપત્ય (ઘરો) વિષેનો ખ્યાલ મેળવવા માટે કશાં સાધનો ઉપલબ્ધ નહિ હોવાને લીધે ઘરોનો અભ્યાસ નહિ થએલ. બાકી ઘરોનાં વખાણ વગેરે, સ્વદેશ કલાપ્રેમીઓનાં અંગ્રેજી ગૂજરાતી લખાણોમાં કોઈ કોઇ વાર બહાર પડતાં તે વાંચેલાં, પણ એનો પ્રત્યક્ષ અનુભવ તો અમદાવાદમાં આવીને ઘર ભાડે લેવાને બધે ફર્યો ત્યારે જ થયો. ઘરને એક કલાની દ્રષ્ટિથી કોઇ પરદેશી આવીને જોઈ જાય, અને એ વર્ણન કરે તે પરથી કે ઘરના બહારના દેખાવના ફોટોગ્રાફો પરથી ઘરો વિષેનો સાચો ખ્યાલ ન જ થાય, પણ ઘરને રહેવાની દૃષ્ટિથી તપાસીએ ત્યારે જ આપણે તેને પૂરેપૂરા ગુણ આપી શકીએ. અને એ હેતુથી જ આપણને ઘરો અંદરથી બધે ફરીને જોવા મળી શકે, અમથા ઘર જોવાના હેતુથી આપણને કોઈ ભાગ્યે જ ઘર જોવા દે. એટલે મારો આ ગૃહશોધન કે ઘરયાત્રાનો અનુભવ વાચક પાસે મૂકી દઉં છું.

પહેલાં તો ઘર ગામમાં લેવું કે ગામ બહાર,—એલીસબ્રીજ તરફ કે મણિપૂર તરફ કે એવી કોઈ જગાએ—એનો વિચાર થયો. પણ એનો ઉત્તર તો મારા મિત્રના અનુભવથી તુરત જ મળી ગયો. ગામબહાર હવા ઘણી સારી પણ સારી સોબત વિના છોકરાંઓ અને સ્ત્રીઓ એકલસૂરીઆં થઈ જાય. એમને કોઇની સાથે બળનાં કરતાં આવડવાનું નહિ. જો બેચાર પાંચ જણા સાથે રહીએ તો તો સમાન સોબત મળી રહે. નહિ તો પછી બંગલાનાં

આઉટહાઉસમાં રહેતા પગી, માળી વગેરેનાં છોકરાંઓની જ સોબત મળે. આ સોબત શેઠ નોકરના જેવી હોઇ આપણી સ્ત્રીઓ એમની સોબતણુ પર હુકમ ચલાવતી થાય કે તેમના જેવી હલકી થાય. અને છોકરાંઓ તો જરૂર હલકાં થાય. આ ઉપરાંત જ્યારે કોઈ માંદું પડે ત્યારે ગામમાં દાક્તરની દવા માટે, અને ઘરનું સીધું સામાન લાવવા જવામાં બિચારા મરદનો તો કૂચો જ નીકળી જાય. મારા રહેવા દરમીઆન મારા મિત્રને પડતી આ બધી મુશ્કેલી હું જોઇ શકયો. એમની વધારાની મુશ્કેલી બીજી એ હતી કે એમનાં છોકરાંને ભણવાને માટે કોઈ સારી નિશાળ એમના તરફ ન મળે. પોતે પાછા અસહકારી એટલે સરકારી નિશાળમાં છોકરાંને ન મૂકવાં એ વિચાર એટલે છોકરાંને ઘેર રાખે, અને આસ-પાસનાં હલકાં છોકરાં જોડે રમવા ન દે એટલે આખો દહાડો ઘરમાં ભરાઈ રહે. છોકરાં સાવ માવડીયાં થઈ ગએલાં. મારાં છોકરાં જોડે પણ રમતાં ન આવડે. એમનો અસહકારનો આગ્રહ આ રીતે બચ્ચાંઓના વિકાસમાં અંતરાયરૂપ થઈ પડતો જોઈ મેં કહ્યું: 'ભાઈ, એવો આગ્રહ હવે ન રાખો અને ક્યાંક ગામમાં જ ઘર લો, અને સરકારી નિશાળે છોકરાં-એને મોકલો. આમ ગામ બહાર રહેવાથી તો છોકરાંને શહેરમાં રસ્તે હીંડતાં પણ નહિ આવડે.' એમનાં વહુ અમારા મતને મળતાં થયાં ને એમણે મને કમને પછી ગામમાં આવી રહેવાની હા પાડી. પોતાને વખત હતો નહિ એટલે એમને માટે પણ મેં જ ઘર ગોતી આપવાનું માથે રાખ્યું. મેં મેળવેલી વિદ્યા પર એમને વિશ્વાસ હતો એટલે મારી પસંદગીનું ઘર જોયા વિના ય લઈ લેવું એમ ઠર્યું ને હું ઘર શોધવાના કામમાં જોડાયો.

મોટાં શહેરોનો ખ્યાલ કરી હું To Let (ટુ લેટ)=ભાડે આપવાનાં પાટીઆં શોધવા લાગ્યો, પણ મને લાગ્યું કે અમદાવાદમાં હજી એ પદ્ધતિ જોઇએ તેવી પ્રચાર નથી પામી. ચાલતાં ચાલતાં એક સરિયામ રસ્તા પરનાં ભભકાદાર નવાં જ મકાને મારૂં ધ્યાન ખેંચ્યું. તેને પહેલે માળે ભાડાનું પાટીયું પણ હતું. બહારથી મકાન બહુ જ આકર્ષક અને હવાદાર જણાવાથી હું હોંશભેર ઉપર ચઢ્યો, ને જ્યાં દાખલ થાઉં છું ત્યાં જણાયું કે મકાનની અંદર એક પણ રહેવા લાયક ઓરડો નહિ. નાની નાની ઓરડીઓ અને તે એટલી સાંકડી–પાયરી પને–કે તેમાં આડો ખાટલો માય નહિ. પાછી બધી એવી રીતે ગોઠ-વાએલી લાગી કે જુદા જુદા ભાડુતો માટે કરેલી હોય. એક ઓરડીમાંથી બીજીમાં જઇ શકાય નહિ. ઓરડીમાં દાખલ થવાનાં બારણાં સિવાય બીજે કયાંયથી અજવાળું આવવાનું સાધન નહિ. બહારથી જે રોણકદાર રવેશ દેખાતો હતો તે આ ઓરડીઓમાં જવા આવવા માટેની ફક્ત ચાલ જ હતી. અને એ ચાલ પણ પાછી એટલી સાંકડી કે બે માણસ સામ-સામાં પસાર ન થઇ શકે. હું નાસીપાસ થયો. મને લાગ્યું કે મકાનના માલીકે ઘર બહારના દેખાવ માટે જ કર્યું છે, રહેવા માટે નથી કર્યું.

ત્યાંથી આગળ ચાલતાં એક બીજું પાટીયું નજરે પડ્યું. એમાં મકાન માલીકને રૂબરૂ મળવાનું લખેલું, અને મકાન માલીક રહે શાહીબાગમાં ક્યાંક. ને તેમને મળવાનો કોઇ મુક-રર વખત બતાવેલો નહિ, એટલે મેં ખાલી ખુવાર થવાનો વિચાર માંડી વાળ્યો, ને આગળ ચાલ્યો. મારે ધંધાને લાયકની ઑફિસ પણ કરી શકાય તેવું ઘર જોઇતું હતું, એટલે કોઈની ચાલતી ઑફિસ જોવાય તો સારૂં એમ વિચારતો. વિચારતો હું જતો હતો ત્યાં "જેઠાલાલ સોમેશ્વર મહેતા B A. LL. B." નામનું પાટીયું જોયું. મને સંદેહ થયો કે એ એ જ

જેઠાલાલ તો ન હોય કે જેની સાથે એક વાર કાઠિયાવાડની એક મિડલ સ્કૂલમાં હું ભણ્યો ! કંઈક એ ખાત્રી કરવા–જૂની મિત્રતાને તાજી કરવા–ને બાકી તો ઑફિસ જોવા હું ઉપર ચઢ્યો. એ એ જ જેઠાલાલ નીકળ્યા, પણ હું તેમને ઓળખું છું તેવો મેં કંઈ જ ડોળ ન કર્યો અને તેઓ તો મને ઓળખી જ ન શક્યા, પણ ઓળખે છે તેવો ડોળ કરી મારા સ્વાગતમાં મને બેસવા ખુરશી આપી અને એ જે પા અરધો કલાક અમારી મુલાકાતનો ગયો એટલામાં હું એ મકાનની ઑફિસ તરીકેની યોગ્યતા જોઇ ગયો. મકાનની માળની ભોં સીધી સપાટીવાળી ( Levelled ) નહિ હોવાને લીધે બધાં ફર્નીચરોના પાયા નીચે કંઇને કંઈ ટેકણ મૂકેલું. કોઇને ઠીકરૂં તો કોઇને પથ્થર, તો કોઇની નીચે છેવટ ન્યુસપેપરના વાળેલા ડૂચા મૂકેલા. ખુરશી નીચે તો તેવું કશું મૂકી શકાય નહિ એટલે ખુરશી ગમે તેમ મૂકો તોય ડગે. નીચે ગાર, ને તેના પર કાથાની સાદડીઓ પાથરી નાંખેલી એટલે સાદડી તળે ધૂળ જામી જઇ ધૂળામાં મચ્છરો થએલાં તે ટેબલ નીચે લટકતા ટાંટીઆને ચટકા ભર્યા જ કરે. વળી મકાનમાં વીજળી લાવેલા. તેના લટકતા પંખા માથાથી એક જ હાથ ઊંચા રહે. ને જ્યારે એ ફરે ત્યારે જાણે માથું જ અદ્ધરથી ઉંચકાઈ જશે તેવી બ્હીક રહે. નીચે મચ્છર અને ઉપર 'ચક્રં ભ્રમતિ મસ્તકે'ના દશામાંથી છૂટવા હું ખુરશી પરથી ઉઠીને જેઠાલાલભાઇનો કલાર્ક ગાદી તકીએ બેઠો હતો ત્યાં જઈ બેઠો. વકીલ સાહેબ તો કાંઇ લૉનાં પુસ્તક ઉથામવામાં પડ્યા. અને હું કલાર્ક પાસેથી 'પોળોમાં મકાન સારાં મળશે' એવી સલાહ લઈ ઉઠ્યો.

બીજા દિવસથી પોળોમાં તપાસ શરૂ કરી. ગજાનન પાઠકનાં અને રા. રા. રવિશંકર રાવળનાં પોળોની સુંદરતાનાં વર્ણનો આફ્રિકામાં વાંચેલાં, એને પ્રત્યક્ષ અનુભવવાનો આ વખત આવ્યો હોવાથી એ સુન્દરતા કલ્પતો કલ્પતો હું એક પોળમાં પેઠો. એક મોટી પોળમાંથી નાની પોળમાં, તેમાંથી વળી બારી વટાવી કોઇ ત્રીજી જ પોળમાં, એમ બગીચાઓની ભૂલવણી જેમ ગોઠવાએલી પોળોમાં ડૉ. હરિપ્રસાદે પોળ સફાઇમાં જણાવેલ સાથીઆની રચના શોધતાં હું નિષ્ફળ થયો. મને કશો જ નિયમ સમજાયો નહિ. હું એ ગુંચવણ નથી ઉકેલી રહ્યો ત્યાં હું એક મોટા ચોક પાસે આવું છું. ત્યાં વચ્ચે પીંપળો અને આજુબાજુ રંગબેરંગી ઘરો આવી રહેલાં, તેના ઓટલા પર બૈરાંઓ વાતોના તડાકા મારી રહ્યાં હતાં, અને બધે કલ્લોલ હતો. મને આ દૃશ્ય ઘણું જ સુખપ્રદ જણાયું. રા. પાઠકે એક વાર વર્ણવેલી પોળમાં રહેલી નિર્ભયતા અને કૌટુંબિક ભાવના હું જોઇ શક્યો, ને જરા થંભી ગયો ! ! પણ જ્યાં દૃષ્ટિ ફેરવી ત્યાં પોળનાં જાજરૂનો વાડો દીઠો. નાટકના પડદાની જેમ દૃશ્ય જ સાવ બીજું. બીજી તરફ એક હનુમાનજીની બેડોળ મૂર્તિ તેલ અને સિંદુરથી ખરડાએલી હતી. તેને જડેલા કિંમતી આરસો પણ તેલ સિંદુરથી ખરડાએલા હતા. આમ આપણે સુંદર ચીજોને હમેશાં જ બગાડી નાંખીએ છીએ. ટાગોરે એક જગાએ કહ્યું છે કે હિંદુઓ તો દેવ પૂજાની જગાએ જડેલા ઘણા જ કિંમતી આરસોને છાણ માટીના લીંપણથી "પવિત્ર" કરી બેડોળ જ કરી નાખે છે. પોળની અંદરનું સૌન્દર્ય એક નિમિષ માત્ર ભોગવીને હું એક બહારથી ઘણા જ સુંદર લાકડ કામથી શણગારેલા ખાલી મકાન તરફ ખેંચાયો. એની બહારની શોભા પરથી અંદરની શોભાની કલ્પના કરી હું દાખલ થયો. પેસતાં જ ઘરધણી તરફથી સૂચના મળી: 'ભાઇ સાવચેતીથી ચડજો માથું ભટકાય નહિ.' હું તો એ સાંભળી પાછો જ ફર્યો, કેમકે રોજ

આ સાવચેતી આપણે તો રાખીએ, પણ અજાણ્યા માણસો પાસે એ રખાવવી મુશ્કેલ પડે; અને મારે ત્યાં માણસોનો અવરજવર ઘણો રહે છે એટલે મારે તો 'ખીસાં પાકીટ સંભાળો'ની જેમ 'માથું સંભાળો' નું પાટીયું જ મારવું પડે. પણ પાછો ઘરમાલીકના આગ્રહથી ઉપર ચઢ્યો ઉપર આવતાં જ આગળના ઓરડામાં જ જાજરૂ અને નળ. મેં પૂછ્યું: 'બેઠકનો ઓરડો ક્યાં છે?' તો કહે: 'આ તમે ઉભા છો એ જ' મેં કહ્યું: 'આ બેઠકના ઓરડામાં જ નળ ને જાજરૂ!!' એમણે જવાબમાં દલીલ કરી: 'ત્યારે ક્યાં મૂકીએ? નીચેનો ઓટલો દરજીને ભાડે આપ્યો છે, ને કાંઈ પાયખાનું જુદું ભાડે અપાય? પણ ભાઈ, પાયખાનું ગટરનું છે એટલે કાંઇ વાસ બાસ આવશે નહિ? ધોવાશે એટલે સાફ રહ્યાં જ કરશે.' હું સમજ્યો કે ફ્લશીંગ ટેંક * છે ત્યારે સાફ તો રહે ખરૂં, પણ જ્યાં ઉઘાડીને જોઉં ત્યાં ટેંક તો નામનું જ. ત્યાં એટલે ઉંચે પાણી જ અમદાવાદમાં ક્યાંય ચઢતું નથી, એટલે જે બીજે નળ જોવામાં આવ્યો તેમાંથી એક ડફડું આ પાયખાનામાં કાઢી એને ચકલી બેસાડેલી અને આ પાયખાનું આપણે એ ચકલીના પાણીથી ધોવાનું રહ્યું. ઘરધણીએ સૂચવ્યું: 'એ ચકલી તમારે છૂટી જ રાખવી; અહિં બધે એમ જ રહે છે.' ત્યારે હું સમજ્યો કે અમદાવાદનું ઘણું પાણી આમ નકામું જ વહ્યું જતું હશે. એ ઘરમાં છેવટના ઉંડાણના ઓરડામાં રસોડું અને પાણીઆરૂં. એના પાણીના નીકાલ માટે કશી યોજના હતી નહિ. નીકાલ હમેશાં ઉલેચી નાંખવાનો હતો. અને બીજી ખામી અજવાળાની હતી. માત્ર આગળથી ત્રણ બારીઓમાંથી, તે ય જો ત્રણે ય ખુલ્લી રાખી હોય તો અજવાળું આવે, અને પાછળ પછીતની એક બારીમાંથી પાછળના ઓરડામાં અજવાળું આવે વચલો ઓરડો અંધારખાનું. કરા તો બધાના સહીઆરા હોઈ અજવાળું મૂકવાને કામના જ નહિ. અજવાળાની આ અડચણ બહુ ઊંડાં મકાનોમાં ચોક રાખવાથી દૂર થઈ છે. તો પણ શહેરની ગટરો અને નળો મકાનની આગળથી જ પસાર થતા હોવાથી જાજરૂ અને નળ તો મકાનના આગલા ભાગમાં જ રાખવાં પડે છે. અને તેમાં પણ જાજરૂ તો મકાનના ઓટલા ઉપર જ થતાં હોઇ કોઈ કોઇ વાર તો એટલાં સાંકડાં થયાં છે કે મારા જેવા જાડા માણસને તો એમાં આડા થઇને જ પેસવું પડે. આવાં બધાં કારણોને લીધે મેં એ દિવસે જોએલાં ઘરો જવા દીધાં ને મારી તપાસ આગળ ચલાવી.

બીજે દિવસે એક મકાન એવું જોયું કે જેમાં નીચે બધે છો હતી પણ ચઢવાના દાદરા નીચે ગાર હતી. મેં એમ રાખવાનું કારણ પૂછ્યું તો જવાબ મળ્યો: 'બૈરીને સુવાવડના ખાટલા માટે તો કોઈ જગા જોઇએ ને?' મેં પૂછ્યું: 'ખાટલો રાખવાની જગા તમે દાદરા નીચે પસંદ કરી!!! અહિં તો માણસોનો અવર જવર રહે, અવાજ થાય, બૈરીને અડચણ ન પડે?' પાછો દાદરો પણ સાવ જૂનો ખખ થઇ ગએલો. મારા વિરોધના જવાબમાં આરોગ્યશાસ્ત્રનો કોઈ પણ નિયમ મકાન માલીકને સૂઝ્યો નહિ ત્યારે એમણે ફેરવી તોળ્યું: 'મરનારને માટે સાથરો કરવા જેટલી તો કોઈ જગા જોઈએ ને?' એક આલેશાન મકાનમાં પણ આ સગવડવાળો ઓરડો મેં જોએલો. એ ઓરડો બસ

* ફ્લશીંગ ટેંક = એક એવી યોજનાવાળી પાણીની ટાંકી કે જેમાંથી એક નળ નીકળીને ઝાડે જવાની બેઠક સાથે જોડાએલો હોય છે. ટાંકીના માથા પરથી એક સાંકળ જોરે તે નળના મોંઢાને સંબંધ હોય છે. પછી આ સાંકળ ખેંચતાં જ નળમાંથી પાણી જોરથી છૂટીને બેઠકને ચોતરફથી ધોઈ નાંખે છે,

મોખરે જ!! બેઠકના ઓરડાની પાસે જ હતો. બેઠકને બદલે કોઈ અજાણ્યો એ મરવાના ઓરડામાં ઘૂસી જાય!! અને એના કારણોના પ્રશ્નોના પણ આવા જ ઉત્તરો મળ્યા. મરવાને માટે આટલી બધી ચીવટ લેનારાના ઘરમાં રહેવા મારી હિમ્મત ન ચાલી. નહિ તો આ આલેશાન મકાનમાં કેટલાક સાવ અંધારીઆ ઓરડા સિવાય ત્રણેક કુટુંબ રહી શકે તેટલી જગા હતી........ હું એક બીજા નવા જ મકાનમાં ગયો, ત્યાં જો કે અજવાળાની તો ખામી જ હતી પણ સ્વચ્છતા રાખવાની ઘણી જ ચીવટ જણાઈ; અને એક ક્ષણવારમાં મકાન લેવાનો વિચાર થયો ત્યાં અંદર રહેનાર એક વિધવા બાઇએ મને પૂછ્યું: 'ભાઈ! તમારે છોકરાં કેટલાં છે?' મેં કહ્યું: 'છોકરાં તો ચારેક છે.' 'ત્યારે તમે આ ઘરમાં નહિ રહી શકો' તેણે કહ્યું. પુરાવામાં તેણે બે ત્રણ ઘર છોડીને રહેતા એક ગૃહસ્થ બતાવ્યા. મેં બાઇને પૂછ્યું: 'તમે કોણ છો!' એણે કહ્યું: 'ભાઇ હું તો એક કાઠિયાવાડની બાળવિધવા છું, અને આ ઘરની માલીક બાઇને ત્યાં નોકર બની તેને આશરે રહું છું.' મેં પૂછ્યું: 'તમારી શેઠાણી ક્યાં છે?' તો કહે: 'એમણે અનુષ્ઠાન મંડાવ્યાં છે ત્યાં દર્શને ગયાં છે.' મને વિચાર થયો કે છોકરાં અને વસ્તાર નહિ ઇચ્છતી આ બાઈ અનુષ્ઠાન વડે કયું ફળ પામવા ઇચ્છતી હશે!! આ વાત સાંભળી ત્યારે મને એક વાર મારા મિત્રે કહેલ વાત યાદ આવી. તેમણે મને એક વાર પોતાનો અનુભવ કહેલો કે એમના એક વખતના ઘરધણી એમનાં બચ્ચાંથી તો શું પણ એમને ત્યાં આવતા મ્હેમાનોથી કંટાળતા, અને એમને ત્યાં કોઇ આવેલું માણસ પાયખાને જાય ત્યારે ઘર ધણીઆણીનો પોણા કલાકનો ટકટકારો થતો.-એ ટકટકારાથી જ કંટાળીને એમણે એ ઘર છોડેલું.

રવિવારે એક બંધ મકાન જોઇ મેં એ રહેવાનું ભાડે આપવાનું મકાન હશે એમ ધારી પડપૂછ કરી, ત્યાં તો એ મકાન નિશાળનું નીકળ્યું!! એ તો કોઈ ખાનગી નિશાળ હતી પણ મ્યુનિસિપાલીટીની શાળાઓ પણ એવાં ઘરોમાં જ બેસે છે!! તે જ પ્રમાણે કોઇ આધુનિક વિજ્ઞાન શિખેલા ડૉક્ટરો જૂના તબેલા અને ગાડી રાખવાની જગાએ ગોઠવાઇ ગયા છે! એમને પણ બસ મોખરેથી જ અજવાળું મળે!! એ અજવાળું પાછું, એમણે પોતાના ડૉક્ટરી ઠાઠ બતાવવા ખાતર ડીસ્પેન્સીંગ કાઉન્ટરો અને કાચનાં કબાટો આડાં મૂકી અટકાવી પછવાડેના અંધારખાનામાં કમ્પાઉન્ડરોને ગોંધ્યા છે. અલબત્ત આથી એમને આંખના દરદો તપાસવા માટેની અંધારી ઓરડી સહેજે મળી જાય છે ખરી, પણ, પેલા કમ્પાઉન્ડરના શા ભોગ!! મને તો વિચાર થયો કે આર્ટીસ્ટોની શી દશા હશે? એક ખાલી ઘરની પાસે જ એક આર્ટીસ્ટનો "સ્ટુડીઓ!!" સ્ટુડીઓ મકાનના જમાનાના શયનગૃહમાં ગોઠવાએલો લાગ્યો. શયનગૃહમાં એમણે રાતના વખત માટે ઉપરના એક નાના જાળીઆમાંથી આવતી હવા બસ ગણી હશે, એમાંથી અને પેસવાના દ્વારમાંથી આવતું અજવાળું આપણા આ આધુનિક આર્ટીસ્ટના ભાગ્યમાં હજુ લખાયું છે. વધારે અજવાળું લાવવાનો એને કશો માર્ગ જડતો નથી એટલે તે બિચારો દ્વાર પાસે જ એની ચિત્રપાટી ગોઠવી કામ કરે છે. એનાં જે ચિત્રો દૂરથી જોવાવાં જોઇએ તે માત્ર એ નાનકડા ઓરડામાં જમીનથી થોડેક જ ઊંચે લટકાવેલાં! દૂરની દૃષ્ટિ તો એને કલ્પનાથી જ કેળવવી પડતી હશે. મને વિચાર થયો કે આપણી પ્રગતિ કેટલી ખાંડાજરડી છે!! આપણી પ્રગતિ નથી. આપણે હસડાઇએ છીએ. હસડાઈને આપણે ચારેક કદમ આગળ જઇએ એમાં શો દહાડો વળે!! અસ્તુ!

ઘેર આવ્યા પછી મારા મિત્રે અત્રે શરૂ થતી 'કોઓપરેટીવ હાઉસીંગ સ્કીમ'ની વાત કરી. કેટલીક શરૂ થએલી એ સ્કીમ હું જોઈ આવ્યો તો જણાયું કે મકાનોના ઘાટ કે એમની સમસ્ત ગોઠવણમાં ક્યાંય કોઓપરેશન જેવું દેખાતું નથી. જુદાં જુદાં નાનાં મોટાં દરેકને ફાવે તેવડાં અને તેવાં મકાનો બંધાય છે. બધાએ જુદા જુદા નકશેનવીસ× (પ્લાનમેકરો) પાસે નકશા કરાવ્યા હોય, એક નકશેનવીસ બીજા નકશેનવીસથી કંઇ જુદું જ કરે. અને મકાનોમાં ક્યાંઈ મેળ રહેતો નથી. એ જ્યારે પૂરાં થશે ત્યારે જોનારને એમાં કોઓપરેશન દેખાવાનું નથી.

એના કરતાં તો પોળોમાં કોઓપરેશન વધારે સારૂં મૂર્ત થાય છે. પોળોનાં ઘરો પરંપરાના કારીગરો વડે થતાં હોઈ તેમાં વિવિધતા છતાં એક સામાન્ય સૂત્ર માલુમ પડી આવે છે. વળી ઘરોની ઉંચાઇ પણ એકબીજાએ સમજીને ઘણે ભાગે સરખી જ રાખી હોય છે. ઉપરાંત પોળોમાં હળવા મળવાનાં સ્થળો—જેવાકે ક્યાંક નાનકડી દહેરી, ક્યાંક કબૂતરો કે ક્યાંક છેવટ પછી પીપળો જ—હોય છે. આ સ્થળો પરનાં સ્વાભાવિક મિલનમાં જે એક સુખ રહેલું છે તે તો આ કોઓપરેટીવ હાઉસીસમાં નહિ જ દેખાવાનું. અહીં તો બધા સૌ પોતપોતાના 'બંગલામાં' રહેવાનાં. અને કંઇક પશ્ચિમની જીંદગીમાં રહેતી અકડાઇ રખાતાં, ઇતર વર્ણ સાથેનો સહચાર તો સંભવવાનો જ નહિ. એટલે આ સહકારી મકાનોની યોજનામાં સહકાર માત્ર જમીનની કિંમતનાં નાણાંમાં અને સરકાર તરફથી લેવાતી મદદમાં જ છે. સોબત અને સહચાર વિષેની જે અડચણ મારા મિત્રને ભોગવવી પડે છે તે તો આવાં કોઓપરેશનનાં મકાનોમાં પણ ભાગવી પડે. એટલે મેં મારા મિત્રને કહ્યું: 'આપણે એક આપણા જ વિચાર-વાળી મંડળી ઉભી કરીએ ને મકાનો કરીએ તેટલો વખત તો આપણે ભાડે રહીને દહાડા કાઢ્યેજ છૂટકો ને મારી તપાસ ચાલૂ જ રહી.

એક પોળમાં એક ચોકવાળું ઘર: નીચે ઘરધણી રહે ને ઉપરનો માળ ખાલી હતો. તેમાં હવા અજવાળું સારૂં ને ઘણી ઓછી ખામીવાળું. મકાન ઘણા વખતથી ખાલી હતું. તપાસ કરતાં ખાલી રહેવાનું કારણ કોઇએ કહ્યું નહિ એટલે કંઈ વહેમવાળું ઘર હશે એમ મેં માન્યું. પણ ખાલી જ રહે એટલે ભાડું ઓછું હતું. મારા મિત્રને માટે મેં એ નક્કી કર્યું. પોળની એક બારીમાંથી સરિયામ રસ્તે તુરત આવી જવાય તેવી ગોઠવણ હતી. ઘરધણી જૂના વિચારના. એ, એમની પત્ની અને એક છોકરૂં, એટલા જીવ આ મકાનમાં રહે. નીચેની વ્યવસ્થા સારી હતી. આગળ ડહેલી, પછી પરશાળ, પછી ચોક તેમાં એક તરફ રસોડું, પાણીઆરૂં અને તેની પાસે એક તરફ દેવસેવા કરવાનું આળીયું; (ભીંતા કબાટ) ત્યાં બેસી રોજ ઘરધણી પૂજા કરે. ઉગમણા બહારનું મકાન એટલે સવારે ડહેલી સન્મુખ મોઢું રાખી બેસે અને દેવસેવા દરમીયાન ઘરમાં અવરજવરની દેખરેખ રાખે. ઉપર જવાનો દાદરો એમને બેસવાની જગાથી થોડેક છેટે આગલી પરશાળમાં મૂકેલો. જૂનો બજાર દાદરો—ગમે તેટલી ઉંચાઈ માટે પણ એવડો જ હોય તેવો—કાઢી નવો નખાવેલો. ત્યાં થઇને ઉપર જવાનું. ચોક હતો એટલે નળ અને પાણીઆરૂં વચલા ખંડમાં મૂકેલું અને છેવટનો ખંડ રસોડું ગણો કે સૂવાનો ઓરડો ગણો. પણ,આ વ્યવસ્થા તેના ભાડાના પ્રમાણમાં મારા મિત્રને સારી લાગી એટલે અમે બધાં ય એક સાથે ત્યાં આવી ગયાં. આઠેક દહાડામાં મને પણ થોડેક છેટે મારી સગવડો ઘણે અંશે પૂરી પાડે તેવું ઘર મળ્યું અને અમે આમ બન્ને જુદા ઠેકાણે પડ્યા.

× + + + +

× નકશેનવીસ ફારશી શબ્દ છે.

અમે બન્ને કુટુંબો ઘણી વાર હળીએ મળીએ, કોઇ વાર સાથે ફરવા જઇએ, એમ એક વાર અમે સાથે નાટક જોયું. મારા મિત્રના આગ્રહથી અમે બધાં એમને ત્યાં જ સુવા રોકાઇ ગયાં. પોળમાં રહેવા આવ્યા પછી ઘરધણીએ એક વાર સત્યનારાયણની કથા કરાવેલી તે નિમિત્તે અને બે ત્રણ વાર કાંઇ શ્રાદ્ધ સંવત્સરી કે બાધા નિમિત્તે મારા મિત્રના કુટુંબને જમાડેલું. 'આપણે હવે શા નિમિત્તે એમને જમાડવાં ? શું નિમિત્ત શોધવું ?' શ્રાદ્ધ સંવત્સરી, કે બાધા કે તેવું કશું જ મારા મિત્ર માને નહિ. એ તો માત્ર આનંદ ભોજન કરે અને મિત્રોને કરાવે. મેં કહ્યું: 'તમે એમને તમારી અંત્યજ શાળાના વાર્ષિક મેળાવડાના નિમિત્તે જમાડો.' આવી વાતોમાં અને નાટકનાં પાત્રો વિશેના વિનોદમાં અમે ઊંઘી ગયાં.

\+ + + +

એકાએક અમે 'મારી નાંખ્યોરે મારી નાંખ્યો!' 'એ સાહેબ મરી ગયો, મને છોડાવો' 'માસ્તર માસ્તર બહાર નીકળ મારા ઘરમાંથી' 'મારૂં કર્યું ધૂળ મળ્યું'ના અવાજથી સફાળાં જાગી ઊઠયાં. બારણાં ઉઘાડી ચોક પાસે આવી નીચે જોયું તો અમારા ઘરધણી પૂજાના પોશાકમાં અત્યંત ક્રોધાવસ્થામાં એક છોકરાને મારે!! પોતે ધાબળી પહેરેલી, શરીર પર ઠેકઠેકાણે વિભૂતિનાં ત્રિપુંડ કરેલાં, એક હાથમાં ગૌમુખી ને બીજામાં ત્રિશૂળ વડે અમને શંકરના રૌદ્ર સ્વરૂપનું ભાન થયું, અને પૂરાં જાગ્રત નહિ થએલાં એટલે અમને તો તે સાક્ષાત શંકર જ ભાસ્યા. મારતાં મારતાં બોલતા જાય: 'મારી પૂજા અભડાવી, મારૂં ઘર અભડાવ્યું. અરે નખ્ખોદ જાય આ અસહકારી ભાડુતનું ને ખાદીવાળાનું. ક્યાં ગયો પેલો માસ્તર.' મારા મિત્રે પેલા છોકરાને પોતાની અંત્યજ શાળાના છોકરા તરીકે ઓળખ્યો એટલે હેઠે જઈને એને માંડમાંડ છોડાવ્યો. એને આવવાનું કારણ પૂછતાં એણે કહ્યું: 'હું તમને એમ જણાવવા આવેલો કે આજે નિશાળે ન આવશો કેમકે આજુબાજુ પાણી ખૂબ ફરી વળ્યું છે અને આવતી કાલે નદીનું પૂર ઉતર્યે આવજો.'

ડહેલી બહાર પણ માણસોનું પૂર કાંઈ થોડું જામેલું નહિ. એ જરા ઉતર્યું, એટલે અમે છોકરાને બહાર લઈ જઈ ભીંજેલાં કપડાં બદલાવી નવાં આપી વિદાય કર્યો. ઘર ખાલી રહેવાનું કારણ અમે હવે સમજ્યા. ઘરનું પૂર ઉતર્યે મારા મિત્ર પાસે એ ઘર ખાલી કરાવી તેમને મારે ત્યાં એ જ દિવસે લઇ ગયો. ઘરધણીએ પછી એ ઘર ગૌમુત્ર અને છાણથી લીંપાવીને 'પવિત્ર' કરી નાખ્યું. અને થોડા દહાડા બાદ 'મેલ કરવતીઆ ગોચીડા ને મોચીડા' ની જેમ મારા મિત્રને એલીસબ્રીજ જ રહેવા જવું પડ્યું.

"करदिया साबीत के दुनिया गोल है."

હું તો હજુ એના એ જ ઘરમાં રહું છું. અમદાવાદમાં રહી ધંધો કરવાનો વિચાર કરૂં છું પણ આ આટલી દરિદ્રાઇવાળા શહેરમા આફ્રિકાની ફીની ટેવ પડેલા માણસથી એન્જીનિયરીંગનો ધંધો થાય એમ લાગતું નથી. પણ ઘરોનો એટલો બધો અનુભવ થઇ ગયો છે કે ભાડાનાં ઘરો કોઇને જોઇતાં હોય તો મને પૂછવાથી ઘણી માહિતી મળી શકશે. દરેક પૂછનારે ઉપર બતાવી તેમાંથી કેટલી અગવડ ભોગવવા પોતે તૈયાર છે તે સાથે જણાવવું અને જવાબને માટે એક આનાની ટીકીટ બીડવી–પોસ્ટની. પત્રવ્યવહાર ખાનગી રાખવામાં આવશે. મારૂં સિરનામું હાલ તો–ઘરનું નિશ્ચિત નહિ એટલે પ્રસ્થાન ઑફિસ મારફત.

'ઘરશોધક'

૧૦૦ વર્ષ પરનો એક ઇંગ્રેજ સાક્ષર

# સ્વ. બ્રાયન હુટન હૉગસન

દાર્જીલિંગમાં નેપાળ, ભૂતાન, સીક્રીમ અને ટીબેટને લગતી અનેક ખબરો મળી. તેમાં નેપાળનાં પુસ્તકોની તથા બીજી ઘણી જ અગત્યની ખબરો જગતને આપનાર મર્હુમ બ્રાયન હુટન હૉગસન સંબંધી હકીકત જાણવા જેવી છેઃ—

ઇ. સ. ૧૮૨૨ દરમ્યાન, એક જુવાન ઇંગ્રેજ ઇસ્ટ ઈન્ડીઆ કંપનીના નોકર તરીકે નેપાળ ગયો હતો. એ મુલક ઇંગ્રેજ લોકોને તે વખતે છેક અજાણ્યો હતો અને આચાર-વિચાર તથા રીતરિવાજમાં ઇંગ્રેજો અને નેપાળીઓની વચ્ચે ઘણો જ તફાવત હતો; તેમ છતાં ત્યાં રહી એણે એવું સાહિત્ય એકઠું કર્યું કે જેનાથી આખી પૃથ્વીની ૧/૫ વસ્તીનો ધર્મ સમજવાની કુંચીઓ જડી. આ ધર્મ તે બુદ્ધધર્મ; અને એ જુવાન તે બ્રાયન હુટન હૉગસન.

ઈ. સ. ૧૮૧૮ ની ૩૦ મી એપ્રિલે એ બૅંગૉલ સિવિલ સર્વીસમાં કારકુન તરીકે દાખલ થયો હતો. તે વખતે એવો નિયમ હતો કે કંપનીની નોકરી કરનારે ફૉર્ટ વિલિયમની કૉલેજમાં અમુક વખત અભ્યાસ કરીને પરીક્ષા આપવી પડતી. આ કૉલેજમાં મી. હૉગસનની કારકીર્દિ સંતોષકારક નીવડી હતી. ત્યાં એ પર્શિયન ભાષા ભણ્યો હતો. ૧૮૧૯ માં એ કુમાયુન વિભાગના કમીશનરનો આસિસ્ટંન્ટ નીમાયો પણ બીજે જ વર્ષે એણે ખટમંડુ ( નેપાળની રાજ્યધાની )ના રેસિડંટના તાબામાં એસિસ્ટંન્ટની નોકરી માટે ફેરબદલી કરાવી અને પછી બીજા લાભો જતા કરીને ૧૮૩૩ સુધી એ ત્યાં જ રહ્યો. ૧૮૩૩ પછી એ પોતે રેસિડંટ નીમાયો આમ બધું મળીને એણે ૨૧ વર્ષ નેપાળમાં ગાળ્યાં. પછી ૯ વર્ષ એ દાર્જીલિંગ રહ્યો. આ ૩૦ વર્ષ દરમ્યાન સાહિત્ય અને વિજ્ઞાનની પ્રવૃત્તિમાં એણે જે ભગીરથ પ્રયત્નો કર્યા તે નીચે પ્રમાણે છેઃ—

૧ પૂર્વ હિમાલયથી હિન્દી ચીનની સરહદ સુધીની તમામ જાતોનાં કુળ તથા ઐતિહાસિક માહિતી મેળવી.

૨ નેપાળની પ્રજાઓમાંથી આર્ય, મોંગોલિયન તથા આર્ય અને મોંગોલિયનના મિશ્રણથી ઉત્પન્ન થયેલી જાતે એણે તારવી.

૩ મધ્ય, દક્ષિણ હિન્દ તથા સીલોન સુધીની તામીલ અથવા અનાર્ય વસ્તીની સંપૂર્ણ હકીકત એકઠી કરી.

૪ નિલગીરી, પૂર્વઘાટ, સીલોન, નેપાળ અને દાર્જીલિંગમાં વસતા વર્તમાન તથા ભૂતકાળનાં રહીશોની ખોપરીઓ મનુષ્ય પ્રજાશાસ્ત્રના અભ્યાસ માટે એકઠી કરી અને એની પેટીઓ ભરીભરીને એણે યુરોપી વિદ્વાનોના અભ્યાસ માટે મોકલી.

૫ નેપાળ રાજ્યમાંનો અમૂલ્ય પુસ્તક-સંગ્રહ તપાસ્યો. સંસ્કૃતમાં લખાએલાં બુદ્ધ ધર્મનાં પુસ્તકોમાંથી સાહિત્ય અને ધર્મશાસ્ત્રનાં પુસ્તકો વાંચ્યાં અને એની નોંધો, મૂળગ્રંથો તથા નકલો કરાવીને એણે એશિયાટીક સોસાઇટી ઓફ બેંગાલ, રૉયલ એશિયાટીક સોસાઇટી ઓફ લંડન, ઇન્ડીઆ ઑફીસ લાઇબ્રેરી, બૉડલિયન લાઇબ્રેરી ઓક્સફર્ડ, બિબ્લિ ઓ થિક નેશનેલ ઓફ ફ્રાન્સ ઇત્યાદિ સ્થળોએ મોકલી.

૬ પ્રાણીવિદ્યા તથા વનસ્પતિવિદ્યા, ઇતિહાસ, ભૂગોળ, માનવપ્રજાના ગુણોનું જ્ઞાન કે વિજ્ઞાનશાસ્ત્રના વિષયો કંઇ એમને આવડતા નહોતા, પરન્તુ નેપાળ અને હિમાલયમાં રહી એમણે જોયું કે ઉપરની વિદ્યા ભણેલા વિદ્વાનોને પણ નવું જાણવાનું મળે અને જગતના જ્ઞાનભંડારમાં ઉમેરો થાય એવી સામગ્રી મારી પાસે છે. તે યથાસ્થિત આપી શકાય એટલો અધિકાર પ્રાપ્ત કરવા એમણે પ્રથમ તો જુદી જુદી વિદ્યાઓને લગતાં પુસ્તકો મંગાવી ખાસ અભ્યાસ કર્યો અને પછી તો એમની શોધ-ખોળો અને સાધન સામગ્રીથી આખા જગતને લાભ થયો.

૭ નેપાળનું શણ, નેપાળના કાગળ, હિન્દના રેશમના કીડા, પક્ષીઓ અને વૃક્ષો, પશુ, ( આંચળવાળાં પ્રાણીઓ, હરણો, કસ્તુરીમૃગ, યાક ઇત્યાદિની હકીકતો ) વગેરે સંબંધી ૧૨૩ લેખો લખ્યા.

૮ નેપાળમાંથી મેળવેલા આધારોને અનુસરી એમણે ટીબેટન લિપિની હકીકત મેળવી. ટીબેટન સર્વજ્ઞાનસારસંગ્રહકોષ ( સાયક્લોપિડિયા )ના બે સંપૂર્ણ સંગ્રહો આપ્યા. એ સંગ્રહનો દરેક ગ્રંથ ૩૩૪ મોટાં પુસ્તકોનો બનેલો હોઈ ટીબેટન કાગળ પર લાકડાનાં બીબાંથી છાપેલો છે અને એની લિપિ ચીન જાપાનમાં ત્રીપીટકના જે ગ્રંથો છે એના જેવી છે. આમાં ટીબેટના સાહિત્ અને ધર્મની પુરેપુરી હકીકત છે. મગધદેશની ઇ. સ. ૭ થી ૧૩ મી સદાની વચમાં એટલે ઘણુંકરીને ૯ મી સદીમાં ભાષાની આ પુસ્તકો લખાયાં છે. બીજા એક ટીબેટન ભાષાના શોધક હંગરીના સાધુપુરુષ, સોમા ડીકુરુષ આ સંગ્રહને માટે તથા બુદ્ધ સાહિત્યને લગતી શોધખોળોના સંબંધમાં કહી ગયા છેઃ " મી. હૉગસનના પહેલાં બુદ્ધધર્મનું જ્ઞાન અસ્પષ્ટ, અધુરૂં અને ઉપર ઉપરનું હતું. એમણે જ એને પ્રમાણભૂત સ્થિતિ પર મૂક્યું. " એકલા બુદ્ધધર્મના સંપ્રદાયો અને બુદ્ધધર્મનાં સંસ્કૃત પુસ્તકો ઉપર એમણે ૧૮ લેખો લખ્યા છે. એમાં શિલાલેખો, નિબંધો, પ્રાચીન લખાણો સારનાથ, ખંડેરો ઇત્યાદિ વિષે હકીકતો આપી છે.

૯ નેપાળની સૈન્યરચના, એનું લડાયક બળ, લશ્કરમાં જોડાતા ગુરખાઓની જાતો, નેપાળી પ્રજાઓના ઇતિહાસ, જાતીય ઉત્પત્તિ, ભૌગોલિક વિભાગ, નદીઓ, વેપારના માર્ગો, પ્રજાઓનાં શરીર તથા નૈતિકગુણો, લોકકથાઓ, ભાષાઓ, ગીતો અને ધર્મ સંબંધી તમામ હકીકત એકઠી કરી.

૧૦ ભૂગોળવિદ્યાને લગતી માહિતી મેળવવામાં, પ્રાણી, ખનીજ સંપત્તિ તથા આર્થિક વિકાસનાં સાધન સમજવામાં તથા રાજકીય અને વ્યાપારિક લાભોનું ઇંગ્રેજ લોકને જ્ઞાન આપવા માટે એમણે હિમાલય જેવા વિકટ પ્રદેશમાં ઘણું કષ્ટ વેઠીને અને જીંદગીને જોખમે મુસાફરીઓ કરી.

પુસ્તકોના સંગ્રહ કરવામાં, નકલો કરાવવામાં તથા દેશવિદેશ મોકલવામાં મી. હૉગસનને પુષ્કળ ખર્ચ થતું. વળી જુદી જુદી ભાષાઓ ભણેલા વીસેક પંડિતો હમેશાં એમની સાથે રહેતા. એ ઉપરાંત શિકારીઓ, લહીઆ, ચામડાં કેળવનારા, ચિત્રકારો, નકશા દોરનારા માપણી કારકુનો ઈત્યાદિનું મોટું લશ્કર એમની સાથે હતું. એમના પગાર તથા મુસાફરીનાં ખર્ચ પણ મોટે ભાગે મી. હૉગસને પોતાની પાસેથી આપ્યાં છે.

૧૬૮ બરડાની કરોડવાળાં પ્રાણીઓ એમણે નવાં શોધ્યાં. ૧૦૪૯૯ નમુના એમણે બ્રિટીશ મ્યુઝિયમમાં મોકલ્યા, તેમાં ૯૫૧૨ પક્ષીઓ, ૯૦૩ પશુઓ ( આંચળવાળાં ) અને ૮૪ જાતના સાપ ( પેટ ઘસીને ચાલનારાં ) હતાં.

આ ઉપરાંત હજારો પ્રાણીઓની હકીકત તથા ચિત્રો બંગાળાની રૉયલ એશિયાટીક સોસાઇટીને મોકલ્યાં તે જુદાં. ૧૨૪૧ પક્ષીઓનાં ચિત્રો અને ૫૬૭ પશુઓનાં ચિત્રો પુઠાં પર દોરાવીને એમણે લંડનના પ્રાણીવિદ્યા મંડળના અભ્યાસ સારૂ મોકલ્યાં. ૫૫ સાપનાં ચિત્રો, બ્રિટીશ મ્યુઝિયમ સારૂ તૈયાર કરાવ્યાં. ૪૬ માથાંનાં ચિત્રો ક્રીસ્ટી સંગ્રહને, ૬૧ માથાનાં ચિત્રો લંડનના મનુષ્યજાતિ વિદ્યામંડળ ( એન્થ્રોપોલોજીકલ સોસાઇટી )ને અને ૬૬ નેપાળી કલા કૌશલ્યનાં ચિત્રો ઇન્ડીઆ ઑફીસ લાયબ્રેરી સારૂ મોકલ્યાં હતાં. ફ્રાન્સના સંગ્રહ માટે ૨૪ વર્તમાન સ્થાપત્યના નકશા અને ૨૫૮ જુનાં બાંધકામની કળા દર્શાવનારાં ચિત્રો મોકલ્યાં હતાં. વળી આ સાથે બુદ્ધ ધર્મનાં હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ પણ મોકલેલો જેમાંથી ફ્રાન્સના વિદ્વાનોએ બુદ્ધધર્મના ઇતિહાસ વગેરે તારવ્યા.

બ્રિટીશ મ્યુઝિયમમાં જે પુસ્તકો મોકલ્યાં તેની મોટી ૩ પેટીઓ ભરાઇ હતી. એમાં સંસ્કૃત, નેવારી ( નેપાળની જુની ભાષા ), પર્શિયન, અને ઇંગ્રેજી લખાણોનો સંગ્રહ હતો. આ પુસ્તકો એવાં હતાં કે જેની યૂરોપના બીજા કોઇ પણ ભાગમાં નકલ સરખી પણ નહોતી.

અનાર્ય ભાષાઓની ડીક્ષનેરીઓ ( શબ્દકોષ ) સરહદ પરની જાતોની ભાષાઓ તથા એમના પણ શબ્દકોષ એમાં બનાવેલા હતા.

ટીબેટ વિષે મી. હૉગસન પછી ઘણા વિદ્વાનોએ લખ્યું છે. ટીબેટન પુસ્તકોના બે વિભાગ છે. સ્તાંગિયાર એટલે સાહિત્ય વિભાગ અને કાંગ્યર એટલે ધર્મ વિભાગ. ૭મી સદી પછી ટીબેટમાં આપણા હિન્દુ વિદ્વાનો ગયેલા એમણે ટીબેટનોને આપણી સંસ્કૃતિ, ધર્મ ( બુદ્ધધર્મ ) અને લિપિ આપ્યાં. એ હિન્દુ પંડિતોના તથા ટીબેટના વિદ્વાનોના ૨૨૫ ગ્રંથો, મી. હૉગસને મેળવ્યા હતા. એમાંના ઘણા તંત્ર અને સૂત્ર ગ્રંથો છે અને પૂજાવિધિ તથા આચાર ગ્રંથોનાં ૮૫ પુસ્તકો છે. બુદ્ધ ઉપરાંત નેપાળમાંથી ૨૦૦ પુસ્તકો હિન્દુ ધર્મનાં એમણે મેળવ્યાં હતાં. આજ પણ નેપાળમાં હિન્દુધર્મ પાળનારી વસ્તી મોટી છે. એ બર્સે પુસ્તકોમાં દેવદેવતાઓની સ્તુતિઓ અને સ્તોત્રો છે. આ પુસ્તકો જ્યારે હૉગસને મોકલ્યાં ત્યારે એનાં ૩૮૧ પોટલાં થયાં હતાં.

આ પુસ્તકોની નકલો સાથે મી. હૉગસન ઘણાંની પ્રસ્તાવના, સૂચીપત્રો, ટીકા વગેરે લખી મોકલતા હતા. આખી પૃથ્વીમાં કોઈ હિન્દુઓનું સ્વતંત્ર રાજ્ય હોય તો તે નેપાળ છે. એના રાજા અને પ્રધાન સનાતન હિન્દુ ધર્મ પાળે છે. ગૌબ્રાહ્મણ પ્રતિપાળ હોવા ઉપરાંત ત્યાં હજી પ્રેમ છે અને શૌર્ય છે. રાજ્યઆશ્રયથી ચાલતાં મોટાં દેવાલયો છે અને

પુસ્તકોના મોટા સંગ્રહ છે. શંખ, ચક્ર, ગદા અને પદ્મના આકારનાં એમનાં શહેરો છે અને સપ્તકાશી અને પંચગંગા નામની એમની નદીઓ છે. ગૌરીશંકર, પૃથ્વીમાં ઉંચામાં ઉંચો, બરફથી શોભી રહેલો, (Everest) હિમગિરી એમનો છે અને પૃથ્વીમાં અવર્ણનીય સૃષ્ટિ સૌન્દર્ય ત્યાં છે. એક બંગાળી લેખક લખે છે કે હિન્દુસ્તાનમાં એક મહિનો ફરતાં મને ત્યાંના લોકોના મોં પર જે હાસ્ય જોવામાં ન આવ્યું તે નેપાળમાં સેંકડો સ્ત્રીપુરુષનાં મોં પર હું દરરોજ જોઉં છું. કારણ હિન્દ પરાધીન છે જ્યારે નેપાળ સ્વાધીન છે.

મી. હૉગસન પછી નેપાળનો ગ્રંથસંગ્રહ જોવા બંગાળના હરપ્રસાદ શાસ્ત્રી અને રાજેન્દ્રલાલ મિત્ર ગયેલા. એમણે વ્યાકરણ, કાવ્ય, નાટક; જ્યોતિષ, રત્નપરીક્ષા, ધર્મ, પુરાણ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયનાં પુસ્તકોની વિગતવાર હકીકતો આપી છે. આપણા ગૂજરાતમાંથી પણ પંડિત ભગવાનલાલ ઇંદ્રજીત ત્યાં ગયાની હકીકત મળે છે.

પરન્તુ મી. હૉગસન વિષે લખતાં આ બધું વિષયાંતર થઈ ગયું. મી. હૉગસનની સાહિત્યસેવા બે પ્રકારની છે. એક ઈંગ્રેજ સરકાર માટે અને બીજી જગતના વિદ્વાનો માટે. જગતના વિદ્વાનો માટે એમણે જે કર્યું તે ઉપર કહેવાઇ ગયું. સરકાર અને પોતાના દેશ માટે એણે જે સાહિત્ય ઉપરાંત કર્યું તે નીચે પ્રમાણેઃ—

પહેલા અફઘાનવિગ્રહ વખતે જ્યારે ઈંગ્રેજ સૈન્ય વેરમખેરમ થઈ ગયું હતું એવી અણીને સમયે શીખ, સિંધીઆ અને મરાઠા, નેપાળ રાજ્ય સાથે મળીને, ઇંગ્રેજ રાજ્યને ઉથલાવી પાડવાનો પ્રયત્ન કરતા હતા તે મી. હૉગસને તોડી પડાવ્યા. ઈ. સ. ૧૮૧૬ મા, નેપાળે ઇંગ્રેજને હાથે હાર ખાધી હતી તેનું વેર વાળવા, નેપાળ સરકારે ૧૮૩૮ થી ૧૮૪૨ સુધીમાં ૨૩ વાર હિન્દનાં રાજ્યો સાથે મસલતો કરવા મંત્રીશ્વરો મોકલેલા; એમને મી. હૉગસને ના ફાવવા દીધા—એટલું જ નહિ પણ ૧૮૫૭ ના બળવામાં નેપાળીઓની ઈંગ્રેજને એણે મદદ અપાવી.

ઇંગ્રેજના તાબાના, બંગાળમાંના હિન્દી લશ્કરની એકસંપી તોડવા ગુરખા કેવા ઉપયોગી થઇ પડશે અને એમની શૂરવીરતા ઇંગ્રેજોને કેવી કામ આવશે એ સમજાવનાર એ હતો. અને આજે એની શોધ ઈંગ્રેજને, હિન્દ તાબે રાખવામાં અને મહારાજ્ય ટકાવવામાં અમૂલ્ય નીવડી નથી એમ કોણ કહેશે? ૫૦,૦૦૦ ગુરખાઓ જર્મન યુદ્ધમાં, ઈંગ્રેજ અને ફ્રાન્સની બાજુથી લડતાં ફ્લેન્ડર્સના રણક્ષેત્રમાં પડ્યા. નેપાળનાં ગામેગામ આજે જુવો તો સ્મશાન જેવાં, એમના વગર સુનાં થઈ ગયાં છે અને જ્યાં જુવો ત્યાં વિધવા અને વૃદ્ધો સિવાય કોઇ જ જોવામાં આવતું નથી. છતાં હજી સૈન્ય ભરતી વખતે ગુરખાઓ હજારોની સંખ્યામાં વર્ષોવર્ષ હિન્દી લશ્કરમાં જોડાય છે. હિન્દની તીજોરીમાંથી દર વર્ષે ૧૦ લાખ રૂપીઆ આ માટે વળી સરકાર નેપાળ રાજ્યને સાલીઆણાના આપે છે અને આપણે જ પૈસે આપણા ધર્મનાં, આપણા જ લોહીનાં માણસો આપણને દાબમાં રાખવાનું કામ કરી રહ્યાં છે!

સાક્ષર, વૈજ્ઞાનિક, પુરાતત્ત્વનો અભ્યાસી અને શોધક તો મી. હૉગસન હતો જ પણ સ્વ. ગોવર્ધનરામના અભિપ્રાય પ્રમાણે સંસારની પ્રવૃત્તિના પ્રવાહમાંથી તટસ્થ રહેનારો એ નહોતો. મી. અરદેશર ખબરદારે પણ ભાવનગરની સાહિત્યપરિષદમાં ભાષણ કરતાં, સાહિત્યકારોને સાહિત્ય સિવાયની બાહ્યપ્રવૃત્તિથી દૂર રહેવા ભલામણ કરી છે આવી શિખામણો મુજબ મી. હૉગસન

વર્ત્યો હોત તો સંભવ છે કે કદાપિ એના દેશબંધુઓ આ સમયે હિન્દ જેવી કામધેનુ ન રાખી શકયા હોત !

સીધી રાજકીય સેવા કર્યા પછી, ઈંગ્રેજોની વણિકબુદ્ધિને પણ એણે પોષી. નેપાળનો હિન્દ સાથેનો વેપાર સંબંધ ગોઠવી, હિન્દનો વેપાર નેપાળદ્વારા ટીબેટ સાથે કેમ ચાલે એ એણે શોધ્યું. અને ટીબેટથી મધ્ય એશિયા અને ચીન સુધીના રાજમાર્ગો એણે ધ્યાનમાં લઇ લીધા.

વેપારી માર્ગો, મુસાફરીની વિગતો, દાણવેરા, વગેરેની માહિતી પુરી પાડવામાં એમનો હેતુ નેપાળી લોકોને શસ્ત્રઅસ્ત્રની પ્રવૃત્તિમાંથી વેપાર માર્ગે વાળી નાખવાનો પણ હતો. કારણ આવી લડાયક જાત પરદેશી સરકારની સાખપાડોશી હોય એ કંઇ ઠીક નહિ.

નેપાળમાં શુદ્ધ હિન્દુ કાયદાકાનુન પ્રમાણે રાજ્ય ચાલતું હતું તેથી એમાંથી મી. હૉગસનને, આર્ય રાજ્યશાસ્ત્ર વિષે પણ ઘણું જાણવાનું મળ્યું.

નેપાળની સરહદ પર ફરતા ઠગ લોકોના ત્રાસની એમણે માહિતી મેળવી. અયોધ્યા ને નેપાળની સરહદના રહીશો છેક દક્ષિણ સુધી લુંટો ચલાવતા હતા. આ લુંટારૂ કોમનો અભ્યાસ મી. હૉગસને એ લોકોમાં ભળીને કર્યો અને પછી એ બધાને પકડવાનું ખાતું કઢાવ્યું.

ઇંગ્રેજ સરકારની કેળવણી આપવાની યોજના વખતે મી. હૉગસન હાજર હતા. એમણે મૅકોલે અને રાજા રામમોહનરાય જેવાઓના અભિપ્રાયને ટેકો આપી ઇંગ્રેજી અને પ્રાન્તિક ભાષાઓદ્વારા કેળવણી આપવી જોઇએ એવો અભિપ્રાય આપ્યો.

યૂરોપમાં માતૃભાષાઓની ખીલવણીથી વ્હેમ અને અંધકાર દૂર થયો હતો અને જગતે પહેલાં કદી નહિ જોયેલી એવી પ્રજાઓની ઉન્નતિ થઇ હતી એ જ પ્રમાણે અરબ્બી અને સંસ્કૃતને બદલે પ્રાન્તિક દેશી ભાષાઓ અને ઇંગ્રેજી વિદ્યાથી હિન્દનો અંધકાર પણ દૂર થશે એવું ભવિષ્ય મી. હોગસને ભાખેલું.

આ પ્રમાણે અદ્વિતીય સાક્ષર, પક્કા મુત્સદ્દી, બાહોશ રાજદ્વારી, પુરાતત્ત્વ શોધક અને સ્વદેશપ્રેમી મી. હોગસન હિન્દમાં ઈંગ્રેજી રાજ્યનો પાયો નાખનારામાંના એક હતા. એમના વખતમાં આખા હિન્દમાં યોગીઓ, યજ્ઞ કરનારા, શૂરવીરો, દાનવીરો અને જ્ઞાનીઓ તો ઘણા હતા. નાકની અણી પર જ ધ્યાન રાખીને બેસી રહેનારા અને કૈવલ્યમોક્ષ મેળવવાનો પ્રયત્ન કરનારા સ્થળે સ્થળે જોવામાં આવતા પરન્તુ રાષ્ટ્ર છિન્નભિન્ન થઈ રહ્યું છે એ જોયા છતાં એમણે ન જોયું કર્યું. ક્ષત્રિયોએ માંહોમાંહ્ય રાગદ્વેષ પોષ્યા અને કુસંપ, અવ્યવસ્થા અને સંકુચિત સ્વાર્થબુદ્ધિએ આપણી ખરાબી કરી.*

હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ

* "સંસ્કૃત બુદ્ધિસ્ટ લીટરેચર ઑફ નેપાળ"માંની, ડૉ. રાજેન્દ્રલાલ મિત્રની પ્રસ્તાવનામાંથી આ લેખની કેટલીક હકીકત લેવામાં આવી છે. હ. વ્ર. દે.

# આપણા સાહિત્યનું દિગ્દર્શન

## એક વાતચીત

[ આ એક ખરી થયેલી વાતચીત છે. આ પ્રગટ કરવામાં કોઇ અન્ય પ્રાન્તીય સાહિત્યની અવગણના કરવાનો હેતુ નથી તેમ આપણા સાહિત્યની શ્લાઘા કરવાનો પણ હેતુ નથી. પણ હાલ આપણા કેટલાક ગૂજરાતીઓમાં ગૂજરાતી સાહિત્યની અવજ્ઞા કરવાની ટેવ નહિ તો ફેશન છે અને અનુચિત અવજ્ઞા અનુચિત શ્લાઘા જેટલી જ અનિષ્ટકર છે માટે આને પ્રસિદ્ધિ આપી છે. તંત્રી. ]

એક યુવાન મિત્રે સવાલ પૂછ્યોઃ 'ગૂજરાતી સાહિત્યનું સ્થાન કયું?' આ યુવાન બંગાળી, સંસ્કૃત, અંગ્રેજી આદિ સારૂં જાણતા હતા; એમના મનમાં એમણે ગૂજરાતીનું સ્થાન ક્યાં કલ્પી લીધેલું એ એમના પ્રશ્ન અને મુખ ઉપરથી વ્યક્ત થતું હતું. મેં કહ્યું: 'કોઇથી બીજે નંબરે નહિ.' એ જરા ચકિત થયા, અને કાંઈ જવાબ ન આપ્યો. મેં જરા હસીને કહ્યું: 'આપણે જ્યાં સુધી જીવતા છીએ ત્યાં સુધી એનું સ્થાન નીચે શી રીતે સંભવે? એ પ્હેલે નંબરે છે એમ કહી હું બીજા સાહિત્યોની અવગણના કરવા નથી માગતો.' 'શી રીતે?' વિદ્યાર્થી-મિત્રે પૂછ્યું. મેં કહ્યું: 'કઇ રીતે નહિ? હું એટલું સ્વીકારૂં છું કે વિપુલતામાં ગૂજરાતી સાહિત્ય બીજા પ્રાન્તીય સાહિત્યો કરતાં ઓછું હશે; અને બીજું એ પણ કબુલ કરૂં છું કે આપણા બુદ્ધિશાળી અને ચતુર માણસો સાહિત્ય તરફ લક્ષ આપવાને બદલે વેપાર કે વકીલાત કરી પૈસા કમાવવાનું વધારે પ્રસંદ કરે છે. પણ ચિત્તની જે શક્તિ અને વૃત્તિથી સાહિત્ય નિર્માણ થાય છે અને અનુભવાય છે તેની ઉચ્ચતા અને શુદ્ધતાનો સવાલ હોય તો હું કહું છું કે ગૂજરાત કોઇથી બીજે નંબરે નથી, અને એ હું તટસ્થ પરીક્ષકો સમક્ષ પૂરાવાર કરી આપવા તૈયાર છું, એટલું જ નહિ પણ તે તે શક્તિ અને વૃત્તિના પરિણામ રૂપ જે જે સાહિત્ય ગૂજરાતીઓએ નિર્માણ કર્યું છે તેમાંથી કોઇને નિરાશ ન થવું પડે એટલું ઉચ્ચ સાહિત્ય રળી રહે છે.' આ પછી એ યુવાને મારી કસોટી-હું સ્વીકારૂં છું કે જિજ્ઞાસુભાવે જ-કરવા માંડી; અને બંગાળીના ઉત્તમોઉત્તમ કવિઓ અને લેખકોનાં નામ અને કૃતિઓ ગણાવવા માંડી. મેં કહ્યું: 'આ બધાને વિષે મને બહુ માન છે; માટે હું જે કાંઇ કહું તેમાંથી આ કોઇની અવગણનાનો ધ્વનિ કહાડશો નહિ. એક જ કવિની અનેક કૃતિઓની તુલના કરવી કઠણ હોય છે; કારણ કે તુલના શક્ય થાય તે માટે સાધારણ ધર્મો, પૂરતી વિપુલતામાં, શોધવા બહુ કઠણ પડે છે; તો પછી ભિન્ન પ્રકૃતિવાળા ભિન્ન પ્રાન્તોમાં રહેતા અને ભિન્ન ભાષાઓમાં વ્યવહાર કરતા સાહિત્યકારોની તુલના કરી ઉચ્ચ નીચ સ્થાન નક્કી કરવું એ સર્વથા અશક્ય નહિ તો પણ અતિ અતિ દુર્ઘટ છે. એટલે આપણે તો એટલું જ કરી શકીએ કે કોઇ કવિ કે સાહિત્યકાર લઇ એની કૃતિઓ ઉપરથી જ આપણી સમજણ પ્રમાણે એનું સ્થાન કલ્પીએ-અને બીજાનું તેમ કરી ભિન્ન ભિન્ન પ્રદેશોમાં હોવાં છતાં બન્નેની દર્શન અને સર્જન

શક્તિનો કાંઇક ખ્યાલ મેળવી શકીએ. અને આ રીતે વિચારતાં ગૂજરાતને શરમાવવું ન પડે એટલું ઉચ્ચ સાહિત્ય મળી રહે. વળી બીજું તમે——નો દાખલો આપો; પણ હું તમને પૂછું છું, એમાં વાસ્તવિક દર્શન અને સર્જન કેટલું છે, અને કેવળ કાંઇ ન સમજાય એવું ધુમ્મસ કેટલું છે ? અને—ની કૃતિઓ તમને મજબુત કાઠા વિનાના માંસલ લોચા જેવી નથી લાગતી. અસ્તુ. તમે કહો છો કે ગૂજરાતી સાહિત્યમાં ટાગોર ક્યાં ? તો હું તમને પૂછું છું કે બંગાળી ગદ્યમાં ગાંધી ક્યાં ? આનંદશંકરની પ્રસન્ન ગમ્ભીર શૈલી અને ઉંડી સર્વગ્રાહી વિદ્વત્તા ક્યાં ? એમની 'વસન્ત'ની પ્રાસંગિક નોંધો તો તમે વાંચી છે; એવી મને બીજે બતાવશો ? તમે શરચ્ચંદ્રની વાત કરો છો ? તમે મને સરસ્વતીચંદ્રની જોડ શોધી આપશો ? અને હું તમને બંગાળામાંથી 'ક્લાન્ત કવિ'ની જોડ શોધી આપવા વિનન્તી કરૂં છું; અને મહેરબાની કરી કાન્તનાં દેવયાની, વસન્તવિજય અને ચક્રવાક મિથુનની સાથે મનમાં ટકી રહે એવાં કાવ્યો શોધી આપશો ? અને ન્હાનાલાલ અને નરસિંહરાવની કૃતિઓમાંથી જે અનુભવ થાય છે તેવો અને તેટલો તમે મને બંગાળામાંથી શોધી આપોને ? અને શ્રી કેશવ હર્ષદ ધ્રુવનાં જેવાં અનુવાદો મૂળને પણ ભૂલાવી દે એવા મને બતાવશો ? ઇત્યાદિ' પણ આથી મારા મિત્રને સન્તોષ ન થયો. અને એ પ્રાચીન બંગલા સાહિત્યની, ભક્ત કવિઓની, બાઉલ ગીતોની વાત કરવા લાગ્યા; અને પોતે બંગાળામાં રહી સાંભળેલું એક સત્ય મને જણાવ્યું: 'બીજા કોઈ પણ પ્રાન્ત કરતાં બંગાળાની સંસ્કૃતિની પરંપરા બહુ જૂની અને સતત છે, અને તેથી સાહિત્ય અને કળા તેઓમાં આટલાં બધાં ખીલ્યાં છે.' મને જરા હસવું આવ્યું. મેં કહ્યું: 'હું તમને મારા કહેવામાંથી બંગાળી સાહિત્ય અને કળાની અવગણનાનો ધ્વનિ ન કહાડવાની ફરીથી વિનન્તી કરૂં છું. આ બાબતમાં બંગાળાની બીજા પ્રાન્તો કરતાં કાંઈ વિશેષતા નથી. બીહારમાં મહાવીર અને બુદ્ધ અને બીજા શ્રમણ સંપ્રદાયો પેદા થએલા, પાટલીપુત્ર (પટણા) એ ભારત સામ્રાજ્યની લાંબા સમય સુધી રાજધાની હોઈ સંસ્કૃતિનું સ્થાન હતું; એટલે સંસ્કૃતિનું સાન્નિધ્ય હતું. પણ સંસ્કૃતિનાં મુખ્ય અને પ્રાચીન સ્થાન તો મધ્યદેશ (જૂની વ્યાખ્યા પ્રમાણે) અને ઉજ્જયિની અને ભરૂચ. અને પ્રાચીન સાહિત્યની કૃતિઓ લ્યો. પ્રસિદ્ધ પંચ મહાકાવ્યો લ્યો. કાલિદાસ ક્યાંનો ? ભારવિ ક્યાંનો ? માઘ તો ભિન્નમાલ કે શ્રીમાલનો એટલે ગૂજરાતનો. હર્ષ ક્યાંનો ? વારૂ નાટકકારો લ્યો ? કાલિદાસ ભવભૂતિ આદિ. એટલે બંગાળામાં પ્રાચીન કાળમાં કવિઓ અને સાહિત્યકારો થયાં નથી એમ નહિ. પણ જયદેવ સિવાય આખા ભારતવર્ષમાં પ્રસિદ્ધ થએલા બીજા કવિઓની આપણે શોધ કરવી જોઇએ. તમે દણ્ડી અને બીજાં અલંકારનાં પુસ્તકો વાંચ્યાં છે ? વારૂ, ગૌડી શૈલી એટલે ?' આ સવાલથી મારા યુવાન મિત્રનું મ્હોં પડી ગયું. ગૌડ એટલે બંગાળ અને સંસ્કૃત સાહિત્યમાં કર્કશ અને અનિષ્ટ શૈલી તરીકે ગૌડી પ્રસિદ્ધ છે. મેં ચાલુ રાખ્યું: 'મધ્ય યુગ પછી બંગાળામાં ન્યાય દર્શન ખૂબ ખીલ્યું. ગંગેશ ઉપાધ્યાયથી તે આજ સુધી પરંપરા છે. આ નવીન ન્યાય કહેવાય છે. તમે જાણો છો નવીન ન્યાય શેના માટે પ્રસિદ્ધ છે ? વિચારોની નવીનતા માટે નહિ પણ સમજતાં માથાનાં વાળ ખરી પડે એવી 'અવચ્છેદક-અવચ્છેદ્ય' શૈલીની નવીનતા માટે. નાળીએર છોલતાં તો ટોપરૂં મળે પણ આ જટા ઉકેલતા ભાષ્યકાર વાત્સ્યાયન, વાર્તિકકાર ઉદ્યોતકર કે તાત્પર્ય ટીકા લખનાર વાચસ્પતિ મિશ્ર કરતાં વિશેષ અર્થ મળવો

દુર્લભ છે. એટલે બંગાળાની વિશેષતા એની પ્રાચીન સંસ્કૃતિની નથી, પણ એની વિશેષતા વર્તમાન યુગની છે. અંગ્રેજોની અસર નીચે સૌથી પ્હેલા એ અને મદ્રાસીઓ આવ્યા અને એ સંબંધના ગુણદોષો તમે એમનામાં જોશો.

અને ભક્ત કવિઓ તો હિન્દુસ્થાનના કયા પ્રાન્તમાં નથી થયા? નરસિંહ મહેતાથી તે ૧૯૦૦ ની સાલમાં અવસાન પામેલા અર્જુન સુધી એટલે લગભગ ઠેઠ આજ સુધી પરંપરા ગૂજરાતમાં ચાલુ છે; અને લોકગીતો, ભીખારી ગીતો આદિ ગૂજરાત–કાઠીઆવાડમાં ક્યાં ઓછા છે. પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં એ અખાના મર્મ વાક્યો અને ભોજાના ચાબખા જેવું સાહિત્ય બીજા પ્રાન્તોમાં છે કે નહિ એ જાણવાની મને ઘણી ઉત્કંઠા છે. અને પ્રેમાનંદનાં જેવાં સુંદર આખ્યાનો–હકીકત અને વર્ણનનું સૌષ્ટવ સાચવતાં આખ્યાનો–જો બીજે મળે તો તો તેમનો તુલનાત્મક અભ્યાસ કરીએ; અને ભાલણની કાદંબરી? પ્રાચીન સાહિત્યોમાં આ જાતની આટલી સફળ પ્રવૃત્તિ મને બીજે બતાવશો? અને જૈનોએ લખેલું પ્રાચીન ગૂજરાતી સાહિત્ય તમે જોયું છે? એ રાસાઓને મળતા બીજા સાહિત્યોમાં રાસાઓ હું ખોળું છું; અને કદી પણ ન ખૂટે એવો તમે એમનો કથાઓનો ખજાનો જોયો છે? વળી એક બીજી વાત. તમે જાણો છો ને કે કોઈ પણ સાહિત્યની કસોટી એનું ગદ્ય છે. પ્રાચીન સાહિત્યોમાં ગૂજરાતી જેટલું જૂનું અને સારૂં ગદ્ય કોનું છે?' મારા મિત્ર આ વાતથી ચકિત થયા અને ન માનતા હોય એમ લાગ્યું. મેં કહ્યું: 'તમે ગયા વર્ષના પુરાતત્ત્વનો છેલ્લો અંક વાંચ્યો છે? એમાં જિનવિજયજીએ પ્રાચીન સમયની ગૂજરાતીમાં લખાએલી એક ઐતિહાસિક ચર્ચા આપી છે. તેની શૈલી આજના ચર્ચાના જમાનામાં પણ માન ઉત્પન્ન કરાવે એવી છે. પણ એ તો ઠીક. હજી અપ્રસિદ્ધ કેટલું છે તે તમે જાણો છો? જુઓ જિનવિજયજી હમણાં જૂનામાં જૂના ગૂજરાતી ગદ્યના નમુનાઓનું સંપાદન કરે છે. તે વાંચો એટલે સમજાશે કે એ કેટલું સરળ અને પ્રવાહબદ્ધ છે.' મારા મિત્રે કબુલ કર્યું કે ગૂજરાતી પ્રાચીન સાહિત્ય કોઇ પણ પ્રાન્તના જેટલું વિપુલ, વિવિધ અને સારૂં છે; અને સરળ ભાવે પોતાનું અજ્ઞાન કબુલ કરી કહ્યું: 'આપણે એ લોકો જેટલું આપણા પ્રાચીન સાહિત્યનો અભ્યાસ કરી લોકો આગળ મૂક્યું નથી.' મેં એ કબુલ કર્યું અને કહ્યું: 'એમાં તો મહારાષ્ટ્ર બંગાળ બધાંએ આપણા કરતાં આગળ વધી ગયાં છે; અને અત્યાર સુધી જેઓએ પ્રાચીન ગૂજરાતી સાહિત્ય આપણામાં બ્હાર પાડયું છે તેમાં શ્રી કેશવ હર્ષદ ધ્રુવ કે એવા બીજા બે ત્રણ સાચા વિદ્વાનો બાદ કરીએ તો બાકીની બધી quackery છે.' પણ વર્તમાન સાહિત્ય વિષે મારા મિત્રને સંતોષ થયો નહિ. મેં હસીને કહ્યું: 'ઊણપ હોય એટલી તમે પૂરી કરો. પણ તમે એટલું તો સ્વીકારો છો ને કે એ સૌની સાથે ઉભું રહી શકે એમ છે?' મારા મિત્રે જરા વિચારી અને મને ચીત કરતા હોય એવા ભાવથી પ્રશ્ન પૂછ્યો: 'પણ સાહેબ, આપણું નાટક ક્યાં અને બંગાળીઓનું નાટક ક્યાં?' હું પણ મૂક થઈ ગયો. મેં રાઇનો પર્વત, ઇન્દુકુમાર, રાજર્ષિ ભરત આદિના નામ લીધાં, પણ તરત જ મારે સ્વીકારવું પડ્યું કે એ ભજવાતાં નાટકો નથી; અને જે ભજવાય નહિ તે નાટક શેનું?

૨૦

# ભીલ પ્રદેશનાં કેટલાંક રેખાચિત્રો

આજકાલ મોટરથી અવર જવર બહુ વધી પડી છે. જ્યાં જ્યાં પાકી સડક હોય ત્યાં ત્યાં મોટર, નાની ફોર્ડ, ઑમ્નીબસ ( ટુંકામાં જેને 'બસ' કહે છે ) કે માલને માટે બનાવેલી લૉરી, જે આપણે ત્યાં બેઠકો ઉમેરીને મનુષ્યોને માટે વપરાય છે, તે જગ્યા જગ્યાએ જોવામાં આવે છે. રેલવે સ્ટેશનથી ૧૦-૨૦ માઇલ દૂરના ગામે તો શું, પણ ૫૦-૬૦ તથા ૮૦-૯૦ માઇલના ગામોએ પણ આ 'બસો' આપણને લઇ જાય છે. જ્યાં રેલવેનો રસ્તો ફેરમાં હોય છે, અને સડક સીધી હોય છે, ત્યાં મોટરની મુસાફરીથી વખતનો પણ બચાવ થાય છે. મોટરો ફેરવવાના જે લાઇસન્સ-રજાચિઠ્ઠી-આપવામાં આવે છે તેમાં દર ઉતારૂ દીઠ માઇલે બે આના સુધી ભાડું લેવાની પરવાનગી હોય છે; પણ મોટરો ફેરવવાની હરિફાઈ એટલી બધી વધી ગઇ છે કે માઇલે એક આનાનું ભાડું તો સાધારણ થઇ પડયું છે, અને માઇલે અરધો આનો લેવાના દાખલા પણ ઘણે ઠેકાણે મળી આવે છે. રેલવે મુસાફરીમાં ત્રીજા વર્ગનું ભાડું માઇલની ત્રણ પાઈ સાધારણ રીતે હોય છે, તેના પ્રમાણમાં આ બમણું કે ચારગણું પણ ભાડું આપી સાધારણ કમાણીના લોકો પણ મોટરમાં પાંચ કે દસવીસ ગાઉની મુસાફરી કરે છે. પાકી સડક પર બારે માસ, તથા કાચી સડક પર આઠે માસ આવી મોટરો ફેરા કર્યા જ કરે છે. જ્યાં કાચી પણ સડકો હોતી નથી ત્યાં આવી ભાડુતી મોટરોનો ઉપયોગ થઈ શકતો નથી.

## મોટરમાં ભીલો

ભીલ પ્રદેશમાં પણ આ મોટરો પેઠી છે. દાહોદથી ઝાલોદ ( ૨૧ માઇલ ), દાહોદથી આલીરાજપુર ( ૪૪ માઇલ ), અને દાહોદથી ગરબાડા ( ૧૨ માઇલ ) મોટરો; દિવસમાં એક વખત અને ઘણી વખત બબ્બે વખત મળી શકે છે, અને તેમાં પ્રમાણમાં સુખી ભીલો શેઠ સાહુકારોની સાથે, અડોઅડ બેસીને ગરબાડા, લીમડી, ઝાલોદની મુસાફરી કરે છે. દાહોદથી ગરબાડે મારે થોડા માસ પહેલાં તો ગાડામાં આવવું જવું પડતું, પણ હાલમાં બાર આના કે રૂપીઓ ખરચવાથી ગરબાડે આવી શકાય છે, અને ત્યાંની ભીલશાળા તપાસવા કે તેની આજુબાજુના ગામડામાં જવા, સ્હેલથી એકાદ કલાકમાં પહોંચી શકાય છે. સાહસિક શોખે મોટરવાળાઓ-માલેક અને હાંકનાર, શેઠ અને નોકર, બંને પોતે જ હોવાથી બહુ સારા ફાવી શકે છે, અને તેઓએ આ ભીલ પ્રદેશમાં સારો પગપેસારો કર્યો છે.

## કેળવણી વિ. ગરીબી

ગરબાડાની ભીલશાળા તપાસી. હાલમાં ખેતીના કામને લીધે, નીંદવા ગોડવાનું કામ પૂરે જોસમાં ચાલતું હોવાને લીધે હાજરી ૫૦ ટકા જેટલી રહે છે. કોઈ વખતે તો તેથી પણ સ્હેજ ઓછી રહે છે, પણ ૫૦ ટકા રહે તો મને તો અસંતોષ ન થાય. ભીલના ઘરમાં

ચોમાસામાં ખાવાને મકાઇ અથવા બીજું કાંઈ પણ અનાજ સીલકમાં ન હોય, ખેતરમાં નીંદવાનું કે એવું જ બીજું કામ વધી ગયું હોય, ત્યારે પોતાના ઘરના મોટાંછોકરાંને આ કામમાં ન લગાડે તો શું કરે ? બિચારો ભીલ તેવે વખતે ભણવા ગણવાથી ભવિષ્યમાં–થોડા વર્ષ બાદ અને તે પણ પોતાના છોકરાને–ફાયદા થશે તેની ગણત્રી કરે કે પોતાના ખેતરમાં આજે જ ઘાસ ઉગી ગયું છે તે વગર પૈસે એટલે વગર ભાડુતી દાડીયે, ઘરનાં માણસો–જેનાં પેટ તો તેને ભરવાનાં જ છે –ની મદદથી સારી મકાઇ મહિના માસ પછી જ થઇ જશે અને તેનાથી પોતાનું અને પોતાના કુટુંબનું ભરણપોષણ કરી શકાશે તેના ફાયદાની ગણત્રી કરે ? જે છોકરાઓને ભણવાની બહુ હોંસ હોય છે, તે આવે વખતે માબાપની મરજી વિરુદ્ધ છાનામાના નિશાળે છટકી આવવાના દાખલા બને છે.

## કેળવણીના મિશનરી ધૂળાભાઇ

આ ગરબાડાની ભીલશાળામાં એક ભીલ ( ખરી રીતે ભીલને મળતી એક ' પટેલિયા' કરીને જ્ઞાતિ છે તેના ) શિક્ષક ધુળાભાઈ નામે છે, તે વ્યક્તિ જાણવા જેવી છે. પંદરેક વર્ષથી દાહોદ પાસે મુવાલિયા ગામે ભીલ શિક્ષકોને કેળવવા માટે જીલ્લા બોર્ડે આશ્રમ ( મફત બોર્ડિંગવાળી શાળા ) કાઢયો છે, ત્યાં ધુળાભાઇએ ગૂજરાતી સાત ધોરણનો અભ્યાસ કર્યો. પણ વ. ફા. ની પરીક્ષામાં નાપાસ થયા, તેથી અભ્યાસ મુકી દઈ **ભીલસેવામંડળ**ની આ શાળામાં રૂ. ૧૪ના સારા ગણાતા પગારથી શિક્ષક તરીકે આસરે સવા વર્ષ પર જોડાયા. હાલ તેમનો પગાર રૂ. ૧૬ થયો છે. ધુળાભાઇ ઉદ્યોગી હોવાથી ફરીને વ. ફા. ની પરીક્ષામાં બેઠા અને સારે નંબરે પસાર થયા. તેમને તેમની કોમને સુધારવા, ઉન્નતિ કરવા, શિક્ષીત કરવા ઘણી હોંસ છે, તેથી કોઈ પણ જાતના ઉત્તેજન વિના, કાંઈ પણ ખાસ વિશેષ પગાર વિના તેઓ રાત્રિશાળા ચલાવે છે, અને ૧૦–૧૨ છોકરાઓ કાયમ તેમને ત્યાં દેખાય છે. રાત્રે બેસાડીને મુખગણિત, આંક વિગેરે શીખવે છે, વખતે રામાયણમાંથી વાતો કહે છે. છોકરાઓ ભણીગણીને મોટા થયા બાદ, સંસારમાં પડયા બાદ, પોતાની કોમને શી રીતે ઉપયોગી થઇ પડે તેના ચિત્રો દોરી આપે છે. ધુળાભાઇને થોડું સુથારી કામ પણ આવડે છે, કારણ કે તેના પિતા સારા સુથાર છે; તેથી બાળકોને સુથારી કામ પણ શીખવે છે. તેઓને ડ્રીલ પણ સારી શીખવતાં આવડે છે, અને તેમના કેળવેલા ૧૫–૨૦ મોટા છોકરાઓનું ટોળું જ્યારે કવાયત કરે છે, ત્યારે તેમની છાતી ગજ ગજ ફુલે છે. તે વખતે તેઓ પહેરણ, ચડ્ડા અને ધોળી ટોપીમાં સજ્જ થયેલા હોય છે અને એક અચ્છા ડ્રીલ માસ્તર દેખાય છે. તેઓ સારી કવિતા પણ બનાવી જાણે છે, પણ તે પોતાની જ્ઞાતિની ઉન્નતિના વિષય સંબંધી જ બનાવે છે.

## ભીલોમાં પોલીસનો ત્રાસ

આ ભીલ પ્રદેશ, પંચમહાલ, ૧૮૬૩ સુધી શીંદે સરકાર–એટલે ગ્વાલિયર મહારાજાને તાબે હતો. તે સાલમાં ઝાંસીની પાસેના કેટલાક પ્રદેશની સાથે આ પ્રદેશ ઇંગ્રેજ સરકારે અદલ બદલ કર્યો. આજે ઇંગ્રેજી રૈયત દેશી રાજ્યમાં જવાને ખુશી ન થાય. વરાડના લોકોએ ગઈ સાલ શોરબકોર કરી મૂકયો હતો તેના ધ્વનિ આપણા કાનમાંથી હજી ગયા નથી, પણ તે જમાનામાં ઇંગ્રેજી રૈયત પણ કાંઈ અવાજ કરી શકી નહતી, કારણ ૧૮૫૭નો તોફાનો તરતના જ થઈ ગયા હતા અને રૈયત ભયભીત થયેલી હતી. પંચમહાલના ભીલોને

તો આ ફેરફારથી લાભ થયો છે. ઇંગ્રેજી લશ્કર અને કંપેનેટથી તેઓ બીરુ તો જરૂર બન્યા છે, પણ દેશી રાજ્યના ભીલો કરતાં તેઓ ઓછા ત્રસ્ત છે, અને પડખેના જીલ્લાઓમાં જઇને ઉજળિયાતોના સમાગમમાં આવી, કાંઇક સ્વતંત્રતાની હવા લેવા લાગ્યા છે. શીદિ સરકારના રાજ્યનું અવશેષ હજુ અમારે ત્યાં ઝાલોદ તાલુકામાં મોટે ભાગે, અને થોડે અંશે પાંચે મહાલમાં રહેલું છે. ઝાલોદમાં મોટામાં મોટો અમલદાર મહાલકારી (મામલતદાર નહિ) રહે છે, તેને બધા ભીલ, અને તેને લીધે વેપારી વર્ગના લોકો પણ, 'સરકાર' કહીને સંબોધે છે, પછી તે સરકાર પારસી હોય, વાણિયો હોય, બારોટ હોય કે પાટીદાર હોય. આખા પંચમહાલમાં પોલીસનું રાજ્ય કેટલેક અંશે વ્યાપેલું રહ્યું છે. પોલીસ—જેને ભીલો તરકડા, અથવા ટુંકમાં તકડા, નામે ઓળખે છે તે જ ગામડામાં વિશેષ હરતા ફરતા હોવાથી, અને મહેસુલી ખાતાના તલાટીઓ તો તાલુકાના જ શહેરોમાં વસતા હોવાથી, તેઓ જ વિશેષ વેઠ કરાવે છે, તેઓ જ વિશેષ મરઘાં કુકડાં ઉઘરાવે છે, તેઓ જ દ્વેષથી ખોટા કેસો ઉત્પન્ન કરી શકે છે, અને તેઓ જ ખોટા પુરાવા ઉભા કરી ભીલોને સાબરમતીની તુરંગમાં મોકલી શકે છે. આથી પોતાના ઝુપડા તરફ કોઈક 'તકડા'ને દૂરથી આવતો જોઇ, ઝુપડામાંથી ભીલ છાનોમાનો નીકળીને ચાલતી પકડે, અને તેની બૈરી કહે કે ઘરમાં કોઇ મરદ નથી તો તેમાં જરાએ આશ્ચર્ય નહિ.

## સાત કેરીની ચોરી?

આવા પોલીસ રાજ્યમાં ધૂળાભાઇને પણ વેઠવું પડયું છે. ભીલ સેવામંડળનું કામ બીકણ અને ગરીબ ભીલોને મદદ કરવાનું રહ્યું. જ્યારે કોઈ અમલદાર તેને મારકુટ કરે, વેઠ કરાવે, વિના કિંમતે ઘરમાંથી કાંઈ ચીજ લઇ જાય, ત્યારે સેવામંડળની ગામડાની શાળાના આચાર્ય પાસે અથવા દાહોદની કચેરીએ કોઇ ભીલ હિંમતથી પહોચી જાય અને સેવામંડળના કાર્યકર્તાઓ તેને મદદ કરવાનું યોગ્ય હોય તે કરે. આથી સેવામંડળ પ્રત્યે ઘણાખરા નીચેના અમલદારો, ખાસ કરીને પોલીસના હવાલદાર ફોજદાર વિગેરેનો કરડો ડોળો હોય છે, અને સ્હેજ લાગ મળતાં, અથવા સાચો ખોટો ગમે તેવો લાગ મેળવીને મંડળના કાર્યકર્તાઓને હેરાન કરવાને ચૂકતા નથી. ગઈ સાલ ઉન્હાળામાં કેરીની મોસમમાં ઝાડના રખવાળની પરવાનગીથી લીધેલી સાત કેરી ઉચકીને ધૂળાભાઇ જતા હતા. જેમ નજીવી કિંમતનાં બોર કે એવાં કાંઈ ફળ લેવાની કોઇ ના પાડે નહિ, તેમ ધૂળાભાઇને સાત કેરીઓ લેવા દીધેલી. જોગજોગે આગળ ચાલતાં પોલીસના ફોજદાર સાહેબ મળ્યા. આ ફોજદાર સાહેબે થોડા દિવસ પહેલાં જ ભીલો પાસે વેઠે ઘાસનાં ગાડાં લીધેલાં, તથા કુંભારો પાસેથી છાશ કરવાની ગોળીઓ લીધેલી તે વાત બહાર આવેલી હતી, તેથી આ ફોજદાર સાહેબ ધુંધવાઈ રહ્યા હતા, અને આ માસ્તરડાઓના પર વેર લેવાની તક શોધ્યા કરતા હતા. પણ પ્રથમ તેમને ગરીબ બિચારા ધૂળાભાઈ જ મળી ગયા. એક બે પૈસાની સાત કેરીઓ ચોરી લાવ્યા માટે (ચોરીની કોઇ ફરિયાદ કરવા આવ્યું ન હતું, પણ રખેવાળને ધમકાવી તેની રજા વિના કેરીઓ લીધી છે એમ પરાણે જુબાની લઇ) ધૂળાભાઇને આખી રાત ગરબાડાની કાચી જેલમાં રાખ્યા, તથા બીજે દિવસે બપોરે બાર માઇલ તડકામાં ચલાવી, હાથકડી ચડાવી, બાવડે દોરડી બાંધી, દાહોદ મોકલી આપ્યા. આ પ્રમાણે પોલીસે પોતાનો અમલ શાંત ધૂળાભાઈ ઉપર બજાવી ભીલ પ્રદેશમાં પોતાની હાક વગડાવવા પ્રયત્ન કર્યો. ધૂળાભાઈ દાહોદ જઈને જામીન

પર છૂટયા. તેમનો કેસ પાંચ સાત સુનાવણીમાં પુરો થયો, સરકારના (એટલે ગરીબ રૈયતના) સેંકડો રૂપીઆ સરકારી વકીલને ખટાવવામાં ખર્ચાયા, અને છેવટે ધૂળાભાઈને ચેતવણી આપીને મેજીસ્ટ્રેટે છોડી મૂક્યા; પણ આથી ધૂળાભાઈનો ઉત્સાહ જરાએ નરમ પડયો નથી, અને કાંઇ બન્યું ન હોય તેમ પોતાનું કામ શાંતિથી કર્યે જાય છે. આમ ભીલ બાળકોના માનીતા શિક્ષક તેઓ થઈ પડ્યા છે.

## ભીલોની આર્થિક સ્થિતિ

એક દિવસ ગરબાડાથી પાંચ માઇલ દૂર જાંબુસાની શાળા પગે ચાલીને તપાસવા જતાં રસ્તામાં જે કોઇ ભીલ સામા મળતા, તેમની સાથે હું વાતો કરતો જતો હતો. આથી મને કાંઇ નવું જાણવાનું મળતું, અને ભીલને એમ લાગતું કે મારી સાથે સમાન દરજ્જેથી વાત કરનાર કોઈક ઉજળિયાત માણસ છે. ત્રણ ચાર ભીલો તો ગરબાડે થોડું થોડું ઘી વેચવા જતા હતા. થોડું થોડું એટલે પાંચ દસ શેર નહિ, પણ પાશેર કે અર્ધોશેર દરેક જણ વેચવા જતા. ઘી સંબંધી વાત નીકળતાં તેઓ હાલ ઘીનો શું ભાવ છે તે મને પૂછતા. પોતે વાણિયાથી છેતરાઈ ન જાય તેની કાળજી ભીલને હમેશાં રહે છે, છતાં તે છેતરાય છે તો ખરો જ. એક ભીલ પોતાના સગાને ત્યાંથી પરોણે જઈને પાછો આવતો હતો. પોતાના સગાને ઘેર ૮–૧૦ કે ૧૫–૨૦ માઇલ પણ દૂર પરોણા થઈને જવાનો ભીલોમાં બહુ રિવાજ હોય છે. આ તેની holiday–making–ફુરસદ કાઢીને મોજ કરવાની રીતિ. પરોણે જઇને પાછા આવતી વખતે યજમાન તેને જરૂર કાંઈ સાથે બંધાવે. કાં તો મકાઈ, કાં તો મકાઇનો આંટો, કાં તો એકાદી દાળ દસવીસ શેર એટલું યજમાન પોતાના પરોણાને, ચાર છ દિવસ રાખ્યા પછી, સાથે બંધાવીને રવાના કરે છે. આજના શિક્ષિત લોકોમાં પરોણાને આગગાડીના એક બે ટંક માટે ભાતુ બંધાવવાનો રિવાજ નાબુદ થયો છે, ત્યારે આ ભોળા અશિક્ષિત ભીલોમાં આ રિવાજ સર્વ સાધારણ છે. બીજો એક ભીલ તો માથે આસરે અર્ધો મણ મકાઇ લઈને મળ્યો. "આ મકાઇ કયાં લઈ જાય છે, અને તેનું શું કરવાનો ?" એમ પૂછતાં તેણે કહ્યું: "ગરબાડે લઇ જાઉં છું અને વહોરાને આપીને લુણ, મરચાં, તમાકુ વિગેરે ઘર ખરચી માટે લાવીશ." ચીજોની અદલાબદલી–Barter–ની રીતિ લગભગ નાશ થયેલી છે, છતાં આમ ખૂણેખાંચરે દેખવામાં આવે છે. મકાઇ વેચીને રોકડ પૈસા કરીને રોકડ પૈસા ઘરમાં રાખી મુકવા કરતાં, થોડી ઘણી મકાઈ જ, ઘરખરચી કરતાં જરા વધારે હોય તો પણ, રાખી મુકવી એ ભીલને આર્થિક દૃષ્ટિએ હિતાવહ લાગે છે, અને ખરી રીતે તેમ જ છે. શિયાળા ઉન્હાળામાં વેચવા જાય ત્યારે જે ભાવ આવે તેના કરતાં ચોમાસામાં નવું અનાજ પાકે તે પહેલાં અનાજનો ભાવ સૌથી વધારેમાં વધારે હોય છે, તેથી તેને સંઘરી રાખવી પોસાય છે. એક બીજો ભીલ તો કહે: "આ મકાઇ વેચીને રાચું (એટલે કુંભારને ત્યાંથી માટલા) લાવીશ." ભીલને તાંબા પિત્તળના ઠામ જોવા પણ ભાગ્યે જ મળે છે. શહેરમાં માટીના માટલાથી પાણી ભરનાર ક્વચિત નજરે પડે અને ભીલ ગામડામાં તાંબાપિત્તળને બેડેથી પાણી ભરનાર સોગન ખાવા પણ ન જડે. નવું અનાજ પાકે ત્યારે ગામડાનાં કુંભારો પોતપોતાનો ઘરાક ભીલોને ત્યાં લગડા ભરીને માટલા નાંખવા જાય છે, અને બદલામાં તે જ ગધેડા ઉપર મકાઇ અથવા તેવું જ કાંઇક અનાજ લઇ આવે છે. બીજો એક ભીલ

ખાલી કોથળો લઈને સામો મળ્યો. તે શું કામે જાય છે એમ પૂછતાં કહ્યું: "બાબા, વહોરાને ત્યાં ખાધ મંડાવીને લેવા જાઉં છું." ચોમાસામાં ઘણા ભીલોની કોઠીઓ ખાલી જ હોય છે. ચોમાસાના ત્રણ ચાર માસ તેને બહુ જ આકરા જાય છે. તે વખતે મહેનત કરવાની ઘણી અને ખાવાનું થોડું. ભીલનો ખોરાક કોઇ તોળીને તેના આંકડા રાખે તો માલમ પડે કે તે શિયાળામાં માથાં દોઢ દોઢ શેર ખાય છે, ઉન્હાળામાં તેથી ઓછું એટલે આશરે સવા શેર કે વખતે શેર પણ થાય, અને ચોમાસામાં તેને પોણો શેર કે અરધો શેર પણ ભાગ્યે જ મળતું હશે. આટલાથી પણ તે બિચારો સંતોષ માની દિવસ ગુજારે છે. દુષ્કાળ નિવારણના કામો ઉપર અથવા જેલમાં પણ દરેક દુકાળિયા અથવા કેદીને દોઢ શેર અનાજ મળે છે, પણ ભીલને તો તેટલું પણ મળતું નથી. આ તો સારા અથવા સાધારણ વર્ષોની વાત થઇ. વહોરો અથવા વાણિયો દુકાનદાર આવે વખતે દોઢીયાં કરીને માંડે છે, એટલે કે ઉધારે આપવાનું હોવાથી રોકડેથી એક રૂપીઓ કિંમત હોય તો દોઢ રૂપીઓ માંડે છે. એક તો શિયાળે ઉન્હાળે અનાજની જે કિંમત હોય તેના કરતાં દોઢી કે બમણી કિંમત ચોમાસાના દિવસોમાં હોય છે, અને ઉધારે લેવાનું હોવાથી તેના પણ દોઢા, એટલે શિયાળાની કિંમત કરતાં સવાબે ગણી કે ત્રણ ગણી કિંમત તેને બિચારાને આપવાની હોય છે. કોઠીએ જાર—અથવા ખરી રીતે મક્કાઇ—ન હોવાથી તથા ભર ચોમાસે ઉધારે તે લાવવી પડતી હોવાથી સારી શાખવાળાને પણ આ પ્રમાણે ૧૨૫ થી ૨૦૦ ટકા વ્યાજ આપવું પડે છે. આવા જબરા વ્યાજના ઘોડાને કોણ પહોંચી શકે ?

દાહોદ, ભીલસેવા મંડળ. અમૃતલાલ વિ. ઠક્કર

---

# લોકચર્યા

[ આ માસિકના વાચકોને અને ગુજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવા યોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. —તંત્રી. ]

## મારો પંજાબનો પ્રવાસ

૨

અમૃતસરથી સહરાનપુર થઈ મેરઠ જીલ્લાના એક બિનોલી ગામમાં જવાનું હતું. ત્યાં જતાં ખાસ વિશેષતા ફળોની અને રથોની અનુભવાઈ. ફળમાં ખાસ કરીને લુકાટ હતાં. આ ફળ મોટા બોર જેવું હોય છે અને ગરમીમાં થાય છે. તે ખટમધુરૂં, સ્વાદિષ્ટ તથા પુષ્ટિકારક હોય છે. એ ફળો ત્યાં એટલાં બધાં પાકે છે કે આ તરફ જેમ નાગપુરી સંતરાં પ્રસિદ્ધ છે તેમ ત્યાં સહરાનપુરી લુકાટ પ્રસિદ્ધ છે. શેરડી પણ તેટલી જ થાય છે. ઘણું

વર્ષ પહેલાં એક વાર મારા મિત્રે મને કહેલું કે સહરાનપુરનું બજાર કાળા રંગનું છે. કારણ ત્યાં શેરડીને લીધે ચોમેર માખીઓ છવાએલી હોય છે. આ ઉપરાંત આંબાનો પાક પણ પુષ્કળ છે. આ પ્રદેશ ગંગાયમુનાની મધ્યનો છે. ત્યાં જ્યાં જુઓ ત્યાં નહેર માલમ પડે છે. નહેરો હોવાને લીધે વરસાદની ખાસ જરૂર રહેતી નથી. અનેક જાતની પેદાશ છતાં ત્યાંના લોકોમાં કંગાલિયત તેટલી જ છે. અંદરોઅંદર લડવાનું, કોર્ટે ચડવાનું, અને દારુ વગેરે કેફી ચીજો પીવાનું પરિમાણ શિક્ષણ સાથે જ વધ્યું છે અને વધતું જાય છે. ત્યાં જાટની પુષ્કળ વસ્તી છે, પણ તેઓ કાઠિયાવાડના ગિરાસદારોની પેઠે વ્યસનમાં અને કોર્ટમાં ખુવાર થઈ ગયા છે.

અમે બડોદ સ્ટેશને ઉતર્યા. બડોદ એ એક કસબો છે. ત્યાં પ્રમાણમાં જૈનોની વસ્તી સારી છે. ત્યાંના કંદોઇ પણ જૈનો જ છે. તેમાં યે દિગંબર સંપ્રદાય ત્યાં મોટો છે. એ લોકોની એક હાઇસ્કૂલ ચાલે છે. બડોદની ભાગોળમાં થઈ બિનોલી જવા નીકળ્યા ત્યારે એક બાજુ એ હાઇસ્કૂલના મેદાનમાં વિદ્યાર્થીઓનું સંગીત દૂરથી સંભળાયું. એ સંગીતની ઢબ ઉપરથી જ એ દિગંબરની કોઇ સંસ્થા હોવાનું મેં કલ્પેલું જે પાછળથી સાચું પડયું. તે વખતે ત્યાં કોઇ ઉત્સવ ઉજવાતો હતો. એ હાઇસ્કૂલ ત્યાંના એક જમીનદાર દિગંબર ગૃહસ્થ ચલાવે છે. થોડીક સરકારી ગ્રાન્ટ બાદ કરતાં બાકીનો બધો ખર્ચ તે જ પુરો પાડે છે. એને જ અંગે એક બોર્ડિંગ પણ છે; જેમાં માત્ર જૈન વિદ્યાર્થીઓ જ રહે છે.

## વિલાસ માટે વાનપ્રસ્થ

એક તરફ આવા વિદ્યાપ્રેમી ગૃહસ્થોની સન્માર્ગે ઉદારતા અને બીજી તરફ વિલાસ-છત્રી જમીનદારોનો દુર્વ્યસનો પાછળ સર્વસ્વ ત્યાગ એ બન્ને મને એક જ સાથે આ પ્રવાસમાં અનુભવાયાં. એક મોટી આવકવાળો દિગંબર જમીનદાર જેને બાળબચ્ચાં નથી અને ધારે તો બે ત્રણ હાઈસ્કૂલો સ્વતંત્ર ચલાવી શકે તેને પણ તે તરફ જ જોયો. એનું કામ નવી નવી તરુણીઓ શોધવાનું અને તેને અંગે આવશ્યક વ્યસનો કે ખટપટો સેવવાનું સાંભળ્યું ત્યારે જાતિ અને ધર્મમાં દાખલ થયેલ વિષનું ખરૂં ભાન થયું. લગભગ વીસ વર્ષ પહેલાં આરા શહેર ( બિહાર ) ગયેલો ત્યારે એક સંસ્કૃત વિદ્યાના અભ્યાસી દિગંબર વિદ્યાર્થીનો મિત્રભાવે પરિચય થયેલો. એ વ્યક્તિ એક મોટા જમીનદારનો પુત્ર છે. તેણે કોઈ વાર પોતાના વતનમાં આવવા મને કહેલું. અચાનક મેરઠ જીલ્લા તરફ આવવાનું બનવાથી, એવી ધનાઢ્ય સ્થિતિમાં પણ ખાસ કરીને તેના સંસ્કૃત વિદ્યાના રસને લીધે મળવાનું મન થયું. પણ પૂછપરછ કરતાં તેની વિષમ સ્થિતિ કાને પડી. આજે તો એણે સંસ્કૃત વિદ્યાના પોથાંઓ ફેંકી દીધાં છે, બીજાં પણ સામાજિક કે ધાર્મિક કામોથી વાનપ્રસ્થ મેળવ્યું છે, અને હવે તો તેમણે વિલાસ માટે જ સન્યાસ લીધો હોઈ બધી સંપત્તિ બરબાદ કરવા માંડી છે. આ વ્યક્તિ સાહસપુરનો એક જમીનદાર છે. આ બધી સ્થિતિ સાંભળતાં અને જોતાં દેશની દશા ઉપર અનેક વિચારો આવ્યા: દેશની ગરીબી તો એવી કે ઘણાકને બે વાર ખાવા પણ ન મળે. એટલું જ નહિ પણ એકવાર પૂરૂં પેટ ન ભરી શકનાર કરોડો છે. બીજી બાજુ નોટોને પાન અને બીડીની પેઠે ફૂંકી દેનાર વર્ગ ઉભો છે. એ વર્ગ પૈસા, લાગવગ અને સત્તાને લઇ પ્રતિષ્ઠિત ગણાય છે. રાજ્યક્ષેત્રમાં, સમાજમાં, ધાર્મિક ક્ષેત્રોમાં, એની જ હાક વાગે છે. જેટલું શિક્ષણ અત્યારે મળે છે તે બધું તેને પોતાને અને તેના

આશ્રિતોને માટે ઝેર રૂપે પરિણમે છે. આ રાજસત્તાના અનેક મજબુત સ્તંભોમાં આવો આત્મભાન વિનાનો, પદવીઘેલો ધનિક વર્ગ એ એક મજબુત સ્તંભ છે.

### આડત આડત આડત

બડોદમાં અનેક વસ્તુઓની ખાસ મંડીઓ છે. સાકર, આજુબાજુથી તૈયાર થઈ પુષ્કળ આવે છે ને પરદેશ ચડે છે. પાછળથી ઓળખાણમાં આવેલા એક મારવાડ શિરોહી સ્ટેટ તરફના વતની જૈન ગૃહસ્થે મને કહ્યું કે અહીં મારી આડતની દુકાન છે ને હું બાર મહિને સાકર, ગોળ ને અનાજ લાખો રૂપીઆનો પરદેશ રવાના કરૂં છું. સાકર અમે ખાધી. ખૂબ મીઠી. આપણા દેશમાં શેરડી, ગોળ, અને સાકરનાં પેદાશના પૂરા સાધનો છતાં આજે પરદેશથી લાખો રૂપીઆની તેની આયાત થઈ રહી છે. તેના કારણો ઉપર નથી વ્યાપારીઓ વિચાર કરતા કે નથી દેશી રાજાઓનું ધ્યાન. ખરી રીતે આવા અનેક ઉદ્યોગો તુરત પગભેર થઈ શકે તેવી સ્થિતિ આપણા દેશના ઘણા ભાગની છે; પણ પરદેશીઓ સાથે હરિફાઇમાં ટકવા માટે જે સંગીન વ્યવસ્થા, શિક્ષણ, ધન અને રાજરક્ષણ જોઇએ તે નથી. આ દેશમાં વ્યાપારીઓ નવીન પરિસ્થિતિમાં ટકી શકે એવું શિક્ષણ નથી અને પૈસાપાત્ર લોકોને પૈસાનો ઉપયોગ કયાં અને કેમ કરવો એવું જ્ઞાન, સાહસ, વિશ્વાસ કે ત્યાગ નથી. તેથી જ જ્યાં દેખો ત્યાં માત્ર આડત, આડત ને આડત જ નજરે પડે છે. ક્યાં યે મૂળ ઉત્પાદક ધંધો નથી જણાતો.

પ્રવાસના વર્ણનમાં આ કથન અપ્રાસંગિક જેવું ગણવાની કોઈ ભૂલ ન કરે. મારી દૃષ્ટિ તો જેટલું જાણી શકાય તેટલું જાણવાની જ હતી. એટલે આ પ્રસંગે એ ન જણાવું તો ઉલટો સંકુચિતપણાનો દોષ જ વ્હોરૂં. અસ્તુ.

એ પ્રદેશમાં ફળોની પેદાશ વિષે એટલું જ કહેવું બસ છે કે ખાસ મોસમોમાં દાડમ, સંતરાં, વિગેરે મોંઘાં ગણાતાં ફળો ત્યાં તદ્દન સસ્તાં થઇ જાય છે અને એક મારા બનારસના પરિચિત, હમણાં દિગંબર જૈન હાઇસ્કૂલમાં ધાર્મિક શિક્ષકનું કામ કરતા પંડિતે મને કહ્યું કે હું મારો દેશ બુંદેલખંડ છોડી અહીં રહ્યો છું તેના ખાસ કારણોમાં ફળની સુલભતા પણ એક છે. તેથી જ હું પુષ્ટ રહું છું.

### જીવનમાં યોગવાસિષ્ઠ

બડોદથી ચાલી નવ માઇલ ઉપર બિનોલી જવાનું હતું. સામાન ત્યાં જ વિશ્વસ્ત સ્થળે રાખી ચાલ્યા. તડકો, ભૂખ અને ચાલવાનો શ્રમ એ બધાં એકત્ર મળ્યાં અને અમને પાણી માટે પ્રેર્યા. લગભગ ત્રણ માઇલ ચાલ્યાં હઇશું ત્યાં એક વિસામો આવ્યો. એક કુવો, ઉપર દોરડીવાળી ડોલ, પાસે બગીચો, આંબાનાં ઝાડો અને એક કુટિરમાં બાવાજી. પાણી પીધા પહેલાં સુગંધથી લલચાઈ ગભરામણ દૂર કરવા ગુલાબના ફુલ તરફ ધ્યાન ગયું. માગું-નમાગું એ વિકલ્પમાંથી પસાર થઇ છેવટે બાવાજી પાસે એક માત્ર ફુલ માગ્યું. કયાં તો ધમકી કે ચીપીઓ ઉગામવાનો ભય અને કયાં તો એ બાવાની સહજ પ્રસન્નતા! એમણે કહ્યું: 'આખો બગીચો તમારો જ છે ને? પ્રભુએ આ સૃષ્ટિ સૌના સુખ માટે સરજી છે. ફુલ શું, જે જોઇએ તે લ્યો.' ખરેખર બાવાજીના આ હાર્દિક ઉદ્દગારથી જે થાક દૂર થયો તે ગુલાબના ફુલોથી કે બીજી વસ્તુઓથી કદી જ દૂર ન થાત. અરબસ્તાનનું આતિથ્ય વખણાય છે પણ અનુભવ્યું નથી. કાઠીઆવાડના અને બીજા ભાગોના આતિથ્યનો અનુભવ

છે પણ બાવાના એ ઔદાર્યે તો અમને જુના ભારતના આતિથ્ય અને સહજ સરલપણાંની યાદ આપી. બાવાજીની પાસે યોગવાસિષ્ઠનું પુસ્તક પડ્યું હતું. પ્રેસના ભૂતને પ્રતાપે એવાં ધર્મ પુસ્તકોની પહોંચ તો આજે ઘરેઘરે છે, એ પુસ્તકો ઉપર આજીવિકા કરતા હજારો બાવા, બ્રાહ્મણ અને બીજા ધર્મગુરુઓને જોયા છે, પણ જીવનમાં જ યોગવાસિષ્ઠ ઉતર્યું હોય એવા બાવાઓ તો બહુ વિરલ જ જોયા છે. તેમાંના આ બાવા. આ બાવાને જોઈ કાકા કાલેલકરના હિમાલયના પ્રવાસમાંના પ્રવૃત્તિમાર્ગે કર્મયોગી ખખડધજ બાવાનું સ્મરણ થઈ આવ્યું. અમારે હજી છ માઈલ ચાલવાનું હતું. ઉઠવા માંડ્યું પણ બાવાજીએ કહ્યું: 'રાત પડશે, અહિં રહી જાઓ. દૂધ વગેરે અહીં પ્રસાદી મળશે.' અમે તો કૃતઘ્નતાપૂર્વક નમસ્કાર કરી બિનોલી તરફ આગળ વધ્યા.

રાત્રે ત્યાં પહોંચ્યા. બિનોલી એ એક તદ્દન નાનું ગામડું છે, જેમાં મુખ્યભાગ જૈનોનો અને તેમાં યે સ્થાનકવાસી જૈનોનો છે. એ ગામની થોડે દૂર બે નદીઓ ખૂબ વહે છે. કુવાઓ પુષ્કળ છે. આંબાના મોટા મોટા બગીચાઓ છે. ઘઉં, શેરડી, વગેરે પુષ્કળ પ્રમાણમાં પાકે છે.

## વયોવૃદ્ધ કીર્તિપ્રસાદજી

મારો ઉતારો એક મોટા જમીનદારને ત્યાં હતો. એ ચાર ભાઇઓમાં બે વકીલ અને તેમાં યે એક તો અસહયોગ વખતે વકીલાત છોડી છે. વકીલાત છોડ્યા પછી તેઓનું જીવન તદ્દન બદલાઈ ગયું છે. આજે એ વયોવૃદ્ધ કીર્તિપ્રસાદજી ગુજરાનવાલાં જૈનગુરુકુળના અવૈતનિક અધિષ્ઠાતા છે. તેઓ અર્ધો કલાક તો રેંટીઓ ફેરવે જ. તેમણે શરૂઆતમાં ડિસ્ટ્રીક્ટ બોર્ડ મારફત અનેક નિશાળોમાં રેંટીઆ અને શાળો દાખલ કરાવેલાં. એ બાબુજી તો હજી પણ મહાત્માજીના સિદ્ધાન્તોમાં તેટલાજ પાકા છે. પાંચ અને દશ વર્ષ પહેલાનાં તેમના પરિચય વખતે મારી સામાન્ય એવી કલ્પના થયેલી કે પંજાબ અને યુ. પી. ના લોકોમાં બંગાળ, દક્ષિણ કે ગૂજરાત જેવું બુદ્ધિસૂક્ષ્મત્વ નથી હોતું. આ કલ્પના કદાચ ખોટી કે એક દેશીય હશે. ગમે તેમ હો પણ આ વખતના એ બાબુજીના પરિચયે મારા ઉપર જુદી જ છાપ પાડી. તેમના પરિચયથી હું એમ માનતો થયો કે શિક્ષણ અગર અભ્યાસનું પ્રમાણ જરાયે ન વધ્યું હોય, પ્રથમ જેટલું જ હોય અને છતાં જો મનુષ્યના ચારિત્રમાં વિકાસ થાય તો એ શિક્ષણ અને અભ્યાસ બહુ દીપી ઊઠે છે એટલું જ નહિ પણ તેમાં ઊંડાણ માલમ પડે છે. ખરી રીતે ચારિત્ર એ શિક્ષણની સુવાસ છે.

## જૈનાચાર્ય વિજયવલ્લભસૂરિ

બિનોલીમાં મારે મુખ્ય રીતે જેને મળવું હતું તે હતા જૈનાચાર્ય વિજયવલ્લભસૂરિ. એઓશ્રી જન્મે ગૂજરાત અને વડોદરાના છે. પ્રસિદ્ધ જૈનાચાર્ય આત્મારામજીના એઓ શિષ્ય છે. તેઓનું મુખ્ય જીવન પંજાબમાં વ્યતિત થયું છે. તેઓના વિચારમાં સંકીર્ણ સાંધુસમાજની છાપ બહુ જ ઓછી છે. આજે જૈનોને શું જોઇએ છે એ તેઓ પ્રમાણમાં બીજાઓ કરતાં ઠીક સમજે છે તેથી જ સ્થળે સ્થળે વિદ્યા, કોઇ પણ જાતની વિદ્યાના પ્રચાર માટે જ તેઓ મહેનત કરે છે. મુંબાઇનું મહાવીર જૈનવિદ્યાલય અને ગુજરાનવાલાનું ગુરુકુળ એ તેઓની વિદ્યાપ્રિયતાના નમુનાઓ છે. આ અરસામાં ત્યાં ચૈત્ર સુદ ૧૩ આવી એટલે મહાવીર જયન્તિનો દિવસ. જૈનાચાર્ય વિરાજમાન અને જૈનસંપ્રદાયના પ્રધાન

પુરુષ ભગવાન મહાવીરની જયન્તિ એટલે સામાન્ય રીતે જ તે વખતે મારે કાંઈક બોલવું એવી માગણી થઇ. તેમના અતિ આગ્રહને વશ થઇ તે પ્રસંગે જે થોડુંક હું બોલ્યો હતો તેનો ટુંક સાર 'પ્રસ્થાન'ના વ્યવસ્થાપકનો તેટલો જ આગ્રહ હોવાથી–વિષય બહાર હોવા છતાં–અત્રે આપું છું.

## 'મહાવીર જયન્તિ' : પ્રવચન

"હિંદુસ્તાનમાં માત્ર દેવપૂજા નથી. તેમાં પુરુષપૂજા પણ છે અને અત્યારે તે મુખ્ય છે. જે પુરુષોની પૂજા અસાધારણપણે ચાલે છે તે ચારે ક્ષત્રિય છે. રામ, કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર એ ચારે ક્ષત્રિય પુરુષો આર્યજાતિના વિશિષ્ટ આદર્શોના આત્મા છે. રામે કુટુંબમર્યાદા અને પ્રજાનીતિનો આદર્શ પૂરો પાડી મર્યાદા–પુરુષોત્તમ તરીકેની ખ્યાતિ મેળવી છે. કૃષ્ણે વિપત્તિમાં માર્ગ કાઢવાની કુશાગ્ર બુદ્ધિ દાખવી જગત સમક્ષ કર્મયોગ મૂક્યો છે. બુદ્ધે વૈયક્તિક જીવનની શાન્તિ માટે ધ્યાન અને સમષ્ટિ જીવનની શાન્તિ માટે દયાનો માર્ગ દાખવ્યો છે, ત્યારે મહાવીરે સૂક્ષ્માતિસૂક્ષ્મ પ્રાણીને પણ પોતાના તરફથી જરાએ ત્રાસ ન થાય એવી રીતે કઠોરતમ સંયમ અને તપોમાર્ગ જીવનમાં ઉતારી, હજારો અગવડોનું હસતે ચહેરે પાન કરી અહિંસાનો પાઠ શીખવ્યો છે. આ વારસો માત્ર આર્યજાતિનો નથી પણ તે દ્વારા સમસ્ત વિશ્વનો છે.

"રામની જન્મતિથિ રામનવમીને જૈનો પણ જાણે જ, કૃષ્ણની જન્માષ્ટમીને ન જાણનાર બાળક પણ અહીં નહિ હોય, પરંતુ બુદ્ધની જન્મતિથિ જાણનાર વિદ્વાનો પણ આ દેશમાં કેટલા છે એ પ્રશ્નનો ઉત્તર મેળવવા જનાર સહૃદયને તો આંસુ સારવાં પડે. મહાવીરની જન્મતિથિને જાણનાર જૈનો કહેશે કે બુદ્ધને અને અમારે લેવાદેવા શા છે? પણ જો તેઓ આ રીતે એક મહાન પુરુષ વિષે ઉદાસીન રહેવા માગતા હોય તો પછી પોતાના માન્ય મહાવીરને સાંભળવા બીજાઓ આવે એવી આશા રાખવી ખરેખર વધારે પડતી જ ગણાય. આપણા લોકોની જ્ઞાનસંકીર્ણતા અને સંપ્રદાયાંધતા એ બે તત્ત્વોએ જ આપણને સામાજિક, ધાર્મિક કે રાજકીય ક્ષેત્રમાં ગુલામ બનાવી રાખ્યા છે. રામનો ભક્ત, કૃષ્ણ બુદ્ધ કે મહાવીર વિષે કાંઇ ન જાણે;–અથવા માત્ર વિરોધીની દૃષ્ટિએ જાણે. તેવી જ રીતે કૃષ્ણ બુદ્ધ અને મહાવીરના ભક્તો તદ્દન પડોશમાં રહેવા છતાં અને અનેક વ્યાવહારિક બાબતોમાં સહજીવન ગાળવા છતાં એક બીજાના માન્ય પુરુષો વિષે સાચી માહિતી ઉદાર દૃષ્ટિથી ન મેળવે એ જ હિંદુસ્તાનની જ્ઞાનપામરતા. જ્ઞાન ગમે તે દિશામાંથી આવે પણ તે મેળવવું જ જોઈએ. પણ આપણી સંકીર્ણતા એટલે સુધી વધી છે કે એક જ મહાવીરને માનનાર શ્વેતાંબર, દિગંબર અને સ્થાનકવાસી એ ત્રણ ફિરકાઓના અનુયાયીઓ પણ આવે પ્રસંગે ભાગ્યે જ એકત્ર થાય છે. મહાવીરના જીવનના અનેક અસાધારણ રહસ્યો છતાં બીજાં કેટલાંએ જીવનોપયોગી એવાં રહસ્યો છે કે જેને ખાતર રામ કૃષ્ણ અને બુદ્ધના જીવનનો ઊંડો તથા તાત્ત્વિક અભ્યાસ કરવો જોઈએ. એ જ વાત રામ, કૃષ્ણ અને બુદ્ધના ભક્તને મહાવીર જીવનના અભ્યાસ વિષે કહી શકાય. બુદ્ધ અને મહાવીરે લગભગ ત્રીસ ત્રીસ વર્ષની ઉમરે સ્ત્રી પુત્રાદિક કુટુંબ છોડી સાધના માટે જંગલનો મંગલમય માર્ગ સ્વીકાર્યો. ત્યારે રામ અને કૃષ્ણે તો પોતાના આદર્શો કુટુંબ, પ્રજા અને રણાંગણ વચ્ચે જ ઘડ્યા હતા. આધ્યાત્મિક અને વ્યાવહારિક જીવનના ભિન્ન ભિન્ન સંસ્કાર ધરાવનાર જનસમાજને એ મહાપુરુષોના એકે તત્ત્વ વિના ન ચાલે. સ્વામી દયાનંદ આર્યસમાજના સ્થાપક છે, તે કાંઇ જૈન નથી એમ ધારી તેઓનું જીવન આપણે ન તપાસીએ તો મહાવીરના અને તેઓના પ્રતિનિધિ અન્ય આચાર્યોના જન્મોત્સવ પ્રસંગે આપણે આર્યસમાજને

# જ્ઞાનગોચરી

## અમાનુષ મનુષ્ય પ્રદર્શન[1]

બર્લીનના પ્રાણી–પ્રદર્શનમાં નાના મોટા સો ગરીબ હિન્દીઓને બીજાં પશુઓની સાથે ગોઠવી દઇને, પ્રદર્શન ખુલ્લું મુકાયું તે પહેલાં ' પશુઓ સાથે હિન્દીઓ ' એવા ભાવાર્થવાળાં પોસ્ટર્સ આખા બર્લીન શહેરમાં કલેકટર મી. હેજનબેક–Hagenbeck–ચોઢી દીધાં. આવી રીતે યૂરોપમાં રાષ્ટ્રીય અપમાન સહન કરતા અને જુદી જુદી જાતની તેમની રીતભાત દ્વારા પ્રેક્ષકવર્ગ ઉપર ખરાબ અસર પાડતા ' હિન્દ 'ના આ ગરીબ માણસોને જોવા માટે સંખ્યાબંધ બર્લીનવાસીઓ, પ્રદર્શન ખુલ્લું મુકાતાં જ નીકળી પડયા. ફક્ત ' મની ' ( money=પૈસા ) શબ્દ શીખેલા આ ગરીબ હિન્દીઓએ પ્રેક્ષકવર્ગ પાસે તેમના સ્વભાવ મુજબ ' મની 'ની માગણી કરવા માંડી, જેના પરિણામે પ્રેક્ષકોએ તેમની માગણી મઝા ખાતર સ્વીકારી અને છેવટનો સાર એ કાઢયો કે " હિન્દીઓ જંગલી વાંદરાં જ છે, અને તેમના જેવો જ નકામો અવાજ કર્યા કરે છે. ફક્ત પુંછડી જ નથી એટલો વાંધો. " હેજનબેક સાહેબ પણ થોડા થોડા વખતને અંતરે પ્રદર્શનમાં આવ્યા કરે છે અને કુતરાંને વીસલ કરી બોલાવતા હોય તેમ તેઓની વીસલ સાથે દરેક હિન્દીને તેમની આસપાસ ભેગા કરે છે. આ વખતે તેઓ આ લોકોની ભાષામાંથી કંઇ અર્થ સમજ્યા સિવાયના અમુક ઉચકી લીધેલા શબ્દો સાથે વાત કરે છે અને તેમાં વારંવાર ' ગાંધી ' શબ્દ લાવ્યા કરે છે, જેથી પ્રેક્ષકવર્ગ ઉપર એવી અસર થાય છે કે ' આ ગાંધીના માણસો છે.'

તપાસ કરતાં માલમ પડયું કે આ લોકોને એક લાઇનમાં પ્રદર્શનમાં લઇ જવામાં આવે છે અને રાતના દસ વાગ્યા સુધી બાળકો સુદ્ધાં દરેકને ત્યાં રાખવામાં આવે છે. તેઓને મહિનાના ૨૦ થી ૩૦ માર્ક–કે જે જર્મનીના સાધારણ માણસને પણ પોતાની જીંદગીનાં સાધનો મેળવવાને જોઇતી આવકનો છઠ્ઠો ભાગ પણ નથી–આપવામાં આવે છે. ' હિન્દી 'ને આવી રીતે ભીખારી અને અર્ધ કેળવાયલાં–જંગલી–પ્રાણીઓ તરીકે યૂરોપમાં બતાવવામાં આવે છે.

જરૂર આ હિન્દને માટે ઘણી જ શરમભરેલી વાત કહેવાય: કોઇ પણ યૂરોપીય પ્રજાનું આવું અપમાન થાય એવી માન્યતા જ આજે અસંભવિત છે. ઇંગ્લાંડના જ એક ગામડાનું ચિત્ર મુંબઇ, કલકત્તા કે લાહોરના પ્રાણી–પ્રદર્શનમાં આવી રીતે બનાવાય તો ઇંગ્લાંડ શું કરે તેનો સહેજે દરેકને ખ્યાલ આવી શકે તેમ છે. એશીઆની કોઇ પણ સ્વતંત્ર પ્રજા આ સહન ન જ કરી શકે. પ્રજાને દુ:ખમાં ડુબાવનાર તરીકે ઇટાલીના પ્રસિદ્ધ વડા પ્રધાન સીનોર મુસોલીનીએ પણ દેશની ઇજ્જત ખાતર એવો કાયદો તો કર્યો છે જ કે જે દ્વારા દેશના

[1] People ના ૫–૯–૨૬ના અંકમાં Agnes Smedleyના 'Indians in European Zoological Gardens' નામના લેખના આધારે.

કોઇ પણ માણસને ભીખ માગતા હાથે પરદેશમાં જવાની સખ્ત મનાઈ કરવામાં આવી છે. પરતંત્ર હિન્દ જ આજે પોતાનું રક્ષણ કરવા અસમર્થ છે.

જર્મનીના હિન્દુસ્થાન મંડળે પણ જાહેર સભા દ્વારા પોતાનો વિરોધ દર્શાવ્યો, અને વિરોધના આ ઠરાવની નકલ સત્તાવાળાઓ ઉપર મોકલી આપવા ઉપરાંત, તેઓ ડેપ્યુટેશનના રૂપમાં મી. હેજનબેક પાસે ગયા. કંઈ વળ્યું નહિ. શરૂઆતમાં જ અપમાનપાત્ર બન્યા. જંગલી માણસો સાથે વાત કરવાની રીતે તેઓએ શરૂઆત કરી, અને ધમકી આપતાં તેઓ સાહેબ એમ પણ જણાવી ચૂક્યા: "આ વર્ષે તો ઠીક છે, પણ હજુ આવતા વર્ષે તો બીજાં બસો માણસો લાવીને યૂરોપનાં બીજાં પ્રદર્શનોમાં જંગલી પશુઓ સાથે મુકવા મારો વિચાર છે." ઉપરોક્ત મંડળમાં નહિ જોડાયલા બેત્રણ હિન્દીઓએ તો આ માણસોને હિન્દી તરીકે સ્વીકારવા જ ના પાડી. અને છેવટે જર્મન પ્રજા એમ જ ટીકા કરવા લાગી કે "જ્યારે તેઓ જ તેમના ભાઇઓને ભાઇ તરીકે સ્વીકારવા ના પાડે છે, તો પછી અંગ્રેજ પ્રજા તેમના ઉપર રાજ્ય કરે તેમાં શું નવાઇ! અંગ્રેજોએ માનવતા અને સંસ્કૃતિના પાઠ શીખવવાના હજુ બાકી છે." એસોસિએશને તો તેઓને હિન્દીઓ તરીકે સ્વીકાર્યા જ, અને છેવટ સુધી તે માન્યતામાં તેઓ દૃઢ રહ્યા. કેટલાક જર્મનોએ પણ આ પ્રદર્શનને ધિક્કારી કાઢતા લેખો લખ્યા, અને તે દ્વારા પોતાના વિચારો જણાવ્યા. આ હિન્દીઓનો મોટો ભાગ ગૂજરાતીઓનો હોય એમ લાગે છે.

આ પ્રદર્શનના સબબે હિન્દને લગતા કેટલાય રાજકીય, આધ્યાત્મિક અને સામાજિક પ્રશ્નો ઉભા થાય છે.

કોઇ પણ સ્વતંત્ર સત્તા સહન ન જ કરી શકે એવું અને હિન્દ અને જર્મની વચ્ચે ચાલતી આવતી મિત્રતા તોડવા માટે રચાએલું મનાય એવું, આવાં પ્રદર્શન માટે હિન્દીઓની લાયકાત બતાવનારૂં આ પગલું એક રાજકીય પ્રશ્ન જ ઉભો કરે છે. ઉપરાંત જ્યારે વિદ્યાભ્યાસ કરવા જર્મની જવાની ઇચ્છા રાખતા વિદ્યાર્થીઓને જર્મનીનો પાસપોર્ટ મેળવતાં ઘણી જ તકલીફ પડે છે, અને જન્મદેશનિકાલ થયેલા હિન્દીઓને હિન્દ પાછા આવવાની પણ મનાઈ કરવામાં આવે છે, ત્યારે પ્રાણી-પ્રદર્શનમાં લઈ જવાને માટે આ હિન્દીઓને જર્મની જવાના પાસપોર્ટ મફત આપવામાં આવ્યા!

ભવિષ્યમાં ન્યાયી ધોરણ પર રચાએલી દુનીઆ જોવાની આશા રાખતા આશાવાદીઓ માટે આ પ્રદર્શન આધ્યાત્મિક પ્રશ્ન ઉભો કરે છે. બર્લીનમાં એવા હિન્દીઓ પણ પડ્યા છે કે જેઓ મી. હેજનબૅકના આ કૃત્યમાં કંઇ પણ ખોટું જોતા નથી. દરેક માણસને-પછી તે બ્રાહ્મણ હોય, સૈયદ હોય કે મોટો લક્ષાધિપતિ હોય-માનવતાની ટોચે પહોંચાડવાનાં, અને દરેકને સમાન બનાવનારા સામાજિક પ્રસંગોમાં માનનાર, કોઈ પણ માણસ આ પ્રદર્શનને જરૂર વખોડી કાઢશે જ.

ગરીબ હિન્દીઓની આ લાયકાત માટે ઉભા થતા સામાજિક પ્રશ્ન માટે એકલું હિન્દ જ જવાબદાર છે. બ્રિટીશ રાજ્ય પહેલાંથી પણ પૈસાદાર માણસો પોતાને ઈશ્વરના વંશજ માનતા આવ્યા છે. તેઓના હાથ નીચેનાં ગરીબ માણસો તરફનું તેમનું વર્તન જણાવવાની જરૂર નથી જ. સામા પંથની ઈશ્વર બાબતની માન્યતાઓ એકબીજાને માન્ય નહિ હોવાથી

ધર્મના ઝઘડા પણ ચાલ્યા કરે છે, અને પરિણામે માણસની કિંમત ઘટતી જાય છે. આ સ્થિતિ વધારે ખરાબ કરવા માટે અંગ્રેજ સત્તા પણ જવાબદાર તો છે જ અને તેથી આ આક્ષેપ પૈસાદાર વર્ગ તથા અંગ્રેજ સત્તા બન્ને ઉપર છે.

જરૂર પરતંત્ર હિન્દ આને માટે હાલમાં કંઇ કરી શકે એમ નથી જ. પણ હિન્દી મહાસભા કંઈ નહિ તો એટલું તો કરી શકે જ કે હિન્દ સાથે આવી જાતનું ખરાબ વર્તન રાખવા માટે કલકત્તા અગર મુંબઇના જર્મન કોન્સલ સમક્ષ પોતાનો વિરોધ જાહેર કરે.

मैयाजी



## પરીક્ષાનો ત્રાસ

સામાન્ય રીતે એમ મનાય છે કે પરીક્ષાઓનો ત્રાસ માત્ર આપણા દેશમાં જ છે. પણ નીચેના 'નેશન ઍન્ડ એથેનિયમ'ના લેખ ઉપરથી માલૂમ પડશે કે ઇંગ્લંડમાં પણ એનો એવો જ ત્રાસ છે. કેળવણીમાં પરીક્ષાની કેવી અસર થાય છે અને તેનું કેવું સ્થાન હોવું જોઈએ તે આ લેખમાં બરાબર દર્શાવેલું છે:—

એક વાતમાં તો પ્રાથમિક શાળાઓ દેશમાં સહુથી ભાગ્યશાળી છે કારણ કે તેઓ બહારની પરીક્ષાની કચડી નાખતી જોહુકમીથી મુક્ત છે. એથી જ પ્રાથમિક શિક્ષણ આટલી ઉચ્ચ પ્રતિનું થઈ શક્યું છે. આજે શાળાઓ પહેલાં કરતાં વધુ સુખભરી લાગે છે. વ્યવસ્થાની દૃષ્ટિએ પણ તેમાં કદાચ સુધારો થયેલો જણાશે. બાળકોને કામસ્ચાટકાનું ક્ષેત્ર પૂછતાં તેઓ તેનો ઉત્તર કદાચ ન આપી શકે તેમ છતાં તેઓનું ભૂગોળનું જ્ઞાન પહેલાં કરતાં વધ્યું છે; તેઓ વ્યાકરણના બધા નિયમો ન જાણતા હોય છતાં તેઓનો ભાષા ઉપરનો કાબુ વધ્યો છે; તેઓ એકબીજાના ગુણ દોષ ન ગગડાવી જઇ શકે તો પણ તેઓ શેક્સ્પીઅરનો રસાસ્વાદ વધુ સારી રીતે કરી શકે છે. પ્રાથમિક શાળાઓ જો ધારે તો પોતાનો અભ્યાસક્રમ વિદ્યાર્થીઓની જરૂરીઆતોને બંધબેસતો ઘડી શકે.

પણ માધ્યમિક શાળા તરફ દૃષ્ટિપાત કરશું તો આ બધું જ ફેરવાઇ ગયેલું લાગશે. ત્યાં પરીક્ષકની સરમુખત્યારીનો દોર અબાધિત રીતે ચાલે છે. પરીક્ષામાં સફળતા મેળવવા આગળ બધું ગૌણ છે. આ અનિષ્ટનો સ્વીકાર કરવામાં આવ્યો છે; એની વિનાશક અસરો પણ બતાવવામાં આવી છે; પણ રૂઢિએ પોતાનો મોરચો મજબુત માંડયો છે અને શિક્ષણશાસ્ત્રીઓ તરફથી ગૌરવભર્યો વિરોધો અને ગ્રામ્ય ગાલિપ્રદાનો વરસો વરસ કરવામાં આવતાં હોવા છતાં વસ્તુસ્થિતિ એને એ કાયમ રહી છે. શું થાય છે એ તો સહુ સારી પેઠે જાણે છે. First School Examination (ફર્સ્ટ સ્કૂલ એક્ઝામિનેશન)ને માટે માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓ પાસે નિર્દય રીતે ગોખણપટ્ટીની કવાયત કરાવવામાં આવે છે. કલાકોના કલાકો પહોંચે એટલા પાઠો ઘેરે કરવાને આપવામાં આવે છે અને તેઓને કહેવામાં આવે છે કે આ પરીક્ષા ઉપર જ શાળાની પ્રતિષ્ઠા અને ભવિષ્યનાં મોદક ઇનામોનો આધાર છે. અને બધી જબરદસ્તી થતાં છતાં યે ૬૬ ટકા વિદ્યાર્થીઓ પરીક્ષામાં પાસ થતા નથી! અર્થાત્ ૭૮,૦૦૦ વિદ્યાર્થીઓને દર વરસે માનસિક ઘાણીએ જોડવામાં આવે છે જેમાંનાં ૫૮,૦૦૦ તો ફરી ફરીને ત્યાંના ત્યાં જ આવે છે.

કહીએ તો તેઓને કેળવી કેળવીને નમાલા કરી મૂકવામાં આવે છે. છોકરાઓના મોટા ભાગને તેઓ મૂર્ખ છે એવી ખાત્રી કરી આપવા માટે આ પરીક્ષાનું યંત્ર બહુ જ સારી રીતે યોજાયું લાગે છે. તેઓ શાળાની બહાર જાય છે ત્યારે હતાશ થઈ ગયા હોય છે, અને તેઓનો મોહ ઉતરી ગયો હોય છે; પોતાની બુદ્ધિની અધમતા અને શિક્ષણની અફળતા વિષે તેઓની ખાત્રી થઇ ગઇ હોય છે.

સહુને સરખું શિક્ષણ આપવાની વાતો હમણાં બહુ ચાલે છે. એ ધ્યેય બહુ જ ઉદાર અને સુંદર છે પણ એનો પ્રયોગ સામાજિક પરિસ્થિતિનો તેમ જ બૌદ્ધિક અને માનસિક પરિસ્થિતિનો વિચાર કરીને જ થવો જોઇએ. ઘણા હુશિયાર બાળકોને માટે વર્ગોમાં શીખવવામાં આવતાં રસહીન તત્ત્વો તદ્દન નકામાં છે. પાટિયાં પર અને મોઢે શીખવેલા પાઠો, પાઠ્યપુસ્તકોમાંની માહિતીઓ અને ઉછીના આણેલા અભિપ્રાયો તેઓ જીરવી શકતાં નથી. આવાં બાળકો શીખવવાની આવી પદ્ધતિની સામે થાય છે. તેઓ ગમીને શીખવા કરતાં કરીતે શીખવું વધારે પસંદ કરે છે, અને પરીક્ષામાં તેઓ ખરાબ ઉતરે છે. જ્ઞાનની જે જે કુંજોમાં તેઓ વિહરવા ઇચ્છે છે તેમાં તેઓનો પ્રવેશ નિષિદ્ધ છે...જ્યાં જ્યાં આ પરીક્ષાનું હીમ પડે છે ત્યાં ત્યાં વિદ્યામાંથી સત્ય અને જીવન ચાલ્યાં જાય છે. પરીક્ષાને આપણે તેને યોગ્ય સ્થાને જ રાખવી જોઇએ. સિવિલ સર્વિસના અધિકારીઓ પસંદ કરવા માટે એ સગવડભરેલી યુક્તિ છે; પણ કેળવણીના પાયા તરીકે તો એ ખરેખર ભયાવહ છે.

ન.



## ખોરાકની શરીર પર અસર

હાલમાં કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓ ખોરાકની શરીર પર થતી અસર તપાસી રહ્યા છે. શરીરયંત્ર અને જડ રસાયનિક પ્રયોગશાળામાં ઘણો તફાવત હોવાથી, વિજ્ઞાનશાસ્ત્રીઓ આ દિશામાં બહુ આગળ વધી શક્યા નથી; તો પણ ઘણી ઉપયોગી બાબતો બહાર આવતી જાય છે. હવે ધીમે ધીમે સમજાતું જાય છે કે મનુષ્ય જાતિના શરીર બંધારણમાં, રંગભેદમાં અને રચનામાં ખોરાક અગત્યનો ભાગ ભજવે છે. આ વિષયમાં મી. એફ. પી. આર્મિટેજે "ખોરાક અને મનુષ્ય જાત" (Diet & Race) નામનું પુસ્તક લખી ઘણી જાણવાજોગ હકીકત બહાર પાડી છે. બીજા વિજ્ઞાનશાસ્ત્રી મી. આર. મેકેરીઝને ખાસ કરીને હિંદીઓના ખોરાક અને શરીરરચનાને લગતો નિબંધ લંડનની "રોયલ સોસાયટી ઑફ આર્ટસ" આગળ રજુ કર્યો છે.

મી. આર્મિટેજ જણાવે છે કે ભાતનો ખોરાક ખાનાર જાતિ ઘઉં અથવા દૂધ ઘી દહીં અને શિકાર વિ૦ ઉપર રહેતી જાતિ કરતાં ઘણી ઠીંગણી હોય છે. આનું કારણ એ એમ બતાવે છે કે ભાતમાં નત્રિલ ( Protein )નું પ્રમાણ બીજા ખોરાક કરતાં ઓછું હોય છે. ઘઉં, મકાઇ, જવ, રાય વિ૦ સાથે સરખાવતાં ભાતની નત્રિલ નીચે પ્રમાણે હોય છેઃ—

ઘઉં ૭૮ મકાઇ ૭૦ જવ ૬૧ રાય ૬૧ ચોખા ૩૮

આ ઉપરથી જોઇ શકાય તેમ છે કે ઘઉંમાં ચોખા કરતાં બમણી નત્રિલ છે. તેથી જ્યાં મુખ્યત્વે ભાત ખવાય છે ત્યાંની જાતિ પ્રમાણમાં ઠીંગણી રહી છે. ત્યારે જે પ્રદેશમાં

| નંબર | સ્થળનું નામ | ઉંચાઇ | નંબર | સ્થળનું નામ | ઉંચાઇ |
|---|---|---|---|---|---|
| ૧ | કાશગર (ચિનાઇ તુર્કસ્તાન) | ૫.૭" (ઇંચ) | ૧૧ | મંડાઝ | ૫.૩" |
| ૨ | પંજાબ | ૫.૭" | ૧૨ | જાપાન | ૫.૩" |
| ૩ | આરમેનીઆ (તર્કસ્તાન) | ૫.૬" | ૧૩ | દક્ષિણ હિંદુસ્તાન | ૫.૪" |
| ૪ | નોર્વે | ૫.૮" | ૧૪ | લસાઈ | ૫.૩" |
| ૫ | સ્કૉટલેન્ડ | ૫.૭" | ૧૫ | ઉત્તર આરાકાન | ૫.૩" |
| ૬ | કીરગીઝ | ૫.૭" | ૧૬ | ટોંગકીન | ૫.૨" |
| ૭ | આલ્બેનીઆ | ૫.૬" | ૧૭ | સિયામ | ૫.૩" |
| ૮ | ટરકોમનાસ | ૫.૬" | ૧૮ | જાવા | ૫.૩" |
| ૯ | લીચોઝ | ૫.૮" | ૧૯ | પુનયા | ૫.૩" |
| ૧૦ | સ્વેડ | ૫.૮" | ૨૦ | કેન્ટોન | ૫.૩" |

વળી મી. મેકકેરીઝન બતાવે છે તેમ જુદી જુદી જમીન ઉપર થતા પાકોમાં પણ જુદા જુદા ગુણ રહેલા હોય છે. અત્યાર સુધી આ બાબતમાં ઘણી શોધ થઈ નથી. હમણાં હમણાં પ્રયોગો દ્વારા સાબિત કરવામાં આવ્યું છે કે ગાય ભેંસ વિના ખાતરવાળી જમીનની બાજરી, વગર ખાતરની જમીનના પાક કરતાં વધારે પુષ્ટિકારક હોય છે. આવી બાજરીમાં પ્રજીવનકો અને ખનિજ દ્રવ્યો ઉંચા પ્રકારનાં હોય છે. આ ઉપરથી જોઇ શકાય છે કે હિંદમાં ગાય ભેંસનું છાણ બાળવાના ઉપયોગમાં વપરાતું હોવાથી પ્રજાને ઘણો મોટો ગેરલાભ થઈ રહ્યો છે. જો આ છાણ ખેતરોમાં ખાતર તરીકે વપરાતું હોય તો ઉંચી જાતનો પુષ્ટિકારક ખોરાક વધુ પ્રમાણમાં પેદા થાય.

વિજ્ઞાનશાસ્ત્રીઓની દૃષ્ટિએ એક બીજી પણ વસ્તુ પુરવાર થઈ ચૂકી છે કે મીલની અંદર ડાંગરને ખાંડવાથી તેમાંથી ઉત્તમ જાતના ખનિજદ્રવ્યો પ્રજીવનકો અને બીજાંકુર (germ)નો વધારે પડતી ગરમીને લઇને નાશ થાય છે. જ્યારે ઘર આગળ હાથે ખાંડેલી ડાંગરમાંથી આવી પ્રાણદાયક વસ્તુઓનો નાશ થતો નથી. વળી વધારામાં ભાતને ઓસાવામાં તેનું સત્ત્વ માત્ર તણાઈ જાય છે અને ખાધામાં ફક્ત મંડ (starch) આવે છે. ઘઉંની બાબતમાં પણ તેમ જ છે. મીલમાં દળાવેલા ઘઉંમાંથી ઉપરનું બધું સત્ત્વ હણાઈ જાય છે. વળી ઘઉંની ઉપરનો ફોતરાનો ભાગ આજકાલ ફેંકી દેવામાં આવતો હોવાથી સામાન્યતઃ કબજીઆતનો રોગ બધે ફાટી નીકળ્યો છે. ઘઉંના ફોતરામાં કાષ્ટક પદાર્થ (cellulose) રહેલો છે, અને તે આંતરડાંને મળમુક્ત કરવામાં મદદ કરે છે. આ બાબતનું શાસ્ત્રીય જ્ઞાન સમાજને ઘણું જ જરૂરનું છે. પ્રાથમિક શાળાઓમાંથી જ આ અતિ ઉપયોગી વિષયનું જ્ઞાન અપાય તો પ્રજાની શારીરિક સંપત્તિમાં ઘણો જ વધારો થાય.

હાલમાં નાના ગામડાંઓમાં પણ દળવાનાં અને ખાંડવાનાં કારખાનાં થવા માંડયાં છે. આથી લોકો હાથે દળવાની અને ખાંડવાની વધારે મહેનતવાળી ક્રિયાઓ મૂકી દેવા માંડ્યા છે. પરંતુ તેથી પ્રજાને ઘણું જ નુકશાન થઈ રહ્યું છે. કાંતવાની અને વણવાની ક્રિયાઓને ઘરગથ્થુ કરવાની ઉપદેશની સાથે એની પણ હિમાયત કરવામાં આવે તો પ્રજાને ઘણો લાભ થાય.

ખોરાકની અસર કપાળ ઉપર પણ થતી જણાય છે, કારણ કે ખોરાકને ચાવવા માટે વપરાતા સ્નાયુઓને જેવી રીતે કસરત મળે છે તેવી રીતે તેઓ લાંબા, મધ્યમ કે ટુંકા થાય છે. અન્નાહારીઓ સાદો ખોરાક લેતા હોવાથી જેવી રીતે બળદ ઘાસ ચાવતી વખતે પોતાનું જડબું આગળ લાવી પાછળ લઈ જાય છે તેમ, માણસનું જડબું લાંબું અને સાંકડું થાય છે; અને તેથી તેવા માણસનું કપાળ લાંબું અને સાંકડું બને છે. જ્યારે બીજી બાજુએ જેમને પોચો ખોરાક ખાવાનો હોય છે તેમનું જડબું ઉપર અને નીચે જ ફરે છે; અને તેથી કાળાંતરે કરીને તેઓનું કપાળ પહોળું અને ટુંકું થાય છે. જો કે આ વિષયમાં હજુ હમણાં જ ચંચુપાત થયેલો હોવાથી આ સઘળું એકદમ માની શકાય તેમ નથી, તો પણ તેમાં સત્યતા રહેલી છે એ સ્પષ્ટ જોઈ શકાય છે.

ખોરાકનાં આવાં વિવિધ પરિણામો ધ્યાનમાં રાખીને આપણા ખોરાકમાં કેટલાક સુધારા કરવાની જરૂર છે. કેટલીક બાબતો તો આપણે હાલને હાલ બદલી શકીએ તેમ નથી. ચોખાનો ખોરાક આપણે કાઢવા માગતા હોઇએ તો પણ તેને હાલ કાઢી શકીએ તેમ નથી. પણ તંદુરસ્તી તરફ લક્ષ રાખી આપણે ઘણો ફેરફાર કરી શકીએ તેમ છીએ.

ખેતીની બાબતમાં આ દષ્ટિથી બે વસ્તુઓ આપણે ખાસ કરવા જેવી છેઃ (૧) બંગાળાની અને તેના જેવી જમીનમાં, કે જ્યાં ડાંગરનો પાક થાય છે ત્યાં શિયાળુ પાક–ઘઉં જવ વિ૦–વારાફરતી અનાજ વાવવાની રીતથી થઈ શકે તેમ છે. આ શિયાળુ અનાજમાં ભાત કરતાં વધારે સારી નત્રિલ અને પ્રજીવનકો મળી રહેશે. (૨) ઢોરની જાત સુધારવાનો અને તેને હાલના સંજોગોમાંથી બચાવવાનો ખાસ પ્રયત્ન થવો જોઇએ; કારણ કે મંડવાળા ( starchy ) ભાતના ખોરાક સાથે દૂધ લેવાય તો એકલા ભાત કરતાં વધારે પુષ્ટિકારક નીવડશે; અને તેવો ખોરાક લેનારાઓ શરીરે સારો વિકાસ પામશે. બંગાળાનો ભદ્રવર્ગ–શિષ્ટવર્ગ–કેટલીક વખત શરીરે વિકાસ પામેલો હોય છે; તેનું મુખ્ય કારણ એ હોય છે કે તેમના ખોરાકમાં ઘણા પ્રમાણમાં દૂધ દહીં માછલી વિ૦નો ઉપયોગ થાય છે.

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**કુમારનાં સ્ત્રીરત્નો**:—સંપાદક: ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. પ્રકાશક: અમૃતલાલ દલપતભાઈ શેઠ, સૌરાષ્ટ્ર મુદ્રણાલય, રાણપુર. મૂલ્ય એક રૂપીઓ. પાકું પુંઠું દોઢ રૂપીઓ.

કોઈ કુમાર નામના મુંબઈના હાઈકોર્ટ વકીલે, જે જે સન્નારીઓએ તેમના જીવન પર ઉચ્ચ સંસ્કારો પાડયા, તેની પિછાન સંપાદકને આપવા આ ૭ અક્ષરચિત્રો મોકલેલાં તે સંપાદક ગૂજરાતની ગુણિયલ પ્રજા આગળ રજુ કરે છે એવી આ પુસ્તકની યોજના છે.

૭એ ચિત્રો એકબીજાથી સ્વતંત્ર છે, માત્ર તે દરેકમાં કુમાર પોતે સામાન્ય પાત્ર છે એટલો જ સંબંધ છે. પણ આ ચિત્રના આલેખક કુમાર ' લેખક ' નથી, ' અજાણ અસાક્ષર ' છે એવો 'પરિચય' આપતાં અમને લાગે છે કે સંપાદકે, કુમાર સાથેના પોતાના આત્મીય સંબંધને લીધે, પોતાની નમ્રતાથી કુમારને અન્યાય કર્યો છે. અમને લેખ ઉપરથી જ જણાય છે કે કુમાર ' અજાણ ' ' અસાક્ષર ' નથી.

પણ એક રીતે સંપાદકની ટીકા અમને યોગ્ય લાગે છે. આ ચિત્રો વાર્તા કરતાં ખરેખરા અનુભવની નોંધ જેવાં વધારે લાગે છે. વાર્તાની કલાની દૃષ્ટિએ તપાસતાં આપણને ઘણી વાર્તા ઓચિંતી અટકી ગયેલી લાગશે. પહેલી જ વાર્તામાં આપણને અનેક પ્રશ્નો જાણે અનુત્તરિત રહી જતા લાગે છે. કુસુમને કૌમારભાવ હતો, સ્વતંત્ર રહી ભણવાના—આગળ વધવાના કોડ હતા છતાં તે પરણી—તે તો ઠીક, એમ ઘણાં ય પરણે છે—પણ, તેથી તેનું ભવિષ્યનું જીવન કેવું થયું ? 'પરણ્યાં એટલે તો પડયાં '—આ વાક્ય કેટલું સાચું, અને તે સાથે જ કેટલું મર્મચ્છેદી કેટલું શરમાવનારૂં છે—ત્યારે કુસુમની પરણ્યા પછીની જીંદગી કેવી ગઈ ? એ વાર્તાની જીજ્ઞાસા અતૃપ્ત રહી જાય છે. ' કુમારીઓનું કૌમારવ્રત ' પણ આવી જ વાર્તા છે. જીંદગીના ખરા અનુભવમાં જેમ અનેક પાત્રો આવી આવીને ચાલ્યાં જાય છે, જિજ્ઞાસા ઉત્પન્ન કરે છે પણ પૂર્ણ કરવા થોભતાં નથી, તેમ જ અહીં પણ બને છે. પણ એમ હોવાથી જ આને વાર્તા નામ નહિ આપતાં કુમારની અનુભવમાલા કહેલી છે. અને એ રીતે કલાનું સ્વરૂપ—આછું આછું તોપણ, બરાબર છે.

૭એ વાર્તાનું સામાન્ય પાત્ર કુમાર, માત્ર અનુભવોની જડ ભોંય જેવા નથી પણ બહોળા સમભાવવાળા વિચારક છે. ૭એ વાર્તામાં એમનું માનસ આપણને બરાબર પ્રત્યક્ષ થાય છે અને એક સરખું સુસંબદ્ધ પ્રતીત થાય છે. ' પરિચય 'માં કહ્યું છે તે પ્રમાણે કુમાર ઘડીભર સમાજ સુધારક જેવા, ઘડીભર સમાજના ક્રાંતિકારક જેવા, ઘડીભર શાન્ત વિકલ્પના રહિત ગ્રામસેવક જેવા, ઘડીમાં ટીકાકાર, તો ઘડીભર યોગનાં અગમ્ય સત્યોના શોધક જેવા દેખાય છે અને તે સાથે કોઇ પણ એક જ આદર્શને જીવનનું ધ્યેય બનાવી તેની પાછળ પોતે સતત પ્રયત્ન કરી શકે એવી સ્થિરતા વિનાના જણાય છે. તેમનામાં માત્ર આ નિર્બળતા જ હોત તો એ પાત્ર આપણને અણગમો કરાવત પણ આ નિર્બળતાનો બદલો વાળી આપે એટલી તેમનામાં મૃદુતા છે, માનવતા છે, સ્ત્રી તરફ કેવળ નિર્દોષ આદર અને બન્ધુભાવ

છે, ઊંચા આદર્શો ગ્રહણ કરી શકે તેવા આદર્શો પાછળ કામ કરનારની કદર કરી શકે તેમને માટે માન ધરી શકે એટલી વિશાલતા છે, અને ઊંચ અગમ્ય વસ્તુને ઝાંખવા પ્રયત્ન કરી શકે એટલી કલ્પના છે.

આ પુસ્તક વાંચનારને એક અનુભવ થયા વિના નહિ રહે. તે આ પુસ્તકનો રસ, તેનો પ્રવાહ, તેનું તેજ અને તેનો વેગ. અમે ઉપર કહી ગયા તેમ આ રસ કલાત્મક રૂપમાંથી નથી આવતો પણ કુમારના અનુભવના વસ્તુમાંથી જ આવે છે. તેમનો અનુભવ જ અતિ રસિક, વેગવાન અને આકર્ષક છે. અને વસ્તુને અનુકૂલ વેગવાન બલવાન ભાષા તેમને સહજ સિદ્ધ છે. તેથી વસ્તુ જ આપોઆપ આપણને રસપ્રવાહમાં ખેંચી જાય છે. સર્વ વાર્તાના રસનું બીજું કારણ એ છે કે કુમારનો અનુભવ સમાજના મુખ્ય પ્રશ્નો ઉપર પુષ્કળ પ્રકાશ પાડે છે. આ યુગમાં સ્ત્રીને સમાજમાં નવું સ્થાન મળશે એ નિઃસંદેહ છે અને કુમારની બધી વાર્તામાં જુદી જુદી દિશાએથી આ પ્રશ્ન ઉપર પ્રકાશ પડે છે.

કુમારે ઘણા વિચારો કર્યા છે, તેમના વિચારો બળવાન અને વેગવાન છે છતાં કોઈ જગાએ તે. મનનું સમતોલપણું ખોઇ દેતા નથી. પહેલી વાર્તામાં કુસુમ સાથે વિશ્રંભ વાર્તા કરતાં તે તેના કૌમારના કોડ સમજે છે, તેને માટે કુમારને ઘણું જ દુઃખ થાય છે છતાં કુસમને કોઇ પણ અવિચારી ઉચ્છૃંખલ માર્ગે તરફ દોરતા નથી. કુમાર સ્ત્રીઓના બંડના વિચારો સેવે છે છતાં મધુરીની વર્તણૂક જોઈને પલળીને છેવટે મધુરીના તપોમય જીવનની પ્રશંસા જ કરે છે. માત્ર "કુમારીઓના કૌમારવ્રત"માં ત્રીજા ખંડમાં સ્ત્રીપુરુષની સ્થિતિના તારતમ્યની ચર્ચા ગરમ થતાં છેલ્લે એ

"ચુપ" પદ્મિનીએ આવેશથી છેલ્લો હુકમ ફરમાવ્યો. "અમે કેવાં કમજોર છીએ તે જોવું છે ?" એમ કહી બધાંને નીશાની કરી, એટલે થોડીવારમાં સૌ બેડમિંગ્ટનના રેકેટથી સજ્જ થઇ ગયાં અને ચંદ્ર તો ક્રીકેટનું બેટ લઇ આવ્યો. કલ્લોલને પણ સમજ્યા વિના તોફાનમાં રસ પડ્યો એટલે તેણે પણ રણશીંગો બોલ મારી સામે તાક્યો.

આ અમને અરુચિકર લાગે છે, નાટકી લાગે છે. હાલના નાટકમાં અહીં ટેબ્લો થઇ પડદો પડે. આ દૃશ્ય ગંભીર હોય તો તેથી અમને સ્ત્રીઓના બલની પ્રતીતિ થઈ શકતી નથી, મશ્કરીનું હોય તો અમને હસવું આવતું નથી. પણ એ એક દૃશ્ય બાદ કરતાં કોઇ જગાએ કલાને હાનિકારક અતિશયતા લાગતી નથી. એ ચિત્રનો પણ છેલ્લો ભાગ આકર્ષક છે, ગંભીર છે, આદર્શમય છે, ઉત્તમ સ્ત્રીમાનસનો ઉદ્ઘાટક છે, પ્રેરક છે.

અમે ઉપર અનેક જગાએ કુમારના અનુભવને વાર્તાનું વસ્તુ કહ્યું છે ત્યાં અમારો અભિપ્રાય એવો નથી કે કુમારના આ ખરેખરા અનુભવ જ હોવા જોઈએ. કુમારે વાર્તાનું વસ્તુ પોતાના અંગત અનુભવના રૂપમાં મૂક્યું છે એટલું જ વક્તવ્ય છે. અને એ બાબત 'સરસ્વતીનું સમર્પણ'માં સ્પષ્ટ દેખાય છે. સરસ્વતી જેવી શુદ્ધ પ્રેમાળ સાત્ત્વિક વિધવા અને કોકિલ જેવો સાહસિક યુવાન ભાઇ ગામડામાં જઈ કામ કરે, જીવને જોખમે એક બાજુ બારવટીઆ અને બીજી બાજુ સરકારી અમલદારોની સામે ગ્રામસુધારણા ગ્રામરક્ષણનું કામ કરે એ દિવસો તો હજી ગૂજરાતે જોવાના છે. આ તો કુમારનું મનોરાજ્ય છે. પણ તે તેમણે કલ્પનાથી સંપૂર્ણ પ્રત્યક્ષ કરી અહીં અનુભવ રૂપે મૂક્યું જણાય છે. એ ગૂજરાતનો ખરો અનુભવ બનો એ તો આપણે ઇશ્વર પાસે માગવાનું છે.

છેલ્લી બે વાર્તાઓમાં કુમારના અનુભવો વધારે સૂક્ષ્મ અને અગમ્ય બને છે. તેમાંની પહેલીમાં વિમલા બહુ જ આકર્ષક પાત્ર છે. સુધારાના વેગથી અને વિરલ માનસિક સંપત્તિથી

માણસમાં અહંકાર હદ બહાર જાય છે તેવું વિમલાને થયું હતું. પણ તે પણ ધર્મના અગમ્ય વાતાવરણમાં કેવી સાત્વિક થાય છે એ ચિત્ર સુરેખ અને મનોહર દોરાયું છે. વિમલાની જેવી તેજસ્વી બુદ્ધિને નમાવતો સ્વામીનો સંવાદ સ્પષ્ટ દર્શાવે છે કે કુમારે જે અનેક પ્રકારનાં પુસ્તકો વાંચ્યાં છે તેમાં આપણાં શાસ્ત્રો અને શાસ્ત્રો ઉપરનાં આધુનિક વિવેચનો પણ વાંચ્યાં છે.

છેલ્લો શાન્તિસુન્દરીનો પરિચય પણ એટલો જ આહ્લાદક છે. અહીં કોઈ કુમારી કે વિધવાના જેવું છડું જીવન નહિ પણ માતાનું મંગલમય વાતાવરણ દશ્યમાન થાય છે. પુત્રપ્રેમ, પુત્રીપ્રેમ, પતિપ્રેમ, સ્ત્રીજાતિ તરફનું કર્તવ્ય, સમાજ તરફની જવાબદારી, પોતાનાં અંગત વલણો વગેરે અનેક બલોનો ડાહ્યો સુંદર સંવાદી સમન્વય માતા કેવી રીતે કરે છે અને સહન કરીને કેવી રીતે વિજયવાન થાય છે તે અહીં બહુ આકર્ષક રીતે બતાવેલું છે.

સર્વ વાર્તાનાં પાત્રો સમાજનાં ભણેલગણેલ અને સામાન્યથી વધારે સારી સ્થિતિનાં છે. અલબત કુમાર પોતે પૈસાદાર કુટુંબના છે અને વકીલ છે એટલે પોતાની સમાન સ્થિતિનાં પાત્રો સાથે જ એ સમાગમમાં આવે એ સ્વાભાવિક છે. પણ તેથી તેમને નીચેના વર્ગો તરફ અભાવ છે કે સમભાવ નથી કે તેમનો અનુભવ નથી એમ નથી. તેમને ગામડે ફરવાનો તો શોખ છે. પણ વાર્તાનાં પાત્રો આવાં હોવાનું ખરૂં કારણ એ છે કે કુમારને સમાજના નવા વિચારો રજુ કરવા છે અને એ નવા વિચારો હાલ સમાજના જે ભાગમાં હોય તેમાંથી જ તેમણે પાત્રો લેવાં પડે. બાકી નહિતર 'સરસ્વતીના સ્વાર્પણ'માં જે થોડું ઘણું ગામડાનું દશ્ય આવે છે તે ઉપરથી સમજાય છે કે ગામડા તરફ પણ તેમને એવો જ સદ્ભાવ છે.

પુસ્તકના વસ્તુથી અને વેગવાન સરલ શૈલીથી સ્ત્રીઓમાં આ પુસ્તક અત્યંત પ્રિય થઇ પડશે તેમાં અમને સંદેહ નથી. આ પુસ્તક જેમ એક તરફથી સ્ત્રીઓના અભિલાષો પ્રગટ કરે છે તેમ બીજી તરફથી તે અભિલાષોને સંયમમાં રાખી ખરો માર્ગ પણ બતાવશે એમ લાગે છે.

લેખકનું નામ કુમાર શા માટે રાખ્યું હશે તે અમે જાણતા નથી. પણ તેમાં એક ઔચિત્ય અમને લાગ્યું છે. આ કુમાર જેવા જ ગૂજરાતના કુમારો કિશોરો યુવાનો કાર્યમાં મંદ અને અસ્થિર હોય છે. આ પુસ્તકથી યુવાનો પોતાની નિર્બળતા સમજી લઈ વધારે કાર્યપર અને દૃઢાગ્રહી થાય એમ અમે ઇચ્છીએ છીએ.

પુસ્તકને માટે કર્તા અને પ્રકાશક બન્નેને ધન્યવાદ ઘટે છે.

શા.

**ગદ્ય નવનીત:**—સંયોજકઃ વિશ્વનાથ મગનલાલ ભટ્ટ. પ્રકાશકઃ ભરૂચ કેળવણી મંડળ, ભરૂચ. મૂલ્ય રૂપીઆ અઢી.

આ ૬૨૨ પૃષ્ટના ગદ્યસંગ્રહને અમે અંતઃકરણપૂર્વક અભિનન્દન આપીએ છીએ. આપણા સાહિત્યમાં એક 'સર્વસ્પર્શી પ્રતિનિધિરૂપ' ગદ્યસંગ્રહની ઘણા વખતથી જરૂર હતી. કાવ્યોના ઘણા સંગ્રહો બહાર પડયા છે પણ એવો ગદ્યસંગ્રહ હજી સુધી બહાર પડયો નથી. શાળામાં ચલાવવા માટે જે સંગ્રહો છે તે ટૂંકા અને ઘણે ભાગે ગદ્યપદ્યના ભેગા છે અને તેમાં આખા ગદ્યસાહિત્યમાંથી ચૂંટણી કરેલી હોતી નથી, કરી શકાય પણ નહિ.

એક રીતે પદ્યસંગ્રહ કરતાં ગદ્યસંગ્રહ કરવો વધારે કઠિન છે. પદ્યમાં રસ અને શૈલીની કસોટી ગદ્ય કરતાં વધારે ચોક્કસ પરિણામ આપનારી છે. ગદ્ય સાહિત્ય પદ્ય કરતાં વધારે વિસ્તારવાળું છે, તેમાં લેખકોની સંખ્યા વધારે છે, તેમના લાક્ષણિક તફાવતો વધારે સૂક્ષ્મ અને દુર્ગોલ છે, અને તેની પરીક્ષા વધારે કઠિન છે. આ સર્વ જોતાં કર્તાને તેમની સફળતા માટે ધન્યવાદ ઘટે છે.

વિદ્યાર્થીઓને અર્થે કરેલો હોવા છતાં આ સંગ્રહમાં બધા ગદ્ય લેખકો આવી જાય છે. પુસ્તકના પ્રયોજનથી વિષયની વિશાળતાને હાનિ થઇ નથી માત્ર તેની રચનાનો ક્રમ વિદ્યાર્થીઓને અનુકૂળ કર્યો છે. એટલે કે પ્રથમ વ્યક્તિ પછી ગૃહ, પછી સમાજ અને અન્તે દેશ, એવા કંઇક અનુક્રમમાં ખંડો ગોઠવ્યા છે.

આખું પુસ્તક સંગ્રાહકના વિશાલ વાચન અને ઊંડા અભ્યાસ તથા વિવેકશક્તિની સાક્ષી આપે છે. નર્મદાશંકરથી માંડીને ચાર પાંચ વર્ષ પહેલાંના સર્વ પ્રતિષ્ઠિત લેખકોનો આમાં સમાવેશ કર્યો છે. તે ઉપરાંત 'માર્ગદર્શન'માં પુસ્તકનાં કઠિન સ્થાનોના ખુલાસા કરેલા છે. અને છેવટ લેખકોની આનુપૂર્વી તથા તેમના વિશેના સાહિત્યની વિસ્તારી સૂચી મૂકી અભ્યાસીને અનેક રીતે ઉપયોગી કર્યું છે.

આવું ઉપયોગી પુસ્તક ગૂજરાત સમક્ષ રજુ કરવા માટે સંગ્રાહકને, અને તેઓ કહે છે તેમ આવાં પુસ્તકોના પ્રકાશકો ભાગ્યે જ મળે છે માટે, તેના પ્રકાશકને પણ ધન્યવાદ ઘટે છે.

રા૦

**સૌન્દર્ય અને લલિતકળાઃ**—અનુવાદ કરનારઃ સાકરલાલ તુલજાશંકર યાજ્ઞિક. પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ બી. એ. કિંમત ૦-૮-૦.

શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇ ગ્રથમાળાનું આ ૨૫ મું પુસ્તક છે. આ ગ્રંથમાળાનો ઉદ્દેશ ઇનામ આપી **શુદ્ધ ગુજરાતીમાં** સારા નિબંધ તથા પુસ્તક **રચાવવાનો** છે. પણ આ પુસ્તક જોતાં અમને આ ઉદ્દેશ સધાયો લાગતો નથી. કારણ કે આ પુસ્તકની ભાષા 'શુદ્ધ ગુજરાતી' નથી અને આ પુસ્તક અનુવાદ છે. કોણ જાણે કેમ પુસ્તકમાં અનુસ્વારોનો વર્ષાદ વરસેલો છે અને તે સ્થાને કરતાં અસ્થાને વધારે ઝીલાયો છે. વળી કેટલાક શબ્દ–પ્રયોગો પણ દોષયુક્ત જોવામાં આવે છે.

આ ગ્રંથમાળાને શરૂ થયાંને આજે સાઠેક વર્ષ થઇ ગયાં. આમ સાઠ વર્ષે પણ આવા અનુવાદો જ આપણને મળે એ ખરેખર શોચનીય છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી સંસ્થા હજી પણ અનુવાદો પાછળ જ મંડી રહે એ અમને યોગ્ય લાગતું નથી. અનુવાદો ન જ બહાર પાડવા એવું અમારૂં કહેવું નથી પણ અમો તો એમ માનીએ છીએ કે હવે તો એવો સમય આવી પહોંચ્યો છે કે આવા વિષય ઉપર તો મૌલિક ગ્રંથોની જ આશા સોસાયટી પાસે રાખવી વ્યાજબી લેખાય.

આપણાં પુસ્તકો 'શુદ્ધિપત્ર' નાં પૂછડાં વિનાં ક્યારે દેખા દેશે ?

ન૦

**આપણા દેશનો ઇતિહાસ–પ્રથમ પુસ્તક:**—લેખક: નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ. પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન ભાવનગર. કિંમત ૭ આના.

રાષ્ટ્રીય દૃષ્ટિથી લખાયેલા ઇતિહાસનાં થોડાં પુસ્તકોમાં અમે આ નાના પુસ્તકની ગણના કરીએ છીએ. આ પુસ્તક લખાયું છે વિદ્યાર્થીઓને માટે, પણ આમાં જે દૃષ્ટિઓથી ઐતિહાસિક બનાવોનો ઉકેલ કરેલો છે તે મુખ્ય મહત્ત્વની છે.

શિક્ષણના પુસ્તક તરીકે પણ આ પુસ્તક નવીન જ છે કારણ કે ઉન્મેષ તે પદ્ધતિથી લખાયું છે. એટલે હિંદના સમસ્ત ઇતિહાસમાંના રહસ્યમય મુખ્ય મુખ્ય બનાવો, વિદ્યાર્થીઓની બુદ્ધિ અને રસવૃત્તિને અનુરૂપ કરી અહીં મૂક્યા છે. અને જેમ જેમ અભ્યાસ વધતો જાય તેમ તેમ તેમાં હકીકતની પૂરણી પૂરવી, મૂળ યોજેલા પાયા પર ચણતર ચણવું એ એનો ક્રમ છે.

આ પુસ્તક જોઈ અમને સર કૉનન ડૉઇલનું 'લાસ્ટ ગૅલી' યાદ આવે છે. એ પ્રતિભાશાળી લેખકે યુરોપનો ઇતિહાસ અમુક વાર્તાઓથી સીનેમૅટોગ્રાફની રીતે આપવાની યોજના દર્શાવી છે. એટલે અમુક અમુક યુગવાર અમુક અમુક દશ્યો અને વાર્તાથી ઇતિહાસ આપવો. એ યોજના એ પાર પાડી શક્યા નથી પણ એ યોજના પ્રમાણે લખેલી કેટલીક વાર્તાઓનો એમાં સંગ્રહ છે. આ ઇતિહાસનું પુસ્તક પણ એવી જ રસમય વાર્તાઓનું રચેલું છે. તેમાં ઇતિહાસનાં સૂકાં મરેલાં હાડકાંને રસની અંજલિથી સજીવન કરેલાં છે. આપણા ઇતિહાસમાં અનેક પરદેશી જાતિઓ હિંદમાં આવી છે તેમાંથી એકાદનું વર્ણન આપ્યું હોત તો અમે માનીએ છીએ કે, તેથી આપણા અંધકાર યુગોનો કંઈક ખ્યાલ આવત. નવી જાતિઓ આવે છે, તેનો પ્રહાર જૂની સંસ્કૃતિ પર કેવો પડે અને તેમાંથી પણ હિંદુધર્મ પુનઃ સજીવ થઈ શી રીતે બહાર નીકળ્યો એ આપણા ઇતિહાસનો ઘણો અગત્યનો અને રસમય ભાગ છે.

ઐતિહાસિક દૃષ્ટિએ અમને આ પુસ્તક ઘણા મહત્ત્વનું લાગે છે. લેખકે વિદ્યાર્થી માનસના પોતાના લાંબા અનુભવથી તેને બરાબર વિદ્યાર્થીને અનુકૂળ કર્યું છે. ભાષા શિષ્ટ અને સાથે જુસ્સાવાળી અને રસમય છે; મોટી ઉંમરના માણસો પણ તેને રસથી વાંચશે એવી અમને ખાત્રી છે.

રા.

**અશો જરથુસ્ત:**—લેખક: એરચ જહાંગીર સોરાબજી તારાપોરવાળા. પ્રોફેસર, કલકત્તા યુનિવર્સિટી એમ. એ; પી. એચ. ડી. પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિભવન, ભાવનગર.

હિંદુસ્તાન એક થશે ત્યારે તે એકતામાં વિશાળ ધર્મભાવના એક સબળ કારણ હશે જ. અને માટે એવી ભાવનાનાં બીજો વિદ્યાર્થીના અભ્યાસમાં જ આવી જવાં જોઇએ. એ ઉદ્દેશ સફળ કરવાને શ્રી દક્ષિણામૂર્તિભવને હઝરત મોહમ્મદ પયગમ્બર, ભગવાન બુદ્ધ, સેન્ટ જોનનું ભાગવત બહાર પાડ્યાં છે અને આ એ જ માળાનો એક વિશેષ મણકો છે.

આ પુસ્તક નાનું છે અને વિદ્યાર્થીઓ માટે લખાયું છે પણ લેખકની વિદ્વત્તા તેમાં ડગલે ડગલે જણાઈ આવે છે. દરેક હકીકત અને મત મૂળના આધારે લખેલ છે અને પ્રાચીન વેદધર્મ સાથેનો તેનો સંબંધ પણ બતાવેલો છે. આટલા નાના પુસ્તકમાં તેમણે ધર્મમાં રહેલ ગંભીર ફિલસૂફીનાં બીજો પણ બતાવ્યાં છે. પુસ્તક દરેક ઘરમાં રાખવા યોગ્ય છે.

રા.

**બાલચન્દ્ર:**—યોજનાર: રાજગુરુ નવરત્ન શ્રી ગિરિધર શર્માજી કાવ્યાલઙ્કાર ઝાલરા-

પાટણ, ઝાલાવાડ, રાજપુતાના. પ્રકાશકઃ ચિરંજીવ ઈશ્વિરલાલ શર્મા, નવરત્ન સરસ્વતીભવન ઝાલરાપાટણ–રાજપુતાના. પાકું પૂંઠું મૂલ્ય રૂપીઓ એક.

લેખક મૂળ ગૂજરાતના હોઈ હાલ રાજપુતાનામાં રહે છે અને તેમને ગૂજરાતી હિંદી બન્ને ભાષાઓમાં લખવાની સારી હથોટી છે. અત્યાર સુધી તેમણે 'જયા જયન્ત' અને 'રાઇનો પર્વત' ના હિંદીમાં અનુવાદો કરી બન્ને ભાષાની સેવા કરી છે અને આ નાનો કાવ્યગ્રન્થ તેમની ગૂજરાતીની વિશેષ સેવા છે. આ ગ્રન્થ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના મૂળ 'શિશુ' અને તેના અંગ્રેજી ભાષાન્તર Crescent Moon નાં કાવ્યોનો અનુવાદ છે. બન્ને સંગ્રહોનાં નામો 'બાલચન્દ્ર' શબ્દમાં ઠીક સંગ્રહાયાં છે. રા.

**સંજીવની વિદ્યાઃ**—મૂળ લેખક સીતારામ શિવરામ લોહલીકર, અનુવાદકઃ "હિન્દબાલ" પ્રકાશકઃ પાલણપુર યુવક મંડળ. કિંમત ૦-૧૪-૦

મૂળ મરાઠીનો આ ગૂજરાતી અનુવાદ છે. બ્રહ્મચર્યનું મહત્ત્વ સમજાવવાનો અને વીર્ય સંરક્ષણ તથા વીર્ય પાવિત્ર્યનો માર્ગ દર્શાવવાનો લેખકે પ્રયત્ન કર્યો છે. પુસ્તકમાં કેટલાક ભાગો અન્ય સ્થળેથી લેવામાં આવેલા છે જ્યાં તેનો સ્વીકાર કરવાનું લેખકે ઉચિત ધાર્યું નથી. પુસ્તકમાં વ્યવહારૂ સૂચના જેવું અમને બહુ નથી લાગ્યું. એના કરતાં સ્વામી શ્રી સત્યદેવજીની લખેલી 'સંજીવની બૂટી' માંથી ઘણું જાણવાનું મળે છે. આમ છતાં પુસ્તક એકંદરે ઠીક લખાયું છે અને વાંચનારને લાભ મળશે એમ અમો માનીએ છીએ. પુસ્તકમાં જોડણીની ભૂલો બહુ રહી જવા પામી છે. વળી 'વ્યવહાર કેવો પણ હોય–' 'કેમ પણ થાય–' જેવા મરાઠી પ્રયોગો અને 'લાભ્યા છે' 'નષ્ટ પામ્યા' જેવા ખોટા પ્રયોગો પણ આમ તેમ જોવામાં આવે છે તે બીજી આવૃત્તિ વખતે સુધારવામાં આવે એવું અમો ઇચ્છીએ છીએ. ન.

**મહાત્મા શેખ સા'દીઃ**—લેખકઃ સાદીક. ઇરાક સાહિત્ય કાર્યાલય. પો. બો. નં. ૫૦૨૬ મુંબઇ ૯. કિંમત રૂા. ૧–૮–૦

લેખક પોતે અરબ છે. એમની માતૃભાષા ફારસી છે અને ગૂજરાતીમાં પુસ્તક લખ્યું છે છતાં કોઈ અ-ગૂજરાતીએ તે લખ્યું છે એમ ભાગ્યે જ કોઇ કહી શકે. અસ્તુ.

શેખ સા'દી ઇરાનના વિશ્વવિખ્યાત કવિ હતા. તેમનાં કાવ્યો ફારસીમાં જ લખાયલાં છે. આથી આ ફારસી જાણનાર ભાઇને હાથે તેમનાં જીવનને અને કાવ્યોને યોગ્ય ન્યાય મળ્યો છે એમ કહેવામાં કાંઈ ખોટું નથી. પુસ્તકમાં કવિનું જીવન તેમ જ તેમનાં ગ્રંથોની સમાલોચનાનો સમાવેશ કરવામાં આવેલો છે. ઉતારા પણ ઘણા છે અને તેનો ગૂજરાતી અનુવાદ પણ આપવામાં આવેલો છે એટલે ગૂજરાતી વાચકવર્ગ મૂળના રસની જરા ઝાંખી કરી શકશે. વળી આજથી સોએક વર્ષ ઉપર એક પારસી ગૃહસ્થે કરેલા ગુલીસ્તાનના અનુવાદમાંથી થોડો ભાગ ઉતાર્યો છે તે ભાષાશાસ્ત્રના અભ્યાસીઓને રસપ્રદ થઈ પડશે એમ અમારૂં માનવું છે.

પુસ્તકની ભાષામાં કેટલાક દોષો રહ્યા છે તે બીજી આવૃત્તિ વખતે કોઈ સારા લેખક પાસે જોવરાવી લેવાથી સુધારી શકાશે. ન.

**આત્મ નિવેદનઃ**—લેખકઃ 'રાજ' કિંમત ૦–૨–૦

શ્રી કૃષ્ણમૂર્તિનાં 'Towards Discipleship' નામના પુસ્તકમાંથી કેટલાંક વાક્યો–સૂત્રો લઈ શ્રી રાજે તેને પોતાની બાનીમાં ઉતાર્યાં છે.

આ એક ભક્ત હૃદયનું આત્મ નિવેદન છે. પોતાના ઇષ્ટને ચરણે એમાં નિષ્ક્રિયતા નથી પણ પ્રભુની અને તેનાં બાળોની સેવા કરવાની તત્પરતા છે. ભક્ત પોતાની ઇષ્ટમૂર્તિને ઉતરવાનું નથી કહેતો પણ પોતે જ ચઢવાના અભિલાષ રાખે છે.

ભાવોનું પુનરાવર્તન બહુ થયું છે. ભાષા ભાવવાહી અને સરલ છે. ન.

**બુઝાતો દીપક**–ભાગ ૨ જો:–અનુવાદક: કકલભાઇ કોઠારી, સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, રાણપુર. કિંમત આઠ આના પાકું પૂંઠું બાર આના.

મોગલ સામ્રાજ્યના છેલ્લા વારસદારોનાં વિતકોની કથા તેમના જ શબ્દોમાં આપવામાં આવી છે. ઇતિહાસમાં જેઓને રસ હોય તેઓ તો આ પુસ્તક વાંચશે જ પણ જેઓને માત્ર નવલકથા કે વાર્તાઓ વાંચવાનો જ શોખ હશે તેઓ પણ જો આ પુસ્તક લઇ બેસશે તો એકવાર શરૂ કર્યા પછી પૂરૂ કર્યા વિના નહિ જ મૂકે એટલી આ કરુણ કથાઓ કૌતુકથી ભરી છે. અનુવાદ સારો થયો છે. પુસ્તકની છપાઇ વગેરે પણ સારાં છે. કિંમત પણ વધારે ન કહેવાય.

**શ્રી શેત્રુંજય પ્રકાશ અને જૈનો વિરૂદ્ધ પાલીતાણા**:–લેખક: શેઠ દેવચંદ દામજી કુંડલાકર, અધિપતિ: 'જૈન', પ્રકાશક: 'જૈન' ઑફિસ; ભાવનગર. કિંમત રૂા. ૧–૦–૦.

પાલીતાણા દરબાર તરફથી કરવામાં આવેલી અરજીથી ઉભી થયેલી પરિસ્થિતિ બાબત જૈન કોમનાં દૃષ્ટિબિંદુથી શેત્રુંજયનાં મંદિરોનો છેલ્લાં એક હજાર વર્ષનો ઇતિહાસ દાખલા દલીલ સાથે રજુ કરવામાં આવ્યો છે. વળી પાલીતાણા દરબારની અરજી, જૈનોની અરજી વગેરે સાહિત્યનો પણ એમાં સમાવેશ કરવામાં આવેલો છે એટલે એ પ્રશ્નમાં રસ લેનારાઓને આ પુસ્તકમાંથી ઉપયોગી માહિતી મળી રહેશે એમ અમો માનીએ છીએ.

**Tanganyika Opinion:**–તંત્રી: યુ. કે. ઓઝા બી. એ. પ્રોપ્રાયટર અને પબ્લીશર: એમ. ડી. પટેલ. વાર્ષિક લવાજમ ૨૨ શિલિંગ.

ઈસ્ટ આફ્રિકામાં વસતા હિન્દીઓનું અંગ્રેજી અને ગૂજરાતી ભાષામાં ચાલતું આ અઠવાડિક છે. રા. ઓઝા જેવા કુશળ તંત્રીને હાથે દેશજનોની સારી સેવા બજાવે એવી અમો આશા રાખીએ છીએ.

ઉદ્ધારક:–તંત્રી અને પ્રકાશક: લાલજી શર્મા, અંત્યજ સેવાસમાજ, મીરજાપુર, મીરસીવાડ; અમદાવાદ. વાર્ષિક ૦–૧૨–૦ છુટક નકલ ૦–૧–૦

અંત્યજ સેવાસમાજનું આ મુખપત્ર છે. આ સમાજનો ઉદ્દેશ જાતિના સામાજિક અને રાજકીય હક્ક મેળવવા પ્રયાસ કરવાનો, જે જે અમાનુષી જુલમ (વેઠ વગેરે) થાય તે દૂર કરાવવાં જોઇતાં પગલાં લેવાનો અને જાતિના કુરિતરિવાજો, કુધારા, વ્યસન ઇત્યાદિ બદીઓનો નાશ કરવા યોગ્ય પ્રયાસ કરવાનો છે. આ ઉદ્દેશ સાધવા માટે આ માસિક એ સમાજ ચલાવે છે. આ અંત્યજ ભાઇઓને આત્મસુધારણા માટે પ્રવૃત્ત થતા જોઇને અમને હર્ષ થાય છે.

**કર્તવ્ય**:–તંત્રી: હરિપ્રસાદ વિ. ભગવાનલાલ ભટ્ટ. લવાજમ, મુંબઈ માટે રૂા. ૩; હિંદ માટે, રૂા. ૪. અને બહાર, રૂા. ૭.

મુબઇથી નીકળતું અઠવાડિક પત્ર. લખાણનો મોટો ભાગ અત્યાર સુધી તો તંત્રીને હાથે જ લખાયલો લાગે છે. વિષયની વિવિધતા સારી જળવાય છે.

**ગુજરાતી પત્રનું શુદ્ધ કાર્તકી પંચાંગ.** ગુજરાતી ન્યુસ પ્રિંટીંગ પ્રેસ, કાળાઘોડા, એલ્ફીન્સ્ટન લેન. કોટ, મુંબઇ. મૂલ્ય ત્રણ આના. ઘર બેઠાં સાડાચાર આના.

**શ્રી ભાવનગર સ્ત્રી કેળવણી મંડળ અને શ્રી ભાવનગર મહિલા વિદ્યાલય**: ૧૯૨૫–૨૬નો અહેવાલ. પ્રકાશક: મંત્રીઓ, ભાવનગર સ્ત્રી કેળવણી મંડળ.

મંડળની પ્રવૃત્તિ વગેરેની માહિતી આમાંથી મળે છે.

**શ્રી વાંકાનેર બંધુહિતવર્ધક સમાજનો ચોથો રિપોર્ટ.**

**શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ–કડી છઠ્ઠા વર્ષનો વાર્ષિક હેવાલ.**

ન.

# નોંધ

## મહાસભાના ચુંટાએલા પ્રમુખ

આવતા ડીસેમ્બર માસમાં આસામમાં ગૌહત્તી ખાતે ભરાનારી હિંદી રાષ્ટ્રીય મહાસભાની ૪૧ મી બેઠકના પ્રમુખ તરીકે શ્રી. એસ. શ્રીનીવાસ આયંગરની ચુંટણી થઈ છે. તે અત્યારે મદ્રાસના એક મહાન નેતા છે અને હાલ મદ્રાસમાં મહાસભાના કાર્યમાં આવેલું જીવન તેમના જ અથાગ અને અવિશ્રાંત પ્રયત્નનું જ પરિણામ છે. રાજદ્વારી ક્ષેત્રમાં પડયા પહેલાં તે મદ્રાસના વકીલ મંડળના આગેવાન હતા અને ધીમે ધીમે એડવોકેટ જનરલની પદવીએ ચઢયા હતા; મિસીસ એની બીસેંટના 'ન્યુ ઇન્ડીઆ' વાળા કેસમાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો. અને ઇ. સ. ૧૯૨૧મા જે વખતે અસહકાર પૂર જોસમાં ચાલતો હતો ત્યારે તે પોતાના એડવોકેટ જનરલના હોદ્દાનું રાજીનામું આપી મહાસભામાં જોડાયા હતા અને અમદાવાદની મહાસભામાં હાજરી આપી હતી. ત્યારબાદ તેમણે તે ચળવળમાં આગળ પડતો ભાગ લેવા માંડયો અને છેલ્લા એક વર્ષથી મહાસભાના એક મોટા આગેવાન થયા છે એટલું જ નહિ પરંતુ ગયા એપ્રિલ માસમાં જ્યારે પ્રતિસહકારવાદીઓ અને સ્વરાજ્યવાદીઓ વચ્ચે સાબરમતીના કરાર થયા ત્યારે તેનું પોકળ ખુલ્લું પાડી તે રદ કરાવવામાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો; તેમ જ પંડિત મોતીલાલ નહેરૂ બે મહિના માટે [illegible]ારી કાર્યમાંથી વિશ્રાંતિ લેઈ તબિયત સુધારવા અને [illegible]રી ઉપર ગયેલા ત્યારે તેમણે સ્વરાજ પક્ષની લગામ શ્રી. શ્રીનીવાસ આયંગરને સોંપેલી. તે વખતે તેમણે શાંતિ અને કુનેહથી કામ કરી પોતાની શક્તિ બતાવી આપી છે. તેઓ હિંદુ મુસ્લીમ એકતાના જબરા હીમાયતી છે તેમ જ મહાન સુધારક અને સાહિત્યના અભ્યાસી છે. આવા એક શાંત, અનુભવી અને પ્રયત્નશીલ નેતાની પ્રમુખ તરીકે ચુંટણી કરવામાં આવી છે અને અમે આશા રાખીએ છીએ કે તેઓ તેમને સોંપેલું કાર્ય કુનેહ અને ચાલાકીથી પાર ઉતારી પોતાના અનુભવ અને બુદ્ધિથી દેશને ખરા માર્ગે દોરશે અને અત્યારે આપસઆપસમાં ચાલતી કડવાશ દૂર કરી તેમ જ મહાસભામાં પડેલા પક્ષોનું ઐક્ય સાધી દેશમાં શાંતિ અને સંપ થાય તેના માર્ગદર્શક થશે, અને પ્રજાએ તેમને મોટામાં મોટું માન આપી એક વર્ષ માટે દેશની લગામ તેમને હાથ સોંપવામાં યોગ્ય ડહાપણ વાપર્યું છે તેની યથાર્થતા પુરવાર કરશે.

***

## મહાસભા અને ધારાસભા

૧૯૧૯ના રાજકીય સુધારા એ કજીઆનું ઝાડ છે એ વાત આજે વધારે સ્પષ્ટ રીતે સમજાય છે. જેઓ એમાં ફસાયા છે તેઓ દારૂ પીને જેમ યાદવો એક બીજા સાથે લડયા તેમ એક બીજા સાથે લડવામાં રોકાયા છે. જે મહારથીઓએ અસહકારના જમાનામાં ભેગા મળીને પ્રજાબંધારણના કાર્યને વેગ આપ્યો હતો તે જ મહારથીઓ ધારાસભાના રસનું પાન કરીને આજે એક બીજાની સામે ઘુરકીઆં કરી રહ્યા છે. આ વસ્તુસ્થિતિ જેટલી હિંદને માટે દુઃખદાયક છે તેટલી જ ધારાસભા ઘડનાર અંગ્રેજ સરકારને આનંદદાયક છે. ધારાસભામાં ચર્ચા વખતે કે ખાણાના મેળાવડા વખતે જે સભ્યતા, નરમાશ તથા મીઠાશ અંગ્રેજ અધિકારીઓ ધારાસભાના સભ્યો તરફ બતાવે છે તે તેમનામાં થએલા સ્વભાવ પરિવર્તનને લીધે નથી પરંતુ આપણી નિર્બળતાને લીધે તેમને

વળેલી શાંતિનું પરિણામ છે. સ્વરાજ પક્ષની ઉત્પત્તિ પછી પ્રજાનું ધ્યાન ધીમે ધીમે ધારાસભા તરફ ખેંચાતું જ ગયું અને આપણું બધું કામ બીજા જ કરી આપે એવી સૈકાઓ થયાં પ્રજામાં જામી ગએલી પરાધીન વૃત્તિને દૂર કરવા મહાત્માજીએ આપેલો સ્વાશ્રયનો મંત્ર ભૂલાયો અને ધારાસભાથી જ સૌ કાંઇ થઈ શકે છે–સરકારથી જ પ્રજાનું હિત જળવાય તેમ છે એવી ગુલામી મનોવૃત્તિનું વાતાવરણ આજે દેશમાં પથરાઈ રહ્યું છે. મહાસભાના પ્રતિનિધિ તરીકે સ્વરાજપક્ષ વડી ધારાસભામાં બહુમતિમાં હતો ત્યાં સુધી તો એ પક્ષ પોતાના અસ્તિત્વનું વ્યાજબીપણું પ્રજાની ઇચ્છા સરકારની આગળ રજુ કરી, સરકાર એ ઇચ્છા મુજબ નહિ વર્તે તો સુધારાનું પોકળ સ્વરૂપ ખુલ્લું પાડવામાં છે એમ બતાવતો હતો. સુધારાને નકામા સિદ્ધ કરવા ગએલા પુરુષો પોતે જ સુધારાની મોહજાળમાં સપડાયા છે. સુધારાને નકામા સિદ્ધ કરી, ધારાસભામાં સરકારની સામે યુદ્ધ ચલાવી, પ્રજામાં લડાયક જુસ્સો ઉભો કર્યા પછી ધારાસભાનો ત્યાગ કરી સવિનય ભંગનું શસ્ત્ર હાથમા લેવાની સ્વરાજ-પક્ષની ક્ષત્રિયોચિત આકાંક્ષા આજે તો ધારાસભાનો ત્યાગ કરી ધારાસભામાં પાછા જવામાં જ સમાઇ ગઈ હોય એમ લાગે છે.

આખી મહાસભાના વતી કામ કરનાર સ્વરાજપક્ષ ધારાસભામાં પોતાની બહુમતિ હતી ત્યારે જે કામ ન કરી શક્યો તે કામ આજે જ્યારે ધારાસભામાં જવાની ઇચ્છા રાખનાર મહાસભાવાદીઓમાં જ પક્ષો પડી ગયા છે ત્યારે તો નહિ જ થઈ શકે એટલી સાદી સમજ દેશના કાબેલ છતાં ધારાસભાની નીશામાં ચકચુર બનેલા નેતાઓને ન આવે એ સ્વાભાવિક છે. ધારાસભામાં જનારાઓની પાછળ પ્રજાનું બળ હોય તો હજી જુદી વાત છે. પરંતુ નિર્બળ, પરાશ્રયી પ્રજા ચુંટણી વખતે મત આપે તે ઉપરથી પ્રજાનું બળ ફલાણાં પક્ષની પાછળ છે એમ માનવું ભૂલભરેલું છે. એ મતનો ટેકો રેતીના થાંભલાના ટેકા જેવો છે. સબળ સ્વાશ્રયી પ્રજાના પ્રતિનિધિઓ જ બળવાન છે, અને આજનું સૌથી વધારે મહત્વનું અને તાત્કાલિક કાર્ય પ્રજામાં સ્વાશ્રય ખીલે અને પ્રજા બળવાન બને એ છે. એમ ધારાસભાની વિરૂદ્ધ નથી; પરંતુ આજે દેશના આગેવાનો ધારાસભામાં પુતળાં જેવા ગોઠવાય છે તેના કરતાં પ્રજાને સબળ બનાવી બળવાન પ્રજાના બળવાન નેતા તરીકે ધારાસભામાં જઈ સરકારને પ્રજાના તરફથી અંતિમ કહેણ મોકલી આયર્લેંડની માફક અહીં પણ સરકારને પ્રજા સાથે સુલેહ કરવી પડે એવી સ્થિતિ ઉત્પન્ન કર્યા પછી જ ધારાસભાનો ઉપયોગ કરવો જોઇએ. આજે તો ધારાસભામાંથી હાથ ધોઇ નાંખવામાં જ ડહાપણ છે. મહાસભાએ ધારાસભા પ્રવેશની નીતિનો ત્યાગ કરી પ્રજા તરફ વળી ખાદી-પ્રચાર, દારૂનિષેધ, રાષ્ટ્રીય અદાલતોની સ્થાપના, રાષ્ટ્રીય શિક્ષણ, અંત્યજસેવા અને ગ્રામ્ય બંધારણની વ્યવસ્થા વિગેરે પ્રજા ઘડવાના કાર્યોમાં એક ચિત્તે લાગી જવું જોઇએ. આમ થશે તો જ પ્રજા સ્વાશ્રયી અને બળવાન થશે. આ બળ મેળવ્યા પછી જ ધારાસભાની વાત કરવી શોભે.

**

## નવી જંજીરો

આપણા જુના પ્રેસ ઍક્ટ મુજબ સરકારને લોક લાગણી ઉશ્કેરનારાં લખાણ કરનાર વ્યક્તિ અને તે લખાણ બંને સામે પગલાં લેવાની સત્તા હતી; પણ ૧૯૨૨ માં સર વિલિયમ વિન્સેન્ટના પ્રમુખપણા હેઠળ નીમાયલી જપ્તાના કાયદાની કમિટિ ( Repressive Laws Committee )ની સૂચના અનુસાર હિંદી ફોજદારી કાયદાની ૧૫૩ મી કલમમાં સમાઇ જતી બધી બાબતોને લગતી કલમ તેમાંથી પાછી ખેંચી લેવામાં આવી હતી. આ ઉપરથી સમજી શકાય એમ છે કે ધારાસભાએ આ પગલું જોઈ વિચારીને અને ઇરાદાપૂર્વક લીધું હતું અને તેની સામે સરકારે પણ કશો વિરોધ નહનો કર્યો. તે કલમ સામેનો વિરોધ એ જ હતો કે એનાથી બહુ

ધાંધલ ઉત્પન્ન થતી હતી અને એનો બહુ જ દુરુપયોગ કરવામાં આવતો હતો. પરિણામે પત્રકારોનો ધંધો એ તલવારની ધાર ઉપર ચાલવાની રમત જેવો થઈ પડ્યો હતો. સરકાર પાસે ૧૨૪ મી અને ૧૫૩ મી કલમો તો છે જ પણ તે એમને પૂરતી ન લાગી. વળી ૧૯૨૨ માં છોડી દેવી પડેલી પેલી કલમ પણ એમને સાલ્યા કરતી હતી, એટલે હમણાં આ હિંદુ–મુસલમાન ઝઘડાને લીધે ઉશ્કેરાયલી કોમી લાગણીને શાંત પાડવાને બ્હાને ફરી આ નવા સુધારા રૂપે એવી સત્તા સરકારે મેળવી લીધી છે. કોમી લાગણી બહુ જ ઉશ્કેરાઈ ગઈ છે અને તેને કાબુમાં લાવવા માટે કોઇ સત્તા સરકારના હાથમાં હોવી જોઇએ એ વાત સમજી શકાય એવી છે. પણ સરકારનો ઉદ્દેશ માત્ર એટલો જ હોય એમ માલમ પડતું નથી. આ બીલ ૨૦ મી ઑગસ્ટને દિવસે પ્રસિદ્ધ થયું અને એક અઠવાડિયું થાય ન થાય એટલે તો તેની બધી વિધિઓ પૂરી પણ થઈ ગઈ! વળી એની ચર્ચા દરમ્યાન સૂચવાયલા પણ ન સ્વીકારાયલા સુધારા પર પણ આપણે જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે સરકારનો ઉદ્દેશ દીવા જેવો સ્પષ્ટ દીસી આવે છે. એક સુધારો એવો રજુ થયો હતો કે વાંધાભર્યા સાહિત્યને જપ્ત કરવાની સત્તાને એવી હદ બાંધવી કે જે જે સાહિત્યની સામે બીજાં પણ કાયદેસરનાં પગલાં લેવાને સરકાર તૈયાર હોય તે જ સાહિત્યને માત્ર જપ્ત કરી શકે. બીજો એક સુધારો એવો રજુ થયો હતો કે આવા કેસોમાં હાઇકોર્ટને વચ્ચે પડવાની સત્તા રાખવી. વળી એવો પણ એક સુધારો રજુ કરવામાં આવ્યો હતો કે આ કાયદાને અમુક ઠરાવેલા સમય–વરસ–માટે જ પસાર કરવો. પણ આ બધા સુધારામાંથી એક પણ સુધારો સ્વીકારવામાં આવ્યો ન હતો, અને માત્ર નામના કેટલાક શાબ્દિક ફેરફારો કરી એ કાયદો પસાર કરવામાં આવ્યો.

એ કલમનો વિસ્તાર એટલો બહોળો છે કે તેમાં માત્ર ધાર્મિક નહિ પણ રાજદ્વારી અને આર્થિક ચળવળોનો પણ સમાવેશ થઈ શકે છે. ભૂતકાળના અનુભવ પરથી તો એમ જ લાગે છે કે અધિકારીઓના હાથમાં આવી સત્તા સોંપવી એ ભયાવહ છે. તો પછી જમીનદારો અને ધનિકો સામેનાં લખાણો અથવા તો સરકારી નોકરીમાં હિંદીઓને દાખલ કરવાની તરફેણનાં લખાણોને પણ અમુક વર્ગની સામેનાં લખાણો ગણીને જપ્ત કરવામાં ન આવે એની ખાત્રી શી ? જો માત્ર ધાર્મિક ઝઘડાઓ શાંત પાડવા માટે જ આ કાયદાની જરૂર હતી તો પછી એને સદાને માટે રાખવાની શી જરૂર હતી ? બે વરસની મુદ્દત સ્વીકારવામાં શો વાંધો હતો ? પણ સરકારના મનની વાત હોમ મેમ્બરને મોઢે બહાર નીકળી ગઈ છે. તેઓ સાહેબ બોલ્યા હતા કે તે વખતે તો પેલી કલમ પાછી ખેંચી લેવામાં સરકારની ભૂલ થઈ હતી. આ કલમ તો હિંદી ફોજદારી કાયદાનું આવશ્યક અંગ છે અને તે તો સનાતન રૂપે જ વિરાજવું જોઇએ. એટલે કોમી લાગણીને શાંત પાડવાની અને એવી બીજી વાતોને કેટલું મહત્વ આપવું એનો તોલ તો વાચકો જ કરી લેશે.

બીજી પણ એક અગત્યની બાબતનો વિચાર કરવો અત્રે પ્રાપ્ત થાય છે. સરકાર આ કલમથી વાંધાભર્યા લખાણોનો પ્રચાર થતો અટકાવવા માગે છે. પણ માનવ માનસનું સ્હેજ પણ જ્ઞાન ધરાવનાર વ્યક્તિ કહી શકશે કે સરકારની આ આશા તદ્દન નાપાયાદાર અને વ્યર્થ છે. સાહિત્યને જપ્ત કરવાથી અથવા તો તેની સામે પ્રતિબંધો નાખવાથી તેનો પ્રચાર ઘટવાને બદલે ઉલટો વધે છે. જે લખાણો તરફ લોકોની નજર ન ગઈ હોય તેવાં લખાણો તરફ સરકાર આવી રીતે લોકોની નજર આકર્ષે છે.

પણ એ કાયદો જો આટલો બધો વાંધાભર્યો હતો તો તે પસાર થવા જ કેમ પામ્યો? અમને પણ પહેલાં એ જ નવાઈ લાગી હતી; પણ બન્યું હતું એમ કે ધારાસભાના મુસલમાન સભ્યોએ સામાન્ય રીતે આ બીલને ટેકો

આપ્યો હતો. વળી અગત્યનાં કામ માટે પાછા આવવાની બારી રાખી સભાત્યાગ કરી ગયેલા સ્વરાજીસ્ટોને પણ આ બીલની ચર્ચામાં ભાગ લેવા કરતાં ધારાસભાની લાઇબ્રેરીમાં અને લૉબીમાં આંટા મારવાનું કામ જ વધુ અગત્યનું લાગ્યું. જો સ્વરાજીસ્ટોએ આ બીલ વિરુદ્ધ મત આપવાની તસ્દી લીધી હોત તો તે પસાર થવાનો સંભવ ન હતો.

કોઇ કહેશે કે આજે કાયદો પસાર થઇ ગયો તો ભલે; તમો આવતી બેઠકમાં એને રદ કરવાનો ઠરાવ લાવજો. પણ તેઓએ જાણવું જોઈએ કે કાયદાને રદ કરાવવા કરતાં કાયદાને થતો જ અટકાવવો એ રોગને નાબુદ કરવા કરતાં થતો જ અટકાવવાની માફક સહેલું છે. વળી કોઇ કાયદાને રદ કરાવવાનો ઠરાવ લાવ્યા એટલે તે રદ થાય જ એવો કોઇ નિયમ નથી. એટલે સ્વરાજીસ્ટોનો આ પ્રમાદ દેશભરના પત્રકારોને માટે નવી જંજીરો ઘડવામાં સાધનભૂત થયો છે એમ અમને તો લાગે છે.

*
* *

## મુસોલીની પર બોંબ

તારીખ ૧૧ મી સપ્ટેંબરે ઇટાલીના વડા પ્રધાન સીનોર મુસોલીનીની મોટર રોમના રસ્તા ઉપર પસાર થતી હતી તે વખતે પાસપોર્ટ સિવાય ફ્રાંસથી આવેલા ગીઓવીની નામના અઢાર વરસની ઉંમરના એક જુવાન ઇટાલીઅને મોટર ઉપર બોંબ ફેંક્યો હતો પરંતુ મુસોલીનીને કશી ઇજા થઇ ન્હોતી. આ બનાવ પછી મુસોલીનીએ ભાષણ આપતાં જણાવ્યું કે વખતોવખત મારા ઉપર આવા હુમલા કરીને મારા કામમાં ખલેલ કરનાર લોકોને માટે દેહાંતદંડની સજાનો આશ્રય લેવો પડશે. આ પહેલાં પણ સાતમી એપ્રિલે એના ઉપર બોંબ ફેંકવામાં આવ્યો હતો અને તે વખતે એના નાકને ઇજા પણ થઇ હતી. તે વખતે મુસોલીનીએ આપેલાં એક ભાષણને અંતે પ્રજાને સંબોધન કર્યું હતું: "જીવનમાં જોખમ વેઠો; હું આગળ વધું ત્યારે મને અનુસરજો; જો હું પાછો હઠું તો મને મારી નાંખજો; અને મારૂં ખુન થાય તો વેર લેજો." કેટલી દ્રઢતાથી પોતાનું કામ ઇટાલીમાં કર્યા જવાની મુસોલીનીની ઉમેદ છે તે તેમ જ પોતે લીધેલા કાર્યમાં એનો કેટલો દ્દ વિશ્વાસ છે તે એના ઉપરના ઉદ્‌ગારો ઉપરથી જણાઇ આવે છે. એને પોતાના પ્રાણની પરવા નથી પરંતુ ઇટાલીના ઉદ્ધારનું જે મહાન કાર્ય એણે આરંભ્યું છે તે પૂરૂં કરવાની ધગશમાં એ પોતાના–પોતાના કાર્યના–શત્રુઓ તરફ રહેમ નજરથી જોઇ શકે તેમ નથી.

મુસોલીનીનું અત્યાર સુધીનું જીવન અનેક સંકટોમાંથી પસાર થયું છે. અગીઆર વખત એણે જેલ ભોગવી છે અને પોતાની પાસે પાઇ પણ ન હોવાને લીધે તેમ જ કશું કામ પણ નહિ મળવાથી કેટલાયે દિવસ એને ભૂખ્યા રહેવું પડયું હતું. તે ઉપરથી એણે ગરીબીનું દુઃખ પણ કેટલું વેઠયું હશે તેનો ખ્યાલ આપણને આવે છે; અને જ્યારે કામ મળતું ત્યારે દરરોજ અગીઆર કલાક સુધી બીજે માળે કડીઆકામ થતું હોય ત્યાં ઇંટનો ભાર વહીને જે તાલીમ પોતે લીધેલી તેવી જાતની સખત મહેનતની તાલીમ ચાર વરસથી દરિદ્ર, પરાશ્રયી અને આળસુ ઇટાલીઅન પ્રજાને મુસોલીની આપી રહ્યો છે અને એના અપરિમિત આત્મબળના સંસર્ગમાં આવીને પ્રજાનો મોટો ભાગ આ તાલીમ હોંસથી લેતી થઈ ગઇ છે. છતાં કેટલાક લોકોને આ રૂચતું નથી. રાષ્ટ્રજીવનના પરિવર્તનને અનુકૂળ ન થઈ શકનાર વર્ગ મુસોલીનીની કાર્યપદ્ધતિને આપખુદ–જુલ્મીગણી મુસોલીનીનું ખુન કરવા માટેના પ્રયત્નો કરે એ સ્વાભાવિક છે. સિંહના પંજાની જેમ મુસોલીનીને પોતાના જીવનની છાપ આખા ઇટાલીના જીવન ઉપર પાડી જવાની અભિલાષા છે. ઇટાલીની એકતા; ઇટાલીની સમૃદ્ધિ, ઇટાલીનું ગૌરવ ભૂતકાળના રોમન સામ્રાજ્યના જેવાં બની રહે એ મુસોલીનીનો આદર્શ છે. આ મહાન આદર્શને પહોંચી વળવા માટે મુસોલીની ઇટાલીની પ્રજાને પ્રેમ, ત્યાગ અને સખત મહેનતના પાઠો આપી રહ્યો છે. સ્વતંત્રતા એ

મનુષ્ય જીવનનું એક સાધન માત્ર છે એમ મુસોલીની માને છે. જેમ કોઇ વ્યક્તિને આત્મહત્યા કરવાની સ્વતંત્રતા હોઈ શકે નહિ તેમ જ કોઈ રાષ્ટ્રને પણ આત્મહત્યા કરવાની સ્વતંત્રતા નથી. અને જે વખતે કોઇ રાષ્ટ્ર આવા વિનાશની સ્થિતિમાં હોય તે વખતે વ્યક્તિગત સ્વતંત્રતાને ભોગે પણ રાષ્ટ્રનો પ્રાણ બચાવવો જોઇએ એમ મુસોલીની માનતો હોવાથી ગયા જમાનના સ્વતંત્રતાના આદર્શોને આઘાત પહોંચે એવાં પગલાં લઇને પણ મુસોલીની રાષ્ટ્રોદ્ધારનું કાર્ય કરી રહ્યો છે. વર્તમાનપત્રોનાં સ્વચ્છંદ લખાણો ઉપર એણે ભારે અંકુશ મૂકેલો હોવાથી ઈંગ્લાંડનાં તેમ જ આપણે ત્યાંનાં વર્તમાનપત્રોએ મુસોલીનીની નિંદા કરવામાં બાકી રાખી નથી; છતાં જ્યારે આપણે મહાત્માજીના શબ્દોની સરખામણી મુસોલીનીના કાર્ય સાથે કરીએ ત્યારે આ બાબતમાં એ બે મહાન આત્માઓનું સરખાપણું આપણને જણાય છે. એક વખત મહાત્માજીએ લખેલું કે મારું ચાલે તો 'યંગ ઈન્ડીઆ' અને 'નવજીવન' સિવાયનાં બીજાં છાપાં હું બંધ કરી દઉં. કારણ કે હાલનાં સંજોગોમાં છાપાંઓ લાભ કરતાં હાનિ વધારે કરે છે. મ્હાત્માજીના આ શબ્દોની પાછળ જે મનોવૃત્તિ છે તે જ જાતની મનોવૃત્તિ મુસોલીનીએ છાપાં ઉપર મૂકેલા અંકુશની પાછળ રહેલી છે. પોતાના આદર્શની સિદ્ધિમાં જે જે વિઘ્નો નડતાં હોય તેમને મજબુત મનથી દૂર કરવામાં લોકોએ *માની લીધેલા વ્યવહારનીતિનાં સિદ્ધાંતોનો ભંગ* થતો હોય તો તેની પરવા મુસોલીની રાખી શકે એમ નથી. એ તો પોતાના રાષ્ટ્રને નવું જીવન આપવા માગે છે.

સોળ વરસ પહેલાં એક વખત દૂધના ભાવ વધી જવાથી 'ફોર્લી'ના શહેરીઓએ વિરોધ દર્શાવવા એક સભા મેળવી હતી, અને એ સભામાં રીતસરના રેંજીપેંજી ભાષણો થયા પછી ૨૭ વરસના મુસોલીનીએ ઉભા થઇને જણાવ્યું: "દૂધના ભાવ ઓછા થવા જ જોઇએ. દૂધના ઉપર તો માંદાનો, ઘરડાનો, બાળકોનો આધાર એટલે સૌ કોઇને દૂધ લેતાં પરવડી શકે એટલો જ ભાવ દૂધનો હોવો જોઇએ. દૂધનો ભાવ ઘટવો જ જોઇએ. પરંતુ ભાષણો રહેવા દો; મારી સાથે ચાલો." આટલું કહીને એણે ટાઉન હૉલ તરફ ચાલવા માડ્યું. લોકોનું આખું ટોળું એની પાછળ મુગ્ધ થઇને ધસવા લાગ્યું. ટાઉન હૉલ આગળ ઉભેલી લશ્કરની ટુકડી ડોળા ફાડીને જોતી જ રહી. ટોળાંને દરવાજા આગળ ઉભું રાખ્યું અને મુસોલીનીએ બીજા ચાર પાંચ જણની સાથે ટાઉન હૉલમાં જઇને શહેરના મુખી તથા બીજા સભ્યોને જણાવ્યું કે દૂધનો ભાવ ઘટાડવાનું વચન નહિ આપો તો આ સ્વેશની બારીમાંથી તમને બધાને ફેંકી દઇએ છીએ. મુખીએ તથા સભ્યોએ બહાર ઉભેલું ટોળું જોયું અને પોતાની સામે વિશાળ કપાળવાળો, તીક્ષ્ણ પાણીદાર આંખોવાળો અને મજબુત જડબાંવાળો એ ટોળાંનો સરદાર ઉભેલો જોયો અને વચન આપ્યું. દૂધનો ભાવ ઘટ્યો. મુસોલીનીના જીવનમાંનો આ એક બનાવ એના માનસનો ખ્યાલ આપે છે. લોકોનો ટેકો મેળવવા કે લોકોના વિરોધથી ડરીને કદી એ પોતાનાં ધારેલાં કામોથી ડગતો નથી. કોઈ પણ સમાજમાં સ્ત્રીઓ સૌથી વધારે સ્થિતિશીલ છે. અને સ્ત્રીઓનું સૌથી વધારે ધ્યાન પોતાના પોષાકની પસંદગી તરફ હોય છે. છતાં હમણાં જ મુસોલીનીએ ઇટાલીની સ્ત્રીઓને માટે રાષ્ટ્રીય પોષાક નક્કી કરવા તથા ભાતભાતની પ્રચલિત ફેશનોને બદલે એક સરખા પોષાકની વ્યવસ્થા કરવા માટે ઇટાલીની રાણીના પ્રમુખપણા નીચે એક સમિતિ નીમી છે. એ પોષાકની બનાવટમાં ઇટાલીમાં જ બનેલો માલ વાપરવો જોઇએ એવી સૂચના પણ આ સમિતિને કરવામાં આવી છે. મુસોલીની પ્રજાજીવનના ખૂણેખૂણામાં જઇને ઇટાલીના પ્રાણને સ્પર્શ કરીને ઇટાલીને નવજીવન અર્પવા માગે છે. ઇટાલીની પ્રજામાં હજી અસલના વખતનું થોડું ઘણું ચેતન રહેલું છે એટલે જ આ મહાન આત્માની અભિલાષા ઝીલી શકે છે. મુસોલીની કરતાં હજાર દરજ્જે વધારે મહાન, પવિત્ર અને ત્યાગી સંતનો સંદેશ ઝીલવામાં

હિંદુસ્તાન કેમ મોળાપણું બતાવતું હશે? મુસોલીનીના ઉપર થએલા આ વખતના હુમલામાંથી એ બચી શક્યો છે એ બતાવે છે કે હજી ઈટાલીમાં એને ઘણું કામ કરવાનું બાકી છે.

***

## મર્હુમ મી. રતનજી તાતા

ગયા માસની ૨૪ મી તારીખે પેરીસ ખાતે મી. રતનજી દાદાભાઇ તાતાના નીપજેલા અકાળ અને અણધાર્યા મરણને લીધે હિંદે એક મહાન ગૂજરાતી ઉદ્યોગનેતા ગુમાવ્યો છે. તેમનો જન્મ ઇ. સ. ૧૮૫૪ માં નવસારીમાં થએલો અને જો કે તે ૭૨ વર્ષની પાકટ વયે મરણ પામ્યા છે છતાં હિંદમાં ગણ્યાગાંઠ્યા જ આવા ઉદ્યોગનેતાઓ હોવાથી તેમના મરણને લીધે તેની ઔદ્યોગિક પ્રગતિને એક મહાન ફટકો પડ્યો છે. તેમણે પોતાનો શરૂઆતનો અભ્યાસ નવસારીમાં જ કરેલો અને ઉચ્ચ કેળવણી માટે એલ્ફીસ્ટન કોલેજમાં દાખલ થયેલા. ત્યારબાદ તેમણે મદ્રાસમાં ખેતીવાડીનું શિક્ષણ લીધું અને ત્યારથી તેમનો વિદ્યાભ્યાસ બંધ થયો. વિદ્યાભ્યાસ પુરો કર્યા પછી તે પોતાના પિતાની માલીકીની તાતા એન્ડ કાં. ની હોંગકોંગની પેઢી ઉપર નોકરીએ ગયા અને થોડા વખતમાં તેના મેનેજર થયા. આ વખતે પેઢીની દશા ઘણી જ ખરાબ હતી. ઇ. સ. ૧૮૭૬ માં તેમના પિતાનું મૃત્યુ થતાં આખી પેઢીની વ્યવસ્થા તેમને માથે આવી પડી. તેમણે પોતાની કાર્યદક્ષતાથી પેઢીની સ્થિતિમાં પુષ્કળ સુધારો કર્યો અને તેમની આ કુશળતા જોઈ મર્હુમ મી. જમશેદ તાતાએ તેમને પોતાની પેઢીમાં જોડાવાનું આમંત્રણ કર્યું. આ પ્રમાણે તે મી. જમશેદ તાતા સાથે જોડાયા અને પાંચ વર્ષમાં એમ્પ્રેસ મીલના ભાગીદાર થયા. વળી તે જ અરસામાં તેમણે યવતમાલમાં કપાસ લોઢવાનું કારખાનું સ્થાપી એમ્પ્રેસ મીલને મોટી ઓથ આપી હતી. પરંતુ તેમને મીલમાં રહી કામ કરવાનું ન ગમ્યું અને પરદેશમાં જઇ સાહસ ખેડવાની ઈચ્છા થવાથી હોંગકોંગ પાછા ગયા અને ત્યાંની પેઢીની શાંગહાઇ, કોબે, ન્યુયોર્ક વગેરે સ્થળોએ શાખાઓ સ્થાપી.

તાતા હાઇડ્રો ઇલેક્ટ્રીક વર્કસ સ્થપાયા પછી તેમને મુંબાઈની પેઢી ઉપર ધ્યાન આપવાની જરૂર પડી અને લડાઈના કટોકટીના જમાનામાં તેમણે તે પેઢીના એકેએક ઉપયોગી ખાતા ઉપર ધ્યાન આપવા માંડ્યું. લડાઈ દરમ્યાન ઉદ્યોગો અવ્યવસ્થિત થઇ ગએલા તેમની લડાઈ પછી પુનર્વ્યવસ્થા કરવામાં તેમણે પોતાની કુશળતા અને બુદ્ધિ વાપરી, તાતા કંપની ઉપર પડેલી અડચણો દૂર કરી, હિંદના હજારો શેર હોલ્ડરોની થાપણો બચાવી હતી.

રાજકીય ચળવળમાં તેમનો ફાળો નહિ જેવો જ છે. તે થોડો વખત વડી ધારાસભાના સભ્ય હતા; તેમ જ ગયા વર્ષમાં હિંદના લોખંડના ઉદ્યોગને મળેલું રક્ષણ તે તેમના જ અથાગ અને અવિશ્રાંત શ્રમનું જ પરિણામ છે.

તેમના પરિચયમાં આવતી દરેક વ્યક્તિ ઉપર તેમના અડગ સ્વભાવ, સતત પ્રયત્ન અને આત્મવિશ્વાસની સજડ અસર પડતી. ૭૨ વર્ષની વયે પણ તે નિયમિત રીતે પોતાની ઑફીસમાં જતા અને હમેશાં સૌથી મોડા ઘેર જતા. ભારેમાં ભારે કટોકટીના સમયમાં પણ તેમનું મગજ શાંત અને સમતોલ રહેતું અને તેમની હિંમત જોઇને નિરાશ થએલાં હૃદયો પણ આશાના ઉત્સાહમાં તણાઈ કામ કરવા મંડી જતાં. તેમનું જીવન સાદું હતું અને સ્વભાવ નમ્ર હતો. આવી મહાન ઉદ્યોગશીલ વ્યક્તિના મરણથી હિંદ–ગૂજરાતે એક મહાન પુરુષ ખોયો છે અને તેથી પડેલી ખોટ પૂરતાં ઘણો વખત લાગશે.

***

## ગૂજરાતમાં કલાજાગૃતિ

ગૂજરાતમાં જે નવી જાગૃતિ આવી તે જેમ સાહિત્યમાં અનેકધા પ્રતિબિંબિત થઇ છે તેમ બીજી કલાઓમાં પણ થઈ છે. અમદાવાદ જ સ્વાભાવિક રીતે ગૂજરાતની સંસ્કૃતિનું

હિંદુસ્તાન કેમ મેળાપણું બતાવતું હશે ? મુસોલીનીના ઉપર થએલા આ વખતના હુમલામાંથી એ બચી શકયો છે એ બતાવે છે કે હજી ઈટાલીમાં એને ઘણું કામ કરવાનું બાકી છે.

***

## મર્હુમ મી. રતનજી તાતા

ગયા માસની ૨૪મી તારીખે પેરીસ ખાતે મી. રતનજી દાદાભાઇ તાતાના નીપજેલા અકાળ અને અણધાર્યા મરણને લીધે હિંદે એક મહાન ગૂજરાતી ઉદ્યોગનેતા ગુમાવ્યો છે. તેમનો જન્મ ઇ. સ. ૧૮૫૪ માં નવસારીમાં થએલો અને જો કે તે ૭૨ વર્ષની પાકટ વયે મરણ પામ્યા છે છતાં હિંદમાં ગણ્યાગાંઠ્યા જ આવા ઉદ્યોગનેતાઓ હોવાથી તેમના મરણને લીધે તેની ઔદ્યોગિક પ્રગતિને એક મહાન ફટકો પડ્યો છે. તેમણે પોતાનો શરૂઆતનો અભ્યાસ નવસારીમાં જ કરેલો અને ઉચ્ચ કેળવણી માટે એલ્ફીસ્ટન કોલેજમાં દાખલ થયેલા. ત્યારબાદ તેમણે મદ્રાસમાં ખેતીવાડીનું શિક્ષણ લીધું અને ત્યારથી તેમનો વિદ્યાભ્યાસ બંધ થયો. વિદ્યાભ્યાસ પુરો કર્યા પછી તે પોતાના પિતાની માલીકીની તાતા એન્ડ કું.ની હોંગકોંગની પેઢી ઉપર નોકરીએ ગયા અને થોડા વખતમાં તેના મેનેજર થયા. આ વખતે પેઢીની દશા ઘણી જ ખરાબ હતી. ઇ. સ. ૧૮૭૬ માં તેમના પિતાનું મૃત્યુ થતાં આખી પેઢીની વ્યવસ્થા તેમને માથે આવી પડી. તેમણે પોતાની કાર્યદક્ષતાથી પેઢીની સ્થિતિમાં પુષ્કળ સુધારો કર્યો અને તેમની આ કુશળતા જોઈ મર્હુમ મી. જમશેદ તાતાએ તેમને પોતાની પેઢીમાં જોડાવાનું આમંત્રણ કર્યું. આ પ્રમાણે તે મી. જમશેદ તાતા સાથે જોડાયા અને પાંચ વર્ષમાં એમ્પ્રેસ મીલના ભાગીદાર થયા. વળી તે જ અરસામાં તેમણે યવતમાલમાં કપાસ લોઢવાનું કારખાનું સ્થાપી એમ્પ્રેસ મીલને મોટી ઓથ આપી હતી. પરંતુ તેમને મીલમાં રહી કામ કરવાનું ન ગમ્યું અને પરદેશમાં જઇ સાહસ ખેડવાની ઇચ્છા થવાથી હોંગકોંગ પાછા ગયા અને ત્યાંની પેઢીની શાંગહાઇ, કોબે, ન્યુયોર્ક વગેરે સ્થળોએ શાખાઓ સ્થાપી.

તાતા હાઇડ્રો ઇલેકટ્રીક વર્કર્સ સ્થપાયા પછી તેમને મુંબાઈની પેઢી ઉપર ધ્યાન આપવાની જરૂર પડી અને લડાઈના કટોકટીના જમાનામાં તેમણે તે પેઢીના એકેએક ઉપયોગી ખાતા ઉપર ધ્યાન આપવા માંડ્યું. લડાઈ દરમ્યાન ઉદ્યોગો અવ્યવસ્થિત થઇ ગએલા તેમની લડાઈ પછી પુનર્વ્યવસ્થા કરવામાં તેમણે પોતાની કુશળતા અને બુદ્ધિ વાપરી, તાતા કંપની ઉપર પડેલી અડચણો દૂર કરી હિંદના હજારો શેર હોલ્ડરોની થાપણો બચાવી હતી.

રાજકીય ચળવળમાં તેમનો ફાળો નહિ જેવો જ છે. તે થોડો વખત વડી ધારાસભાના સભ્ય હતા; તેમ જ ગયા વર્ષમાં હિંદના લોખંડના ઉદ્યોગને મળેલું રક્ષણ તે તેમના જ અથાગ અને અવિશ્રાંત શ્રમનું જ પરિણામ છે.

તેમના પરિચયમાં આવતી દરેક વ્યક્તિ ઉપર તેમના અડગ સ્વભાવ, સતત પ્રયત્ન અને આત્મવિશ્વાસની સજ્જડ અસર પડતી. ૭૨ વર્ષની વયે પણ તે નિયમિત રીતે પોતાની ઑફીસમાં જતા અને હમેશાં સૌથી મોડા ઘેર જતા. ભારેમાં ભારે કટોકટીના સમયમાં પણ તેમનું મગજ શાંત અને સમતોલ રહેતું અને તેમની હિંમત જોઇને નિરાશ થએલાં હૃદયો પણ આશાના ઉત્સાહમાં તણાઈ કામ કરવા મંડી જતાં. તેમનું જીવન સાદું હતું અને સ્વભાવ નમ્ર હતો. આવી મહાન ઉદ્યોગશીલ વ્યક્તિના મરણથી હિંદે—ગૂજરાતે એક મહાન પુરુષ ખોયો છે અને તેથી પડેલી ખોટ પૂરતાં ઘણો વખત લાગશે.

***

## ગૂજરાતમાં કલાજાગૃતિ

ગૂજરાતમાં જે નવી જાગૃતિ આવી તે જેમ સાહિત્યમાં અનેકધા પ્રતિબિંબિત થઇ છે તેમ બીજી કલાઓમાં પણ થઈ છે. અમદાવાદ જ સ્વાભાવિક રીતે ગૂજરાતની [illegible]

મધ્યબિન્દુ છે અને જાણે તેથી જ આકર્ષાઇ ને અનેક કલાકારો હાલ અમદાવાદમાં વસ્યા છે.

હાલ પંડિત વિષ્ણુ દિગંબર સર ચિનુભાઇના અતિથિ થઇ અમદાવાદને રામાયણની કથા સંગીતથી રસિક કરી સંભળાવે છે, એ પણ અમદાવાદના જીવનમાં એક નોંધવા જેવો બનાવ છે.

થોડા રોજ ઉપર 'રૂપમ્'ના તંત્રી શ્રીયુત અર્ધેન્દ્રકુમાર ગંગુલી શેઠ અંબાલાલ સારાભાઈના મહેમાન થયા હતા. ગૂજરાતની કલાના નમૂનાઓનો અભ્યાસ કરવો એ એમની યાત્રાનો હેતુ હતો. તા. ૧૫ બુધવારના રોજ એક વાર્તાલાપ ગોઠવ્યો હતો અને તેમાં શ્રી સાકરલાલ દવે, રવિશંકર રાવળ, ગજાનન પાઠક અને અન્ય ગૃહસ્થોએ પોતપોતાના શોખની કલાના અનેક પ્રશ્નો પૂછ્યા હતા. શ્રી અર્ધેન્દ્રકુમારે અહીંના કલાધરોની મુલાકાત અને જૂનાં સ્થાપત્ય કામોની પણ મુલાકાત લીધી. શ્રી રવિશંકર રાવળને તો મળે જ. પુરાતત્ત્વ મંદિરમાં પણ આવ્યા અને ત્યાં આચાર્ય શ્રી મુનિ જિનવિજયજીએ બતાવેલા પ્રાચીન જૈનચિત્રોના કેટલાક નમૂનાઓથી તેઓ અતિ પ્રસન્ન થયા. એ બન્ને પંડિતો વચ્ચેની વાતચીત ઘણી જ રસમય અને બોધપ્રદ હતી. તે જ દિવસે સાંજે શ્રી ગંગુલીએ શ્રી. ગજાનન પાઠકને ત્યાં મુલાકાત આપી. તેમના સ્થાપત્યના નમૂનાથી શ્રી ગંગુલીને ગૂજરાત અને તેના કલાધરોને માટે સારો અભિપ્રાય બંધાયો. ત્યાર પછી રાત્રે થયેલા આપણા રાસ અને ગરબામાં આપણું લાલિત્ય, આપણું નૃત્ય, આપણું સંગીત જોઇ તેઓ ખૂબ પ્રસન્ન થયા હતા. આપણે ગૂજરાતીઓ હાલ કલાસંબંધી જિજ્ઞાસા બતાવીએ છીએ પણ આપણા જીવનમાં અને આપણા જ કલાધરોમાં અનેક ઉત્તમ અંશો છે તે સમજવાની અને કદર કરવાની હજુ આપણને ટેવ નથી. કોઇ પરપ્રાન્તીય કે પરદેશી આપણને આપણી ચીજ બતાવે છે ત્યારે જાણે આપણી આંખો ઉઘડે છે! ત્યાં સુધી આપણા નમૂના અને આપણા માણસોની આપણે અવજ્ઞા કરીએ છીએ. એ ગૂજરાતનો ઘણો મોટો દોષ અમને ત્યાં પ્રત્યક્ષ થયો.

આ વિષયમાં હજી બેએક બનાવો નોંધવા જેવા છે. અમદાવાદ મ્યુનીસીપાલીટીની છેલ્લાં ત્રણેક વરસની કારકીર્દી ઘણી યશસ્વી છે. થોડા દિવસ ઉપર જ મ્યુનીસીપાલીટીએ એક મ્યૂઝીઅમ ખોલવાના મકાનને માટે રૂ. ૩૦ હજાર મંજુર કર્યા છે.

બીજો બનાવ હજી લોકમાં પ્રસિદ્ધ નથી થયો. તે એ છે કે ગૂજરાતી નાટક કંપનીએ 'રાઇનો પર્વત' ખેલ ભજવવાનું બીડું ઝડપ્યું છે. ઉત્તમ નાટકો આપણી રંગભૂમિ ઉપર આવતાં નથી એવો આક્ષેપ ઘણાં વરસોથી નાટક કંપની ઉપર થયા કરે છે. આ કંપનીમાં ઉત્તમ નાટકને ન્યાય આપી શકે એવા નટો છે એ તો એ કંપનીએ ઘણા વખતથી ગૂજરાતીઓ પાસે સાબીત કર્યું છે.

અમે આશા રાખીએ છીએ કે ગૂજરાત આ નવી જાગૃતિનાં સર્વ ચિહ્નોને વધાવી લેશે અને માત્ર ઉપરછલી નહિ પણ તલસ્પર્શી પ્રગતિ કરશે.

---

## શુદ્ધિઃ

પુ૦ ૨ અંક ૪ નું પાનું ૨૧૭ માં 'સફર' કાવ્યની ૮ મી પંક્તિ નીચે પ્રમાણે વાંચવીઃ

ફિરસ્તોમાં જેવા, શબવત પડ્યા સર્વજનના

પુ૦ ૨ અંક ૪ નું પાનું [illegible] પર શ્રી. કિશોરલાલ મશરૂવાળાનું જે અવતરણ છે તેમાંના વિચાર હાલના નથી પણ તેમના કોલેજ જીવન વખતના છે.

આ અંક પાનું ૨૨૭ લીટી ૯ નીચેથી–દરડી ને બદલે દળ્ડી વાંચો.

„ પાનું ૨૩૬ લીટી ૮ કૃતમતાપૂર્વક ને બદલે કૃતજ્ઞતાપૂર્વક વાંચો.

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૨ | આશ્વિન | અંક ૬

# સિન્ધુનું આમન્ત્રણ

આનન્દ સિન્ધુ આમન્ત્રે સ્વયં હસ્ત ઉછાળતો,
રંગ બેરંગી ઝાંશોનાં મોતીઓ વરસાવતો.

નહિ માર્ગ, નહિ કેડી, દ્વાર કે દરવાન ના,
જ્યાં હો ત્યાંથી અહીં આવો પાડ કે અહેસાન ના.

દેખાતા સ્હામસ્હામા જડજમિનતટો, તોય આ એક સિન્ધુ;
નોખા નોખા વસેલા મનુજ જગ પરે, આપણે એક બન્ધુ.
આવો, આવો, પ્રજાઓ ! અહિં યુગ યુગનાં વૈર વામો ડંસીલાં,
સિન્ધુ સાથે મિલાવી નિજ સુર, ગરવાં ગીત ગાઓ રસીલાં.

આવો ફિલ્સૂફ, આવો કવિગણુ રસિકો ને કલાકોવિદો એ !
ઊર્મિ, પ્રૌઢા તરંગો ચલ ગિરિવર શા, રંગીલા બુદ્દબુદો એ,
આ ઘેરા ઘોર ગર્જો અતલ ઉલટતા વારિઓઘો અગાધ,
ને વિસ્તારો વિશાળા સહુ દિશ સરખા, મોટો ખેલો અબાધ.

સહસ્ર સ્રોતથી ઘેરી નદી જીવનની વહે,
ઘડી શુદ્ધ ઘડી મેલી ક્ષણે ના સરખી રહે;
તેમાં આ તટથી પેલે જતાં જન મથી મથી,
અનુકૂલ વહી આવો પ્રવાહોના જ પંથથી.

અંધારાં ભેદવાને અહિંથી દિનકરે હસ્ત પ્હેલો ઉગામે,
વિશ્વોમાં એક ચક્રે ફરી અતુલ બલે અસ્ત એ આંહીં પામે;
જીવો નિઃસંખ્ય સૌ આ અકલ સલિલથી આદિમાં નિર્ગમે છે,
ઊંચા નીચા ફરીને સમય નિજ થતાં આંહીં આવી શમે છે.

આવો સૌ પુણ્યશાલી, અમલ કરણીના પુણ્યનો આજ આરો,
નિઃસંકોચે પધારો, ક્લુષિત થયલા! વારિધિ આ તમારો;
પ્રાયશ્ચિત્તો અહીંઆં પ્રજળી ન કરવાં દામણાં દુઃખદાહે,
વામીને પાપપુણ્યો તણું મમત, રમો શુદ્ધ મુક્ત પ્રવાહે.

× × ×

સુણાયે સાદ એ દેશ–કાલની પાર દૂરથી
લોક લોક તણા ઊંડા અંતરતમ ઊરથી.
'નિત્ય એ સાદ આવે છે એમાં સત્ય કશું નથી'
'જવાશે જઈશું ત્યારે' કરી કોઈ પ્રમાદથી
ગયું ના; પણ એ સિન્ધુ હજી હસ્ત ઉછાળતો
આમન્ત્રે રંગ બેરંગી મોતીઓ વરસાવતો.

શેષ

# 'આર્તિનાશનં'*

गुरुदत्तेन मंत्रेण तपसेप्सुखं लभेत्।

પૂજ્ય માતાઓ અને ભગિનીઓ,

પરતંત્ર દેશને તે ઉત્સવ હોતા હશે?–એમ કોઇ પણ સ્વતંત્ર દેશવાસી આપણને પૂછશે, અને કદાચ આપણને ઉત્સવ ઉજવતાં જોઈને તેને આશ્ચર્ય થશે. પરતંત્ર દેશને માટે દુઃખ, દારિદ્ર, ત્રાસ અને હાહાકારની રાત્રિઓની સ્મૃતિ હોય, તે ઉત્સવ શેનો ઉજવે? પણ જરાક વિચાર કરતાં તેને જણાશે કે તેની ટીકામાં ઉતાવળ છે, જે દિવસનો ઉત્સવ તેનો સ્વતંત્ર દેશ મનાવે છે તે દિવસ પણ અનેક રાત્રિઓના અંધકાર પછી ઉગ્યો છે, અને તે દિવસને ઉજવવા કરતાં તો અંધકારનાં અનેક વાદળો જેનાં ત્યાગ અને બલિદાનને લીધે ઓછાં થયાં અને ઉત્સવનો દિવસ પાસે આવ્યો તે ત્યાગ અને બલિદાન આપનારા વીરોની સ્મૃતિનો ઉત્સવ વધારે યોગ્ય છે.

આજે આપણે સ્વતંત્રતાના દિવસનો ઉદય ઉજવવા નથી ભેગા થયા. એ ઉદયની જેણે આશા આપી, એ ઉદયને માટે તૈયાર થવા સારૂ જેણે આપણી ઘોર નિદ્રાનાં વાદળ ફેડ્યાં, જે દિનરાત જાગૃત રહી આપણને પાછાં નિદ્રામાં પડતા અટકાવી રહ્યા છે, એવા પુણ્યાત્માનાં જન્મદિવસ ઉજવવા ભેગાં થયાં છીએ. આપણા જેવા ભાગ્યહીન દેશને માટે પણ આવા માર્ગદૃષ્ટા ઈશ્વરે હજી કાયમ રાખ્યા છે તે માટે ઇશ્વરનો આભાર માનવા આપણે ભેગાં થયાં છીએ.

એ પ્રસંગે તમારા આનંદ અને આભારની લાગણીને વ્યક્ત કરવા તમે મને બોલાવ્યો તે માટે તમારો મોટો ઉપકાર થયો છે. પણ મારી જે લાયકાતને લીધે તમે મારી પસંદગી કરી છે તે લાયકાત–ગાંધીજીની સેવામાં દિનરાત રહેવાનું સૌભાગ્ય–મને તો મુંઝવે છે, અને કદાચ તમને પણ પાછળથી પસ્તાવાનું કારણ આપે. કોઇ પુત્રને તમે કહો કે તારા પિતાનું જાહેરમાં ગુણગાન કર તો તે બિચારો મુંઝાઈ પડશે. પિતાના ગુણો તે જેટલા જાણે છે તેટલા બીજું કોઇ ન જાણતું હોય, પણ તે જ્ઞાનથી જ તે અકળાશે, અને કશું બોલી ન શકે. મારી લગભગ એવી સ્થિતિ છે એમ કહું તો જરાયે અત્યુક્તિ કરૂં છું એમ ન માનશો.

હા; પિતા પુત્રના સંબંધનો દાવો કરવામાં મારી કાંઇક ઉદ્ધતાઈ લાગશે તે હું સમજી શકું છું. એ દાવો મારો એકલાનો નથી. છેલ્લાં દશ વર્ષ થયાં ગાંધીજીએ જે અનેક ભાઇઓ અને બ્હેનોનાં જીવન પલટાવ્યાં છે, જેમને અસત્યમાંથી સત્યમાં, તિમિરમાંથી પ્રકાશમાં, મૃત્યુમાંથી અમરત્વને માર્ગે વાળ્યાં છે—ટૂંકામાં જેમને પુનર્જન્મ આપ્યો છે—તે બધાં જ આ દાવો કરી શકે. અને બીજી વાત એ છે કે ગાંધીજીના પુત્ર કે મિત્ર કે સ્વજન કહેવડાવવાનો દાવો તો કોઈ વિરલાના જ મ્હોંમાં શોભી શકે. ઈસુ મહાત્માને જ્યારે કહેવામાં આવ્યું કે બહાર તારાં

* મુંબઇની ભગિની સમાજ આગળ ગાંધીજીની જન્મતિથિ નિમિત્તે અપાયેલું ભાષણ.

ભાઇભાંડુ અને માતા તને મળવાને ઉભાં છે, ત્યારે તેણે આશ્ચર્યથી કહેલું: 'મારાં ભાઇભાંડુ અને માતા! મારાં ભાઇભાંડુ અને માતા તો તે જ થઈ શકે કે જે મારા પ્રભુને પરાયણ છે, મારા પ્રભુને અધીન છે, મારા પ્રભુ ચલાવે તેમ ચાલે છે.'

ગાંધીજીને પણ કોઇ પૂછે તો કદાચ તેમના તરફથી પણ એવો જ જવાબ મળે. સત્ય અને અહિંસાનું આચરણ કરનારાં, આર્ત માટે પ્રાણ પાથરનારાં, દરિદ્ર નારાયણની સેવા-ઉપાસના કરનારાં તેમનાં સ્વજન છે. બીજાં નહિ. પણ મારો દાવો તો રાંક દાવો છે—કેવળ ઋણનો દાવો છે. તેમના પ્રતિનું મારૂં અકથ્ય ઋણું હું એ દાવે જ કંઇક અંશે પ્રગટ કરી શકું. પણ પુત્ર કે ઋણીના ટોપી વટીકવાર કાઢી નાંખીને વ્યાખ્યાન કરનારની પાઘડી પહેરી લઉં તોયે જેમની જન્મતિથિ ઉજવવા આપણે ભેગાં થયાં છીએ તેમના વિરાટસ્વરૂપનું ચિત્ર આપવાની મારી શક્તિ નથી. એટલે 'ઋણી જ હું ભલે રહ્યો. કારણ આજે તમારી આગળ કાંઈ પણ કહી શકું એમ છું તો તે કેવળ એ ઋણના વિચારથી મળેલી પ્રેરણાને લીધે. તમે અને હું, બીજાં અસંખ્ય ભાઇ બ્હેનોની જેમ, ગાંધીજીનાં એક અથવા બીજી રીતે ઋણી છીએ, અને ઋણી જેમ દાતાનાં ગુણગાન ગાવાને બદલે પોતાના ઋણનું વર્ણન કરીને ઋણ હલકું કરે છે તેમ આપણે પણ આજે કરીશું. સ્ત્રીઓનું ગાંધીજી પ્રત્યેનું ઋણ—સ્ત્રીઓની ગાંધીજીએ વિશેષ કરેલી સેવા—નો આજે આપણે વિચાર કરીને એ ઋણમાંથી મુક્ત થવાનો થોડો વિચાર કરીશું તો આપણે આજનો દિવસ ઠીક ઉજવ્યો કહેવાશે.

એ સેવાનો આરંભ પોતાની જુવાનીને ઉંબરે વિલાયતવાસ દરમ્યાન બ્રહ્મચર્ય પાળવાની તેમણે પ્રતિજ્ઞા લીધી ત્યારથી થાય છે એમ કહીએ તો ચાલે. બ્રહ્મચર્યનું વ્યાપક સ્વરૂપ સમજીને એ પ્રતિજ્ઞા લેવાયલી હતી એમ કહેવાનો મારો આશય નથી, પણ એ પ્રતિજ્ઞામાં રહેલો એક પત્નીવ્રતનો આદર્શ, અને એ પ્રતિજ્ઞા લેવામાં રહેલું 'માતૃદેવો ભવ'ના આપણા પ્રાચીન આદેશનું પાલન તો સ્પષ્ટ જ છે. પુરુષો કાંઈ ન કરે તોયે ગાંડી ઘેલી પણ પત્નીને એકનિષ્ઠ રહે, અભણ જેવી માતાને પણ દેવસમાન માનીને તેની આજ્ઞાને માથે ચડાવે તો સ્ત્રી જાતિની કેટલી મોટી સેવા થાય? એ પ્રતિજ્ઞાનું તે વેળાની કઠણ અવસ્થામાં પણ કેટલું જાગૃત પાલન તેમણે કરેલું છે તે તો આત્મકથાનો દરેક વાંચનાર હવે જાણે છે.

આગળ ચાલતાં આપણે તેમની દક્ષિણ આફ્રિકાની સેવાનો સમય લઇએ. ત્યાંની પ્રથમ લડત એશીઆવાસીઓને ફરજ્યાત નોંધવાના કાયદા સામે હતી. એ લડતમાં પુરુષોના વિચાર કરતાં સ્ત્રીઓની નામોશી અને હાડમારીનો વિચાર ગાંધીજીને વધારે હતો. એકવાર જેઓ નોંધાઇ ગયા હતા, જેમના કુટુંબ ત્યાં નિવાસ કરવાને માટે ગયેલાં હતાં—જેઓ પોતે કદાચ ત્યાંના ગોરાઓના હરીફ હોય, પણ સ્ત્રીઓ તો હરીફ હતી જ નહિ, તેમને અને તેમની સ્ત્રીઓને ફરજ્યાત નોંધવાના કાયદા તળે આણવા એ કાંઈ નાનો સૂનો અત્યાચાર ન્હોતો. એ લડતે જ દક્ષિણ આફ્રિકાની લડતનો પાયો નંખાયો, અને એ લડતથી આઈ આપણી લડતને અંતે ગાંધીજી દેશસેવા માટે આત્મનિવેદન કરી નિષ્કિંચન થઈને બેઠા. આગળ જતાં ઘણી મસલત અને ચર્ચાને પરિણામે આ કાયદામાંથી સ્ત્રીઓ મુક્ત થઇ હતી. ત્યારપછી ગિરમિટીઆ મજૂરોમાંથી જેઓ ગિરમિટમાંથી મુક્ત થઇને ત્યાં વસતા હતા તેમના ઉપર—સ્ત્રી પુરુષો અને બાળકો ઉપર—વર્ષે ત્રણ પૌંડનો જે હેડીઆવેરો નાંખવામાં આવ્યો હતો તેની

વિરૂદ્ધની લડત પણ મુખ્યત્વે સ્ત્રીઓનું દુઃખ ધ્યાનમાં લઇને જ હતી. દરેક જણ વર્ષે ત્રણ પૌંડ વેરો આપે એટલે સ્ત્રી અને એક બાળકનું તેનું કુટુંબ હોય તો તેને ૯ પૌંડ વેરો આપવો રહ્યો. તેની કમાણી માંડ ૧૮ પૌંડની હોય એટલે અર્ધોઅર્ધ વેરામાં જાય. આનો અર્થ એ થયો કે માણસે ત્યાં રહેવું હોય તો બૈરાં છોકરાંનો ત્યાગ કરીને રહે. આ કાયદા પ્રમાણે ૬૫ વર્ષની એક ડોશી જેને આ ત્રણ પૌંડનો વેરો ન ભરવાને લીધે, ૭ વખત જેલમાં જવું પડ્યું હતું તેની વાત સ્વ. ગોખલેએ અનેકવાર કરી છે.

લગ્નો નોંધાવવાનો કાયદો તો હતો જ, તેનો વિચિત્ર અમલ દક્ષિણ આફ્રિકાના વતની બનેલા એક મુસલમાન ગૃહસ્થ હિંદુસ્થાનથી પોતાની સ્ત્રીને લઈને આફ્રિકા આવ્યા ત્યારે કરવામાં આવ્યો. તેમનો વિવાહ દક્ષિણ આફ્રિકામાં નોંધવામાં ન્હોતો આવ્યો એટલે તે રદ કર્યો! અને એ એક વિવાહ રદ કરવાની સાથે દક્ષિણ આફ્રિકામાં રહેતાં તમામ હિંદીઓના સંપૂર્ણ ધાર્મિક વિધિથી થયેલા વિવાહ રદ ગણાયા, વીશ વીશ પચીશ વર્ષથી ધર્મપત્નીઓ તરીકે રહેલી સ્ત્રીઓ પત્ની મટી 'રાખ' બની!

આ અને આવા અપમાનો વિષે ગાંધીજીએ સ્ત્રીઓને જાગ્રત કરી. પોતે તો બે વખત જેલ જઈ ચૂકેલા હતા જ. આ નવા અપમાન પછી ત્રીજી ૯ મહિનાની જેલ ભોગવી. આ સેવાના ચમત્કારિક અસર થઇ. આત્મા આત્માને સાંધનાર, સેવા જેવી અખંડ સાંકળ એકે નથી. એ સાંકળના પ્રેમબળે અનેક તેમના તરફ ખેંચાયાં, અનેકે સ્વેચ્છાસેવક બનવાની માગણી કરી.

જેને ગાંધીજીએ કદિ જોયલી નહિ, જાણેલી નહિ, જેની સાથે તેમણે કદિ વાત કરેલી નહિ, એવી સ્ત્રીઓએ તેમની હાંકલનો જવાબ આપ્યો અને પ્રસન્નતાથી જેલનું જોખમ વહોરી ખાણોમાંથી નીકળી પડી. આ બ્હેનોમાં પોતાનું નામ અમર કરી જનાર એક બ્હેન માત્ર ૧૮ વર્ષની ઉમ્મરની બ્હેન વાલીઆમા હતી–જેણે જેલમાં ભોગવેલા અસહ્ય કષ્ટને પરિણામે જેલમાંથી બહાર નીકળીને તરત પ્રાણત્યાગ કરેલો. અને એ બ્હેનનું નામ લીધા પછી પૂ. કસ્તુરબાનું નામ પણ લઉં? વાલીઆમાએ પ્રાણત્યાગ કરેલો તો કસ્તુરબા પ્રાણત્યાગ કરવાની તૈયારીમાં જ બહાર નીકળેલાં. જેલમાં હતાં તે દરમ્યાન આગ્રહપૂર્વક ફળ સિવાય બીજા ખોરાકને ન છેડવાની પ્રતિજ્ઞા પાળનાર, એ પ્રતિજ્ઞાને અંગે ભૂખમરો ભોગવનાર, અને જેલમ.થી મૂઠી હાડકાં લઇને નીકળનાર કસ્તુરબાનું ચિત્ર—ફોટોગ્રાફમાં પણ—પાષાણ હૃદયને પીગળાવનારૂં અને દેશદ્રોહીને દેશપ્રેમી બનાવનારૂં છે. આ જમાનામાં જ્યારે આપણે સીતા, સાવિત્રી અને દમયંતીનાં કેવળ નામ બોલીને જ સંતુષ્ટ થતા હતા, જ્યારે પદ્મિની, લક્ષ્મીબાઈ અને અહલ્યાબાઇની સ્મૃતિથી જ આપણે કૃતકૃત્ય થતા હતા ત્યારે દેશની લાજ માટે કહેવાતી લાજ છોડી કારાગૃહવાસ ભોગવવાનું અને અસહ્ય કષ્ટ સહન કરી પ્રાણત્યાગ કરવાનું સ્ત્રીઓને ગાંધીજીએ શીખવ્યું. દક્ષિણ આફ્રિકાની લડતમાં સ્ત્રીઓએ જ્યારથી પ્રવેશ કરવા માંડ્યો ત્યારથી હિંદુસ્થાનની સ્ત્રીઓ માટે નવો યુગ ઉગ્યો એમ કહી શકાય.

દક્ષિણ આફ્રિકા ઉપરથી અહીં આવતા પહેલાં એક નાનકડા પ્રસંગનો અહીં ઉલ્લેખ કરૂં? ૨૫ પૌંડનો દંડ અથવા અમુક માસની જેલની ગાંધીજીને સજા થયેલી હતી. ગાંધીજી જેલ ભોગવતા હતા. દરમ્યાન કસ્તુરબા જેલ બહાર મરણ પથારીએ હતાં. મિત્રો ૨૫ પૌંડ

ભરીને ગાંધીજીને કસ્તુરબાને મળવા લઈ જવાને ઉત્સુક હતા. જેલર તો તૈયાર હોય જ. પણ ગાંધીજી શેના દંડ ભરવા દે ? તેમણે જેલરની મારફત એક પત્ર કસ્તુરબાને મોકલ્યો. એ પત્ર જોવાનું સદ્‌ભાગ્ય તો મને નથી મળ્યું પણ ધીરજ અને સાંત્વનાદિ જે જે વસ્તુની આપણે તેમાં કલ્પના કરી શકીએ તે ઉપરાંત એક વસ્તુ એ હતી કે તેમાં સાધ્વી સ્રીને એકનિષ્ઠ પતિનું મધુર આશ્વાસન હતું: ' ભગવાનની ઇચ્છા આપણો મેળાપ ન જ થાય એવી હોય તો હું તને ખાતરી આપું છું કે તારે વિષેની મારી એકનિષ્ઠા–એકપત્નીવ્રત મારા મરણ પર્યંત કાયમ રહેશે. '.

જેમનું જાહેરજીવન એ ખાનગી જીવનનો પડઘો છે–અને જેમને ગુપ્ત રાખવા જેવી એકે વાત નથી–તેમના જીવનમાંથી આવા બીજા અનેક દાખલા લઈ શકાય, પણ તે લેવાનો મારો અધિકાર નથી. આપણે આગળ ચાલીએ. ગાંધીજીની હિંદુસ્થાનની લોકસેવાનો આરંભ અહીં આવતાં વેંત શરૂ કરેલી વીરમગામની જકાત વિરુદ્ધ ચળવળથી થયો. એ જકાત વસૂલ કરતાં બાળબચ્ચાંવાળી સ્રીઓને જે ત્રાસ થતો હતો તે જોઇને જ ગાંધીજીનું હૃદય કંપ્યું હશે. એ પછી આવે છે બિહાર. બિહારમાં પણ આફ્રિકાના ગિરમિટીઆ જેવા અથવા ગિરમિટીઆના કરતાં ખરાબ દશામાં જીવનારા ખેડુતોની સેવા માટે જ તેઓ ગયેલા. તે ખેડુતોની પાસેથી લેવામાં આવતા અનેક કરો, તેમની સાથે ગોરા માલિકોનો અન્યાયી વ્યવહાર, વગેરે બાબતોની તપાસ કરતાં ગાંધીજીએ તે ગામડીઆઓનાં જીવનમાં પ્રવેશ કર્યો અને તે દરમ્યાન ગામડાંની સ્રીઓનાં જે જીવન જોયાં તે જોઇને તેમનાં હૃદયમાં શૂળ ભોંકાયું. કેટલીક સ્રીઓને ' તમે રોજ ન્હાતાં નથી ? ' એમ પૂછવામાં આવતાં ' અમે શું કરીએ ? અમારી પાસે એક જ લુગડું છે, બદલવાને લૂગડું મહાત્માજી પાસે અપાવો એટલે રોજ સ્નાન કરીશું ' એવો જવાબ કસ્તુરબાને મળેલો. એ જ સ્થિતિ ઓરિસ્સામાં જોઇ. જગતના નાથ ( જગન્નાથ )ના મંદિરની છાયા તળે ભૂખે ટળવળતાં અનેકને જોયાં. ગૂજરાત જ્યાં બીજા પ્રાંતો કરતાં ભૂખમરો કાંઇક ઓછો ગણાય ત્યાં પણ બે ચાર આના મજૂરી માટે સ્રીઓને રસ્તા ઉપર પથ્થર ફોડતી અથવા માટી ખોદતી અને હલકા અમલદારોની ગાળો અથવા કુચેષ્ટાનો ભોગ બનતી જોઇ, તેમના પ્રેમળહૃદયે બંગાળ, મદ્રાસ, મહારાષ્ટ્ર, રજપુતાના વગેરે પ્રાંતની સ્રીઓની દુર્દશાની કલ્પના કરી લીધી. અને સને ૧૯૦૮ માં જે રેંટીઆનો ઉલ્લેખ ' હિંદ સ્વરાજ 'માં કેવળ instinctively–અંતસ્ફૂર્તિથી–કર્યો હતો તેને આમ આઠ દશ વર્ષ પછી અનુભવથી પુષ્ટિ મળી, અને પરિણામે રેંટીઆને ગરીબના બેલી તરીકે, ઘરખૂણે રહીને કામ કરવાની તક આપવાને લીધે ગરીબ સ્રીના શિયળની રક્ષા કરનાર તરીકે, ખેતીની મજૂરી ઉપરાંત સ્રીની વેઠી ઘરમજૂરીથી ઘરમાં પાંચ પૈસા વધારનાર અન્નપૂર્ણા તરીકે આખા દેશમાં વ્યાપક કરી મૂક્યો. જ્યાં જ્યાં તેઓ ગયા છે ત્યાં ત્યાં તેમણે પેલી બિહારની અર્ધનગ્ન બ્હેનોનો અને પુરીની ભૂખમરા પીડિત બ્હેનોનો તેમ જ ગૂજરાતની તડકા તાપમાં અને અપમાનમાં તથા શિયળનાં જોખમમાં કામ કરનારી બ્હેનોનો દાખલો આપીને તેમનાં અસંખ્ય ભાષણોમાં કરુણાનો સૂર તેમણે પૂર્યો છે. અને આજના સંધિકાળમાં લડતની એક માત્ર અચૂક તાલીમ તરીકે, યોજનાશક્તિની સુંદર કેળવણી તરીકે, તેમણે રેંટીઆ સિવાય બીજું કશું સુઝાડ્યું નથી.

'આમ રેંટીઆ સિવાય ગાંધીને દારિદ્રનો નાશ દેખાતો નથી એટલે સ્ત્રીઓને કરવાનું કામ આપણે કરવું ?' એવો પ્રશ્ન અનેક પુરુષોએ પોતાના મનમાં અને પ્રગટ રીતે કર્યો છે. આના પ્રસંગ પ્રસંગ જોઇને ગાંધીજીએ જૂદા જૂદા જવાબ આપ્યા છે, પણ એક જ જવાબ જે તેમની આ તેમજ બીજી બધી પ્રવૃત્તિની કુંચીરૂપ છે તે એ છે કે આર્તત્રાણ મહાવ્રત લેનાર આર્ત જે કામ કરે છે તે કામ કરીને જ વ્રતનું પાલન કરી શકે; સીધા શબ્દમાં કહું તો સ્ત્રીની સેવા કરવી હોય તો થોડે ઘણે અંશે સ્ત્રી બનીને જ તે થઈ શકે, ભંગીની સેવા કરવી હોય તો થોડે ઘણે અંશે પણ ભંગી બનીને જ તે થઇ શકે. આજ વૃત્તિથી તેમણે દક્ષિણ આફ્રિકામાં અને અહીં નારીપ્રતિષ્ઠાનું પોતાનું કાર્ય કર્યું છે. બાળ-બચ્ચાંનાં મળમૂત્ર ધોવાં, વાસીદાં વાળવાં, રાંધવું અને વાસણ માંજવાં, પાણી ભરવું, ઇત્યાદિ સમાજ અને ગૃહસેવાનાં આવશ્યક કાર્યો તો સ્ત્રીના કપાળે લખાયલું વૈતરું છે, એ ભાવને તેમણે નાબૂદ કરવાની શરૂઆત કેટલાં બધાં વર્ષો ઉપર કરેલી! એમ ન ધારશો કે એ વસ્તુની ૧૯૧૫માં આશ્રમ સ્થાપીને અને શરીર–પરિશ્રમના સિદ્ધાન્તને તેના બીજા સિદ્ધાન્તોનું કેન્દ્ર કરીને તેમણે શરૂઆત કરી, એ શરૂઆત તો જ્યારથી આફ્રિકામાં પોતે પોતાનો ગૃહસંસાર માંડ્યો ત્યારથી કરી; ટૉલ્સ્ટૉય ફાર્મ ઉપર અને ફિનિક્સના આશ્રમ ઉપર તેને વ્યાપક સ્વરૂપ આપ્યું, અને આજે અનુભવથી અંકિત થયેલા સિક્કા તરીકે હિંદુસ્થાનમાં તેનો પ્રચાર કરી રહ્યા છે.

સને ૧૯૨૪ના સપ્ટેમ્બરમાં તેમણે જાતિદ્વેષ અને વેરભાવમાંથી થતા અત્યાચારોથી અકળાઈ ૨૧ દિવસના ઉપવાસની ભીષણ પ્રતિજ્ઞા લીધી ત્યારનો એક પ્રસંગ અહીં યાદ આવે છે. ગાંધીજીના એકવારના મુખ્ય સાથી અને ત્યારપછી સાચા મિત્ર થયેલા મિ. પોલાક આ ઉપવાસ વખતે તાજા જ હિંદુસ્થાનની મુલાકાતે આવેલા હતા. ઉપવાસ વિષે વાતો કરતાં તેમણે મને કહ્યું: 'આ શું ? આ તો હદ થાય છે. આ તો સ્ત્રીઓને શોભે એવો ઉપાય છે. કાયર થઇને સ્ત્રીઓ આમ કરે. બાપુના સ્વભાવમાં ખરેખર થોડું સ્ત્રીત્વ રહેલું છે.' ગાંધીજીને આ ટીકાની તે જ દિવસોમાં વાત કરતાં તેમણે મને કહેલું: 'પોલાક કોક કોકવાર ભારે સાચી વાત કરી નાંખે છે. એ તો મને જાણે છે અને સમજે છે ના! સાચે જ આવે પ્રસંગે હું સ્ત્રી બની જાઉં છું, અને ભગવાનની આગળ અબળા બનીને બેસું છું. સ્ત્રી કાંઇ પતિને મારવા જવાની હતી, તેની સાથે લડવાની હતી ? તે તો આવો જ કોઇ ઉપાય કરે. ભગવાનની આગળ આમ સ્ત્રી બનીને જ ફરિયાદ રજુ કરાય.'

અને એ સ્ત્રી બનવાની વાતનો ઉલ્લેખ કરું છું ત્યાં આશ્રમમાં દરરોજ સવારે જોવામાં આવતું પવિત્ર દૃશ્ય આંખ આગળ ખડું થાય છે. અનેક વર્ષે પછી એક વર્ષ આશ્રમમાં રહેવાનો પ્રસંગ આવ્યો એટલે આશ્રમની બ્હેનોની સેવા કરવાની અનાયાસે મળેલી સંધિનો લાભ લઈ લેવો એવો તેમણે નિશ્ચય કર્યો, અને અનેક કામો છતાં નિયમિત સવારનો થોડો સમય તેમણે સ્ત્રીઓને શીખવવામાં આપવાનો નિશ્ચય કર્યો. એ નિશ્ચય અનુસાર દરરોજ સવારે આ બ્હેનોનો વર્ગ ચાલે છે, અને વર્ગનો મંગળ આરંભ 'રઘુપતિ રાઘવ રાજા રામ'ની ધૂનથી એક બ્હેન કરાવે છે. તે પછી મહાભારતમાંથી લીધેલી દ્રૌપદીની કરુણ વિનંતિ ગાંધીજી પોતે જ બોલીને બ્હેનોની પાસે બોલાવે છે.

गोविंद द्वारिकावासिन्
कृष्ण गोपीजन प्रिय
कौरवैः परिभूतां मां
किं न जानासि केशव ॥

हे नाथ हे रमानाथ
व्रजनाथार्तिनाशन
कौरवार्णव मग्नां मा
मुद्धरस्व जनार्दन ॥

कृष्ण कृष्ण महायोगिन्
विश्वात्मन्विश्वभावन
प्रपन्नां पाहि गोविंद
कुरुमध्येऽवसीदतीम् ॥

એ પ્રાર્થનામાં સ્ત્રી બનીને સ્ત્રીની સેવા કરવા નીકળેલા ગાંધી જ નહિ પણ ત્રિવિધ તાપથી બળતી અને અનેક કૌરવોથી અકળાયલી ભારત માતાનો આર્તસ્વર સંભળાય છે; સ્ત્રી જાતિની રક્ષા માટે, જનની જન્મભૂમિની રક્ષા માટે, પુરુષ કહેવાના પણ કાપુરુષ બની ગયેલા અનેક ભારત પુત્રોને ભગવાન્ જાગૃત કરો, કર્તવ્ય સૂઝાડો, એવી કરુણ વિનતિ સંભળાય છે.

પણ હું જરા આડો ચાલ્યો. હજી ઋણની મારી ગણના પૂરી નથી થઈ. રેંટીઆની ઉપાસના–' પ્રગટ કરી ભક્તિ '–સૂચવવામાં તો સ્ત્રીની સેવાનો ભાવ પ્રગટ અને સ્પષ્ટ છે જ. પણ હવે એટલી સ્પષ્ટ નહિ પણ એટલી જ અચૂક રીતે જે એ વસ્તુમાં સ્ત્રીસેવાની જ પ્રેરણા રહેલી છે તે ઉપર હું આવું છું. એમાંની પહેલી ગોરક્ષાની પ્રવૃત્તિ. ગોરક્ષાનો ગાંધીજીએ કેટલો વ્યાપક અર્થ કરેલો છે તે બેલગામ કોંગ્રેસ વખતે ગોરક્ષા સભાના અધ્યક્ષ તરીકે આપેલા પોતાના ભાષણમાં તેમણે કહેલું. અહીં હું જરા જૂદી રીતે એ રજુ કરવા માગું છું. જેમ રેંટીઓ પ્રત્યક્ષ રૂપે ચક્કર અને ત્રાંભલીઓનો બનેલો છે, પણ અપ્રત્યક્ષ રૂપે એ દરિદ્ર નારાયણની મૂર્તિ છે; જેમ રેંટીઆનો પ્રત્યક્ષ ઉદ્દેશ ગરીબના હાથમાં પાંચ પૈસા મૂકવાનો છે પણ અપ્રત્યક્ષ ઉદ્દેશ તો હિંદુસ્થાનના સમસ્ત જીવનને રેંટીઆને છાજે એવું સાદું અને રૂડું કરી મૂકવાનો છે, પરદેશી કૃત્રિમ પુષ્પોથી ભભક ભરેલા દેખાતા દેશને સ્વાભાવિક પુષ્પોથી વિભૂષિત નન્દનવનસમો કરવાનો છે, અને યંત્રયુગની સાથે સાથે જે અન્યાય, અત્યાચાર, અસમાનતા અને વેર પ્રગટ થઈ રહ્યાં છે તેના દાવાનળને શાંત કરવાનો છે; તેમ ગોરક્ષાની નાનકડી દેખાતી પણ એટલી જ ભગીરથ પ્રવૃત્તિમાં રાંકડી ગાયની જ રક્ષા નહિ, પણ પ્રાણી માત્રની, અને વિશેષે કરીને અનેક રીતે પીડાતી, કચરાતી, રીબાતી અનેક બ્હેનોની, અનેક ' ત્યાગમૂર્તિ 'ઓની સેવા અને રક્ષા આવી જાય છે.—ગાયને વિષે હિંદુ અને મુસલમાનોનો આત્મા જાગૃત કરી શકાય તો સ્હેજે સ્ત્રીઓને વિષે કરી શકાય એ કલ્પના રહેલી છે.

અને બીજી વસ્તુ રેંટીઆ કે ગોસેવાના જેવી પ્રવૃત્તિ નહિ દેખાતી, પણ વ્યક્તિગત વિરોધના રૂપે દેખાતી, ગાંધીજીની બ્રહ્મચર્યની 'ભીષ્મપ્રતિજ્ઞા.' એ પ્રતિજ્ઞાની સંધિ સાથે

હું વિસ્તારના ભયને લીધે, જીંદગીમાં અનેક વખત લેવાયલી ઉપવાસની પ્રતિજ્ઞાઓ પણ ભેળવી લેવા ઇચ્છું છું. કારણ એ પ્રતિજ્ઞાની પાછળ પણ પોતાનાં જે વહાલાંઓની સેવાને અર્થે એ પ્રતિજ્ઞા લેવાયલી તેઓ બ્રહ્મચર્યનો મહિમા જાણે એ જ ઉદ્દેશ રહેલો હતો. ભર જુવાનીમાં લેવાયલી બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા અને પછી ઉપવાસદ્વારા ચાલતી બ્રહ્મચર્ય–પ્રચાર–પ્રવૃતિ થઈ શા સારૂ?

ઘણીવાર સ્ત્રીને પાડનાર પુરુષ છે, અને સ્ત્રી જ જમાના થયાં પુરુષનો માર સહન કરતી આવી છે તેનું કાંઈક પ્રાયશ્ચિત તો પુરુષ કરે એ ઉંડી ભાવના એ મારી સમજ પ્રમાણે એ પ્રતિજ્ઞામાં રહેલી છે. અને એ પ્રતિજ્ઞાનો હેતુ તો સ્પષ્ટ છે જ. સ્ત્રીસેવાને માટે માણસ કઇ સાધનસંપત્તિથી અધિકારી થઈ શકે? બીજાં બધાં સાધન તેના બ્રહ્મચર્ય વિના નકામાં થઈ પડે છે. માણસે સૂઝે તેટલી વિદ્યા મેળવી હોય, અનુભવ મેળવ્યો હોય, તેનામાં સૂઝે તેટલો ત્યાગ હોય, અને તેની સૂઝે તેટલી દેશભક્તિ હોય તો પણ બ્રહ્મચર્ય વિના તે લાંબું ઉઠી શકવાનો નથી, સ્ત્રીઓની સેવામાં તો અનેક કઠણ પ્રસંગે તે હારીને બેસી જશે. પણ બ્રહ્મચર્યની 'ટેલિસ્મન' મેળવીને તે પોતાને માટે ત્રિભુવનની સેવાનાં દ્વાર ખુલ્લાં કરી દેવાનો. એકપત્નીવ્રત લઈ ગૃહસ્થાશ્રમ પાળનાર સેવકો પણ બીજી સ્ત્રીઓને અભયદાન દે છે ખરા. પણ જે પુરુષ પોતાની પત્ની વિષે પણ વિષયભાવ ભૂલી ગયો છે, તેની ખુમારી અને પહોંચ કાંઈક ઓર જ રહે છે, તે સ્ત્રીમાત્રની અને માટે જ પ્રાણીમાત્રની સેવા કરવાને માટે સંપૂર્ણ અધિકારી બને છે—એકમાતાવ્રત પાળતું ધાવણું બાળક કોઇ વાર બીજી માતાને વળગવાનીયે વૃત્તિ કરે છે, પણ જ્યારે તે ધાવણ છોડે છે ત્યારે જેમ પોતાની તેમ જ બીજી માતાઓ પણ તેને માટે પોષણ દેનારી માતા મટી સેવાયોગ્ય માતૃદેવતા બને છે તેમ. જરા વધારે સરલ ભાષામાં કહું તો દક્ષિણ આફ્રિકામાં સેંકડો બ્હેનોએ ગાંધીજીનો પડયો બોલ ઝીલી લીધો; ૧૯૨૦–૨૧ માં હજારો હિંદુ મુસલમાન સ્ત્રીઓ જેમાંની ઘણીએ તો કદી જાહેરમાં પરપુરુષનાં દર્શન નહિ કરેલાં તેઓ ગાંધીજીને મળવા અને સાંભળવા ઉભ-રાતી અને ઘણીક પોતાની હૈયાની અનેક મુંઝવણ ખાલી કરતી; આજે પણ જે અનેક તેમની પાસે અવશ્ય હૂંફ મળશે એ ખાતરીથી તેમની પાસે નિઃશંક આવીને ઉભી રહે છે—એ બધા શેના પ્રતાપ છે? એ પેલા મહાવ્રતના પ્રતાપ છે, જેનું તંતોતંત પાલન તો હું હજી કરી શકતો નથી એમ તેઓ પોકારી પોકારીને કહે છે.

આટલું વિવેચન કરીને હું મારા મૂળ વિચાર તરફ પાછો વળું છું. આમ અનેક પ્રવૃ-ત્તિઓ દ્વારા જેમના ઋણના કચરાઈ જવાય એવડા બોજા તળે તમે બ્હેનો આવેલી છો તેઓ એ ઋણને શી રીતે ફેડશો?

તમે તરત કહેશોઃ 'એ ઋણ માટે તેમનો આભાર માનીને, ઇશ્વરનો આભાર માનીને.' ત્યારે તમને કહી દઉં કે સેવા કરી કરીને મુંઝવી નાંખનારા ગાંધીજી લૂખા આભા-રથી છેતરાય એમ નથી. તેઓ તો કહેશેઃ 'બ્હેનો, તમારી બની તેટલી સેવા મેં કીધી, હવે તમારે બારણે આવીને ભિક્ષા માગતા ભાઈની ઝોળી ભરો. તમારા પ્રયત્નની મદદ ન હોય તો મારી સેવા નકામી થઇ પડવાની છે. હું સેવા કરવાને જ અસમર્થ થઈ પડવાનો છું.' અને આ વસ્તુની પાછળ એક મહાન્ આધ્યાત્મિક સત્ય રહેલું છે. પરમાત્માએ

ગાંધીજીની શિક્ષાના બીજા ભાગ વિષે કંઈક વિસ્તારથી બોલું તો ક્ષમા કરશો. પહેલા ભાગના સંબંધમાં તો વ્યક્તિ પોતાની ફરજ બજાવીને બેસે એટલે થયું. બીજો ભાગ એવો છે કે એમાં દરેક બ્હેન પોતે પોતા પૂરતું તો કરે એટલું જ નહિ પણ સમાજની સેવામાં પણ ભાગ લે. આગળ હું કહી ગયો તેમ આખી રેંટિયા પ્રવૃત્તિની પ્રેરણા સ્ત્રીની સેવા કરવામાંથી થયેલી છે, એટલે એ પ્રવૃત્તિમાં તમે જેટલો હિસ્સો આપો એટલો ઓછો છે.

તમારી પાસે મોટા ત્યાગની કે મોટા કામની માગણી કરવામાં આવી નથી. તમે તમારાં ઘર સંભાળીને બેસી રહેલી છો એટલે તમારે અસહકારી થવાને માટે કેવળ એક જ વસ્તુ કરવાની છે—પરદેશી કાપડનો બહિષ્કાર. તમારી પાસે ઓછામાં ઓછી માગણી એ છે કે તમે દરેક પોતે ખાદી પહેરો, પોતાનાંને ખાદી પહેરાવો, પોતે કાંતો અને પોતાનાંની પાસે કંતાવો—અર્ધા કલાકના યજ્ઞમાં પ્રત્યેક પૂરો હિસ્સો આપો. વધારેમાં વધારે માગણી તો એ છે કે તમારાથી બને તો ખાદી પ્રવૃત્તિનો આખો ભાર તમે ગાંધીજીના હાથમાંથી લઈ લો.

ખાદી પહેરવાની અગત્ય વિષે વિવેચન કરવાની હજી જરૂર રહી છે ખરી કે? તમારામાંથી થોડી બ્હેનો ખાદી પહેરે છે તેની પણ પ્રત્યક્ષ અસર તો છે જ. તમે ખાદી પહેરો છો તો ગૂજરાત કાઠિઆવાડની, બિહારની, બંગાળાની અને તામિલનાડની સેંકડો અને હજારો બ્હેનોની લાજ ઢંકાય છે, અને તેમનો ઘરસંસાર ચાલે છે. આનું પ્રમાણ તો આજકાલ 'નવજીવન' અને 'યંગ ઇંડિયા'માં જે આંકડા આવે છે તેમાંથી જોવાનું મળશે. જો તમે વધારે પૈસા ખરચીને—એટલે પૈસાનો કાંઈક ભોગ આપીને ખાદી પહેરતી હશો તો તેમાં દેશસેવા છે, પરમાર્થ છે. ખાદીથી જીવન સાદું થાય છે અને ખાદી સરવાળે સસ્તી પડે છે એ ભાવથી તમે ખાદી પહેરતા હશો તો દેશસેવા તો છે જ અને સ્વાર્થ સાથે પરમાર્થ છે. પણ આ ઉપરાંત ખાદી પહેરવામાં બીજી એક દૃષ્ટિ રહેલી છે તે, હું આશા રાખું છું કે તમારા ધ્યાનની બહાર ન હોય. ગાંધીજીની શિક્ષાના પહેલા ભાગમાં શિયળ સાચવવાની વાત છે તેનો આની સાથે પણ સંબંધ છે. પરદેશી કપડાંથી શરીર દૂષિત થાય છે એ તો છે જ, પણ ઘણીવાર પરદેશી કાપડનો વસ્ત્રાડંબર, રૂપની જેમ, શિયળનો શત્રુ થઈ પડે છે એ તમને યાદ આપું? ઉજળી દૂધ જેવી, જાડી, ઝીકચલક અને ઝાલર વિનાની ખાદી જેવું જબરદસ્ત બખ્તર શિયળનું બીજું કયું હોઈ શકે?

અને કાંતવા વિષે પણ શા સારૂ વિસ્તાર કરવાની જરૂર હોય? કાંતવાની પાછળ રહેલી ભાવનાની વાત હું આગળ કહી ગયો. કાંતવાના અર્થશાસ્ત્રમાં અને આધ્યાત્મિક લાભોમાં હું અહીં નહિ ઉતરૂં. તમને આજ સુધી એની દલીલો ગળે ન ઉતરી હોય તો આજે ઉતારવાની હું ઉમેદ રાખતો નથી. તમે તો ગાંધીજયંતી અથવા રેંટીઆ–બારસ ઉજવવા ભેગાં થયાં છો. તો એક વાત તમને જણાવું? પેલે જ દિવસે ગાંધીજીની જન્મતિથિ કેમ ઉજવાય એને વિષે ગાંધીજીની આગળ જ અમે ચર્ચા કરતા હતા. ગાંધીજીએ કહ્યું:

દિવસનું રેંટીઓ અને ખાદીમય કરી મૂકો. કારણ મારી જન્મતિથિમાં શું છે ? મારા જીવનકાર્યમાં કશી વિશેષતા હોય તો તે આપણા ગરીબોના ઉદ્ધારનું, અને તે વાટે દેશના ઉદ્ધારનું, સાધન રેંટીઓ મેં શોધ્યો અને દેશની આગળ રજુ કર્યો એ છે. એ કાર્ય આગળ મારાં બીજાં બધાં કાર્ય-એ સેવા આગળ મારી બીજી બધી સેવા ગૌણ થઈ જાય છે. એની તમને કદર હોય તો એનો ઉત્સવ ઉજવો. આજે આપણામાં શક્તિ નથી, આજે દેશની બૂરી દશા છે એટલે શું થાય ?-બાકી જો બને તો આજે તમે વ્રત લઈ શકો કે કાંઇ નહિ તો આવતી રેંટીઆ-બારસે પરદેશી કાપડનો એકે ટુકડો ન રહેલો હશે."

હું આશા રાખું છું કે આ ઉદ્‌ગારોથી તમને આશ્ચર્ય ન થાય. સંભવ છે કે તમે પૂછશો કે શું ગાંધીજીના સત્ય, અહિંસા અને બ્રહ્મચર્યના પાલનથી યે રેંટીઓ ચડી ગયો, શું અસહકાર અને સત્યાગ્રહ કરતાં યે રેંટીઓ ચડી ગયો ? એનો જવાબ એટલો જ છે અને પૂરતો છે, કે રેંટીઓ એ કાર્ય છે, સત્ય, બ્રહ્મચર્ય ઇત્યાદિ કારણ છે; રેંટીઓ એ ફળ છે, સત્ય, બ્રહ્મચર્યાદિ બીજ છે. સત્ય, બ્રહ્મચર્યાદિના પાલન વિના રેંટીઆની શોધ અસંભવ હતી, સત્યાગ્રહ અને અસહકારની પ્રવૃત્તિના ચાલન અને ચિંતનને પરિણામે રેંટીઆને સાર્વભૌમ સ્વરૂપ આપવાનું ગાંધીજીને સૂઝયું. એટલે રેંટીઆની પ્રવૃત્તિ એ સૌ કાર્યોના કળશરૂપ છે એમાં શી શંકા છે ?

આટલું વિવેચન તો મારાથી કરતાં કરાઈ ગયું. તમે એ વસ્તુ નથી સમજતાં એમ તો માન્યું જાય એમ નથી. આજે સ્ત્રીઓને દેશકાર્ય માટે કશી પડી નથી એમ પણ કોઈ કહી શકે એમ નથી. એમ હોય તો આજે અહીં આપણે શા સારુ ભેગા મળીએ ? હું તો માનું છું કે છેલ્લાં ૬-૭ વર્ષમાં દેશમાં જે જાગૃતિ થઈ છે તેમાં સ્ત્રીઓનો હિસ્સો ઓછો નથી. કલકત્તાની ૧૯૧૯ ની ખાસ મહાસભા પછી દરેક મહાસભામાં સ્વયંસેવિકાઓનું દલ વધતું અને વધતું જ ગયું છે. મહારાષ્ટ્ર જેવા પ્રાંતમાં તો 'ગાંધીની પ્રવૃત્તિમાં કામ કરનારી કેવળ સ્ત્રીઓ જ છે' એવી મશ્કરી ચાલે છે. એ મશ્કરીમાં પણ જેટલું સત્ય રહેલું છે તે સ્ત્રીઓને શોભાસ્પદ છે. મુંબઇમાં રેંટીઆનો મધુર ધ્વનિ કેટલેક ખૂણેખાંચરે પણ ચાલુ રાખનાર અને ખાદીનું કામ કરનાર બ્હેનો જ છે.

પણ એટલાથી સંતોષ વાળીને બેસી શકાય એમ નથી. એ વિરાટપ્રવૃત્તિમાં લાખો અને કરોડો બ્હેનો જ્યારે ભાગ લેતી થશે ત્યારે જ આપણને પૂરી સફળતા મળી શકવાની છે. આપણે બીજા દેશોનો વિચાર કરો. ત્યાં કેટલું કામ સ્ત્રીઓ કરી રહી છે. તમારાં મંત્રી સૌ. હંસાબ્હેન જાપાન જઇ આવેલાં છે. જાપાનની ઉપર આવી પડેલી મોટામાં મોટી પ્રાકૃતિક આપત્તિ વેળા તેઓ ત્યાં હતાં. તેઓ જ કદાચ તમને કહેશે કે ત્યાં સ્ત્રીઓ રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં કેટલો ભાગ લઇ રહી છે. કવિવર ટાગોરના જાપાનના પ્રવાસના ક્ષિતિમોહનના મનોહર વર્ણન-જે 'પ્રસ્થાન' માસિકમાં આવે છે તે-માં ત્યાંની સ્ત્રીઓની સેવાનો ઉલ્લેખ આવે છે તે સૌ બ્હેનોએ વાંચવા જેવો છે. છાત્રાલયોની વ્યવસ્થા ઉપાડવાનું કામ ત્યાં સ્ત્રીઓએ લીધેલું છે. આથી અનેક બાળકો પોતાના ઘર છોડી છાત્રાલયમાં જઇને પણ માતાના પ્રેમનો અનુભવ કરે છે. ત્યાંના સ્ત્રીમંડળના જ આંકડા લ્યો ને. ઉત્તર દક્ષિણ વિભાગ મળી એ મંડળમાં ૧૫ લાખ સભ્યાઓ છે. ટોકીઓના ધરતીકંપ વખતે હજારો અને લાખો બાળકો રખડી પડ્યાં હતાં ત્યારે તેમની રક્ષાને માટે બે લાખ સ્ત્રીઓ શણગારમાં તૈયાર થઇ શકી હતી. એ વીરાંગનાઓની કથા વાંચતાં હૈયું હલમલે છે અને તે દેશના

સદ્ભાગ્ય વિષે છાપ્યાં થાય છે. આપણે ત્યાં એ સ્થિતિ ન આવે ? જાપાનમાં ૧૫ લાખ સ્ત્રીઓ સેવામંડળમાં જોડાઇ શકી છે તો આપણે ત્યાં કરોડ બ્હેનો ચર્ખાસંઘની સભ્યા થનારી ન મળી શકે ? સો સવાસો વર્ષ ઉપર એ વિરાટપ્રવૃત્તિ બ્હેનોના જ હાથમાં હતી. બીજા પ્રાંતના આંકડા આપણી પાસે નથી પણ સંયુક્ત પ્રાંત, બંગાળા અને બિહારના કેટલાક આંકડા તો આપણી પાસે મોજૂદ છે. પટના અને બિહાર જિલ્લાની ૩૩ લાખ માણસની વસ્તીમાં ૩ લાખ ૩૦ હજાર કાંતનારીઓ હતી; શહાબાદ જિલ્લાની એથી અર્ધી વસ્તીમાં ૧ લાખ ૫૯ હજાર સ્ત્રીઓ કાંતનારી હતી; ભાગલપુર જિલ્લાની ૨૦ લાખની વસ્તીમાં ૧ લાખ ૬૦ હજાર કાંતનારી હતી; ગોરખપુરની ૧૩ લાખની વસ્તીમાં ૧ લાખ ૭૫ હજાર કાંતનારી હતી. બીજા જિલ્લાઓના આંકડા નથી આપતો. અને આ બધી બ્હેનો બપોર પછીના નવરાશના જ વખતમાં કાંતતી એમ પણ તે વેળાના વર્ણનમાં જણાવવામાં આવેલું છે. જે વસ્તુ સો વર્ષ ઉપર સામાન્ય હતી તે વસ્તુ આજે અશક્ય થઇ છે એમ તો તમે ન જ કહો. જાપાન બે લાખ સેવિકા ક્ષણવારમાં ઉભી કરી શકે તો મુંબઇ જેવી નગરીની સુશિક્ષિત અને સાધનસંપન્ન બ્હેનો ખાદીપ્રચાર કાર્યને માટે થોડી બ્હેનો ચર્ખાસંઘને ન મોકલી શકે ?

મુંબઇમાં આર્થિક લાભાર્થે કાંતનારી ભલે એકે ન હોય, પણ મુંબઇની બ્હેનોની પાસે એટલા જ્ઞાન અને સમજની અવશ્ય આશા રખાય કે તેઓ યજ્ઞાર્થે કાંતે. અને યજ્ઞાર્થે કાંતવું કેટલું સહજ છે તે તમને જણાવું ? તમને રેંટીઓ રાખવાનું પાલવે એમ ન હોય, તો યે તમારામાંની આગેવાન બ્હેનો નીકળી પડે તો ઘરઘર બ્હેનોને તકલી અને રૂ પહોંચાડી શકે. તકલી ઉપર થોડા જ દિવસમાં સ્હેજે કલાકના ૧૦૦ વાર જેટલું સૂતર કાતતાં શીખી શકાય એમ છે. અર્ધા કલાકના ૫૦ વાર નહિ, ને ૪૦ વાર કાંતો તો પણ દરેક ચર્ખાસંઘના સભ્ય તો થઈ શકો જ. તકલી અને રૂની વ્યવસ્થા તો તમને ભાઈશ્રી ચીતલીઆ સ્હેજે કરી આપી શકે. જેને રેંટીઓ કાંતવાની સગવડ છે તે રોજનો એક તોલો સૂતર કાંતવાનું વ્રત લે તો તે વર્ષે પોતાના ઉપયોગને માટે ૨૫ વાર કપડાં જેટલું સૂતર તે સ્હેજે કાઢી શકે. જો કે હિંદુસ્થાનમાં જણદીઠ કપડાની સરાસરી વપરાશ તો ૧૩ વાર જ છે. તમને નવરાશ નથી એમ તો તમે ન કહો એવી આશા રાખું. ગાંધીજી પોતાના અપાર કામના બોજામાંથી એક કલાક કાંતવાનો સમય કાઢી શકે તો હું નથી કલ્પી શકતો કે કોઇ પણ જણ અર્ધો કલાક કે એક કલાક ન બચાવી શકે એટલું કામઢું હોવાનો દાવો કરી શકે. તમે કહેશો અમે બીજા ઉદ્યોગો કરીએ છીએ—અમે રેશમ ભરીએ છીએ, ક્રીક ભરીએ છીએ, અમે મોજાં ગુંથીએ છીએ, સ્વેટર ગુંથીએ છીએ, અને અમને સ્હેજે આઠ આના રૂપીઆ મળી રહે છે. આનો જવાબ આપું ? તમે આ બધા ઉદ્યોગો કરતી છતાં અર્ધો કલાક જ કાઢી શકો એમ હું માનતો નથી. તમારા એ ઉદ્યોગને બદલે તમે કાંતો એમ તમને કોઇ કહેતું નથી, એ ઉદ્યોગ ઉપરાંત—તમે સૂઝે તે કરતી હો, ભરત ભરતી હો, કે ચિત્રો દોરતી હો, કાવ્યો કરતી હો કે સંગીત શીખતી હો, ગમે તે કરતી હો, તે ઉપરાંત અર્ધો કલાક યજ્ઞાર્થે કાંતવાને કાઢો એ વિનંતિ તમને કરવામાં આવે છે. અને તમને પૂછું કે તમે જે મોટા મોટા ઉદ્યોગો ગણાવ્યા તે ખરેખર મોટા છે એમ તમે માનો છો ? એ ઉદ્યોગો આખા દેશની સ્ત્રીઓની પાસે કાંતવાને બદલે મૂકી શકાય એમ

સભ્યો નોંધવાનું, ફંડ ઉઘરાવવાનું, તથા સ્વરાજ્યની ભાવના જાગૃત કરવાનું કામ ઉપાડી લેવામાં આવ્યું હતું. ત્યાર પછી ખાદીના પ્રચાર માટે ઘણા કાર્યવાહકો ગામડાંમાં ફર્યાં અને કેટલેક સ્થળે ખાદી કાર્યાલય સ્થાપવામાં આવ્યાં. રાષ્ટ્રિય શાળાઓને લીધે બીજા કેટલાક કાર્યવાહકો ગામડાંઓમાં વસવા લાગ્યા. આ બધા જુવાન ઉત્સાહી કાર્યવાહકોએ પોતપોતાનું કામ કર્યું કે ન કર્યું પણ તેમનામાં ગ્રામજીવન સુધારવાની શક્તિ કે જ્ઞાન નહોતાં એમ કહી શકાય. કેટલાક કાર્યકર્તાઓનાં ચારિત્ર્ય બહુ પવિત્ર હતાં, ઘણાંએ દેશકાર્ય માટે આત્મભોગ આપ્યો હતો પણ અમુક પ્રકારના જ્ઞાન તથા તાલીમ સિવાય તેમનાથી સુધારણાની વ્યવસ્થા અને સંગીન સેવા થઇ શકે એમ નહોતું. તેથી અસહકારના જમાનામાં ગામડાંની વ્યવસ્થામા ફેરફાર કરી શકાયો નથી. પ્રજામાં કેટલેક અંશે નિડરતા આવી છે, સ્વદેશપ્રેમની લાગણીમાં વધારો થયો છે પણ તેમની શક્તિ તથા લાગણીનો ઉપયોગ કરનારા આગેવાનો નીકળ્યા નથી.

જ્ઞાન આપવાને બદલે ગ્રામજીવનને લગતા બીજા કેટલાક વિષયોની માહિતી આપવાની ગોઠવણ કરવી. વર્ગોની અંદર ભાષણો થાય તેના કરતાં વાતચિત, મુશ્કેલીની ચર્ચા વિગેરેથી જરૂર વધારે ફાયદો થાય. જો શીખવનાર તથા બધા શીખનાર એક જ જગ્યાએ સાથે રહે તો સહવાસને લીધે પરસ્પર વિશ્વાસ અને સહકારમાં વધારો થાય અને ગામના આગેવાનોને ઉત્તેજીત કરવાનું સ્હેલું થાય. જુદા જુદા તાલુકાઓના આગેવાનો મળે તેમના સહવાસને લીધે સ્થાનિક મુશ્કેલીઓ દૂર કરવાના માર્ગો શોધવાનો પ્રયત્ન થાય. જો આવા વર્ગો કોઈ મોટી નદીના કિનારા ઉપર, કોઇ મંદિર કે આશ્રમમાં, કોઇ પવિત્ર કે રમણિય સ્થળે ભરવામાં આવે તો સાથે સાથે ધર્મ અથવા કર્ત્તવ્યની ભાવના ખીલવવામાં મદદ રૂપ થાય. આવા વર્ગો મળે તે વખતે દેશના કોઇ જાણીતા મહાપુરુષને બોલાવ્યા હોય તો તેના ઉપદેશની ઊંડી છાપ પાડી શકાય. આવો એક પ્રયત્ન વડોદરા રાજ્યના નવસારી પ્રાંતમાં કરવામાં આવ્યો હતો. તેના પ્રેરક કોણ અને કાર્યવાહકો કોણ તેમના નામ જાણી જોઇને લખતો નથી, પણ નવસારીની કો-ઑપરેટિવ બૅંકિંગ યૂનિયને આ કામ ઉપાડી લીધું હતું.

## ગ્રામ આગેવાનો કેળવવાની યોજના

નવસારી પ્રાંતની (જીલ્લો) વસ્તી આશરે ચાર લાખની છે અને તેમાં આઠ તાલુકા છે. દરેક તાલુકાના પાંચ વિભાગ (સર્કલ) માંથી બબ્બે આગેવાનોની પસંદગી કરવાનું રાખ્યું હતું. નવસારીની યોજનામાં એ પસંદગી તાલુકા પંચાયત તથા વહિવટદારની માર્ફત કરવાનું ઠરાવ્યું હતું. આગેવાનો ૨૧ વર્ષની ઉપરના હોઈ ભણેલા હોવાં જોઇએ. જો સારા કુટુંબના, ઉત્સાહી અને સમાજસેવા માટે વખત આપી શકે એવા આગેવાનો મળે તો સ્વાભાવિક રીતે આવી યોજના ફતેહમંદ થાય. શિક્ષણને માટે આવેલા ભાઇઓને એક વાડીમાં રાખીને તેમને ખવડાવવાનો ખર્ચ બૅંકિંગ યૂનિયને ઉપાડી લીધો હતો. શિક્ષણના વિષયો કયા રાખવા અને કયા મુકી દેવા એનો નિર્ણય કરવો બહુ સ્હેલ નથી. નવસારીનો પ્રયોગ સાત દિવસમાં પુરો કરવામાં આવેલો પણ ઓછામાં ઓછા ચૌદ દિવસની જરૂર છે. ગ્રામજીવનના પ્રશ્નોના ત્રણ મુખ્ય મુદ્દા પાડવામાં આવ્યા છેઃ— (૧) ઉત્તમ ખેતી અથવા ખેતીમાં સુધારા કરીને વધારે કમાણી કરવાના પ્રશ્નો, (૨) ઉત્તમ ધંધો અથવા ઓછામાં ઓછા ખર્ચે ખેતી કરવી, પૈસા મેળવવા, વધારે કિંમત મેળવવી, અને ઘરખર્ચો કીફાયત ભાવે કરવા. આ બાબતમાં સહકારી મંડળીઓ અને સ્ટોરનો સમાવેશ થાય છે; અને (૩) ઉત્તમ જીવન, જેમાં ગામડાંની રચના, સ્વચ્છતા, આરોગ્ય, કેળવણી, દવાખાનાં, પંચાયતોનાં કર્ત્તવ્ય અને એવા એવા અનેક પ્રશ્નોનો સમાવેશ થઇ શકે.

લાંબાં લાંબાં ભાષણો સમજવાની શક્તિ અને સમજ્યા પછી પણ તે વિચારોની સચોટ છાપ પડે તેની શક્યતા વિષે શંકા હોય છે, તેથી દરરોજ મેજીક લૅન્ટર્ન, સિનેમા, તથા નાટકની મદદથી જ્ઞાન આપવામાં આવતું હતું. નવસારી પ્રાંતમાં તાવ (મેલેરીઆ) નો ઉપદ્રવ સખત હોય છે તેટલા માટે 'મચ્છરદાસ'નું નાટક રચીને તેની માર્ફત જ્ઞાનપ્રચાર કરવામાં આવ્યો હતો. પ્રત્યક્ષ જ્ઞાન આપવાને માટે દરરોજ સવારે ગામની યોજો, માણસના તથા ઢોરનાં દવાખાનાં, ખેતીના ઓજારોનું સંગ્રહસ્થાન વિગેરે સંસ્થાઓ બનાવવાની ગોઠવણ થઈ હતી. એકંદર દરરોજ સવારે બે કલાક સંસ્થાઓ જોવામાં, ચાર કલાક

ભાષણોમાં, અને બે કલાક નાટક, મેજીક લેન્ટર્ન અથવા સિનેમા જોવામાં જતા હતા. આ કાર્યક્રમ બોજારૂપ ગણાય કે નહિ તેનો આધાર ભાષણકર્તાઓની હોશિયારી ઉપર રહે છે. સામાન્ય ભણેલી ગામડીઆ પ્રજાને સ્હેલામાં સ્હેલી ભાષામાં, ભારે નહિ પણ રસ ભરેલી શૈલીમાં, યોગ્ય દૃષ્ટાંતો સાથે, બહુ વિગતમાં નહિ ઉતરતાં માત્ર ઉપયોગી બાબતોનું વર્ણન કરવું એ શિક્ષિત વર્ગના થોડા માણસોને જ આવડે છે. એવાં ભાષણો યુરોપ તથા અમેરિકામાં અપાય છે. પણ એ નવી પ્રણાલિકા છેલ્લાં વીસ વર્ષથી ચાલી રહી છે. આપણા દેશમાં કથાકીર્તન માર્ફત પ્રચારકામ થતું હતું પણ તે મુખ્યત્વે ધાર્મિક વિષયની અંદર, અને હાલમાં તો એ સંસ્થા નિરૂપયોગી જેવી થઇ રહી છે અને ઘણીવાર વ્હેમ તથા ખરાબ રૂઢી રિવાજોને ઉત્તેજન આપે છે. શિક્ષણના વિષયો નીચે પ્રમાણે હતાઃ—

| | |
|---|---|
| (૧) ગ્રામ પંચાયત | (૫) ઢોર સુધારણા |
| (૨) ગ્રામ સ્વચ્છતા | (૬) ગ્રામ શાળા |
| (૩) ખેતીમાં સુધારા | (૭) આરોગ્ય |
| (૪) સહકારી મંડળો | (૮) ગ્રામ જીવન |

આ દરેક વિષયમાં નિષ્ણાત ગણાતાં ગૃહસ્થોને શિક્ષણનું કામ સોંપાયું હતું, અને સ્વાભાવિક રીતે ઘણાખરા ભાષણકર્તા અમલદાર વર્ગના હતા. જો આ પ્રકારની કેળવણી બિન-અમલદારીવર્ગ તરફથી આપવામાં આવે તો એની અસર વધારે સારી થાય.

નવસારીની યોજના એવી છે કે જે ગ્રામ આગેવાનો એક વખત શિક્ષણને માટે આવી ગયા છે તેમને લાગલાગટ ત્રણ વર્ષ સુધી બોલાવવાં એટલે તેમના ઉપર વધારે ઊંડી છાપ પડે.

આ યોજના અખતરારૂપ છે અને તેમાં અનેક સુધારા થઈ શકે અને મુશ્કેલીઓ તો ઘણી છે. યોગ્ય માણસો પ્રજાસેવાનું કામ કરવા માટે બહાર પડતા નથી. સરકારની જોડે ખટપટ થશે એ દહેશતથી નરમ સ્વભાવના માણસો પોતપોતાના કામમાં ગુંથાઇ રહે છે. ચાલાક અને બુદ્ધિમાન માણસો ગામડાંનું નિરસમી જીવન છોડીને શહેરોમાં આવ્યા જાય છે તેથી ગામડાંનાં જીવનને ખીલવી શકે એવા માણસોની ખામી હમેશાં નડે છે. ગામડે ગામડે કુસંપનો કેર વર્તે છે અને અદેખાઇને લીધે કામની મુશ્કેલીઓમાં નકામો વધારો થાય છે. જો સારા માણસો ચુંટાઇ આવે અને તેમને કેળવનાર વર્ગ તેમની સાથે એકદીલીથી ભળી જાય, શિક્ષક અને શિષ્ય સાથે રહે, ભાષણો ઓછાં થાય પણ પ્રશ્નોત્તર તથા વાદા-ઘાટની પદ્ધતિથી શીખવવામાં આવે, રહેવાનું સ્થાન સુંદર રમણિય જગ્યાએ હોય તો ઉપ-રની યોજના વધારે સફળ થાય. ખેતી, સરકાર, ગ્રામજીવન એ વિષયો એવા અરસપરસ સંબંધવાળા છે કે જુદા જુદા શિક્ષકો એકની એક બાબત ઉપર બોલે એવો સંભવ રહે છે. દરેક ભાષણ અથવા વાદાઘાટ પછી વિદ્યાર્થીઓ બરાબર સમજ્યા છે કે નહિ તે જાણી લેવાની જરૂર છે. અને અભ્યાસક્રમને અંતે પણ વિદ્યાર્થીઓ કેટલું સમજ્યા તેની તપાસ કરવાની આવશ્યકતા છે. શિક્ષણ સાત દિવસને બદલે બાર ચૌદ દિવસ સુધી લંબાવવું ઠીક પડશે. દરેક વિષયમાં જેટલું શીખવવાનું હોય તેની ટુંકી છાપેલી નોંધ દરેક વિદ્યાર્થીને આપવી, અને બની શકે તો એ બધાં ભાષણોનો સાર પત્રિકારૂપે છપાવીને વહેંચવો. ગયે વર્ષે રેકાર્ડિંગ જેવા વિષય ઉપર ભાષણ આપ્યું હતું તેનો નકામો બોજો વધારનો નહિ.

વડોદરાની સરકાર કેવા નિયમોને અનુસરીને ગ્રામ પુસ્તકાલય અગર ફરતાં પુસ્તકાલય આપે છે, વ્યાયામશાળા કાઢવા માટે શી મદદ આપે છે, અથવા જે ગામડાંમાં નિશાળ નથી તેવાં ગામડાંને કેવી શરતે અને કઇ રીતે શાળા કઢાવી અપાય એવા બધા ખાતાંના નિયમો આ ગ્રામ આગેવાનોએ જાણવા જોઇએ. ગામનું રક્ષણ કેવી રીતે કરવું, આખા તાલુકામાં રમત ગમતો શીખવીને હરિફાઈના મેળાવડા કરવા, અખાડામાં કુસ્તીની તાલીમ આપવી ધર્મોપદેશ, કથા, કીર્તન, ભજન માટે કેવી રીતે વ્યવસ્થા કરવી, ગામ ઔષધાલયો કેવી શરતે કઢાવવાં અગર સ્થાપવાં, અને દારૂનિષેધ તથા સમાજની કેટલીક ખરાબ રૂઢીઓ ( બાળલગ્ન, કન્યાવિક્રય, કન્યાને ભણાવવી નહિ )ના સુધારા માટે કેવો પ્રચાર કરવો એ સર્વ બાબતોનુ જ્ઞાન આપવું જોઇએ. અને તે માત્ર ભાષણ દ્વારા અપાય એવું નથી. નિયમોના ઉતારા છપાવીને આપવા પડશે અને તેની ચર્ચા વાતમાં ને વાતમાં થઇ શકે. તે ઉપરાંત એ આગેવાનો પોતપોતાના ગામોમાં જઇને શું કાર્ય ઉપાડી લે છે તેની વખતો વખત ખબર કાઢવી, અને કોઈ પણ પ્રકારની મદદ કે સલાહ માગે તે આપવાની ગોઠવણ કરવી. જો તે ભાઇઓમાં પહેલ કરવાની શક્તિ ન હોય તો તેમને કામની શરૂઆત કરી આપવાની ગોઠવણ પણ થઈ શકે, અને તે છતાં જો કામ ઉપાડી ન લે તો તેમના નામ કમી કરી નાંખવાં. શિક્ષણ લીધા પછી કાંઇ ખાસ કામ કરવાનું નથી એવી પ્રથા પડી જશે તો આ વર્ગો બંધ થઈ જશે અને આવો સુંદર અખતરો ક્રમેતે મરણ પામશે.

ગ્રામજીવનની પુનઃ રચના એક જ રસ્તે થવાની નથી. પ્રજાની શારીરિક, માનસિક, આર્થિક અને આધ્યાત્મિક ઉન્નતિને માટે જુદા જુદા અનેક પ્રયાસો કરવાની જરૂર છે. નવસારીમાં કરેલો પ્રયોગ માત્ર એક દિશામાં પ્રગતિ કરે છે. એ પ્રયોગના અમલમાં અનેક ભૂલો હશે, પણ જે આગેવાનો ગામોમાં રહીને ગામનું, તાલુકાનું, જીલ્લાનું, કે રાજ્ય અથવા ઇલાકાનું કામ કરી રહ્યા છે તેમને કામ કરવાની માહિતી તથા તાલીમ મળે એ ઘણું જ આવશ્યક છે. જો દરેક પ્રાંત કે જીલ્લો આવો અખતરો કરે અને તેમાં સુધારા કરે તો થોડાં વર્ષોમાં ગ્રામજીવન સુધરી જાય. બાકી આજે જે ખોટી ખોટી ખૂમો અને ધમાલ, યોજનાઓ અને બડી બડી વાતો સાંભળીએ છીએ તેનાથી દેશને કાંઇ ફાયદો થતો નથી અને મહાસભા જેવી સંસ્થાના ઠરાવો દફતરે પડી રહે તેમાં હિંદી પ્રજાની હાંસી થાય છે.

# વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઈંદ્રજી

શાળા પાઠશાળામાં શીખીને નહિ પણ કુદરત પાસેથી શીખીને રા. રા. જયકૃષ્ણ ઈંદ્રજી વનસ્પતિશાસ્ત્રમાં પારંગત થયા છે. એમને ભાષાની કેળવણી બહુ ઓછી મળી છે. વનસ્પતિશાસ્ત્રનો શોખ લાગતાં એ શાસ્ત્રના અભ્યાસ માટે ખપપૂરતું ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન ઘરમેળે મેળવી લીધું છે. ઇંગ્રેજી ભાષાના 'બૉટેની' ( Botany-વનસ્પતિવિદ્યા ) સિવાયના વિષયના ગ્રન્થો એમણે ભાગ્યે જ વાંચ્યા છે. 'બૉટેની'ના ગ્રન્થોની શાસ્ત્રીય પરિભાષા પણ કોશ કે શિક્ષક પાસેથી ક્વચિત જ શીખ્યા હશે; બાકી તો વનસ્પતિઓમાં તે તે શબ્દનો વપરાશ જોઇને શબ્દાર્થ પકડેલો.

રા. રા. જયકૃષ્ણ ઈંદ્રજીના વનસ્પતિશાસ્ત્રી તરીકેના ભાવિ જીવનની ખરી શરૂઆત ઈ. સ. ૧૮૭૭ માં થઇ. એ સાલમાં તેઓ મુંબાઇ આવ્યા અને સદ્‌ગત જ્યેષ્ટરામ મુકુંદજી મારફત પંડિત ભગવાનલાલ ઈંદ્રજીના સમાગમમાં આવ્યા. આ સમાગમથી જયકૃષ્ણ ઇંદ્રજીના જીવનક્રમમાં મોટો ફેરફાર થયો. પં. ભગવાનલાલ ઇંદ્રજીનું સમગ્ર જીવન જુની શોધને અર્પણ થયેલું. જયકૃષ્ણભાઇની બુદ્ધિ પણ આ સમાગમથી શોધખોળને માર્ગે વળી. પં. ભગવાનલાલ ઈંદ્રજી આ દેશના પ્રાચીન ઇતિહાસને લગતી, જુના લેખો અને સીક્કાઓની શોધખોળની બાબતમાં તો પારંગત હતા, પણ એમણે આખા હિંદુસ્થાનમાં મુસાફરી કરતાં તે તે પ્રાન્તનાં દેશી ઔષધીય વનસ્પતિઓનાં નામોની પણ શોધખોળ કરી હતી. વનસ્પતિ ઓળખવાનો યે એમને સારો શોખ હતો. અને વનસ્પતિ રાજ્યનું આધુનિક વિજ્ઞાનનું શાસ્ત્રીય વર્ગીકરણ વગેરે નવી વાતો પણ પોતે સમજી લીધી હતી. એમનો આ વનસ્પતિ પ્રેમ રા. રા. જયકૃષ્ણભાઇમાં ઉતર્યો. જયકૃષ્ણભાઈ જુના અક્ષરો ઓળખવા વગેરે પુરાતત્ત્વનું કામ તો પં. ભગવાન[illegible] પાસેથી, એમની પાસે કામ કરતાં કરતાં શીખ્યા જ; પણ એમના ચિત્તનું સ્વાભ[illegible] જીવનને [illegible]ણુ તો વનસ્પતિ ઓળખવા ઉપર હતું. ભગવાનલાલભાઇએ આ તરત જોયું અને [illegible] વર્તે છે [illegible]ામ અર્જુન જેવા એ વખતના સારા વનસ્પતિશાસ્ત્રીનો જયકૃષ્ણભાઇને યો[illegible]સો ચુંટાઇ [illegible] જયકૃષ્ણભાઈ પ્રકૃતિથી અતિશય ઉદ્યોગી, તીવ્ર જિજ્ઞાસાવૃત્તિવાળા, [illegible]ક અને શિષ્ય [illegible]વાળા, શરીરે ખડતલ અને ધાર્યું કામ અન્ત લગી ગમે તેવી મુશ્કેલી [illegible]શીખવવામાં આ[illegible]ાર પાડવાના આગ્રહી એટલે ડા. સીતારામ અર્જુનનો યોગ થયા પછી [illegible]રે સફળ થાય. એ[illegible] અભ્યાસ ઝડપથી આગળ વધવા લાગ્યો. તેઓ સખારામ ર[illegible] જુદા જુદા શિક્ષકો [illegible]ાઓ એકઠા કરવાના કામમાં મદદ કરતાં, બદલામાં એમની પાસેથી વનસ્પતિ જ્ઞાન ખેંચી લેતા. થોડા વખતમાં જ એમને ખબર પડી કે સખારામ અર્જુન કોઈ વનસ્પતિ બરાબર ન ઓળખાતી હોય ત્યારે કોઇ પુસ્તકની મદદથી ઓળખી કાઢે છે. પછી તો એમણે આ પુસ્તકનો પત્તો મેળવ્યો, પુસ્તક મેળવ્યું અને 'બૉટેની'ના પુસ્તકનો, જાત મહેનતથી પં. ભગવાનલાલભાઈની મદદથી અને બીજે જ્યાંથી મદદ મળી ત્યાંથી મેળવીને એમણે અભ્યાસ કરવા માંડ્યો. થોડા વખતમાં જ વનસ્પતિ વિદ્યામાં જયકૃષ્ણભાઇને વ્યુત્પત્તિ થઇ ગઇ અને પછી તો સખારામ અર્જુન સાથે મુંબઈ

આસપાસની એકેએક વનસ્પતિ ઓળખી લેવાનો એમણે પ્રયત્ન આરંભ્યો. અમુક વખત પછી પોતાના કામમાં મદદ કરવા માટે ડા. સખારામ અર્જુન જયકૃષ્ણભાઇને કાંઇક પગાર પણ આપતા. પણ જયકૃષ્ણભાઈનું લક્ષ તો વનસ્પતિવિદ્યા તરફ જ હતું. ડા. સખારામ અર્જુન પણ જયકૃષ્ણભાઇનો વનસ્પતિશાસ્ત્રમાં પ્રવેશ જોઇને સંતુષ્ટ થયા. અને કોઇને વનસ્પતિ ઓળખાવનારની જરૂર હોય તો તરત જયકૃષ્ણભાઈનું નામ દેતા.

પં. ભગવાનલાલ ઇંદ્રજીને ડા. કેમ્પબેલ, ડા. બુહ્લર, પીટર્સન, બર્જેસ વગેરે એ વખતના પ્રાચ્ય વિદ્યાઓના તથા પુરાતત્ત્વના વિદ્વાનો સાથે ઘણો સારો સંબંધ હતો. આમાંના કેટલાક સાથે જયકૃષ્ણભાઇને પણ ઓળખાણ થયેલી. તેઓ પોતે જ કહે છે : "ગુરુવર પંડિત ભગવાનલાલ ઇંદ્રજીની સાથે મુંબઇ ગેઝીટીઅરના કામ માટે મુસાફરી કરતાં મર્હુમ જે. એમ. કેમ્પબેલની સાથે પણ લખનારને ઓળખ થઈ હતી. અને તેઓ સાહેબ પણ જંગલમાં ફરતાં ઘણી ઘણી વનસ્પતિઓનાં નામો વગેરે પૂછી લખનારને એ વિષયમાં ઉત્તેજીત કરતા હતા." (વનસ્પતિશાસ્ત્રમાં પં. ભગવાનલાલ ઇંદ્રજીનું જીવન ચરિત્ર પા. ૧) વળી પં. ભગવાનલાલભાઇને જે રીતે પુરાતત્ત્વના કેટલાક ઇંગ્રેજ પંડિતો સાથે વિદ્યાના કારણે જ મૈત્રી થયેલી તે રીતે મુ. જયકૃષ્ણભાઇને પણ બે ત્રણ સારા વનસ્પતિશાસ્ત્રજ્ઞ ઇંગ્રેજો સાથે મૈત્રી સંબંધ થયેલો. ગ્રાન્ટ મેડીકલ કોલેજના એ વખતના વનસ્પતિશાસ્ત્રના અંગ્રેજ અધ્યાપક મેકડોનલ સાહેબ સાથે તો ડા. સખારામ અર્જુને જ પરિચય કરાવી આપેલો, અને જયકૃષ્ણભાઈ આ અંગ્રેજ અધ્યાપકને પણ વનસ્પતિના નમૂનાઓ લાવી આપીને મદદ કરતા. આ અંગ્રેજ વિદ્વાને જ એક વખતના રાજકોટની રાજકુમાર કોલેજના પ્રિન્સીપાલ ચેસ્ટર મેકનોટન સાથે ઓળખાણ કરાવેલી. આ ઓળખાણ કેવી રીતે થઇ તેનું મનોરંજક વર્ણન એક વખત જયકૃષ્ણભાઇ પાસે સાંભળેલું. મેકનોટન પ્રિન્સીપાલ નીમાઇને મુંબાઇ આવ્યા, પણ એમને દમનું દરદ હતું અને એ વધશે એવી બીક ખરી એટલે આરોગ્ય જાળવવાના ઉપાય તરીકે ખુલ્લી હવામાં કેમ વધારે વખત રહેવાય એનો વિચાર કરતાં, વનસ્પતિ પરિચય વધારવાથી ખુલ્લી હવામાં ઉપયોગી વખત ગાળી શકાય એમ નક્કી કરી મેકનોટને મુંબઈ ઉતરતાં વેંત મેકડોનલ પાસે મુંબઈની આસપાસની કોઇ પણ વનસ્પતિ પૂછીએ કે તરત ઓળખાવે એવા માણસની માગણી કરી. અને મેકડોનલે જયકૃષ્ણભાઇને બતાવ્યા. પ્હેલે જ દિવસે જયકૃષ્ણભાઈ સાથે ફરતાં એમનાં વનસ્પતિજ્ઞાનથી મેકનોટનને એવો સંતોષ થયો કે એ વિદ્વાને મુંબઈ આસપાસની વનસ્પતિનો પરિચય મેળવવા માટે જયકૃષ્ણભાઈ સાથે આઠ દશ દિવસ સુધી પર્યટનો કર્યો, એટલું જ નહિ પણ પોતે માથેરાન ગયા ત્યારે જયકૃષ્ણભાઇને માથેરાન તેડાવ્યા. મેકડોનલ, બર્ડવૂડ (H. M. Birdwood) અને મેકનોટન જેવા વનસ્પતિવિદ્યાના સારા અભ્યાસી અને સુશિક્ષિત તથા સરકારી ઇંગ્રેજો સાથે માથેરાન ઉપર વનસ્પતિ ઓળખવા માટે ફરતાં ફરતાં બર્ડવૂડ જેવાને પણ અજાણી વનસ્પતિ પોતે ઓળખી આપે ત્યારે એમને જે આનંદ થયેલો તેની રમણિય છાયા આજે પણ એ વાત કરતાં એમના મોઢા ઉપર પથરાઈ જાય છે. બર્ડવૂડ અને મેકનોટન સાથે જયકૃષ્ણભાઇની મૈત્રી છેવટ લગી જળવાઈ રહેલી. આ ઉદારચિત્ત અંગ્રેજ વિદ્વાનોએ જયકૃષ્ણભાઇનો વિદ્યાપ્રેમ, એની વનસ્પતિશાસ્ત્રમાં નિષ્ણાતતા અને સાથે જ એમની દુર્બલ આર્થિક સ્થિતિ જોઇને એમને વારંવાર મદદ કરેલી. અને છેવટ ઈ. સ. ૧૮૮૬ માં એ વખતના પોરબંદરના એડમિનિસ્ટ્રેટર સર લેલી સાહેબે જયકૃષ્ણ-

ભાઇને ' ક્યુરેટર ઑફ ફોરેસ્ટ્સ ઍન્ડ ગાર્ડન્સ ' તરીકે સારા પગારથી રાખ્યા તે પણ બર્ડ-વૂડની અને મેકનોટનની સૂચનાથી જ. આ વિદ્યાપ્રેમી અંગ્રેજ મિત્રોને જયકૃષ્ણભાઇ વારંવાર યાદ કરે છે.

પોતાની પોરબંદરમાં નિમણુંક થઈ એ પ્રસંગનું વર્ણન કરતાં રા. રા. જયકૃષ્ણભાઈ લખે છે : " આ હુકમ લઇ હું લૅલી સાહેબ પાસે ગયો અને વિનંતિ કરી કે સાહેબ, હું નોકરીમાં અહીં ફસાઈ જઇશ તો હાલ હું મુંબઇમાં પં. ભગવાનલાલ ઈંદ્રજી અને ડા. સખારામ અર્જુનના સહવાસમાં રહી વનસ્પતિનો અભ્યાસ કરૂં છું તે રહી જશે. જે પરથી તેઓ સાહેબ ખડખડ હસ્યા અને મને અંગ્રેજીમાં કહ્યું:—

' Well, never mind, we have given you a congenial work, I think. Please, do your work and you will find an interest in it. Your knowledge of plants should now be put to some practical and useful work. ' ( વનસ્પતિશાસ્ત્ર પ્રસ્તાવના પા. ૬ )"

ખરેખર પોરબંદરની નોકરીએ જયકૃષ્ણભાઈના જ્ઞાનને વ્યવહારમાં ઉતરવાનો અવકાશ આપ્યો. તેઓએ ઇ. સ. ૧૮૮૬ થી ૧૯૦૪ સુધી પોરબંદર રાજ્યની નોકરી કરી. બરડાના જંગલની વ્યવસ્થા પ્હેલ વ્હેલી એમને જ હાથે થઇ. પણ આ નોકરી દરમિયાન પોતાના શોખનું અને વધારે લોકોપયોગી કામ તો એમણે બરડાની વનસ્પતિનો અભ્યાસ કરવાનું કર્યું. જયકૃષ્ણભાઇએ નોકરી ઉપર ચડ્યા પછી, પોતાનું નવું કામ રસ્તે ચઢી ગયું કે તરત જ બરડાની વનસ્પતિના નમૂનાઓનો સંગ્રહ કરવા માંડયો. આ સંગ્રહો એમણે વારંવાર જુદાં જુદાં પ્રદર્શનોમાં મુક્યા છે અને એ માટે એમને ચાંદો મળ્યા છે. ઇ. સ. ૧૯૦૪ માં નોકરીથી નિવૃત્ત થતાં પોતે કરેલી નોંધો ઉપરથી જયકૃષ્ણભાઇએ બરડાની વનસ્પતિનું ઈંગ્રેજીમાં લખાતી Flora ની રીતે પુસ્તક લખવા માંડયું અને ઇ. સ. ૧૯૧૦માં સુપર રૉયલ કદનાં લગભગ ૭૫૦ પાનાંનું, ૯૫ વર્ગ ( natural order )ની જુદી જુદી ૬૧૫ વનસ્પતિના વર્ણનનું પુસ્તક બ્હાર પાડ્યું.

આ પુસ્તક લખવામાં જયકૃષ્ણભાઇને કોના તરફથી અને કેવી મદદ મળી તેનું વર્ણન એમણે જ કર્યું છેઃ " આવા વનસ્પતિ વર્ણનનું પુસ્તક લખવામાં અંગ્રેજ વિદ્વાનોને પુસ્તકાલયોની, વનસ્પતિના સુકા નમૂનાઓના સંગ્રહોની, પોતા જેવા અથવા પોતાથી વધારે જ્ઞાન ધરાવનારા એ જ વિદ્યાના વિદ્વાનોની અને બીજી ઘણી સાહેતા મળી શકે છે, જ્યારે આ લખનારને કેવળ આ સ્વસ્થાનનાં બરડા ડુંગર, બરડાના બારી અને સ્વસ્થાનમાં ઉગતી વનસ્પતિઓની જ મદદ મળેલી છે. આ વનસ્પતિઓએ જે મદદ આપી છે તે માટે લખનાર તેઓનો ખરેખર મોટો ઉપકાર માને છે એટલું જ નહિ પણ તેઓ વિષે લખનારને પ્રેમ અને પૂજ્યભાવ છે. ( વનસ્પતિશાસ્ત્ર પ્રસ્તા. પા. ૫ )

બરડા ઉપર—બરડાની વનસ્પતિ ઉપર, બરડાનાં માણસો—રબારી મેર વગેરે ઉપર જયકૃષ્ણભાઇને કેવો પ્રેમ છે એ મેં એમની સાથે બરડામાં ફરતાં જોયું છે. કાઠીઆવાડમાં બે મોટી પર્વતહારો છેઃ બરડો અને ગિર. બરડા કરતાં ગિરનો વિસ્તાર વધારે છે. બરડાના ઉંચામાં ઉંચા શિખર કરતાં ગિરનાર ઘણો વધારે ઉંચો છે; અને તીર્થસ્થાન તરીકે ગિરનારની પ્રતિષ્ઠા બહુ જુના કાળથી સમગ્ર ભારતવર્ષમાં જામેલી છે. છતાં ગૂજરાતી વૈદક માસિકોમાં અને ગૂજરાતી વૈદ્યોની ચર્ચામાં બરડાનું નામ જ વધારે આવે છે એનું કારણ

જયકૃષ્ણભાઈ છે. બરડામાં પોતામાં કાંઈક વિશેષતા હશે. જયકૃષ્ણભાઇ કહે છે તેમ ગિરમાં જે વનસ્પતિ ઉગે છે તે જથ્થાબંધ ઉગે છે પણ બરડામાં ગિર કરતાં વિવિધતા વધારે છે. વનસ્પતિ ઓળખવા ઇચ્છિનારને વિવિધતા વધારે આકર્ષક હોય એ સ્વાભાવિક છે. પણ બરડાની ખ્યાતિનું મુખ્ય કારણ એ નથી. બરડાની ભૂગોળ, ભૂરચના, બરડાની વસ્તી ×– ટુંકામાં પોરબંદરની હદના બરડાના પથરેપથરાનો જયકૃષ્ણભાઇએ અભ્યાસ કર્યો છે. મતલબ કે બરડાને આકર્ષક બનાવનાર બરડામાં ગુરુની હાજરી હતી.

હું પણ બે વખત વિ. સં. ૧૯૭૫ તથા ૧૯૭૬ ના શ્રાવણ ભાદરવામાં મુ. જયકૃષ્ણભાઈ સાથે બરડામાં ફરી આવ્યો છું. પ્હેલી વાર ગયો ત્યારે અમે પોરબંદરથી રેલગાડીમાં નીકળી સખપર સ્ટેશને ઉતરી ગાડામાં બેસી બીલેશ્વર ગયા. બીલેશ્વરથી ખંભાળા, ખંભાળેથી સાતવીડાને નેસે * ઊંટ ઉપર અને ત્યાંથી ભીલની કેડીને રસ્તે ઊંટ ઉપર જ પોરબંદર આવ્યા હતા. એ વખતે પોરબંદર શહેરની આસપાસના પ્રદેશની તથા બરડાના ભાગની મળીને ફરતાં ફરતાં ત્રણસો સાડીત્રણસો જુદી જુદી વનસ્પતિ મને જયકૃષ્ણભાઇએ ઓળખાવી હતી. બીજી વાર ગયો ત્યારે બરડાનો જુદો જ ભાગ–જેમાં કેટલોક પોરબંદરની હદનો અને કેટલોક જામનગરની હદનો હતો–જુદે જ રસ્તેથી જઈને જોયો. રાણાવાવ સ્ટેશને ઉતરી, આદિત્યાણા જઈ ત્યાંથી આદિત્યાણા બાગમાં થઈ ગોઢાણે આવ્યા. ગોઢાણેથી ઊંટ ઉપર ફ્રામણીની કેડીએ ચરી ફ્રામણીને નેસે થઇ સાંકળોજા તળાવને રસ્તે સુવર્ડાને નેસે પહોંચ્યા અને ત્યાંથી કીલેશ્વર જોઇ બીલેશ્વર આવ્યા. આ રીતે બે વર્ષમાં થઇને મારે બરડાની એક જાતની પ્રદક્ષિણા થઈ. અલબત્ત, બરડાનું પ્રાચીન સ્થાન ઘુમલીનું ખંડેર હું ન જોઈ શક્યો, પણ બીજા ઘણા ભાગો જોયા. વનસ્પતિ જોવાની મઝા તો જયકૃષ્ણભાઈ સાથે જ આવે. તેઓ વનસ્પતિનું ફુલ લઇ એના જુદા જુદા ભાગો બતાવતાં જે રસિક વાતાવરણ ઉત્પન્ન કરે છે એ એ વિદ્યા ઉપરના તીવ્ર રાગ વગર અસંભવિત છે. પણ બરડાની વસ્તીએ જોવા જાણવા જેવી છે. એ ઢોર ઉછેરનાર જાતોની પછવાડે કેટલો ઇતિહાસ છુપાઇ રહ્યો છે એ કોણ કહી શકે? એક કાળા, ઉંચા અને મોટા માથા તથા મોઢાવાળા રબારીને મને બતાવીને જયકૃષ્ણભાઇએ એને પૂછ્યું: 'તારી નુક–અટક (એમણે વાપરેલો શબ્દ હું ભૂલી ગયો છું) શું?' તેણે કહ્યું: 'હૂણ'. જયકૃષ્ણભાઇએ મને કહ્યું: 'આ કાળા હૂણ'. એક બીજાને બતાવીને પૂછ્યું ત્યારે એણે 'મોરી' કહ્યું. અર્થાત્ મૌર્ય. આ રીતે એક કાળે ભારતવર્ષનું સામ્રાજ્ય ભોગવનાર જાતોના વંશજો અત્યારે ઢોર ચારે છે!

બીલેશ્વર અને કીલેશ્વરનાં સ્થાનો પણ બરડાના જોવા જેવાં સ્થાનો છે. બીલેશ્વરી નદી નામથી પ્રસિદ્ધ રમણિય ઝરણને કાંઠે આવેલું હજાર વર્ષનું જૂનું બીલેશ્વરનું સ્થાન પોરબંદર તરફ પ્રવાસે જનારે જરૂર જોવા જેવું છે. બાકી હવે પોરબંદર જનારને પોરબંદરમાં જયકૃષ્ણભાઇનાં દર્શન થાય એમ નથી. કારણ કે તેઓ છેલ્લાં ચાર વર્ષથી પોતાની જન્મભૂમિ કચ્છમાં રહે છે. તેઓ કચ્છના ગિરનારા બ્રાહ્મણ છે. અને હાલમાં કચ્છના મહારાજાની ઇચ્છાથી માંડવીમાં રહી વનસ્પતિ સેવા કરે છે. જયકૃષ્ણભાઇએ વનસ્પતિવિદ્યા

× બરડાની વસ્તી, ભરવાડો, રબારીઓ, મેર, સાયર વગેરે પશુપાલક જાતોના સ્વભાવ, રીતરિવાજો, ટેવો વગેરેનો જયકૃષ્ણભાઇએ અવલોકનપૂર્વક શાસ્ત્રીય અભ્યાસ કર્યો છે, પણ બીજી રોકાણને લીધે એ અભ્યાસનું ફળ ગુજરાતને મળ્યું નથી.

* નેસડો=બંદર વીસ ઢોરો અને એના પાલકોનો વાસ.

મેળવી લીધી અને પોરબંદરમાં સ્થિર થઈ ગયા પછી એમણે ગૂજરાતમાં વનસ્પતિની ઓળખાણ, માત્ર નામ જાણવા પુરતી નહિ પણ શાસ્ત્રીય ઓળખાણ કેમ ફેલાય એ માટે પ્રયત્ન કરવા માંડયો. વૈદ્યકલ્પતરૂમાં લેખો લખીને, પ્રદર્શનોમાં વનસ્પતિના નમૂનાઓ રાખીને, પોતાની પાસે કોઇ પણ અજાણી વનસ્પતિનો નમૂનો લઇને આવશે તેને પોતે તે વનસ્પતિની મફત ઓળખાણ આપશે એવી જાહેરખબરો આપીને, વૈદકને અંગે વનસ્પતિ ઓળખવા ઇચ્છનારને પોતાને ઘેર રાખીને, એ શાસ્ત્ર ભણાવવાની મહેનત કરીને, એ રીતે અનેક માર્ગે વનસ્પતિવિદ્યાના પ્રચારનો ત્રીશ પાંત્રીશ વર્ષથી એઓ પ્રયત્ન કરી રહ્યા છે. ઇ. સ. ૧૯૧૦ માં વનસ્પતિશાસ્ત્ર છપાવ્યું તે પણ ' યુરોપીઅનો પરદેશ બેઠાં બેઠાં આ દેશની વનસ્પતિ વિષે લખે અને આપણા લોકો પોતાનાં આંગણામાં ઉગેલી વનસ્પતિને ય ન ઓળખે ' એ સ્થિતિ દૂર કરવાના ઇરાદાથી. Flora Barda ઇંગ્રેજીમાં લખ્યું હોત તો જે કીર્તિ મળત તે જતી કરીને ગૂજરાતીમાં લખ્યું તે પણ આવી દેશપ્રીતિથી પ્રેરાઇને. છેવટ ૭૦ વર્ષની ઉમ્મર પછી કચ્છમાં ઊંટ ઉપર ફરી, ત્યાંની વનસ્પતિ જોઇ, પુસ્તક પૂરૂં કર્યા પછી પંચ કેશ ઉતારવા એવું વ્રત લઇ, **કચ્છની જડીબુટ્ટી** પુસ્તક લખ્યું અને સો ચિત્રો સાથે એ પુસ્તક કચ્છના જ મહારાજાના ઉદાર આશ્રયથી હમણાં જ પ્રગટ કર્યું.

જયકૃષ્ણભાઇએ અંતઃકરણની ધગશથી આટલો આટલો પ્રયત્ન કર્યા છતાં એનું પરિણામ થોડું જ આવ્યું છે. અલબત્ત એમનું વનસ્પતિશાસ્ત્ર વૈદ્યના વિદ્યાર્થીઓમાં વંચાય છે. ત્રીશ વર્ષ પ્હેલાં વૈદ્ય થવા માટે વનસ્પતિજ્ઞાનની જેટલી જરૂર મનાતી તે કરતાં આજે ઘણી વધારે મનાય છે. જયકૃષ્ણભાઇનો છુટક અને પરચુરણ લાભ પણ ઘણો લેવાયો છે. અનેક માણસોએ ટપાલમાં નમૂના મોકલીને એનાં નામ પૂછાવ્યાં છે. અને કોઇએ, કોઇ વૈદ્ય કે ડોશીએ બતાવેલી જડીબુટ્ટી, કયાંય ન મળતાં જયકૃષ્ણભાઈ પાસેથી મગાવી છે. કામીઆની ઘણી શંકાઓ એ વિદ્યાના શોખીનોએ પૂછી છે, અને મારા જેવા કેટલાક એમની પાસે રહી વનસ્પતિવિદ્યામાં ચંચુપાત કરી આવ્યા છે. પણ એમનો વારસો કોઇએ લીધો નથી. વનસ્પતિશાસ્ત્રનો રીતસર સંપૂર્ણ અભ્યાસ કોઇએ કર્યો નથી. મતલબ કે પં. ભગવાનલાલ ઇંદ્રજીની પરંપરા નથી ચાલી અને જયકૃષ્ણ ઇંદ્રજીની પણ નહિ ચાલે. મહારાષ્ટ્રમાં સદ્ગત રામકૃષ્ણ ગોપાલ ભાંડારકરના સંપ્રદાયના વિપુલ કાર્ય સાથે ગૂજરાતની આ સંપ્રદાયશૂન્યતા સરખાવતાં આપણી વિદ્યાદરિદ્રતા જોઇને ખેદ થાય છે. જયકૃષ્ણભાઇએ એક કાગળમાં લખ્યું છેઃ–"ગુરુવર પંડિત ભગવાનલાલભાઈ અંગ્રેજી નો'તા ભણ્યા, રૂગનાથજીભાઇ અંગ્રેજી નો'તા ભણ્યા, અમૃતલાલભાઈ અંગ્રેજી નથી ભણ્યા. છતાં ત્રણે અપૂર્વ બોટેનીસ્ટ ! બસ,......પ્રેમ વિદ્યા શીખવે છે, કોલેજ કે શાળા નથી શીખવતી. આજ આવા પ્રેમીઓ થોડા છે, માટે જ અમમાં વિદ્યા નથી. ઓહો, શું કરીએ ? રોજ એક ઝાડ વાવીને નમન કરૂં છું. બીજું શું કરૂં ?" ભાદ્રપદ સુદી ૮, ૧૯૮૨.

આ રીતે માંડવીમાં રોજ ઝાડ વાવે છે, બીજા પાસે વવરાવે છે. એ ઝાડોના ઉછેર રોજ જુએ છે અને એ વનસ્પતિદેવને જ નમસ્કાર કરી પોતાની પરંપરાના અભાવનો ખેદ ભૂલવાનો આ સમર્થ ગૂજરાતી વનસ્પતિશાસ્ત્રી પ્રયત્ન કરે છે.

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

# શરદની રાત

ખીલી શરદ કેરી રાત રળિયામણી,
વરસે રસિલો રસ–ચન્દ્ર:
અલબેલડી !
ખીલી શરદ કેરી રાત રળિયામણી.

રજની હસે રૂડી તારલે ભરેલી,
રાસે રમે સખી વૃન્દ:
અલબેલડી !
ખીલી શરદ કેરી રાત રળિયામણી.

અંગ અંગ તેજનાં ચીર દૈવી સોહે,
ઝૂલે જગ તેજને હિંડોળ :
અલબેલડી !
ખીલી શરદ કેરી રાત રળિયામણી.

'હૈયે ઝમે ને ઝરે પ્રેમ કેરી ચંદ્રિકા'
મુખડે ઝરે રસ–બોલ:
અલબેલડી !
ખીલી શરદ કેરી રાત રળિયામણી.

રસની તે રેલ સખિ ! હૈયામાં ઉછળે,
રોમ રોમ યૌવનનું પૂર :
અલબેલડી !
ખીલી શરદ કેરી રાત રળિયામણી.

ઘેલો લસે છે ચન્દ્ર અવની ને આભમાં,
કીકીમાં વ્હાલમનું નૂર :
અલબેલડી !
ખીલી શરદ કેરી રાત રળિયામણી.

– સ્નેહરશ્મિ

# કાકાનો પત્ર*

ચિંચવડ ( જી. પુણા )
ભાદ્ર કૃ. ૨ ગુરૂ

પ્રિય રામનારાયણભાઈ,

તમારો કાગળ મળ્યો. પ્રસ્થાન મને નિયમિત મળે છે. મંદવાડના નિયમો સાચવીને પ્રસ્થાનમાંથી થોડું થોડું વાંચું છું. પ્રસ્થાન સરસ ચાલે છે. હું સાજો હોત તો પ્રસ્થાન માટે મેં અત્યાર સુધીમાં અનેક વેળા લખ્યું હોત. પણ આજે તો કશું નથી લખી શકતો. બીજા લોકો નવરાશને અભાવે લખી શકતા નથી મારે મારી નવરાશ સાચવવા લેખન બંધ રાખવું પડે છે. અને એટલું જ જણાવવાની ખાતર આ કાગળ લખું છું.

વચમાં મારી તબીયત ખૂબ સુધરી જણાતી હતી તે દરમ્યાન વાંચવાનો લ્હાવો લીધો. ચોમાસાની વનશ્રી નિહાળવા થોડુંક રખડતો પણ ખરો. મહારાષ્ટ્રની ભૂમિની શોભા કંઈ અપૂર્વ છે. જમીન ઉંચી નીચી, જ્યાં જુઓ ત્યાં નાની મોટી ટેકરીઓ; તેથી ચાલવામાં કે જોવામાં ક્ષણેક્ષણે નવનવો આનંદ મળે. ગુજરાતમાં આ નથી મળતું. પથારીમાં પડ્યો પડ્યો પણ અહીંથી સિંહગડ જોઈ શકું છું, અને મેઘોની પ્રતિભા તો ક્ષણેક્ષણે નવું નવું રૂપ ધારણ કરે છે. લીલી ધરતી અને નીલ આકાશ બન્ને મળીને રંગનાં બધાં જ મિશ્રણો અને પ્રકારો કરી બતાવે છે. લીલું ઘાસ ખાઇને માતેલાં વાછરડાંઓ પૂંછડીઓ ઉંચી કરીને ચોમેર કૂદતાં ફરે છે અને પોપટ, કાબરો અને હોલાંઓ નવાંનવાં ગાન શોધે છે. આવી વનશોભા વચ્ચે ભૂંડીભૂખ મોટરબસો અને વરૂનાં ટોળાં જેવી રેલ્વે ટ્રેનોની અભદ્રતા પણ દટાઇ જાય છે, અને સર્વત્ર પથરાએલા કાવ્યમાં ઉમેરો જ કરે છે.

આવા અનુકૂળ વાતાવરણમાં ઉપનિષદો વાંચવાનો કેટલો આનંદ આવતો હશે એની તમે કલ્પના કરી શકો એમ છો. લગભગ બધાં જ ઉપનિષદો ફરી ફરી વાંચી ગયો. દર ક્ષણે નવી નવી દૃષ્ટિ એમાંથી મળે છે. આજથી પંદર વરસ પહેલાં ઉપનિષદો વાંચેલાં પણ તે ભાષ્યની મદદથી. ભાષ્યકારોએ આપણા ઉપર ઘણા ઉપકાર કર્યા છે એ ખરૂં પણ ઉપનિષદો વસ્તુ જ એવી છે કે ભાષ્ય સાથે વાંચવાથી એનો સ્વાદ રહેતો નથી. ભાષ્યકારોની એવી ખોડ હોય છે—તમે એને જોઈએ તો મર્યાદા કહો—કે અમુક એક તર્કસિદ્ધ અને સમન્વિત વસ્તુ ઉપનિષદોમાંથી ઘટાવી બતાવવી. આવી રીતે વાંચવા માટે ઉપનિષદો છે જ નહિ. ઉપનિષદો એ જ્ઞાનવીર પરમહંસોના inspired ઉદ્‌ગારો છે. પોતાનાં વચનોમાં પરસ્પર વિરોધ છે કે કેમ, એમાંથી પાસાદાર ફિલસૂફી નીતરે છે કે કેમ એનો વિચાર સરખો એ ઋષિઓએ નહિ કર્યો હોય. એમના વિચારોમાં અને કલ્પનાઓમાં શુદ્ધ કૌમાર્ય છે. એમના ભાષાપ્રવાહ સાથે એકવાર પરિચય થયો એટલે પછી જેમ આપણે ધારોષ્ણ દૂધ પી જઇએ છીએ તે હવે ઉપનિષદોના અમૃતની સેરો આરોગવી જોઇએ.

---

* પ્રસ્થાનના દિવાળીના અંક માટે લખવાની વિનંતિના પ્રત્યુત્તરનો આ પત્ર છે, અને તેમાં કેટલીક અંગત હકીકત છે છતાં, તેમાં સર્વને રસ પડે તેવા સિદ્ધાન્તો અંતર્ગત હોવાથી આખો પત્ર છાપ્યો છે. તન્ત્રી.

ઉપનિષદોની કેટલીક દલીલો આપણે ગળે નથી ઉતરતી. કેટલીક વાતો વાંચીને તો હસવું જ આવે. સત્યની શોધમાં તેઓ કેવા અનેક દિશાઓમાં દોડનારા છે એ જોઈ આપણા મનમાં વહાલ ઉપજે છે. વિચારની એકે દિશા એમણે ખોળવી બાકી નથી રાખી. પણ જમાનાઓ સુધી ચલાવેલી આ ખોજને અંતે જ્યારે તેઓને અધ્યાત્મજ્ઞાનના ધવલગિરિની ટોચે જઈ બેઠેલા આપણે નિહાળીએ છીએ અને '**अभयं वै ब्रह्म**'ની એમની ગંભીર ગર્જના સાંભળીએ છીએ ત્યારે ભક્તિભાવે માથું નમે છે અને સાષ્ટાંગ પ્રણિપાત કરી '**त्वं हि नः पिता योऽस्माकं अविद्यायाः परंपारं तारयसि । नमः परमऋषिभ्यः नमः परमऋषिभ्यः ।**' એવી ઔપનિષદી નતિ મ્હોડામાંથી નિકળી જાય છે.

આપણા સમાજમાં ઉપનિષદોને દૂરથી જ નમસ્કાર કરવાની વૃત્તિ દેખાય છે. ઉપનિષદોનું અધ્યયન બહુ જ ઓછું થાય છે, અને જે થાય છે તે ઘરડાં ડોસાંઓમાં ભાષ્યોની મદદથી તેમ જ પંચીકરણના પ્રપંચ પછી. આપણા યુવાનો સીધા ઉપનિષદો પાસે જશે ત્યારે જ તેમની દૃષ્ટિ ખુલશે અને વિચારના અને જીવનના દરેક ક્ષેત્રમાં નવા નવા અનુભવો મેળવવાની શક્તિ કેળવાશે. ઉપનિષદનાં વચનો એ તો વિજળીના ઝબકારા છે. એનો સંપૂર્ણ અર્થ હજી કોઇએ કર્યો નથી. પાંચપચાસ હજાર વર્ષ સુધી નવી નવી રીતે પ્રયત્ન કરીએ તોએ એમાંથી જાણવાનું કંઈક બાકી જ રહેવાનું. દરેક જમાનો પોતાના અનુભવની મદદથી નવી રીતે ઉપનિષદો પાસે જશે અને અનુભવથી તેજ બનેલી બુદ્ધિ વડે ઉપનિષદોમાંથી નવી પ્રેરણા મેળવશે. આ એકજ વચન લઇએ '**सन्मूलाः सोम्य इमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः ।**' આમાં આખું માનવસમાજશાસ્ત્ર છે.

'**सर्वासां विद्यानां हृदयं एकायनम्**' આ વચન વાંચ્યા પછી કેળવણીની આખી દિશા ફેરવવાનું મન ન થાય?

'**हृदयेन हि रूपाणि जानाति । हृदये हि एव रूपाणि प्रतिष्ठितानि भवन्ति ।**' એ યાજ્ઞવલ્ક્યનું નિરૂપણ વાંચનાર કલા અને આનંદમીમાંસા નવી રીતે જ સમજશે, અને સ્હેજ આગળ જઈ જ્યારે એ જ અધ્યાત્મવિદ્યાનો હિમાલય કહે છેઃ '**हृदयेन हि सत्यं जानाति । हृदये हि एव सत्यं प्रतिष्ठितं भवति ।**' ત્યારે તો આખી ફિલસૂફીનું મંડાણ જ ફેરવવાની જરૂર છે એમ આપણને લાગ્યા વિના રહેતું નથી.

હું તો તમને એટલું જ લખવા માગતો હતો કે ઉપનિષદોનો સ્વતંત્ર અભ્યાસ થવાની જરૂર છે. આંધળી શ્રદ્ધાથી નહિ પણ સ્વતંત્ર બુદ્ધિ અને આદરવૃત્તિથી. કાવ્યશાસ્ત્રમાં છેલ્લાં પચાસ વર્ષમાં આપણા છોકરાઓને આપણે ખૂબ દોર્યા છે. ઉપનિષદોના આ ભવ્ય કાવ્યમાં હવે એમને દોરવાની જરૂર છે. તો જ સંસ્કારી કેળવણી સાર્થક થશે. માહિતી ગમે તેટલી ભરીયે તો પણ તેટલાથી જ શું વળે? હૃદયપલટો થવો જોઇએ. અને હૃદયપલટો કરવાનું ગજું તો આ ઉપનિષદોના ઋષિઓનું જ છે.

તમે દૂધનો પ્રયોગ કર્યો એ સારૂં થયું. તમે ચ્હા છોડી એ જાણી મને ખૂબ આનંદ થયો. દસ વરસ વધારે જીવશો.

થોડા જ દિવસમાં હું ત્યાં આવવાનો છું, પણ મને નથી લાગતું કે આપણે ધરાઈને મળી શકીશું. મંદવાડનો સંયમ પણ ઈમાનદારીપૂર્વક જાળવવો જોઇએ. એટલે અમદાવાદ આવવાનો તોયે ચિંચવડ જેટલો જ સૌથી દૂર રહેવા જેવું થવાનું છે.

લી.
સ્નેહાધીન કાકાના
સપ્રેમ વંદેમાતરમ્.

# હિમકાન્ત

## ( એકાંકી નાટક )

પાત્રોઃ

| | |
|---|---|
| હિમકાન્ત | સુમિત્ર |
| ગૌતમ | અજિત |
| નૂતન | સુબોધ |

દેવો : એક ચાકર

---

## પ્રવેશ પહેલો

[ સમય સમી સાંજનો. હિમકાન્તના દિવાનખાનામાં અઢારેક વર્ષની સુમિત્રા બારી પાસે ઝુલતી ખુરશી પર વાંચતી બેઠી છે. બારીમાંથી ગાભ જેવાં પોચાં વાદળાંને ચીરીને આકાશમાં સોનું વેરતો શરદ્ ઋતુનો સૂર્ય પૃથ્વીમાં ડૂબતો દેખાય છે. સામે દીવાલ પર અંગ્રેજ ચિત્રકાર વૉટસનું "આશા"ની અંધ દેવીનું રંગિત ચિત્ર મઢેલું ટાંગ્યું છે; અને એની બાજુમાં હિમકાન્તની માતા નર્મદાનો એક મોટો ફોટોગ્રાફ છે. કોઈ અપ્રાપ્ય આદર્શની પ્રતીક્ષા કરતી દુનિયાથી રીસાઇને ચાલી જતી હોય એવો એના મોં પરનો ભાવ છે. થોડી વારમાં આકાશના રંગ ઝાંખા પડે છે અને એકદમ અંધારું થાય છે. સુમિત્રા ધીમેથી ઉઠે છે, અને સામેના ટેબલ પાસે જઇ દીવાસળી સળગાવે છે. ]

**સુમિત્રાઃ** ( દીવાસળીના અસ્થિર ફિક્કા તેજ સામું જોતી એકલી ગાય છે. )

વળી વળી હીરલાંની ગાંઠ
તૂટે પણ છૂટે નહિ હો માણારાજ.
પડી પડી દલડામાં ભ્રાંત
અબોલા એ ભવ ભાંગશે હો માણારાજ.[1]

( બાજુમાંથી હિમકાન્ત, ગૌતમ અને નૂતન આવે છે. હિમકાન્ત ગીત સાંભળી પહેલાં જરા ચોંકાય છે. સુમિત્રા હિમકાન્તને જોઇ હસી પડે છે, પણ ગૌતમ નૂતનને જોતાં એનું હાસ્ય સંકાઈ જાય છે. )

**હિમકાન્તઃ** બેન, અંદર જઇને જરા મહારાજને મદદ કર, મારે વહેલાં જમીને જવું છે.
( સુમિત્રા અંદર જાય છે. )

**હિમકાન્તઃ** બેસોને.

( ગૌતમ નૂતન બેસે છે. )

**ગૌતમઃ** બોલો ત્યારે, તમને કાકાની ઇચ્છા કહી તો ખરી.

---

૧. રઢિયાળી રાત.

**હિમકાન્તઃ** મેં જે કર્યું છે તે પુરેપૂરો વિચાર કરીને જ કર્યું છે.
(સ્વસ્થ રીતે ખુરશીમાં બેસે છે.)

(નીચેની વાત દરમીઆન ગૌતમનૂતન વધારે ને વધારે મોટેથી બોલે છે.)

**હિમકાન્તઃ** હું તમને એક પણ પાઈ મજરે આપી શકું એમ નથી.

**ગૌતમઃ** અમે કંઈ વધારે નથી કહેતા—તમારી પાછળ બાપુએ જેટલું ખર્ચ ટરફી મોકલવામાં કર્યું હતું તેટલું જ અમે વળતર આપવા કહીએ છીએ.

**નૂતનઃ** અમારી કોઈની કેળવણી પાછળ એટલું ખર્ચ થયું નથી; અને બાપુ બધાને એટલાં ખર્ચ કરી ભણાવી શકે એમ પણ નહોતું.

**હિમકાન્તઃ** મારું ભણવાનું ખર્ચ, અને તમારાં લગ્નનું ખર્ચ એ સરખાવશો એટલે બધું સરભર થઇ રહેશે.

**નૂતનઃ** અમે પરણ્યા પણ અમારી વહુઓએ કેટલું કામ કર્યું છે? બાપુ, તમારાં બા–બધાનાં મંદવાડમાં તમે છુટાના છુટા રહ્યા હતા; જ્યારે એ દહાડા કેવા ગયા એની અમને જ ખબર છે.

**હિમકાન્તઃ** એમાં હું શું કરૂં? વગર પરણેલો માણસ કુટુમ્બના ઉપયોગમાં બીજી કઈ રીતે આવે? અને તમે મારી બાની ચાકરી કરી એ તો બાપુને સારૂં લગાડવા ખાતર કરેલી, નહિ તો–(જરા અટકે છે.) અને તમે ઉપયોગી થઇ પડ્યા એટલે કોણ–મારી ભાભીઓ, એમની મહેનતનું માન તમારે ખાટવું છે? અને એમણે પણ શા હેતુથી ચાકરી કરેલી એ મને ખબર છે–તમે જ મારી બાને વહેલી મારી નાંખી. (એક દુઃખથી ભરેલી નજર નર્મદાના ફોટા સામી નાંખે છે.)

**ગૌતમઃ** તમને બહુ બોલવાની ટેવ છે એટલે ભલે બોલો, પણ અમે કુટુમ્બ ખાતર જ પરણ્યા હતા!

**હિમકાન્તઃ** એમ કુટુમ્બની ખાતર કોઇ પરણતું જ નથી. પોતાને પરણવાની મરજી હોય ત્યારે જ સૌ કોઈ પરણે છે, અને જો ખરેખર તમે કુટુમ્બની ખાતર પરણ્યા હો, તો તે હું એક પાપ ગણું છું. કોઇ પણ સ્ત્રી એવું લગ્ન સ્વીકારે જ નહિ.

**નૂતનઃ** સ્ત્રીઓના હકોના તો તમે હિમાયતી છો, એટલે એ બધું તમે જાણો. આપણે આપણી વાત કરોને!

**હિમકાન્તઃ** હં–ચાલો બોલો!

**ગૌતમઃ** એ જ કે તમારે એટલા પૈસા મીલ્કત વહેંચતી વખતે વળતર આપવા પડશે. પાંચ કે છ હજાર રૂપિયા જે થાય તે.

**હિમકાન્તઃ** તમે હજી ભૂલી નહિ ગયા હો–બાપુએ આપણને ત્રણેને પૂછ્યું હતું–યાદ છે ને? કે–બોલો–તમારે ભણવું છે કે પરણવું છે? તમને પરણવાનું ગમ્યું અને મને ભણવાનું, એમાં હું મારૂં ખર્ચ શા માટે કાપી આપું?

**નૂતનઃ** પરણીને પણ અમારે કેટલા ભોગ આપવા પડ્યા છે એ તમે ક્યાંથી જાણો?

**હિમકાન્તઃ** ભોગ તે ભોગવ્યા કે આપ્યા? (થોડી વારે) કોણે કેટલો ભોગ આપ્યો છે, અને કોણ કેટલું ઉપયોગી થયું છે એનું સરવૈયું એમ કદી નીકળી શકે જ નહિ. એ તો સાથે રહેતા હોય ત્યારે દરેકને કેટલીક સગવડ મળે અને બદલામાં કેટલીક અગવડ વેઠવી પડે.

**નૂતનઃ** અને તમે સાથે રહ્યા જ નહિ, એટલે તમને ક્યાંથી ખબર પડે કે સગવડ કરતાં અગવડ જ વધારે ભોગવવી પડે છે !

**હિમકાન્તઃ** એટલું તો હું પણ સમજું છું, પણ જેને પોતાની વહુ હોય એને માટે એ સાચું નથી. અને એટલે જ પછી મેં સાથે રહેવાનું છોડી દીધું.

**ગૌતમઃ** બીજાંઓની ખાતર અગવડ વેઠીને પણ માણસે સાથે રહેતાં શીખવું જોઇએ.

**હિમકાન્તઃ** પણ એકલો માણસ સાથે રહીને શું કરે ? આપણા સમાજનું બંધારણ જ એવું છે કે વગર પરણેલો માણસ જુદા અંગની માફક લાગે !

**નૂતનઃ** ( કડવાશથી ) તમે લાગ્યા જ છો !

**હિમકાન્તઃ** મહેણાં માર્યે શો ફાયદો છે ? આપણી વાત પર જ આવોને !

**ગૌતમઃ** ( જરા તપી જઇને ) વાત વાત શું કરો છો ? તમે વાપરેલી રકમ તમારા ભાગમાંથી કાપી લેવામાં આવશે, પછી તમારાથી થાય તે કરી લેજો.

**હિમકાન્તઃ** મોટાભાઈ, એમ કંઈ તપી ગયે કામ ન પાર પડે ! ( શાન્તિથી ) બોલો, તમે પરણ્યા, તમારી–મારી ભાભીઓને ઘરેણાં મળ્યાં એ બધું તમે હિસાબમાં નહિ ગણો ?

**નૂતનઃ** નાતના રિવાજ પ્રમાણે એમને જે મળવું જોઇએ તે મળે જ ને ! એમાં આપણા કોઇનો હક શો લાગે ?

**હિમકાન્તઃ** એટલે તમારી પાછળ જે બધો ખર્ચ થયો તે નાતના રિવાજ પ્રમાણે અને મારા ભણવામાં ખર્ચ થયો તે રિવાજથી વિરુદ્ધ અને મારે ભરી આપવાનો ?

**ગૌતમઃ** હાસ્તો, તમે ભણ્યા એ તમારૂં અંગનું ખર્ચ છે, એમાં અમને કોઇને શો લાભ ?

**હિમકાન્તઃ** છોકરાંઓને કેળવણીનો હક પહેલો છે: કુટુમ્બ પરણાવે, નહિ તો ચાલે, પણ છોકરાંઓને કેળવણી તો આપવી જ જોઇએ. બાપુએ એટલું પણ તમારી કાચી બુદ્ધિને પૂછ્યું કે–તમારે ભણવું છે કે પરણવું છે ?–એ હું તો એમની મોટી ભૂલ ગણું છું. એના કરતાં આપણને બધાને ભણાવીને છુટા મૂક્યા હોત, તો કંઇ ખરાબ નહોતું. સૌ પોતપોતાની મેળે પરણી લેત, અને ધારો કે આપણામાંથી એક જ પરણત, તો પણ એમનો તો વંશ રહેત જ.

**નૂતનઃ** તમે કહો છો, પણ તમારે જ અત્યારે નાતમાં પરણવું હોય તો કોને પરણો ?

**હિમકાન્તઃ** એ વાત જવા દો, કારણ એમ મહેણું જુદું પાડવા હું કંઇ નાતમાં નહિ પરણું, અને મારે નાતમાં પરણવું પણ નથી. માણસમાં પુરુષાર્થ હોય તો બીજી નાતમાંથી પરણી લાવે, અને પુરુષાર્થ જ ન હોય તો પોતાની નાતમાં પરણી ખાલી વંશ વધારવો એ તો—

**ગૌતમઃ** ( રોષમાં ) તમારા પ્રોફેસર ત્રિવેદી એ અખતરો કરવા ગયા, તે પાંચેય છોકરા, હવે આખલાની માફક રખડે છે, અને ઓળખાણ પણ નહિ કે આ કોના છોકરા ? એ તો જેમ થતું હોય એમ જ બધું થાય.

**નૂતનઃ** મોટાભાઇ, વાત પર આવો ને! આપણે અહીં ક્યાં કુટુમ્બની ફરજો નક્કી કરવા આવ્યા છીએ ?

**હિમકાન્તઃ** વારુ ચાલો—એ વાત બાજુ પર રાખીએ. ( થોડી વારે ) ત્યારે મારી વિરુદ્ધ તમે આટલું તો કબુલ કરો છો કે કુટુમ્બે છોકરાઓને પરણાવવા જોઇએ જ.

**નૂતનઃ** એની એ વાત તમે ફરીને ન કાઢો.

**હિમકાન્તઃ** આ એની એ વાત નથી. બીજી જ છે. તમે માનો છો ખરું ને ? હા કહો—જો ના કહેશો તો તમારે પૈસા ભરી આપવા પડશે, અને નહિ તો—( થોડી વાર અટકીને ) તમારે મને લગ્ન માટે રકમ આપવી પડશે. વધારે નહિ તમારા જેટલી જ. ( ગૌતમ નૂતન એક બીજા સામું જુએ છે. ) જેમ તમે પરણ્યા એમ હું પણ પરણી શકું. પછી તમારે મારા ભણતરના પૈસા કાપી લેવા હોય તો કાપી લેજો.

**નૂતનઃ** હા, જો તમે અમે કહીએ તે નાતની છોકરીને પરણો તો—( ગૌતમને સમજાવતો હોય તેમ આંખ કરે છે. )

**હિમકાન્તઃ** નાતની કે પરનાતની—ગમે તેમ પણ મને પરણવાના પૈસા તો કુટુમ્બ આપે જ ને ?

**ગૌતમઃ** તમે પરનાતમાંથી પરણો તો પછી અમારે જે આટલો સંબંધ છે એ પણ કંઈ ન રહે, અને તો પછી તમને વારસો પણ શા માટે મળવો જોઇએ ?

**હિમકાન્તઃ** અને સુમિત્રા મારી સાથે રહે છે તેનું ?

**નૂતનઃ** એણે એના પૈસામાંથી નિભાવ કરવો જોઇએ, નહિ તો એને સાસરે મોકલતાં તમને શું થાય છે ?

**હિમકાન્તઃ** ( આઘાત લાગ્યો હોય તેમ ) મારી ભૂલ થઇ—એને માટે હું કંઇ જ નથી કહેતો. ( જરા કઠોર થતાં ) પણ હું મારી અસલ દલીલને વળગી રહું છું અને એટલો જ જવાબ આપું છું કે તમારાથી એક પણ પાઇ ભાગમાંથી કાપી શકાશે નહિ.

**ગૌતમઃ** વારુ, અમે જોઇ લઇશું.

**હિમકાન્તઃ** ( શાન્તિથી ) અને હવે મીલ્કતના જેમ વહેલા ભાગ પાડી નંખાય તેમ સારા.

**નૂતનઃ** કાકા માંદા છે અને તમે સ્વાર્થી થઇ આમ બોલો છો એ કેવુંક સારું એનો ખ્યાલ તમે જ કરજો.

**હિમકાન્તઃ** એ માંદા છે એટલે આપણે જલદી છુટા થઇ જવું જોઇએ.

**ગૌતમઃ** મીલ્કત હજી એમના હાથમાં છે, અને એમને જે કરવું હશે તે કરશે.

**નૂતનઃ** તમારો છેવટનો એ જ જવાબ છે કેમ ?

**હિમકાન્તઃ** હા, એ જ.

**ગૌતમઃ** ઠીક. ( ગૌતમ અને નૂતન બન્ને ઉઠે છે. )

**ગૌતમઃ** ( જતાં જતાં ) હું પરમ દિવસે વકીલને લઇને આવીશ, અને સ્ટેમ્પના કાગળ પણ—

**હિમકાન્તઃ** પરમ દિવસની વાત પરમ દિવસે.

( ગૌતમ નૂતન જાય છે. હિમકાન્ત થોડી વાર સુધી લમણે હાથ દઇ બેસી રહે છે, પછી આમ તેમ ફાંફાં મારિ ઉઠે છે. સામે નેમચંદનો ફોટો તરફ જઈ નીચે નમી પડે છે. )

હિમકાન્તઃ હે પ્રભુ! મારે વળી આ બધું શું? મા! મા!

(થોડી વાર હિમકાન્ત એમ બેસી રહે છે. બાજુમાંથી સુમિત્રા આવે છે.)

સુમિત્રાઃ (આવતાં) ભાઈ—

(હિમકાન્તને ફોટોગ્રાફની સામે નમી પડેલા જોઇ સુમિત્રા ખચકાય છે.)

હિમકાન્તઃ (એકલો હોય તેમ) નહિ મા, હવે ફરીથી એમ મારી સામું ન જોશો.

સુમિત્રાઃ ભાઇ, ભાઇ શું છે?

હિમકાન્તઃ (સ્વપ્નમાંથી જાગી ઉઠયો હોય એમ) શું? કેમ?–કંઇ નહિ, એ તો અમસ્તું.

સુમિત્રાઃ તમે બાને શું કહેતા હતા?

હિમકાન્તઃ (ઝુલા ખુરશીમાં બેસતાં) એ લોકો ગયા, ખરું?

સુમિત્રઃ હા, હમણાં જ ગયા. પણ એટલામાં તમને શું થઇ ગયું?

હિમકાન્તઃ સુમિત્રા, કોણ જાણે કેમ પણ મારે કોઇની પણ સાથે વાત કરવી હોય છે તો બહુ જ પ્રયત્ન કરવો પડે છે.

સુમિત્રાઃ એમ કેમ?

હિમકાન્તઃ હું ચાર દિવસ પહેલાં પાર્ટીમાં ગયો હતો ત્યાં ૭ વાગ્યા સુધી ચાલશે એમ મને કહેલું. પછી જ્યારે ૭ વાગ્યા ત્યારે મારો વખત ભરાઇ ચૂક્યો હોય એમ મને લાગ્યું; અને પછીથી કોઇ પણ ગમ્મતમાં હું ભાગ ન લઇ શકયો, હું થોડીવારમાં એટલો બધો થાકી ગયો.

સુમિત્રાઃ તમારૂં મન હમણાં બહુ ઉદાસ રહે છે એ મને ખબર છે.

હિમકાન્તઃ ખરી વાત છે. (થોડી વારે) મને કહે જોઇએ લોકો પરણ્યા પછી તદ્દન બદલી જાય છે એ ખરી વાત હશે?

સુમિત્રાઃ હાસ્તો, જુઓને આ ગૌતમભાઇ અને નુતન! પરણ્યા એટલે મોહ વધે અને સાથે લોભ પણ વધે.

હિમકાન્તઃ (વિચારમાં) એમ?

સુમિત્રાઃ હાસ્તો, ઘણું ખરૂં તો લોકોને એમ જ થાય છે.

હિમકાન્તઃ મને એ જ સાલે છે.

સુમિત્રાઃ હાસ્તો, એમ લોભી થઇ જાય એ નહિ સારૂં!

હિમકાન્તઃ એવું ન બને કે લગ્નને લીધે માણસ વધારે ને વધારે સારો થાય?

સુમિત્રાઃ એનો આધાર બધો સ્ત્રીના પર છે.

હિમકાન્તઃ (એક નિશ્વાસ મૂકે છે. પછી થોડી વારે) અને પુરુષો પર કશો જ નહિ?

સુમિત્રાઃ એમ તો છેવટનો આધાર કોના પર એનો હિસાબ કાઢવો જ મુશ્કેલ છે. બન્ને જ્યાં સાથે રહેતાં હોય ત્યાં—

હિમકાન્તઃ (વિચારમાં) ખરી વાત છે....એમ સરવૈયું નીકળી શકે જ નહિ. પણ મને ખરાબ શાથી લાગે છે એ તું નથી સમજતી. તને ખબર છે ગૌતમ અને નુતન અહીં શા માટે આવ્યા હતા?

સુમિત્રાઃ હા, રસોડામાં બેઠાં બેઠાં એમનો અવાજ ન સંભળાય તો પછી કોનો સંભળાય ?

હિમકાન્તઃ (જરા અસ્વસ્થ થતાં) હું મારા ભાગમાંથી અમુક રકમ જતી કરું એમ એ મને કહે છે.

સુમિત્રાઃ તમે એમ શા માટે કરો પણ ?

હિમકાન્તઃ મારે કહેવાનું જુદું જ છે. એ રકમ મને જતી કરવી નથી. ગમતી પણ મારામાં ય એ લોભ જ છે ને ?

સુમિત્રાઃ એમાં લોભ શાનો ?

હિમકાન્તઃ તને ખબર નથી. એમને જેમ ભાભીને લીધે લોભ લાગ્યો છે એમ મારો લોભ પણ બીજાને લીધે વધ્યો છે.

સુમિત્રાઃ (પહેલાં જરા અચંબો પામે છે પછી જરા સ્મિત કરતી) તેથી શું ? જેવા બીજા હોય તેવા આપણે થઇએ એમાં શું ખોટું ?

હિમકાન્તઃ હમણાં તેં જ કહ્યું ને કે એવી રીતે માણસ પોતાનો સ્વભાવ હલકો કરી નાંખે એ ખરાબ. હું પણ જો એવો થઈ જાઉં તો પછી મારામાં ને એમનામાં શો ફરક ?

સુમિત્રાઃ (સમજતી હોય તેમ) હં—પણ ત્યારે શું તમે એ પૈસા જતા કરશો ?

હિમકાન્તઃ મારે જતા કરવા જ જોઇએ. કારણ—વળી હજી સુધી મને કંઇ જ ખબર નથી કે શું થશે—કોણ જાણે !

સુમિત્રાઃ મને કંઇ કહો તો ખરા !

હિમકાન્તઃ (વિચારમાં સુમિત્રાનું બોલેલું ન સાંભળ્યું હોય તેમ) તે દિવસે મેં આગમાં ઝપલાવ્યું અને હું જીવતો કેમ પાછો આવ્યો એ જ મને નવાઇ લાગે છે.

સુમિત્રાઃ ત્યારે તો એ અજિતા—

હિમકાન્તઃ અરરર—ના ના. એનો મને ખ્યાલેય નહોતો.—પણ તું એને ઓળખે છે, અને હમણાં તો અમે દૂરનાં દૂર જઇએ છીએ.

સુમિત્રાઃ એનું નામ ?

હિમકાન્તઃ નામ કહીને શું કામ છે ? જે થવાનું હશે તે થશે.

(હિમકાન્ત ઉઠીને આમ તેમ ફરે છે.)

દેવોઃ (આવતાં) સાહેબ, મહારાજ જમવા બોલાવે છે.

હિમકાન્તઃ કહે કે આવે છે. (દેવો જાય છે.) બેન તું જા, મારાથી નહિ ખાઇ શકાય !

સુમિત્રાઃ ના, ચાલોને. ભુખ્યાં પેટે—

હિમકાન્તઃ મને મારૂં ફોડી લેવા દે. તું જા—મને એકલાં પડી રહેવા દે. પછી તને બધું કહીશ, જા.

(સુમિત્રા નિશ્વાસ મુકી કમને બહાર જાય છે. હિમકાન્ત થોડી વાર બારણા સામે ઠાલી નજરે જોઇ રહે છે. પછી આશા દેવીના ચિત્ર પાસે જઇ એને ભીંત તરફ ઉંધું મુકે છે.)

હિમકાન્તઃ મારે તમારૂં કામ નથી, દેવી—જીવનમાં જ જ્યાં કશી આશા ન હોય ત્યાં—આ વળગાડ શો ! (પછી નર્મદાના ફોટા આગળ જઇ નમે છે.) મા, મા, ક્હેને હેમંજની આવશે ?

[ પડદો પડે છે. ]

\+ + +

## પ્રવેશ બીજો

[ સ્થળ એ જ. બીજા દિવસની સવાર. દેવો ટેબલ ખુરશી સાફ કરે છે. પછી ફ્લાવર વાઝમાં નવાં કમળનાં ફુલ મુકવા જતાં આશાના ઊંધા મુકેલા ચિત્ર પર એની નજર જાય છે, એટલે એને સવળું કરે છે; ત્યાં હિમકાન્ત નાહીને આવે છે. એની આંખોની આજુબાજુ કાળાં કુંડાળાં દેખાય છે, ચાલ અતિશય શ્રમિત છે, ચહેરા પરથી શૂન્યમનસ્ક દેખાય છે.]

**હિમકાન્ત** (અતિશય કઠોર અને ખોખરા અવાજે) કદી એ ફોટાને સવળો કરવાનો નથી-અને આ શું! (કમળનાં ફુલો વાઝમાંથી પકડે છે.) કાલે એને કહ્યું નથી કે આ ફુલો હવેથી અહીં નથી મૂકવાનાં ?

**દેવો:** સાહેબ—બેને મને—

( હિમકાન્ત બારણામાંથી બહાર ફુલો ફેંકે છે, ત્યાં અંદર આવતી અજિતાને એ વાગે છે. ઘડીભર આ અણધાર્યા બનાવને લઇને બન્નેના મનમાંથી કોઇ પડદો ખસી ગયો હોય એમ હિમકાન્ત અને અજિતા એકબીજા સામું જુએ છે. હિમકાન્ત તુરત સાવધ થાય છે, અને દેવાને ઠપકો આપે છે. )

**હિમકાન્ત:** એ ફ્લાવર વાઝ પણ બેનના ઓરડામાં લઇ જા.

( દેવો વાઝ લઇને જાય છે. )

**હિમકાન્ત:** આવો, આવો, તમે ક્યાંથી! મેં તો તમને પહેલાં ઓળખ્યાં પણ નહિ.

(અજિતા કમળનાં ફુલો અને વેરાએલી પાંખડીઓને એકઠી કરી હસતે મુખે અંદર આવે છે.)

**અજિતા:** (ખુરશી પર બેસતાં) તમે ક્યાંથી ઓળખો ? મોટા માણસ થયા એટલે!

**હિમકાન્ત:** એમ કંઇ નહિ. ખબર હોત કે તમે આવવાનાં છો તો તો ઓળખત. પણ સ્વપ્નેય ખ્યાલ ન હોય કે તમે અત્યારે આવશો પછી—

**અજિતા:** મને તો બધો ખ્યાલ હતો-કે તમે આમ જ નોકરને લડતા હશો અને હું આવી પહોંચીશ.

(અજિતાની નજર હિમકાન્તના ખુલ્લા હાથ પર પડે છે, અને એનું હાસ્ય એકદમ વીલાઇ જાય છે. અજાણતાં હાથમાંની એક પાંખડી એ ચીમળી નાંખે છે.)

**અજિતા:** તમારે આટલી ખોડ રહી ગઈ કેમ ?

**હિમકાન્ત:** ના, મટી તો ગયું (જમણો હાથ સીધો કરવાનો પ્રયત્ન કરતાં ) પણ જુઓ આ હાથ પૂરેપુરો હજી સીધો નથી થતો. બાકી દાઝયાનો ડાઘ નહિ જવાનો એમ ડાકટર કહે છે.

( અજિતા અસહાય રીતે હિમકાન્ત સામું જુએ છે.)

**અજિતા:** ( થોડી વારે ) ડૉકટરે કહેલું કે મને કોઇ ભારે ખોડ રહી જશે, પણ મને કંઈ ન થયું-લોક નથી કહેતાં કે દીકરી એ તો પથરો કહેવાય-તે પથરાને શું થાય!

**હિમકાન્ત:** તમે વળી આમ બોલતાં ક્યાંથી શીખ્યાં !

**અજિતા:** (ઉદાસીન રીતે) ત્યારે શું બીજું ? મને કંઇ ન થયું અને તમને—

**હિમકાન્ત:** એ તો મારો ચાંદ છે!

**અજિતા:** એક બળતી છોકરીને બચાવ્યા બદલ-(આંખમાં સહજ તેજ આવીને પાછું ડુબી જાય છે.) એ રીતે તમે મને ન બચાવી હોત તો હું આજે છવતી જ ન હોત.

**હિમકાન્ત:** પણ આજે તો હવે એ ઘાત ભાગે ગઇ જ નથી એમ લાગે છે.

અજિતાઃ એમાંથી હું બચી એ મારું કમનસીબ સમજું છું. અમારે સ્ત્રીઓને—(એકદમ અટકી પડે છે. દયામણે ચહેરે હિમકાન્ત સામું જરા જુએ છે. આંખમાંથી બે બિન્દુઓ ટપકીને ખોળામાં કમળનું ફુલ પડ્યું છે એની પાંખડીમાં પડે છે.)

હિમકાન્તઃ (અસાવધ રીતે) કેમ કેમ! શું થઈ ગયું?

દેવા, એ દેવા–પાણી લાવ–

(દેવા પાણી લાવી અજિતાને આપે છે.)

હિમકાન્તઃ જા, ચા કરી લાવ તો: અને બેનને કહે કે અજિતા બેન આવ્યાં છે.)

(અજિતા જરા આડું જુએ છે.)

દેવાઃ બેન તો શરદ્‌પૂનમની તૈયારીઓ માટે બહાર ગયાં છે.

અજિતાઃ મને એ રસ્તામાં જ મળ્યાં.

હિમકાન્તઃ હા, બરાબર એણે મને કહ્યું હતું ખરું! (દેવા જાય છે.)

અજિતાઃ (ધીમે ધીમે સ્વસ્થ થતી) આપણે ઘણુંય હસમુખું રહેવાનો નિશ્ચય કર્યો હોય પણ એવું નાટક ક્યાં સુધી નભે! અને પછી ઊલટાં–(અટકી પડે છે.)

(પોતાના વિચાર સાથે કંઇ સામ્ય સાંપડ્યું હોય એમ હિમકાન્ત જોઇ રહે છે)

હિમકાન્તઃ (વિચારમાં) એમ?

અજિતાઃ ગાડી જોડાવી છે તે તમે ક્યાંઇ બહાર જતા હતા?

હિમકાન્તઃ હા, જરા જવું હતું પણ એનું કંઈ નહિ.

અજિતાઃ તમારે જવું હોય તો જાઓ હું પછી ગમે ત્યારે આવીશ.

હિમકાન્તઃ મારે કંઇ જ એવું કામ નથી.

(થોડી વાર કોઇ બોલતું નથી. અજિતા પ્રયત્નપૂર્વક હિમકાન્તથી દૂર પોતાની નજર રાખતી હોય એમ બધે જોયા કરે છે.)

અજિતાઃ આ બધું તમે હમણાં વસાવ્યું નહિ?

હિમકાન્તઃ છ આઠ માસ થયા.

અજિતાઃ હા, શા માટે ન વસાવો? હવે—

હિમકાન્તઃ એમ કંઈ નહિ. ખરું કહું તો મનમાં એમ થયું કે જે ગયાં છે, (નર્મદાના ફોટા સામે એક દુઃખિત નજર નાંખતો) એ કંઇ ફરીને પાછાં આવવાનાં નથી એટલે પછી ક્યાંક સુધી આમ—?

અજિતાઃ એટલે ગયાં એમને વીસારે પાડવાં એમ?

હિમકાન્તઃ ના એમ નહિ જ. જે બધું યાદ છે એ કંઈ ભૂંસાવાનું નથી. માત્ર આપણે એમને સંભારીને બહારના દેખાવ તરફ કંઇ ધ્યાન ન આપીએ તો લોકોને એમનું અપમાન થયું હોય એમ લાગે.

અજિતાઃ એમાં અપમાન શાનું?

હિમકાન્તઃ લોકોને એમ લાગેને કે અમારેય શું મા બેન મરી નહિ ગયાં હોય?

અજિતાઃ તમને ત્યારે લોકલાજની લાગણી આવી ખરી?

હિમકાન્તઃ ના, ના, તમે કહો છો એ રીતે તો એ કદી નહિ આવે, પણ મને લાગે છે કે આપણી જીંદગી કંઇ આખે આખી આપણી છે જ નહિ: આપણે જેની સાથે જેટલે અંશે સંસર્ગમાં આવીએ એટલે અંશે આપણું જીવન એમનું થઈ રહે છે, તો પછી આપણે જ્યારે

લોકો વચ્ચે જ રહેવાનું હોય ત્યારે શોક ગમે તેટલો આપણને પ્રિય હોય તોપણ છોડી દેવો–અને લોકોની લાગણીને પીડા ન આપવી–( ઉદાસીન રીતે ) બીજું કંઈ નહિ.

**અજિતા:** હું તો ત્યારે જીવતાંની ને મરેલાંની બધાંની લાગણીને આઘાત આપવા તૈયાર થઇ છું.

**હિમકાન્ત:** એવું શું છે ? કેમ કાકા કાકી–( જુદી રીતે બોલીને વાક્ય પૂરૂં કરતો હોય તેમ ) બધાં મજામાં—?

**અજિતા:** ( છેલ્લા સવાલથી અસંતુષ્ટ થઇ હોય તેમ ) હા, છે તો મજામાં.

**હિમકાન્ત:** ત્યારે એવું શું છે ?

**અજિતા:** હું નથી કહી શકતી. ( કંઈ ભરાયું હોય એમ ગળે અને છાતી પર હાથ ફેરવે છે. )

**હિમકાન્ત:** ( અજાણતાં ખુરશી પાસે ખસેડતાં ) કેમ બોલોને !

**અજિતા:** કાકાજી મને પરણાવવા માગે છે.

**હિમકાન્ત:** ( એકદમ પોતાની જાત પાછી કાબુમાં આવી ગઈ હોય એમ તટસ્થ અવાજે ) એમાં શું ? જો પરણાવવાના હોય તો પરણી જવું અને સાથે રહેવું.

**અજિતા:** ( હિમકાન્ત તરફ એક ભેદક દૃષ્ટિ નાંખતી ) એમ ન બોલો. હું જાણું છું તમારે બે બાજુ છે, એક પરાયાંને દેખાડવાની અને બીજી તમારી પોતાની.

**હિમકાન્ત:** ( જરા સ્મિત કરતાં ) તેથી શું ?

**અજિતા:** મને ખરેખરૂં કહો—

**હિમકાન્ત:** હું ખરૂં જ કહું છું. માબાપ પરણાવે, છોકરા પરણે, સાથે રહે અને બહુ પ્રેમબેમ ન કરે અને લાગણીમાં ખુવાર ન થાય એવાં લગ્નો જ સહીસલામતીભરેલાં છે.

**અજિતા:** ( રોષમાં બોલતી હોય તેમ ) તમે જુઠ્ઠા છો. તમે પોતે એમ નથી માનતા.

**હિમકાન્ત:** હું એ માનતો નથી, અને એટલે જ પરણતો નથી. હું જેમાં માનું છું એવાં લગ્નમાં તો સુખ કે દુઃખ બન્નેને માટે અગાધ અવકાશ છે. પણ સાધારણ લોકો મનનાં સુખ કે દુઃખ વગર જ જીવ્યા કરે છે; એમને મન ( તિરસ્કારમાં જરા ) ખાવું પીવું, હરવું ફરવું–બસ એમાં જ બધું પૂરૂં થઈ રહે છે.

**અજિતા:** એ હશે, પણ હું એમાં માનતી નથી.

**હિમકાન્ત:** ( ઊંડા વિચારમાં ) હં—

**અજિતા:** ( જરા હિંમત કરી હિમકાન્ત સામું જોતી ) તમે જ મને મોતમાંથી બચાવી તો પછી તમારા આટલા વિચાર પણ મારામાં ન આવે ?

**હિમકાન્ત:** તમારા દાદા એટલા ઉમંગથી તમને વચનથી આપી ચૂકેલા, અને હવે તમે એ નહિ પાળો ?

**અજિતા:** એમનું વચન પાળીને હું શું કરૂં ? હું એનો કદી મારા પતિ તરીકે વિચાર કરી શકી નથી. ત્રણ ચાર વરસ પહેલાં કંઈક મુર્ખાઈ મેં કરી હશે, પણ સમજણી થઇ ત્યારથી—

**હિમકાન્ત:** તમારા દાદાના આત્માને ત્યાં એટલાં દુઃખ થશે

**અજિતા:** ત્યાં એટલાં દુઃખ થશે કે નહિ એ તો કોણ જાણે ? પણ મેં ઘણો વિચાર કર્યો છે, અને વધારામાં તમારી સલાહ પૂછવા આવી છું. કોઇને પણ પોતાની મરણ પથા-

શીએ બીજાની આખી જીંદગીનું અંત લખી આપવાનો શો હક્ક છે? પોતાનાં ઘડી બે ઘડીનાં સુખને માટે કોઇની આખી જીંદગી ભાડે આપી દેવી એ એક સ્વાર્થ નથી શું? દાદા જીવતા હોત તો એમની પાસે જઇને હું એ મારૂં વચન પાછું માગી લાવત, પણ હવે આવી સ્થિતિમાં, મને બધાં જ એમ કહ્યાં કરે છે, અને તમે પણ શું એમ માનો છો?

(હિમકાન્ત સ્વસ્થ ચિત્તે સાંભળી રહે છે.)

અને તે દિવસે અમારૂં ઘર સળગ્યું, ત્યારે એ અમારે ત્યાં મહેમાન હતો; તો એ વખતે મને બચાવવા કેમ અંદર નહિ આવ્યો?

**હિમકાન્તઃ** (ધીમે રહીને સમજાવતો હોય તેમ) તમે ગમે તે માણુસ લ્યો, એ પોતાની જીંદગી એવે વખતે જોખમમાં નાંખશે જ નહિ.

**અજિતાઃ** (કઠોર રીતે) એને એ વખતે પોતાનાં બળી જતાં નેકટાઇ કોલર યાદ આવતાં હતાં, જ્યારે તમે (અતિશય કોમળ અવાજે) એ વખતે—

**હિમકાન્તઃ** હું તો માણુસ જ નથી. મારી વાત ન કરો—પણ ગમે તે બીજો—

**અજિતાઃ** (બોલાઇ જવાતું હોય તેમ) એવા બીજા કોઇને મારે મારો પતિ નથી કરવો.

**હિમકાન્તઃ** (અજિતાના શબ્દોનો પૂરેપૂરો અર્થ ન સમજ્યો હોય તેમ) ત્યારે શું કોઈ અસાધારણ માણુસને—પણ (સમજાવતો હોય તેમ) અસાધારણ માણુસ પતિ થવાને માટે જ નાલાયક છે. પતિમાં ડહાપણ, મુર્ખાઈ, હોંશીઆરી, કંજુસાઇ, થોડું બીકણપણું—આવા બધાનું મિશ્રણ જોઇએ—સ્ત્રી તો જ એને સાંખી શકે. તો જ કદાચ સહજીવન નભી શકતું હશે. પરિણિત જીવન એ તો એક સાધારણ સ્વાભાવિક સ્થિતિ છે, અને એને માટે બન્નેમાં સાધારણ ગુણો કે ખામીઓ હોવી જોઈએ.

**અજિતાઃ** પણ કોઇને એવું લગ્ન ન જોઇતું હોય તો?

**હિમકાન્તઃ** તો એવા માણુસે પરિણામને માટે તૈયાર રહેવું જોઇએ.

**અજિતાઃ** ન પરણે એમાં પરિણામ શું આવવાનું હતું?

**હિમકાન્તઃ** જીંદગીમાં કશું પણ પરિણામ ન આવે, એકે મંગળ કે અમંગળ પ્રસંગ ન આવે એ શું ઓછું ભયંકર પરિણામ છે? આખી જીંદગી એ માણુસ એકલાં રહેવાને તૈયાર હોવું જોઇએ.

**અજિતાઃ** એ કંઈ બહુ મોટી વાત છે?

**હિમકાન્તઃ** હમણાં તમને નજીવી લાગશે, (જરા ખોંખારતાં) પણ જરા મોટાં થાઓ, તમારો તમારા પરનો મોહ જરા ઓછો થાય, ત્યારે મન પોતે અંદરનું અંદર થાકી જઈ બહાર બીજાં લોકો માટે ઝંખશે અને તમને એની સમજ પડશે.

**અજિતાઃ** (શુદ્ધ સરલતાથી બોલાઇ જવાતું હોય એમ) તમને એમ થાય છે ખરૂં?

**હિમકાન્તઃ** તમે મારી વાત જ ન કરો. મેં ન કહ્યું હું માણુસ જ નથી—પણ સીધે સીધું પૂછો છો ત્યારે એટલું કહું છું, કે હા લાગે, પણ હું ત્યાં જ અટકી પડતો નથી. મારા અનુભવ એથી—(અટકી પડે છે.) પણ કંઈ નહિ.

**અજિતાઃ** (થોડી વારે વિચારપૂર્વક પ્રશ્ન પૂછતી હોય તેમ) પણ ધારો કે કોઇ બે માણુસો આવા જ મનનાં હોય અને એ બે—

(હિમકાન્ત અનિમેષ નયને અજિતા સામું જોઇ રહે છે.)

**હિમકાન્તઃ** (વાતને ટૂંકાવતો હોય તેમ) એવાં બે માણસો ઉલટાં સાથે રહી ન શકે.

**અજિતાઃ** (જરા અધીરાઇમાં) કેમ ? તમે કે હું—(દેવો ચાની કીટલી વગેરે લાવે છે.)

**હિમકાન્તઃ** (ઉઠીને મોજાં હાથમાં લેતો) ભેગાં રહેવા માટે સરખા જ વિચારો હોવા જોઇએ એમ કંઇ નથી.

**અજિતાઃ** તમે જાઓ છો ?

**હિમકાન્તઃ** હા, જરા મારે—

**અજિતાઃ** હું આજે આવી છું એમ કંઈ ફરી ફરીને નહિ આવી શકું.

**હિમકાન્તઃ** હજી તો ચા પીશું ને ?

**અજિતાઃ** (અસંતુષ્ટ મને) મેં ચા છોડી દીધી છે.

**હિમકાન્તઃ** વારુ—ત્યારે—

(હિમકાન્ત મોજાં પહેરે છે. અજિતા પડી ગયેલે ચહેરે બધે નજર ફેરવે છે. થોડી વાર કોઇ બોલતું નથી.)

**અજિતાઃ** (જીભ તાળવે ચોંટી ગઇ હોય તેમ પ્રયત્નપૂર્વક બોલે છે) તમે આટલા કઠોર હશો એ મને આજે જ ખબર પડી.

**હિમકાન્તઃ** એ સિવાય મારો છુટકો જ નથી— (નવો વિચાર મનમાં આવ્યો હોય તેમ) તમે ઘેરથી આટલા માટેજ નીકળ્યાં હતાં ?

**અજિતાઃ** તમારી પાસે હું જુઠું નહિ બોલું. ઘેરથી હું હેમંજનીને (હિમકાન્ત ચમકે છે, પાછો સ્વસ્થ થાય છે. અજિતા જોઈ રહે છે.) મળવા નીકળી હતી પણ રસ્તામાં તમારાં બેન મળ્યાં એટલે તમને મળવાનું મન થઇ આવ્યું.

**હિમકાન્તઃ** કહો તો એમને ત્યાં મારી ગાડી તમને મૂકી આવે.

**અજિતાઃ** મારે હવે ત્યાં નથી જવું. (હિમકાન્ત જરા ખચકાય છે.) હું સીધી ઘેર જ જઇશ.

**હિમકાન્તઃ** જેવી તમારી મરજી.

**અજિતાઃ** (પોતાનું બળ ખૂટી જતું હોય તેમ) તમે મને કશી સલાહ પણ નહિ આપો ?

**હિમકાન્તઃ** મારાથી હવે તમને કંઈ જ સલાહ કે મદદ ન આપી શકાય.

**અજિતાઃ** મારી જગ્યાએ બીજી કોઇ હોત તો આટલી સરળતાથી કદી તમને આવીને ન પુછત, અને તેમ છતાં તમે મને છેવટ કશો જ જવાબ નથી આપતા ?

**હિમકાન્તઃ** (ઉદ્વિગ્ન મને) હું લાચાર છું. મારી રીતે મારા મનથી હું બીજાની સાથે બંધાઈ ચૂક્યો છું.

**અજિતાઃ** તે રાતે ચારે બાજુ અગ્નિ હતો અને તમે મને ઉંચકીને લઇ ગયા, ત્યારથી જ મેં નિશ્ચય કર્યો હતો કે—(સ્વમાનની લાગણી પોતામાં પાછી આવતી હોય તેમ) તમે સ્ત્રીનું હૃદય જ ઓળખતા નથી.

**હિમકાન્તઃ** હશે !

**અજિતાઃ** (જરા કડવાશથી) પાછી મને અગ્નિમાં નાંખવી હોય તો ભલે !

**હિમકાન્તઃ** ( પોતાના બે હાથ વડે મોં ઢાંકી દેતો ) નહિ, નહિ, એમ ન બોલો. મને તમારે માટે લાગે છે, પણ હું શું કરું ?

( પોતે કંઇ નિશ્ચય કર્યો હોય તેમ હિમકાન્ત સામું જોયા વગર અજિતા ઉઠે છે. )

**અજિતાઃ** આ ફુલો અને આ આવકાર ! !

**હિમકાન્તઃ** ( ગુફામાંથી અવાજ આવતો હોય એવા દબાએલા સ્વરે ) આમ જુઓ, આશાનું આ ચિત્ર ઉંધું ટાંગ્યું છે જોયું ?—મારા જીવનમાં કંઇ નથી.

( અજિતા દુઃખિત વદને નીચું માથું રાખી બારણા તરફ જાય છે, ત્યાં સામેથી સુમિત્રા હસતી હસતી આવે છે. )

**સુમિત્રાઃ** ( અજિતાને ) તમે હજી છો ને ? ઘણું સારૂં થયું—હું ખાસ તમારા માટે જ વહેલી આવતી રહી.

( હિમકાન્ત ધ્રુજતે પગે ઝુલા ખુરશીમાં પડે છે. )

**સુમિત્રાઃ** અમે કાલે જ તમને સંભાર્યાં હતાં. તમારે ત્યાં આગ લાગી હતી ને— ( બન્નેના મોં સામું જુએ છે, અને શું થયું છે એની સમજ ન પડતી હોય એમ અટકી પડે છે. )

**અજિતાઃ** હજી પણ લાગેલી જ છે.

( જાય છે. )

**હિમકાન્તઃ** ( ઉંચું માથું કર્યા વગર દુઃખિત સ્વરે ) આવજો !

**સુમિત્રાઃ** ભાઈ ! ભાઇ. આ શું ? મને કહો તો ખરા ?

**હિમકાન્તઃ** હે પ્રભુ ! બહુ થયું ! બહુ થયું !

[ પડદો પડે છે. ]

## પ્રવેશ ત્રીજો

[ સ્થળઃ એ જ. ખુરશી ટેબલ જરા બાજુમાં ખસેડેલાં છે. સુતાં સુતાં પોતાની માતા નર્મદાનો ફોટોગ્રાફ બરોબર સામો દેખાય એમ દિવાનખાનાની વચ્ચે હિમકાન્ત પલંગ પર પડયો છે. સુમિત્રા પાસે ખુરશી પર બેઠી બેઠી ચોપડી વાંચે છે. બહાર શરદ્‌ઋતુનો કઠોર સૂર્ય પૃથ્વીને બાળી નાંખતો તપે છે. ]

( પડદો ઉપડયા પછી સુમિત્રા થોડી વારે ઉભી થઇ નીચે વળી હિમકાન્તને નીહાળે છે. દેવો બારણામાં આવી ઉભો રહે છે. )

**સુમિત્રાઃ** ઉંઘી ગયા ! ( દેવાને ) મહારાજને કહે કે હમણાં આવું છું. ( દેવો જાય છે. થોડી વાર આમતેમ નજર નાંખી, હિમકાન્તની બંધ આંખોના ખૂણા પર પાણી વળ્યાં છે એ લુછી, પગના અંગૂઠા પર ચાલતી બારણા તરફ જાય છે. )

**હિમકાન્તઃ** બેન ! ક્યાં જાય છે ?

**સુમિત્રાઃ** (.પાછી ફરતી ) મેં જાણ્યું તમે ઉંઘી ગયા છો.

( ખુરશી પર બેસે છે. )

**હિમકાન્તઃ** ( થોડી વારે ) તેં માપ્યો ત્યારે કેટલો તાવ હતો ?

**સુમિત્રાઃ** કંઈ બહુ નહોતો. સો–સાડીસો હતો.

**હિમકાન્તઃ** જો પેલી બૅગમાંથી બધા કાગળ કાઢ. એમાં મારાં આપેલાં આમંત્રણો, અને એમના જવાબો બધું છે.

( સુમિત્રા બૅગ પાસે જાય છે. બહારથી કોઈનાં ઉતાવળાં પગલાંનો અવાજ આવે છે. સુમિત્રા ઉત્કંઠાથી કાન માંડે છે. થોડી વારે સુબોધ આવે છે. બહુ જ ઉતાવળથી આવ્યો હોય, તેમ ભારે શ્વાસ લે છે. બોલતાં એનો અવાજ ધ્રુજે છે. હિમકાન્ત હિમવત્ નિશ્ચલ બેઠો છે. મોં પર કશી લાગણી દેખાતી નથી. સુમિત્રા મોં તાણીને પ્રયત્નપૂર્વક સુબોધ સામું જુએ છે. )

**સુબોધઃ** મારા બાપુએ કહાવ્યું છે કે હવેથી તમારે કદી કશી ચીઠ્ઠી લખવી નહિ અને અમને આમંત્રણ આપવું નહિ, તેમ અમારા તરફથી આમંત્રણની આશા પણ ન રાખવી. અને—

( સુમિત્રા દુઃખ અને રોષની લાગણીથી તપેલી લાગે છે. )

**હિમકાન્તઃ** ( શાલમાંથી પોતાનો હાથ બહાર કાઢતો ) સબુર–( હિમકાન્તના પ્રભાવને માન અપાઈ જવાતું હોય તેમ સુબોધ બોલતો બંધ પડે છે. શાન્તિથી બોલતો ) તમે જો એ ચીઠ્ઠી સાથે લાવ્યા હોત તો હું તમને સમજાવત કે અમે કંઇ તમારી પાસેથી આમંત્રણ માગ્યું નહોતું. આમંત્રણ તો અમે આપ્યું હતું અને અમે તો માત્ર ત્યાં આવવાની રજા માગી હતી.

**સુબોધઃ** એ હું કંઇ ન જાણું–અને પેલું ઘડીઆળ શરદુત્સવના મંત્રીને એક સદ્‌ગૃહસ્થની રીતે મોકલી આપશો તો સારૂં.

**સુમિત્રાઃ** ( રોષમાં ) અમે કંઇ મોકલવાનાં નથી. તમારે અહીંથી લઇ જવું હોય તો લઇ જાઓ.

**હિમકાન્તઃ** ( સુમિત્રાને બોલતી અટકાવતો હોય તેમ ) વારુ, હું અત્યારે જ મોકલી આપું છું, અને જ્યારે આવો જ જવાબ આપવો હતો ત્યારે અમારી ચીઠ્ઠી તો પાછી આપવી હતી !

( વધારે વાર રહ્યાથી કંઇ થઇ જશે એવી લાગણીથી જાણે સુબોધ ઉતાવળે બહાર જાય છે. હિમકાન્ત ખુરશીમાં ઝુલતો ઝુલતો ગાય છે. )

વળી પડી હીરલાંની ગાંઠ
( સુમિત્રા તરફ જોયા વગર ) પછી શું ? સુમિત્રા,
પડી વળી દલડામાં ભ્રાંત
અબોલા કયે ભવ છૂટશે હો માણારાજ.

( પોતાનું મોં બે હાથમાં ઢાંકી સુમિત્રા બેઠી છે; જરા મોટેથી રડી પડે છે. )

**હિમકાન્તઃ** ( ઉભાં થતાં ) બેન બેન, તું શા માટે રડે છે ? અહીં આવીને ફરીવાર એ એમ કહી ગયો, પણ મને કંઈ જ નથી લાગ્યું. આમ જો–જો–આપણે જેને ચાહતાં હોઇએ એણે કરેલું અપમાન પણ એક રીતે સારૂં !

**સુમિત્રાઃ** ( હિમકાન્તના વિકાર રહિત મોં સામું જોતી ) તમે એ ઘડીઆળ મોકલી આપશો ?

**હિમકાન્તઃ** હસતો. કોઇનું ખોવાએલું ઘડીઆળ આપણને હાથ લાગ્યું હોય તો અધિકારીના હાથમાં આપણે સોંપી દેવું જોઇએ.

**સુમિત્રાઃ** ( હિમકાન્તના તટસ્થ જવાબથી અસંતુષ્ટ થઈ હોય તેમ ) ભાઈ, તમને કંઈ જ નથી લાગતું ?

હિમકાન્તઃ ( બારી બહાર જોતાં, લાગણીમય આવાજે ) એટલું લાગે છે, કે મારી સારામાં સારી લાગણીઓ આમ જ વેડફી મારવા શું સર્જાઇ હશે ? ( જરા આડું જુએ છે. આંખમાંથી એક બિન્દુ ટપકે છે. )

દેવો ( સફાળો અંદર આવતાં ) સાહેબ સાહેબ, અજિતા બેન દાઝયાં છે, તેમને હોસ્પીટલમાં લઈ ગયા છે, ને આપને ત્યાં બોલાવ્યા છે.

સુમિત્રાઃ એરે !

( માથા પર સજ્જડ ફટકો પડ્યો હોય એમ બે હાથમાં માથું રાખી થોડી વાર હિમકાન્ત ઉભો રહે છે. )

**હિમકાન્તઃ**— અજિતા ! અજિતા ! તું ઠેઠ સુધી અજિતા જ રહી !

( ગૌતમ અને નૂતન આવે છે. )

**નૂતનઃ** ( અંદર આવતાં ગૌતમને ) હમણાં આપણને આવતાં સામો મળ્યો એ જ સુબોધ કે ?

**ગૌતમઃ** ( ધીમેથી ) હા—

**હિમકાન્તઃ** ( પોતાની જાતને કાબુમાં લાવતાં ) કેમ સ્ટેંપ કાગળ લાવ્યા છો ?

( ગૌતમ જરા ચોંકાય છે, આજુબાજુ નજર કરે છે. પછી થોડી વારે કાગળ કાઢે છે, અને ટેબલ પર મુકે છે. )

**ગૌતમઃ** બોલો---

**હિમકાન્તઃ** મને હમણાં ફુરસદ નથી. હું કોરા કાગળ પર મારી સહી કરી આપું છું. તમારે પછી મીલકતના જેમ ભાગ પાડવા હોય તેમ પાડજો.

( હિમકાન્ત સહી કરે છે. પછી ટેબલ પરથી થર્મોમીટર લઇ તાવ માપવા પોતાની બગલમાં મુકે છે. ગૌતમ નૂતન કૌતુકથી જોઇ રહે છે. )

**હિમકાન્તઃ** હવે આ કાગળ લઇને અહીંથી જાઓ.

**ગૌતમઃ** ( ધીમેથી ) ઠીક પતી ગયું. ( બન્ને જાય છે. )

સુમિત્રાઃ આ તમે શું કર્યું ?

**હિમકાન્તઃ** ( અચલ નયને ) જેને કશો પ્રેમનો હક નથી એને પૈસાનો પણ હક નથી. ( સુમિત્રા રડી પડે છે. )

**હિમકાન્તઃ** જો એમ ન રડ. તારી ચીઠ્ઠીથી તો આ બધો નીવેડો તરત આવી ગયો. નહિ તો હું ગોટાયા કરત.

**સુમિત્રાઃ** તમે અજિતા પાસે જશો ?

( હિમકાન્ત થર્મોમીટર બહાર કાઢી જુએ છે. )

**હિમકાન્તઃ** ( ડોકું હલાવી ના પાડતાં ) એકસો ચાર !

( હિમકાન્ત સ્વસ્થ ચિત્તે પથારીમાં સુવે છે. સુમિત્રા એને ઓઢાડે છે. )

**હિમકાન્તઃ** ( ધીમે ધીમે ગાય છે )

વળી પડી દલડામાં બ્રાંત
અબોલા કયે ભવ ભાંગશે હો માણારાજ !

[ પડદો પડે છે. ]

**પ્રાણજીવન વિ. પાઠક.**

# ખાવું શું?

પરદેશી કાપડના વેપારી જોડે દલીલ કરૂં છું: 'આ તમારો ધંધો પાપભર્યો છે' તો પેલો સામો જવાબ વાળે છે: 'ત્યારે પછી ખાવું શું?' વિદેશી સરકારતંત્રના સાંચા બની પોતાનાં દેશવાસીઓના પગની બેડીઓ કાયમ રાખવામાં મદદ કરનાર નોકરને કહું છું: 'આ તમારો ધંધો ઘાતક છે' તો મને ઉત્તર મળે છે: 'ઘણું યે જાણીએ છીએ પણ નોકરી છોડીને ખાવું શું?' દેશના નૌજવાનોને હિંદુસ્તાનનાં કંગાળોને સારૂ ગામડાંમાં વસી દેશસેવાનાં જીવન સ્વીકારવાનું કહેવામાં આવે છે ત્યારે પણ જ્યાં ત્યાંથી એક જ ઉત્તર મળે છે: 'પણ ગામડામાં રહીને ખાવું શું?'

ભૂખ્યાં સૂવું માણસને ગમતું નથી. આખી સચેતન સૃષ્ટિ જીવનનિર્વાહને અર્થે પોતપોતાનું પિંડપોષણ શોધી લેવામાં મચેલી છે. ચોર શાહુકાર સૌ કોઈ પિંડ પોષે છે. ગીતામાં એવા ચોર–શાહુકારના ભેદ પાડેલા આપણને જોવા મળે છે.

'યજ્ઞનું બચેલું ખાનારા સંતો સર્વ પાપ થકી મુક્ત થાય છે; જે કેવળ આપસ્વારથને ખાતર રાંધે છે (મેળવે છે) તે તો પાપ જ ખાય છે.'

યજ્ઞ એટલે બીજાને પ્રીત્યર્થે કરેલું કાર્ય. આવું કાર્ય કરનારો દોષમુક્ત થઈ પાવન થાય છે અને તેવો કશો યજ્ઞ ન કરતાં પોતાને જ સારૂ રાંધી (મેળવી) પોતે ખાઈ પૂંઠે હાથ લૂછનાર નર્યો પાપનો ખાનાર સ્વાર્થકીટ છે આવી શ્રીકૃષ્ણની દુહાઈ છે.

પણ વિજળીના દીવા અને પંખા કરતાં ઘરોમાં મેવામિઠાઈના થાળ આરોગનારા ભાગ્યવાનોને જોઈ સાંજ પડયે શેર જુવારનો જાચક મજૂર 'દેવતાઓને દીધા સિવાય' મેવામલીદા જમનારા આ શાહુકારોને 'ચોર*' કઈ રીતે માને?

ખાવું, એટલે કંઈ ગળા નીચે ઉતારવું નહિ. જો કોઈ કાંકરા, માટી કે રાખને ખોરાકની પેઠે ગળી જાય તો એનું શરીરપોષણ થવાનું નથી–એ રોગગ્રસ્ત પણ થઈ પડે. તેમ એવો ખોરાક તે કંઈ ભોજન પણ કહેવાશે નહિ. તે જ પ્રમાણે પાપની કમાણીથી મેળવેલું ભોજન ચાહે તેટલું મોદક હોય તો પણ તે વાસ્તવિક ભોજન નથી. તેનાથી શરીરપોષણ થવાનું નથી. તે રોગ પણ પેદા કરે.

કદાચ એથી શરીરની પુષ્ટિ થતી જોવામાં આવે તો પણ નરી શરીરની સ્થૂલતા કંઈ આરોગ્યનું લક્ષણ નથી. જેનું પેટ વધી જાય છે તેને આપણે રોગી કહીએ છીએ. આપસ્વારથિયા પિંડપોષણ પાછળ જેનાં મનબુદ્ધિ ઝેર મારી ગયાં છે અને આત્મા ક્ષીણ થયો છે તે પણ તેવો જ રોગી છે.

દેશમાં સમષ્ટિની સેવાનો, જાતીય સંગઠનનો, ગરીબોને અપનાવવાની પ્રવૃત્તિનો મહાયજ્ઞ ચાલી રહ્યો છે. ત્યાગીને જીવવાની અને ફાલવાની ખરી ધર્મવૃત્તિને જીવનમાં ઉતાર-

---

* तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः। —ગીતા

નારી જેટલી પ્રવૃત્તિઓ અત્યારે દેશમાં મોજૂદ છે તે બધી યજ્ઞપ્રવૃત્તિઓ છે. એ યજ્ઞોને ખવડાવીને બચે તે ખાવું એ જ 'યજ્ઞશેષ' ખાધું કહેવાય. આ યજ્ઞને ભૂલી, દેશનાં કરોડો દરિદ્રનારાયણોનો વિચાર મેલી, જે એક પોતાને જ ભાળે છે અને તેથી બીજાઓના ભાગનું પણ પોતે જ આરોગી જાય છે ને સંચય કરે છે, તે ઉપર કહી ગયા તેમ ગીતામાં વર્ણવેલ 'ચોર'ના વર્ગના છે.

આપણા ગ્રંથોમાં બીજે આથી યે વધુ ગંભીર વચન કહેવાયું છે.* વેદોનો ઋષિ કહે છે: 'સાચું કહું છું કે એ (ધન) એનું (યજ્ઞ અથવા ત્યાગ ન કરનારનું) મૃત્યુ જ છે.'

પણ માણસને આ વાત ગળે ઉતરતી નથી. મારૂં પાપ (ધન) મારૂં મૃત્યુ છે એ વાતની પ્રતીતિ એને શે થાય?

તેથી જ ઋષિએ એવડો ભાર મૂક્યો કે 'અલ્યા, સાચે જ કહું છું, (**सत्यं ब्रवीमि**) મારૂં માન. તને ભલે આ બધી ભોગસામગ્રી દેખાતી હોય પણ હું તને વાળી વાળીને કહું છું કે એ તારા મોતનો સરંજામ છે.'

પણ મને કહેવામાં આવે છે:

'વાતોથી શો દી' વળે? વાતોથી પેટની બળતરા થોડી જ બુઝાવાની છે? વાતોથી બાર વાગતા તો અટકવાના નથી અને વાળુવેળા પણ થતી થંભવાની નથી. ભૂખ તો કશો પાપપુણ્યનો ટાળો કરતી જણાતી નથી. ભૂખ્યા આગળ પાપપુણ્ય અને પિંડપરમાત્માની ચર્ચા કર્યે શો લાભ? ભૂખભામિનીના ગૃહસ્થાશ્રમમાંથી છૂટાછેડા મેળવવાનો કોઇ નુસ્ખો બતાવશો?'

પણ સાચું પૂછો તો 'સાંજ પડ્યે શેર ધાન'નો સવાલ 'યજ્ઞશેષ' ભોજનના ઉમેદવારોને એટલો પીડતો નથી જણાતો. અમારી અસ્વાભાવિક નાહકની, નરી ખોટી ભૂખોને સુમાર નથી રહ્યો ત્યાં જ જોડો ડંખે છે. રોગી માણસને ખોટી ભૂખ લાગે છે એ અનુભવ કોની પાસે નથી? એકવાર 'યજ્ઞશિષ્ટાશિન' થયા એટલે પછી અમારી એ બધી ખોટી ભૂખોના શા હાલ? એ ખોટી ભૂખોની બળતરામાં અમારી સાચી ભૂખ–નિરોગી માણસની 'યજ્ઞશેષ' માત્રથી તૃપ્ત થનારી ભૂખ-ખોવાઈ ગઇ છે અને નિરોગ વસ્તુ તરફ અભાવ પેદા થઈ ખોટી ભૂખના અકરાંતિયાવેડામાં મન અહોરાત્ર રોકાએલું રહે છે. આ રોગીઓને કેવી રીતે સમજાવાય કે યજ્ઞના કોળિયા સિવાય બીજું ખાવું ચોરી છે, પાપ છે, રોગ છે, આત્મનાશ છે.

કહે છે કે ગુરુ નાનક પાસે બે જણ થાળ ધરાવવા આવ્યા. એક તવંગર હતો ને બીજો ગરીબ. પેલો તવંગર શીરાપૂરી માલપુવાનાં પકવાન્નો અને ચટણી રાઇતાં અથાણાંથી ભરેલો થાળ લઇને આવ્યો હતો. બીજાની થાળીમાં કશા ઘીચોપડ વિનાના બે ત્રણ જાડા રોટલા ને બાજુમાં કશાક પાલાની એક લચકો ભાજી હતી. ગુરુ નાનકે અમીરનો થાળ ઠેલી આ રાંકનો રોટલો આરોગ્યો. પેલા અમીરે પોતાથી શી ખતા થઇ તેનો ગુરુ પાસે હાથ જોડી ખુલાસો પૂછ્યો. ગુરુ નાનકે જવાબ આપ્યો: 'તારૂં આણેલ ભોજન લોહીથી ભરેલું છે.' કથા આગળ એમ પૂરી થાય છે કે પેલા અમીરનો વિસ્મય શમાવવા ગુરુ નાનકે અંતે)

---

* 'सत्यं ब्रवीमि वध इत्स तस्य'—ઋગ્વેદ.

થાળમાંના પેલા માલપૂવા હાથમાં લઈ નીચોવી બતાવ્યા તો અંદરથી રગતની ધાર નીકળી ને પેલા કંગાળના રોટલામાંથી દૂધનાં ટીપાં !

આજ અમારી કમાણીઓને નીચોવી બતાવી અમારી આંખો ઉઘાડનાર સંતો અમારી વચ્ચે નથી પણ એ પાપકમાણી તો ‘ લોહી ટપકતી ’ છે એ સમજવું શું એટલું અઘરું છે ? પરદેશી કાપડ વેચીને થતી કમાણી, શરાબ ગાંજા તમાકુના ઇજારા રાખીને કે ચા બીડીઓની દુકાનો રાખીને ગરીબ પ્રજાના હૈયાનાં લોહી સૂકવી કરવામાં આવતી કમાણી લોહી ટપકતી નહિ તો શું દૂધ ટપકતી છે ? આજના રાષ્ટ્રયજ્ઞની ભાવનાને પ્રજામાંથી, અમારાં અંતરમાંથી, હોલવનારી દરેક કમાણી લોહી નીંગળતી છે, પાપ છે. એવી કમાણીના મોહ-પાશમાં બદ્ધ થએલા અમે અઘાયુ–પાપ જીવન ગાળનારા–છીએ. **अघायुरिंद्रियारामो मोघं पार्थ । स जीवति ।**

જે સાચે જ બીજાનું છે, દેવાનું છે, જે યજ્ઞપુરુષની સંપત્તિ છે, તેને આપણે પોતાનું માન્યું છે ને રખે ક્યાંક એ યજ્ઞભાગ બની જાય એ બ્હીકમાં રાતદિવસ આપણે આપણાં ધન-માલની ચોકી કરનારા ‘ સ્તેન ’ બન્યા છીએ. સામુદાયિક સુખસંપત્તિ વધારવાને બદલે સમાજને નરી શિકારભૂમિ કરી મૂકી આપણે એક બીજાની સંપત્તિ, ‘ ચોર ’વામાં જ અનુરક્ત છીએ. આનું ફળ શું આવ્યું છે ? જીવનરસ આપણામાંથી શોષાતો ચાલ્યો છે. કોમ આખી ક્ષીણ, દીન, હીન બની છે. જે યજ્ઞભાગ છે તેને આપણે પોતે ખાઇ બેસવું એ મૃત્યુનું લક્ષણ છે. આ સમજવવાને આજે કોઇ વેદકાલીન ઋષિની જરૂર ન હોય.

થોડોક વધુ વિચાર કરી જોઇએ. આપણી ખોટી ભૂખોને સંતોષવા આપણે ધર્મકર્મ ભૂલી શુદ્ધ નગુરા બની ફરીએ તો પણ કેટલેક પહોંચીશું ? પહોળામાં પહોળી ગણતરીએ સુદ્ધાં હિંદુસ્તાનની માથાદીઠ સરેરાશ આવક માસિક ૪રૂ. છે. આ તો સરેરાશ. માસિક રૂપિયા ૪ થી ઓછા કમાનાર તો કરોડો છે. હવે આ સરેરાશ જ્યાં સુધી વધી નથી ત્યાં સુધી રૂ.૪થી વધારે ખાનારા સમાજ ઉપર ચોરીડકાટી કરીને નહિ તો બીજી કઇ રીતે ખાય છે એમ કહીશું ?

જ્યાં માસિક ચાર રૂપિયા પણ આવક નથી, જ્યાં દેશનાં લાખો કરોડો રાંકને ચાર રૂપિયાની આવકનું પણ સાધન નથી ત્યાં ખોટી ભૂખો વધારીને શો લાભ ? જ્યાં લાખોને માસિક ચાર રૂપિયા ખરચવા મળવાના સાંસા છે ત્યાં માથા દીઠ ૨૫–૫૦ ખરચીને પણ પોતાને ‘ ગરીબ ’ માનનારાઓને શું કહેવું ? આ પાપકમાણીમાંથી બચી યજ્ઞશેષ ખાતા થઇશું અને એથી વધુ કમાવા પાછળ રોકાવા કરતાં પેલાં ૪રૂ.થી પણ ઓછું કમાનારાં કંગાળો કંઇક ટટ્ટાર થાય એવા ઉદ્યમમાં એમને લગાડવાને રસ્તે એમની સેવા કરતાં શીખીશું તો જ દેશ વેદના ઋષિએ વર્ણવેલા ‘વધ’માંથી બચી શકવાનો છે. આ સિવાય ધર્મપૂર્વક જીવવાનો બીજો કોઇ ઉપાય અત્યારે નથી.

પ્રજાનો જીવનરસ શોષનાર મોટામાં મોટું જંત્ર છે પરદેશી રાજ્યતંત્ર. એ રાજ્યતંત્ર ટકાવવામાં થોડેઘણે અંશે તો એકેએક હિંદી જવાબદાર છે જ, પણ એથીએ વિશેષ જવાબદાર રૂ કપાસથી ભર્યાભાદર્યા અને સૈકડો વર્ષોથી કાંતણવણતા આવેલાં પણ આજે ઉદ્યમ વગર ભૂખમરો વેઠી રહેલાં લાખો દેશવાસીઓના દુઃખ તરફ આંખ મીંચી પરદેશી કાપડની આયાત–વપરાશ કરનારા અને ગરીબોને વાપરતાં શીખવનારા આપણે છીએ. આવડા વિશાળ દેશનાં લાખો કરોડો લોકોને પોતાની આસપાસ ભૂખમરો વેઠી ક્ષીણ થઇ થઇ

મરતાં દિનરાત જોવા છતાં ખાસા ભણેલા કેળવાએલા લેકોને આટલું આંધળું, આટલું જડ જીવન ગાળતા જોવાનું બીજે ક્યાંએ મળશે ખરું?

જ્યારે માણસ બુદ્ધિનો દુરુપયોગ જ કરવાનો નિશ્ચય કરીને બેસી જાય છે ત્યારે એ ઇશ્વરનો હરીફ થઇ પડે છે. કહેવાય છે કે સેતાન જેવો શાસ્ત્રાર્થ બીજું કોઈ કરી જાણતું નથી. આપણા બધા બુદ્ધિવૈભવનો ઉપયોગ આજે આપણે એક જ વસ્તુની પાછળ કરી રહ્યા છીએ—કે આપણી પૂંઠ તળે રેલો ન આવે. આપણા વકીલો જુઓ, વેપારીઓ જુઓ, શ્રીમંતો જુઓ–ધંધાર્થીઓ જુઓ કોઈના મ્હોં પર ધર્મતેજ, આત્મતેજ, માણસાઇની ધગશ, ધીર્યની આંચ, ધગતી દેખો છો? ઘર બજાર જ્યાં જુઓ ત્યાં પંખી–પારધીનાં જ જાણે સગપણ વર્તી રહ્યાં છે. જીવન એક અખંડવાહી શિકારની દોડ થઈ પડયું છે. ઝાડે ઝાડે ને ડાળીએ ડાળીએ બ્હીકે ફડફડતાં પક્ષીઓ બેઠાં છે ને દરેક થડની ઓથે હાથમાં ગલેલ લીધેલા, ગજવામાં જાળ છૂપાવેલા, ચીડીમાર ઉભા છે. ‘શિકાર’ મારવાના પ્રપંચમાં જ આપણી બધી બુદ્ધિ ખરચાય છે. એ શિકારીજીવનમાં રખેને ધર્મની કે યજ્ઞની વાત નીકળી વિસંવાદ ઉભો થાય એની આપણે ખાસ કાળજી લઇએ છીએ, અને જ્યાં એ ચર્ચા નથી જ ટાળી શકાતી ત્યાં એ ‘પીડા’ની સામે બને તેટલા ‘શાસ્ત્રાર્થ’ રચવા ફેલાવવામાં જ આપણે આપણી રક્ષા સમજીએ છીએ!

પ્રજાશરીર તો આ બધાં જળોના શોષથી ક્ષીણ બની ગયું છે. આપણા દેહ દુર્બળ થતાંની સાથે મન નિર્વીર્ય બની ગયાં છે. અમારાં આજનાં સામાજિક પાપોમાંથી ૯૫ ટકા પાપ આજની અમારી શારીરિક દુર્બળતા અને ભીરુતામાંથી જન્મ પામે છે. જીવનની પ્રત્યેક કૃતિમાં પામરતા ઉભરાય છે.

જ્યાં આવડું પાપચક્ર ચાલી રહ્યું છે ત્યાં લાખોને ભૂખ્યાં મૂકી પ્રપંચ પર પેટ ભરીને ખાનારા નર્યું પાપ જ ખાઇ રહ્યા છે, યજ્ઞશેષ નથી ખાતા એમાં શી શંકા હોય? આ પાપભોજનના જોર ઉપર જ એ પાપચક્ર ચાલી રહ્યું છે. અજ્ઞાન જનતા જડતામાં પડી ભૂખે દુઃખે રીબાય છે ને માખોની પેઠે મરી રહી છે. ભણેલા કેળવાએલા ‘અઘાયુ’ અને ‘ઇંદ્રિયારામ’ બની પ્રજાશરીરના મૃત અવયવ થઈ બેઠા છે ને પાપચક્રને ફરતું રાખે છે.

જેનું જીવવું વ્યર્થ છે એવા મૂવા વાંકે જીવનારા અઘાયુ લોકોનો ભાર ભૂમિ પણ વધુ નહિ ઝીલે. ‘**वध इत् स तस्य**’ એ જ સાચું. જ્યાં અમારું જીવવું જ પાપમય બની ગયું છે ત્યાં મૃત્યુ તરફ જ અમારી ગતિ કેમ ન હોય? જે ગુલામ છે, જે ઇન્દ્રિયારામ છે, જેના અંતરમાંથી ચેતનાનો તણખો જ બુઝાઈ ગયો છે અને તેથી પોતાની પરિસ્થિતિનો વિચાર સરખો કર્યા વગર જે જડ, અચેતન નિર્લજ્જ આપસ્વારથિયું જીવન વીતાવી શકે છે તેનું જીવવું જ પાપ છે. જેટલો વખત એ જીવે છે તેટલો વખત સંસારમાં પાપ વધારે છે. જેટલો વખત એ જીવશે તેટલો વખત જાતે હિંદી સિપાઈ થઈ ચીના વિદ્યાર્થીઓ ઉપર ગોળી ચલાવવામાં એ હથિઆર બનશે, પારકી પ્રજાઓનાં સ્વાતંત્ર્ય ખૂંચવી લેવામાં એ સહાયક થશે, પરાધીન પ્રજાઓનાં પારતંત્ર્ય ટકાવવામાં એ ઉપયોગી થશે.

આપણે ‘અઘાયુ’ છીએ કારણ આપણે ઇંદ્રિયારામ છીએ, ઇંદ્રિયોની ભૂખોના વેચાણ છીએ. યજ્ઞશેષના શુદ્ધ સાત્વિક ભોજન ઉપર નિર્વાહ કરવાની અમારામાં હિમ્મત નથી તેથી જે યજ્ઞનો હિસ્સો છે જે દેવાનું છે તે પણ ખાઇ જઇને પાપનાં ભાથાં બાંધીએ છીએ ને પાપચક્રના પોષક બનીએ છીએ. શું ખાવું એનો જવાબ હવે આપણને

મળી ગયો. યજ્ઞ કરો, યજ્ઞશેષ ખાઓ, ઇંદ્રિયોને જવાબ દેવા મૂકી દો, ખોટી ભૂખોને મટાડી દો, એટલે પછી સાદી ભૂખ મટાડવી તો રમત વાત છે. કીડીને કણ ને હાથીને હારો આપનારને તમે ભારે નથી પડવાના. દેવનાના દરબારમાં દરેક દાડિયો એના શેર ધાનનો હકદાર છે જ. જે દેશમાં કરોડો લોકો રોજના ચાર પૈસા કમાણી આપે એવા ઉદ્યમને માટે પણ ટળવળે છે ત્યાં શેર બાજરીને સાટે સેવા કરનાર યાજ્ઞિક એક નહિ પણ હજારો સમાશે. એક જ ઉદ્યોગ પકડો જે આજે દેશ આખાને અરધી છવાદોરી આપવાને સમર્થ છે. ખોટી ભૂખોના ભૂલાવામાંથી બચી જાઓ. તમારું કોઈ છવલગ આત્મીય આ દુનિયામાંથી ઊઠી જાય છે ત્યારે તમારી ભૂખ ક્યાં જતી રહે છે ? પ્રથા તો એવી છે કે પડોશમાં કે પોળમાં મરણું થયું હોય છે તોયે જ્યાં સુધી મૃતદેહ પડેલું હોય છે ત્યાં સુધી કોઈ ઘેર ચુલે હાંડી નથી ચડતી. આ સ્મશાનસમ બનેલા દેશમાં આપણે સારૂ આપણી ભૂખો જગાડનારી એવી કઈ સામગ્રી છલકાઇ રહી છે કે આપણને ભોગોની ઇચ્છા થઇ શકે ?

દેશમાં આજે યજ્ઞચક્ર શરૂ થયું છે. એ પ્રવર્તિત યજ્ઞચક્રને ચલાવીશું તો જ કાળે કરી આજના સર્વવ્યાપી પાપચક્રને રોકી શકીશું. દેશને 'વધ' તરફ લઈ જનાર, લોહી નીંગળતા ભોગો તરફ આજે આંખ ખેંચાઇ જ કેમ શકે ? દેશનાં દીન હાડપિંજરોનો વિચાર તો કરો. તમારી બધી ખોટી ભૂખો તપેલા લોઢા પરના જલબિન્દુની જેમ નિમિષ માત્રમાં ઉડી જશે. દેશમાં જડ ઘાલીને પડેલા પરદેશી રાજતંત્રની તો નેમ જ છે કે કાળે કરીને ભારતવાસીઓ ગોરા માલેકોના કાવડિયા કહિયારા જ બનીને રહે. પ્રજા આમ ગરીબ બની નીચોવાઇ નીચોવાઇને મૃત્યુ મુખે જાય એ ન થવા દેવું હોય તો આપણે ભણેલા ભાગ્યશાળી લોક આપણી ખોટી ભૂખોને મિટાવી દઇ સ્વેચ્છાપૂર્વક ગરીબી અંગીકાર કરીએ. જાલીમને હાથે જબે થઇ કહિયારા કાવડિયાને મોતે મરવું નિશ્ચિત છે તો સ્વેચ્છાયે ગરીબી માથે લઈ હિંદનાં હાડપિંજરોને છવાદોરી દેવામાં ઘસાઇ મરવું શું વરવું છે ? જેઓ ઇંદ્રિયોની ભૂખ મટાડવા પાછળ ધર્મકર્મ ભૂલી પાપચક્રને પોષવામાં ગુલતાન છે તેઓ પણ આજે નહિ તો કાલે અકિંચન થવાના જ છે, તો આજે જ સમજણપૂર્વક અકિંચન થઇ ગરીબોને સંજીવની દેનાર ધર્મચક્ર પ્રવર્તનના યજ્ઞમાં રોકાવું શું હીણું છે ?

હવે કૃપા કરી ન પૂછતા કે ખાઈએ શું ? નિશ્ચિત થઈને આ ધર્મચક્ર પ્રવર્તનમાં લાગી જાઓ. એ યજ્ઞને તળીએ જે કંઇ લૂખુંસૂકું યજ્ઞશેષ રહે તેને અમૃત ભોજન ગણી ખાઓ. એમાંથી જ તમને અપૂર્વ બળ, વીર્ય અને તેજ મળવાનાં છે. એ યજ્ઞશેષ ચાહે ગમે તેટલું અલ્પ હો, ગમે તેટલું ક્ષુદ્ર હો, એમાં જ તમારા અને આખા પ્રજાનાશરીરની પુષ્ટિની સંજીવની ભરેલી છે એ વાતની મન જોડે ગાંઠ વાળી રાખજો. રખે, ફરી કદિ પેલી લોહી નીંગળતી પાપકમાણીનો ખ્યાલ આણી આ પવિત્ર યજ્ઞના હુતાગ્નિને કરમાવા દેતા.*

'અભય'

* હિંદી 'તરંગિત હૃદય' નામક પુસ્તકના એક પ્રકરણમાંના વિચારોને આધારે.

# રૂદા

હો ગોરાંદે રે ગોરી મોરાં રે
જટપટ રસોયું બનાવો જટપટ રસોયું બનાવો
મારે જમી ગામ જાવું ગોરી મોરાં રે.
હો ઠાકોરીઆ રે ઠાકોર મોરા રે
જટપટ રાંધનારી લાવો જટપટ રાંધનારી લાવો
ઠાકોર મોરા રે.
હો ગોરાંદે રે ગોરી મોરાં રે
જટપટ રાંધે રૂદા સાળી જટપટ રાંધે રૂદા સાળ
ગોરી મોરાં રે.
હો ઠાકોરીઆ રે ઠાકોર મોરા રે
જટપટ રાંધે રૂપાંદે નણંદી
જટપટ રાંધે રૂપાંદે નણંદી ઠાકોર મોરા રે.
બાઇ પાડોશણ રે બેન પાડોશણ રે
ઠાકોર જમ્યા વિના જાય
ઠાકોર જમ્યા વિના જાય બેની મોરી રે.

× × × ×

હો માતાજી રે માતા મોરાં રે
મુજને સપનાં રે આવ્યાં
મુજને સપનાં રે આવ્યાં
જાણે બેની ઘેર જવા માતા મોરી રે.
હો દીકરડી રે દીકરી મોરી રે
સપના આળ પંપાળ
સપના આળ પંપાળ દીકરી મોરી રે.
હો માતાજી રે માતા મોરી રે
મુજને સપનાં રે આવ્યાં
મુજને સપનાં રે આવ્યાં
જાણે બનેવી તેડવા આવે માતા મોરી રે.

હો દીકરડી રે દીકરી મોરી રે
સપના આળ પંપાળ
સપના આળ પંપાળ
ઢોલીયા ફેરવી ઢળાવું દીકરી મોરી રે.

× × × ×

હો સાસુજી રે સાસુ મોરાં રે
જટપટ રૂદા સાબદી * કરો
જટપટ રૂદા સાબદી કરો સાસુ મોરાં રે.
હો જમાઇડા રે જમાઇ મોરા રે
એવડાં રૂદાનાં શાં કામ
એવડાં રૂદાનાં શાં કામ જમાઇ મોરા રે.
હો સાસુડી રે સાસુ મોરાં રે
ઘરે સુવાવડનાં કામ
ઘરે સુવાવડનાં કામ સાસુ મોરાં રે.
હો જમાઇડા રે જમાઇ મોરા રે
રૂદા સુવાવડ શું જાણે
રૂદા સુવાવડ શું જાણે જમાઇ મોરા રે.
હો સાસુજી રે સાસુ મોરાં રે
સુવાવડ કરનારાં કરે
સુવાવડ કરનારાં કરે
રૂદા હાલણુ ચાલણુ જોઇ સાસુ મોરાં રે.

× × × ×

હો માતાજી રે માતા મોરી રે
જટપટ માથડાં ગુંથો
જટપટ માથડાં ગુંથો
મારે બેની ઘેર જાવા માતા મોરી રે.
હો ભાભલડી રે ભાભી મોરી રે
જટપટ બચકડીયું બાંધો
જટપટ બચકડીયું બાંધો ભાભી મોરી રે.

---

* ૧૨.

હો વીરાજીરે વીરા મોરા રે
જટપટ વેલડી શણગારો
જટપટ વેલડી શણગારો
મારે બેની ઘેર જાવા વીરા મોરા રે.

હો સાથીડા રે સાથી મોરા રે
જટપટ ઘોડલા શણગારો
જટપટ ઘોડલા શણગારો
મારે બેની ઘેર જાવા સાથી મોરા રે.

× × ×

હો બનેવી રે બનેવી મોરા રે
આ તે ક્યાં શહેર આવ્યાં ?
આ તે ક્યાં શહેર આવ્યાં ? બનેવી મોરા રે.

હો ગોરાંદે રે ગોરી મોરાં રે
આ તો પાટણ શે'ર આવ્યાં (૨)
પટોળાં મન ગમતાં વોરો ગોરી મોરાં રે.

હો બનેવી રે બનેવી મોરા રે
આ તે ક્યાં શહેર આવ્યાં ?
આ તે ક્યાં શહેર આવ્યાં ? બનેવી મોરા રે.

હો ગોરાંદે રે ગોરી મોરી રે
આ તો શીતળ શહેર આવ્યાં (૨)
ચુંદડી મનગમતી વોરો ગોરી મોરાં રે.

હો બનેવી રે બનેવી મોરા રે
હંહવું[1] એક વાર હોય હંહવું બે વાર હોય
આવડી મશ્કરી ન કરીએ બનેવી મોરા રે.

× × × ×

હો બેનડલી રે બેની મોરી રે
જટપટ બારણાં ઉઘાડો
જટપટ બારણાં ઉઘાડો બેની મોરી રે.

---

૧ હસવું.

હો રૂડાજી રે બેની મોરી રે
તું તો શોક્ય થઈને આવી
તું તો વેરણ થઈને આવી
બારણાં કેમ ઉઘાડું બેની મોરી રે.

એવું સાંભળી રે એવું સાંભળી રે
રૂડાને હૈયે ઝાળ લાગી
જમણે પગને અંગુઠે અગ્નિ ઉઠી રે.

બેને જોયું રે બેને જોયું રે
હડ હડ ચેયું બળતી દીઠી
હડ હડ ચેયું બળતી દીઠી
બારણાં ઉઘાડી ઘોડી[2] ઘુબકો માર્યો.

ઠાકોર આવે રે કોઇ મોલની[3] માંય
કોઇ મોલની માંય
જોવે ત્યાં તો બે ચેયું બળતી દીઠી રે.

સોનલા વરણી રે કાંઇ ચેયું બળતી દી
કાંઇ ચેયું બળતી દીઠી
રૂપલા વરણો ઉઠે એનો ધુંસ રે.

એવું જોઇને રે એવું જોઇને રે
ઠાકોર દલ લીધી વાત
ઠાકોર દલ લીધી વાત
હવે એકલા જીવીને શું કરવું રે.

ઠાકોર ઘોડયા રે ઠાકોર ઘોડયા રે
જઇને ચેયુંમાં જંપલાવ્યા
જઇને ચેયુંમાં જંપલાવ્યા
બળ્યા રાજા રાણી ને હારે રૂડા રે.

સંગ્રાહકઃ મોંઘીબેન

૨ દોડી ૩ મહેલ

મુખ અને અંગોની સ્થિતિ એવી તો વિલક્ષણ થઇ ગઇ હતી કે તેમના મૃત દેહને જોતાં વેંત સહુને હસવું દબાવવું ભારી થઇ પડ્યું!

આ એમનું જીવન.

૨

Redicule shall frequently prevail
And cut the knot when graver reasons fail.

—*Francis.*

માણસમાં રહેલી શક્તિ ઘણીવાર કોઇ બાહ્ય ઉત્તેજનાને લીધે એકદમ પ્રકાશમાં આવે છે. શ્રીદ્વિજેન્દ્રલાલમાં રહેલ હાસ્ય જમાવવાની શક્તિનો પ્રથમ ઉન્મેષ પણ આમ બાહ્ય ઉત્તેજનાને લીધે જ થયો હતો. એઓ, જ્યારે વિલાયતથી પાછા આવ્યા ત્યારે એમનાં સગાંવહાલાં પણ એમની સાથે છૂટથી ભળતા નહિ. કારણ માત્ર એટલું જ કે એમણે પ્રાયશ્ચિત્ત ન હતું કર્યું. એમના કેટલાક હિતૈષિઓએ એમને પ્રાયશ્ચિત્ત કરવાને કહેલું. તેઓ નવદ્વીપના એક વિખ્યાત શાસ્ત્રીને પણ મળી આવેલા, પરંતુ દ્વિજેન્દ્ર કેમે કર્યો રાજી થયા નહિ. આખરે એમને બાદ મૂકવામાં આવ્યા. સમાજના આ પગલાંથી વ્યક્તિસ્વાતંત્ર્યના આ અડગ પૂજારીના અંતરમાં પ્રબળ આક્ષોભ જાગ્યો, અને તેમાંથી 'એક ઘરે[1]' નામના પ્રહસનનો જન્મ થયો. આ પ્રહસનમાં એમણે સમાજના દોષો, અને મલિનતા ઉઘાડાં પાડ્યાં છે; પણ એ વખતે કવિના અંતરમાં ક્રોધની જ્વાલાઓ ભડભડતી હતી, પોતાના પર થયેલા અત્યાચારનો ઘા તાજો જ હતો એટલે એમાં શુદ્ધ હાસ્યરસ ન જ ઉતરી શક્યો. પણ આ બનાવથી એમની હાસ્ય જમાવવાની શક્તિ ઉત્તેજીત થઇ અને એમનો હાસ્યઝરો મુક્ત થયો. પરિણામે સમાજ પરના એમના આક્ષેપો પાછળથી 'હાસિર ગાન'માં વધુ કળામય અને શુદ્ધ સ્વરૂપે બહાર આવ્યા. Reformed Hindoos–સુધરેલા હિન્દુઓ–નામનું ગીત સૌથી પહેલું પ્રસિદ્ધ થયું હતું એમ માનવામાં આવે છે. અને તે બહુ જ લોકપ્રિય થઇ પડ્યું હતું. એમાં એમણે ઢોંગી–પાખંડી સુધારકોની ખુબ મશ્કરી ઉડાવેલી છે:

About female education
ને female emancipation,
અને Infant marriage
અને Widow remarriage,
અમારા ખૂબ enlightened views:
કિંતુ views જેવાં કામ થાય if you think
તો તો you are an awful goose.

(સ્ત્રીકેળવણી, વિધવાવિવાહ, બાળલગ્ન વગેરે બાબતો વિષે અમો બહુ જ સુધરેલા વિચારો ધરાવીએ છીએ; પણ અમો વિચાર પ્રમાણે કામ કરીએ છીએ એમ જો તમો માનો તો પૃથ્વી તમારા જેવું કોઇ મૂર્ખ જ નથી.)

1. ન્યાતબહાર.

એઓ જ્યારે વિલાયતથી આવ્યા ત્યારે પૂરા સાહેબ બનીને આવ્યા હતા. એમને કોઇ 'મિસ્ટર' ન કહેતાં 'બાબુ' કહેતું તો એમને અપમાન લાગતું. સરકારી ગૅઝેટમાં એમનું નામ Dwijen Lala Roy તરીકે છપાતું અને પરિણામે લોકોમાં પણ એઓ દ્વિજેન્દ્રલાલ રાય કરતાં D. L. Roy તરીકે જ વધારે જાણીતા થતા હતા. અંગ્રેજી પોષાકમાં જ એમને સગવડ અને સૌન્દર્ય જણાતાં હતાં. પણ પાછળથી જ્યારે એમને પોતાની વિચારસરણીમાં રહેલું હાસ્યનું તત્ત્વ માલમ પડ્યું ત્યારે એમણે સાહેબ બનેલા બંગાળીઓની ઠેકડી કરવા માટે નીચેનું કાવ્ય લખ્યું:

અમો આવીઆ વિલાત જઇને
અમો સહુએ સાહેબ થઇને
તેથી થઇને નાચાર, સ્વદેશી આચાર
ફેંકી દીધા જોઇ જોઇને.
અમો બંગાળી ગયા ભૂલી
અમો શીખ્યા આ વિલાતી બોલી
હવે 'ચાકર' થયા છે 'બેયારા' અને
'મજુર' થયાં છે 'કુલી.'
'રામ' 'કાલિપદ' 'હરિચરણ'
નામ એ બધાં જૂનાં ને જીરણ
તેથી પોતાનાં અમોએ 'ડે' 'રે' ને 'મિટાર'
કરી લીધાં નામકરણ
અમો સાહેબ સંગે ભળીએ
અમો 'મિસ્ટર' નામે રીઝીએ
કદિ 'સાહેબ' ન કહેતાં 'બાબુ' કહે કોઇ
મને મને બહુ ખીજીએ.
અમે છોડયો છે શિખાનો આદર
અમે છોડયાં છે ધોતી ને ચાદર
અમો હૅટ, બુટ અને પૅંટ, કોટ પ્હેરી
બનીઆ વિલાતી વાંદર.
અમો વિલાતી રીતિએ હસીએ
અમો ફ્રેંચ રીતિએ ખોંખીએ
અમો પગ પોંળા કરી સીગારેટ પીવા.
અંતરે બહુ ચહીએ.

× × ×

અમારા સાહેબપણામાં ભંગ—
પડે છે થાય ના ધોળો આ રંગ;
તોયે મંડીએ રોજ લઇ વિનોલીઆ
ઘસીએ સારૂં યે અંગ.
અમો વિલાતથી જ્યારે ફરીએ
દેશે કોંગ્રેસ આદિ કરીએ;
અમારા સાહેબ છે જો કે દેવતા
તો યે સાહેબ લોકોને ભાંડીએ.
અમો સાહેબની રીતે ચાલીએ
અમો ઇંગ્રેજી સ્પીચ ઝાડીએ
પણ વિપદ આવે તો બંગાલીની જેમ
મુઠીઓ વાળી નાસીએ.

એમનામાં હાસ્યની સામગ્રી વીણવા માટે જોઇતી ચકોર દૃષ્ટિ હતી અને એઓની દૃષ્ટિમાંથી એઓ પોતે પણ બચવા ન હતા પામતા એ જ એમના હૃદયની નિખાલસતા બતાવે છે. વળી એ પણ ખરૂં કે જે માણસ પોતાની મશ્કરી નથી કરી શકતો તે કદી પણ બીજાની મશ્કરી કરવામાં સફળ થતો નથી. બીજો પણ એક આવો દાખલો બન્યો હતો. જ્યારે એઓ હાઇસ્કૂલમાં અભ્યાસ કરતા હતા ત્યારે એમને લાગ્યું કે હિન્દ જેવા ગરીબ દેશમાં ચાદર ઓઢવાનો રિવાજ ચાલુ રાખવો એ કાપડનો દુરૂપયોગ જ છે. આથી એમણે 'ચાદર નિવારિણી સભા'ની સ્થાપના કરી હતી. પણ મોટપણે એમણે પોતાની 'નૂતન કૈંક કરો' નામની કવિતામાં આ વાતની સારી મજાક બનાવી છે.

એઓ પોતે સરલ હૃદયના અને સાચકલા ( sincere ) હોવાથી જીવનના કોઇ પણ ક્ષેત્રમાં પાખંડ એઓ સહી નહતા શકતા. જ્યાં જ્યાં એમણે પાખંડ જોયું ત્યાં ત્યાં એમણે પોતાની હાસ્ય–ગદા ઉપાડી જ છે: દેશભક્તિ જેવી બાબતમાં પણ પાખંડનાં દર્શન થતાં એમણે 'નંદલાલ' નામનું કાવ્ય લખી રાજ્દ્વારી ક્ષેત્રમાં ઘુસી ગયેલા બોદા રૂપિયાઓની ખબર લઈ નાખી:

નંદલાલે તો જુસ્સામાં આવી
કર્યું આ ભીષણ પણઃ—
"ગમે તેમ થાય, સ્વદેશને માટે
રાખીશ જ આ જીવન."
સહુ કોઈ કહેઃ "અરે એ શું કર્યું?
શું કર્યું નંદલાલ?"
નંદ કહેઃ "શું આમ હાથ જોડી
બેસી રહું ચિર કાળ?
હું નહિ કરૂં તો કહોને કો કરે
આ દેશનો ઉદ્ધાર?"
સહુ કોઇ મળીઃ "વાહવા, વાહવા"
બોલી ઉઠયા તેણીવાર.
નંદનો ભાઇ કૉલેરાથી મરે
કોણ કરે તેની સેવા?
સહુ કોઇ કહેઃ "નંદ, તું જાને,
કર ને ભાઈની સેવા!"
નંદ કહેઃ "હું બાઇને જ માટે
જીવન જો મારૂં દઉં—
ભલા જતા પ્રાણ-કિંતુ અભાગી
સ્વદેશનું થશે શું?—
જીવવું મહારૂં અતિ છે જરૂરી
કરતાં બધો વિચાર."
સહુ કહે ત્યારેઃ "હા, હા, હા, તે ખરૂં!
બોલો છો સત્ય સાર."
નંદલાલે તો એકાએક પછી
છાપું પાડયું બ્હાર છાપી;
ગાળ દેવા લાગ્યો ગદ્યે પદ્યે
વિદ્યા બતાવી આપી.
ધન્ય નંદ! સ્વદેશને માટે
મરી ફીટે; પડું પાય!
લખે તેથી વળી ઉપે તે બમણું
ચાર ગણું તેથી ખાય!
મંડયો ખાવાને પુરી ને બાસુદી,
બરફી, પેંડાના થાળ!
સહુ બોલી ઉઠયાઃ "વાહવા, વાહવા,
વાહવા, નંદલાલ!"
એક વાર એક સાહેબને દીધી
નંદે છાપામાં ગાળ;
સાહેબે આવીને નંદબાબુનું
ધર્યું ગળું તત્કાળ;
નંદ બોલીઓઃ "અરેરે શું કરો?
શું કરો છોડોને ભાઇ!
દેશનું શું થશે ટોટો પીસાવાથી
પ્રાણ કહિ ઉડી જાય?
કો' તો કાપ કાપ નાકલીટી તાણું
જે કહો તે દઉં કરી!"
સહુ કોઇ ત્યારેઃ "વાહવા, વાહવા."
બોલે ગર્જન કરી
ઘરની બહાર ન જાય નંદ
શું થાય કયારે કો જાણે?
બેસે ન ગાડીમાં રખે હધી વળે
ગાડી મારી નાખે ટાણે.
અનેક હોડીઓ જાય ડુબી જળે,
રેલે કોલિઝન થાય;
ચાલે તો કુત્તા સર્પ કરડે,
વણ મોતે જીવ જાય.
તેથી પથારીમાં પડી સુખે દુઃખે
જીવે છે નંદલાલ.
સહુ કોઈ કહેઃ "શાબાશ, નંદ,
જીવતો રહે ચિરકાળ!"

નિર્બળ મનના આપણા અંગ્રેજી કેળવણી પામેલા યુવકોના મનોદશાનું ચિત્ર એમણે બહુ જ કુશળતાથી 'ફરી ગયો મત તો' નામની કવિતામાં આપ્યું છેઃ

પહેલાં જ્યારે હતો સહુ ધર્મે અનાસક્ત,
ક્રિશ્ચિયન એક નારી પ્રતિ થયો અનુરક્ત;—
વિશ્વાસ બેઠો ખ્રિસ્તી ધર્મે, શ્રદ્ધા આવી ખ્રિસ્તે
એવામાં તો પિતાજીએ મારી લાત એક પૃષ્ઠે!
—છોડી દીધો રસ્તો, ફરી ગયો મત તો,—
(કોરસ)—આવી દશા થાય, ત્યારે મત સહુના બદલાય.
જોયું મેં તો નવા બ્રહ્મ સંપ્રદાયે સ્પષ્ટ,
આંખો મીંચ્યા વિના બીજું નથી કોઇ કષ્ટ;—

કોઇ એક બન્ની સાથે થાઉં દીક્ષિત ફક્ત ધર્મે,—
એવામાં તો થયાં લગ્ન મારાં હિન્દુ Formએ !
—છોડી દીધો રસ્તો, ફરી ગયો મત તો,—
(કોરસ)—આવી દશા થાય, ત્યારે મત સહુના બદલાય. ૨

નાસ્તિકોના ટોળાંમાં જઇ બળ્યો હું તો રંગે;
હ્યુમ ને મિલ, ને હર્બર્ટ સ્પેન્સર વાંચવા લાગ્યો સંગે
તણાવા હું લાગ્યો જ્યારે ફાહ્લ ને બીફની રેલે
એવામાં તો બે ચાર કન્યા આપી દઇશે કહી-'લે, લે' !
—છોડી દીધો રસ્તો, ફરી ગયો મત તો—
(કોરસ)—આવી દશા થાય ત્યારે મત સહુના બદલાય ૩

છોડી દીધો હર્બર્ટ સ્પેન્સર, બેઇન ને મિલ ન ચર્ચું,
છોડી દીધાં બીફ ને ફાહ્લ,-પોતે નહિ ખર્ચું;
ઘોષ બસુની પાસે શીખું હિન્દુ ધર્મ અર્થ
એવામાં તો આવી પડયો થિઓસોફી ગર્ત !
—છોડી દીધો રસ્તો, ફરી ગયો મત તો-
(કોરસ)—આવી દશા થાય, ત્યારે મત સહુના બદલાય. ૪

ઇશ્વર તે ધર્મ તણો ભૂત કે પરબ્રહ્મ
એ વાત જરા જરા મેં તો કરી બુદ્ધિગમ્ય;
મેળવી એ દીધાં મેં પ્રાય 'એનિ' ને 'વેદાંગ,
એવામાં તો થઇ ગઇ ભવલીલા સાંગ.
—છોડી દીધો રસ્તો, ફરી ગયો મત તો;—
(કોરસ)—આવી દશા થાય, ત્યારે મત સહુના બદલાય. ૫

આપણા જૂના પંડિતોને પણ એઓ ભૂલ્યા નથી. જેઓ એમ માને છે કે હિન્દુધર્મ સૌથી શ્રેષ્ટ છે અને તેની ખોટી બડાઇ હાંકે છે-પોતે એક અક્ષર પણ સમજતા ન હોવા છતાં-તેઓને માટે એમણે 'આવો ધર્મ નથી' નામનું કાવ્ય લખ્યું:

"જૈ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર હો !
કાર્તિક, ગણપતિ—

થી શરૂઆત કરી પચ્ચીસ ત્રીસ દેવદેવીઓનાં નામો ગણાવી એઓ કહે છે:

જો આ વાનર મગર ખિસકોલી ને
મયૂર, ઘુવડ, ગાય;
અને તુળસી, પીપળા, વેલ, વડ, પાણા
સહુ એ ધર્મ માંહ્ય;
આ દેવકાકાને પ્લેગ કૉલેરા
ઇત્યાદિ એ સમાય.
સહુએ રોગોની રહી વ્યવસ્થા
કંઇયે રહી ન જાય.

( કોરસ )

છોડો નહિ રે આવો ધર્મ, કહું હું તો કથી;<br>
આવો ધર્મ નથી બીજો ભાઇ આવો ધર્મ નથી

ભલે ચોરટો હોય, કે હોય હત્યારો<br>
જઇ ગંગામાં મારે ડૂબ,<br>
અને ગયા, કાશી, પુરી જાય તો<br>
થશે પુણ્ય ખૂબ;<br>
અને મદ્ય માંસ ખાવાં ગમે તો તો<br>
શૈવ બનો તે વાર<br>
નહિ ખાતા હો તો વૈષ્ણવ બનો—<br>
ગુણ તણો નહિ પાર."

'ચંડિચરણ' 'ગીતાની શોધ' 'હિન્દુ' વગેરે કાવ્યોમાં પણ એ જ વર્ગના ઉપર પ્રહારો કરવામાં આવેલા છે. 'પાત્રાધારે તૈલ કે તૈલાધારે પાત્ર' જેવા મિથ્યા તર્ક કરનાર અને મારામારી કરીને જ છૂટા પડનાર તાર્કિકોને માટે તેમણે 'ભટ્ટપોળમાં સભા' નામની લાંબી કવિતા લખી છે. કથા ભાગ એવો છે કે ભટ્ટપોળમાં પંડિતોની જબરી સભા મળે છે, તર્કનો વિષય "પાત્રાધારે તૈલ કિંવા તૈલાધારે પાત્ર" છે. લંબાણ અને ગરમાગરમ ચર્ચા પછી પંડિતો જ્યારે બાથંબાથા આવ્યા ત્યારે ધરણીનું તે પાસું લટી પડ્યું અને શેષ જઇને દેવતાઓને વિનવવા લાગ્યા. દેવો બ્રહ્મદેવ પાસે ગયા. તેમણે સરસ્વતીને બોલાવી અને કહ્યું કે આ તારા પુત્રો બંગાળામાં ઉત્પાત મચાવી રહ્યા છે, તેમને જરા શાંત કર. એટલે તેમણે સભાપતિ દ્વારા તર્કનું સમાધાન કરાવ્યું:

"જે તર્ક અદ્ય એ બંગે ભટ્ટપાડાય હૈલ<br>
તૈલાધારેઇ પાત્ર કિંવા પાત્રાધારેઇ તૈલ<br>
ભેબે ચારિદિક દેખછિ દુઇઇ ઠિક-<br>
કિંવા દુઇયેર એકટિ ઠીક;આર વા જદિ ના હોય<br>
નિતાન્ત તા, હોલે ઠીક તાર કોનટીઇ નોય;<br>
તોમરા એ મિમાંસાય સંતુષ્ટ અવશ્ય,<br>
અતએવ ભાતૃવૃંદ! નેઓ સબે નસ્ય!"

( ચારે તરફનો વિચાર કરતાં લાગે છે કે બન્ને વાતો જ ખરી છે. અથવા તો બેમાંથી એક જ ખરી છે અથવા જો તેમ પણ ન હોય તો તો એક પણ ખરી નથી. તમો જરૂર આ મીમાંસાથી સંતુષ્ટ થયા છો માટે ભાઈઓ હવે તપખીરના સડાકા ચલાવો. )

'આષાઢે' નામના કાવ્યગ્રંથમાં નાની વાર્તાઓના રૂપમાં એમણે સમાજનાં અનિષ્ટો પરદાનો રિવાજ, કજોડાં, તથા વિચિત્ર માનવ ચિત્રો—જમાઈબાબુ, જૂના મતના માણસો—વગેરેનાં સુંદર હાસ્ય રસિક ચિત્રો આપેલાં છે.

### કલિયજ્ઞ

અનુષ્ટુપ છંદ

બૅરિસ્ટર વકીલાદિ મહાયજ્ઞ કરે શરૂ;<br>
ભારતે ભારી અદ્ભુત આશ્ચર્ય મડની સભા.

આવીયા તે મહાયજ્ઞે, મહારાષ્ટ્રીય પશ્ચિમે;
મદ્રાસી ઉડીઆ, શીખ, બંગાલી ચ દલે દલે.
કોઇએ ધરીયાં ફુડતાં, કોઇનાં ઓઢણાં ઉરે,
કોઇના વા શુંડે ઝભ્ભા, સાહેબી વેશ કોઇનો.
કોઇને સન્મુખે સેંથી, કોઇને પાછળે શિખા,
કોઇને ઉપરે વેણી-કાકસ્ય પરિવેદના.
એ રૂપ વિવિધા મૂર્તિ સમાગત સભા સ્થલે,
આપણો કરીને-આપુ લડાઈ કરવા કૃતે.
તન્મધ્યે મુખ સર્વસ્વ બંગાલી હિ પુરોહિત!
રેઝોલ્યુશન નિર્માણે, આપણોમાં મહારથી.
ઇતરા હિ મહાયજ્ઞે થયાં છે આપણો સારુ;
અંગ્રેજીની મહા નિંદા અંગ્રેજી રેઝોલ્યુશને.
અંગ્રેજીમાંથી થની વાતો અંગ્રેજીમાં જ આપણો
પેંડોલની તળે આજે ધાણી અંગ્રેજીમાં ફૂટે.
વાહવા વાહવા શબ્દ સમુત્થિત સભાસ્થલે;
વાહવા વાહવા શબ્દે કરતાલિ ચટાપટ.
એવું તો શુદ્ધ અંગ્રેજી, એવી તો ઉપમા છટા;
એવો તો શબ્દ વિન્યાસ, એવી તો દ્રુત વક્તૃતા–
સિસેરો, પિટ, બર્કાદિ લગભગ જ નિશ્ચય.
એક વાક્યે મહા હર્ષે બોલીયાં સહુ પેપરો.
ચાપાન નિરત પ્રાતે ઇંગ્રેજ લાટ સાહેબ
વાંચીને એ મહા વાર્તા આતંકે ચ વિમૂર્છિત.
ઉઠી, નિશ્વાસ નાખીને બોલીઆ તે અતઃપર.
આ જાતિને દબાવું હું વાત છે એ અસંભવ.
ઉડશે ઉડશે એઓ દાબતા બહુ ફુત્કાર,
માનું હું તો હવે શ્રેય માને માને પલાયન.
લાટ સાહેબ ઈત્યાદિ કરી ઉક્ત વિવેચના,
ગાંસડાં, પોટલાં બાંધી ઉચાળા જ ભરી ગયા.
પરપ્રાંતે થયું રાજ્ય આર્યજાતિનું સંસ્થિત,
પરમાંતે ગયો ક્ષીણ હિન્દુ ધર્મ સનાતન-
વિસ્તીર્ણ આર્યસામ્રાજ્યે સહુની સંમતિ થકી
રેઝોલ્યુશન નિર્માતા બંગાલી જ થયા પ્રભુ.
આશ્ચર્યવત રાજત્વ બંગાળીનું કહે સહુ,
કેવળ વક્તૃતા. જોરે કરે રાજ્ય ચ ૮ તુ હિ.
એકદા આવી અંગ્રેજ્યાને સારતે હુમલો કર્યો,
થયા તાબે સહુ ખાઈ બંગાળી વક્તૃતા-ગદા.
તત્પરે રશિયા આવી પ્રસવા દેશ ઉધત,
બંગાળી વક્તૃતા મારે કરે દેશો પલાયન.
બંગાલી વક્તૃતા શબ્દે, કંપે ઈંગ્લેંડ જર્મની,
કંપે ફ્રાંસ, માર્કિનો, કંપે સસાગરા ધરા.
ધન્ય ધન્ય કહે શબ્દ સર્વત્ર આ મહી તલે,

એમ માને છે કે મારો જન્મ એ મારે માટે સૌથી ઉત્તમમાં ઉત્તમ વિજય છે. એક માણસને દિલાસો દેતાં તેના મુસલમાન સાથીએ તેને કહ્યુંઃ 'દિલગીર થવું જ નહિ. એમ વિચારવું કે ખુદાએ મને જન્મ જ ન આપ્યો હોત તો શું થાત." જન્મ આપ્યો છે, આપણે જીવીએ છીએ એ હર્ષ અને વિજયની પાસે જીવનનાં બધાં દુઃખો કોણ માત્ર છે?

જિંદગી જિન્દાદિલીકા નામ હૈ!
મુર્દાદિલ ખાકજિયા કરતે હૈ!

જીવવું એટલે હૃદયના ઉલ્લાસથી જીવવું. મરેલાં દિલો ધૂળ બરાબર છે.

× × × ×

ગાંધીજીના વિચારો સાથે ભલે મતભેદ હોય. ખરા મતભેદને હું તો એક જીવનની નિશાની સમજું છું. કશો વિચાર જ ન કરે, સામા ય ન થાય, સાથે ય ન આવે, તેવા જ માણસો આ દુનિયાને ભારરૂપ છે. અને આપણો દેશ એવાઓનો જ જાણે ભરેલો છે. પણ ગાંધીજીમાં મતભેદ ઊભો કરાવવાની કોઈ અજબ શક્તિ છે. તેઓ ઘણા જ નમ્ર છે, વિનમ્ર છે, છતાં એટલા બધા કાર્યને ધપાવનારા છે કે તમારે એક દિવસ તેમની સાથે કે સામે ગયા વગર ચાલે જ નહિ. રાજકારણમા એમણે એમ જ કર્યું છે. અત્યારે ક્ષેત્ર સન્યાસ લઈને બેઠા છે, અહિંસા સત્યની એકલા એકલા બાંગ પોકારે છે, છતાં જુઓ, આ જડ જેવું અમદાવાદ પણ તેમની સામે ખળભળી ગયું છે. તદ્દન જડતા કરતાં મને આ વિરોધ પણ સારો લાગે છે.

પણ મારે કહેવું'તું કાંઈ ને ક્યાંઈ ચાલ્યો ગયો. સ્વૈરવિહારમાં ઓછા જ કોઈ નિયમો સચવાય છે? આ તો માત્ર ફરવા નીકળ્યા છીએ, વિચરવા, વિચાર પ્રદેશમાં વિચરવા નીકળ્યા છીએ આખો દિવસ નિયમિત કામ કરીને કંટાળીને બે ઘડી મોજ આવે ત્યાં ફરવાની ઇચ્છા કોને ન થાય! અને માત્ર વિચરવું જ છે તેની વળી ચોક્કસ દિશા શી? વિચરવામાં એક બીજી મજા છે. એકવાર એક ગામડામાં હું કોઈના ખેતરમાં જઈ ચડયો, ખેતરનો ધણી પડતો રસ્તો બંધ કરવા ગામ લોકો સાથે લડતો હતો એટલે તેણે મને પટકાર્યો. મેં કહ્યુંઃ 'ભાઈ, હું તો માત્ર પગ છૂટો કરવા નીકળ્યો છું.' તેને એટલી ખાત્રી થઈ એટલે તેણે મને બેસવા ખાટલો નાંખી આપ્યો ખૂબ વાતો કરી અને ઓળો ખાવા આપ્યો. સ્વૈર વિહારમાં ગમે તે પ્રદેશમાં ફરી શકાય છે.

ગાંધીજી સાથે આપણે મતભેદ હોય તો પણ તે આપણા દેશના એક મગરૂરી લેવા યોગ્ય પુરૂષ નથી શું? તેમનું જીવનચરિત્ર છાપીને અમેરિકાનાં પેપરોની ઘરાકી થોકબંધ વધે છે. હા. પણ "અમેરિકામાં ઘોડા દોડે છે પણ તેથી શું?"

અને એવા પુરૂષની જયન્તીને પ્રસંગે પણ શહેરના કેટલા થોડા માણસોની હાજરી! પણ તે પણ એક રીતે ઠીક છે. કંઇ પણ લાગણી કે જિજ્ઞાસા વિનાના માણસો માત્ર એક આચાર તરીકે આવે તે કરતાં થોડા પણ ખરા લાગણીવાળા કે જિજ્ઞાસુ ત્યાં હતા તેથી હર્ષ અને વાતાવરણ વધારે શુદ્ધ હતું.

આપણે જેમ વ્યક્તિપૂજક છીએ તેમ વ્યક્તિધિક્કારક પણ છીએ. એક માણસ સારો તો તેનું બધું સારૂં, એક માણસ નઠારો તો તેનું બધું નઠારૂં. ગાંધીજી સારા તો તેમનું બધું

બંગાળી સાહિત્ય તે વખતે બન્ને તરફથી ઉપેક્ષા પામતું હતું. અંગ્રેજી શિક્ષણ પામેલાઓને મન તો એમ જ લાગતું કે બંગાળી ભાષામાં સાહિત્ય સંભવે જ નહિ, એટલે તેઓ તો એના તરફ નજર સરખી કરવાને પણ તૈયાર ન હતા. વળી સંસ્કૃતજ્ઞ પંડિતોને તો નૈષધના શબ્દાલંકારોની જ મોહિની લાગી હતી; એટલે તેઓને ચંડીદાસનાં પદોનો આસ્વાદ કરવામાં પોતાના ગૌરવની હાનિ થતી લાગતી. શ્રી હર્ષની દમયંતીને છોડીને મધુસૂદનની પ્રમીલા તરફ દૃષ્ટિ કરવાનું તેમને રૂચતું નહતું. અંગ્રેજી શિક્ષણ પામેલાઓ કિપ્લીંગ અને કોરેલીનો કચરો વાંચે પણ બંકિમની એક લીંટી સરખી પણ વાંચી નથી એમ કહેવામાં ગૌરવ માને અને પોતાના અંગ્રેજી ઉપરનાં પ્રભુત્વની બડાશ મારે. આમ છતાં એ લોકો પણ હાસ્યને માટે અને પ્રેમને માટે વિદેશથી ગીતો આમદાની કરી શકે એમ ન હતું. આનંદ અને પ્રેમની લાગણી માનવ હૃદયની ઊંડામાં ઊંડી લાગણીઓ છે, અને ત્યાં સુધી વિદેશી ભાષા એકાએક પહોંચી શકતી નથી આથી જ આ અંગ્રેજી નવીશોને પણ હાસ્ય માટે શ્રીદ્વિજેન્દ્રલાલનાં અને પ્રેમ માટે શ્રીરવીન્દ્રનાથનાં ગીતોનો સ્વીકાર કરવો પડ્યો. શ્રીદ્વિજેન્દ્રલાલનાં ગીતો સ્વદેશી રીતિમાં અને રાગોમાં લખાયેલાં હોઇ અંગ્રેજી નવીશોને માટે તે વધુ આનંદપ્રદ થઇ પડ્યાં. આમ દ્વિજેન્દ્રલાલની હાસ્યરસિક કવિતાઓએ બંગાળી સાહિત્યવિમુખ વર્ગને સાહિત્યાભિમુખ કરવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

નગીનદાસ પારેખ



# સ્વૈરવિહાર

**ગાંધી જયન્તી**

આપણે તો ' જયન્તી ' શબ્દ જેમ આવે તેમ વાપરીએ છીએ. પણ જન્મતિથિને માટે ' જયન્તી ' શબ્દ અને મૃત્યુતિથિને માટે ' પુણ્યતિથિ ' કે ' સંવત્સરી ' કે ' શ્રાદ્ધતિથિ ' એવા શબ્દો યોજ્યા હોય તો સારૂં. અત્યારે તો જેને જે ફાવે તે લખે છે અને " વીવાં'ની વરશી " કરે છે.

જન્મ એ જ જયન્તી એ વિચારમાં કેટલો બધો આશાવાદ રહેલો છે. ભલે હિન્દુઓને બીજાઓ નિરાશાવાદી કહે પણ તેમના જીવનદર્શનમાં ઊંડામાં ઊંડે હર્ષ આનંદ આશા ઉત્સાહ રહેલાં છે. તેમના ધર્મમાં પણ આનંદ અને મંગલતા રહેલાં છે. '**जीवन् भद्राणि पश्यति**' ' જીવતો નર ભદ્રા પામશે ' એ તો આપણી હમેશની કહેવત છે. બે હિન્દુઓ એક બીજાને મળતાં પણ ' જય જય ' ઉચ્ચારે છે. પણ ગમે તેવી ફિલસુફી પણ માણસો પોતે હીન બનતાં કશા અર્થની રહેતી નથી.

દરેક માણસે પોતાનો જન્મ એ પોતાને માટે વિજય જ સમજવો જોઈએ. અંગ્રેજ ગ્રંથકાર, વિચારક, નવલકાર મી. વેલ્સનું ભાષાચિત્ર આપતાં ચિત્રકાર કહે છે કે મી. વેલ્સ

કે એ બોલીના પ્રાંતો કેવડા છે ? એક નકશામાં હિંદનાં રમખાણોનાં સ્થળો બતાવેલાં હતા. એકમાં વસ્તીની સંખ્યા બતાવી હતી અને એક વર્તુલ કરી વસ્તીનું કેટલું પ્રમાણ ખેતી અને બીજા કયા કયા ધંધા કરે છે તે બતાવેલું હતું. હિંદ ખેતીપ્રધાન દેશ છે તે માત્ર નજર નાંખ્યાથી જ પ્રતીત થતું હતું. વળી શહેરની અને ગામડાની વસ્તીનું પ્રમાણ પણ બતાવેલું હતું. મને લાગે છે આમ અનેક દૃષ્ટિથી નકશાઓ કરી દરેક શાળા દરેક કૉલેજ દરેક છાત્રાલયમાં હમેશાં લટકાવી રાખવા જોઈએ. ભૂગોળ અને ઘણોખરો ઇતિહાસ તો આમ કરીએ તો શીખવવો જ ન પડે. વિદ્યાર્થીઓને માત્ર પ્રત્યક્ષ જોવાથી જ હૃદ્ગત થઇ જાય. આવા તથા પ્રાણીઓના તથા પેદાશના નકશા હમેશાં રાખવા જોઇએ. ખાનગી ઘરોમાં પણ સાધન પ્રમાણે રાખવા જોઇએ. લૉર્ડ સૅાલ્સબરી કહેતો કે "study large maps" "મોટા નકશાનો અભ્યાસ કરો". ઘરમાં અભરાઈ ઉપર ઠામનું પ્રદર્શન કરી રાખવું એ એક જ વૈભવ નથી. પુસ્તકો, નકશા, મોડેલો વગેરે રાખવાં એ પણ છે. પણ આપણા શેઠિયાઓ કોણ જાણે ક્યારે આટલું સમજશે.

× × × ×

**શબ્દોનો અનર્થ**

શબ્દોનું મૂળ કામ તો અર્થને વ્યક્ત કરવાનું, અર્થને ખુલ્લો કરવાનું છે. પણ ઘણી-વાર તે અર્થને ખુલ્લો કરવાને બદલે ઉલટો વધારે ઢાંકે છે. અને એવી જ વિપરીતતા જીવનના બીજા એક પ્રદેશમાં આપણે નથી જોતા? કપડાં-લુગડાં છે તો અંગને ઢાંકવાને માટે, તેને બદલે તે ઉલટાં અંગને ખુલ્લાં કરવા, વ્યક્ત કરવાના કામમાં નથી વપરાતાં?

હમણાં હમણાંમાં થતી ટીકાઓમાં, સાહિત્ય ચર્ચામાં બે શબ્દો આવો અનર્થ બહુ કરે છે. બન્ને અંગ્રેજી ભાષાના શબ્દો છે. Romantic અને Classical. આ બન્ને શબ્દોના અર્થો હજી અંગ્રેજી કાવ્યચર્ચામાં પણ સ્પષ્ટ નથી થયા. તે પહેલાં તો આપણે તેને વાપરવા માંડ્યા, આપણા કવિઓને પણ આ બે મથાળાં નીચે વહેંચવા માંડ્યા. આવી ચર્ચાપદ્ધતિમાં માત્ર એક ફાયદો છે. લખાણો લાંબાં થઇ શકે છે. સંસ્કૃતિ માપ-વાની અનેક નિશાનીઓમાં શાહીના ઉપયોગનું પ્રમાણ પણ એક ગણાય છે. જે દેશ વધારે શાહી વાપરે તે વધારે સુધરેલો. આવા શબ્દો જો હજી વધારે આવે તો આપણે ત્યાં પણ લખાણો ઘણાં લાંબાં થઈ શકે અને યુદ્ધો વધારે તુમુલ થાય. કારણ કે એક પણ શબ્દ લક્ષ્યવેધી ન હોય એટલે કોઇને વાગે નહિ અને લડાઇ ચાલ્યા જ કરે. નર કરો-ળીઆ સંવનન સમયે માદાને રીઝવવા અંદર અંદર ખૂબ લડે છે પણ એકને પણ જરા પણ ઇજા થતી નથી એમ તે શાસ્ત્રના શોધકો કહે છે. તેમ અહીં પણ કીર્તિદેવીને ખુશ કરવા ટીકાકારો અંદર અંદર ખૂબ લડે પણ કોઇને કશી ઇજા ન થાય.

અંગ્રેજી સાહિત્યમાં પણ આ બન્ને શબ્દોના અર્થો હજી સ્ફુટ થયા નથી. હમણાં Romanticism ઉપર Lascelles Abercrombieનું એક પુસ્તક બહાર પડ્યું છે તેના ઉપર The Nation and Atheneumમાં ટીકા કરી છે. ટીકાકાર કહે છે: "Romanticism is one of those terms which, defined again and again, have never been conclusively defined. People are not agreed upon what romanticism is; they are not even agreed upon which

poets are romantic;" અર્થાત્ આ શબ્દોનો પૂરો અર્થ હજી નક્કી થયો નથી. આ કાવ્ય ગુણ શું છે તે સંબંધી હજી લોકો એકમત થયા નથી. આ કાવ્ય ગુણ કયા કયા કવિઓમાં છે તે સંબંધી પણ હજી લોકો એકમત થયા નથી. છેવટે ટીકાકાર સારાંશ કાઢે છે: "The obvious moral is that, while classical and romantic are useful terms for describing the quality of works which everybody knows, romanticism is a theme about which any statement may appear to be true and every statement will appear unconvincing. Only a supreme critic who has gone through both the romantic and the classical experience will ever be able to bring a definition out of the confusion." અર્થાત્ જે કાવ્યો સર્વેને પરિચિત હોય તેની ચર્ચા કરવામાં આ શબ્દો ઉપયોગી થાય. બાકી તો આ romantic શબ્દ એવો છે કે તેને વિશે જે કહીએ તે સાચું લાગે અને કોઇ કથન નિર્ણયકારક ન થાય. જ્યારે કોઈ બન્ને રીતિઓનો અનુભવી આ જાતની ચર્ચા કરશે ત્યારે આ ગોટાળામાંથી સત્વ નીકળશે.

યૂરોપમાં તો આ શબ્દો અનિવાર્ય થઈ પડયા છે. તેમની સંસ્કૃતિના ઇતિહાસમાં જે નવીન બળો અમુક સમયે અસ્તિત્વમાં આવ્યાં તેનો નિર્દેશ કરવા આ શબ્દો યોજાયા છે. એટલે તેમના ટીકાકારોને માથે આ શબ્દોનો નિર્ણય કરી કાઢવો એ ફરજ છે. આપણે પારકી તકરાર ઉછીની લેવાની જરૂર નથી. તેમની તકરારનો ફેંસલો કરવા મદદ કરવાની પરમાર્થ બુદ્ધિ હોય—અને આવી પરમાર્થ બુદ્ધિમાં હિન્દીઓ જગતમાં પહેલું સ્થાન લે,—તો એ ચર્ચા અંગ્રેજીમાં કરવી ઠીક પડે. કારણ કે એ બિચારાઓને ગૂજરાતી આવડતું નથી અને આપણને અંગ્રેજી આવડે છે. અરે! આપણાં ઘણાંખરાં ટીકાનાં લખાણો અંગ્રેજીમાં જ લખાયાં હોય તો ભાષામાં અને શૈલીમાં વધારે સમજાવાની વકી છે. અને અંગ્રેજી ફ્રેન્ચ શબ્દોનો ઉચ્ચાર આપણને આવડતો નથી એટલે ગૂજરાતીમાં લખવાં પડે છે તે પંચાત મટી જાય.

\+ \+ \+

પણ શું પશ્ચિમમાંથી શબ્દો ન જ લેવા? તેવી સંકુચિત વૃત્તિ શા માટે રાખવી? શું પ્રકાશને કિલ્લો બાંધી રોકી દેવો? શું સાહિત્યમાં અસહકાર? ના ભાઈ ના. અસહકાર ક્યાંઈ નહિ. થાય ત્યાં સુધી દરેક જગાએ સહકાર. પણ પ્રકાશને બદલે ધુમાડો કાંઇ લઇ અવાય. આ શબ્દોની તકરાર તો પશ્ચિમમાં ધુમાડો છે. તેની નીચે અગ્નિ છે. ઐતિહાસિક તત્ત્વ છે. પણ તેમને ત્યાંથી બાચકા ભરી ધુમાડો લઈ આવવાથી અહીં અગ્નિ નહિ થાય. **यत्र यत्र धूमः तत्र तत्र वह्निः** એ ન્યાયશાસ્ત્રમાં ખરું હશે. દાબડીમાં ભરેલા ધુમાડામાં નહિ.

Sir Arthur Quiller-Couch, આ વસ્તુથી અપસરતી શબ્દાનુપાતી ચર્ચાપદ્ધતિનો ઘણો જ ઉપહાસ કરે છે. થોડા તેના શબ્દો જોઇએ. " To men who really practise writing as an Art, to every true man of letters in France,

in England, in Russia, in Belgium......these abstract notions are about as useful as the wind in the next street; and the more you practise good actual writing, the more composedly you will ignore them." એટલે જેને કાંઇ કલાદૃષ્ટિથી લખવું છે, તેને–તે ફ્રાન્સનો કે ઇંગ્લાંડનો કે રુશિયાનો કે બેલ્જિયમનો હોય–તેને આ વિચારો કેવળ નકામા છે. તમે જેમ જેમ સારૂં લખવાનો મહાવરો કરો તેમ તેમ આ જંજાળથી છૂટા થાઓ. છેવટે ગ્રન્થકાર શિખામણ આપે છે: "All things considered, I advise that it may help our mind to earn an honest living if we dismiss the terms 'classical' and 'romantic' out of our vocabulary for a while." એટલે બધું વિચારતાં, આ શબ્દો આપણી ભાષાના ભંડોળમાંથી થોડો સમય કાઢી નાખીએ તો આપણો પ્રમાણિક નિર્વાહ કરવો ઠીક પડશે. એમને માટે જે પ્રમાણિક નિર્વાહ છે તે આપણા ટીકાકારો માટે નહિ હોય ?

સાહિત્યનો ઇતિહાસ જોતાં એક વસ્તુ હમેશાં દેખાય છે. પ્રથમ જીવનમાંથી અમુક ચૈતન્ય સાહિત્યમાં પ્રગટ થવા પ્રયત્ન કરે છે. અમુક વખત તે પોતાને અનુકૂળ શૈલી ઘડવા મથે છે, અનેક ખોટા પ્રયત્નો પણ કરે છે, અંતે પોતાની શૈલી શોધી કાઢે છે. એ શૈલીમાં એ ભાવને સંપૂર્ણ પ્રકટીકરણ મળી ગયા પછી, એ શૈલી આકર્ષક બને છે અને એ શૈલીના મોહથી પછીના કવિઓ એ જ શૈલીનું અંધ અનુકરણ કર્યા કરે છે. આ રીતે શૈલી જે ભાવને પ્રગટ કરવા રચાઇ હતી તે અનુકરણના સમયમાં ભાવને ઉલટી બાધક થાય છે. નવા જમાનાના ભાવો તે શૈલીમાં આવી નથી શકતા ત્યારે કવિ એ જૂનું નિર્જીવ ખોળિયું છોડી નવા પ્રયત્નો કરે છે, અને કલામાં ઉદય, ઉન્નતિ, અવનતિનું નવું વર્તુલ શરૂ થાય છે. આવું ઇતિહાસમાં અનેક વાર બને છે. પણ નવા ભાવો સર્વત્ર સર્વથા જૂની શૈલીમાં ન જ આવે એમ પણ નથી. કોઈ કવિમાં આવે, અને કોઇ કવિને શૈલી ન જડે તો નવી અણઘડ શૈલીમાં એ પ્રયત્નો કર્યા કરે એમ બને. પણ એ નવી શૈલી પણ વખત જતાં પાછી તેવી જ નિર્જીવ જડ અને ભાવને બાધકર્તા નીવડે. માટે હરકોઈ એક શૈલીને આનંદલક્ષી કહેવી એ ભૂલ છે. માણસોની રૂઢિમાં જે બને છે તે જ શૈલીમાં બને છે. નવી રૂઢિ ભાવસ્વાતંત્ર્યને માટે ઘડવી પડે છે અને વખત જતાં એ જ પાછી જુલમી બને છે. જેમ કોઇ માણસને કે વિચારને આપણે હમેશ માટે નવો ન કહી શકીએ તેમ શૈલીને પણ હમેશને માટે આનન્દ-લક્ષી ન કહી શકીએ. હિન્દુ સંસારમાં જેમ નવોઢા સ્ત્રી વધૂ હોય ત્યાં સુધી જુલમ ખમી પાછી સાસુ થઈ જુલમ કરવાની, તેમ જ શૈલીનું. ટીકાકારોનું ખરૂં કામ તો કાવ્યમાં જે કંઈ નવીન બલ ઓજસ ચૈતન્ય શૈલી ગુણ હોય તેનાં લક્ષણો બતાવી આપવાં એ છે. માત્ર classical અને romantic જેવા ચોક્કસ કિંમત વિનાના સિક્કાની પોટકી મૂઠીથી વહેપાર કરવાનું નથી.

શ્રીયુત મુનશી સાહિત્યસંસદ્‌ના વાર્ષિક વ્યાખ્યાનમાં આ બે શબ્દો ઉપર યૂરોપીય સાહિત્યમાંથી ઉતારા લઈ આ બે શબ્દો આપણા સાહિત્યને લાગુ ન કરી શકાય એમ કહે છે. કબૂલ. પણ તેઓ તો તેનું કારણ એમ કહે છે કે 'classicism' શિષ્ટતાના બાધથી આપણું સાહિત્ય મુક્ત રહેલું છે. પ્રથમ તો આ હકીકત જ ખોટી છે. આપણે ત્યાં

Saintsbury જેવો ઇતિહાસ કોઇએ નથી લખ્યો એટલે એમને એ ખબર નહિ હોય. પણ રંગભૂમિ ઉપર પ્રવાસ, વધ, યુદ્ધ, રાજ્યવિપ્લવ, ઘેરો, ભોજન, સ્નાન, અનુલેપન વગેરે ન ભજવી બતાવાય એ આપણા 'શિષ્ટ' સાહિત્યનો નિયમ નહિ ? અને એ નિયમ પછીના બધાં સાહિત્યે શું નથી પાળ્યો ? નિયમ પાળ્યો એ આપણું classicism અને અત્યારે એ નથી પળાતો એ આપણું romanticism નહિ ? વળી કરુણાન્ત નાટક જ ન થઇ શકે એ આપણો એવો જ નિયમ નથી શું ? તેથી ભવભૂતિ જેવાને પણ ઉત્તરરામચરિત આખું કરુણમય છતાં મંગલાંત કરવું ન પડ્યું ? અને શ્રીયુત મુનશી પોતે કહે છે કે "આપણા સાહિત્યમાં પણ પછીથી વિવેચન એટલે પ્રકાર અને અલંકાર ભેદનું શાસ્ત્ર એ માન્યતાથી પર કોઈ ગયું નહિ." ત્યારે એ શિષ્ટાચારનું જોર, વલણ નહિ તો બીજું શું ? વળી તે પછી કબુલ કરે છે કે મધ્યકાલમાં સાહિત્યનો એક પ્રકાર પૌરાણિક શિષ્ટાચાર પ્રમાણે ચાલતો અને અર્વાચીન કાળમાં સંસ્કૃત સાહિત્યનો એક શિષ્ટાચાર પેદા થયો. બધા ઉપરથી એટલું ફલિત થાય છે કે આશરે ચોથીથી દશમી સદી સુધીમાં અલંકાર સંપ્રદાય ચાલ્યો, મધ્યયુગમાં પૌરાણિક સંપ્રદાય ચાલ્યો અને અર્વાચીન કાળમાં સંસ્કૃત સંપ્રદાય ચાલ્યો; આ બધાં શિષ્ટાચારી સંપ્રદાયનાં લક્ષણો ખરાં પણ છતાં શ્રી મુનશી કહે છે કે આપણે ત્યાં શિષ્ટાચારી સંપ્રદાય નહોતો. કારણ કે આપણે ત્યાં અતિશયોક્તિની સૂગ નહોતી. આ તો ગોટાળાનો ગોટાળો થાય છે. ખરૂં પૂછો તો અતિશયોક્તિ એ romanticism 'આનંદલક્ષી' કાવ્યની કસોટી નહિ લઈ શકાય. મહાભારતમાં એક બાણનાં સહસ્ર થાય છે એ અતિશયોક્તિ છે. કાલિદાસમાં આથી વધારે સંયમી અતિશયોક્તિ આવે છે. પણ હાલના 'આનંદલક્ષી' કવિઓ શ્રી નરસિંહરાવ કે કાન્ત કે કલાપી કોઇ આવી અતિશયોક્તિ કરે ખરા ? કાન્તની અતિશયોક્તિઓ કેટલી સંયમી છે ! અને આ શબ્દોનો ઉત્પાત તો જુઓ. શ્રી આનંદશંકરભાઇ કાન્તને classical 'શિષ્ટ' કહે છે અને શ્રી મુનશી કાન્તને આનંદલક્ષી કવિ તરીકે ઠીક ઠીક ઊંચે સ્થાને મૂકે છે.

\+ + + + + +

**ઈતિહાસની ઉથલપાથલ**

અને શ્રીયુત મુનશી શા ઉપરથી પુરાણીઓ અને પ્રેમાનન્દના ઝગડાને શિષ્ટાચાર વિરુદ્ધ આનન્દલક્ષી કાવ્યનો વિરોધ ગણે છે ? શું પુરાણીઓ પાસે જે મહાભારત હતું તેમાં અદ્‌ભુત રસ ઓછો હતો ? અને પ્રેમાનન્દનો અદ્‌ભુત રસ પુરાણીઓ કરતાં શું વધારે છે ? અને તકરાર શું એ અદ્‌ભુત રસને માટે હતી ? એ તો સ્વાર્થ વિરુદ્ધ સ્વાર્થની તકરાર હતી. પુરાણીઓ સંસ્કૃતમાંથી અર્થ કરતા કરતા બોલે તેમાં લોકોને ઝાઝો રસ પડે નહિ. અને પ્રેમાનન્દની માણ આગળ લોકોની ઠઠ જામે એની ઇર્ષ્યાનો હતો. (આ હકીકતને અત્ર ઐતિહાસિક માની લઈએ છીએ. એ જ કોઇને મન સંદેહાત્મક હોય તો તેની ચર્ચા અત્ર અશક્ય છે.) પુરાણી જે સંસ્કૃત જ વધારે ભણ્યો હોય તે કદી પોતાની કથા એટલી રસિક ન કરી શકે !. અને ઊંડો મનભેદ તેમાં એ હતો કે કાવ્ય તો સંસ્કૃત ભાષામાં જ થાય. 'શિષ્ટાચાર' અને 'આનંદ'નો વિરોધ અમને આમાં તો દેખાતો નથી.

પણ શ્રી મુનશીએ વધારે છૂટ તો યૂરોપના ઐતિહાસિક પ્રસંગોના કથનમાં લીધી છે. બર્નાર્ડ શૉની સીત્તેરમી સંવત્સરી —રહો, આ શબ્દમાં જ એક ઐતિહાસિક નવી શોધ

છે. આનો અર્થ ગૂજરાતી ભાષામાં એવો થાય કે બર્નાર્ડ શૉને મરી ગયાને સીત્તેર વરસ થયાં તે પ્રસંગે આ બનાવ બન્યો. બર્નાર્ડ શૉ હજી જીવે છે એ જુદો સવાલ છે—સીત્તેરમી સંવત્સરીને પ્રસંગે એનો નાટક ( લિંગવ્યત્યાસ તો અકસ્માતથી થયો હશે ) થઈ રહ્યા બાદ પ્રેક્ષક વર્ગે તેને જોવાની માગણી કરી વગેરે. આ પ્રસંગ એ. જી. ગાર્ડિનરે ઇ. સ. ૧૯૦૮માં લખ્યો છે. એ હિસાબે આજે શૉ. જીવતો હોય તો તેને ૮૮ વરસ થાય. છતાં મિ. શૉએ આ વરસ માત્ર ૭૦ વરસ હોવાની મગરૂરી કેમ બતાવી ? વરસથી શરમાયા કે શું ?

અને આ તો ચાલુ ઇતિહાસમાં આટલી શોધો થઈ ! તો શ્રીયુત મુનશી ગૂજરાતના સાહિત્યનો ઇતિહાસ સંપાદિત કરે છે તેમાં તો તેમની કલ્પના કેટલી છૂટથી વિહાર કરી શકશે ! આપણા ઇતિહાસમાં કેટલી બધી મોકળાશ છે ? તેમાં તો

વર્ષો સહસ્ર કુદતા મૃગલાની ફાળે,

એમ બની શકશે. અને નરસિંહ મહેતાના સમય વિશે તેમણે કલ્પના શરૂ કરી દીધી છે. નરસિંહ મહેતાએ બંગાળામાં ચૈતન્ય અને દક્ષિણમાં વલ્લભાચાર્ય પહેલાં સ્વતંત્ર રીતે કૃષ્ણ-ભક્તિ આદરી એવું માન સદ્ગત ગોવર્ધનરામભાઇએ ગૂજરાતી પહેલી સાહિત્ય પરિષદના વ્યાખ્યાનમાં આપ્યું તે ઉપર વસંતમાં શ્રી આનંદશંકરભાઇએ શંકા ઉઠાવી હતી અને તેનાં પ્રમાણો આપ્યાં હતાં. ત્યારથી મહેતાના સમય વિશે શંકા તો છે જ. પણ શ્રીયુત મુનશી આનાથી ભિન્ન કારણોથી શંકા ઉઠાવે છે અને તે એટલી જ હકીકત ઉપર કે નરસિંહ મહેતાના જીવનપ્રસંગનાં કાવ્યો એમના પછી સો દોઢસો વરસે લખાયાં છે. આ અમને અનુપપન્ન લાગે છે. નરસિંહ મહેતાના જીવનના પ્રસંગોમાં પુષ્કળ ચમત્કાર આવે છે. આ બધા ચમત્કાર ખરેખર બન્યા હોય તેમ હું તો માનતો નથી. શ્રી મુનશી માનતા હોય તો ભલે ! આ સંબંધી ઘણો જ ગોટાળો છે. પણ કોઈ પણ વ્યક્તિની આસપાસ દંતકથાઓ બંધાવાને માટે, અને તેનો વિષય એ રૂપે કાવ્યસામગ્રી બનવા માટે સમયની જરૂર છે. ડુંગરા દૂરથી રળિયામણા લાગે છે, અંગ્રેજી કહેવત પ્રમાણે અંતર વસ્તુને મોહક બનાવે છે, તેમ કાવ્યના વસ્તુને પણ ચમત્કારની મોહકતા લાગવાને સમયના અંતરની ઉલટી જરૂર છે, એટલે એ દલીલમાં અમને તો નવીનતા સિવાય વિશેષ કશું લાગતું નથી. અને તેમાં પણ આવા અગત્યના ઐતિહાસિક પ્રશ્નની ચર્ચા કરનારને શ્રી આનંદશંકરભાઈ જેવાના લેખનું અજ્ઞાન હતું એથી આશ્ચર્ય પામવું કે થોડા કવિઓની સાલોથી તદ્દન સ્વતંત્ર રીતે તેમણે નરસિંહના સમયની શંકા કરી તેને માટે આશ્ચર્ય પામવું એ કાંઈ સમજાતું નથી. અસ્તુ, પણ શ્રીયુત મુનશી પાસેથી આ ક્ષેત્રમાં પણ અનેક નવીન વસ્તુઓની તો અમે જરૂર આશા રાખીએ છીએ.

અને કીટસને કાચો સુંવાળો શાથી કલ્પ્યો ? અંગ્રેજ ટીકાકારો તો એમ કહેતા નથી. પણ આ આખા લેખમાં શ્રી મુનશીને કલાકારો—કવિઓ તરફ સમભાવ ઘણો ઉભરાઈ ગયો છે અને જગતના સર્વ અનિષ્ટનું મૂળ તેમને ખરાબ ટીકાકારો લાગે છે. ગૂજરાતના ઉજ્જ્વલ ભવિષ્યને માટે તેઓ "ક્યારે" "ક્યારે" પોકારી રહ્યા છે, અને તે ભવિષ્યમાં આ ટીકાકારો આડખીલરૂપ તેમને લાગે છે. કીટસને મારી નાખનારા એ ટીકાકારો જ. સંસ્કૃત સાહિત્ય પ્રથમ રસપ્રધાન હતું તેને કેવળ અલંકારમય કરી નાખનાર પણ એ ટીકા-

કારો જ ! પણ પહેલું કાવ્ય કે પહેલા ટીકાકારો ? આપણાં અલંકારશાસ્ત્રોમાં ઉત્તરોત્તર અલંકારોની સંખ્યા વધતી આવી છે, તે અલંકારો કાવ્યોમાંથી લઇને ટીકાકારોએ ગણાવ્યા કે પોતાની મેળે ટીકાકારોએ પેદા કર્યા ? કવિઓ જ એવા નમાલા થયા કે અલંકારો સિવાય તેમને કશું આવડે નહિ, રાજાઓનાં વખાણો કરવાં, રાજસભાઓ વખાણી શકે, અંદરથી કટારીના કે એવા આકારો જોઇ શકે, શીધા ચત્તા શ્લોકો વાંચી શકે, ઉખાણા કરી શકે એવાં જ કાવ્યો આપણી પડતી દશામાં થયાં અને તેથી આલંકારિકોને પણ અલંકારો ગણવાનું કામ જ રહ્યું એમ નહિ ? અને ખરો કવિ કદી ટીકાકારોથી બ્હીને પોતાનો સ્વતંત્ર કાવ્યમાર્ગ છોડી દે એવું બન્યું છે ? ખરો કવિ તો પોતાની આત્મશ્રદ્ધાથી ટીકાકારોના પ્રહારોને અવગણતો પોતાને માર્ગે જ ચાલ્યો જાય છે. દરેક ખરા કવિએ એમ જ કર્યું છે–શું ભવભૂતિ, શું કીટસ કે શું કાન્ત.

પણ શ્રીયુત મુનશીનો ખરો પુકાર તો નીતિની સામે છે. એ વળી પછી વિચારીશું.

\+ + + +

મને કોઇ પૂછી શકે કે આ અંગ્રેજી શબ્દોનો બહિષ્કાર કરાવવા જતાં મેં જ એ શબ્દોવાળાં અંગ્રેજી અવતરણો આ લખાણમાં અનેક સ્થળે વાપર્યાં ! એ ખરૂં છે. માત્ર પ્રેમથી તન્મય થવાતું નથી. દ્વેષથી પણ તન્મય થવું પડે છે. આ રીતે જ રામકૃષ્ણ પોતાના શત્રુઓને પોતાના સ્વરૂપમાં ભેળવતા હતા. ફિલસુફીને ધિક્કારનારા પણ અંતે તો ફિલસુફ જ બન્યા છે. ચાર્વાક, એપિક્યૂરસ વગેરે સર્વ, તેમ મારે પણ આ બે શબ્દો નક્કામા છે એમ બતાવવા એને જ વાપરવા પડે, એમય જ મારૂં લખાણ કરવું પડે એ સ્વાભાવિક છે.

\+ + + +

સ્વૈરવિહારી



# ગમે તો સ્વીકારે—

( શિખરિણી )

"ગમે તો સ્વીકારે ગત સમય કેરા સ્મરણમાં *
— અરે આવાં વાકયો, પ્રિયતમ સખે, યાચું, વદ મા.
ત્હમે સંભારો છો સમય ભુલું તે હું ય ન કદી,
ભુલ્યો લાગું, એ તો દિવસ અવળાની જ અવધિ !
નહીં ઉદ્ગારો એ કઇં તમ કરેલા જ થયલા,
— સ્વયંભૂ પ્રીતીનાં અમર ઝરણાંના સુર ભલા !
નસીબે ભોંકી ખંજર કદિ ઘડી બેશુધ કર્યો
ઝિલી ઉદ્ગારો એ ન શકું, પણ ઓછું નવ લહો;
નસીબો ભોંકે ખંજર, જખમ પાડે જિગરમાં
વિના પ્રીતીના એ ઝરણ, નવ ઉપાય જગમાં. ૧૦
ભમું અત્યારે તો ધગતિ સિકતાના રણ મહીં,
પડયો ભૂલો, ઝાળે નયન પણ બાળ્યાં, શુધ ગઇ.
ત્હમારી પાસે યે હૃદયપડ ના આ ઉકલતાં,
— વહે અંતર્ લોહી, બહિર ઉપચારો વિફલ ત્યાં,
પરંતુ કો કાળે ગત સમયના સૂર ઉઠશે,
ફરીને આ માનસ્ ભરિ ઉર સુધાધાર કરશે,
બળેલા આત્મામાં મુકુલ ફરિ પાછાં ઉઘડશે,
અને ઉદ્ગારોમાં તવ સહિત આ કંઠ ભળશે. ૧૮
પુરાણી વાતોમાં વરણન કર્યું જે પ્રણયનું,
નહીં જેની સામે વિધિ તણિ ય ચાલે પ્રબળતા,
વિધિ જ્વાળે જેની શુચિતર જ સોહે વિમલતા
— અનાયાસે આત્મા યુગલતણું ગાળી દ્વયપણું
કરે એકા જ્યોતી, સ્થિર ચળક જેની ધ્રુવ સમી
સનેહી સાચાંને વિપત મહિં પાતી ધૃતિ–અમીઃ
અહા, એવી પ્રીતી પ્રકટ થયલી આપણ વિશે,
કદાપી રે એ તો અપ્રકટ બની નૈવ શકશે !

* પૂર્વાલાપના 'ઉદ્ગાર' કાવ્યની આ છેલ્લી પંક્તિ છે.

અદૃષ્ટે રાખ્યા'તા નિકટ પછી થોડાક દિવસ,
જ્યહાં આર્દ્રોક્ષોથી હરઘડિ પિધો યૌવનરસ.
મયૂરો મેઘે કોકિલ ઋતુ વસન્તે અનુભવે
અને કેકા ઘેરી કુજન અલબેલાં જ ગજવે;
ધરા વર્ષાધારા ઝિલિ ઝિલિ ઉરે હૃષ્ટ બનતી,
રસો રૂપો રંગો અનહદ સુગંધો પ્રસવતીઃ
તરંગો રે તેવા ઉર સરિત યોગે ઉછળતા
લહ્યા'તા તે વેળા, ઉભય હજિ તાજે દિલ હતા. 34

ટક્યા ના એ લાંબું, પણ સજિવ એ બીજ ઉરથી
ખરે, તો તો જાણો, અમર અવનીમાં કહીં નથી
ભલે ને અત્યારે અખિલ નભ ફેલાય વચમાં,
શશીની શું તેથી ઉદયપલ રાત્રી વિસરશે ?
ભલે ના બૂઝાવી દુખદવ અચિંત્યો સળગતાં
શકે એ તત્કાલે,—કુસુમલ વસન્તાનિલ જતાં,
વિહંગો વાસન્તી વિતત કરિ પાંખો ઉડિ જતા,
દિઠા પ્રેમે પ્રેર્યાં અભિમત પ્રદેશે પુગી જતા. ૪૨

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

[મૂલ લખાઇ ૧૮૯૧, જુવો જ્ઞાનદર્શન વિ. સં. ૧૯૪૯ નો અંક ત્રીજો પૃ: ૬૪–૫. સુધારી ફેરવી ઉપર પ્રમાણે છેવટનું રૂપ આપ્યું ૧૯૦૧.

૬. **સુરભલા**, ભલા–સુંદર–સૂર. ૯. **નસીબો** એક વચન; ગૌરવાર્થે ઓકારાન્ત અને નરજાતિ. ૨૩ **એકા**, એકનું વિકારી નારીજાતિનું રૂપ. ૨૪ **સનેહી સાચાં**, બીજાં સ્નેહી યુગલોને. ૩૭–૮ આ પંક્તિઓ મણિભાઇને અત્યંત પ્રિય હતી.]

# પહેલું ઈનામ

અમદાવાદમાં ૧૯૨૦-૨૧ માં માત્ર અસહકારની ચળવળ જ શરૂ થઇ નથી. ભવિષ્યના ઇતિહાસકારને એક બીજી હીલચાલ પણ તે જ અરસામાં શરૂ થયાની નોંધ લેવી પડશે. અસહકાર ધીમે ધીમે ક્ષીણ થતો જાય છે પણ આ બીજી હીલચાલ હજી વધતી જ ચાલી જાય છે. આ હીલચાલ તે સવારમાં શહેર બહાર પૂલ પેરીપાર ફરવા જવાની હીલચાલ. તેનો કોઈ નેતા નથી, તેની સભાઓ ભરાઇ નથી. તેના મેમ્બરો નોંધાયા નથી અને જ્યાં આ હીલચાલ એ જ સમયે શરૂ થઇ છે તે હજી વધતી જ જાય છે. હું આ હીલચાલને માનનારો એક આગ્રહી ઉત્સાહી માણસ છું.

એક દિવસ હું હમેશની માફક સવારે ઉતાવળો ઉતાવળો ફરવા ચાલ્યો જતો હતો. ત્યાં ઍલિફન્ટ રોડના મુખ આગળ ખ્રિસ્તી દેવળની પાસે મને મારો જૂનો શાળામિત્ર હરજીવન મળ્યો. એકલાં ફરવા કરતાં કોઇ વાત કરનાર સાથે હોય તો સારૂં કરી મેં કહ્યું: "ઓહ! હો! હરજીવન! ઘણે દિવસે મળ્યો. સાથે આવે છે? ક્યાં જતો હતો?" "ક્યાંઈ નહિ" કહી તે મારી સાથે ચાલવા લાગ્યો.

અને 'ક્યાંઈ નહિ' એ એનો ઉત્તર અક્ષરશઃ સાચો હતો. હરજીવન કોઇ પણ અમુક જગાએ જતો હોતો જ નથી. તેણે છઠ્ઠી અંગ્રેજીમાંથી નિશાળ છોડી ત્યારથી મેં તેને નવરો જ અથવા નવરાનાં કામો કરતો જ જોયો છે. કાં તો કોઇ ડૉક્ટરને ત્યાં બેઠો બેઠો તડાકા મારતો હોય. વાંચવામાં ન્યૂસપેપરો વાંચે પણ તેમાં પણ જાહેર ખબરો ને એવી નકામી વાતો વધારે વાંચે. વાર્તા વાંચે પણ જરા પણ કલા સમજતો હોય એમ મને કદી નથી લાગ્યું. મિલમજુરોનાં ઘરો આગળ ફરતો મેં તેને વારંવાર જોયો છે. એકવાર પોસ્ટ ઑફિસના ઓટલા પર બેઠો બેઠો લોકોને કાગળ લખી આપતો હોય, તો બીજીવાર વળી કાબુલીઓના વંડામાં ખોટી હિન્દી ભાષામાં તેમની સાથે મશ્કરીઓ કરતો હોય, તો વળી ત્રીજીવાર રાત્રે સિનેમા કે નાટકનાં થિયેટરોમાં ડોરકીપર તરીકે સીટી વગાડતો બેઠો હોય. ભાઇ સાહેબ અસહકારી થયા ત્યારથી વળી અખાડાનું ચેટક લાગ્યું છે. સાંજે એકાદ અખાડામાં નાનાં છોકરાંને પોતાના ખભા પર ચડાવી ધિંગામસ્તી કરતો હોય. આગના બંબાનું ભૂંગળું ઝાલી ઊભો રહેતો, હજારો રોગો મટાડવાની દવા બજારમાં વેચનારાના ટોળામાં, માજીભરોના, વાજાંની પેટી વગાડનારાના, જાદુગરોના, મદારીના, ટૂંકમાં દરેક જાતના તમાશાના દરેક ટોળામાં મેં તેને જોયેલો છે. માત્ર એકવાર મારી પ્રૅક્ટિસની શરૂઆતમાં એક ખૂનકેસમાં વાઘરીના બચાવનો કેસ મને અપાવેલો અને એનો બચાવ સરસ રીતે મને સમજાવેલો તે સિવાય બુદ્ધિ કે ઉપયોગિતાનો તેણે હજી સુધી કશો પુરાવો આપ્યો જણાયો નથી. તેમાં પણ તે કામ ઉપયોગી તો મને હતું. તેણે વાઘરી પાસેથી પાઇએ લીધી નહોતી અને અમારા રિવાજ પ્રમાણે મેં તેની મહેનત જાણવા મરજી બતાવી ત્યારે તેણે કાંઇ પણ લેવાની ચોખ્ખી ના પાડી. સ્વભાવે તે નિખાલસ

અને સાથે સાથે વિચિત્ર રીતે મશ્કરો છે. અને પરણ્યો નથી એટલે આ બધી વિલક્ષણતાઓ તેને પોસાય છે. અત્યારે તેનો જીવ મૂંગી નાડે ચાલતો હતો તેથી મૂંગો મૂંગો મારી સાથે ચાલ્યો.

પુલની ચોકી વટાવી પુલના ફુટપાથ પર હું આગળ અને તે પાછળ અમે ચાલવા લાગ્યા. કંઇક વાતચીત કરવા મેં કહ્યું: "સવાર સુંદર છે, નહિ?" પણ કાંઇ જવાબ ન મળ્યો. મારી પછવાડે પગલાંનો અવાજ બંધ થયો હતો એમ મને લાગ્યું અને પાછું વાળી જોઉં તો ભાઇ સાહેબ ઊભા ઊભા નદીના પટમાં માણસોનું ટોળું ભેગું થયેલું તે જુએ.

મેં કહ્યું: "અલ્યા હરજીવન, એમાં તે શું જુએ છે? એવાં તો ધરમઘેલાં લોકો ઘણીએ વાર નદીમાં નાહવા આવે છે."

હરજીવનઃ "પણ આ તો પાણીથી દૂર ટોળું ઊભું છે. હિન્દુ મુસલમાન છારા બધા ભેગા થયેલા છે. આજે કોઇ પર્વ નથી."

મેં કહ્યું: "ત્યારે અસહકારનું કાંઇ ભાષણ બાષણ હશે."

હરજીવનઃ "ના. આજે ભાષણ નથી અને આટલું વહેલું હોય પણું નહિ. અંદર કોઈ બોલતું નથી. ટોળું સાંભળતું હોય એવું નથી, જોતું હોય એવું છે." એટલામાં ટોળું જરા પહોળું થયું અને વચ્ચે અમે જોઇ શક્યા. મેં કહ્યું: "આ તો કંઇક પંચક્યાસ થાય છે, એમાં શું જોવુંતું? તને તો આવી નકામી બાબતો ઉપર જ ધ્યાન આપતાં આવડે છે." એ કહે: "એ ખૂનઃ છે. હું તો જઇશ."

મેં કહ્યું: "ત્યારે તું જા. મારે તો અમુક ચાલવું જ જોઇએ. આટલામાં જ પાછો મળીશ ના!" હું આગળ ચાલવા માંડ્યો. તે નદીના પટમાં ઉતરવા પાછો ફર્યો.

પોણાએક કલાક પછી હું પાછો ફર્યો ત્યારે હરજીવનને પુલને સામે છેડે મારી રાહ જોતો ઊભેલો મેં જોયો. મારી પાસે આવી રૂપિયો માગ્યો. મેં કહ્યું: "આ નીચે જોવા ગયા'તા તેમાં રૂપિયો કમાયા કે શું?" "ના, કમાયો શું તે તો તને હમણાં બતાવીશ પણ રૂપિયો આપ." મેં રૂપિયો આપ્યો. અમે ચાલતા હતા પણ હરજીવનનું મન કંઈક વિચારમાં પડી ગયેલું મને લાગ્યું. તે મૂંગો મૂંગો આસપાસ ચકળવકળ જોતો ચાલ્યો. રસ્તામાં એક જગા બતાવીને મને કહે: "આ જુઓ!" હું આસપાસ જોવા લાગ્યો પણ મને કશું દેખાયું નહિ. મને ફરી કહે: "અહીં જુઓ, અહીં." કંઇક માંખીઓ બેઠેલી હતી. તે ધૂળ લઇ સૂંઘીને મને બતાવી કહે: 'જુઓ આ લોહીનાં ટીપાં છે.' મને તેમાં કાંઇ રસ પડ્યો નહિ. પોતે પોલિસ ચોકીમાં જઇ આવ્યો અને ઉતાવળો ચાલી મને મળીને કહે: "જુઓ આ કમાયો." મેં કહ્યું: "પણ આની કિંમત રૂપિયાની નથી. બહુ બહુ તો પાવલું અરધો છે."

હરજીવનઃ "એક રીતે પાવલું અરધો પણ નથી અને બીજી રીતે એ અમૂલ્ય છે."

મેં કહ્યું: "પણ નીચે વાત શી થઇ તે તો કહે."

હરજીવન ધીમે સાદે કહેવા લાગ્યો: "નીચે પંચનામામાં હું પંચ થઇ આવ્યો."

મેં કહ્યું: "પોલિસને કોઇ બીજો ન મળ્યો તે તારા જેવા અસહકારીને પંચ કર્યો."

હરજીવનઃ "તેમને કોઇ ભણેલો માણસ જોઇતો હતો. અને આટલું વહેલું પંચક્યાસમાં રોકાવા કોણ નવરું હોય. તમે વકીલો ફરવા નીકળો છો પણ પંચક્યાસમાં કામ ન આવો."

મેં કહ્યું: "પછી હતું શું?"

"કોઈ મુસલમાનનું મડદું પડેલું હતું. તેની ડોક ભાંગી ગયેલી હતી. અકસ્માતથી મુઆનો પંચક્યાસ કર્યો."

"અકસ્માત કેવી રીતે થયો એ કાંઇ જણાયું?"

"લખ્યું કે પુલના ફુટપાથના નળ પર બેઠેલો ત્યાંથી પડી જવાથી ડોક ભાંગી જવાથી મૃત્યુ થયું."

"ત્યારે તો તું ખૂન જોવા ગયેલો તે નિરાશ થયો હોઇશ."

"ના, હું તો ખૂન જ માનું છું."

"ત્યારે તારા જેટલી બુદ્ધિ કોઇ પોલિસમાં નહોતી શું?"

"ના, નહોતી. એલિસબ્રિજને થયાં મારા જેટલાં વરસ થયાં. તેમાં હજી કોઇ વાર આવું ખૂન થયું નથી, અકસ્માત થયો નથી, અને આવું બને એ વિચાર જ પોલિસને આવી શકતો નથી. કોઇ દિવસ નથી બન્યું તે બને જ કેમ? એમને મન તો એલિસબ્રિજની ચોકી એટલે જતા આવતા વાઘરી પાસેથી શાક, દાતણ, લાકડાં વગેરે લેવાં, ચીભડાં, તરબુચ, જામફળ વગેરે ઋતુ ઋતુના મેવા લેવા, ગાડાંવાળાએ ટોલ નથી આપ્યો કહી રોકવા અને ગુન્હામા ગુન્હો ખોટી બાજુ ચાલનારા કે દીવા વિનાના સાઇકલો પકડવા એટલું જ. એથી મોટો ગુન્હો થવા માટે એલિસબ્રિજ છે જ નહિ એમ એ બધા માને છે. એટલા પોલિસો ધાંધલ કરતા હતા તેમાં માત્ર એકને બુદ્ધિ હતી. પણ એટલા બધા બેવકૂફોમાં એક માણસ શું કરી શકે?"

મેં કહ્યું: "એમ કેમ?"

"મૈયતના હાથમાં કોઇ સ્ત્રીના લુગડાનો આ જરીવાળો છેડો હતો. તેના તરફ એક પોલિસનું ધ્યાન ગયું હતું. પંચક્યાસ લખાતાં તે એ કડકા સામું જ જોઇ રહ્યો હતો. અને ફોજદારને તેણે દૂર લઈ જઈ વાત કરી. તે હું સમજી ગયો. પણ ફોજદારને ખૂનકેસ નહોતો જોઇતો એટલે એણે કહ્યું કે એ તો અકસ્માતથી હોય."

"મુસલમાનના હાથમાં હિન્દુ સ્ત્રીનો જરીવાળો લુગડાનો કડકો એ બધાએ કેમ માન્યું?"

"મેં બચાવી લીધા. મેં કહ્યું કે મુસલમાન છે તે લેડાનાર વેચાતાં લેવાનો ધંધો કરતો હશે અને હાથમાં તારવાળો છેડો રહી ગયો હશે. પંચને તો પંચક્યાસમાંથી ઝટ છૂટવું હતું. વળી મરનારનો કોઇ સગોસાગવો નહિ, એટલે એ વાત જ લખી નહિ. છેડો ફોજદારે ખીસામાં મૂક્યો. તે મેં રૂપિયો આપવો કરી લઇ લીધો."

"તમે એને શું કરશો?"

"એ ખૂન જ છે. મરનારના પગ પર કઠેડાથી પડી જવા જેવા ઘસારા નહોતા અને મારામારીનાં ચિન્હો હતાં. વળી મેં તમને રસ્તામાં લોહી પણ દેખાડ્યું. હું તપાસ કરીશ."

"તમારામાં આ શક્તિ છે તો તમે પોલિસની સાથે રહી આ ધંધો કરો તો પુષ્કળ કમાશો."

"પરદેશી સરકારના પોલિસ સાથે કામ ન જ થઇ શકે."

"આ તમે અધિકારી થવા ત્યાગી તમને ઝનૂન ભરાયું છે."

" ના, એ ભૂત પહેલેથી હતું માટે અસહકારી થયો."

" પહેલાં આવા નહોતા."

" હા, તમને કેસ આણી આપ્યો ત્યારે ડાહ્યો હતો અને હવે નથી આણી આપતો ત્યારે ડાહ્યો નથી ?"

મને હવે હરજીવન અસહ્ય થઈ પડ્યો. પણ સદ્‌ભાગ્યે અમારા રસ્તા જુદા પડ્યા. અમે સાહેબજી કરી જુદા પડ્યા.

\+ \+ \+ \+

પાંચેક દિવસ પછી હું સવારે એ જ ફુટપાથ પર જતો હતો. ત્યાં હરજીવન ફુટપાથના કઠેડા પર તેના નળમાં પગના અંકોડા ભરાવી બેઠા હતો. મેં કહ્યું: " તમારો ખૂન વિશેનો મત મને તો તદ્દન ખોટો લાગે છે. અને પ્રજાબંધુમાં નોંધ આવી છે. તે ઉપરથી તો ખાત્રી થાય છે કે અકસ્માત જ હોવો જોઇએ."

હરજીવનઃ " એ પંચક્યાસ જ ફરી ગયો. મરનારના મોંમાંથી દારૂની વાસ આવતી હતી એ ખોટું છે. મેં મોં સુધી જોયું હતું. અકસ્માત ઠરાવવા માટે એમ લખ્યું છે, અને એ લખવા નવો પંચક્યાસ કર્યો. અમારાવાળો પંચક્યાસ અદશ્ય થયો."

મેં કહ્યું: " એવું તે હોય !" તેણે કહ્યું: " હા, એમ જ છે. અને એ મારે માટે સારૂં છે." મને એમાં સાર ન લાગ્યો. મારે હજી ફરવા જવાનું હતું અને હરજીવન કાંઇ ત્યાંથી ઊઠે એવો એનો ઢંગ દેખાતો નહોતો. હું ચાલ્યો ગયો.

\+ \+ \+

તે પછી મને કેટલાક દિવસ હરજીવન ક્યાંઇ દેખાયો નહિ. તેને મળવાની પણ ઈચ્છા નહોતી. એની તોછડાઈ અને કડકાઈ મને પસંદ નહોતી. પણ બે ત્રણ મહિના પછી મળવાનું થયું. સમસ્ત ગૂજરાત અખાડા મંડળોનો ઉત્સવ હતો. આમાં ગૂજરાતના અખાડામાંથી રમનારા આવ્યા હતા. મને આમન્ત્રણ હતું. તેમના લાંબા લાંબા કાર્યક્રમોમાં મને રસ નહિ હોવાથી કુસ્તી વગેરેના કાર્યક્રમો પૂરા થઇ રહે એટલો મોડો હું ગયો. અતિ ઉત્સાહમાં દોડનાં નાનાં છોકરાંને વટાવી હું અંદર ગયો ત્યાં એક સાતેક વરસનો છોકરો પોતાથી નાના પાંચેક છોકરાઓને કહેતો હતોઃ " આવો હું મહાસુખ થાઉં અને તમે પાંચેય મારી સાથે કુસ્તી કરો." આ દશ્ય જોઈ હું પ્રેક્ષકો બેઠા હતા તેમાં મારી પ્રતિષ્ઠાને છાજતા ઊંડાણ સુધી અંદર ગયો અને સારા દેખાતા માણસો સાથે બેઠો. અસહકારીઓએ ખુરશી તો કાઢી નાંખી છે. બધાને નીચે બેસવાનું હતું. એક સ્વયંસેવકે મારા હાથમાં સંસ્થાઓના હેવાલ અને કાર્યક્રમનું કાગળિયું મૂક્યું. પાસેનાને પૂછતાં સમજાયું કે હું જોઇએ તેટલો જ મોડો હતો. મગદળ લાકી બનેટી મલખમ કુસ્તી વગેરેનો લાંબો કાર્યક્રમ હમણાં જ બંધ થયો હતો અને માણસો રમતો તરફ જોઇને બેઠા હતા તે હવે પ્રમુખ તરફ ફરતા હતા. આખાં મંડળમાં એક ઉત્સાહ પૂરો થઇ બીજો શરૂ થતો હતો. મારી પાસે બેઠેલા કોઈ શેઠિયાને મેં પૂછ્યું: " કેમ કેવું થયું ?" તેણે કહ્યું: " આખું ય સરસ હતું પણ છેલ્લી બે વિગતો બહુ સરસ હતી. કુસ્તીનું છેલ્લું દંદ્વ અને પંચમુખી કુસ્તી. છેલ્લા દંદ્વમાં હરજીવન હાર્યો." પંચમુખી કુસ્તી નવો જ શબ્દ હતો પણ મને હરજીવન હાર્યો એ જાણવાની વધારે ઇચ્છા થઇ. મેં કહ્યું: " હરજીવન કેવી રીતે હાર્યો ?" પેલા શેઠે કહ્યું: " હારન તો નહિ, ઘણી સરસ કુસ્તી

ડાટથી એને વધાવ્યો પણ તેનું મોં મલક્યું કે ફરક્યું પણ નહિ. પછી ટૂંકી દોડમાં અને લાંબી દોડમાં તથા મલ્લખમમાં પણ મહાસુખ જ પહેલો આવેલો. મહાસુખ એક પછી એક ઇનામ લઇ જતો હતો તેને હરજીવને મશ્કરીમાં કહ્યું: "અલ્યા આટલાં બધાં કયાં સંઘરીશ." પણ એ શાન્ત ગહન મૂર્તિ એને એ ઊભી થઇ લઈ ખાલી જગા પર બેસી જાય. બધાં ઈનામો વહેંચાઇ રહેતાં છેલ્લું કુસ્તીનું પણ મહાસુખને મળ્યું. લોકોમાં ગડગડાટનો જાણે સમુદ્ર ઉછળ્યો પણ એ એ જ અચલ મુદ્રાથી ઈનામ લઇ અમારી પાસે બેસી ગયો. પ્રમુખે ભાષણ શરૂ કર્યું:

"બહેનો અને ભાઇઓ! ગૂજરાતમાં અખાડાની પ્રવૃત્તિ આટલી સારી ચાલે છે એ કાર્યકર્તાઓને ખરેખર અભિનન્દન આપવા યોગ્ય છે. આપે મને આ સ્થાન આપ્યું અને જુવાન ભાઇઓના હર્ષમાં ભાગ લેવાની તક આપી એ માટે આપનો સર્વનો હું ઘણો જ આભાર માનું છું. આજના કાર્યક્રમથી જોતાં આપને સર્વને જણાશે કે દરેક રમતમાં અને કસરત વગેરેમાં જુવાન ભાઇઓએ ઘણી પ્રગતિ કરી છે. મને માત્ર એક જ બાબતનો ખેદ રહે છે. આપ જાણો છો કે મરહુમ શેઠ મોતીચંદે આખા ગૂજરાતમાં સમસ્ત ગૂજરાત અખાડા મંડળનો જે સભ્ય લોકરક્ષણનું કોઈ બહાદુરીનું કામ કરે તેને માટે જે ઈનામ કાઢેલું છે તે આજે ત્રણ વરસથી ખાલી રહે છે. આ વરસે પણ હજી સુધી તે ઈનામને માટે કોઇ ઉમેદવાર આવ્યો નથી તેમ કોઈના તરફથી તે આપવા સંબંધી સૂચના થઈ નથી."

પાસે બેઠેલામાંથી હરજીવને ઊભાં થતાં થતાં કહ્યું: "આ વરસ એક નામ હું સૂચવી શકું એમ છે."

પ્રમુખ: "કોનું? ટ્રસ્ટની કલમ પ્રમાણે એ બાબત સાબીત કરી આપવી પડશે."

"નામની પછી વાત. પહેલાં સાબીત કરી આપું તે સાંભળો. પછી સાબીત થયું ગણો તો નામ આપું."

પ્રમુખ: "ભલે."

કોઇ વકીલ કેસ ચલાવતો હોય તેમ હરજીવન ટેબલ પાસે ઊભો રહ્યો. થેલીમાંથી તેણે તા. ૨૮ મી ઑગસ્ટનું પ્રજાબંધુ કાઢ્યું, અને વાંચ્યું: "એલિસબ્રિજ ઉપર થયેલો અકસ્માત. ગઇ તારીખ ૨૨ મીના રોજ નદીના વેણામાંથી એક મુસલમાનની લાસ મળી આવેલી છે. તેની લાસ વિશે તપાસ કરતાં માલુમ પડ્યું છે કે મૈયત એલિસબ્રિજના ફુટપાથના કઠેડાના નળે પગ ભરાવીને બેઠેલો ત્યાંથી દારૂના ઘેનમાં નીચે પડી જવાથી ડોક ભાંગવાથી તેનું મરણ નીપજેલું છે. મૈયતનાં કોઇ સગાં કે વારસ મળી આવતાં નથી. તેમ તેનું નામ ઠામ જણાતું નથી."

"આ લાસ જડી તે દિવસે સવારે હું તથા મારા મિત્ર, અરે વિદ્વાન મિત્ર, વકીલ મિ. વિષ્ણુપ્રસાદ જાની એલિસબ્રિજ ઉપર ફરવા ગયા હતા અને નીચે લાસની તપાસ થતી અમે જોઇ હતી. મારા મિત્ર ફરવા ચાલ્યા ગયા અને હું લાસ જોવા નીચે ગયો હતો. ત્યાં શું શું થયું તે સંબંધી અહીં હું કશું કહેવા માગતો નથી. એ કહેવાથી આપણી પોલિસ જે દૈવી શક્તિ છે તેની સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તા અને પરમ ન્યાયીપણાને બાધ આવે એવું છે. તેમ જ એ કહેવાની અહીં જરૂર નથી, પણ મારા મિત્ર એટલો પુરાવો આપશે કે હું તે લાસ જોવા નીચે ગયો હતો અને ત્યાંથી આ જરીવાળી સાડીનો છેડો

લેતો આવ્યો હતો." હરજીવને થેલીમાંથી એક જરીની સાડીનો છેડો કાઢી બતાવ્યો અને મારા સામું જોયું. શું બોલવું તેના ગભરાટમાં હું તેના સામું જોઈ રહ્યો હતો એ સ્થિતિનો લાભ લઇ તે બોલ્યો: "કેમ વકીલ સાહેબ બોલતા નથી? સરકારી કોરટોમાં ન જવાનો અમે અસહકાર કર્યો છે તેવો તમે અમારી સાથે તો નથી કર્યો! અથવા સાક્ષીના ભાડાભથ્થા વિના જવાબ નહિ આપો કે શું?" મેં જરા ચીડાઇને એકાં એકાં જવાબ આપ્યો: "હા હજી એ રૂપિયો પણ તમે પાછો નથી આપ્યો."

હરજીવન "જુઓ, રૂપિયાની વાત હું નથી કાઢતો. તમારે કાઢવી હોય તો તમારી જવાબદારી ઉપર કાઢજો."

. પ્રમુખે આ નકામી વાતથી વખત જાય છે એમ કરી કહ્યું: "હા, હા. એમાં તે શું છે તે પુરાવાની જરૂર પડે. તમે તમારે આગળ ચલાવો." કોઇ દિવસ નહિ ને આવી બાબત પહેલવહેલી આ પ્રમુખને શિર પડી તેથી પ્રમુખ જરા ગભરાયા હતા અને ઉતાવળા થતા હતા.

બધા માણસો એકચિત્તે શાંત થઇ સાંભળતા હતા. હરજીવને આગળ ચલાવ્યું: "તે જગાએ મેં તે જ દિવસે તપાસ કરી હતી. એ ખૂન હતું એમ મારા મનમાં ખાત્રી થઇ છે. પુલ ઉપર લોહીની ધાર પણ મેં જોયેલી અને તે જ વખતે વકીલ સાહેબને પણ બતાવેલી, ઝપાઝપી નાની સૂની ન હોવી જોઇએ. કેમ ખરૂં ને?"

મારે ફરી હા પાડવી પડી.

"આ ઉપરથી હું માનું છું કે કેટલાક બદમાશોએ આ જરીઆન સાડી પહેરનાર કોઇ બાઇ ઉપર હલ્લો કરેલો. અને તે હલ્લામાં આ વસ્ત્ર પહેરનારે પેલા મુસલમાનને નદીમાં ફેંકી દીધેલો."

પ્રમુખે સવાલ કર્યો: "જો નદીમાં ફેંકી દીધેલો તો પુલ પર લોહી ક્યાંથી હોય?"

હરજીવન: "હલ્લો કરનાર બદમાશો બે ત્રણ હોવા જોઇએ. અને તેમાંના એકને નીચે ફેંકી બાકીનાની સાથે મારામારી થયેલી હોવી જોઇએ."

અત્યાર સુધી હરજીવને મારી મશ્કરી કરેલી તેનું સાટું વાળવાનો હવે મને વખત મળ્યો. મેં ઊભાં થઇ પૂછ્યું: "ઊભા રહો. મને જવાબ દો. ખૂન થતી વખતે સ્ત્રી એકલી હતી કે સ્ત્રી સાથે કોઈ મરદ હતો? તમે શું માનો છો?"

હરજીવન: "મરદ હોય તો વળી હલ્લો કરે ખરા? ઓરતને એકલી જોઇને જ હલ્લો કરેલો."

મેં કહ્યું: "ત્યારે તમે જરા વિચાર નો કરો કે એક સ્ત્રી એમ ત્રણ બદમાશોને શી રીતે હરાવી શકે? એક પુરુષ પણ ત્રણ પુરુષોને હરાવી ન શકે?"

હરજીવન: "ગયા યુગમાં એ સત્ય હતું પણ અખાડાની હીલચાલ શરૂ થઈ ત્યારથી એ સત્ય ખોટું પડયું છે."

પ્રમુખે હવે મને પોતાની પાસે બોલાવ્યો, અને હરજીવનની સામે દલીલ કરવા તરફ તેનું વલણ હતું તે સ્પષ્ટ બતાવ્યું.

મેં કહ્યું: "તે તમારી સ્ત્રી એમ અખાડામાં કસરત કરવા ગઇ હશે?"

હરજીવન હાથમાં પેલો જરીનો છેડો બતાવી બોલ્યો: "આ પહેરનાર અખાડામાં ગયેલ એમ અનુમાન કર્યો વિના છૂટકો જ નથી."

પ્રમુખે વચમાં પડી કહ્યું: "તમે તમારી સાબીતી તુરત આપો. આમ નકામી જરી-આનની વાત ન કરો. હું કેવી રીતે માનું કે એક સ્ત્રી ત્રણ પુરુષોને હરાવી શકે ?"

પ્રમુખની ટીકાથી હરજીવન જરા પણ દબાયો નહોતો. તેણે પાછું ભાષણ શરૂ કર્યું: "સાહેબ, તેમાં આ જરીઆન જોવા જેવું છે. જુઓ આ છેડો. એ અનિયમિત ફાટેલો છે. તાણાતાણમાં ફાટેલો છે. અને આ જરી જુઓ. આપ વહેપારી છો. જુઓ આ બધું ખોટું છે. અંદર કશું સાચું નથી. અને છતાં કપડું કેવું ભપકાદાર છે ? ગમે તેવી શોખીન અને ભપકો ઇચ્છતી આજકલી હિન્દુ સ્ત્રી આ પહેરવાનું પસંદ કરે ? દિવસે આ ખોટું છે તે પરખાઈ આવે, રાત્રે જ માત્ર ચળકાટ મારે." પ્રમુખે કંટાળીને કહ્યું: "તમે આગળ ચલાવો. હું કાંઈ સમજતો નથી." હરજીવન: "મારું કહેવું છે કે એ પહેરનાર પુરુષ હતો અને તેણે આ ઝપાઝપી કરેલી."

પ્રમુખ: "એવી રીતે સ્ત્રીને વેષે પુરુષોને મારવાનું કાંઇ કારણ ?"

હરજીવન: "આ અરસામાં કેટલાક બદમાસ લોકો એલિસબ્રિજ ઉપર બેસી રહેતા અને મોડી રાતે જતી આવતી સ્ત્રીઓને સતાવતા. તે સંબંધમાં તેજ અરસાના એટલે ૧૪મી ઑગસ્ટના પ્રજાબંધુમાં એક ફકરો છે. સાંભળો: 'હાલમાં અમારા ધ્યાન પર એવી ફરિયાદ વારંવાર આવી છે કે કેટલાક બદમાસોની ટોળીઓ એલિસબ્રિજ ઉપર બેસી રહે છે અને રાત્રે મોડી પસાર થતી એકલદોકલ સ્ત્રીને રોકીને તેનું અપમાન કરે છે અને તેના પર અત્યાચાર કરવા સુધી જાય છે. ગૂજરાતની સ્ત્રીઓ આવી બાબતમાં ફરિયાદી થવાને અને કોરટે ચડવાને નાખુશ હોય છે એ જાણીતી વાત છે. પુલનો રસ્તો રાત્રે માણસ વિનાનો અને ત્યાંથી નાસી છૂટાય એવું ન હોવાથી બદમાસો લોકોને બેધડક પજવે છે. આવો ધંધો કરનારા ઘરબાર વિનાના કેટલાક ગુંડા હોય છે અને આબરૂદાર પ્રજાજનને તેમના તરફ કશી સહાનુભૂતિ ન હોવા છતાં તેઓ પોતાના કામમાં અત્યારસુધી ફાવતા આવ્યા છે. પોલિસ આ બાબતમાં તપાસ કરી આવા ધોરી રસ્તાને સહીસલામત રાખશે એવી આશા છે.' આ બાબત ખરી છે. કોચરબ, પાલડી, માદલપુર, મીઠાખળી વગેરેનાં બૈરાં આ ત્રાસથી નવ વાગ્યા પહેલાં જ શહેર છોડી ચાલ્યાં જાય છે. પાલડીની ઢેઢડી બાઇ તેલી, મીઠાખળીની દૂધ વેચવા જનારી બાઇ રૂપાં, ગલબાઇને ટેકરે રહેનારી મારવાડી ભીખારણ બાઈ ટેરી, અને સરખેજને રસ્તે વાડા કરનારી વાઘરણ બાઈ રાજી આ લોકોના ત્રાસનો ભોગ થઇ પડેલી. નદીની તેડ ઉપર વસતી છારી બાઇ ગોમી ઉપર પણ બદમાસોએ હલ્લો કરેલો પણ તે સામી થઈ છૂટી ગયેલી. આ અપમાનથી ઉશ્કેરાઇ કેટલાક છારા પુરુષો બદમાસો ઉપર ચડી ગયેલા, પણ ગુન્હા કરનારી જાત તરીકે તેઓ પોલિસના દાબમાં હોવાથી, બદમાસોએ પોલિસની મદદથી તેમને હાંકી કાઢ્યા. આ પુરાવા હજી ખાનગી રીતે મળી શકે એમ છે. આ જુલમમાંથી આ લાચાર અબોલ સ્ત્રીઓને બચાવવા આ માણસ સ્ત્રીને વેષે ત્યાં ગયેલો. તેના ધારવા પ્રમાણે બદમાસોએ તેનાં પર હલ્લો કર્યો અને ઝપાઝપીમાં એકને પુલથી હેઠે નાંખી દઇ બેને તેણે મારીને નસાડ્યા. ત્યારથી આ બદમાસોનો ત્રાસ બંધ થયો છે. આસપાસનાં ગામોમાં તપાસ કરતાં સર્વે કહે છે કે એ લાસ જડી ત્યારથી એ બદમારી બંધ થઈ છે. હવે હું પૂછું છું કે આ પ્રમાણે પોતાના જીવને જોખમે અબોલ સ્ત્રીઓનું રક્ષણ કરનાર માણસ જો હું બતાવી શકું તો

તમે તેને ઇનામને યોગ્ય ગણવા તૈયાર છો ? જો તૈયાર હો તો નામ આપું. અને સર્વ હકીકત સાબીત કરી આપું. જો તૈયાર ન હો તો આટલેથી બંધ કરું."

હજી સુધી કશું સાબીત થયું નહોતું, માત્ર હરજીવને રસિક લાગે એવી રીતે એક ઉડાઉ વાત રજુ કરી હતી, પણ લોકોને વાતનો રસ લાગ્યો હતો એટલે બધા એકે અવાજે બોલી ઊઠયાઃ "ચલાવો ચલાવો, હાંક્યે રાખો." પ્રમુખને મરજી વિરુદ્ધ આ અવાજના પૂરમાં ઘસડાવું પડયું અને કંઈક તેમના મનમાં ખાત્રી હતી કે આવું કશું સાબીત થવાનું નથી.

મારાથી ન રહેવાયું. મેં કહ્યું: "પણ તમારી પાયાની દલીલ જ ખોટી છે. તમે કહો છો કે કોઈ સ્ત્રી આવી સાડી પહેરે નહિ માટે એ સાડી પહેરનાર પુરુષ હોવો જોઇએ. પણ આવી સાડી જો કોઇ સ્ત્રી પહેરતી ન હોય તો બજારમાં આવી સાડીઓ થાય જ નહિ. આવી સાડી થઇ છે એ જ એમ બતાવે છે કે આવી સાડી પહેરનાર કોઇ સ્ત્રીવર્ગ તો હોવો જોઇએ જ."

હરજીવનઃ "આવી સાડી પહેરનાર સ્ત્રીવર્ગ નથી જ. પુરુષવર્ગને માટે જ આ સાડી થાય છે." હરજીવનની આ બેશરમ મૂર્ખતા હું ન સમજી શક્યો તેમ શ્રોતાવર્ગ પણ કોઈ ન સમજી શક્યો. સ્થિતિભેદને લીધે હું ચીડાયો અને શ્રોતાઓ ખૂબ હસ્યા.

પ્રમુખે વચમાં પડી કહ્યું: "પુરુષને પહેરવાની સાડી એવી ખોટી હકીકત કહેશો તો હું તમને બોલતા બંધ કરીશ."

હરજીવને ઠંડે પેટે જવાબ આપ્યો: "જી હું અક્ષરે અક્ષર ખરૂં કહું છું, વકીલ સાહેબના પ્રશ્નોથી આપને મારો અર્થ ખોટો લાગે છે. આ સાડીઓ નાટકમાં સ્ત્રીનો વેષ લેવાને માટે ખાસ કરવામાં આવે છે. અને નાટક કંપનીની જ આ સાડી છે."

શ્રોતાવર્ગ ગંભીર આશ્ચર્યમાં પડી ગયો. અને મોં પહોળું કરી હરજીવન સામું જોઇ રહ્યો. મેં કહ્યું: "ત્યારે એ માણસ ખૂન કરવા જતી વખતે નાટક કંપનીની સાડી શા માટે લેવા જાય ? પોતાના ઘરમાંથી જ સ્ત્રીનું કપડું ન લઇને જાય ?"

હરજીવનઃ "સ્ત્રી તરીકે વધારે આકર્ષક દેખાવા અને કદાચ એવું કારણ પણ હોય કે તેને ઘરમાં સ્ત્રી જ ન હોય. અથવા સ્ત્રી હોય તો પણ અહીં અમદાવાદમાં એકલો જ રહેતો હોય. અને ઘર ને સ્ત્રી બન્ને અહીં હોય તો પણ વકીલ સાહેબ, આવું કામ કરવા તમારા ઘરનાં મા બેન કે કોઇ પણ સ્ત્રી તમને કપડું આપે ખરાં કે ? તેણે નાટક કંપનીમાંથી જ લેવું પડે."

લોકો હસવા લાગ્યા. આખી સભામાં માત્ર પ્રમુખ જ મારા પક્ષના હતા. તેમણે કહ્યું: "ત્યારે સાબીત કરો કે એ માણસ નાટકમાંથી લઇ આવેલો હતો."

હરજીવને વળી થેલીમાં હાથ ઘાલી એક બીજી જરીની સાડી કાઢી અને બધા દેખે તેમ પેલો છેડો તેની સાથે મેળવી બતાવ્યો. અને કહ્યું: "જુઓ હવે ખાત્રી થઇ ?"

લોકો ચકિત નયને જોઇ રહ્યા હતા. તેમાંથી એક માણસે કહ્યું: "ત્યારે હવે નામ જ કહો ને ?"

હરજીવનઃ "ના. એક વાર પુરાવો પૂરેપૂરો ખરો કરી આપું પછી જ નામ આપું. હવે જુઓ એ અરસાનું પ્રબંધ. ઑગસ્ટમાં અમદાવાદમાં એક જ નાટકમંડળી હતી.

'આર્ય નાટ્યકલોત્તેજક મંડળી' તેના માલીક પાસે હું ગયો હતો. તેની પાસે થોડાં નાટકનાં કપડાં ભાડે માગ્યાં. તે મારો ઓળખીતો હતો. મને કહે: 'ભાઈ સાહેબ! હવે કપડાં તો કોઈ દિવસ ન આપું. તે દિવસ ભાડે આપ્યાં હતાં તેમાંથી એક સાડી તદ્દન ફાટીને આવી.' મેં કહ્યું: 'એમ તે કોઇ ફાડી નાંખે ખરૂં વળી?' 'હા, હા, સાહેબ, તમારી પાસે ખોટું શા માટે બોલું? જા, અલ્યા લાલિયા, પ્રમીલાના પાર્ટની સાડી લઇ આવ.' સાડી આવી, મેં જોઇ, ઓળખી. મેં કહ્યું: 'લાવો, જો તમને નુકસાન થયું હોય તો એ સાડી હું લઈ લઉં.' ૧૫ રૂપિયા નક્કી કરી સાડી લીધી. મેં કહ્યું: 'પહોંચ આપો એટલે એ છોકરા પાસેથી પૈસા હું લઈ શકું.' તેણે હા કહી. પહોંચ લખાતાં મેં કહ્યું: 'કોઇ અણઘડ છોકરો હશે તે ફાડી હશે.' તે કહે: 'અરે, ના રે સાહેબ, અણઘડ તો કોઈ નહોતો. પેલો જેનો પાઠ સૌથી વખણાયો હતો તે જ હતો. નામ તો મને યાદ નથી. અને પાઠ શેનો હતો? એવાં નામો પણ યાદ ન રહે. પણ બધાં પેપરોમાં તેનાં વખાણ આવેલાં હતાં. તેણે ફાડી હતી. અને નાટક પછી બે દિવસ બધાં કપડાં મોડાં મળ્યાં. સાહેબ, ગમે તેમ પણ છોકરા: તેમને કશી જવાબદારી મળે જ ના.' મે કહ્યું: 'આ બધી હકીકત પહોંચમાં લખો. મારે એ છોકરો શોધી કાઢવો સહેલો પડે.' જુઓ આ પહોંચ તેમાં આ બધી હકીકત લખેલી છે. હવે કહો તમારે બીજી શી સાબીતી જોઇએ છીએ?"

બધા લોકોએ બૂમ પાડી: "નામ કહો, નામ કહો." હરજીવને પ્રમુખ સામું જોયું. પ્રમુખે પણ હા પાડી. તેણે ફરી પૂછ્યું: "નામ આપું તે કરતાં માણસ જ રજુ કરૂં તો?" બધાંએ કહ્યું: "માણસ લાવો, બોલાવો, રજુ કરો." હરજીવન તેની પાસે બેઠેલા અખાડાના મલ્લો સાથે કાંઇ ગુપચુપ કરતો હતો. મને આ બધું ખોટી દિશાએ જતું લાગ્યું. મેં ઊભાં થઇને કહ્યું: "જો માણસ અહીં જ હોય તો પોતે જ કેમ ઊભો થઈને ન કહે કે ઇનામ મારૂં છે?" હરજીવને તરત જ જવાબ આપ્યો: "પણ માણસ મૂંગો હોય તો?" આખી સભામાં તોફાન થવા પહેલાં પાંદડાંનો અવાજ થવા માંડે તેમ આ કોણ હશે તે વિશે વાતો થવા માંડી. એટલામાં હરજીવનના ઈસારાથી એક અખાડીઆઓનું ધાડું દોડ્યું. બધા એ ધાડા તરફ જોવા લાગ્યા તો મહાસુખ મૂંગો છાનોમાનો નાસવાનું કરતો હતો. તેને અખાડીઆઓએ જઇને પકડ્યો. સભાજનો હવે જ સમજ્યા કે એ મૂંગો તે 'મહાસુખ મૂંગો' જ અને તાળીઓ અને બૂમો શરૂ થઈ તે બંધ કરવી મુશ્કેલ થઇ પડી. મહાસુખને પકડીને હરજીવન પાસે લાવ્યા, હરજીવને હાથ ઊંચા કરી બૂમો પાડી બધાને શાન્ત કર્યા. અને પછી મહાસુખને કહ્યું: "તેમાં નાસભાગ શું કરે છે? હજી ક્યાં સાબીત થયું છે કે તું જ તે હતો?" અને પછી સભાજનો તરફ જોઇ હરજીવને કહ્યું: "હજી થોડી સાબીતી બાકી રહે છે. જુઓ આ તા. ૨૧ મી ઑગસ્ટના પ્રજાબંધુનો અંક. ગૂજરાત યુવક મંડળ તરફથી જાહેરમાં નાટ્યપ્રયોગો થયા હતા. સઘળા જ પ્રયોગો ઘણા સફળ થયા હતા. સારા નટોને ઇનામ મળેલાં હતાં. તેમાં તિલોત્તમાના પાઠ માટે સ્ત્રીપાઠનું પહેલું ઇનામ લેનાર ભાઇ મહાસુખ છે. અને બીજો પુરાવો. લાસ તા. ૨૨ મી ના રોજ મંગી. અને તે જ રોજથી ડૉ. શંભુપ્રસાદને ત્યાં મહાસુખનો કેસ છે. માથાના પાછલા ભાગમાં લાંબો ઘા પડેલો હતો. ડૉકટરને પૂછતાં તે કહે છે કે મહાસુખને અખાડામાં વાગેલું તેનો એ ઘા હતો, પણ અખાડામાં તપાસ કરતાં તેને અખાડામાં વાગ્યું જ નહોતું. એ ઘા પેલી ઝપાઝપીનો

હોવો જોઈએ. હવે પ્રમુખ સાહેબને હું તે ઇનામ ભાઇ મહાસુખને આપવા વિનંતી કરૂં છું."

પ્રમુખ: "પણ એવી રીતે ખૂનીને ઈનામ કેમ અપાય ? એમ કરવા જતાં આપણે બધા અને આ અખાડાની સંસ્થા જોખમમાં આવી પડે."

હરજીવન: "પણ સરકારી દફતરમાં એ ખૂન જ નથી."

પ્રમુખ: "ત્યારે સરકારમાં જે ખૂન નથી તેને આપણાથી ખૂન શી રીતે કરાવાય?"

મેં પ્રથમ પ્રમુખને સમજાવ્યા અને તેઓ સંમત થતાં સુધારો મૂક્યો: "આ બધા પુરાવાની તપાસ કરી નિર્ણય કરવા એક કમિટી નીમવી."

હરજીવન: "તમારા સુધારાને કોઇનો ટેકો છે?" આખી સભામાંથી એક પણ માણસે ટેકો ન આપ્યો. પ્રમુખે કહ્યું: "પણ મારો ટેકો છે." હરજીવન કહે: "એ ન ચાલે." પ્રમુખ કહે: "હું એ સુધારો મંજુર કરૂં છું." અને આ શબ્દો કહેતાં આખી સભામાં જબરો ક્ષોભ થઈ ગયો. "બ્હીતો હો તો ખુરશી છોડી ચાલ્યો જા" "બ્હીકણ" "બાયલો" "ઈન્કમ ટેક્ષ" "ત્યારે પ્રમુખ શું જોઈને થયો હતો" વગેરે અનેક બૂમો, એક પણ પૂરી સંભળાય નહિ એવી રીતે આવવા લાગી. "તમે આ પ્રમાણે વ્યવસ્થા ન રાખો અને તમારા પ્રમુખની સલાહ ન જ માનો તો મારે પ્રમુખ રહેવું નથી" એમ સ્વગત ઉક્તિ કરી પ્રમુખ લોકોની ઠઠમાંથી માંડ માંડ રસ્તો કરતા લોકોની તાળીઓના ગડગડાટ અને 'હૂરિયો'ના પોકાર વચ્ચે ચાલ્યા ગયા. હરજીવને અને બધા સ્વયંસેવકોએ પાછી સભાને શાન્ત કરી. હરજીવને મોટે અવાજે કહ્યું: "પ્રમુખ સાહેબ ચાલી ગયા છે માટે આજનું કામ પૂરૂં કરવા કોઇ બીજો અધ્યક્ષ નીમવો જોઇએ." લોકોએ "હરજીવન" "હરજીવન" ના પોકારો કર્યા. હરજીવને કાંઇ પણ વિવેક વિના "આપનો સર્વનો મત હોય તો હું એ સ્થાન લઉં છું" કહી પ્રમુખસ્થાન લીધું. પછી પૂછ્યું: "આ ઇનામ ભાઇ મહાસુખને આપવાના વિરુદ્ધ હોય તે હાથ ઉંચો કરો." મને પણ હવે હાથ ઉંચો કરવો નિરર્થક લાગ્યો. "પક્ષના ?" આખા ચોગાનમાં એક હાથોનું વન થઈ રહ્યું. "ત્યારે એ ઇનામ હું ભાઇ મહાસુખને આપું છું" કહી હરજીવને ઇનામ આપ્યું.

હરજીવને કહ્યું: "છૂટા પડતા પહેલા મારે થોડું કામ કરવાનું રહે છે. શેઠ મોતીચંદનું ઇનામ તો મહાસુખને મળ્યું. પણ મારે પણ એક ઇનામ આપવું છે. મહાસુખને આમ લાવો." લોકો બધા શાંત થઈ ગયા. અખાડીઆઓએ મહાસુખને પકડી આણ્યો. તેના પર હરજીવને પેલી ખોટી જરીની સાડી ઓઢાડી. દીવાના ઝળહળના પ્રકાશ તરફ તેનું મોઢું દાઢી ઝાલી ફેરવ્યું અને લોકો તરફ જોઈ કહ્યું: "જુઓ આ મોઢું ઓછું મોહક છે ? જાણે વિષ્ણુનો મોહિની સ્વરૂપનો અવતાર!" અખાડીઆઓએ તડફડતા મહાસુખને ઝાલી ચારે બાજુ ફેરવ્યો. હરજીવને સભા બરખાસ્ત કરી. પણ અખાડીઆઓનું એ તાંડવ ઘણીવાર સુધી ચાલુ રહ્યું.

આટલી બેસભ્યતા મેં કોઇ સભામાં કદી જોઈ નથી. ત્યારથી કોઇ પણ મસ્તકારીઓની સભામાં જવું મેં બંધ કર્યું છે

દ્વિરેફ

# નવી નાણાચલણની પદ્ધતિ

## એનાથી લાભ થશે?

ટૉલસ્ટૉય લખે છેઃ 'નાણું એ ગુલામીનું નવું અને ભયંકર સ્વરૂપ છે.' પરંતુ જુદા જુદા દેશોમાં આજ જે ધોરણ ઉપર વેપારઉદ્યોગ ચાલે છે તે સ્થિતિમાં નાણાનો ઉપયોગ અનિવાર્ય છે. દરેક દેશના નાણાચલણનો, તેના વેપારઉદ્યોગ સાથે ગાઢ સંબંધ રહેલો છે. સામાજિક અને રાજકીય જીવનનો પણ તેની સાથે નિકટનો સંબંધ છે. દરેક વસ્તુનું મૂલ્ય નાણામાં આંકવામાં આવે છે અને આપણી બધી પ્રવૃત્તિઓ મોટે ભાગે નાણાની આસપાસ રચાએલી છે. લડાઇ પછી યુરોપનો મુખ્ય પ્રશ્ન નાણાસુધારાનો થઇ પડ્યો છે. કેટલાક તો એટલે સુધી કહે છે કે આજના જમાનાના ઘણાખરા દોષો સારી નાણાપદ્ધતિને અભાવે છે એટલે નાણાચલણ સુધારવામાં આવે તો સત્વરે શાંતિ થાય. આમાં કેટલીક અતિશયોક્તિ હશે પરંતુ સમાજમાં આજે નાણાનું જે સ્થાન છે તે નાનું સુનું નથી.

આપણા દેશમાં ઘણી વખત વેપારઉદ્યોગ નાણાંભીડને લીધે અટકી પડે છે. ખેતીપ્રધાન દેશ હોવાથી મોસમ વખતે, નાણા છૂટને અભાવે માલની લે–વેચ કરવામાં મુશ્કેલી નડે છે. ચલણની વ્યવસ્થા સરકાર હસ્તક હોવાથી સોનારૂપાના સંગ્રહોમાં હજારો બલ્કે લાખો અને કરોડોની ધાલમેલ થઇ શકે છે. આવી મુશ્કેલીઓ, આપણા ચલણમાં કેટલાએ વખતથી જણાતી આવી છે પરંતુ આપણા હિતેચ્છુઓ (?) ના સ્વાર્થને લીધે તેમની ઇચ્છા મુજબ દેશના નાણાની વ્યવસ્થા કરવામાં આવે છે. વખતોવખત એ વ્યવસ્થા સુધારવા સૂચનાઓ કરવામાં આવે છે પરંતુ ગાડું પાછું હતું ત્યાંનું ત્યાં આવીને અટકે છે. આ પ્રમાણે છેલ્લા ત્રીસ વરસમાં ત્રણ કમીશનો નીમાયાં પરંતુ નાણાચલણમાં કાંઈ સુધારો થયો નહિ. ગયા વર્ષમાં આવું એક કમીશન નીમાયું હતું. તે કમીશને પોતાનો હેવાલ ગયા માસમાં બહાર પાડ્યો છે.

કમીશનો વિવિધ ઉદ્દેશોથી નીમાય છે. એકાદ પ્રશ્નની બરાબર તપાસ કરી તે વિષે નિર્ણય ઉપર આવવાનો ઉદ્દેશ સામાન્ય ગણાય છે. પરંતુ કેટલીક વાર કમીશન, લોકમતને ઠંડો પાડવા ખાતર અગર ધારેલી મુરાદ પાર પાડવા ખાતર જ નીમાય છે. તેથી તેનો પ્રકટ ઉદ્દેશ એક હોય છે અને મૂળ ઉદ્દેશ જુદો હોય છે. ૧૯૧૪ નું ચલણી કમીશન, વડી ધારાસભામાં નાણાચલણ ઉપર બે વાર ચર્ચા થયા પછી કોઈ કમીશનની જરૂર નહતી* છતાં લોકમતને ઠંડો પાડવા ખાતર નીમાયેલું; ત્યારે એનો પ્રકટ ઉદ્દેશ તે વખતનું નાણા ચલણ હિંદના હિતાર્થ હતું કે કેમ† તે તપાસવાનો હતો. તે જ પ્રમાણે આપણા છેલ્લા કમી-

* હિંદી સરકારને પણ કમીશન નીમવાની જરૂર જણાતી ન હોતી. હિંદી પ્રધાનને તે વખતે સરકારે લખેલું: "વડી ધારાસભામાં આ વિષયની બે વાર ચર્ચા થયેલી છે અને પહેલાં ઇગ્લાંડ અને હિંદના વેપારીઓ તરફથી છાપાંઓમાં એની સખત ચર્ચા થયેલી છે તેથી આ વિષય ઉપર વધુ મત મેળવવાની અમને જરૂર જણાતી નથી."

† To enquire whether the then existing practice in currency matters was conductive to the walfare of India.

શનનો પ્રકટ ઉદ્દેશ હિંદના હિતની દૃષ્ટિએ નાણાચલણમાં સુધારા સૂચવવાનો હતો[1]. પરંતુ કમીશને જે હેવાલ બહાર પાડ્યો છે, અને સરકારે તે સંબંધમાં જે વલણ અખત્યાર કર્યું છે, તે ઉપરથી મૂળ ઉદ્દેશ જુદો હોય એમ જણાય છે.

૧૯૧૯ની ચલણ સમિતિએ રૂપિયાનો દર ૨ શિલીંગ ઠરાવેલો પરંતુ તે એટલો બધો અવ્યવહારૂ હતો કે ૪૦ કરોડ રૂપિયાનું પાણી કરીને સરકારને તે મોકુફ રાખવો પડેલો; જ્યાં રૂપિયાનો દર ઉંચો રાખવા સરકારે તનતોડ મહેનત ચાલુ રાખી અને કૃત્રિમ નાણાભીડ ઉભી કરીને ૧ શિ. ૬ પેન્સનો દર ટકાવી રાખ્યો. આ પ્રમાણે કોઈ પણ કાયદાના આધાર સિવાય ૧ શિ. ૬ પેન્સનો દર છેલ્લા એકાદ વર્ષથી ચાલતો હતો તેને કાયદાના સીલની ખાસ જરૂર હતી. કમીશને તે દરને આશીર્વાદ આપ્યો છે અને સરકારે તેને વધાવી લીધો છે. તે એટલે સુધી કે હેવાલ બહાર પડ્યા પછી ૨૦ દિવસની અંદર તે દરને કાયદાના રૂપમાં મૂકવા સરકારે દોડાદોડ કરી મૂકી. સદ્‌ભાગ્યે સ્વરાજીસ્ટ સભ્યો ધારાસભામાં હાજર થયા અને સરકારને તે વિચાર બંધ રાખવો પડ્યો. પરંતુ આ ઉપરથી, કમીશન નીમવામાં સરકારનો મૂળ ઉદ્દેશ શો હશે તેની ઝાંખી થાય છે.

કમીશનના દસ સભ્યોમાંથી ફક્ત ચાર હિંદીઓ હતા. તેમાંથી બે ગૃહસ્થો તો ૧૯૨૨ના મહેસુલ કમીશનમાં પોતાના હિંદી મિત્રોને છોડીને ગોરા મિત્રો સાથે સહી કરનારા હતા એટલે સરકારને એમના મત ઉપર પૂરતો વિશ્વાસ હતો. આવા કારણને લઈને કમીશનના સભ્યોની પસંદગી ઉપર વડી ધારાસભાએ અવિશ્વાસનો ઠરાવ પસાર કરેલો. પરંતુ સભ્યોમાં ફેરફાર કરવામાં આવ્યો નહિ, અને કમીશને સર પુરુષોત્તમદાસ અને બીજા નવ ગૃહસ્થો વડે કામ શરૂ કર્યું. આ રીતે શરૂ થયેલા કમીશન પાસેથી પ્રજા કેટલી આશા રાખી શકે? સરકારે નક્કી કરેલા દરને કમીશન આશીર્વાદ આપે એમાં નવાઈ છે?

પણ કમીશને આ એક જ ભલામણ કરી નથી. આજનું આખું નાણાચલણ બદલી નાખીને હિંદને આદર્શ (?) પદ્ધતિ આપવા કમીશને મંથન કર્યું છે. આ આદર્શ પદ્ધતિથી આજના ચલણના દોષો કેટલે અંશે દૂર થશે અને દેશને એકંદરે કેટલો લાભ થશે તે કમીશનની ભલામણો તપાસવાથી જણાશે.

આપણી ચાલુ નાણાચલણ પદ્ધતિમાં પૌંડ અને રૂપિયા, કાયદા પ્રમાણે (વ્યવહારમાં ફક્ત રૂપિયા જ) મુખ્ય નાણું છે અને સાથે ચલણી નોટો પણ ચાલે છે. સરકાર સોનું લઈને રૂપિયા આપે છે પરંતુ રૂપિયા લઈને પૌંડ આપવા કાયદાથી બંધાએલ નથી. ફક્ત આંતરરાષ્ટ્રીય વેપાર અર્થે પહેલા ૧ શિ. ૪ પેન્સના દરે અને હવે ૧ શિ. ૬ પેન્સના દરે રૂપિયાની લેવડદેવડ કરવાની વ્યવસ્થા છે.

આ પદ્ધતિમાં કમીશનને જે દોષો જણાયા છે તેનો સાર નીચે મુજબ છે:—

(૧) પદ્ધતિ સરળ નથી. સાધારણ માણસને તેની એકદમ સમજ પડે તેવી નથી;
(૨) શાખ અને નાણાચલણનો મેળ નથી;
(૩) જરૂરિયાત પ્રમાણે ચલણમાં એની મેળે વધારો ઘટાડો થતો નથી.

---

૧ To examine and report on the Indian exchange and currency system and practice, to consider whether any modifications are desirable in the interests of India.

દોષો દૂર કરવા સમિતિએ જે ભલામણો કરી છે તેમાંની મુખ્યનો સાર નીચે પ્રમાણે છેઃ—

(૧) ચલણમાં નોટો અને રૂપિયા આજની પેઠે વપરાય પરંતુ જે ૨૩,૦૦૦ રૂપિયા (રૂા. ૨૧-૧૨-૦ ના ભાવથી ૧,૦૬૫ તોલાની આશરે કિંમત) અથવો તેટલી કિંમતની નોટો મુંબઇ, કલકત્તા અને મદ્રાસની મધ્યસ્થ બૅન્ક (નીચે સૂચવેલી બૅન્ક)ની ઑફિસે રજુ કરે તેને ૧,૦૬૫ તોલાની સોનાની લગડી આપવી;

(૨) નાણા સિવાયના બીજા ઉપયોગ માટે સોનું માગવામાં ન આવે તે ખાતર સોનાનો ભાવ બજારભાવથી ઊંચો રાખવો:

(૩) સોનાના સિક્કા ચલણમાં વપરાય નહિ. આજના કાયદાપોથીમાંના પૌંડના સિક્કાને મુખ્ય નાણા તરીકે બંધ કરવો;

(૪) ત્રણ અથવા પાંચ વરસે સોનામાં વટાવી શકાય એવાં સેવીંગ સર્ટીફિકેટો સરકારે કાઢવાં. મુદતની વચ્ચે નાણું માગવામાં આવે તો સર્ટીફિકેટના બદલામાં રૂપિયા કે નોટો જ આપવી પરંતુ મુદત પુરી થયેથી માગે તેને સોનું આપવું;

(૫) નાણાચલણની સઘળી વ્યવસ્થા કરવા માટે એક સરકારી મધ્યસ્થ બૅન્ક સ્થાપવી અને તેને નોટો પાડવાનો હક આપવો. આ બૅન્ક સ્થપાય ત્યારપછી પાંચ વરસની અંદર સરકારી નોટોનું ચલણ બંધ કરવું અને તે નોટોને ફક્ત સરકારી તિજોરીમાં સ્વીકારવી;

(૬) બૅન્ક સરકારી બાંહેધરીવાળી જુદી નોટો કાઢે અને એક રૂપિયાની નોટો ફરી શરૂ કરે;

(૭) એક રૂપિયાની નોટોના બદલામાં રૂપિયા આપવા નહિ. બીજી નોટોના બદલામાં જે માગે તેને નોટો અને સવડ હોય તો રૂપિયા આપવા. પણ રૂપિયા આપવા સરકારે કાયદાથી બંધાવું નહિ.

(૮) રૂપિયાનો દર ૧ શિ. ૬ પેન્સનો નક્કી કરવો.

ઉપરની ભલામણો મુજબ વ્યવહારમાં રૂપિયા અને નોટો ચાલુ રહેશે પરંતુ સરકારી નોટોના બદલામાં મધ્યસ્થ બૅન્કની નોટો શરૂ થશે. તે નોટોના બદલામાં રૂપિયા આપવા સરકાર કાયદાથી બંધાશે નહિ. ૨૩,૦૦૦ રૂપિયા, જે મુંબાઈ, મદ્રાસ અથવા કલકત્તાની મધ્યસ્થ બૅન્કની ઑફિસે રજુ કરશે તેને ૧,૦૦૦ તોલા સોનું આપવામાં આવશે અને પરદેશના વેપાર અર્થે ૧ શિ. ૪ પેન્સને બદલે ૧ શિ. ૬ પેન્સનો દર રહેશે. આ ફેરફારોથી આજના નાણાચલણના દોષો દૂર થશે?

### ૧. નવી પદ્ધતિ સરળ થશે ?

હાલની પદ્ધતિ સરળ નથી એના એક કારણ તરીકે એમ જણાવવામાં આવ્યું છે કે પૌંડનો સિક્કો કાયદાપોથી ઉપર મુખ્ય ચલણ છે તેથી પદ્ધતિ સમજવામાં ગુંચવાડો ઉભો થાય છે, અને રૂપિયાની કિંમતનો આધાર વિલાયતમાં રહેતા સોનાના સંગ્રહ ઉપર છે તેથી તેની સ્થિરતા શાને આધારે છે તે સામાન્ય માણસને સમજાતું નથી. નવી પદ્ધતિમાં પૌંડનો સિક્કો બંધ થશે અને તેની જગ્યાએ ૨૩,૦૦૦ રૂપિયાની સોનાની લગડી આવશે તેથી વ્યવહારમાં શો ફેર પડશે? જેમ આજે પૌંડનો સિક્કો વપરાતો નથી તેમ સોનું પણ સામાન્ય માણસ દેખવાનો નથી. કમીશન પોતે પણ એક જગ્યાએ કબુલ કરે છે કે 'સોનાના દલાલો અને શરાફો જ આનો સીધો લાભ લઇ શકશે.' તો પછી પૌંડનો સિક્કો રદ કરવાથી સરળતા કેવી રીતે આવશે? ઉલટું નવી પદ્ધતિમાં નોટોના બદલામાં જોઈએ ત્યારે રૂપિયા નહિ મળે તેથી સામાન્ય માણસને નવી પદ્ધતિ સમજાશે નહિ. એના મનમાં થશે કે એક રૂપિયાની નોટના બદલામાં રૂપિયા ન મળે અને બીજી નોટોના બદલામાં સવડ હોય

તો રૂપિયા મળે એ શું ? નોટ ઉપર નોટના બદલામાં સોનું મળશે એમ લખેલું હોય * અને જનાં દરેક નોટનું સોનુંએ ન મળે અને જ્યારે ત્યારે રૂપિયા પણ ન મળે. તો આથી પદ્ધતિ સરળ થવાની કે ગુંચવાળી ?

૧,૦૦૦ તોલા સોનું આપવાથી ૧ શિ. ૬ પેન્સનો દર કાયમ રહેશે એની પણ સામાન્ય માણસને કેવી રીતે સમજ પડવાની ? સોનાની લગડી સાથે એનો સંબંધ ફક્ત નામનો જ રહેવાનો. એને તો સોનાનાં સિક્કા હાથમાં આવે તો સમજ પડે કે નાણાંની કિંમત શાને આધારે સ્થાયી છે.

### ૨. શાખ અને નાણાચલણનો એક મેળ થશે ?

શાખ અને નાણાચલણનું તંત્ર એક કરવા માટે કમીશને એક મધ્યસ્થ બૅન્ક સ્થાપવાની ભલામણ કરી છે. તંત્ર એકલક્ષ્યુ કરવાની દૃષ્ટિએ આ સૂચના બરાબર છે, પરંતુ આ કામ ઇમ્પીરીઅલ બૅન્કને કેમ ન સોંપવું અને જુદી બૅન્ક શા માટે સ્થાપવી એ સંબંધમાં કમીશને કરેલી દલીલો બરાબર લાગતી નથી. કમીશન જણાવે છે કે જો આ કામ ઇમ્પીરીઅલ બૅન્કને સોંપવામાં આવે તો "ઇમ્પીરીઅલ બૅન્ક દેશમાં આજે ચારે તરફ શરાફીનું કામ કરી રહી છે અને લોકોને પૈસા રોકવા ઉત્તેજન આપી રહી છે તેનો લાભ દેશને મળતો બંધ થશે." કારણ એમ જણાવવામાં આવ્યું છે કે ઇમ્પીરીઅલ બૅન્કને મધ્યસ્થ બૅન્કનું કામ સોંપવા માટે તેનું અત્યારનું કેટલુંક કામ ઓછું કરવું પડે. પણ ઇમ્પીરીઅલ બૅન્ક પાસેથી સરકારી નાણાનો વહીવટ લઈ લેવાથી તે બૅન્ક તરફથી પ્રજાને મળતો કેટલોક લાભ ઓછો નહિ થાય ? તે બૅન્ક સારી શાખને લીધે જેટલું કામ કરી રહી છે તે ઓછું નહિ થાય ? દેશમાં બીજી ઘણી બૅન્કો છે. તેમના પ્રમાણમાં આજે ઇમ્પીરીઅલ બૅન્ક વધારે સદ્ધર ગણાય છે એનું કારણ મુખ્યત્વે એક જ જણાય છે અને તે એ કે તેને સરકારની હુંફ છે. તે હુંફ ચાલી જાય તો કામમાં પણ ધોકો પહોંચે. એટલે કમીશનની સૂચના મુજબ કામ લેવામાં આવે તો પણ ઇમ્પીરીઅલ બૅન્કનું કામ ઓછું થવાનું ( જોખમનો ધંધો વધારે ખેડે એ અહીં વિચારવાનું નથી ) અને તેટલો લાભ દેશને ઓછો મળવાનો.

હાલ ઇમ્પીરીઅલ બૅન્ક ઉપર દેશમાં જુદે જુદે સ્થળે શાખાઓ ઉઘાડવાની અને લોકોને બૅન્કના કામકાજથી માહિતગાર કરવાની જવાબદારી છે. તે જવાબદારી મધ્યસ્થ બૅન્ક ઉપર રહેવાની નથી એટલે બૅન્કના પ્રચારને અંગે ઇમ્પીરીઅલ બૅન્ક જે કરે છે તે કામ આપોઆપ ઓછું થઈ જવાનું. નવી શાખાઓ ઉઘાડવા ઇમ્પીરીઅલ બૅન્કને નાણાવિષયક મદદ કરવાની કમીશને સૂચના કરી છે પરંતુ ઇમ્પીરીઅલ બૅન્ક આજની સ્થિતિમાં એ કામ જેટલી સારી રીતે કરી શકે તેટલું પછીથી નહિ કરી શકે એ નિઃશંક વાત છે.

વળી શાખ અને ચલણનો મેળ બજારમાં વેપારીઓ સાથે કામ કરનાર બૅન્ક જ વધારે સારી રીતે કરી શકે છે એવો સામાન્ય અનુભવ છે; તેથી બજારની જરૂરિયાત પ્રમાણે

* કમીશનની સૂચના મુજબ નવી નોટો ઉપર નીચેના શબ્દો હશે: "Reserve Bank of India Notes are legal tender for the payment of any amount and are convertible into gold in accordance with the provisions of ... Act of ... ."

નાણામાં વધઘટ થાય એવી સ્થિતિ લાવવી હોય તો બૅન્કનું, થોડું કામ ઓછું કરીને પણ ઇમ્પિરીઅલ બૅન્કને તે કામ સોંપવું જોઇએ.

કમીશનની આ સૂચનાના સંબંધમાં ધ્યાનમાં રાખવાની જરૂર છે કે બૅન્કને શાખ અને નાણાના વહીવટનું કામ સોંપવું એ કમીશને સૂચવેલી પદ્ધતિનું ખાસ લક્ષણ નથી. સોનાનું ચલણ દાખલ કરવામાં આવે તો પણ આ રીતે વ્યવસ્થા થઇ શકે.

### ૩. જરૂરિયાત પ્રમાણે એની મેળે નાણામાં વધારો ઘટાડો થશે?

બૅન્કના હાથમાં નાણાનું સર્વ તંત્ર સોંપી દેવાથી વેપારીઓ સાથેના વ્યવહારને લીધે બૅન્ક આ કામ સાધી શકે એ આ પ્રશ્નમાં જોવાનું નથી. પરંતુ કમીશને સૂચવેલી આદર્શ પદ્ધતિના પરિણામરૂપે જ્યારે જરૂર પડે ત્યારે લોકો રૂપિયા બૅન્ક પાસેથી લઇ જાય અને જરૂર ન હોય ત્યારે આપી જાય એમ થશે કે કેમ તે જોવાનું છે. કમીશન જણાવે છે કે જ્યારે નોટો અને રૂપિયાના બદલામાં સોનાની લગડીઓ આપવામાં આવશે ત્યારે ચલણમાં ઘટાડો થશે અને જ્યારે સોનાની લગડીઓના બદલામાં રૂપિયા અને નોટો આપવામાં આવશે ત્યારે વધારો થશે. પણ સોનાનો ભાવ બજાર ભાવથી ઉંચો રાખવા કમીશને સૂચવેલું છે એટલે સોનાની લગડીઓને બદલે રૂપિયા કે નોટો લેવા કોણ જશે? અને રૂપિયા અને નોટોના બદલામાં સોનું લેવા પણ કોઇ જશે? વળી ૨૩,૦૦૦ ની જે હદ બાંધેલી છે તેનું શું? એટલે રૂપિયા અને નોટોના બદલામાં સોનું આપવા લેવાનો લાભ કમીશનના શબ્દોમાં 'સોનાના દલાલો અને શરાફો'ને જ મળવાનો. તેથી સૂચવેલી પદ્ધતિ પ્રમાણે નાણાની એની મેળે વધઘટ થશે એમ આશા રાખવી વૃથા છે. હા, બૅન્ક પોતાના બજાર ઉપરના કાબુને લીધે આ કામ કરી શકે પણ તે લાભ મુખ્ય બૅન્ક સ્થાપવાને લીધે છે, નહિ કે કમીશનની આદર્શ પદ્ધતિને અંગે.

### ૪. રૂપિયાનો ભાવ સ્થાયી થશે?

૧૮૯૮ માં ફાઉલર કમિટીની ભલામણ અનુસાર રૂપિયાનો દર ૧ શિ. ૪ પેન્સ નક્કી કરવામાં આવ્યો હતો. તે દર ૧૯૧૭ સુધી સાધારણ રીતે ટકી રહ્યો એમ ગણાય. પરંતુ તે પછી લડાઇની ઉથલપાથલને લીધે રૂપાના ભાવમાં મોટો વધારો થયો અને ૨ શિ. ૪ પેન્સ સુધી દર પહોંચ્યો. અત્યારે તે દર સરકારની પોલિસીને લીધે જ[૧] ૧ શિ. ૬ પેન્સની લગભગમાં ચાલે છે. તેને કમીશન કાયમનો કરવા ભલામણ કરે છે. રૂપિયાની કિંમત દશ આના જેટલી જ હોવાથી સરકાર ધારે તે દર (૨ શિ. જેટલો તો નહિ) નક્કી કરી શકે છે. લડાઈ પહેલાં ૧ શિ. ૪ પેન્સનો દર ૨૦ વરસ સુધી જેમ તેમ ટકાવી રાખ્યો અને છેલ્લા એકાદ વર્ષથી ૧ શિ. ૬ પેન્સનો દર કૃત્રિમ રીતે ટકાવી રાખ્યો છે, તેમ હવે પણ ધારે તો, તે દર ટકાવી શકે. પરંતુ વિચારવાનું એ છે કે કયો દર દેશના હિતને માટે અનુકૂળ થશે. રૂપિયાનો દર ઉંચો નક્કી કરવાથી, સાધારણ રીતે પરદેશની આયાતને ઉત્તેજન મળશે અને અહીંની નિકાસને ધોકો પહોંચશે. અથાગ મહેનત પછી કેટલાક ઉદ્યોગોને સંરક્ષણ મળ્યું છે તેની અસર મારી જશે અને દેશનો ઉદ્યોગધંધો ખીલતો અટકશે. વળી

---

૧ કમીશન લખે છે કે: "The stability of the gold value of the rupee is thus based upon nothing more substantial than a policy of the Government."

આપણા ખેડુતોનું ૮૦૦ કરોડ રૂપિયાનું દેવું ગણાય છે તે દેવું વાળવા ખેડુતોને ૯૦૦ કરોડ જેટલી કિંમતના રૂપિયા આપવા પડશે. હિંદુસ્થાનનો મોટો વર્ગ ગરીબ ખેડુતોનો છે તેમને જો આ ફેરફારથી આવી હાડમારી પહોંચે તો જુનો દર કાયમ રાખવા વધારે સચોટ દલીલ કઇ હોઈ શકે?

આ સંબંધમાં પણ એટલું જણાવવાની જરૂર છે કે કયો દર નક્કી કરવો એ સવાલ જો રૂપિયાનું ચલણ ચાલુ રાખવું હોય તો જ ઉપસ્થિત થાય છે. સોનાનું ચલણ દાખલ કરવાનું હોય તો રૂપિયો ઉપનાણા તરીકે ચાલુ રહેવાનો અને કયો દર નક્કી કરવો એ સવાલ જ નહિ રહેવાનો.

૫. નવા ચલણ પર પ્રજાનો વિશ્વાસ બેસશે?

કોઇ પણ નાણાચલણની સફળતા માટે પ્રજાનો વિશ્વાસ એ મુખ્ય વસ્તુ છે. આજે પણ કોઇ દેશમાં એકલી કાગળની નોટો મુખ્ય નાણા તરીકે ચાલતી નથી એ બતાવી આપે છે કે પ્રજાનો હજુ તે ચલણ પર વિશ્વાસ બેઠો નથી અને તેથી વધારે ખર્ચ વહોરી લઇને પણ ધાતુનું નાણું ચાલુ રાખવું પડે છે. આપણું કમીશન હિંદી પ્રજાનો વિશ્વાસ મેળવવા ઇંતેજાર છે.× પણ એક તરફથી ૫૦ વરસથી ચાલતી આવેલી પ્રજાની માગણીનો અસ્વીકાર કરવો અને બીજી તરફથી પ્રજાના વિશ્વાસની આશા રાખવી એ પરસ્પર વિરોધી છે એમ હરકોઇ સમજી શકશે.

લગભગ ૧૮૬૪ થી હિંદ સોનાના ચલણ માટે એકી અવાજે માગણી કરતું આવ્યું છે અને તે ચલણ દાખલ કરવા ૧૯૨૨ માં પણ સરકારે હા પાડેલી છે.* પરંતુ દરેક વખતે ઈંગ્લાંડનું હિત આડે આવવાથી એ માગણી મોકુફ રાખવામાં આવી છે. તે માગણીનો ઇન્કાર કરીને કમીશન રૂપાનાણું ચાલુ રાખવા માગે અને સોનાનો આભાસ માત્ર કરાવે તે પ્રજા કેવી રીતે સ્વીકારે?

શરૂઆતથી જ રૂપિયાની નોટ લોકપ્રિય થઈ નથી અને લડાઇના વખતમાં બીજી નોટો પર વટાવ લેવામાં આવતો. આ અનુભવ ભૂલી જઇને, કમીશન રૂપિયાની નોટ બીન રોકડગારી કરવા માગે અને બીજી નોટોના સંબંધમાં કાયદાનું બંધન દૂર કરે,+ એ ચલણમાં પ્રજાના વિશ્વાસની કેટલી આશા રાખી શકાય?

---

× પ્રજાનો વિશ્વાસ મેળવવા કમીશને સેવીંગ સર્ટીફિકેટો કાઢવાની સૂચના કરી છે પણ તેથી પ્રજાનો વિશ્વાસ મળે તેમ નથી. સેવીંગ સર્ટીફિકેટોનો ઉપયોગ દેશમાં કેટલા માણસો કરવાના? પોસ્ટ ઑફિસ સેવીંગ ખાતાનો અત્યારે ૩૦ કરોડમાંથી ફક્ત વીસેક લાખ માણસો લાભ લે છે અને તે મોટે ભાગે સરકારી નોકરો હોય છે. કદાચ તેટલી સંખ્યા સર્ટીફિકેટોનો ઉપયોગ કરી શકે પણ તેથી આખી પ્રજાનો એની સાથે સીધો સંબંધ બંધાયો ગણાય નહિ. વળી સોનું પણ પાંચે વરસે મળે. એટલે સોનું મળશે એવો વિશ્વાસ ઉભો કરવાની દૃષ્ટિએ એ સૂચનાની બહુ કિંમત નથી.

* સર માલકમ હેલીએ ૧૯૨૨ માં વડી ધારાસભામાં જણાવેલું: "હું બાંહેધરી આપું છું કે સોનાના ચલણ માટે માગણી થશે કે તરત જ ઈંગ્લાંડ તેને માટે તૈયાર રહેશે."

+ નોટોના બદલામાં સામાન્ય રીતે રૂપિયા મળી રહે એવી મધ્યસ્થ બૅંક મારફત બંદોબસ્ત કરવા કમીશને સૂચના કરી છે, પરંતુ સામાન્ય રીતે મળી રહે અને કટોકટી થાય ત્યારે ન મળે એ સગવડની ઉપયોગિતા કેટલી? દરેક પદ્ધતિની કસોટી અણીને પ્રસંગે જ થાય છે. તે વખતે જો રૂપિયા ન મળે તો બધા દિવસની સગવડ ઉપર પાણી ફરે.

રૂપિયાનો દર ઉંચો નક્કી કરવાની ભલામણ કરીને કમીશને ખેડુતોને વધારે ગરીબ કરવાની અને ઉદ્યોગ ધંધાનો વિકાસ અટકાવવાની સૂચના કરી છે તેને પ્રજા કેવી રીતે વધાવી લે?

શેરના ૪૦ રૂપિયાભાર રાખવામાં આવે પછી ૫૦ થાય, વળી ૪૫ થાય તો માલના વજનમાં કોઇનો વિશ્વાસ બેસે કે? તે જ પ્રમાણે ફુટના ૧૨ ઇંચ ગણવામાં આવે, ૨૦ ઇંચ ગણવામાં આવે, વળી ૧૫ ઇંચ ગણવામાં આવે તો વસ્તુઓના માપમાં કોઇનો વિશ્વાસ બેસે? ન જ બેસે. છતાં એવું જ સરકારે રૂપિયાના સંબંધમાં કર્યું છે.+ ૨૦ વરસ સુધી ૧ શિ. ૪ પેન્સનો દર રાખ્યો. ૧૯૧૯ માં ૨ શિલીંગનો દર સ્વીકાર્યો અને હવે ૧ શિ. ૬ પેન્સનો દર કાયમ કરવા માગે છે. આમ વારેઘડીએ રૂપિયાના દરમાં ફેરબદલ કરવામાં આવે તે પદ્ધતિમાં પ્રજાનો વિશ્વાસ કેવી રીતે બેસે?

આ રીતે સરળતા, નાણાની વધઘટ, રૂપિયાનો દર, અને પ્રજાનો વિશ્વાસ-એ ચાર દૃષ્ટિએ કમીશને સૂચવેલી પદ્ધતિ તપાસતાં આપણા નાણાચલણના દોષો તે પદ્ધતિથી દૂર થાય એમ લાગતું નથી. ઉલટું રૂપિયાનો દર ઉંચો ઠરાવવાથી પ્રજાની હાડમારી વધશે અને નોટો બીનરોકડગારી કરવાથી પ્રજામાં અણવિશ્વાસ પેદા થશે. નાણાચલણ અને શાખનું એક તંત્ર કરવા કમીશને જે ભલામણ કરી છે તે પણ સંતોષકારક નથી અને તે કામ બીજી કોઈ પદ્ધતિમાં થઈ શકે એમ છે.

આવી પદ્ધતિ તે સોનાના ચલણની સૂચવવામાં આવી છે. પ્રજા તરફથી, એને માટે સતત માગણી થતી આવી છે. સરકારે તે માગણીનો સ્વીકાર કરેલો છે. કમીશનમાં પણ થોડા અપવાદો સિવાય હિંદના લગભગ બધા સાક્ષીઓએ તે જ ચલણ માટે માગણી કરેલી. અને સરકારના નાણાખાતા તરફથી પણ ક્રમસર સોનાનું ચલણ દાખલ કરવા માટે એક યોજના રજુ કરવામાં આવેલી. આ ઉપરથી, સોનાના ચલણના સમર્થનમાં આપણે બીજી દલીલો અત્યારે ન વિચારીએ તો પણ જણાશે કે હિંદના હાલના સંજોગોમાં ક્રમસર સોનાનું ચલણ દાખલ કરવું એ જ આપણા નાણાચલણના સુધારાનો એક માત્ર ઉપાય છે.

વિ.

---

+ કોઇને એમ થશે કે શેરની અને ફુટની રૂપિયા સાથે સરખામણી કરવી ઠીક નથી. પણ શેર જેમ તોલવા માટે વપરાય છે; ફુટ માપવા માટે વપરાય છે, તે જ પ્રમાણે નાણું એ વસ્તુઓનું મૂલ્ય માપવા માટે વપરાય છે.

## સખી ને

( રાજ્ય પાણી ગ્યાંતાં—એ રાહ )

સખિ, કોઇ દિન તો આવો,
સખિ, કોઇ દિન તો આવો,
આ જીવનના સાથીને મળવા કોઇ દિન તો આવો.

સખિ, કોઇ દિન તો આવો,
તમ મંગલ મુખ દરસાવો,
તમ અમ્રત જીવનમાંથી થોડાં સુધાબિન્દુ તો લાવો.

સખિ, ગત જીવનની પ્રાતે,
સખિ, આવો એવી રીતે,
જેથી જીવનશેષ જરા તો ઉલ્લાસમહીં વીતે.

સખિ, એ જ રહ્યો છું રાખી,
સખિ, એજ રહ્યો છું રાખી,
મુજ જીવનની નિષ્ઠાના જો આ સૂર્ય ચન્દ્ર છે સાખી.

સખિ, ઊડી ગયા સૌ હર્ષો,
સખિ, ઊડી ગયા સૌ હર્ષો,
આ વીતી ગયાં છે વર્ષો હવે કોઇ દિન તો આવો.

સખિ, પિંજરાના વાસી,
સખિ, પિંજરાના વાસી,
નથી ઉડવાના અભ્યાસી અમે ઉડવાના અભ્યાસી.

સખિ, કોઇ દિન તો આવો,
સખિ, કદી કદી તો આવો,
આ જગનો કંટાળો તમને કયાંથી આવ્યો આવો ?

સખિ, ફુલને પંથે પધારો,
સખિ પરિમલ પેર પધારો,
તમ વિણ આ ભવમાં નથી મારે ઊતરવાનો આરો.

સખિ, વાયુ વાય અધીરે,
આ વાયુ વાય અધીરે,
મુજ નોકાનાં સઢ ચીરે સખિ, નૌકાના સઢ ચીરે.

આ અંધારાં ઘન દોડે,
આ ઘન અંધારાં દોડે,
સખિ, મારી નૌકા ડોલે સખિ, જીવનનૌકા ડોલે.

સખિ, તોફાન આ હડૂડે,
સખિ, તોફાન આ હડૂડે,
મુજ જીવનનૌકા બૂડે સખિ, જીવનનૌકા બૂડે.

સખિ, જીવનનાં સુકાની,
સખિ, જીવનનાં સુકાની,
કહીં આવાં ન્હોતાં માની તમે આવાં ન્હોતાં માની.

સખિ કોઇ દિન તો આવો,
નયનોની તરસ છિપાવો,
નથી વધારે દાવો, એથી નથી વધારે દાવો.

સખિ તેમ છતાં ના આવો,
સખિ તેમ છતાં ના આવો,
નો અમૃતનો સહભાગી કરવા કોઈ રીતે બોલાવો.

# માનવ સંસ્થાઓ

સમાજ ઉપર સમગ્રપણે વ્યવસ્થાપૂર્વક અસર ઉપજાવવા વિચારને અપાયલું સ્વરૂપ એ સંસ્થા.

મનુષ્યની ચોક્કસ અંશોમાં પણ પ્રાણરૂપ સમાનતા એ સર્વ સંસ્થાઓનો પાયો છે. માણસો તત્ત્વતઃ સમાન ભાવવાળા, સમાન લાગણીઓવાળા છે; તેઓને અમુક માર્ગે લઇ જઇએ તો સરખી પ્રગતિ કરી શકે એમ છે; વગેરે વગેરે સમાનતાના જરૂરી અંશો સંસ્થાના કોઇ પણ ખ્યાલમાં હોય છે. ગુફામાં વસનાર યોગી હોય, વૃક્ષ નીચે બુદ્ધ થનાર વીર ક્ષત્રિય હોય કે ખટપટમાં કળેલો રાજપુરુષ હોય, પણ તે સંસ્થા સ્થાપે ત્યારે સામાજિક વ્યક્તિ તરીકે તે કરે છે, અને અમુક અંશમાં મનુષ્ય માત્રની સમાનતા સ્વીકારે છે.

કલ્પનામાં સૂણેલો સૂર ઓછોવત્તો ઉપજાવવા સંગીતકાર ક્ષણજીવી પણ સોનેરી મહેલ નીપજાવે છે; જોએલું સૌન્દર્ય–રંગની ચમક, આકારનું અલૌકિક અપ્રમાણમિશ્ર પ્રમાણ–પીંછીથી ખડું કરે છે, લગભગ ખડું કરે છે, તેમ કોઈ કોઈ વ્યક્તિ સમાજસેવાની કવિતા સ્ફુરવાથી, તેની ધગશ લાગવાથી રાજા બને છે, સંત બને છે, નીતિશાસ્ત્રી બને છે; અને પરિણામે રાજસંસ્થા, ધર્મો, પંથો અને કોમો આપણે જોઇએ છીએ.

જાનમાલના રક્ષણ માટે ઊભી થયેલી રાજસંસ્થાનો પાયો લાગણી ઉપર નથી; પોતાના ધર્મનો, પોતાના દેશનો કે પોતાની કોમનો રાજા હોય તો રાજા માટે કે રાજકુળ માટે લાગણી થાય; પણ લાગણી એ રાજસંસ્થાનો પાયો નથી. લગ્નસંસ્થાનો પાયો મિશ્ર પ્રકારનો છે. પતિ, પત્ની, છોકરાં તરફની લાગણી તેમ જ પત્નીમાલનું સંરક્ષણ; દરેકને ભાઈ, કન્યા, મળી રહે, નબળાની સ્ત્રીનું અપહરણ ન થાય; દરેક સ્ત્રીને જાળવવા અમુક અમુક માણસ દરેક સ્થિતિમાં જવાબદાર રહે; છોકરાં વીલાં ન પડે; એ બધા સગવડ અને લાગણીના મિશ્ર ભાવ ઉપર લગ્નસંસ્થાનું ચણતર છે.

આમાં જેટલે અંશે લોકલાગણીને વશ રાખવાની સંસ્થાની શક્તિ, જેટલે અંશે આવેલાં ધર્મ અને વહેમનાં વળગણ તેટલે અંશે તે આપરખુ, - conservative. રાજક્રાન્તિ ઝટ થાય, નભાવી પણ વહેલી લેવાય; સંસારસુધારો ઝટ ન થાય અને નભાવી પણ બબડતાં બબડતાં લેવાય; પણ ધર્મસંસ્થા કે પંથ સ્થપાયો એક વખત કે ફેરફાર ન જ થાય. જરા જરા ફેરફાર કરવામાં તો લોહીની નદીઓ રેડાય; લોહી રેડતાં પણ અમુક વર્ગ ધર્મ ન બદલે ને બીજા વધારે ચુસ્ત થાય; તમે પંથમાં રહી પંથનું સ્વરૂપ બદલી ન જ શકો.

હિન્દુધર્મ જેવી ઋષિમુનિસંઘના શબ્દસમૂહ ઉપર સ્થપાએલી મોટી ધર્મસંસ્થા બીજી નથી. અને અહીં પણ વ્યક્તિઓએ ધર્મશાખાઓ સ્થાપી એ આપણે અસંખ્ય પંથોમાં જોઇએ છીએ. હિન્દમાં ભાષ્યકારોએ, ભક્તો ને સંતોએ, જટાધારી તર્કકુશળોએ, સગવડ-શાસ્ત્રીઓએ, અને લુચ્ચા લફંગા બાવા અને ડોળઘાલુ પાખંડીઓએ જુદા જુદા પંથ સ્થાપ્યા છે. પંથ સ્થાપનારને આપણે દેવદૂત ન ગણ્યો, ઈશ્વર અવતાર જ ગણ્યો. એટલે પંથોના સ્થાપક મૂળ પુરુષોનું મહત્ત્વ આપણે ઘણું વધાર્યું; પંથમાં એક વ્યક્તિને ઘણું મોટું

સ્થાન મળ્યું; અને પરિણામે, આપણા પંથો પણ રાજ્યસત્તાક થઇ ગયા. **मामेकं शरणं व्रज; अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः** એમ અહં ઉપર ભાર મૂકી લગભગ દરેક ધર્મનો મૂળ પુરુષ બોલે છે; જેટલી તેમણે આશા આપી તેટલો જ ભય ઊભો કર્યો; તેમની ઇચ્છા અનિચ્છાએ તેમના વ્યક્તિત્વને અગર કલ્પેલા વ્યક્તિત્વને ઘણું મહત્વ મળ્યું.

મૂળે જ ધર્મમાં આપરખાપણાનો ગુણ ઘણો જબરો. ધર્મ એટલે અજ્ઞેયને જણાવવાનો દાવો કરનાર, ધર્મ એટલે અપ્સરાઓમાં ઇનામ આપવાનો દાવો કરનાર, ધર્મ એટલે જીવન-રોગથી પીડાતાને લાંબી શાન્તિ અને મોક્ષ આપવાનો ઇજારો રાખનાર, ધર્મ એટલે કોઢ અને પક્ષઘાતમાંથી બચાવનાર, ધર્મ એટલે પૈસો, છોકરાં ને છૈયાં આપનાર, ધર્મ એટલે પાપીને શિક્ષા કરનાર કે માફી બક્ષનાર;–બધું એવું સુંદર રીતે ગોઠવાયલું કે તેનાથી વિરુદ્ધ વાત પ્રયોગ કરીને સિદ્ધ કરી શકાય જ નહિ.

ધર્મના આવા આપખુદીપણામાં વ્યક્તિની ગણનાથી ઉમેરો થયો. પછી તો ક્રિસ્તો હિબ્રુમાં બોલ્યો તો હિબ્રુ જેટલી પવિત્ર ભાષા કોઇ નહિ, સંસ્કૃતમાં બોલ્યો તો સંસ્કૃત જેટલી પવિત્ર ભાષા કોઇ નહિ. અમારી કૉલેજના ફેલોને એક પાદરીએ એક ગ્રંથનું અંગ્રેજી-માંથી ગૂજરાતી કરવા સોંપેલું. પાદરીને તરજુમો નાપસંદ પડયો કારણકે તે ઇશ્વરના ગૂજરાતીમાં નહતો ? ઇશ્વરનું ગૂજરાતી એટલે જે ખરાબ ગૂજરાતીમાં બાઇબલનો પહેલી વાર તરજૂમો થયો તે. એ ખુદાઈ ગૂજરાતીમાં જ નવા તરજૂમા થવા જોઇએ.

મૂળ ધર્મસ્થાપક પૃથ્વી છોડે એટલે તેના ભકતો રંડાયા હોય એમ લાગે. ધર્મસ્થાપક જે પોતે સંજોગાનુસાર બોધ આપી શકે, જેની શીતળ છાંયડી રોજ લાગે, જેની હૂંફ છોડી છોડાય નહિ એવી હોય, તે ધર્મસ્થાપક જવેથી ભકતોએ પ્રેરણા કયાંથી મેળવવી ? ધર્મ-સ્થાપકનાં વેણમાંથી; સ્થાપક ગૃહસ્થ હોય તો તેના પુત્રપૌત્રોમાંથી; સંન્યાસી હોય તો તેના શિષ્યવૃન્દમાંથી; પોપ, ખલીફો અને આચાર્યનાં વૃન્દો અને પરંપરાઓ આમ પૂજાય છે. ભક્તવૃન્દ વધતાં ગામેગામ ધર્મની શાખાઓ (branches) ઊઘડે છે, પ્રભુની શાન્ત પ્રાર્થના કરવા, આચાર્ય અને ભકતોનો સદયોગ સાધવા, કે સ્વરક્ષક અને પરભક્ષક હેતુઓ સાધવા. આ શાખાસમૂહ તે ચર્ચ.

સિદ્ધાંતો અને પુસ્તકો કરતાં સિદ્ધાંતાનુસાર જીવન જીવનાર મનુષ્ય મોટો છે, કારણકે તે વધારે ઉપયોગી છે. અને બીજી બાજુ વંશપરંપરા કે શિષ્યપરંપરા આચાર્યો થાય, તે જૂના સિદ્ધાંતાનુસાર કદાચ જીવન જીવતા હોય તો પણ કાળસંજોગાનુસાર લોકને જમાને જમાને હૂંફ આપી ન શકે, નવી નવી પ્રેરણા ન આપી શકે, એટલે શું પરિણામ આવે ? **' संभवामि युगे युगे '** એ ન્યાયે કૃષ્ણ તો જન્મે નહિ, પણ પૂજકો જેને કૃષ્ણના પૂર્ણાવતાર માને એવા પંથસ્થાપકો તો જન્મે, જન્મ્યા કરે.

રાજ્યમાં રાજસંસ્થા, ચર્ચમાં રાજસંસ્થા, કુટુંબમાં રાજસંસ્થા, કેળવણીમાં રાજસંસ્થા, બહુમતિવશ જમાનામાં પણ મૌલિક બની દેખા દે છે. જેટલે અંશે સિદ્ધાંતો કરતાં સિદ્ધાંત સેવનાર મોટા છે, એટલે અંશે ગુરુપદ કરતાં ગુરુત્વ–ગુરુજ્ઞાન, ગુરુપ્રેરણા વગેરે–ચડે છે, જેટલે અંશે પાર્લામેન્ટ કરતાં પ્રજાના હક પાળનાર ચડે છે, તેટલે અંશે જોન ઑવ આર્ક, નેપોલિયન, ગાંધીની એક જાતની " રાજસંસ્થા " રહેવાની, અને લાભદાયી પણ નીવડવાની.

પણ કાળધર્મ તો **संघं शरणं गच्छामि** નો આવ્યો. ઇસ્લામ, બૌદ્ધ અને જૈન

ધર્મસંસ્થાઓમાં પ્રજાસત્તાકત્વ પહેલેથી અમુક રીતે હતું, અમુક અંશોમાં; અને તેને પુનર્જીવન આપવાના પ્રયત્નો થાય છે. શીખો અને સ્વામીનારાયણીઓએ પણ વોટ આપી ધર્મસંસ્થાનું કામ ચલાવ્યું. પ્રજાસત્તાની સામાન્ય ઊણપો જાણીતી છે. બહુમતિથી સત્યશોધન નથી થઇ શકતું, તેનાથી બહુ તો વ્યવસ્થા વહીવટ સૌથી સારો થાય એમ તો નહિ, પણ સહુને સંતોષ આપે એ રીતે થાય; બહુમતિ ઘર ચણવા કરતાં ઘર પાડવામાં, જંગલ સાફ કરવામાં, વધારે કામ આવે છે. તેની શક્તિ બહુધા નકારાત્મક છે, હકારાત્મક નથી. તેનો વિષય વહીવટ છે, વ્યવસ્થા છે; સત્યશોધન નથી, ઉપદેશ આપવો એ નથી, પ્રેરણા આપવી એ નથી. આથી ધર્મસંસ્થાઓ પણ પ્રજાસત્તાક થતાં તેની બહારની વ્યવસ્થા કદાચ સારી થાય, તેના ટ્રસ્ટ, ફંડ, માલમિલકત વગેરેની જોગવાઈ સારી થાય, પણ પ્રેરણાના ઝરણાં ચાલૂ જ રહે એવો કંઈ નિયમ નથી. એટલે પ્રજાસત્તાક ધર્મસંસ્થાઓ પણ આપરખુ, જડ અને ક્વચિત ક્રૂર પણ થવાનો બહુ સંભવ રહે છે.

મનુષ્યે ઘડેલી સંસ્થાઓ મનુષ્ય જેમ શક્તિહીન હોય છે. સંસ્થાઓ ઘાસ, છોડ અને ઝાડ જેવી હોય છે. પ્રભુનાં તેજ, અનુકૂળ વાતાવરણ, અને મૂળિયાં તેને પોષે છે, ઉછેરે છે; ફળફૂલ આપે છે; અને કોઈ કોદાળી લઇ ન આવે તો કેમ મરી જાય છે ? તેના થડમાં, પાંદડાંમાં એવાં જન્તુ ને વિચિત્ર પ્રાણીઓ થાય છે કે થડ અને ડાળીઓનો જ બધો સાજ સજી, ઝાડના જ રસથી અલમસ્ત બની, પાંદડાં કોરી ખાય છે, અને ઝાડને કે છોડને મારી નાખે છે. સંસ્થાઓના ગુણદોષ વાતાવરણ અનુસાર દોષગુણનું રૂપ લે છે. જે પ્રાણ દોષને દોષ જ રોખે ને કાઢે, અને ગુણ વધારે તે પ્રાણતત્ત્વ જતાં સંસ્થાઓ લાકડાં જેવી થઇ જાય છે; તેમનામાં હલનચલન કરવાની સ્વશક્તિ રહેતી નથી. નવી સંસ્થાઓ નીકળે છે તે, માનવીની અજ્ઞેયને જાણવાની, અદશ્યને જોવાની ભુખ, તેના સુખશાન્તિ અને જ્ઞાન ફેલાવવાના તરંગો, તેની નવજુવાની, તેમનું ચિહ્ન છે. જૂની લાકડાં જેવી માનવસંસ્થાઓ ટકે છે તેનું કારણ મોટે ભાગે મનુષ્યની આપરખુ નબળાઈ; અને નવી સંસ્થાઓ પણ કાળબળે કાષ્ટવત્ થાય છે એ મનુષ્યનું હતભાગ્ય, આદમ અને હવાએ કરેલા પાપનો બદલો છે.

શૂદ્ર અને સ્ત્રીની માનવતા અધૂરી સમજનાર હિંદુધર્મ; પોતામાં જ પ્રભુત્વ માનનારી રાજસત્તા; બધા બાળકોને એક જ સિક્કે છાપનાર વિદ્યાપીઠો; છોકરીને વર મળવો જોઇએ ને છોકરાને કન્યા મળવી જોઇએ એવી ઇચ્છાને વશ થતી આપણી લગ્નસંસ્થા જે નવી નવી, અજાણનાં ઊભી થતી, કૂળવાયલા મનુષ્યોની, નોકરોની, રાજકીય પુરુષોની, મિલમજૂરોની, ધર્મભ્રષ્ટોની અનંતી ખરી કોમોનું અસ્તિત્વ જ ગણતી નથી તે લગ્નસંસ્થા, અગર તો સિનેમાના 'એક્સ્ટ્રા' વર્ગમાં પ્રેમલા પ્રેમલી બની, બીજે દિવસે લગ્ન નક્કી કરી, . આર્થિક વ્યવહાર નિભાવવા જન્મના બાળકને ચૂંટી નાખતી લગ્નસંસ્થા કે પદ્ધતિ; રાજસત્તા કરતાં પણ વધારે ક્રૂર નીવડતી પ્રજાસત્તાઓ, માનવતાનો વિકાસ કેટલો સાધશે ? વિકસિત માન-

# ઈંગ્લાંડમાં સ્વદેશી !

વાંચનાર, ઉપરનું મથાળું જોઈને ન ચમકે! અથવા કદાચ એમ પણ ન ધારી બેસે કે હિંદુસ્તાનમાંથી શુદ્ધ ખાદીની નિકાસ વિલાયતમાં થવા માંડી છે! આ લેખનો હેતુ એટલું બતાવવાનો છે કે સ્વદેશીની ભાવના કેટલેક અંશે વ્યાજબી છે, કેમકે કુદરતી છે; અને જે દેશના વાસીઓ હિંદુસ્તાનમાં એ સિદ્ધાંતને બનતા પ્રયત્ને હરાવવા માગે છે, તે જ દેશમાં સ્વદેશીને માન અપાય છે. મારો પોતાનો અર્થશાસ્ત્રનો અભ્યાસ નહિ જેવો છે. પણ સ્વદેશીનો સામાન્ય અર્થ હું એટલો જ કરું કે અમુક ભૌગોલિક મર્યાદામાં અને એક રાજ્યસત્તા હેઠળ રહેનારી પ્રજા, પોતાની આર્થિક જરૂરિયાતો બનતા સુધી પોતે જ પૂરી પાડે તેનું નામ સ્વદેશી. એમાં બીજા દેશો સાથે વસ્તુઓની આપલે-યોગ્ય પ્રમાણમાં આપલે-ને સ્થાન આવશ્યક છે. વધુ ઊંડા વિવેચનમાં ઉતર્યા વગર હું આ લેખથી એટલું જ બતાવવા માગું છું કે સ્વદેશી ધર્મ ( તેના આર્થિક અર્થમાં ) બિલકુલ કુદરતી છે; દરેક દેશ કે જે જીવનસંગ્રામમાં ટકી રહેવા માગે છે તેને હંમેશને સારુ એ ધર્મનો નીતિપૂર્વક સ્વીકાર કરવો પડે છે. તેના દાખલા તરીકે ઇંગ્લાંડ, ફ્રાંસ, જર્મની, અને અમેરીકાના સંયુક્ત સંસ્થાનો. ઉલટું, રુશિયા અને હિંદુસ્તાન જેવા દેશ, કે જે રાજકીય અને બીજા સંજોગોને લીધે સ્વદેશી ધર્મ પાળતા નથી, તે કાં તો પરતંત્ર રહે છે, અથવા અંધાધુંધીના ભોગ થઈ પડે છે. આ બાબતની સાક્ષી તે તે દેશનો ઇતિહાસ જરૂર પૂરે છે. ખાસ કરીને ઇંગ્લાંડે પોતાનો વેપાર કેમ વધાર્યો એ તો સૌને જાણીતી વાત છે. પણ એ તો ભૂતકાળમાં બનેલું. એ જ ઇંગ્લાંડ, કે જેનો વેપાર આખી દુનિયાના દેશો જોડે ચાલે છે, અને જેના ઉદ્યોગ હુન્નર દુનિયાના કોઈ પણ દેશના કરતા ઉતરતા નથી, તેને પણ વીસમી સદીમાં ઉપર બતાવેલા પ્રકારના સ્વદેશીધર્મનો અંગીકાર કરવો પડે છે, એ જ એ ધર્મની આવશ્યકતા અને કુદરતીપણાની સાબીતીને સારુ બસ છે.

સિનેમાની ફિલમો બનાવવાનો અને ઉતારવાનો ઉદ્યોગ માત્ર ૨૫ વરસનો જુનો છે. પણ એટલી મુદતમાં અમેરીકાના સંયુક્ત સંસ્થાનોએ તે ઉદ્યોગને એવા સ્વરૂપમાં મુકી દીધો છે; કે કોઈ પણ દેશ, ઇંગ્લાંડ સુદ્ધાં, એની હરીફાઇ તો શું પણ એની બરાબરી પણ કરી શકે તેમ નથી. અરે, ઈંગ્લાંડ આ ઉદ્યોગમાં સૌથી પાછળ છે, અને આપણને કહેતાં મગરૂરી આવવી જોઇએ કે હિંદુસ્તાન આ ઉદ્યોગમાં તો ઈંગ્લાંડને હરાવી શકે તેમ છે. ઇંગ્લાંડના પાછળ પડી જવાના કારણો અનેક છે, તેમાં મુખ્ય મુખ્ય આ રહ્યાં: અમેરીકાની સજ્જડ હરીફાઇ, અને સોંઘી બનાવટ: તેની સાથે ઇંગ્લાંડના હવાપાણી અને વાતાવરણ એવાં દંગા છે કે તે દેશમાં ફિલમો ઉતારવાનું કામ બહુ જ અઘરું છે. ઇંગ્લાંડની સરકારને આ વાત બહુ જ સાલે છે. પોતે જોઇએ તેટલી ફિલમો બનાવી શકતું નથી, એટલે પરદેશી અને ૮૦ થી ૯૦ ટકા અમેરીકન ફિલમો ઈંગ્લાંડના નાટકગૃહોમાં બતાવવામાં આવે છે. આ બાબતમાં હિંદુસ્તાન અને ઈંગ્લાંડ એક કોટિમાં છે. પણ આ દેશમાં

# પુણ્યસ્મૃતિ

લસે હૃદયમાં તરંગ, ઉર વારિ હેલે ચડે;
નકી સ્વજન કો ચહે ઉર વિરામ—આત્મા કથે;
અહા ! રસ તણા ખરે જ અભિષેક હૈયે થશે ?
ગણું સફલ જન્મ તો, અગર નિત્ય શાન્તિ મળે.

ભુલું કદિ નહીં સુપુણ્ય દિન એ સુહૃદ્ સાંપડ્યો,
વસ્યો મમ ઉરે, અને સકલ પ્રીત જિતી લીધી;
ઉરે ઉર ઢળ્યાં અપૂર્વ રસઐક્ય જામ્યું; ત્યહીં
અરે ! મુજ ગરીબનું રતન કાલ લૂંટી ગયો.

ગયો પ્રિય સખા, અને હૃદયના રસો ઓસર્યા,
કર્યાં પ્રણય-પાન કૈંક, પણ સૌ અધૂરાં રહ્યાં;
છિપી નહિ તૃષા, વધી શતમુખે રસાસ્વાદને;
ખરે પ્રણયની તૃષા ન વિરમે, સદા યે વધે !

સ્મરી સતત પુણ્યદા સ્મૃતિ—સમસ્ત ત્હારી સખે !
વહું સકલ વર્તમાન, ભવ શેષ વીતી જશે.

કૃષ્ણદેવ હરજીવન ભટ્ટ

# તમે જાણો છો?

## કેળવણી ૧૯૨૩-૨૪

| | જીલ્લો | શિક્ષણ સંસ્થાઓ | વિદ્યાર્થીઓ | કુલવસ્તીના ટકા | પ્રાથમિક શાળાઓ છોકરાઓની | છોકરીઓની | કુલ | છોકરાઓ | છોકરીઓ | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અમદાવાદ જીલ્લો | ૭૭૪ | ૬૩,૦૬૮ | ૭.૧ | ૪૨૪ | ૯૧ | ૫૧૫ | ૩૨,૪૯૬ | ૮,૩૪૮ | ૪૦,૮૪૪ |
| ૨ | ખેડા જીલ્લો | ૭૯૧ | ૫૩,૬૧૧ | ૭.૫ | ૫૪૫ | ૭૮ | ૬૨૩ | ૪૦,૯૮૮ | ૭,૦૧૦ | ૪૭,૯૯૮ |
| ૩ | પંચમહાલ જીલ્લો | ૨૬૨ | ૧૬,૪૫૩ | ૪.૫ | ૧૮૮ | ૨૯ | ૨૧૭ | ૧૦,૮૮૦ | ૨,૫૩૬ | ૧૩,૪૧૬ |
| ૪ | ભરૂચ જીલ્લો | ૩૮૨ | ૨૫,૯૪૯ | ૮.૪ | ૨૬૪ | ૪૩ | ૩૦૭ | ૧૮,૧૮૦ | ૩,૨૫૪ | ૨૧,૪૩૪ |
| ૫ | સુરત જીલ્લો | ૬૯૫ | ૫૭,૯૪૮ | ૮.૬ | ૪૫૨ | ૮૧ | ૫૩૬ | ૩૬,૭૭૯ | ૬,૪૬૬ | ૪૩,૨૪૫ |

## માધ્યમિક શાળાઓ

| નં. | જીલ્લો | છોકરાઓની | છોકરીઓની | કુલ | છોકરાઓ | છોકરીઓ | કુલ | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અમદાવાદ જીલ્લો | ૧૬ | ૨ | ૧૮ | ૨૪,૪૬૦ | ૨૪૯ | ૨૪,૭૦૯ | નોંધ માટે જુઓ પૃ. ૪૬૯ |
| ૨ | ખેડા જીલ્લો | ૧૪ | — | ૧૪ | ૨,૩૭૯ | — | ૨,૩૭૯ | |
| ૩ | પંચમહાલ જીલ્લો | ૪ | — | ૪ | ૫૩૮ | — | ૫૩૮ | |
| ૪ | ભરૂચ જીલ્લો | ૬ | ૨ | ૮ | ૧,૨૧૫ | ૨૧૯ | ૧,૪૩૪ | |
| ૫ | સુરત જીલ્લો | ૨૧ | ૨ | ૨૩ | ૪,૦૧૨ | ૧૭૮ | ૪,૧૯૦ | |

## સુખાકારી ૧૯૨૪

| નં. | જીલ્લો | વસ્તી ૧૯૨૧ | | | જન્મ | | | દર હજારની વસ્તીએ જન્મ પ્રમાણ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | પુરુષ | સ્ત્રી | કુલ | પુરુષ | સ્ત્રી | કુલ | પુરુષ | સ્ત્રી | કુલ |
| ૧ | અમદાવાદ જીલ્લો | ૪,૭૩,૬૯૩ | ૪,૧૪,૨૩૧ | ૮,૮૭,૯૨૪ | ૧૮,૨૯૧ | ૧૬,૭૮૯ | ૩૫,૦૮૦ | ૨૦.૬૦ | ૧૯.૯૧ | ૩૯.૫૧ |
| ૨ | ખેડા જીલ્લો | ૩,૭૯,૭૦૨ | ૩,૩૧,૨૦૩ | ૭,૧૦,૯૦૫ | ૧૪,૪૭૭ | ૧૨,૮૫૪ | ૨૭,૩૩૧ | ૨૬.૩૬ | ૧૮.૦૮ | ૩૮.૪૪ |
| ૩ | પંચમહાલ જીલ્લો | ૧,૯૩,૩૮૫ | ૧,૯૧,૪૪૬ | ૩,૭૪,૮૩૧ | ૭,૮૭૦ | ૭,૨૨૩ | ૧૫,૦૯૩ | ૨૧.૦૦ | ૧૯.૨૭ | ૪૦.૨૭ |
| ૪ | ભરૂચ જીલ્લો | ૧,૫૮,૫૬૮ | ૧,૪૯,૧૪૩ | ૩,૦૭,૭૧૧ | ૭,૬૩૪ | ૭,૩૬૪ | ૧૪,૯૯૮ | ૨૪.૮૧ | ૨૩.૯૩ | ૪૮.૭૪ |
| ૫ | સુરત જીલ્લો | ૩,૩૭,૨૭૬ | ૩,૩૬,૮૧૫ | ૬,૭૪,૧૨૧ | ૧૪,૬૯૨ | ૧૩,૯૫૫ | ૨૮,૬૪૭ | ૨૧.૮૦ | ૨૦.૭૦ | ૪૨.૫૦ |

## સુખાકારી ( ચાલુ )

| જીલ્લો | મરણ | | | વસ્તીના દર હજારે મરણ પ્રમાણ | | | મુખ્ય રોગવાર મરણ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પુરુષ | સ્ત્રી | કુલ | પુરુષ | સ્ત્રી | કુલ | તાવ | ફેફસાંના | ઝાડો મરડો વિ. | બળીઆ |
| અમદાવાદ | ૧૩,૫૬૫ | ૧૨,૨૪૩ | ૨૫,૮૦૮ | ૨૮.૬૪ | ૨૯.૧૬ | ૨૯.૦૭ | ૯,૨૮૯ | ૨,૫૯૧ | ૨૭૪ | ૯૩ |
| ખેડા | ૧૦,૫૭૨ | ૯,૫૪૩ | ૨૦,૧૧૫ | ૨૭.૮૪ | ૨૮.૮૧ | ૨૮.૩૦ | ૫,૩૧૬ | ૫,૭૬૬ | ૫૯૭ | ૧૧૭ |
| પંચમહાલ | ૩,૯૦૨ | ૩,૫૮૨ | ૭,૪૮૪ | ૨૦.૧૮ | ૧૯.૭૪ | ૧૯.૯૭ | ૩,૫૫૫ | ૧,૧૨૯ | ૧૪૬ | ૧૬ |
| ભરૂચ | ૪,૭૯૭ | ૪,૭૮૭ | ૭,૫૮૪ | ૩૦.૨૫ | ૩૨.૧૦ | ૩૧.૧૫ | ૩,૪૦૫ | ૨,૨૧૨ | ૧૫૦ | ૮૮ |
| સુરત | ૮,૯૩૭ | ૮,૬૬૨ | ૧૭,૫૯૯ | ૨૬.૫૦ | ૨૫.૭૨ | ૨૬.૧૧ | ૪,૬૧૯ | ૫,૧૯૧ | ૨૫૩ | ૯૫ |

| | બાળમરણ ( બાર મહિનાની અંદરનાં ) | | | દર હજાર જન્મે મરણ | કુલ મરણના ટકા | ખોડખાંપણવાળાં | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | છોકરા | છોકરી | કુલ | | | ગાંડાં | બ્હેરાંમુંગાં | આંધળાં | રક્તપીતીઆં |
| અ. જી. | ૪,૦૪૩ | ૩,૬૦૨ | ૭,૬૪૫ | ૨૧૭.૯૩ | ૨૯.૬૨ | ૫૭૧ | ૩૧૮ | ૧,૯૪૯ | ૪૪ |
| ખે. જી. | ૨,૬૪૨ | ૨,૪૫૭ | ૫,૦૯૯ | ૧૮૬.૫૩ | ૨૫.૩૫ | ૨૪૯ | ૨૪૭ | ૧,૪૩૬ | ૮૫ |
| પં. જી. | ૯૦૬ | ૭૯૩ | ૧,૬૯૯ | ૧૧૨.૫૭ | ૨૨.૭૦ | ૧૮૧ | ૧૨૦ | ૫૩૧ | ૨૫ |
| ભ. જી. | ૧,૫૫૦ | ૧,૩૯૫ | ૨,૯૪૫ | ૧૯૬.૬૨ | ૩૮.૮૯ | ૧૬૪ | ૧૫૦ | ૧૦,૮૨ | ૭૧ |
| સુ. જી. | ૨,૭૨૦ | ૨,૩૭૮ | ૫,૦૯૮ | ૧૮૭.૭૮ | ૨૮.૯૭ | ૪૦૭ | ૪૭૧ | ૧,૬૫૬ | ૩૨૩ |

### ખેતીવાડી વિષયક ૧૯૨૪-૨૫

| | | ક્ષેત્રફળ (એકર) | ખેડાતી જમીન | પાવાતી જમીન | | | | કુલ ખેડાતી જમીનના ટકા |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | નહેરથી | તળાવથી | કુવાથી | કુલ | |
| ૧ | અમદાવાદ જીલ્લો | ૨૪,૫૧,૯૪૮ | ૧૪,૫૦,૧૪૬ | ૫,૨૧૮ | ૮,૬૨૬ | ૨૬,૫૯૪ | ૪૧,૮૮૫ | ૨.૯ |
| ૨ | ખેડા જીલ્લો | ૧૦,૩૬,૮૬૪ | ૮,૨૭,૫૮૩ | ૨,૧૭૦ | ૫૫૫ | ૧૪,૩૭૦ | ૧૭,૨૯૩ | ૨.૧ |
| ૩ | પંચમહાલ જીલ્લો | ૧૦,૨૮,૬૯૨ | ૫,૬૧,૮૭૧ | ૬૮૩ | — | ૩,૦૮૩ | ૪,૦૨૧ | .૭૧ |
| ૪ | ભરૂચ જીલ્લો | ૯,૩૮,૯૬૬ | ૬,૩૪,૭૬૦ | — | — | ૫૬૮ | ૫૬૮ | .૦૯ |
| ૫ | સુરત જીલ્લો | ૧૦,૫૮,૨૭૨ | ૭,૫૮,૯૪૩ | — | ૨,૦૨૧ | ૪,૯૫૦ | ૭,૦૦૫ | .૯૨ |

## ખેતીવાડીવિષયક (જુદા જુદા પાક-ક્ષેત્રફળ અને નિપજ)

| જીલ્લો | ડાંગર ક્ષેત્રફળ એકર | ડાંગર નિપજ મણ | ડાંગર એકર દીઠ નિપજ મણ | ડાંગર એકર દીઠ નિપજ શેર | ઘઉં ક્ષેત્રફળ એકર | ઘઉં નિપજ મણ | ઘઉં એકર દીઠ નિપજ મણ | ઘઉં એકર દીઠ નિપજ શેર | જુવાર ક્ષેત્રફળ એકર | જુવાર નિપજ મણ | જુવાર એકર દીઠ નિપજ મણ | જુવાર એકર દીઠ નિપજ શેર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ. | ૨૭,૭૦૬ | ૮,૮૦,૫૪૪ | ૩૧ | ૩૦ | ૧,૦૫,૭૨૧ | ૧૬,૫૪,૨૯૬ | ૧૫ | ૨૬ | ૩,૨૪,૦૬૪ | ૫૧,૨૬,૨૪૦ | ૧૫ | ૩૨ |
| ખે. | ૫૬,૪૧૮ | ૧૫,૨૮,૧૬૮ | ૨૭ | ૩ | ૬,૩૩૭ | ૭૮,૯૬૦ | ૧૨ | ૧૯ | ૫૧,૨૦૦ | ૧૦,૦૯,૬૮૦ | ૧૯ | ૩ |
| પં. | ૬૬,૩૪૪ | ૧૪,૯૩,૧૨૮ | ૨૨ | ૨૦ | ૨૧,૧૦૮ | ૨,૪૮,૩૦૪ | ૧૧ | ૩૦ | ૧૪,૦૨૦ | ૨,૭૮,૩૨૦ | ૧૯ | ૩૪ |
| ભ. | ૧૦,૩૨૧ | ૨,૨૮,૩૬૮ | ૨૨ | ૫ | ૪૩,૯૪૫ | ૬,૧૫,૧૬૦ | ૧૪ | ૦ | ૧,૦૩,૭૨૨ | ૧૯,૭૪,૧૬૮ | ૧૯ | ૦ |
| સુ. | ૯૫,૯૯૫ | ૩૦,૬૮,૫૭૬ | ૩૨ | ૦ | ૧૩,૯૨૨ | ૧,૬૨,૭૯૨ | ૧૧ | ૨૮ | ૬૮,૩૫૧ | ૧૦,૧૧,૩૦૪ | ૧૪ | ૨૫ |

| જીલ્લો | બાજરી ક્ષેત્રફળ | બાજરી નિપજ | બાજરી એકર દીઠ નિપજ મણ | બાજરી એકર દીઠ નિપજ શેર | બાવટો ક્ષેત્રફળ | બાવટો નિપજ | બાવટો એકર દીઠ નિપજ મણ | બાવટો એકર દીઠ નિપજ શેર | મકાઇ ક્ષેત્રફળ | મકાઇ નિપજ | મકાઇ એકર દીઠ નિપજ મણ | મકાઇ એકર દીઠ નિપજ શેર | કોદરા ક્ષેત્રફળ | કોદરા નિપજ | કોદરા એકર દીઠ નિપજ મણ | કોદરા એકર દીઠ નિપજ શેર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ. | ૧,૪૯,૬૮૫ | ૨૬,૧૯,૪૫૬ | ૧૭ | ૨૫ | ૨,૧૬૧ | ૫૮,૨૯૬ | ૨૭ | | ૪,૩૫૭ | ૧,૦૧,૦૨૪ | ૨૩ | ૯ | ૫,૮૯૯ | ૧,૬૨,૦૬૪ | ૨૭ | ૧૯ |
| ખે. | ૧,૬૩,૫૮૯ | ૨૯,૦૭,૮૫૬ | ૧૭ | ૩૧ | ૪૮,૦૯૩ | ૧૭,૩૧,૨૪૦ | ૩૬ | | ૯૯૯ | ૨૨,૫૧૨ | ૨૨ | ૨૧ | ૯૦,૩૫૨ | ૨૬,૪૦,૪૦૦ | ૨૯ | ૯ |
| પં. | ૩૯,૦૫૨ | ૪,૬૬,૫૩૬ | ૧૧ | ૩૭ | ૨૦,૫૮૬ | ૬,૭૦,૦૯૬ | ૩૨ | ૨૨ | ૧,૪૫,૧૯૫ | ૩૬,૦૧,૩૬૦ | ૨૪ | ૩૨ | ૨૧,૯૯૩ | ૫,૬૯,૫૨૦ | ૨૫ | ૩૭ |
| ભ. | ૧૦,૪૧૩ | ૧,૮૮,૮૮૮ | ૧૮ | ૨૧ | ૧૭૫ | ૫,૨૬૪ | ૩૦ | ૩ | ૧૧૨ | ૫,૪૮૮ | ૪૯ | | ૫,૨૪૨ | ૪૬,૬૪૦ | ૨૮ | ૩૬ |
| સુ. | ૫,૩૪૧ | ૬૧,૨૦૮ | ૧૧ | ૧૮ | ૧૦,૪૪૬ | ૨,૫૫,૯૨૦ | ૨૪ | ૨૦ | ૩૪ | ૭૨૮ | ૨૧ | ૧૭ | ૧૧,૧૦૬ | ૨,૯૦,૧૩૬ | ૨૬ | ૫ |

| જીલ્લો | કુલ એકદળ અનાજ ક્ષેત્રફળ એકર | કુલ એકદળ અનાજ નિપજ મણ | કુલ એકદળ અનાજ એકર દીઠ મણ | કુલ એકદળ અનાજ એકર દીઠ શેર | કુલ કઠોળ ક્ષેત્રફળ એકર | કુલ કઠોળ નિપજ મણ | કુલ કઠોળ એકર દીઠ મણ | કુલ કઠોળ એકર દીઠ શેર | કુલ ધાન્ય ક્ષેત્રફળ એકર | કુલ ધાન્ય નિપજ મણ | કુલ ધાન્ય એકર દીઠ મણ | કુલ ધાન્ય એકર દીઠ શેર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ. | ૬,૫૮,૫૬૨ | ૧,૧૬,૦૩,૯૮૪ | ૧૭ | ૨૫ | ૪૨,૭૪૩ | ૩,૬૪,૯૫૨ | ૮ | ૨૩ | ૭,૦૧,૩૦૫ | ૧,૧૯,૬૮,૯૩૬ | ૧૩ | ૩ |
| ખે. | ૪,૨૫,૧૫૧ | ૧,૦૧,૪૧,૧૫૨ | ૨૩ | ૩૪ | ૪૮,૫૯૧ | ૫,૩૫,૪૭૨ | ૧૧ | ૧ | ૪,૭૩,૭૪૨ | ૧,૦૬,૭૬,૬૨૪ | ૧૭ | ૧૮ |
| પં. | ૩,૬૩,૯૨૩ | ૮૩,૭૨,૩૩૬ | ૨૩ | ૨ | ૯૧,૪૭૭ | ૧૧,૯૦,૨૨૪ | ૧૧ | ૦ | ૪,૫૫,૪૦૦ | ૯૫,૬૨,૫૬૦ | ૧૭ | ૧ |
| ભ. | ૧,૭૪,૩૨૧ | ૩૧,૭૮,૫૦૪ | ૧૮ | ૧૦ | ૫૩,૭૭૫ | ૪,૭૮,૮૦૦ | ૮ | ૩૬ | ૨,૨૮,૦૯૬ | ૩૬,૫૭,૩૦૪ | ૧૩ | ૨૩ |
| સુ. | ૨,૦૬,૦૬૩ | ૪૮,૬૯,૩૧૨ | ૨૩ | ૨૫ | ૨૭,૨૫૩ | ૩,૪૪,૨૦૦ | ૧૨ | ૨૫ | ૨,૩૩,૩૧૬ | ૫૨,૧૩,૫૧૨ | ૧૮ | ૧૦ |

## વસ્તીપત્રક-૧૯૨૧

| | જીલ્લો | શહેરો | ગામડાં | કુલવસ્તી | શહેરી વસ્તી | વસ્તી ટકા | ગ્રામ્ય વસ્તી | વસ્તી ટકા | હિંદુ | મુસલમાન | પારસી | ખ્રિસ્તી | જન | બાકીના |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અમદાવાદ | ૧૨ | ૮૫૯ | ૮,૯૦,૯૧૧ | ૩૬,૫૩,૬૧ | ૪૧ | ૫,૨૫,૬૧૦ | ૫૯ | ૭,૪૯,૦૯૫ | ૯૯,૨૯૫ | ૧,૬૭૦ | ૫,૦૫૬ | ૩૫,૪૪૮ | ૩૪૭ |
| ૨ | ખેડા | ૧૦ | ૫૬૯ | ૭,૧૦,૯૮૨ | ૧૧,૬૫,૩૪ | ૧૬·૩૯ | ૫,૯૪,૪૪૮ | ૮૩·૬૧ | ૬,૧૩,૧૫૯ | ૬૫,૨૧૫ | ૯૪ | ૨૫,૫૮૯ | ૬,૩૩૮ | ૫૮૭ |
| ૩ | પંચમહાલ | ૫ | ૬૬૩ | ૩,૭૪,૮૬૦ | ૫,૪૭,૫૮ | ૧૪·૬ | ૩,૨૦,૧૦૨ | ૮૫·૪ | ૩,૩૩,૧૦૬ | ૨૬,૬૮૫ | ૨૪૦ | ૩,૨૧૦ | ૧,૮૧૩ | ૯,૮૦૬ |
| ૪ | ભરૂચ | ૪ | ૪૦૦ | ૩,૦૭,૭૪૫ | ૭,૦૦,૯૬ | ૨૨·૭૭ | ૨,૩૭,૬૪૯ | ૭૭·૨૩ | ૨,૨૭,૨૨૦ | ૬૯,૯૮૮ | ૨,૨૨૧ | ૨,૬૧૮ | ૩,૨૫૫ | ૨,૪૪૩ |
| ૫ | સુરત | ૫ | ૭૭૭ | ૬,૭૪,૩૫૧ | ૧૫,૮૯,૭૭ | ૨૩·૫૭ | ૫,૧૫,૩૭૪ | ૭૬·૪૩ | ૫,૫૯,૯૮૦ | ૫૬ ૨૫૦ | ૧૧,૦૫૧ | ૧,૮૫૮ | ૧૦,૨૪૪ | ૩૪,૯૬૮ |
| | કુલ | ૩૬ | ૩,૨૬૮ | ૨૯,૫૮,૮૪૯ | ૭,૬૫,૬૬૬ | ૨૩·૬૭ | ૨૧,૯૩,૧૮૩ | ૭૬·૩૩ | ૨૪,૮૨,૫૬૦ | ૩,૧૭,૪૩૩ | ૧૫,૨૭૬ | ૩૮,૩૩૧ | ૫૭,૦૯૮ | ૪૮,૧૫૧ |

| | જીલ્લો | કુલ વસ્તી | આશ્રિતો | કામ કરનાર માણસો | વર્ગ ૧. ખેતી, જંગલ, ખાણમાં કામ કરનાર | વર્ગ ૨ વેપાર, ઊદ્યોગમાં કામ કરનાર | વર્ગ ૩. સરકારી નોકરો, વકીલ, દાક્તર, સાહિત્ય કળા, વિજ્ઞાનમાં કામ કરનાર | વર્ગ ૪ ઘરગતુ નોકરો, ભિખારી, વેશ્યાવિગેરે |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અમદાવાદ | ૮,૯૦,૯૧૧ | ૫,૦૯,૧૩૫ | ૩,૮૧,૭૭૬ | ૧,૬૭,૬૭૫ | ૧,૩૭,૪૬૩ | ૧૯,૪૪૨ | ૫૭,૧૯૬ |
| ૨ | ખેડા | ૭,૧૦,૯૮૨ | ૪,૨૭,૧૪૯ | ૨,૮૩,૮૩૩ | ૨,૧૧,૪૬૯ | ૩૮,૧૭૦ | ૯,૫૭૪ | ૨૪,૬૨૦ |
| ૩ | પંચમહાલ | ૩,૭૪,૮૬૦ | ૨,૦૫,૭૭૨ | ૧,૬૯,૦૮૮ | ૧,૩૯,૭૨૨ | ૧૬,૩૮૨ | ૪,૨૩૯ | ૮,૭૪૫ |
| ૪ | ભરૂચ | ૩,૦૭,૭૪૫ | ૧,૭૪,૧૦૧ | ૧,૩૩,૬૪૪ | ૯૦,૦૫૦ | ૨૯,૧૦૯ | ૭,૮૩૭ | ૬,૬૪૮ |
| ૫ | સુરત | ૬,૭૪,૩૫૧ | ૩,૫૦,૮૭૫ | ૩,૨૩,૪૭૬ | ૨,૧૭,૪૫૭ | ૭૧,૬૩૮ | ૧૨,૧૧૪ | ૨૨,૨૬૭ |
| | કુલ | ૨૯,૫૮,૮૪૯ | ૧૬,૬૭,૦૩૨ | ૧૨,૯૧,૮૧૭ | ૮,૨૬,૩૭૩ | ૨,૯૨,૭૬૨ | ૫૩,૨૦૬ | ૧,૧૯,૪૭૬ |

| જીલ્લો | ખેતીનાં હળ | ગાડાં | ગાયો | ભેંસો | ખેતી માટે બળદ | ખેતી માટે પાડા | સરાસરી વરસાદ |
|---|---|---|---|---|---|---|---|
| અ. | ૫૯,૩૦૦ | ૨૩,૭૩૫ | ૯૭,૧૫૯ | ૧,૦૦,૪૨૮ | ૧,૧૭,૯૪૫ | ૨૩૯ | ૨૫·૩૨ |
| ખે. | ૫૯,૪૫૪ | ૨૫,૫૯૫ | ૩૧,૨૭૪ | ૧,૧૩,૦૮૨ | ૧,૦૪,૨૬૩ | ૨૭ | ૨૭·૮૬ |
| પં. | ૬૨,૧૯૨ | ૧૨,૭૪૬ | ૮૨,૯૪૬ | ૪૩,૦૫૦ | ૧,૨૭,૪૫૭ | ૧૯ | ૩૧·૧૮ |
| ભ. | ૩૩,૩૩૭ | ૧૫,૭૪૮ | ૧૧,૨૨૯ | ૨૮,૨૭૬ | ૫૬,૯૯૫ | ૧૧ | ૨૭·૬૪ |
| સુ. | ૬૨,૯૪૨ | ૩૬,૨૧૫ | ૬૭,૪૯૫ | ૫૪,૧૧૭ | ૧,૧૨,૬૦૩ | ૨,૮૩૭ | ૫૩·૭૪ |

| | જીલ્લો | કુલ વસ્તી | પુરૂષ | સ્ત્રી | ભણેલા | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | પુરૂષ | | સ્ત્રી | |
| | | | | | વસ્તી | ટકા | વસ્તી | ટકા |
| ૧ | અમદાવાદ | ૮,૯૦,૯૧૧ | ૪,૭૬,૨૬૬ | ૪,૧૪,૬૪૫ | ૧,૦૮,૧૬૧ | ૨૨.૭૧ | ૨૧,૩૩૪ | ૫.૧૫ |
| ૨ | ખેડા | ૭,૧૦,૯૮૨ | ૩,૭૯,૭૩૫ | ૩,૩૧,૨૪૭ | ૭૪,૪૯૬ | ૧૯.૬૨ | ૧૦,૩૮૪ | ૩.૧૩ |
| ૩ | પંચમહાલ | ૩,૭૪,૮૬૦ | ૧,૯૩,૪૦૦ | ૧,૮૧,૪૬૦ | ૨૧,૯૮૬ | ૧૧.૩૭ | ૨,૯૦૫ | ૧.૬ |
| ૪ | ભરૂચ | ૩,૦૭,૭૪૫ | ૧,૫૮,૫૮૮ | ૧,૪૯,૧૫૭ | ૪૪,૩૭૧ | ૨૭.૯૭ | ૫,૨૦૨ | ૩.૪૧ |
| ૫ | સુરત | ૬,૭૪,૩૫૧ | ૩,૩૭,૩૮૭ | ૩,૩૬,૯૬૪ | ૯૫,૫૦૪ | ૨૮.૩૧ | ૧૯,૦૪૧ | ૫.૬૫ |
| | કુલ | ૨૯,૫૮,૮૪૯ | ૧૫,૪૫,૩૭૬ | ૧૪,૧૩,૪૭૩ | ૩,૪૪,૫૧૯ | ૨૧.૯૯ | ૫૮,૮૬૬ | ૩.૭૯ |
| | | | | | ૧૨.૮૯ | | | |

| અભણ | | | | અવિવાહિત | | વિધુર | વિધવા | વીસ વરસની નીચેની વિધવા |
|---|---|---|---|---|---|---|---|---|
| પુરૂષ | | સ્ત્રી | | પુરૂષ | સ્ત્રી | | | |
| વસ્તી | ટકા | વસ્તી | ટકા | | | | | |
| ૩,૬૮,૧૦૬ | ૭૭.૨૯ | ૩,૯૧,૩૧૧ | ૯૪.૮૫ | ૨,૧૩,૪૬૮ | ૧,૩૨,૪૨૩ | ૩૭,૦૪૬ | ૭૪,૫૩૨ | ૨,૧૯૪ |
| ૩,૦૫,૨૩૯ | ૮૦.૩૮ | ૩,૨૦,૮૬૩ | ૯૬.૮૭ | ૧,૬૧,૯૧૭ | ૮૯,૦૮૧ | ૩૪,૭૭૮ | ૬૦,૮૭૬ | ૨,૨૪૮ |
| ૧,૭૧,૪૧૪ | ૮૮.૬૩ | ૧,૭૮,૫૫૫ | ૯૮.૪ | ૧,૦૩,૧૦૭ | ૮૩,૬૭૪ | ૯,૭૫૮ | ૧૯,૧૧૪ | ૩૩૭ |
| ૧,૧૪,૨૧૭ | ૭૨.૦૩ | ૧,૪૩,૯૫૫ | ૯૬.૫૯ | ૭૧,૬૦૬ | ૪૯,૨૦૮ | ૧૨,૧૨૬ | ૨૪,૩૨૩ | ૫૬૬ |
| ૨,૪૧,૮૮૩ | ૭૧.૬૯ | ૩,૧૭,૯૨૩ | ૯૪.૩૫ | ૧,૫૪,૨૨૫ | ૧,૧૬,૦૯૫ | ૨૫,૭૮૦ | ૪૭,૫૭૩ | ૧,૨૫૧ |
| ૧૨,૦૦,૮૫૯ | ૭૮.૦૧ | ૧૩,૫૪,૬૦૭ | ૯૬.૨૧ | ૭,૦૩,૮૨૩ | ૪,૭૦,૪૮૧ | ૧,૧૯,૪૮૮ | ૨,૨૬,૪૧૮ | ૬,૫૯૬ |

નોધ:—પૃ. ૪૬૫. પ્રાથમિક શાળાઓમાં ભણવા યોગ્ય છોકરાઓમાંથી અર્ધી સંખ્યા અને  ડીકુભાઈ દેસાઈ

# લોકચર્યા

[ આ માસિકના વાચકોને અને ગૂજરાતના જીવનમાં રસ લેનાર સ્ત્રીપુરુષોને અમે વિનંતિ કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમાં તેમનો સહકાર આપે. એમાંથી જાણવાયોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમાં આપવા પ્રયત્ન કરીશું. • તંત્રી ]

## બૃહદ્ ગૂજરાત

કેટલાંએક વર્ષો થયાં "મહા ગૂજરાત"ની ભાવના આપણા શિષ્ટ વર્ગોમાં બંધાવા માંડી છે. પરંતુ મહા ગૂજરાત અને તળ ગૂજરાત વચ્ચેનો સંબંધ ખીલવવા સંબંધી, કાંઈ પણ પદ્ધતિસર તજવીજ થઇ હોય તે જાણમાં નથી. ભાવના આપણે અમુક બાંધીએ છીએ, અને સામાજિક રૂઢીઓ તથા પરિસ્થિતિ આપણને કાંઇ જુદી જ દિશામાં ધકેલે છે.

ઘણાયે સાહસિક ગૂજરાતીઓ પોતાનું વતન તજીને હિંદના દૂરદૂરના ભાગોમાં ગયા છે. અને અનુકૂળતાએ ત્યાં જાથુના વસ્યા પણ છે. આવા બે મોટા થાણાનો મને અનુભવ થયો છે. એક દક્ષિણ હૈદ્રાબાદમાં અને બીજો મદ્રાસમાં. દક્ષિણ હૈદ્રાબાદમાં ગૂજરાતી મોઢ વણિકની વસ્તિ સારી છે. તેઓ ત્યાં મુખ્યત્વે ઝવેરાતનો વેપાર કરે છે અને એકંદરે તેઓ સુખી છે. કેટલાંએક કુટુંબો તો ધીમે ધીમે જાગીરદાર પણ થયાં છે. આ લોકો ત્રણ ત્રણ પેઢીથી ત્યાં વસે છે છતાંયે ઘરમાં હજી ગૂજરાતી ભાષા બોલે છેં. ગૂજરાતી રીતરિવાજ પણ તેઓ હજી જાળવી રહ્યા છે. પોતાનો કુળધર્મ ચુસ્તપણે પાળે છે. આપણે ત્યાં, તળ ગૂજરાતમાં ધર્મ કે રિવાજમાં ફેરફાર થયાં હશે, પણ તેઓ તો બિચારા ગૂજરાતની બ્હીકે, અથવા તો પરભૂમિમાં પોતાનું જાળવી રાખવાની વૃત્તિ તીવ્ર થાય છે તે કારણે, બહુ ચુસ્ત રીતે જુના રિવાજો જાળવે છે. છતાંયે તળ ગૂજરાતના તેમના વતનની જ્ઞાતિએ તેમની સાથેની કન્યાની લેવડદેવડ બંધ કરેલી છે. કહે છે કે જુના સમયમાં તેમને વતનમાંથી કન્યા મળતી હતી ખરી, પણ તે માટે પુષ્કળ ખર્ચ થતું હતું. પરંતુ પછીથી તો વતનની નાતે પોતાના ગામો બહાર કન્યા ન દેવી એવો ઠરાવ જ કર્યો. આ રીતે આ સાહસિક વેપારીઓનો વ્યવહારૂ બહિષ્કાર થયો. એમને કન્યા મેળવતાં ઘણો ત્રાસ પડવા માંડ્યો, અને પરિણામે વતનની દરકાર પણ તેમને રહી નહિ. આ રીતે ગૂજરાતે તેના સુપુતો ગુમાવવા માંડ્યા.

મોઢ વાણિયામાં છ વિભાગ છે, અને ખાનદેશ, ઔરંગાબાદ, મદ્રાસ, અને કાશી વગેરે સ્થળોમાં ગૂજરાતી મોઢ કુટુંબો સારી સંખ્યામાં અત્યારે પણ છે. કેટલાએક વ્યવહારદક્ષ પુરુષોએ વિચાર કર્યો કે વતનની આપણી નાત આપણને દાદ દેતી નથી ત્યારે જો આપણે છએ મોઢ એકત્ર નહિ થઇએ તો બધાંયે ભુસાઈ જઇશું. થોડાં વર્ષો ઉપર આ માટે હીલચાલ શરૂ થઈ. આ સર્વ મોઢ કુટુંબો મોટે ભાગે ચુસ્ત વૈષ્ણવો છે. અને આ હીલચાલને કોઇ દીર્ઘદર્શી ગુસાંઇજીએ આશીર્વાદ આપ્યો એટલે તે પગભર થઈ. પરિણામે જુદા જુદા સ્થળના કેટલાએક મોઢ ભાઇઓએ અરસપરસ કન્યા વ્યવહાર શરૂ કરી દીધો. તેથી તરતને માટે તો તેમનો એક પ્રશ્ન ઉકલ્યો. પણ આખરે ગૂજરાત આ બંધુઓને સદંતર ગુમાવશે એમ લાગે છે.

અત્યારે આવા જાતુકના પરદેશ વસેલા એકાદ કુટુંબની અંદરની સ્થિતિ તપાસતાં બહુ જ રસ પડે તેમ છે. લાંબો કાળ અમુક સ્થાનમાં વસેલા હોવાથી તેમની ઘણી રીતોમાં કાંઇક કાંઇક સ્થાનિક તત્ત્વ દાખલ થઈ ગયું છે. તેમના પહેરવેશમાં પણ કાંઈક કાંઈક ફેરફાર પડયો છે. તેમની ભાષામાં પણ સ્થાનિક ભાષા ભળી છે. હૈદ્રાબાદમાં ઉર્દુ મિશ્ર ગૂજરાતી બોલાય છે, ખાનદેશમાં અને પૂનામાં પણ મરાઠી મિશ્ર ગૂજરાતી બોલાય છે, જ્યારે મદ્રાસમાં તામિલ મિશ્ર ગૂજરાતી બોલાય છે. ભાષામાં સ્થાનિક શબ્દો દાખલ થયા ઉપરાંત સ્થાનિક ઉચ્ચારો પણ ગૂજરાતી ભાષામાં દાખલ થયા છે. મેં એક જ કુટુંબમાં આ ત્રણે ભાષા બોલાતી સાંભળી અને ત્રણ પ્રકારના પહેરવેશો પણ તે કુટુંબની સ્ત્રીઓમાં જોયા. એકે જમણી તરફનો છેડો ઓઢયો હતો અને બીજીએ ડાબી તરફનો, અને વળી એકના નાથમાં મોટી નથ હતી અને નાક વચમાંથી વીંધેલું હતું. આ સર્વથી ત્યાંના લોકો તો પરિચિત હોય છે પણ આપણને બહુ જ નવાઇ લાગે છે, અને કાંઇક ગ્લાની પણ થાય છે. આ સૌ ગૂજરાતીઓ છે. ગૂજરાતને તેઓ પોતાની ભૂમિ માને છે, અને છતાં ગૂજરાત તેમને હાંકી કાઢે છે, અળગા કરે છે, સુસંતાનો ગુમાવે છે, તેમના ધન અને દાનનો લાભ પણ ગુમાવે છે. આથી વખત જતાં તેઓ જરૂર ગૂજરાતને ભૂલશે. અત્યારે જેમ અમુક જ્ઞાતિઓ કહે છે કે અમે અસલ પંજાબના છીએ, પણ પંજાબ સાથે તેમને કંઇ જ લેવાદેવા નથી, તેમ તેઓ પણ સમય જતાં કહેશે કે અમે અસલ ગૂજરાતના છીએ.

આ સંબંધમાં મદ્રાસ ઇલાકામાં વસેલા ખેડાવાળ બ્રાહ્મણોનો દાખલો તપાસવા લાયક છે. તેઓ ગૂજરાતથી કાલીકટ, કોચીન, અને ત્રિચીનોપોલી તરફ સો વર્ષ કરતાંએ પહેલાં ગયેલા છે. તે જુના કાળના ત્યાં ગયેલા માણસોનો સંબંધ ગૂજરાત સાથે જરા યે રહ્યો નથી. તેઓ પોતાની મૂળ ભાષાને પણ ગૂજરાતી ભાષા કહેતા નથી, પણ ખેડાવાળ ભાષા કહે છે. આ ખેડાવાળ ભાષા તે દોઢસો વર્ષ ઉપર ગૂજરાતમાં બોલાતી ચરોતરી ગૂજરાતી, જેની જોડે ભારોભાર સ્થાનિક શબ્દો મિશ્ર થઇ ગયા છે, અને જે તેલુગુ ઉચ્ચારમાં બોલાય છે તે ભાષા. આવી ભાષા બોલાતી હતી તે હું સમજી શક્યો નહોતો.

'છોકરા'ને બદલે 'છૈયો' અને તે પણ પ્રથમ અક્ષર ઉપર ખૂબ ભાર મૂકીને 'સૈયો' બોલાય છે. અને તેવી જ રીતે 'હા'ને બદલે 'હોવે' બોલાય છે. મરણ પ્રસંગે સ્ત્રીઓ રાજીઆ ગાય છે તે મૂળ જૂના ગૂજરાતી છે પણ અત્યારે આપણાથી સમજાતા નથી. ખેડાવાળ લોકો માતાને પૂજે છે. મદ્રાસમાં એક માતાજીનું મંદિર તેમણે બંધાવ્યું છે અને તે જ સ્થળે ખેડાવાળ ધર્મશાળા પણ રાખી છે. તેમની સ્ત્રીઓ માતાના ગીતો ગાય છે તે પણ જુનાં ગૂજરાતી છે. પણ અત્યારે તે સમજવાં મુશ્કેલ છે. નવરાત્રિમાં પુરુષો ગરબા ગાય છે તે પણ જુનાં ગૂજરાતી જ છે. અત્યારે તો આ લોકો ઐતિહાસિક દૃષ્ટિએ જ ગૂજરાતી ગણાય.

પરંતુ ઉપર મોઢ વણિકોની વાત જણાવી છે તેમની અને તેમના જેવાની બાબત જુદી છે. હજી યે જો થોડા દસકા આ લોકોનો સામાજિક બહિષ્કાર ગૂજરાત તરફથી થશે તો તેમને પણ ગૂજરાત ગુમાવી બેસશે. તેઓને ગૂજરાતની બાબતોમાં વધુ રસ લેતા કરવાના પ્રયત્ન થવા જોઇએ. ગૂજરાતની સંસ્કૃતિ ખીલવવાના પ્રયત્ન થાય છે, ગૂજરાતની અસ્મિતાની વાતો થાય છે, ગૂજરાતીઓના સંગઠનના વિચારો થાય છે, પણ આ વ્યવહાર વાતનો કોઈ વિચાર કરતું નથી. આ સાહસિક, ધનિક અને અનુભવપૂર્ણ ગૂજરાતીઓ, ગૂજરાતના આભૂષણરૂપ છે. તેમને સરી જતા અટકાવવા તે આપણો ધર્મ છે.

કેશવપ્રસાદ દેસાઈ

# નોંધ

### ગૂજરાતની નબળી પ્રજા

ગૂજરાતની પ્રજા ટુંકી, સાંકડી છાતીવાળી, જનમાં હલકી અને નબળી છે. તેમાં વળી શિક્ષિત વર્ગનું તો પૂછવું જ શું ? આ બાબ-ામાં ખાસ પુરાવાની જરૂર હોય એમ અમે ાનતા નથી, પણ હમણાં મુંબાઇની ઓરી-એન્ટલ વીમા કંપનીએ પોતાની ઑફિસમાં ીમો ઉતરાવ્યો હોય એવા માણસોને લગતી ગતવાર હકીકત એકઠી કરીને કોષ્ટક રૂપે ગટ કરી છે. એકંદર ૫૧,૧૮૬ માણસોને પાસ્યા હતા તેમાં મુંબાઈના હિંદુ, મદ્રાસી, ગાળી, મુસલમાન, પંજાબી વિગેરે લોકોના વજન, છાતીના માપ વિગેરે આપ્યાં છે. કોષ્ટક-માં આપેલી હકીકત ઘણી જ વિચાર કરવા જેવી છે પણ તે કોષ્ટકો બહુ લાંબાં હોવાને લીધે અહીં ઉતારી શકાય એમ નથી. વળી ગૂજ-રાતી લોકોનો સમાવેશ મુંબાઇના હિંદુઓમાં કર્યો છે, અને સૌ કોઇ જાણે છે કે મહારા-ષ્ટ્રના હિંદુઓ ગૂજરાત તથા કોંકણના હિંદુઓ કરતાં વધારે જબરા અને વજનદાર હોય છે. તે છતાં મુંબાઈના હિંદુઓની સ્થિતિ બીજા બધા પ્રાંતો કરતાં ઉતરતા પ્રકારની છે, એટલે ગૂજરાતીઓની તો ઘણી જ ખરાબ ગણાય. એ કોષ્ટકોનો થોડો ભાગ નીચે આપીએ છીએઃ-

| વર્ષ | ઉંચાઇ ફુ. ઇં. | મુંબાઇના હિંદુ | ખ્રિસ્તી | મદ્રાસી | યુ. પી. | પારસી | બંગાળી | મુસ્લીમ | પંજાબી |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૦ | ૫—૪ | ૧૧૧ | ૧૧૨ | ૧૧૪ | ૧૧૫½ | ૧૧૪ | ૧૧૭ | ૧૧૭ | ૧૧૮ |
| | ૫—૬ | ૧૧૭½ | ૧૧૮ | ૧૨૦ | ૧૨૧ | ૧૨૦½ | ૧૨૪ | ૧૨૩ | ૧૨૪ |
| | ૫—૮ | ૧૨૫ | ૧૨૪ | ૧૨૭ | ૧૨૮ | ૧૨૮ | ૧૩૨ | ૧૩૧ | ૧૩૧ |
| ૨૫ | ૫—૪ | ૧૧૪ | ૧૧૪ | ૧૧૭ | ૧૧૮½ | ૧૨૦ | ૧૧૯ | ૧૨૨ | ૧૨૧ |
| | ૫—૬ | ૧૨૦ | ૧૨૦ | ૧૨૩ | ૧૨૪ | ૧૨૬½ | ૧૨૫ | ૧૨૮ | ૧૨૮ |
| | ૫—૮ | ૧૨૭ | ૧૨૮ | ૧૩૧ | ૧૩૧ | ૧૩૪ | ૧૩૩ | ૧૩૫ | ૧૩૬ |
| ૪૦ | ૫—૪ | ૧૨૩½ | ૧૨૯ | ૧૨૮ | ૧૩૨ | ૧૩૪ | ૧૩૩ | ૧૩૩ | ૧૩૬ |
| | ૫—૬ | ૧૩૧ | ૧૩૬ | ૧૩૫ | ૧૩૮ | ૧૪૦ | ૧૪૧ | ૧૪૦ | ૧૪૪ |
| | ૫—૮ | ૧૩૯ | ૧૪૪ | ૧૪૩ | ૧૪૬ | ૧૪૯ | ૧૪૯ | ૧૪૮ | ૧૫૨ |
| ૫૦ | ૫—૪ | ૧૨૮ | ૧૩૫ | ૧૩૨ | ૧૩૮ | ૧૩૯ | ૧૩૮ | ૧૩૮ | ૧૩૯ |
| | ૫—૬ | ૧૩૫ | ૧૪૧ | ૧૪૦ | ૧૪૫ | ૧૪૭ | ૧૪૫ | ૧૪૫ | ૧૪૭ |
| | ૫—૮ | ૧૪૪ | ૧૪૮ | ૧૪૮ | ૧૫૪ | ૧૫૬ | ૧૫૪ | ૧૫૩ | ૧૫૬ |
| ૨૫ | | ૨૬.૭ | ૨૭.૮ | ૨૭.૨ | ૨૬.૯ | ૨૮.૧ | ૨૭.૭ | ૨૮.૪ | ૨૯.૨ |
| ૪૫ | | ૩૦.૧ | ૩૨.૨ | ૩૦.૬ | ૩૧.૫ | ૩૨.૬ | ૩૨.૨ | ૩૨.૪ | ૩૪.૪ |
| ૨૫ | | ૩૧.૧ | ૩૧.૫ | ૩૧.૨ | ૩૧.૨ | ૩૨. | ૩૨.૧ | ૩૨.૧ | ૩૧.૯ |
| ૪૫ | | ૩૨.૯ | ૩૩.૯ | ૩૩.૫ | ૩૩.૯ | ૩૩.૭ | ૩૪.૨ | ૩૪.૩ | ૩૪.૮ |

અને બધાં રાજ્યોની એટલે આખા કાઠિયાવાડની સમસ્ત પ્રજાને એકઠી કરીને તેનું સંઘબળ કેળવવાનું છે. એ સમિતિઓને હસ્તક જે કામ થાય તેમાં ખાદીપ્રચાર તથા અસ્પૃશ્યતા નિવારણને સ્થાન હોય. પ્રજાને સેવામાર્ગે દોરવવી એ પરિષદનું કર્ત્તવ્ય છે. કાઠિયાવાડમાં સેવાની ભાવનાવાળા ઘણા યુવકો છે પણ તેમનો વ્યવસ્થિત ઉપયોગ કરવો, તેમને દરેકને પોતાની લાયકાત પ્રમાણે યોગ્ય કામ સોંપવું, તેમના ઉપર દેખરેખ રાખવી, ખરે રસ્તે દોરીને તાલીમ આપવી, એ બધું કામ પરિષદના કાર્યવાહકોનું છે. ભાવનગર પરિષદમાં મ. ગાંધીજીએ કહ્યું હતુંઃ "હું તો વ્યક્તિઓની તૈયારીની આવશ્યક્તા જોઉં છું. વ્યક્તિઓમાં સેવાભાવ, ત્યાગવૃત્તિ, સત્ય, અહિંસા, સંયમ, ધૈર્ય, અસ્તેય ઈત્યાદિ ગુણો જોઇએ." આ ગુણો ખીલવ્યા ખીલે છે પણ તે ખીલવવા માટે કેટલો અને કેવો પ્રયાસ થયો તેનો જવાબ પરિષદને આપવો પડશે.

પોરબંદરમાં જે પરિષદ ભરાવાની છે તેમાં ભવિષ્યના રચનાત્મક કાર્યને માટે કેવો કાર્યક્રમ નક્કી કરવો તેની ચર્ચા આજથી થવી જોઇએ, અને તે બાબતમાં પ્રજામત તૈયાર કરવો જોઇએ. એવી ચર્ચા પરિષદની કાર્યવાહક સમિતિ શા માટે ન ઉપાડે? અને પરિષદને અંગે જે ઉત્સાહ આવતા ત્રણ મહિનામાં જણાય તેનો ઉપયોગ કરીને ઠેકઠેકાણે સ્થાનિક સમિતિઓ નીમવાનું કામ તેણે શરૂ કરી દેવું જોઈએ.

* * *

### પછાત કોમ

બારડોલી સ્વરાજ્ય આશ્રમમાં 'કાળીપરજ' કહેવાતી કોમના યુવકોને પોતાની કોમમાં રચનાત્મક કાર્ય કરવા માટે તૈયાર કરવાનો વર્ગ કાઢવામાં આવ્યો છે, અને હાલમાં તેમાં ૭ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવ્યા છે. આજથી પાંચ વર્ષ ઉપર આ કોમના ઘણા ખરાં માણસો, પુરુષ તેમ જ સ્ત્રીવર્ગ, પુષ્કળ દારૂ પીતાં હતાં. ઘરમાં ખાવાનું ન હોય તો પણ દારૂ પીવાનું વ્યસન છોડી શકાતું નહોતું પણ ઇશ્વરકૃપાથી તેમનામાં જાગૃતિ આવી છે, અને પોતાની કોમને સુધારવા માટે પ્રયત્ન કરે એવા ઘણા માણસો બહાર નીકળી પડે એમ છે. જેવી રીતે આખા દેશમાં નિરુત્સાહ હાલમાં ફેલાઈ રહ્યો છે તેવો કાળીપરજની પ્રવૃત્તિમાં પણ જણાય છે, તે છતાં છેલ્લાં પાંચ વર્ષમાં તેમની આર્થિક સ્થિતિ કેટલેક અંશે સુધરી છે. તેમનામાં હિંમતથી બોલવાની નિડરતા આવી છે, અને જે લોકો દારૂ નહિ પીવા વિ[illegible] મક્કમ રહ્યા છે તે ભજનમંડળીઓ કાઢી[illegible] નિષેધનો પ્રચાર કરે છે.

કાળીપરજ સંકટ નિવારક મંડળનું [illegible] વડોદરા રાજ્યમાં હતું અને તે આર્થિક મદદ[illegible] અભાવે કાંઇક મંદ પડી ગયું હતું. એ મં[illegible] કાળીપરજ સેવામંડળના સ્વરૂપમાં ફેરવી નાં[illegible] છે અને બીજા સેવામંડળની માફક તેમાં સ્વ[illegible] સેવકો રોકવાની યોજના થઇ છે. હાલ[illegible] વ્યારામાં એક ઘણા ઉત્સાહી સ્વયંસેવક [illegible] કરી રહ્યા છે અને વાંકળમાં વિદ્યાર્થી આ[illegible] ચાલે છે, પણ મહુવા તથા સોનગઢ તાલુક[illegible] માટે કાંઈ જ વ્યવસ્થા નથી, તે પુરી પાડ[illegible] કાર્ય સેવામંડળે ઉપાડી લેવાનું છે.

સુરત જીલ્લા તથા નવસારી પ્રાંતમાં પ[illegible] પ્રજા માટે ખરી દિલસોજી જાગૃત થઈ છે [illegible] નવસારીમાં 'દલિત કોમ' નામનું સામા[illegible] પ્રગટ થયું છે. એ પ્રકારની જાગૃતિ ભ[illegible] ખેડા, અમદાવાદ કે પંચમહાલ જીલ્લાઓ[illegible] જણાતી નથી. અમદાવાદની ચારે બાજુ[illegible] હજારો અને લાખો માણસો અભણ, નિરુ[illegible] અને વ્યસની જીવન ગાળે છે, તે છતાં [illegible] અસહકારીઓના મુખ્ય મથકમાંથી દરા[illegible] મિશનરીઓ કેમ બહાર પડતા નથી? અમદા[illegible] શહેરની પ્રવૃત્તિ બાદ કરીએ તો [illegible]

જીલ્લામાં પ્રજાબળ કેળવવાનો શો પ્રયત્ન થાય છે? ગૂજરાત વિદ્યાપીઠના કોઇ અધ્યાપકને તથા સ્નાતકને આ કામ ઉપાડી લેવાનો જુસ્સો કેમ આવતો નથી? જે અધ્યાપકોએ રાજીનામાં આપ્યાં હતાં તે પણ પાછા 'પંતોજી' થઇને બેઠા હોય એમ જણાય છે, પણ પ્રજાબળ કેળવવા માટે બેસી ગયા હોય એમ સંભળાયું નથી. આ હકીકત માત્ર ટીકા કરવા માટે અથવા કોઇને ઉતારી પાડવા માટે નથી લખી, પણ આપણી નબળી મનોવૃત્તિ તથા ચારિત્ર્યબળ તરફ લક્ષ દોરવા માટે નોંધી છે.

* * *

### કચ્છી પ્રજાકીય પરિષદ

અંતે કચ્છ જેવા પછાત રાજ્યની પ્રજામાં પણ જાગૃતિ આવી છે અને તેના પરિણામે કચ્છી પ્રજાકીય પરિષદ તા. ૨૨ મી ઑક્ટોબરે ભરાશે. કચ્છનું રાજ્ય નાનું નથી. કચ્છની પ્રજા વેપાર ઉદ્યોગમાં સાહસિક હોઇ પુષ્કળ પૈસાદાર છે. કચ્છના નરેશ હોશીઆર અને કાર્યકુશળ ગણાય છે, પણ એમના મનમાં કાંઇ એવું ભૂત વળગ્યું છે કે પોતાના રાજ્યમાં કોઇ પણ પ્રકારની પ્રગતિને પગપેસારો કરવા દેતા નથી. પ્રાથમિક કેળવણીનો પ્રચાર કે લાયબ્રેરીઓ ઉઘાડવા માટે સરકાર તરફથી ઉત્તેજન મળતું નથી. ગામડાંઓમાં વૈદ્યકિય મદદની સગવડ નથી, સ્વચ્છતાને માટે કોઈ જાતની વ્યવસ્થા નથી. દરિયા કિનારા ઉપર સારાં બંદર થઇ શકે એમ છે પણ તેને ખીલવવાનો જરા પણ પ્રયત્ન થતો નથી. ગામડાંમાં જવા માટે સારા પાકા રસ્તા નથી. રાજ્યનીતિ આગગાડી બાંધવાની પણ વિરૂદ્ધ છે. નોકરશાહી યોગ્ય લાયકાત વિનાની, અત્યંત જુના વિચારની અને રૂઢીચુસ્ત છે. એકંદરે એમ કહી શકાય કે કચ્છનું રાજ્ય સોળમા સૈકામાં જીવે છે. હજી 'કોરી'નું ચલણ ચાલે છે અને રાજ્યમાં ખેતી કે વેપાર ઉદ્યોગમાં કોઇ પ્રકારના સુધારા દાખલ થયા નથી. કચ્છમાં રહેતી પ્રજા અજ્ઞાન, ગરીબ, અને નિરૂદ્યમી થઇ ગઇ છે અને રાજ્યકારભાર બીલકુલ આપખુદ અને પ્રજાને બિનજવાબદાર છે.

આવી સ્થિતિ પ્રજાને તદ્દન અસહ્ય લાગે એ સ્વાભાવિક છે, પણ જે રાજમાં બોલવા ચાલવાની છૂટ ન હોય, જ્યાં ધોરણસર રાજવ્યવસ્થા જ ન હોય, ત્યાં પરિષદ શી રીતે ભરાય? તેથી મુંબાઇમાં રહેતા કચ્છીઓએ એ પરિષદ મુંબાઇમાં જ ભરવાનું ઠરાવ્યું છે. પ્રજાકીય પરિષદો રાજા સાથે સહકાર વધારવા ઇચ્છે છે. આજ સુધી રાજાઓ પોતાને ફાવે તેમ રાજ્યકારભારનો ગોળો ગબડાવતા હતા. પ્રજાની સેવા કરવી એ એમનો ધર્મ છે તે સમજ્યા નહોતા. પ્રજાનો સહકાર અને પ્રેમ મેળવીને રાજ્ય કરવાનું હોય તે તેમના લક્ષમાં આવ્યું નહોતું. પણ હવે તો પ્રજા સ્વાશ્રયી થવા માંગે છે, સ્થાનિક કારભાર ઉપાડી લેવાની જવાબદારી લેવાને તૈયાર થઇ છે, અને રાજ્યનીતિના નિર્ણયમાં એમનો મત પૂછાય એવો એમનો આગ્રહ છે.

પ્રજાકીય પરિષદે બે પ્રકારનાં કામ કરવાનાં છે. પોતાની સરકાર પાસેથી જાનમાલનું રક્ષણ, ચોકખો નિષ્કલંક ન્યાય મળવાની, ભાષણ કરવાની અને છાપાંની નિયમસર છૂટ, એટલાં તો દરેક પ્રજાને મળવાં જ જોઇએ. આટલી સગવડ તો જન્મસિદ્ધ હક્ક તરીકે માગવાની હોય, અને જો તે ન મળે તો પ્રાણ આપીને પણ સરકાર પાસેથી મેળવી લેવી જોઇએ. પ્રતિનિધિના તત્ત્વવાળી સંસ્થાઓ સ્થાપીને રાજ્યનો બધો કારભાર પ્રજાને જવાબદાર થાય એ પ્રજાની બીજી માગણી હોય, અને તેમાં ધીમે ધીમે પ્રગતિ થાય, પણ પહેલી માગણીનો સ્વીકાર તો તરત થવો જોઇએ.

સાથે સાથે પ્રજાનું બીજું કામ પણ ઉપાડવું પડશે અને તે સંઘબળ કેળવવાનું છે.

કચ્છ પ્રદેશમાં પંદર વીશ જરૂર પુરતાં મંથકો સ્થાપીને ત્યાં 'સ્વયંસેવકો' કે પગારદાર માણસોને ગોઠવીને પ્રજાની જાગૃતિ અને સંઘટન કરવાનું છે, અને કોઇ પણ પ્રકારનો અન્યાય કે જુલમ થાય તો તેની બારીકાઇથી તપાસ થયા બાદ ન્યાય મેળવવા માટે લડત કરવી પડશે! આ પ્રમાણે સતત કામ થાય તો જ પ્રજામાં હિંમત અને નિડરતા આવે. આજે તો પ્રજાજનો મ્હોં ઉઘાડતાં મુંઝાય છે. કચ્છના આગેવાનોએ પરિષદ ભરવાનું સાહસ ઉપાડ્યું છે તેમને અમે અભિનંદન આપીએ છીએ, અને તેમનું કાર્ય યોગ્ય ડહાપણ અને સંયમથી થાય એમ ઇચ્છીએ છીએ.

* * *

## દેશીરાજ્યોની પ્રજા

આપણા દેશમાં લગભગ ૭૦૦ દેશી રાજ્યો અથવા સંસ્થાનો છે અને હિંદુસ્તાન દેશનો ⅓ ભાગ તેમને હસ્તક છે; વસ્તીનો પાંચમો ભાગ એટલે લગભગ સાત કરોડ હિંદીઓ દેશીરાજ્યોમાં રહે છે. આ સાત કરોડ માણસોની રાજકીય સ્થિતિ અંત્યજોનાં કરતાં પણ ખરાબ છે; કારણ કે હમણાં હમણાં અંત્યજોને માટે દયાભાવ અને ભ્રાતૃભાવ ઉત્પન્ન થયો છે, પણ દેશીરાજાઓની મુંગી દુઃખી પ્રજા કેવી રીતે રીબાઈ મરે છે તે જાણવાની ઇચ્છા હિંદી મહાજનોને કે હિંદી મહાસભાને નથી. જ્યારે જ્યારે હિંદી રાજ્યોની પ્રજાનાં દુઃખ કે તેમના ઉપર ગુજરતા જુલમની વાતો પ્રગટ થાય છે ત્યારે હિંદી આગેવાનો મ્હોં ઉપર આંગળી મુકીને 'ચૂપ ચૂપ' કહે છે. દેશીરાજ્યોની પ્રજા આગેવાનોની સલાહને માન આપીને ચૂપ રહી છે પણ હવે જુસ્સો અને ચીસો પાડ્યા વિના છુટકો નથી.

એ સાતસો સંસ્થાનોનાં પ્રતિનિધિઓને એકઠા શી રીતે કરવા એ મોટી મુશ્કેલી છે. જો કોઇ માણસ પ્રતિનિધિ થાય તો રાજદરબાર કોઇ પણ જાતે તેના જાનમાલને નુકશાન પહોંચાડે. જે સ્થિતિ અને ભય આપણામાં ૧૮૮૫ સુધી હતાં તેવી સ્થિતિ દેશી સંસ્થાનોની પ્રજાની આજે છે. વડોદરા રાજ્યની પ્રજાએ દશ વર્ષ પહેલાં પ્રજામંડળ સ્થાપ્યું, અને પાછીથી દક્ષિણમાં જે રાજ્યો છે તેમની પ્રજાએ "દક્ષિણ સંસ્થાન પ્રજા પરિષદ" સ્થાપી છે. પણ દક્ષિણના રાજ્યો બહુ નાનાં છે અને તેમની સત્તા પણ મર્યાદિત છે. ગૂજરાતનાં રાજ્યો મોટાં છે અને સત્તાવાન છે. સંખ્યામાં પણ દક્ષિણના માત્ર દસેક છે જ્યારે ગૂજરાતના આસરે ત્રણસો છે. તેથી કરીને ગૂજરાતના દેશીરાજ્યોની પ્રજાને સંઘટન કરવું ઘણું મુશ્કેલ છે. દેશીરાજ્યની પ્રજાનો સંઘટન કર્યા વિના છુટકો નથી; અને સ્વરક્ષણ, સ્વસુધારણા અને સ્વાશ્રયને માટે દરેક રાજ્યની પ્રજાએ એ પ્રકારનું સંઘટન કરવું એવી અમારી સૂચના છેઃ—

(૧) દરેક રાજ્યમાં પ્રજાએ સુધારા માટે એક સમિતિ નીમવી, અને પોતાની શક્તિ પ્રમાણે તથા રાજકારભારની સહાય મેળવીને પ્રજાની સ્થિતિ સુધારવા માટે કામ ઉપાડી લેવું.

(૨) અને પોતપોતાની એજંસીમાં મોટું મંડળ સ્થાપવું કે જેને લઇને કોઈ અમુક વ્યક્તિને છુંદી નાખવાનો પ્રયત્ન સફળ થઈ શકે નહિ. આવી એજંસીની સમિતિ ન થઇ શકે તો ભવિષ્યમાં ગૂજરાત પ્રાંતનાં દેશીરાજ્યોની પ્રજાનું મંડળ થશે તેમાં પ્રતિનિધિ મોકલી શકશે.

એટલું નક્કી છે કે દેશીરાજ્યોની પ્રજા મુંગે મોઢે દુઃખ અને અન્યાય સહન નહિ કરે, અને રાજાઓ પોતાની મરજી પ્રમાણે રાજ્યના પૈસાને ખર્ચી નાખતા હતા તેના ઉપર અંકુશ મૂકશે, કેળવણી, સ્વચ્છતા અને વૈદ્યકિય મદદને માટે જરૂર પુરતી સુવ્યવસ્થા કરવી પડશે, અને દરેક રાજ્યમાં રાજખર્ચ અને રાજકુટુંબનો ખર્ચ મુકરર કરવો પડશે.

મુ. મ.

* * *

## હિંદમાં સોનાનું ચલણ

આજનું રૂપિયાનું ચલણ હિંદમાં શરૂ થયું ત્યારથી જ લગભગ રૂપિયાની સાથે સોનાનો સિક્કો ચલાવવા માટે અગર સોનાનું ચલણ શરૂ કરવા માટે, આપણા દેશમાં ચળવળ થતી આવી છે. ગયે વર્ષે નાણાચલણના પ્રશ્નોનો વિચાર કરવા એક કમીશન નીમાયું હતું તેનો હેવાલ એકાદ માસ થયાં બહાર પડયો છે. તેમાં સોનાના ચલણની માગણી સ્વીકારવામાં આવી નથી અને અત્યારનું રૂપિયાનું ચલણ થોડા ફેરફારો સાથે ચાલુ રાખવા ભલામણ કરવામાં આવી છે. હિંદના સાક્ષીઓ તરફથી કમીશન આગળ લગભગ બધાએ, સોનાના ચલણ માટે માગણી કરી હતી. સરકારના નાણાખાતા તરફથી પણ સોનાનું ચલણ દાખલ કરવાની એક યોજના રજુ કરવામાં આવી હતી પરંતુ કમીશને તે નાપસંદ કરી છે. તે સંબંધમાં રજુ કરવામાં આવેલી દલીલો તપાસી જવા જેવી છે.

દલીલોનો વિચાર કરતાં એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે કે સામાન્ય રીતે, સોનાના ચલણના હિમાયતીઓ એકદમ રૂપાનું ચલણ બંધ કરવાનો યા તો સોનાનું ચલણ આ જ ઘડીએ શરૂ કરવાનો આગ્રહ રાખતા નથી. નાણાખાતા તરફથી રજુ કરવામાં આવેલી યોજનામાં પણ હફતે હફતે દસ વરસે સોનાનું ચલણ દાખલ કરવા સુચવેલું છે. પરંતુ જેમને પરદેશનું હિત સાચવવાનું હોય, તેમને હાલની પદ્ધતિ એકદમ ઉથલાવી નાખવાની છે એ જાતની માન્યતા, દલીલ કરવા માટે મોટી ઓથ થઈ પડે છે.

હવે કમીશનની દલીલો જોઇએ.

(૧) સો કરોડ પૌંડનું સોનું હિંદમાં આવવાથી દુનિયાની શાખ ઉપર, વ્યાજના દર ઉપર, અને વસ્તુઓની કિંમત ઉપર માઠી અસર થશે.

આમાં સો કરોડ પૌંડનું સોનું હિંદમાં દાખલ થશે એમ જણાવ્યું છે તે હફતે હફતે દસ વરસે દાખલ કરવાની યોજના છે એટલે તેમાં બતાવેલા ભયમાં વજુદ ઓછું રહે છે. પહેલા વરસે ફક્ત ૧ાા કરોડ પૌંડનું સોનું જોઇએ, તે પછી બીજા વરસે ૩ાા કરોડ પૌંડનું અને તે પછીના આઠ વરસે ૫ કરોડ પૌંડનું સોનું જોઇએ. એકંદરે દસ વરસના હિસાબે ૧૦ કરોડ પૌંડના સોનાની જરૂર પડે. આ જરૂરિયાતની સામે આપણી પાસે, રૂપું અને રૂપાના સંગ્રહ ઉપરાંત આઠ કરોડ પૌંડનું સોનું અને પૌંડની સિક્યૉરિટીઝ છે અને તે ઉપરાંત દર વરસે આપણા પરદેશ સાથેના વેપારને અંગે જે સોનું લેવાનું હોય તે જુદું. આટલા સોના ઉપર હિંદનો હક હોવા છતાં બીજા દેશોમાં કલ્પિત ઉથલપાથલ થશે એ કારણે હિંદને સોનાનું ચલણ દાખલ કરવાની ના પાડવામાં આવે એ નિષ્ઠુર વલણ સહ્યું જાય તેમ નથી. અલબત પરદેશના વેપારની, થોડે ઘણે અંશે હિંદ ઉપર અસર થાય, પરંતુ જો હિંદ તે સહી લેવા તૈયાર હોય તો હિંદના હિતની દૃષ્ટિએ વિચાર કરવા નીમાએલા કમીશને, અપ્રસ્તુત કારણોથી દોરાઇને સોનાના ચલણની યોજના શા માટે નાપસંદ કરવી જોઇએ ? વસ્તુસ્થિતિ એમ છે કે જ્યાં જ્યાં કમીશને આવા પ્રશ્નોનો વિચાર કર્યો છે ત્યાં ત્યાં પરદેશના હિતનો લંબાણથી વિચાર કર્યો છે અને છેવટે, એકાદ બે વાક્યોમાં હિંદના હિતને તે અનુકૂળ નથી એમ જણાવીને ઉમેરી દીધું છે.

(૨) કેટલું સોનું જોઇશે તેની ચોકસ ગણત્રી કરવી મુશ્કેલ હોવાથી તેમાં ભૂલચૂક થાય તો પરિણામ બહુ માઠું આવે.

કેટલું સોનું જોઇશે એની ગણત્રી કરવી કમીશનને મુશ્કેલ લાગે છે. નોટોના બદલામાં કેટલું સોનું જોઇશે, વેપારને અંગે કેટલું જોઇશે અને બૅન્કના વ્યવહારને અંગે કેટલું